Vol.3

..............................

## નિવેદન

ગુજરાત વિદ્યાસભાએ સંશોધન ક્ષેત્રમાં વ્યવસ્થિત પ્રયત્ન વર્ષોથી આદર્યો છે, જેના ફલસ્વરૂપે સ્વતંત્ર રીતે તેમજ શેઠ ભો જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન દ્વારા અનેક મહત્ત્વના ગ્રંથ પ્રસિદ્ધ કર્યા છે. એણે પ્રસિદ્ધ કરેલા ગુજરાતના ઇતિહાસ-સંશોધનના વિષયમાં સ્વ. દુર્ગાશંકર કે. શાસ્ત્રીનો "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ—૨ ભાગમાં" અને સ્વ. શ્રી રત્નમણિરાવ ભી. જોટેના "ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ-ઈસ્લામ યુગ—ખંડ—૧-૨" આ મહત્ત્વના ગ્રંથ પ્રસિદ્ધ થઈ ચૂક્યા છે. આ પાછલા ગ્રંથનો ખંડ ૩જો મુઝફ્ફરશાહ બીજાથી શરૂ થઈ મહમૂદ ત્રીજા સુધીનાં સાંસ્કૃતિક વિવિધ બળોને આવરી લેતો પ્રસિદ્ધ થાય છે.

દુઃખનો વિષય છે કે શ્રી. રત્નમણિરાવ આ ત્રીજો ખંડ જોવા આપણી વચ્ચે નથી. એમના અવસાનથી ગુજરાતના એક સમર્થ ઇતિહાસવિદની અસામાન્ય પ્રકારની ખોટ ગુજરાતને થઈ છે.

ગુજરાત વિદ્યાસભા<br>
અમદાવાદ<br>
તા. ૧—૯—૧૯૫૭

રસિકલાલ છો. પરીખ<br>
અધ્યક્ષ<br>
શેઠ ભો જે. વિદ્યાભવન

Rajeshkumar Gambhava

# અનુક્રમણિકા

## પ્રકરણ ત્રીસમું : સુલતાન મુઝફ્ફરશાહ બીજો : સાંસ્કૃતિક દૃષ્ટિએ ગૂજરાત સલ્તનતનો સુવર્ણયુગ



## પ્રકરણ એકત્રીસમું : ગૂજરાત સલ્તનત અને ફિરંગીઓ

ગીઝોની બહાદુરી—એમની સ્ત્રીઓની બહાદુરી—સુલેમાન પાશા પાછો ગયો—ગુજરાત સાથે થયેલી સંધિ—ગુજરાતના ફારસી ઇતિહાસોમા આ બનાવ માટે માન—સુલેમાની તોપો—પાછો ફરતા સુલેમાન પાશાની બહાદુરશાહના ખજાનાની માગણી—પોર્ટુગીઝોએ ગુજરાત સામે યુદ્ધ જાહેર કર્યું, સામસામી ખટપટ—ફિરંગી વાઇસરૉય જાઓ દ કેસ્ટ્રો—ઘેરાની શરૂઆત—સુલતાન મહમૂદ દીવમા ગોવાથી ગવર્નરનો પુત્ર મદદ લઈને આવ્યો—પોર્ટુગીઝ સ્ત્રીઓની બહાદુરી—ખુદાવંદખાન સફરનુ મરણ—બીલલ જુઝારખાનની બહાદુરી અને અવસાન મોટી સુરગનુ ફાટવુ અને ગવર્નરના પુત્ર ફર્નાન્ડિઝ અને બીજાઓનુ માર્યા જવુ—આલ્વારો દ કેસ્ટ્રોનુ મદદ લઈ આવવુ ને બાજી બદલાવી—નવા આવેલાઓ શિસ્તભંગ કરી લડવા ગયા ને હાર્યા એ વિજયને રૂમીખાને આપેલુ મોટુ સ્વરૂપ— દ કેસ્ટ્રોએ કરેલી તૈયારી અને દીવ તરફ પ્રયાણ—ગવર્નરના હુકમથી મેન્યુઅલ ડી લીમાએ ગુજરાતના બંદરોમા વર્તાવેલો ભયંકર કેર—મંગરોળ અને ઘોઘા બંદરોનો નાશ—છેલ્લી મોટી લડાઈ, ૧૧ નવેમ્બર, ૧૫૪૬,—ગુજરાતની હાર અને ફિરંગીઓનો મોટો વિજય—કિલ્લો ફરી બાંધવા માટે ગવર્નરે લીધેલી ઉધાર રકમ (લોન) ગોવાની લૂટ અને કતલ—ગોઘાર અને બીજા કાંઠાના ગામો વેરાન કર્યા—સુલતાન મહમૂદે દીવ ફરી જીતી લેવા કરવા માંડેલી તૈયારીઓ ગવર્નરના ઢંઢેરાથી દીવમા વેપારીઓ ફરી વસ્યા—ભરૂચ ઉપર હુમલો અને લૂટ—પોર્ટુગીઝ અને અરબી ઇતિહાસના અહેવાલમા સામ્ય અને ભેદની ચર્ચા—ગુજરાત ઉપર મેળવેલ વિજયનો ગોવામા ઉત્સવ અને સરઘસ—ગુજરાત ઉપરના વિજયનો લેખ—સુલતાન દીવ લેવા ફરી આવે છે એવા સમાચારથી કેસ્ટ્રો કાફલો લઈ દીવ જવા ઊપડે છે—વાઇસરૉયની ક્ષાસ—દ કેસ્ટ્રો ફરી દીવ ગયો અને પ્રભાસપાટણ બાળ્યુ—ઝેવિયર સેંટના સાન્નિધ્યમા દ કેસ્ટ્રોનુ મરણ—દ કેસ્ટ્રોના સિક્કાના ભાગમા ગયેલી સોમનાથની ત્રિપુરાંતકપ્રશસ્તિ—ગુજરાતી કાપડનો વેપાર ઘટવાથી ગોવાની આવક ઘટી—પોર્ટુગીઝ ગુજરાતના રાજાઓની કહેલી પ્રથમ અરબી ઇતિહાસ લેખકની ચર્ચા—દીવ

# પ્રકરણ ત્રીસમું

## સુલતાન મુઝફ્ફરશાહ બીજો

## સાંસ્કૃતિક દૃષ્ટિએ ગુજરાત સલ્તનતનો સુવર્ણ યુગ

### મહમૂદ બેગડાના પુત્રો

મહમૂદ બેગડાને ચાર પુત્રો હતા, તેમાંનો મોટો મુહમ્મદ કાલા અને એની મા રાણી રૂપમંજરી સુલતાનની હયાતીમાં જ ગુજરી ગયેલા.[1] બીજા પુત્ર આબાખાનને ખોટી ચાલ માટે એના બાપના હુકમથી મારી નખાવ્યો હતો.[2] ત્રીજા પુત્ર અહમદખાને ખુદાવદખાનની શિખવણીથી ગાદીપતિ થવા પ્રયત્ન કરેલો એનું વર્ણન પાછળ કરી ગયા. એટલે મહમૂદના મરણ પછી એનો ચોથો પુત્ર ખલીલખાન મુઝફ્ફરશાહ નામ ધારણ કરી ગાદીએ આવ્યો. એની માનું નામ હીરાબાઈ હતું અને એ મહી નદીના કિનારા ઉપરના એક રજપૂત ઠાકોરની પુત્રી હતી.[3] ખલીલખાનના મરણ પછી પાંચ જ દિવસમાં એનું મૃત્યુ થયું હતું. સુલતાન મહમૂદ બેગડાની સાવકી મા હસનબાઈએ પોતાના આ નાના પૌત્રનું એની સગી મા કરતાં પણ વધારે સારી રીતે લાલનપાલન કર્યું. આમ સુલતાન મુઝફ્ફરની મા અને એને ઉછેરનાર હિંદુ રાણીઓ હતી.[4]

### ખલીલખાન-સુલતાન મુઝફ્ફર

સુલતાન મુઝફ્ફર ગુજરાતના સુલતાનોમાં સર્વથી વધારે સંસ્કારી અને વધારે વિદ્યા સંપાદન કરેલો હતો. ઊંચા સંસ્કારના એક લક્ષણ તરીકે એનામાં વધારે પડતી દયા હતી. કાલિદાસ કહે છે તેમ રાજા હમેશાં સમુદ્રની પેઠે અદૃશ્ય અને અભિગમ્ય હોવો જોઈએ. મુઝફ્ફર માત્ર અભિગમ્ય જ હતો, એથી રાજ્યને એક નુકસાન એ થયું કે અમીરો સત્તાશીલ થઈ ગયા અને

---

૧ મિરાતે સિકન્દરી ગુ. ભા. પૃ. ૧૪૯

૨ અમદાવાદમાં આસ્તોડિયે આવેલી રાણી સિપ્રી-સબરાઈની પ્રસિદ્ધ મસ્જિદ બાંધનાર રાણીનો પુત્ર. એ જ, પૃ. એ જ. આમાં સિકંદરીએ રાણી સરાની લખ્યું છે તે ભૂલ છે. લેખમાં સબરાઈ છે.

૩. એ જ, પૃ. ૧૫૦. ઠાકોરનું નામ સિકન્દરીએ રાણા નાગા (નાગજી) આપ્યું છે.

૪ સુલતાન મહમૂદ બાળક શાહજાદાને પોતાના અંગરખામાં વીંટીને હસનબાઈ પાસે લઈ ગયો અને એણે એની મા કરતાં પણ વધારે સ્નેહથી બાળકની સંભાળ રાખી. મિરાતે સિકન્દરી પૃ. ૧૫૦. ખલીલખાન નાનો હતો ત્યારે એના મોટાભાઈઓ હયાત હતા, છતાં આ બાળકને જોઈ મહમૂદ કહેતો કે 'મારા બાપદાદાની ગાદી આ સંભાળશે.'

ચાંપાનેર ગયા અને ત્યાં એમની સારી મહેમાનગીરી કરવામાં આવી. એક દિવસે માળવાના સુલતાનના શાહજાદાને એક પાણીદાર હીરાની ખરીદીની બાબતમાં એલચી યાદગાર બેગ સાથે વાંધો પડ્યો.[૯] શાહજાદો એલચીના ઉતારાની સરાઈમાં કાંઈ કામ માટે આવેલો તેનો લાભ લઈ બન્ને વચ્ચે લડાઈ જગાવવા એક તકસાધુએ વિચાર્યું અને એલચીને શાહજાદો લૂટવા આવ્યો છે એમ અફવા ચલાવી. એલચીએ શાહજાદાને પોતાના ઓરડામાં ગત્રે રાખ્યો, પણ એ નાસી ગયો અને એના માણસોએ શહેરમાં વાત ચલાવી કે એલચીની માલમિલકત લૂટી બધા કઝલબાશોને મારી નાખવાનો સુલતાને હુકમ કર્યો છે. આ ઉપરથી લોકોએ સરાઈના દ્વાર તોડી લૂટ ચલાવી. કઝલબાશો અને તોફાન કરનારાઓ વચ્ચે મારામારીમાં બન્નેની ખુવારી થઈ. આ સમાચાર સુલતાન મુઝફ્ફરે જાણ્યા ત્યારે તુરત જ ઈમાદુલ્મુલ્ક ખુશકદમને સિપાઈઓ સાથે બંદોબસ્ત કરવા મોકલ્યો. એલચીને પોતાને ત્યાં બોલાવી રક્ષણ આપ્યું અને એને ગયેલું નુકસાન ભરપાઈ કરી આપ્યું.[૧૦] માળવાનો શાહજાદો શરમનો માર્યો સુલતાનની રજા પણ લીધા વિના પોતાને દેશ ચાલ્યો ગયો.

## પોર્ટુગીઝોએ આ બનાવની લીધેલી નોંધ

ફિરંગીઓએ આ બનાવની નોંધ જરા વિગતથી લીધી છે. ઈરાનના શાહ ઇસ્માઇલે બીજાપુર અને ખંભાતના રાજાઓ માટે સો સારા ઘોડા વગેરે ભેટો લઈને એલચીઓ મોકલ્યા હતા. એલચી સાથે વિનતિ કરી હતી કે બાદશાહે કઝલબાશની રાતી ટોપી અને મસ્જિદોમાં એમના મત પ્રમાણેની પ્રાર્થના કરવી. એલચીને માળવાના શાહજાદા સાથે ઝઘડો થયો, તે સાથ આવી શરતો ગુજરાતનો બાદશાહ સ્વીકારી ન શકે એ કારણે પણ ઇસ્માઈલના પ્રતિનિધિ તરફ અણગમો ઉત્પન્ન થયો હતો, એટલે મુઝફ્ફરે એલચી યાદગાર બેગને ઈરાનના શાહ માટે શણગારેલા બે હાથીઓ, કેટલાંક વિચિત્ર પશુપક્ષીઓ, એક ગેંડો, સુંદર કસબી કપડાં વગેરે કીમતી ભેટો[૧૧] આપી, રક્ષકો સાથે

---

૯ હીરાની ખરીદી માટેની તકરારની વાત માત્ર સિકંદરીમાં જ છે. માળવાના શાહજાદા અને એલચીની તકરારનું ખરું કારણ સમજાય તેવું નથી. પણ શાહજાદો અવિચારી હતો અને તકરાર પછી ખબર આપ્યા વિના નાસી ગયો એ ઉપરથી એનો વાંક એલચી કરતાં વધારે હશે એમ કહી શકાય.

૧૦ સિકંદરી પૃ. ૧૫૬માં લખે છે કે છ લાખ એ સમયના ગુજરાતી ટકા નુકસાનીમાં આપ્યા. વિદાય વખતે એલચીને બીજા એક લાખ ટકા, ઝભ્ભા અને બીજી ભેટો આપી તે જુદી.

૧૧ સિકંદરી પૃ. ૧૫૬માં સાત હાથી ઝલવાળા અને વરુ તથા બીજાં જનાવરો ને પક્ષીઓ આપ્યા એમ લખે છે, પણ પોર્ટુગીઝ અહેવાલ બે હાથી લખે છે તે ખરું લાગે છે. એમાં વરુને બદલે ગેંડો કહે છે તે પણ ખરું છે.

સુરત બંદરેથી હોરમઝ બંદર જવાની સગવડ કરી સુરતમાં એલચીએ પોતા માટે એક ખાસ વહાણની માગણી કરી પોતે હોરમઝ બંદરે તુરતમાં જ ઊપડતા એક વહાણમાં આગળ ગયો અને ભેટની વસ્તુઓ તથા જનાવરો પાછળ બીજા વહાણમાં ચડ્યાં ફિરંગી અહેવાલ કહે છે કે સુરતના અમલદારોએ જાણીબૂઝીને એવું વહાણ આપ્યું કે એનો કૂપદંડ દરિયામાં થોડે છેટે જતાં પવનથી તૂટી ગયો અને વહાણની વસ્તુઓ પાછી લાવવામાં આવી એનચી પોતાને દેશ પહોંચ્યો અને સુરતના અમલદારોની યુક્તિઓ જાણી ગુજરાતના બાદશાહના વલણ માટે દિલગીર થયો [૧૨]

સુલતાન મહમૂદ બેગડાએ ગુજરાત અને સૌરાષ્ટ્રની આંતરિક વ્યવસ્થા એવી રીતે કરી કે એટલા વિભાગમાં અંદર તોફાનો થવાનો ભય રહ્યો નહિ મુઝફ્ફરશાહ અને એના પુત્ર બહાદુરશાહની લશ્કરી પ્રવૃત્તિ આ કારણથી મોટે ભાગે ગુજરાતની બહાર ચાલતી હતી આમ છતાં ગુજરાતના ઈશાન ભાગની સરહદમાં એવાં કેટલાક બનાવો બની રહ્યા હતા કે થોડો વખત અશાંતિનો અનુભવ થયો સૌરાષ્ટ્રમાં જૂનાગઢ અને ગુજરાતમાં ચાંપાનેર જીતીને ખાલસા કર્યાં પછી સામાન્ય રીતે દેશમાં સુલતાન સામે માથું ઊંચકનાર કોઈ રહ્યું નહોતું નાનાં હિંદુ રાજ્યો હતાં પણ તે મુસલમાન સત્તાના સંપૂર્ણ કાબૂ નીચે આવી ગયાં હતાં ઈડરના રાજાને મૂળથી જ અમદાવાદના સુલતાન સાથે બનાવ નહોતો, પરંતુ મહમૂદના સમયમાં એણે પણ બાદશાહનું સાર્વભૌમત્વ સ્વીકાર્યું હતું

### ચિતોડના રાણા સાંગાના હાથ નીચે રજપૂત-હિંદુઓનું વધતું બળ

હવે એક બાજુ પૂર્વ તરફ માળવામાં મુસલમાન રાજ્ય હતું, પરંતુ હિંદુ કે મુસલમાન સમયમાં ગુજરાત માળવાના સંબંધો સારા ટક્યા નથી એ મધ્યકાલીન યુગના રાજાઓના માનસ પ્રમાણે પોતાની પ્રજામાં શાંતિ હોય તો અકારણ કે સકારણ પાડોશી રાજ્યો ઉપર ચડાઈ કરવી એ રાજધર્મ ગણાતો એટલે ગુજરાતના સુલતાનોને પણ માળવા ખાનદેશ અને દક્ષિણમાં કોઈ કારણ મળતાં લડાઈ કરવાનું સહેલું થઈ જતું આ સમયમાં જ મેવાડ એ એક જ બળવાન હિંદુ રાજ્ય હતું કે જેનું સર્વોપરીપણું રાજપૂત

---

૧૨ પોર્ટુગીઝની નોંધનું વિગતવાર વર્ણન પ્રો કોમીસેરિયેટે આપ્યું છે બંદર ઉપર બનેલા બનાવોની હકીકત પોર્ટુગીઝો ઘણે ભાગે વિગતવાર અને ખરી લખે છે, પણ એમની બીજી હકીકતો સાંભળીને નોંધેલી હોવાથી તદ્દન ખરી હોતી નથી 'કોમેંટરીઝ ઑફ એફેન્ઝો ડી આલ્બુકર્ક' ઉપરથી એ હકીકતો લીધેલી છે

રજપૂત રાજ્યો સ્વીકારતા[૧૩] આમ છતા પણ મુસલમાનોમા ધર્મની વાત આવતા જે રીતે એકબીજાના સામાન્ય કલેશો ભૂલી જઇ સંપ થતો એવો સંપ હિંદુ રાજ્યોમા ખાસ જણાતો નહોતો આ વાત આપણા આખાયે દેશના ઇતિહાસમા શરમ સાથે આપણે સ્વીકારવી પડે તેમ છે.[૧૪]

સોળમી સદીમા આ પ્રમાણે ઉત્તરમા દિલ્હી[૧૫] અને દક્ષિણમા માળવા તથા ગુજરાતના મુસલમાન રાજ્યોની વચમા મેવાડમા રાણા સંગ્રામસિંહ (સાંગા)ની સત્તા સર્વોપરી થતી જતી હતી અને રજપૂતાના, માળવા અને મધ્ય હિંદના હિંદુ રાજ્યો એકત્ર થઇ કાંઇક કરી બતાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા ગુજરાતમા ઇડરનુ રાજ્ય સુલતાનને તાબે છતા મેવાડની સરહદને અડીને આવેલુ હતું એટલે આ ભાવનાની અસર ઇડરને થાય એ સ્વાભાવિક હતું[૧૬]

**ઇડર રાજ્યના વારસાના હક માટે મેવાડ અને ગુજરાતની સત્તાઓની ખેંચતાણ**

રજપૂત સત્તાના બળની આ રીતે સામાન્ય પ્રગતિ થઇ રહી હતી, ત્યારે માળવામા જે બનાવો બની રહ્યા હતા એમા ગુજરાતે જે ભાગ લીધો તેનુ વર્ણન આગળ કરીશુ પરતુ ઉપર કહી તે પરિસ્થિતિની ઘર આગણે શી અસર થઇ તે જોઇએ આ સમયે ઇડરમા રાણા ભાણના પુત્ર રાણા ભીમનુ રાજ્ય હતુ અને એણે ગુજરાતના બાદશાહોનુ સાર્વભૌમત્વ સ્વીકારેલુ હતુ માળવાના બનાવોમા સુલતાન મુજફ્ફરનુ ચિત્ત રોકાયેલુ હતુ અને માળવામા પરિસ્થિતિ સુધારવાના પગલા એ લઇ રહ્યો હતો તે કારણે ગોધરામા મુકામ રાખ્યો હતો.[૧૭] પાટણનો સૂબો એ સમયે ઐનઉ'મુલ્ક ફુલાદી હતો. એ

૧૩ શ્રી ગૌરીશકર ઓઝા કૃત 'ઉદયપુર રાજ્ય કા ઇતિહાસ,' પૃ ૩૪૭

૧૪ મુસલમાનો અદર અદર લડયા છે, પણ હિંદુ સામેની લડાઈમા એકત્ર થયા છે એવા ઘણા દાખલા મળે છે બહાદુરશાહના સમયમા એવા દાખલા જોઈશુ હિંદુઓમા એટલી હદ સુધી ધર્મને નામે સપ થયો નથી

૧૫ દિલ્હીનુ રાજ્ય આ સમયે નબળુ પડી ગયુ હતુ બહાદુરશાહના સમયમા એ ચર્ચા કરીશું

૧૬ ઈડર સમય વર્તીને રાજરમત રમ્યા કર્યુ છે અને આજ સુધી ટક્યુ હતુ મેવાડની સત્તાના મધ્યાહ્ન સમયે એને ભૌગોલિક કારણે મેવાડની સત્તાની હૂંફ હતી એમ લાગે છે

૧૭ તબકાતે અકબરી, પૃ ૨૮૬ તબકાત લખે છે કે સુલતાન અઠવાડિયુ અમદાવાદમા ગાળી ત્યા દેશની આતરિક વ્યવસ્થાની ગોઠવણ કરી માળવા જવા ગોધરા આવી રહ્યો સિકંદરી અમદાવાદનો ઉલ્લેખ કરતી નથી આ વખતે રાજધાની અમદાવાદ નહિ પણ ચાંપાનેર હતી એટલે એને અમદાવાદ વ્યવસ્થા માટે આવવુ પડેલુ

લશ્કર લઈ ખાનગાદની હજૂરમા ગોધરા આવવા નીકળ્યો હતો એ વખતે રાણા બીજે સાબરમતીના પૂર્વ કિનારાનો સલ્તનતનો ભાગ લૂંટવા માંડ્યો[18] આ સમાચાર જાણીને ઐનુલ્મુલ્ક ઈડર તરફ ગયો અને મોડાસા આગળ રાણા સાથે એને લડાઈ થઈ એમા એ હારીને પાટણ પાછો ગયો એનો ભાઈ અબ્દુલમુલ્ક ૨૦૦ માણસો સાથે રાણા સાથે લડતા મરાયો[19] આ સમાચાર સુલતાનને મળતા જ એણે માળવા તરફ જવાનું બંધ રાખી ઈડર તરફ કૂચ કરી અને મોડાસા આવી ઈડર તરફ ચડાઈ કરી સુલતાન મોટું લશ્કર લઈને આવે છે એ સમાચાર મળતા રાણો વિજયનગરના ડુંગર તરફ નાસી ગયો[20] અને સુલતાને ઈડર આવીને ત્યાના મકાનો, નહેરો અને મંદિરોનો નાશ કરવાનો હુકમ આપ્યો.[21] રાણા બીજે હવે સુલતાનના બ્રાહ્મણ પ્રધાન ગોપીનાથ મલિકની મારફતે સુલેહ કરવા પ્રયત્ન કર્યો.[22] એણે ગોપી મલિક મારફત સુલતાનને અરજ કરી કે ઐનુલ્મુલ્કે જૂની અદાવતને લીધે ઈડરના મુલક ઉપર હુમલો કરી લડાઈ કરી હતી અને પોતાના બચાવ માટે પોતે લડાઈ કરવી પડી તે માટે દિલગીરી દર્શાવી રાણાએ સુલતાનને આઠ લાખ ટકા ખંડણી તરીકે એકસો ઘોડા સાથે પોતાના વકીલ મારફત મોકલી આપ્યા, અને ઉપરે તાત્કાલિક સુલેહ ઈ. સ. ૧૫૧૩મા થઈ[23]

---

૧૮ સિકન્દરી ગુ. ભા. પૃ. ૧૫૮ સિકન્દરી બીજે બળવો ઉઠાવ્યો એટલુ જ લખે છે તબકાતે અકબરી તકનો લાભ લઈ લૂંટફાટ કરી એમ લખે છે.

૧૯ સિકન્દરી પૃ. ૧૫૮ તબકાતે અકબરી. પૃ. ૨૯૬

૨૦ સિકન્દરી ગુ. ભા. પૃ. ૧૫૮ તબકાતે અકબરી પૃ. ૨૯૬ સિકન્દરી, રાસમાળા, અને બ્રિગ્ઝની હિસ્ટ્રી માત્ર પહાડોમા ભરાઈ ગયો એમ કહે છે, જ્યારે તબકાત અને ફિરિસ્તા વિજયનગર કહે છે તબકાતના ભાષાંતરકાર ડે આમા ગોટાળો જ કરે છે અને ફિરિસ્તાના ભાષાંતરકાર જનરલ બ્રિગ્સ પણ વિસલનગર લખે છે તે ભૂલ છે

૨૧ સિકન્દરી અને તબકાત પૃ. ઉપર મુજબ બંને ગ્રંથો લખે છે કે રજપૂતોની ભારે ખુવારી થઈ અને સુલતાને એવો નાશ કર્યો કે ઈડરમા બાગ મકાન કે મંદિરનુ નામ નિશાન ન રહ્યું

૨૨ સિકન્દરી પૃ. ૧૫૮ અને તબકાત પૃ. ૨૯૭ આ પ્રસિદ્ધ બ્રાહ્મણ પ્રધાનનુ વર્ણન આગળ કરીશું આ નામમા આ બે ગ્રંથોએ બરોબર લખ્યુ છે તબકાત મલિક કોબી જુનારદાર એટલે બ્રાહ્મણ એમ સ્પષ્ટ લખે છે અને સિકન્દરી એ અસલ બ્રાહ્મણ હતો એમ લખે છે ફિરિસ્તા મોબા અને ગોપાવ એમ જુદીજુદી પ્રતોમા લખે છે અને એના ભાષાંતરકાર બ્રિગ્સ મદનગોપાળ પણ લખે છે

૨૩ સિકન્દરીમા ખંડણીની સંખ્યા લખેલી નથી આમા જુદીજુદી નકલો પણ એકમત નથી તબકાતની એક નકલ આઠ લાખ અને બીજી વીસ લાખ લખે છે એક નકલ ટકાને બદલે રૂપિયા લખે છે તારીખે અલ્ફી વીસ લાખ ટકા લખે છે બ્રિગ્ઝની હિસ્ટ્રીમા આઠ લાખ રૂપિયા લખે છે

આ રાણો ભીમસિંહ પણ ઈડરનો હક્કદાર વારસ નહોતો એનો ભાઈ સૂર્યમલ રાણા ભાણની પછી અઢાર માસ ગાદીએ રહીને ગુજરી ગયો એની પછી એનો પુત્ર રાયમલ રાજા થયો, પરતુ એ નાની વયનો હતો એટલે એનો કાકો ભીમ એને ઉઠાડી પોતે રાજ્ય પચાવી પડયો હતો રાયમલ મેવાડના રાણા સાગાને શરણે ગયો અને એણે પોતાની પુત્રી રાયમલને પરણાવી આ સમય દરમ્યાન ભીમ પણ દેવલોક પામ્યો એનો પુત્ર ભારમલ ઈડરની ગાદી માટે, ઉપર વર્ણવેલી સુનેહથી ગુજરાતના સુલતાનનો આશ્રય હોવાથી, પ્રયત્ન કરવા લાગ્યો, પણ રાણા સાગાની સહાયથી રાયમલ ઈડરનો રાજા થયો[૨૪] સુલતાન મુઝફ્ફરને આ કારણથી ઈડર અને મેવાડની સત્તાઓ સાથે વેર કરવાનુ કારણ મળ્યુ સુલતાને અહમદનગરના જાગીરદાર નિઝામઉલ્મુલ્કને ઈડર ઉપર ચડાઇ કરી રાયમલને ઉઠાડીને ભારમલને ગાદીએ બેસાડવા હુકમ કર્યો આ નિઝામઉલ્મુલ્ક ચાપાનેરના જયસિંહ પતાઈ રાવળનો પુત્ર હતો અને બળ તથા બહાદુરીને માટે પ્રસિદ્ધ હતો[૨૫] જયસિંહના મરણ પછી એને મુસલમાન રીતે ઉછેરી હુસેન બહમની નામ આપેલુ અને નિઝામઉલ્મુલ્કનો ખિતાબ આપેલો સુલતાન પોતે પણ અમદાવાદથી અહમદનગર આવ્યો, અને નિઝામઉલ્મુલ્કને ભારમલને સાથે લઇને ઈડર ઉપર ચડાઈ કરવા હુકમ કર્યો[૨૬] અહમદનગર(હિમતનગર)થી નિઝામઉલ્મુલ્ક આવે છે એ ખબર મળતા રાણો રાયમલ વિજયનગરના ડુંગરો તરફ નાસી ગયો અને નિઝામઉલ્મુલ્કે સુલતાનની આજ્ઞા પ્રમાણે ભારમલને ગાદીએ બેસાડયો અને પોતે રાયમલની પાછળ પડયો અહીં ડુંગરોમા રાયમલના માણસો સાથે નિઝામઉલ્મુલ્કને લડાઇ થઇ એમા બનેની ભારે ખુવારી થઇ સુલતાને નિઝામઉલ્મુલ્કને પોતાની સૂચનાઓથી વધારે પડતુ કર્યું તે માટે ઠપકો આપ્યો અને અમદાવાદ બોલાવી લીધો[૨૭] નિઝામઉલ્મુલ્કની તબિયત ઠીક ન હોવાથી એની સારવાર કરવા હકીમોને ફરમાવી સુલતાન ચાપાનેર ગયો અને ત્યાથી મલિક નસરતઉલ્મુલ્કને ઈડર મોકલ્યો

૨૪ સિકન્દરી ગુ ભા પૃ ૧૬૦ ૬૧ તબકાતે અકબરી પૃ ૨૯૯ ૩૦૦

૨૫ સિકન્દરી અને ગુજરાતના અરબી ઇતિહાસમા આ બાબત છે તબકાત માત્ર નામ આપે છે એની વિગત આગળ જોઈશું

૨૬ તબકાતે અકબરી પૃ ૩૦૦ ૩૦૧ આ વિગત તબકાતમા બરોબર આપેલી છે સિકન્દરી લખે છે કે રાયમલ વિજયનગરના ડુગરમાથી લડાઈ કરતો એમા સુલતાનના લશ્કરની પણ ખુવારી ઘણી થયેલી અને હાર ખાધેલી અહમદનગરથી સુલતાન અમદાવાદ આવ્યો

૨૭ આ હકીકત માત્ર તબકાત (પૃ ૩૦૦)મા જ આપેલી છે

નસરતઉલ્મુલ્ક ઈડર પહોંચે તે પહેલાં નિઝામઉલ્મુલ્કે ઈડરમાં એકસો થોડે સ્વાર સાથે ઝહીરઉલ્મુલ્કને મૂકી પોતે ચાંપાનેર સુલતાન પાસે જવા ઊપડ્યો. આ તકનો લાભ લઈ વિજયનગરના ડુંગરોમાંથી રાયમલે આવી ઈડરની ગાદી પાછી લીધી અને ઝહીરઉલ્મુલ્ક બહાદુરીથી લડ્યો એમાં માર્યો ગયો વિજયનગરના ડુંગરોમાં ભરાઇ રહી ઈડરના રાજાઓ વારંવાર બચી જતા તેથી ત્યાં સુધીનો મુલક વેરાન કરી નાખવા સુલતાને નસરતઉલ્મુલ્કને હુકમ કર્યો.[૨૮] ઈડર બાજૂ શાંતિ થવાને હજી વાર હતી તે આગળ જોઈશું.

હવે ઈડરની વાત જરા બાજૂએ રાખી, મધ્ય ભારતમાં રાણા સંગ્રામ સિંહની સરદારી નીચે રજપૂતોના બળની જે પ્રગતિ થઈ રહી હતી તેની અસર ગુજરાતના પાડોશી પ્રાંત માળવામાં કેવી થઈ તે જોઈએ મુસલમાન તવારીખ કારોએ ગુજરાતના સુલતાનોની માળવાની લડાઇના ખૂબ લાંબાં વર્ણનો આપ્યાં છે એમાંનું બધું ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ માટે ઉપયોગનું નથી, એટલે જરૂર જેટલું વર્ણન ટૂંકામાં કરીએ

## માળવામાં મેદિનીરાયના રજપૂતોની સત્તા

માળવામાં સુલતાન મહમૂદ ખિલજી બીજો એના મોટા ભાઈ સાહિબ ખાનને કાઢી મૂકી પોતે ગાદીએ બેઠો હતો, અને આ સાહિબખાન ગુજરાતના સુલતાનની મદદે આવેલો અને એકાએક પાછો ચાલ્યો ગયેલો એ પાછળ જોઇ ગયા સુલતાન મહમૂદ કાચા કાનનો અને અસ્થિર મનનો હતો મુસલમાન અમીરોએ એને રમકડા જેવો ગણી બધી સત્તા પોતાના હાથમાં લેવાની રમત રમવા માંડી[૨૯] મહમૂદે આમાંથી બચવા માંડુમાંથી બહાર નીકળી પોતાના એક બળવાન રજપૂત સરદાર રાયચંદ—જે ઇતિહાસમાં મેદિનીરાય તરીકે પ્રસિદ્ધ છે[૩૦]—ની મદદ લીધી અને મહમૂદને માળ-

---

૨૮ આ વિગત તબકાતે અકબરી પૃ ૩૦૧માં જ આપેલી છે, સિકંદરીમાં નથી ફિરિશ્તા લખે છે ને મરાયેલાની સંખ્યા આપે છે તબકાત કહે છે કે આ હારની ખબર ઝડપથી ચાંપાનેર આપવામાં આવી તબકાત ભારમલને બદલે બિહારમલ લખે છે

૨૯ શ્રી ઓઝાકૃત ઉદયપુર રાજ્યનો ઇતિહાસ પૃ ૩૫૩ મુસલમાન તવારીખોએ આ બધી હકીકતોમાં અતિશયોક્તિ કરીને તેને ધાર્મિક સ્વરૂપ આપવાનો પ્રયત્ન કર્યો છે માળવાને રજપૂતોના હાથમાંથી બચાવી સાહિબખાન અને મહમૂદ વચ્ચે વહેંચી આપવા મુઝફ્ફરે વચ્ચે પડીને નિશ્ચય કર્યો હતો એમ લખે છે મેદિનીરાય અને એના રજપૂતો માટે 'પુરબિયા કાફિર" એવા શબ્દ વાપર્યા છે

૩૦ બધી તવારીખો અને શ્રી ઓઝા મેદિનીરાય નામ લખે છે, પરંતુ ગુજરાતના અરબી ઇતિહાસ-ઝફરઉલવાલીહ પૃ ૧૦૩-માં એનું નામ રાયચંદ હતું અને મેદિનીરાય માત્ર ખિતાબ હતો એમ લખ્યું છે

વાની ગાદી પાછી અપાવી અમીરોએ તાત્કાલિક ગાદીએ બેસાડેલા સાહીબખાનને નસાડી મૂક્યો. આ ઉપકારથી વશ થઈ મહમૂદે મેદિનીરાયને પોતાનો મુખ્ય અમીર અને પ્રધાન બનાવ્યો આમ માળવામા રજપૂતની સત્તા ઉપર આવતી જોઈ મુસલમાન અમીરોએ દિલ્હીના સિકંદર લોદી અને ગુજરાતના સુલતાનની મદદ માગી[31] એમણે એવી વાતો ચલાવી કે માળવામા હિંદુઓ ખૂબ જોરમા છે અને મુસલમાન ધર્મ તથા રીતરિવાજોનો નાશ થતો જાય છે, મુસલમાનોને મારી નાખવામા આવે છે અને મેદિનીરાય સુલતાન મહમૂદને મારવાનો પણ ઇરાદો રાખે છે.[32] ઈ સ. ૧૫૧૫મા માળવાથી હબીબખાન ચાદશેખ વગેરે અમીરો આ સમાચાર લઈ ગુજરાતના સુલતાન પાસે આવ્યા હતા[33] માળવામા રહેલા અમીરોએ બીજી તરફથી સુલતાન મહમૂદને પણ મેદિનીરાયની વિરુદ્ધ કાન ભંભેરવાનુ ચાલુ રાખ્યુ હતુ આ કારણોને લઈને મેદિનીરાયે મુખ્ય લશ્કરી અને બીજા મોટા અમલદારો તરીકે હિંદુઓને ગોઠવ્યા હતા એટલી વાત સાચી હતી[34] વળી કાચા કાનનો સુલતાન પોતાને હરકત કરશે એવી ખાતરી થવાથી પોતે સુલતાનની હજૂરમા જાય ત્યારે પાચસો બળવાન રજપૂતોને સાથે લઈને જતો. આ વાત પણ મુસલમાન અમીરોએ મહમૂદને ઊલટી રીતે સમજાવી[35]

## મુઝફ્ફરે ધારના હરણ બાગની સહેલ કરી

આ બધુ માળવામા ચાલી રહ્યુ હતુ ત્યારે મુઝફ્ફરશાહને માળવા જીતી લેવાનો ખરો લાગ છે એમ આના અમીરોએ સમજાવેલુ, પરંતુ એક

---

૩૧ ઉદયપુર રાજ્યનો ઇતિહાસ પૃ ૩૫૩ સિકંદરી આ અમીરો તો મુઝફ્ફરશાહને હિંદુઓની સત્તાનુ અને મુસલમાન ધર્મને થતી હાનિનુ વર્ણન કરી ફરિયાદ કરે છે એ વાત ધર્મ ઝનૂનથી લખે છે

૩૨ સિકંદરી ગુ ભા પૃ ૧૬૧ તબકાતનુ વલણ પણ એવુ જ છે, પણ સિકંદરી જેવા ઝનૂની શબ્દો એમા નથી લખેલા

૩૩ આ નામો સિકંદરીએ આપ્યા છે પૃ ૧૬૧ તબકાત, પૃ ૩૦૧મા ચાદખાનને બદલે શેખ જાઈલદા નામ છે

૩૪ ઉદયપુર રાજ્યનો ઇતિહાસ પૃ ૩૫૩ મુસલમાન તવારીખોએ આ હકીકતને ધાર્મિક સ્વરૂપ આપ્યુ છે, આત્મરક્ષણની વાત લખી નથી મેદિનીરાયના ચારિત્ર્યમા આ બાબત ચર્ચા કરીશુ એ મહમૂદને વફાદાર જ હતો

૩૫ એ જ. પૃ એ જ એમા દિલ્હીથી સાહીબખાનની સહાયતા માટે બાર હજારની સેના મોકલાવવી એમ લખે છે મેદિનીરાય પાચસો અંગરક્ષકો સાથે મહમૂદના દરબારમા જતો એ વાત ઉદયપુર રાજ્યના ઇતિહાસમા છે, તવારીખોમા નથી તવારીખો તો એટલે સુધી લખે છે કે સુલતાનને પાણી પીવુ હોય તોપણ હિંદુ પાય એટલી બધી સત્તા મેદિનીરાયે જમાવી હતી

મુસલમાનો રાજ્ય માગે વિના કારણ લડીને રાજ્ય પચાવવું એ ઠીક ના લાગ્યું[36] પરંતુ માળવાના હિંદુઓનું જોર તોડવાનો એણે નિશ્ચય કર્યો હતો અને એ કારણે સરહદના દાહોદ વગેરે સ્થળો મજબૂત કરી પોતે માળવાની હદ ઉપર મુકામ કર્યો હતો અને ગુજરાતની આંતરિક વ્યવસ્થા શાહજાદા સિકંદરખાનને સોંપી હતી. સુલતાને ધારના વકીલદારની આશ્રય માટે માગણી આવવાથી ત્યાં કિવામઉલ્મુલ્કને મોકલ્યો. સુલતાન મહમૂદ ખિલજીની મુશ્કેલીનું અને ધારના સુલતાન ગયાસુદ્દીને બાંધેલા હરણ બાગનું વર્ણન કિવામઉલ્મુલ્કે બાદશાહ આગળ આવીને એવી રીતે કર્યું કે સુલતાનને એ બાગ જોવાનું મન થયું અને બાર હજાર સવારોનું લશ્કર અને ૧૫૦ હાથી લઈ સુલતાન ધારના મોટા સરોવરને કાંઠે ગયો ને ત્યાં પડાવ નાખ્યો.[38] આ વખતે અહમદનગરવાળા પતાઈ રાવળનો પુત્ર નિઝામઉલ્મુલ્ક પોતાના નાના ભાઈ ગયમિદને નાગરમાં મળવા ગયો હતો ત્યાંથી પાછા વળતા માંડુના કિલ્લા પાસે રજપૂતોની ટુકડી સાથે એને લડાઈ થઈ અને એમાં થોડી ખુવારી પણ થઈ[39] સુલતાને આ નકામી લડાઈ કરવા માટે નિઝામઉલ્મુલ્કને ઠપકો આપ્યો. સુલતાન મુઝફ્ફર એક દિવસ હરણ બાગની સહેલ કરી ત્યાંના મહેલો જોઈ પાછો ફર્યો અને ચાંપાનેર આવ્યો. નિઝામઉલ્મુલ્કની લડાઈ અને બાગની સહેલમાં સુલતાન મુઝફ્ફર સાથે તવારીખે બહાદુરશાહીનો કર્તા હુસામુદ્દીનખાન હાજર હતો અને એણે નજરે જોયેલી વાત લખી છે[40] ધારના હરણ બાગની નકલ પાછળથી ગુજરાતમાં મહમૂદાબાદ(મહેમદાવાદ)માં થઈ તે આગળ જોઈશું

### માળવાનો મહમૂદ ખિલજી મુઝફ્ફરને શરણે આવ્યો

આગળ જોઈ ગયા તે પ્રમાણે વિરોધી અમીરોની શિખવણીથી પોતાને હાનિ ન થાય માટે મેદિનીરાયે સુલતાન મહમૂદ ઉપર દેખરેખ રાખવા પોતાના માણસો રાખ્યા હતા, છતાં પણ એ સુલતાનનું માન સંપૂર્ણ

36 સિકંદરી ગુ ભા પૃ ૧૫૮ અને ૧૬૮

37 એજ પૃ ૧૫૮ માળવાની હદ ઉપરથી સિકંદરખાનને ચાંપાનેર મોકલ્યો

38 સિકંદરી ગુ ભા પૃ ૧૫ તબકાતે અકબરી પૃ ૨૯૬ તબકાત બાર હજારને બદલે બે હજારની સંખ્યા લખે છે

39 સિકંદરી ગુ. ભા પૃ ૧૬૦ આ ઉપરથી પતાઈ રાવળનો એક પુત્ર નાગરમાં સત્તા ધરાવતો હશે એમ લાગે છે અને મુસલમાન થયેલો ભાઈ સારો સંબંધ રાખતો હશે એમ સમજાય છે

40 એજ પૃ ૧૬૦ આ હકીકત બીજી તવારીખોએ નથી નોંધી, જો કે બહાદુર શાહીના ઉતારા ઘણાએ કર્યા છે

રીતે જાળવતો હતો અને એના હિતની વિરુદ્ધ કામ કરતો નહોતો પરંતુ માળવાના સુલતાને અમીરોની શિખવણીથી માંડવથી નાસી જવાનો નિશ્ચય કર્યો એક દિવસ શિકારનું બહાનું કાઢી મહમૂદ માંડવથી દૂર નીકળી ગયો અને સાથેના રજપૂત સિપાઈઓ રાત્રે સૂઈ ગયા ત્યારે કૃષ્ણા નામના એક રજપૂતને સાત કે આઠ હજારની લાલચ આપી, પોતાની એક માનીતી રાણી કનકકુમારીને સાથે લઈ ઘોડા ઉપર કૃષ્ણા સાથે ગુજરાતને રસ્તે નીકળી પડ્યો[૪૧] ગુજરાતની હદમાં આવતાં દાહોદના વહીવટદારે એનું સ્વાગત કરીને સુલતાન મુઝફ્ફરને ચાંપાનેર ખબર મોકલાવી ગુજરાતના સુલતાનને તો આ વાત પસંદ હતી, એટલે સારી સંખ્યામાં ઇનામો, તંબૂઓ, કપડાં વગેરે સાધનો એક બાદશાહને શોભે એવા મોકલાવ્યા અને માળવાના સુલતાનનું ભારે સ્વાગત કરી પોતાના અમીરો પાસે એની કદમબોસી કરાવી[૪૨] મેદિનીરાયના જાસૂસોએ આ સમાચાર એને મોકલ્યા તવારીખે બહાદુરશાહીનો લેખક લખે છે કે સુલતાન મુઝફ્ફરે કુરાને શરીફમાંથી શુકન જોઈ માળવાના હિંદુઓ સામે ધર્મયુદ્ધ જાહેર કરી, માળવી સુલતાનને સાથે લઈને ઈ સ ૧૫૧૭માં માંડુ ઉપર ઝડપથી ચડાઈ કરી[૪૩] ગુજરાતનો વહીવટ શાહજાદા સિકંદરને સોંપી, શાહજાદા બહાદુરખાન અને લતીફખાનને સાથે રાખ્યા

## ગુજરાતના સુલતાને માળવા સર કર્યું : મેદિનીરાયનું ઉદાર ચારિત્ર્ય

આ બાજુ મેદિનીરાયે પોતાના થોડા ખાસ માણસોને માંડુનું રક્ષણ[૪૪] કરવાનું સોંપી પોતે રાણા સાંગાની મદદ લેવા ચિતોડ ગયો સુલતાને મદ

૪૧ આ હકીકત માત્ર સિકંદરીએ આપી છે (ગુ ભા પૃ ૧૬૨) રાણીનું નામ કનાકરા લખ્યું છે

૪૨ સિકંદરી ગુ ભા પૃ ૧૬૩ તબકાતે અકબરી પૃ ૩૦૨ ૩ માળવાનો સુલતાન ભાકોરગામ જે દાહોદથી દસ ગાઉ દૂર છે ત્યાં આવ્યો ત્યારે ત્યાંથી મુઝફ્ફરને ખબર મોકલવામાં આવી આ ગામને ગુ ભા માં બાનકોરા લખ્યું છે તબકાતે બાકોરા લખ્યું છે

૪૩ મુઝફ્ફરે કૈસરખાન નામના અમીરને આ બધી સગવડ લઈને મોકલ્યો તબકાતે અકબરી પૃ ૩૦૨માં બાદશાહને લાયકની ચીજો મોકલી એમ લખે છે, જ્યારે સિકંદરી વિગતવાર હાથી ઘોડા તંબૂ ખજાનો અને ગુલામ કન્યાઓ તથા ખૂબસૂરત ગુલામ છોકરાઓ મોકલ્યા એમ લખે છે (પૃ ૧૬૩) તબકાત કહે છે કે માળવી સુલતાનને ખુશ કરવા મુઝફ્ફરે આટલું બધું કરવા છતાં એનું કુટુંબ માંડુના કિલ્લામાં રજપૂતોના હાથમાં હતું, તેથી એનું મન ઉદાસ હતું

૪૪ સિકંદરી ગુ ભા પૃ ૧૬૩ ૬૪ સિકંદરી કહે છે કે તારીખે બહાદુરશાહીનો લેખક એ પ્રમાણે શુકનની વાત લખે છે

પરતુ મેદિનીરાય ચિતોડ લશ્કરી મદદ માટે ગયો છે એવા સમાચાર મળતા કિલ્લા ઉપર હુમલો કરી કિલ્લો સર કરવા પોતાના સરદારો કૈસરખાન ખુદાવદખાનને હુકમ કર્યો. આ લડાઇમા ખાનદેશથી આદીલખાન પણ પોતાનુ લશ્કર લઇ આવ્યો હતો [48] ગુજરાતના લશ્કરે આ ઘેરા અને લડાઇનુ કાર્ય એટલી ઝડપથી કર્યુ કે અદરના હિંદુ લશ્કરે બહાર આવીને કેસરિયા કર્યા અને ઓગણીસ હજાર હિંદુ સિપાઇઓ અને ૫૭ સરદારો માર્યા ગયા [49] ઇ. સ ૧૫૧૮મા સુલતાન મુઝફ્ફરે માળવાનુ પાટનગર સર કર્યુ બીજી બાજૂ રાણા સાગા સાથે મોટુ લશ્કર લઇને આવતા મેદિનીરાયને રસ્તામા જ જીતની અને ખુવારીની ખબર મળી. રાણાએ મેદિનીરાયના શોકનુ સાત્વન કર્યુ અને એને પોતાની સાથે ચિતોડ લઇ ગયો અને ચદેરીની જાગીર આપી[50]

---

૪૮ તબકાતે અકબરી પૃ ૩૦૪, સિકદરી ગુ ભા પૃ ૧૬૬ તબકાત લખે છે કે આ વખતે ખાનદેશથી આદિલખાન લશ્કર લઈ આવી પહોચ્યો રાણા સાગાને માળવાના સુલતાનના ખજાનામાથી ઉત્તમ ઘરેણા ને હાથી આપવાની લાલચ મેદિનીરાયે આપેલી એમ સિકદરી કહે છે અને માડુથી ૫૦ કોસ દૂર સારગપુર આગળ બન્ને આવી પહોચ્યા ત્યારે મુઝફ્ફરશાહને ખબર પડી એમ લખે છે તબકાત ઉજ્જન પાસે આવી પહોચ્યા એમ લખે છે

૪૯ તબકાતે અકબરી, પૃ ૩૦૪ ૫, સિકદરી પૃ ૧૬૬ સિકદરી લખે છે કે સુલતાને આદિલખાન આસીરીને અને કિવામ્ઉલ્મુલ્કને રાણા સામે મોકલ્યા અને બીજા લશ્કરને માડુનો ઘેરો સખત બનાવી કિલ્લો જલદી સર કરવા કહ્યુ ફિરિસ્તા લખે છે કે ચાર દિવસ ઘેરો અને હુમલા એવા થયા કે ઘેરાયેલા લશ્કરને રાતે ઉજાગરા થયા ચોથે દિવસે મધ્યરાત્રે સીડીઓ મૂકી લશ્કરીઓ કિલ્લામા પેઠા અને ઊંઘતા ચોકીદારોને મારી નાખ્યા તબકાત અને સિકદરી બન્ને લખે છે કે અદરના લશ્કરે જૌહર કરી અને બધા લડયા ને મરાયા સિકદરી ગુ ભા પૃ ૧૬૬મા મરાયેલા રજપૂત સરદારોની એક લાબી યાદી આપે છે કેમ્બ્રિજ હિસ્ટ્રી લખે છે કે ઇ સ ૧૫૧૮ના ફેબ્રુઆરીની ૨૩મી તારીખ હતી અને એ દિવસે હોળીના તહેવાર હતો ફારસી અને અરબી અબ્જદ પદ્ધતિ ઉપરથી સિકદરી (પૃ ૧૬૭)મા આ વિજયનુ વર્ષ કાઢેલુ છે

૫૦ સિકદરી ગુ ભા પૃ ૧૭૨ સિકદરી લખે છે કે મોટા રજપૂત સરદારો મરાયા તેમાથી હેમકરણ (ભીમકરણ) અને બુધાન એક બારીમાથી નાસીને બચી ગયેલા તે મેદિનીરાય અને રાણાને જઇને મળ્યા અને આ ખુવારીનુ વર્ણન કર્યુ બુધાને આ વર્ણન એવી રીતે કર્યુ કે તે કરતા કરતા દહેશતથી પોતે મરી ગયો અને રાણો એ ખુવારીની કતલનુ વર્ણન સાભળી ડરીને નાસી ગયો તબકાતે અકબરી પૃ ૩૦૫મા આ બુધાનનુ નામ નથી આપ્યુ પણ માત્ર રજપૂત સરદાર કતલનુ વર્ણન કરતા મરી ગયો અને રાણો તે સાભળી ડરી ગયો એમ લખે છે ફિરિસ્તા કહે છે કે આ સાભળી રાણાનુ કલેજુ ઓગળી ગયુ ને તે ભયથી નાસી ગયો આ વાતો તવારીખકારોની માત્ર અતિશયોક્તિ છે રાણાને આવતા જે વિલબ થયો તેનો લાભ લઈ રાત દિવસના ઘેરાથી મુઝફ્ફરે વિજય મેળવ્યો અને કતલ મોટી થયેલી એટલી વાત સત્ય છે સિકદરી

સુલતાન મુઝફ્ફરે સુલતાન મહમૂદને માળવાની ગાદી પાછી આપી. માળવા આ વખતે ગુજરાતને તાબે રહે અને ખાલસા થઈ શકે એવો લાગ હતો અને ગુજરાતી અમીરોએ સુલતાનને એવી સલાહ પણ આપી હતી, પરંતુ મુઝફ્ફરે ધાર્મિક ફરજ ગણીને માળવાના સુલતાનને રાજ્ય પાછું આપ્યું.[૫૧] સુલતાન મહમૂદે આ વખતે ઉપકારને વશ થઈને ગુજરાતના સુલતાનનું અપૂર્વ સ્વાગત બાદશાહી દબદબાથી કર્યું.[૫૨] મેદિનીરાય હવે રાણા સાંગાનો મદદગાર થઈને રહ્યો. ગુજરાતના સુલતાને માળવાના સુલતાનને મદદ કરવા પોતાના ખાસ સરદાર આસફખાનને લશ્કર સાથે માંડુમાં રાખ્યો.[૫૩] ખાનદેશનો આદિલખાન આસીર બુરહાનપુર ગયો, મહમૂદ ગુજરાતના સુલતાનને વળાવી પાછો આવ્યો, અને મુઝફ્ફરે ગુજરાતમાં આવતાં ઈડર તરફ શિકાર તથા મહેતગાનો આનંદ લઈ પાટનગરમાં આવી આરામ લીધો.

**ચિતોડના રાણાએ માળવાના સુલતાનને કેદ પકડ્યો : રાણાનું ઔદાર્ય**

હવે બીજે જ વર્ષે ઇ. સ. ૧૫૧૯માં સુલતાન મહમૂદે ગુજરાતની સેનાના બળથી મેદિનીરાયની જાગીર પર ચડાઈ કરવા વિચાર કર્યો. ગુજરાતના

---

કહે છે કે પોતાના સગા અને ખાસ સરદારોની કતલથી મેદિનીરાયને ખૂબ લાગ્યું અને જિંદગી ઉપર વિરાગ ઊપજ્યો. આ સ્થિતિમાં રાણો માંડુ જાય તોપણ કાંઈ અર્થ નહોતો, એટલે ચિતોડ પાછા જવામાં ડહાપણ વાપર્યું. એ ડરથી ભાગ્યો એમ માનવાને કારણ નથી. ફિરિસ્તા કહે છે કે ખાનદેશના આદિલખાને રાણાની પૂંઠ પકડીને લૂંટ કરી. પરંતુ સિકંદરી સ્પષ્ટ લખે છે કે આદિલખાને રાણાની પૂંઠ પકડવા મુઝફ્ફરની પરવાનગી માગી, પણ એણે ના પાડી.

૫૧ સિકંદરી ગુ. ભા. પૃ. ૧૬૮

૫૨ આ વર્ણન સિકંદરી (ગુ. ભા. પૃ. ૧૬૯ થી ૧૭૧)માં ખૂબ વિગતથી કર્યું છે. તબકાતે બહુ ટૂંકમાં લખ્યું છે કે માળવાનો સુલતાન સારી મહેમાનગીરી કરી પોતે ગુજરાતના સુલતાનની સામે ઊભો રહ્યો. મુઝફ્ફરની સાથે તેના શાહજાદા સિકંદરખાન, લતીફખાન, અને ખાનદેશના આદિલખાન હતા (તબકાત પૃ. ૩૦૫ ૬). સિકંદરી તો લખે છે કે માંડુમાં રોશની થઈ અને મહોલ્લાઓ અને રસ્તાઓ જ્યાં થઈને ગુજરાતના સુલતાનની સવારી જતી હતી તેમાં જાજમો પથરાવી. સિકંદરી આ બધી લડાઈ અને બનાવોની તારીખો પણ આપે છે. સુલતાન કુતુબુદ્દીન પાસેથી કપડવંજની લડાઈમાં જે રત્નજડિત કમરપટો માળવી સુલતાને લઈ લીધેલો તે આ વખતે પાછો આપ્યો અને જનાનાની બે હજાર સ્ત્રીઓ શણગાર સજી મુઝફ્ફરનું સન્માન કરવા આવી એમ લખે છે. માંડુની લડાઈમાં પણ નજરે જોનારાના નામે (પૃ. ૧૬૭) લખી એક ભોંયરામાં કોઈ ગેબી શક્તિએ મુસલમાનોને મદદ કરી હિંદુઓને અદૃશ્ય રીતે કાપી નાખ્યા એવી વિચિત્ર વાત પણ લખે છે. માળવી સુલતાનના જમાનાની વાત આગળ મુઝફ્ફરના ચારિત્ર્યના પ્રસંગમાં કરીશું.

૫૩ તબકાતે અકબરી, પૃ. ૩૦૬, સિકંદરી ગુ. ભા. પૃ. ૧૭૨

સરદાર આસફખાને સુલતાનને એવું સાહસ ન કરવાની સલાહ આપી, પણ એણે માન્યું નહિ.૫૪ મહમૂદે મેદિનીરાયની જાગીર ઉપર ચડાઈ કરી અને ભારે લડાઈ થઈ, તેમાં માળવાના લશ્કરની ભારે ખુવારી થઈ. ગુજરાતનું આખું સૈન્ય કપાઈ ગયું, આસફખાનનો પુત્ર માર્યો ગયો, માળવાના સારા સરદારો ભાગ્યા, અને ખુદ સુલતાન મહમૂદ ઘવાયેલો કેદ પકડાયો. રાણો સાંગો પણ આ લડાઈમાં હતો. એણે માળવાના સુલતાનની સારી સારવાર કરી અને પોતાની સાથે ચિતોડ લઈ ગયો અને એને માન માનથી રાખ્યો. રાણા સાંગાએ મહમૂદને માળવાનું અડધું રાજ્ય પાછું આપ્યું અને ભેટ પણ આપી, તેને માંડુ એક હજાર રજપૂતો સાથે મોકલ્યો. સુલતાનના સારા વર્તનની બાંયધરી તરીકે એના એક શાહજાદાને રાણાએ પોતાની પાસે રાખ્યો. મહારાણા સાંગાની એક જિતાયેલા મુસલમાન સુલતાન તરફની આવી ઉદાર વર્તણૂકની મુસલમાન તવારીખકારો પણ પ્રશંસા કરે છે.૫૫ ગુજરાતના સુલતાને તો શરણે આવેલા માળવા સુલતાનને મદદ કરી રાજ્ય આપ્યું, પણ આ હિંદુ મહારાજાએ જિતાયેલા, વારંવાર લડતા પડોશીને રાજ્ય પાછું આપ્યું એ ઉદારતાની સરખામણી થઈ શકે તેમ નથી. પરંતુ રાજનીતિની દૃષ્ટિએ આ ઉદારતા કેવી કહેવાય અને એનું શું પરિણામ આવ્યું એ આગળ જોઈશું.૫૬

૫૪ આ હકીકત વિગતથી ઉદયપુર રાજ્યના ઇતિહાસમાં પૃ. ૩૫૪-૫૫માં આપેલ છે. માળવાના સુલતાનને ભીમકરણ અથવા હેમકરણની જાગીર ગાગરૌન (તવારીખો કાકરના લખે છે) ઉપર પહેલી ચડાઈ કરી. સિકન્દરી પૃ. ૧૭૩માં આ હેમકરણ સુલતાનના હાથમાં પકડાયો અને તેને ઠાર કર્યો તેથી રાણો સાંગો મોટું લશ્કર લઈને આવ્યો એમ લખે છે, પણ તબકાતમાં આ હકીકત નથી અને ઓઝાજી પણ લખતા નથી. આસફખાને લડાઈ ન કરવાની સલાહ આપી એ વાત તવારીખમાં નથી, પણ ઓઝાજીએ લખી છે.

૫૫ સિકન્દરી, ફિરિસ્તા અને તબકાતે અકબરી એ બધી તવારીખો રાણાએ માળવાના સુલતાનને કેદ કર્યો હતા બહુ સારી રીતે રાખીને માવજત કરી એમ લખે છે. સિકન્દરી (પૃ. ૧૭૩)માં તો આ વાત કબૂલ્યા છતાં લખે છે કે મેવાડની આસપાસ બળવાન મુસલમાન રાજ્યો હતાં તેની બીકથી રાણાએ સારી વર્તણૂક રાખી એવો ખોટો દલીલ કરે છે. તબકાતે અકબરી સ્પષ્ટ શબ્દોમાં રાણાના વખાણ કરે છે અને એના ઘા રૂઝાયા પછી ટુકડી સાથે માંડુ મોકલી દીધો એમ લખે છે (પૃ. ૩૦૭). માળવાનું અરધું રાજ્ય એને પાછું આપ્યું અને એક શાહજાદાને જામીન તરીકે પાસે રાખ્યા. ઓઝાજી પૃ. ૩૫૫માં લખે છે કે સુલતાન હોશંગના સમયની ચીજો-તાજ, મુકુટ અને કમરબંધ રાણાએ સુલતાન મહમૂદ પાસેથી મેળવેલા, એનો ઉલ્લેખ બાબર બાદશાહ પોતાના ચરિત્રમાં કરે છે. રાણાને જો મુસલમાન રાજ્યોની બીક હોત તો તે માળવાના સુલતાનને કેદ ન પકડત.

૫૬ ઉદયપુર રાજ્યનો ઇતિહાસ પૃ. ૩૫૬ અને નોંધ ૧.

## રાણા સાંગાની ગુજરાત ઉપર ચડાઈ

ઈ સ ૧૫૨૦મા સુલતાન મુઝફ્ફરે ચાંપાનેરથી ઈડર આવીને ત્યાંના થાણદાર નસરતઉલ્મુલ્કને બદલી ત્યાં મલીકહુસેન નિઝામઉલ્મુલ્ક, જે પતાઈ રાવળનો પુત્ર થતો હતો તેને મુબારિઝઉલ્મુલ્કનો ખિતાબ આપીને ઈડરમા નીમ્યો.[૫૭] એક વખત એક ભાટ એના દરબારમા આવ્યો અને "મેવાડના રાણા સંગ્રામસિંહ જેવો હિંદમા બીજો કોઈ બળવાન રાજા નથી. તમે ભલે થોડો સમય ઈડરમા સત્તા ભોગવો, પણ આખરે ઈડરની ગાદી રાયમલને જ રાણો અપાવશે" એવા શબ્દોથી રાણાના વખાણ કર્યા. મુબારિઝઉલ્મુલ્કે આ વખાણ સાંભળીને રાણા સાંગાને કૂતરો કહ્યો અને કહ્યું કે "હું બેઠો છું ત્યાંસુધી એવો કયો કૂતરો રાયમલને ઈડરની ગાદીએ બેસાડી શકે છે? જો રાણો મરદ હોય તો કેમ આવતો નથી?" આમ કહી એણે દરવાજે એક કૂતરો બાંધી એને સાંગો કહીને સંબોધ્યો અને બોલ્યો કે 'રાણો નહિ આવે તો એ આવો કૂતરો છે' ભાટે આ શબ્દો રાણાને જઈને કહ્યા અને એથી રાણો ઉશ્કેરાઈ ઉતાવળી કૂચ કરી શિરોહીને રસ્તે ઈડર તરફ ચાલ્યો ડુંગરપુરનો રાજા પણ રાણાની સાથે જોડાયો.[૫૮]

---

૫૭ આ નામમા તવારીખોમા ગોટાળો છે તબકાતે અકબરી (પૃ ૩૦૭) મુબારિઝઉલ્મુલ્ક લખે છે સિકંદરી ગુ ભા પૃ ૧૭૩ અને પૃ ૧૭૫મા નિઝામખાનને જ મુબારિઝઉલ્મુલ્કનો ઈલ્કાબ આપેલો અને એ રુસ્તમ જેવો બળવાન હતો એ પતાઈ રાવળનો પુત્ર હતો અને બીજા અમીરોએ એની અદેખાઈ કરેલી, તેનો સુલતાને રોકડો જવાબ વાળેલો (પૃ ૧૭૩) એમ સ્પષ્ટ લખે છે જ્યારે ગુજરાતના અરબી ઇતિહાસમા નિઝામઉલ્મુલ્કને રાયપતાઈનો પુત્ર કહ્યો છે, પણ મુબારિઝઉલ્મુલ્કને એનો પણ પુત્ર એટલે પતાઈનો પૌત્ર કહ્યો છે આમા અરબી ઇતિહાસ લેખક બીજી વાતોમા ચોક્કસ છે, તેની ભૂલ લાગે છે પતાઈનો પૌત્ર મોટો સરદાર થાય એટલા વર્ષ, જયસિંહ પતાઈના મરણ ને અહમદનગરની લડાઈ વચ્ચે ગયા નથી અને સિકંદરી એ બાબતમા વધારે સ્પષ્ટ છે એટલે શંકાને કારણ નથી પતાઈના પુત્રને બેગડાએ નાનપણથી મુસલમાન બનાવીને પછીથી નિઝામખાનનો ખિતાબ આપેલો, એટલે મુઝફ્ફરના સમયમા એનો પણ પુત્ર મુબારિઝનો ખિતાબ મેળવે એવડો મોટો હોય એ સંભવ નથી

૫૮ આ હકીકત સિકંદરી (પૃ ૧૭૪) અને તબકાતે અકબરી (પૃ ૩૦૭) બંનેમા લખેલી છે. ઓઝાજીએ પણ આ વાતની નોંધ લીધી છે (પૃ ૩૪૯) તબકાતે અકબરીના લેખકે આ શબ્દો માટે મુબારિઝઉલ્મુલ્કનો ગર્વ અને ઉદ્ધતાઈ છે એવા શબ્દો લખ્યા છે એ નોંધપાત્ર છે પતાઈ રાવળનો પુત્ર અને બીજા અમીરો જેની ઈર્ષ્યા કરતા હતા એવો રાજ્યનો મોટો બળવાન અમીર, અને જેના બીજા ભાઈઓ હજી હિંદુ રહ્યા હતા એવો પુરુષ મુસલમાન થયા પછી મેવાડના રાણા માટે આવું બોલે તે જરા આશ્ચર્ય જેવું તો લાગે છે એ જમાનાનું વાતાવરણ અને ભાટની ઉશ્કેરણી જોતા એ કેવળ અશક્ય લાગતું નથી.

આ સમાચાર મુબારિઝઉલ્મુલ્કે સુલતાન મુઝફ્ફરને મોકલ્યા, પરતુ સુલતાનના દરબારમાં કેટલાક અમીરોએ આ અમીર મૂળ હિંદુ હતો અને એની ચડતી ઝડપથી થઇ હતી તે કારણથી એના ઉપર ઈર્ષ્યા હતી એટલે એનો મહેશો દબાવી નાખ્યો.[૫૯] સુલતાન કિવામઉલ્મુલ્કને વહીવટ સોપી ચાંપાનેર ગયો ત્યા પણ મુબારિઝઉલ્મુલ્કે ખબર મોકલી કે રાણો ચાળીસ હજાર સવાર લઇ ઈડર ઉપર આવે છે અને ઈડરના રક્ષણ માટે માત્ર નવસો સવારનુ લશ્કર છે આ વખતે પણ સુલતાને મોટા અમીરોની સલાહ લીધી, પણ સુલતાન સામે રાણાની શી તાકાત છે એમ કહીને એમણે સુલતાનના મનનુ સમાધાન કર્યું.[૬૦] આમ સુલતાન તરફથી સહાય ન આવી પહોચવાથી, પોતાની સ્થિતિ અને રક્ષણના અલ્પ સાધનોનો વિચાર કરી મુબારિઝઉલ્મુલ્ક પોતાના માણસોની સલાહથી, પોતાની ઇચ્છા ન છતા પણ, ઈડરથી નીકળી અહમદનગર ગયો અને મહારાણો ઈડરની ગાદીએ રાયમલને બેસાડી પોતે સીધો અહમદનગર તરફ ઊપડ્યો,[૬૧] અને એ કિલ્લાને ઘેરો ઘાલ્યો એમ કહેવાય છે કે એક બીજા ભાટે રાણા આગળ મુબારિઝઉલ્મુલ્કના વખાણ કરી એની સેનાને બાજની ઉપમા આપેલી રાણાએ આ વખતે એ ભાટને કહ્યુ કે "તારા રાજની બાજો ક્યા ગયા?" આ સાભળી મુસલમાનોને પણ શૂર ચઢ્યુ હતુ.[૬૨] મુસલમાન લશ્કરે હવે મહા દૃઢતાથી બચાવ કરવાનો નિશ્ચય કર્યો, અને ભારે લડાઇ શરૂ થઇ આ લડાઈમા વાગડનો સરદાર ડુગરસિંહ ચૌહાણ ખરાબ રીતે ઘાયલ થયો, એના પુત્રે ભારે વીરતા બતાવી એણે અહમદનગરના કિલ્લાના બારણા આણીદાર ભાલા જેવા ખીલાને લીધે હાથી ન તોડી શક્યો ત્યારે પોતે ખીલા આડો ઊભો

૫૯ સિકન્દરી ગુ ભા પૃ ૧૭૩ ૭૫ તબકાતે અકબરી પૃ ૩૦૮ સિકન્દરી આવા અદેખા વજીરોએ રાજ્યનુ બગાડ્યુ છે એવુ ડહાપણભર્યું (!) લખાણ કરે છે જ્યારે તબકાતે અકબરી લખે છે કે અમીરો અને વજીરોએ સુલતાનને એવુ સમજાવ્યુ કે રાણાને માટે કૂતરો એવો શબ્દ મુબારિઝઉલ્મુલ્કે વાપરવો જોઈતો નહોતો અને આવુ બોલ્યા પછી ડરવુ જોઈતુ નહોતુ આઝાદે આ બાબતમા સિકન્દરીનો જ આધાર લીધો છે

૬૦ સિકન્દરી ગુ ભા પૃ ૧૭૪-૭૫ લખે છે કે ઈડરમા પાચ હજારનુ લશ્કર હતુ પણ તેમાથી ઘણા વરસાદની મોસમને લીધે હાજર નહોતા વજીરોએ સુલતાનને જેમતેમ સમજાવ્યા કર્યો અને મુબારિઝની અરજી દબાવી રાખી એમ સિકન્દરી સ્પષ્ટ લખે છે વળી લખે છે કે અમીરોએ સુલતાનને એમ પણ સમજાવ્યુ કે મુબારિઝને તો આવા સમાચાર મોકલવાની ટેવ છે

૬૧ ઉદયપુર રાજ્યના ઇતિહાસ, પૃ ૩૫૦

૬૨ સિકન્દરી ગુ ભા પૃ ૧૭૫-૭૬

રહી મહાવતને હાથી હાંકવા કહ્યું. એના શરીરના ફૂરચા ઊડી ગયા, પણ કિલ્લાનાં દ્વાર તૂટી ગયા. આ બનાવથી રજપૂતોને ખૂબ ઉન્માદ આવ્યો. કિલ્લામાં પેસી એમણે ઘેરાયલી સેનાને કાપી નાખી.[૧૩] મુબારિઝઉલ્મુલ્ક પાછલે બારણેથી નાસી જતો હતો તે વખતે એને પેલો ભાટ મળ્યો અને મહેણું માર્યું કે "મહારાણાએ તને છીંડેથી કાઢ્યો અને તું હવે એનાથી નાસતો ફરે છે." આ સાંભળી મુબારિઝઉલ્મુલ્ક શરમાઈને નદી ઊતરી સામે પાર પ્રાંતીજ પાસે રાણા સાથે લડવા ઊભો રહ્યો. અહીં લડાઈ થઈ તેમાં મુસલમાન સેનાની મોટી ખુવારી થઈ, મુબારિઝઉલ્મુલ્ક સખત ઘાયલ થયો. એની સાથેનો અહમદઉલ્મુલ્ક લડતાં મરાયો અને બચેલા બધા અમદાવાદ ભાગી ગયા. મુસલમાન સેનાનો સરંજામ-હાથી વગેરે રાણાએ હાથ કર્યું અને અહમદનગરને લૂટ્યું.[૧૪] આ વિજય પછી રાણો અમદાવાદ તરફ ચડાઈ કરી શક્યો હોત, પરંતુ એમ ન કરતાં એ વડનગર લૂંટવા ગયો.[૧૫] વડનગર વેપારીઓનું અને બ્રાહ્મણોનું શહેર હતું અને ત્યાંના બ્રાહ્મણોએ-નાગરોએ-રાણાને વિનંતિ કરી કે 'હિંદુઓના મોટા મહારાજાધિરાજે બ્રાહ્મણોનું ગામ ન લૂટવું જોઈએ.' રાણાએ આ વિનંતિ માન્ય રાખી અને

૧૩. ઉદયપુર રાજ્યનો ઇતિહાસ પૃ. ૩૫૦. શ્રી. ઓઝાજીએ અહીં હિંદુ ગ્રંથકારોના આ ધારે નોંધમાં આપ્યા છે.

૧૪. એ જ. પૃ. ૩૫૦. તબકાતે અકબરી (પૃ. ૩૦૯) અને સિકંદરી (ગુ. ભા. પૃ. ૧૭૬)માં મુબારિઝઉલ્મુલ્કની હિંમતના વખાણ કરતાં કહે છે કે ઓછું લશ્કર છતાં નાસી જાય એવો એ નહોતો, પણ એના માણસોએ દબાણ કર્યું તેથી ઇચ્છાવિરુદ્ધ ઈડર છોડ્યું. તબકાત કહે છે કે કેટલાક ગરાસિયા સુલતાનનું શરણ છોડી રાણાને જઈ મળ્યા તેમણે પણ રાણાને કહ્યું કે મુબારિઝ નાસી જાય એવો માણસ નથી. એ જ ભાટ ફરી મુબારિઝને મળ્યો એ વાત તબકાત પૃ. ૩૦૯ અને ઓઝાજી પૃ. ૩૫૦માં લખે છે. અહમદનગર લૂંટી રાણાએ ત્યાંથી ઘણા મુસલમાનોને કેદ પકડ્યા. મુબારિઝના પ્રસંગમાં કેમ્બ્રીજ હિસ્ટ્રી સામાનુ સગ્રામ નામ લખે છે તે ઉપર ટીકા કરતાં તબકાતના ભાષાંતરકાર ડૉ. ને. લખે છે કે મુબારિઝને સગ્રામ શબ્દનો અર્થ નહિ ખબર હોય, પણ શ્રી. ઓઝાજી ભૂલી જાય છે કે મુબારિઝ રજપૂત હતો અને પતાઈ રાવળનો કુંવર હતો.

૧૫. ઉદયપુર રાજ્યનો ઇતિહાસ, પૃ. ૩૫૦. તબકાતે અકબરી પૃ. ૩૦૯ મુબારિઝ થોડા માણસોથી વીરતાથી લડ્યો અને એમાં અસદખાન નામનો સરદાર માર્યો ગયો અને સફદરખાન તથા પોતે ઘાયલ થયા. સિકંદરી ગુ. ભા. પૃ. ૧૭૭ એમાં સિકંદરી લખે છે કે રાણાના ઉમરાવોએ અમદાવાદ સર કરવા કહ્યું, પણ રાણાએ ના પાડી. એનું કારણ આપતાં લખે છે કે મુબારિઝના થોડા લશ્કરે આટલી ખુવારી કરી તો અમદાવાદમાં વધારે લશ્કર હોય તો શું થાય? પરંતુ આ ઉપરાંત બીજું રાજદ્વારી કારણ અમદાવાદ ન જવા માટે લાગે છે. રાણો કહે છે કે ગુજરાતમાં આટલે સુધી પણ મારા કોઈ વડવા આવ્યા નથી

વડનગરમાંથી ખંડણી લઈને વિસનગર તરફ ગયો ૬૬ ત્યાંના કિલ્લેદારે ચઢાઈ કર્યો એમાં વિસનગર અને આસપાસના પ્રદેશને પણ મર્દન કરવું પડ્યું. ત્યાંથી રાણો મેવાડ ગયો ૬૭ આ લડાઈના અને મુસલમાન લશ્કરની હારના સમાચાર અમદાવાદ પહોંચ્યા ત્યારે ત્યાંથી કિવામઉલ્મુલ્ક મોટું લશ્કર લઈ ચડ્યો અને અમદાવાદથી સાત ગાઉ દૂર પડાવ નાખ્યો. અહીં એને ખબર મળી કે મુબારિઝઉલ્મુલ્ક, સફદરખાન વગેરે જીવતા છે અને એ લોકો માર્યા ગયાની ખબર ખોટી હતી. ગલિકે તારીખે બહાદુરશાહીના કર્તા હિસામુદ્દીનને મુબારિઝઉલ્મુલ્ક રૂપાલ ગામમાં હતો તેને છાવણીમાં તેનાવી લાવવા મોકલ્યો ૬૮ રાણો ઈડરથી મેવાડ તરફ ગયો છે એવા ખબર પણ અહીં મળ્યા એટલે હવે મોટું લશ્કર લઈ ચડાઈ કરવાનો અર્થ નહોતો. મુબારિઝઉલ્મુલ્ક અને હિસામુદ્દીન કિવામઉલ્મુલ્કથી છૂટા પડી અહમદનગર ગયા અને મરેલાઓની દફનક્રિયા કરી ૬૯ આ વખતે ચાંપાનેરથી સુલતાને પણ મોટું લશ્કર મોકલેલું તે કિવામઉલ્મુલ્કને આવીને મળ્યું. એણે સુલતાનને

૬૬ ઉદયપુર રાજ્યનો ઇતિહાસ પૃ ૩૫૧ તબકાતે અકબરી પૃ ૩૧૦, એમાં જુનારદાર બ્રાહ્મણો (જનોઈવાળા) લખે છે સિકન્દરી ગુ ભા પૃ ૧૭૯ સિકંદરી વડનગરને વેપારી શહેર લખે છે શું નાગર બ્રાહ્મણ વેપાર કરતા હશે કે નાગર વાણિયા ?

૬૭ તબકાતે અકબરી પૃ ૩૧૦ ત્યાંનો થાણદાર મલીક હાતીમ રાણાની સામે ગયો અને મરાયો એમ લખે છે સિકન્દરી પૃ ૧૭૮માં લખે છે કે પાટણના સૂબા ગૈનુલ્મુલ્ક અને ફતેહખાન આવે છે એવા રાણાને સમાચાર મળ્યા ઓઝાજી લખે છે કે રાણાએ નિઝામઉલ્મુલ્ક (મુબારિઝ)નો ઘમંડ ચૂર્ણ કર્યો અને રાયમલને ઈડરની ગાદીએ બેસાડ્યો આ વાતમાં વીસલનગર સ્પષ્ટ છે અને વીજાનગર અથવા વિજયનગર જુદું જ છે પરન્તુ તબકાતના ભાષાંતરકાર અહીં એ ગૂંચવણ ફરી ઊભી કરી ચર્ચે છે (પૃ ૩૧૦ નોંધ ૩) ઓઝાજી જેવા પણ વીજાનગર (વિજયનગર) ને વીસલનગરની ભૂલ કરે છે (પૃ ૩૪૮)

૬૮ તબકાતે અકબરી પૃ ૩૧૧ એમાં તારીખે બહાદુરશાહીના કર્તાનું નામ નથી સિકન્દરી, ગુ ભા પૃ ૧૭૮–૭૯માં એણે જે ભાગ લીધેલો તેનું વર્ણન કરે છે અને ગ્રંથો લખે છે કે આ વખતે અનાજ ખરીદવા આવેલા મહીકાંઠાના કોળીઓને મુસલમાનોએ કતલ કરી નાખ્યા ફિરિસ્તા કહે છે કે કોળી અને ગરાસિયા મુબારિઝઉલ્મુલ્ક અને મુસલમાનો સાથે લડવા આવ્યા હતા પણ એ ખરું નથી આ સાબરકાંઠાના મેવાસીઓ હશે રૂપાલગામમાં મુબારિઝ અને સફદરખાન જીવતા છે એ વાત સિકન્દરી લખે છે તબકાતમાં નથી બહાદુરશાહીના ઉલ્લેખથી અહીં સિકન્દરી ખરી છે રૂપાલગામ આજે છે

૬૯ સિકન્દરી પૃ ૧૭૯–તબકાતે અકબરી પૃ ૩૧૧ માં આ હકીકત ટૂંકામાં લખી છે કેટલાય દિવસથી આ મરાયેલા દફન થયા વિના પડી રહ્યા હતા એવી ખુવારી થઈ હતી અને રાણાની અહમદનગરની લડાઈ અને લૂંટ બહુ મોટી હતી એમ સિકન્દરી ઉપરથી અને પાછળથી બહાદુરશાહે તેના લીધેલા વૈર ઉપરથી સમજાય છે તવારીખો અને એના ભાષાંતરકારો માતીજ નામ માટે પણ ગૂંચવણવાળી ચર્ચા કરે છે તે અર્થહીન છતાં રસમય છે

'રાણો નાઠ્યો ગયો છે અને ચિતોડ ઉપર હવે ચડાઈ કરવી જોઈએ' એમ કહેવડાવ્યું, પરંતુ સુલતાને તુરતને માટે ચડાઈનો વિચાર માંડી વાળી મોટી તૈયારી કરી ચોમાસા પછી જાતે આવીને ચડાઈ કરવાની ઇચ્છા વ્યક્ત કરી.[૭૦]

આ લડાઈ માટે ઉપર જોઈ ગયા એ રાજદ્વારી કારણો હતાં જ, પરંતુ એનું તાત્કાલિક નિમિત્ત કારણ ભાટ લોકો થયા હતા, એ સાંસ્કૃતિક દૃષ્ટિએ ઇતિહાસમાં નોંધવા જેવું છે. ભાટ ચારણો આપણા પ્રાંતની એક વિશેષતા છે અને એમણે ગુજરાતી સમાજમાં પોતાનું વ્યક્તિત્વ જાળવી વિલક્ષણ ભાગ ભજવ્યો છે એ ખરું છે. એના ગુણદોષની ચર્ચા આગળ સામાજિક પ્રકરણમાં કરીશું, પરંતુ એમણે અહીં જોયું તેમ લાકડાં લડાવ્યાં છે.

ગુજરાતની હદમાં છેક અહમદનગર સુધી મેવાડના રાણાએ ચડાઈ કરીને સુલતાન મુઝફ્ફરને મોટી લડાઈનું કારણ આપ્યું હતું. સુલતાન મહમૂદ બેગડાના લાંબા રાજ્યકાળમાં ગુજરાતની હદમાં બહારથી આવીને આટલી ખુવારી કોઈએ કરી નહોતી. આ કારણથી સુલતાન મુઝફ્ફરે લશ્કરના પગારમાં દસથી વીસ ટકાનો વધારો કરીને સિપાઈઓને એક વર્ષનો પગાર અગાઉથી આપી દીધો.[૭૧] દીવ અને સોરઠનો સૂબો અને ગુજરાતનો મીરેબહર—નૌકાસેનાધિપતિ—મલીક અયાઝ વીસહજારનું લશ્કર અને તોપો લઈ સુલતાનની પાસે હાજર થયો. એણે મુઝફ્ફરને અરજ કરી કે "મેવાડની

૭૦ તબકાતે અકબરી પૃ. ૩૧૧–૧૨. સિકંદરી ગુ. ભા. પૃ. ૧૭૯. સિકંદરી લખે છે કે અમીરોએ સુલતાનને લખ્યું કે 'શાપિત રાણો ચિતોડ પાછો ગયો અને હુકમ હોય તો અમે ત્યાં ચડાઈ લઈ જઈએ." તબકાત આવા દ્વેષવાળા શબ્દો નથી લખતો એ નોંધપાત્ર છે. સિકંદરીમાં મુબારિઝના માટે એને જે રાજવી ખાઝાની ઉપમા રાણા પાસે આપેલી ત્યારે રાણાના પ્રશ્નના જવાબમાં મુબારિઝની મદદે આવતા ખીજરખાન, અસદખાન વગેરે મોટા સરદારો અહમદનગરથી આવતા હતા તેને કુરેશી ભાટે કહ્યું કે આ રહ્યા ર જવી ખાઝો. આ લોકોએ મુબારિઝને ઈડર પાછા જવાની અને રાણાની સાથે સામે મેદાને લડવાની સલાહ આપેલી અને કહેલું કે જો તમે અહમદનગરના કિલ્લામાં ભરાશો તો આ હિંદુ કાફરથી ડરી ગયા એમ કહેવાશે. સિકંદરીમાં આ જાતના લખાણો છે તેવાં તબકાતમાં નથી, અને કેટલીક વિગતો સિકંદરીમાં નકામી લોકો પાસેથી સાંભળેલી અને અતિશયોક્તિ વાળી પણ છે.

૭૧ સિકંદરી ગુ. ભા. પૃ. ૧૭૯ લખે છે કે સુલતાન ચાંપાનેરથી નીકળી અમદાવાદ આવી કાંકરિયા પાસે ઘટામંડળના મહેલમાં રહ્યો. તબકાત (પૃ. ૩૧૨)માં અમદાવાદ આવ્યો એટલું જ લખ્યું છે. ફિરિસ્તા લખે છે કે સુલતાન સરખેજ આવીને રહ્યો, પરંતુ મુઝફ્ફરનો રિવાજ હતો કે બહારથી અમદાવાદ આવે ત્યારે સરખેજમાં પોતાના પિતા વગેરેની દરગાહના દર્શને જતો. બાકી અમદાવાદમાં તો એ કાંકરિયે જ રહેતો. ઇમાદઉલ્મુલ્ક અને કૈસરખાનને અહમદનગર રહેવાનો હુકમ કર્યો.

લડાઈ જો મને સોંપવામાં આવશે તો હું રાણાને જીવતો કે મરેલો પકડીને આપની પાસે હાજર કરીશ અને આપે પોતે આ લડાઈમાં હાજર રહેવાની જરૂર નથી'[૭૨] મુઝફ્ફરને આ વાત પસંદ પડી, કારણ કે એ સ્વભાવથી જ શાંતિપ્રિય હતો એણે પોતાની સાથેનું અને અમદાવાદમાં રાખેલું લશ્કર પણ મલીક અયાઝને આપ્યું એ રીતે અયાઝ પાસે એક લાખ લશ્કર સવારો સાથ અને તોપખાના સાથે થયું આ ઉપરાંત કિવામ ઉલ્મુલ્કને બીજા વીસ હજારનું લશ્કર આપી અયાઝની મદદ માટે સાથે મોકલ્યો. ઈ સ ૧૫૨૦ના ડિસેમ્બરમાં અયાઝની મુખ્ય સરદારી નીચે આ મોટું લશ્કર મોડાસાથી આગળ કૂચ કરી વાગડ તરફ ગયું[૭૩] વાગડના રાજાએ રાણાને ગઈ લડાઈમાં મદદ કરેલી એટલે અયાઝે એની રાજધાની ડુંગરપુર લૂંટીને બાળ્યું[૭૪] ત્યાંથી ગુજરાતની સેના વાસવાડા તરફ ગઈ. ત્યાંના પહાડોમાં વસેલા માણસો–રજપૂતોની એક નાની ટુકડી સાથે મુસલમાનોની લડાઈ થઈ, અને ગુજરાતની સેના ત્યાંથી મંદસોરના કિલ્લા તરફ આગળ વધી[૭૫] આ કિલ્લો માળવાના સુલતાને બંધાવ્યો હતો

---

૭૨ તબકાતે અકબરી પૃ ૩૧૨ સિકંદરી ગુ ભા ૧૭૯-૮૦ સિકંદરી લખે છે કે અયાઝ તોપો વગેરે સામગ્રી લઈ આવેલો બન્ને ગ્રંથો લખે છે કે સુલતાન રાણાથી ઘણો મોટો છે માટે એણે જાતે લડવા ન જવું અને નોકરોને કામ સોંપવું સિકંદરી પૃ ૧૮૦માં લખે છે કે સુલતાન બીજું લશ્કર લઈ હરસોલ સુધી ગયો હતો, જ્યારે તબકાત અહમદનગર સુધી ગયો એમ લખે છે હરસોલ ખરું લાગે છે અયાઝે અહીં સુલતાનને પાછા ફરવા ફરી વિનતિ કરી સુલતાન મોટું લશ્કર આપી પાછો ગયો ફિરિસ્તા કહે છે પહેલી વિનતિનો ઉત્તર સુલતાને અયાઝને આપ્યો નહોતો હિજરી ૯૨૭ના મુહરમ ડિસેમ્બર ૧૫૨૦માં આ મોટા લશ્કરે કૂચ કરી

૭૩ સિકંદરી પૃ ૧૮૦ તબકાતે અકબરી પૃ ૩૧૩ તબકાત લખે છે કે સુલતાને વધારામાં તાજખાન અને નિઝામઉલ્મુલ્ક સુલતાનીને પણ અયાઝ અને કિવામઉલ્મુલ્કને મદદ કરવા મોકલ્યા સિકંદરી તારીખે બહાદુરશાહીના આધારે સ્પષ્ટ લખે છે કે અયાઝ સાથે એક લાખ સવાર અને સો હાથી હતા અને કિવામઉલ્મુલ્ક પાસે વીસ હજાર સવાર અને વીસ હાથી હતા

૭૪ સિકંદરી પૃ ૧૮૦ તબકાતે અકબરી પૃ ૩૧૩ તબકાત ડુંગરપુર અને વાસવાડા લૂંટીને બાળ્યા એમ લખે છે

૭૫ સિકંદરી પૃ ૧૮૦ ૧૮૧ આ નાની લડાઈને તવારીખે મોટું સ્વરૂપ આપે છે સિકંદરી કહે છે કે શુજાઉલ્મુલ્ક સફદરખાન અને મુઝાહિદખાનને ખબર મળી કે મેદિનીરાય અને વાસવાડાનો રાજા લડવા ઊભા છે પણ એવું નહોતું પણ તબકાતે અકબરી પૃ ૩૧૩માં લખે છે કે અયાઝે સુલતાનને લખ્યું કે રાણાને હરાવવા આટલા બધા મોટા અમીરોને મોકલવાની જરૂર નથી અને એ માટે પોતે એકલો બસ છે એણે ગળિયાકોટના રજપૂતો સાથે સફદરખાનને મોકલ્યો આ જગાનું નામ એણે લાકિયા કોટ લખ્યું

પરિણામ આવ્યું નહિ મલીક અયાઝે રાણા સાંગા સાથે સલાહ કરી[૮૩] કિવામઉલ્‌મુલ્ક વગેરે અમીરોને આ સલાહ પસંદ ન આવી અને એમણે માળવાના સુલતાન મહમૂદને કહ્યું કે અયાઝ ભલે પાછો જાય પણ આપણે તો લડવું હવે સુલતાન મહમૂદમાં પણ ગુજરાતના લશ્કરનો આ બધો રંગ જોઈ લડવાની હિંમત રહી નહોતી[૮૪] અયાઝને વડા સેનાધિપતિ બનાવી મુઝફ્ફરે પૂરેપૂરી સત્તા આપી હતી, એટલે રાણા સાથે સંધિ કરી તેમાં બીજા અમીરોનું કાંઈ ચાલ્યું નહિ અને ગુજરાતી સેના હાર્યા જેવી પાછી ગઈ માળવાના સુલતાને રાણા પાસેથી પોતાના જામીન રહેલા છોકરાને છોડાવ્યો અને એ પાછો પોતાની રાજધાની તરફ ગયો મલીક અયાઝ અમદાવાદ ગયો, અને વિજય મેળવ્યા વિના આવ્યો તે કારણથી સુલતાન મુઝફ્ફર એના ઉપર નારાજ થયો, અને એને પાછો સોરઠ રવાના કરી દીધો[૮૫]

## ઐતિહાસિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ આ લડાઈની મહત્ત્વની ચર્ચા

હવે આ લડાઈમાં કોણ જીત્યું અને કોણ હાર્યું એ કહેવું મુશ્કેલ છે તવારીખકારોએ આ વર્ણન એવી ભાષામાં લખ્યું છે કે એમાંથી ગુજરાતી સેનાનો વિજય થયો એમ તો કહી શકાય એમ નથી જ તવારીખોમાં મુસલમાન સૈન્ય અને ગુજરાતના સુલતાનના બળની મહત્તા બતાવવાનો પ્રયત્ન કરવામાં

---

૮૩ બન્ને તવારીખકારો લખે છે કે રાણાએ નમ્ર શબ્દમાં સુલેહનું કહેણ મોકલેલું સિકન્દરી પૃ ૧૮૧માં રાણાએ સુલતાનની નોકરીની યાદીમાં પોતાનું નામ ઉમેરવા પ્રાર્થના કરી એમ લખે છે તબકાત પૃ ૩૧૬માં રાણો સુલતાનને વફાદાર રહેશે એમ કહેવડાવ્યું એવા શબ્દો છે બન્ને લખે છે કે રાણાએ અહમદનગરની લડાઈમાં પકડેલા હાથી વગેરે પાછા આપવા પણ કહેલું તબકાત સ્પષ્ટ શબ્દોમાં લખે છે કે આ લડાઈનું શૂન્ય પરિણામ આવ્યું તેનું કારણ અમીરોના કુસંપ અને અદેખાઈ હતા અને સંપ ન હોવામાં એમ જ થાય એવું લખવા છતાં કમનસીબી એ શબ્દ પણ ઉમેરે છે તે ખાસ સૂચક છે શ્રી ઓઝાજી રાણાએ સુલેહનું કહેણ મોકલાવ્યું એ લખતા નથી તવારીખોના શબ્દો જોતાં આ આખી યે વાતમાં કાંઈ ભેદ લાગે છે એ આગળ ચર્ચીશું

૮૪ તબકાતે અકબરી પૃ ૩૧૬ સિકન્દરી પૃ ૧૮૨ સિકન્દરી લખે છે કે કિવામઉલ્‌મુલ્ક સાથે મસલત કર્યા વિના અયાઝે સંધિ કરી તબકાત પૃ ૩૧૭માં લખે છે કે અયાઝે દસ કોસ દૂર ખનજીપુર પાસે છાવણી પાછી હઠાવી સંધિ કરી અને રાણાના વકીલોને માન ઈનામ આપી પાછા મોકલ્યા

૮૫ સિકંદરી ગુ ભા પૃ ૧૮૨ તબકાતે અકબરી પૃ ૩૧૭ શ્રી ઓઝાજી (પૃ ૬૫૮) તવારીખોની આ વાત માનતા નથી માળવાના સુલતાને પણ પોતાના જામીન મૂકેલા શાહજાદાને દંડ ભરીને છોડાવ્યો એમ માને છે શ્રી ઓઝાજીની માન્યતા તવારીખોના દંભી શબ્દો જોતાં કદાચ ખરી હોય પરન્તુ એમણે બીજા આધાર આપ્યા નથી અને ગુજરાતની સેના હારી એમ માને છે

આવ્યો છે, પરંતુ એ વર્ણનની અંદર પણ મલીક અયાઝના એક લાખ જેટલા મોટા લશ્કરની નિર્ગમતા અને મલીક અયાઝ હાર્યો ન હોય તોપણ ફાવી ન શકવાથી પાછો આવ્યો ગયો એટલું તો સિદ્ધ થાય છે. મહારાણો સંગ્રામસિંહ પણ મોટો વિજય મેળવી ગયો હોય એમ જણાતું નથી. ઉદયપુર રાજ્યના ઇતિહાસમાં હિન્દના સમર્થ ઇતિહાસકાર ગૌરીશંકર ઓઝા મુસલમાન તવારીખો ઉપરાંત બીજા આધારોથી પણ વર્ણન કરે છે. ઓઝાજી તો લખે છે કે મલીક અયાઝ હાર્યો જ હતો, પરંતુ એને માટે એઓ સબળ આધાર આપતા નથી. અયાઝને સુલતાન મુઝફ્ફરે ઠપકો આપ્યો ને પાછો કાઢ્યો તથા માળવાના સુલતાનને પણ લડવાને બદલે રાણા સાથે સંધિ કરી પોતાના જામીન જેવા પુત્રને છોડાવ્યો એ કારણથી અયાઝના લશ્કરની હાર જ થઇ હશે એમ માને છે. માળવાના સુલતાને પુત્રને દંડ ભરીને છોડાવ્યો હશે એમ એ અનુમાન કરે છે; પરંતુ આ બધું વર્ણન વાંચતાં મુસલમાનો ન ફાવ્યા એટલું તો ચોક્કસ છે અને મહારાણો ગુજરાતના લશ્કરની પાછળ નથી પડ્યો તેમજ એને મોટી ખુવારી પણ નથી કરી શક્યો એ પણ સ્પષ્ટ જણાય છે. શ્રી ઓઝા અમીરોમાં અણબનાવના કારણે અને સહકારના અભાવને કારણે અયાઝ હાર્યો એ વાતના તવારીખોના કથનને પણ મહત્ત્વ નથી આપતા, અને રાણાએ સુલેહનું કહેણ મોકલ્યું અને પોતાના પુત્રને ભેટ અને ખંડણી લઇને ગુજરાત મોકલ્યો એ પણ માનતા નથી. એમણે પોતાની માન્યતા માટે આધારો આપ્યા નથી.[૮૯]

લગભગ બધા તવારીખકારોએ આ લડાઇનું વર્ણન તારીખે બહાદુરશાહીમાંથી લીધું છે. એના લેખકે પોતે આ સમયે લડાઇઓ અને રાજકીય વિગ્રહોમાં સક્રિય ભાગ લીધો છે. મુઝફ્ફરના પિતાના સમયનો એક મોટો અમીર અને વજીરની પદવી સુધી ચડેલો મુહાફિઝખાન એનો દાદો થાય એટલે સામાન્ય ઇતિહાસકાર કરતા એને અમીરોની રાજખટપટ જાણવાના લાગ વધારે મળે એ સંભવિત છે. સિકંદરીનો લેખક તો વારંવાર બહાદુરશાહીના લેખકનો નામ સાથે આધાર આપે છે અને ઝફરઉલવાલેહનો અરબી ઇતિહાસ પણ એનો જ આધાર લે છે. એટલે રાણાને હલકો પાડવાના અને સુલતાનનું હલકું ન પડવા દેવાના આ બધા લેખકોના પ્રયત્નની અંદરથી પણ સાચી વાત જણાય તો આવે છે. સિકંદરી સ્પષ્ટ લખે છે કે અમીરોના ધાર્યા પ્રમાણે મંદસોરનો કિલ્લો હાથમાં આવ્યો નહિ. એ આગળ લખે છે કે માળવાના મહમૂદ કે કિવામઉલ્મુલ્કને

૮૯ ઉદયપુર રાજ્યનો ઇતિહાસ પૃ ૩૫૮. આ લડાઇને માટે એમણે તવારીખોના જ આધારો આપેલા છે, અન્ય લડાઇઓની પેઠે બીજા હિંદુ આધારો આપ્યા નથી

પૂછ્યા વિના જ અયાઝે સંધિ કરી, રાણાએ એના પુત્રને છોડ્યો એ સર્વેની જાનીથી મહમૂદ પોતાની ફરજ ભૂલી ગયો, એમ લખી મન વાળે છે ૮૭ તબકાતે અકબરી લખે છે કે અયાઝે મહમૂદને કહેવડાવ્યુ કે "ગુજરાતના અમીરો લડાઇ ચાલુ રાખવા કહે છે તે કબૂલ રાખવા જેવુ નથી, કારણ કે જ્યારે હદ આડાઈ અને દુશ્મન થાય ત્યારે કમનસીબીને લીધે કાર્ય સિદ્ધ થવાની આશા મળતી નથી" રાણાએ સુલેહને માટે એ વાત કહેવડાવ્યુ એમ તબકાતના લખાણથી જણાય છે, પણ બધા તવારીખકારો આ વાત લખતા છતા શ્રી ઓઝા આ વાત માન્ય કરતા નથી પરતુ તબકાતનો લેખક ખ્વાજા નિઝામુદ્દીન લખે છે કે અયાઝ રાણાને એક સદેશો એવો મોકલે છે કે "આ સુલેહથી આપણી વચ્ચે મૈત્રી થઇ કે ૮૮ અમીરો ગુજરાતમા પાછા આવ્યા તેથી સુલતાનનુ દિલ રાજી થયુ નથી, અને એ બીજી વાર ચડાઇનો વિચાર કરે છે જો એમ થાય તો બન્ને દેશોની પાયમાલી થશે" આ લખાણથી એમ સમજાય છે કે રાણાએ મુસલમાન તવારીખકારો કહે છે એવી સનાદ કદાચ ન કરી હોય અને અયાઝે રાણાને ફરીથી સમજાવ્યો હોય મલીક અયાઝનુ ચરિત્ર આગળ જોયુ છે એ ગુજરાત સલ્તનતના એક અગત્યના સ્તભ જેવો મોટો અમીર હતો, સોરઠમા અર્ધસ્વતત્ર જેવો હતો એક ઉત્તમ મુત્સદ્દી હતો જમીન અને સમુદ્ર બન્ને ઉપર એની સત્તા હતી,૮૯ એટલે અયાઝ પાછો આવ્યો એમા કોઇ મહત્વની ઘટના રહેલી છે એમ લાગ્યા વિના રહેતુ નથી કદાચ અયાઝે આખા હિંદમા ચાલી રહેલા રાજદ્વારી આદોલનોના ખ્યાલ રાણાને આપ્યો હોય અને વાયવ્ય સરહદ તરફથી વિદેશી ચડાઇના ભય સમજાવ્યો હોય તે સાથે રાણાએ, જો ગુજરાત અને માળવાના લશ્કરો હારી જ હોય તો એ બન્ને પ્રાતો ઉપર વિજય કરવાનો બીજો લાગ ખોયો એ પણ એક મહત્વનો અને વિચારવાનો પ્રશ્ન છે રાજદ્વારી દૃષ્ટિએ રાણાના કાર્યો અને ઉદારતા કાબેલ ન કહેવાય એવા હતા તે ઉપર જોયુ છે

૮૭ તવારીખોએ દર્શાવી લખાણ આ લડાઈમા કરેલ છે છતા અમીરોની અદેખાઇ અને અણબનાવની વાત ઓઝાજી કહે છે તેમ છેક કાઢી નાખવા જેવી મને લાગતી નથી જોકે તવારીખોએ એને જેટલુ મહત્વ આપ્યુ છે તેટલુ આપવા જેવુ નથી

૮૮ તબકાતે અકબરી પૃ ૩૧૭

૮૯ મલીક અયાઝ રાજ્યનો સ્તભ હતો એમ તબકાતે અકબરી પૃ ૩૧૮મા સ્પષ્ટ શબ્દોમા લખે છે અને આ લડાઇને બીજે વર્ષે અયાઝનુ અવસાન થાય છે તે સાભળી સુલતાનને બહુ દુ ખ થાય છે એમ લખે છે સિકન્દરી પૃ ૧૮૩મા લખ્યુ છે કે અયાઝનુ મરણ સાભળી સુલતાન બોલ્યો કે રાણા સાથના યુદ્ધમા એ મરાયા હોત તો સમને ખાતર દેહ આપનાર ગણાત આ શબ્દો દર્દની જણાય છે તબકાતનુ લખાણ સ નવા જેવુ છે છતા તવારીખ સાથે મનમેળામણા તો બહુ કરાયેલા દેખાય છે

આ બધું સાથે વિચારતાં કોઈ પક્ષનો ચોક્કસ વિજય થયો હોય એમ લાગતું નથી. તવારીખકાર તો ઈ.સ. ૧૫૨૬ના ડિસેમ્બર માસમાં ફરી ચડાઈ કરવા સુલતાને ચાંપાનેરથી આવી અમદાવાદમાં કાંકરિયા તળાવ પાસેના મેદાનમાં પડાવ નાખ્યો,[90] એ વખતે રાણાનો પુત્ર ખંડણી ને ભેટ લઈને અયાઝની સૂચના મુજબ આવ્યો, અને પ્રસન્ન થયેલા સુલતાને ચડાઈ કરવાનું માંડી વાળ્યું, એમ લખે છે.[91] આ જો ખરું હોય તો આ પ્રસંગથી થોડાં વર્ષો પહેલાં ભારતની સરહદના પ્રાંતોમાં બાબર બાદશાહનાં નગારાં વાગતાં હતાં, અને દિલ્હીમાં નબળા પડેલા લોદી બાદશાહને હરાવવા ત્યાંના અમીરો અને ખુદ રાણા સાંગાએ પણ બાબરને કહેવડાવેલું એમ બાબર પોતાના ચરિત્રમાં લખે છે. એ બધાં કારણોએ પણ પાડોશીઓ સાથે સુલેહ રાખવાનું જ યોગ્ય લાગ્યું હોય. આ સમયે દક્ષિણમાં વિજયનગરનું મહારાજ્ય તુંગભદ્રાથી કન્યાકુમારી સુધી મોટું ને બળવાન હતું. મેવાડ અને વિજયનગર વચ્ચે હિંદુ સંઘ વધારવા માટે કાંઈ પ્રયત્ન થયા હોય એવું જણાતું નથી.[92] એ સમયના રાજાઓ પોતાના અમીરો અને ભાટ ચારણોની ખુશામત ભરેલી પ્રશંસાથી રાજદ્વારી કુનેહ વીસરી જતા એ સત્ય છે. તે સાથે હિંદુ રાજાઓએ દેશ કે ધર્મને નામે સંપ જાળવ્યો હોય એવું બહુ ઓછું બન્યું છે. તેથી ઊલટું, ધર્મને નામે મુસલમાનો હંમેશાં એક થયા છે. દેશને નામે એક થવાની લોકોની લાગણી તો આધુનિક જ ગણી શકાય. આમ મહમદ ગઝનવીના સમયમાં એકલ સામનો જેવો લૂલો થયો હતો એવો જ રાણા સાંગાના સમયમાં પણ થયો અને એનું પરિણામ ભારતને માટે ખરાબ આવ્યું. સામાજિક અને સાંસ્કૃતિક દૃષ્ટિએ આ લડાઈના સંજોગો આ રીતે મહત્ત્વના ગણી શકાય. વિધિની વિચિત્રતા પણ કેવી છે! મહારાણા સંગ્રામસિંહને અને પાછળથી આખા હિંદના રાજ્યોને હરાવનાર બાબર અને એના વંશજોનું રાજ્ય ગયું

૯૦ તબકાતે અકબરી પૃ. ૩૧૭ ૧૮, સિં. હરી. ગ. ભા. પૃ. ૧૮૩

૯૧ બન્નેમાં પૃ. ઉપર પ્રમાણે. તબકાત કહે છે કે રાણાનો પુત્ર ભેટ લઈને આવ્યો ને સુલતાને રાણાને માફી બક્ષી. રાણાના પુત્રને સુલતાને શાહી પોશાક આપ્યો. આ બધું મોડાસામાં બન્યું અને પછી અમદાવાદ આવીને સુલતાને એને ફરીથી પોશાક આપ્યો.

૯૨ Sources of Vijaynagar Historyમાં શ્રી કૃષ્ણસ્વામી આયંગરે વિજયનગરના કવિએ ચાંપાનેરમાં જયસિંહ પતાઈના પિતાના સમયમાં મુસલમાનોની હારનું એક નાટક કરેલું એમ કહે છે. એટલે સાંસ્કૃતિક સંપર્ક બંધાયો હશે. પરંતુ રાજકીય સંપર્ક હોય એવું જણાયું નથી. વિજયનગરને મેવાડ સાથે કોઈ જાતનો સંપર્ક હોય એવું હજી સુધી જાણવા મળ્યું નથી.

ગુજરાતના સુલતાનોનું રાજ્ય ગયું, પણ ઈડર અને ઉદેપુરનાં રાજ્યો ગઈ કાલ સુધી ભારતમાં લોકશાહી થતાં સુધી ચાલ્યાં!

ઈડર અને મેવાડનું પ્રકરણ પૂરું થતાં મલીક અયાઝનું અવસાન થયું. સુલતાન મુઝફ્ફરની માનીતી રાણી બીબીરાણીનું પણ અવસાન થયું. આ રાણી એની બુદ્ધિ અને રાજ્યમાં ભારે લાગવગ માટે પ્રસિદ્ધ હતી અને યુવરાજ સિકંદરની મા થતી હતી. એના મરણથી સુલતાનને ભારે આઘાત લાગ્યો અને ઈ.સ. ૧૫૨૩મા આ બનાવ બન્યો તે સાલનું ચોમાસું ચાંપાનેર ન જતાં અમદાવાદમાં કાંકરિયા પાસેના ઘટામંડળના મહેલોમાં ગાળ્યું.[૯૩]

## શાહજાદો બહાદુરખાન ચિતોડમાં
## અહમદનગરની લડાઈનો એક વિચિત્ર ફણગો

બીબીરાણીની લાગવગથી સુલતાનની મહેરબાની શાહજાદા સિકંદરખાન ઉપર વધારે હતી. એના બીજા પુત્ર બહાદુરખાનની જાગીર એનું ખર્ચ પણ નીકળે નહિ એટલી નાની હોવાથી એણે પિતાને જાગીર વધારી આપવા અરજ કરી પણ મુઝફ્ફરે એની અરજ ઉપર ધ્યાન આપ્યું નહિ. શાહજાદો સિકંદર પણ પોતાના સાવકા ભાઇની હોશિયારીની અદેખાઈ કરતો. એ કારણથી બહાદુરખાનને ગુજરાતમાં પોતાની સલામતી લાગી નહિ. આ બન્ને કારણોથી એ ગુજરાત છોડી ચાલ્યો ગયો, અને ડુંગરપુર થઇને ચિતોડ જઈ રાણા સાગાની પાસે ગયો. રાણાએ એનો સારો સત્કાર કર્યો.[૯૪] આ વખતે એક

૯૩. સિકંદરી ગુ ભા. પૃ. ૧૮૩. સિકંદરી લખે છે કે રાણીના અવસાનના આઘાતથી સુલત ન માંદો પડચો. બીજી તવારીખો આટલી વિગત લખતી નથી. તબકાત તો જનાનામા કોઈ મરી ગયુ એટલું જ લખે છે, અને ફિરિશ્તા પણ એમ જ લખે છે. કેંબ્રિજ હિસ્ટ્રીએ એ આખીયે વાતની નોંધ જ લીધી નથી. સિકંદરી અને તબકાત બન્ને લખે છે કે આ મરણના સમાચાર મળતાં પહેલા જ સુલતાને મોડાસાનો કિલ્લો ફરીથી મજબૂત કરાવ્યો રાણા સાથેના યુદ્ધોમાં કદાચ જર્જરિત થયો હશે. આ જગાએ સિકંદરી (પૃ. ૧૮૪), તબકાતે અકબરી (પૃ. ૩૧૯-૨૦) અને ફિરિશ્તા એક વાત લખે છે કે દિલ્હીના બહલોલ લોદીનો પુત્ર આદિલખાન કે આલમખાન બેગડાના સમયથી ગુજરાતમા રહેતો હતો અને એનો ભત્રીજો ઇબ્રાહીમ લોદી ગાદીપતિ હતો એણે અમીરોને મારી નાખી અવ્યવસ્થા કરી હતી, એટલે આદિલખાને મુઝફ્ફરની મદદ માગી, અને એ મદદથી દિલ્હી જઈ લડતા ન ફાવવાથી એ બાબર બાદશાહને જઈ મળ્યો. પરતુ આ હકીકત ગુજરાત માટે બહુ ઉપયોગી નથી.

૯૪. ઉદયપુર રાજ્યનો ઇતિહાસ, પૃ. ૩૬૧-૬૩. સિકંદરી ગુ.ભા.પૃ ૧૮૪. તબકાતે અકબરી પૃ. ૩૨૦-૨૧. ઓઝાજી તો બહાદુરખાન શાહજાદો રાણાને શરણે જ આવ્યો હતો એમ લખે છે, પરંતુ એ જરા અતિશયોક્તિ લાગે છે. તબકાત ડુંગરપુરને બદલે માલના રાજા ઉદયસિંહ પાસે શાહજાદો ગયો એમ લખે છે અને સિકંદરીના અંગ્રેજી ભાષાંતરકાર બેલી

નિશ્ચિંત બની ગયો. રાણાના ભત્રીજાએ બહાદુરખાનને પોતાને ઘેર નાચગાનની મજલિસમાં નોતર્યો. ત્યાં બહાદુરખાન એક ઘણી જ સ્વરૂપવાન નાચનારીને જોઈ તેના તરફ આકર્ષાયો. એ જોઈ રાણાના ભત્રીજાએ બહાદુરને કહ્યું કે "તમે જાણો છો કે આ કોણ છે? એ અહમદનગર (હિંમતનગર)ના કાજીની પુત્રી છે. રાણાએ અહમદનગર લૂંટ્યું ત્યારે હું કાજીને ઘેર ગયો હતો અને કાજીને મારી એની આ કન્યાને લઈ આવ્યો. એના ઘરની બીજી સ્ત્રીઓને બીજા રજપૂતોએ વહેંચી લીધી." આ સાંભળી ગુજરાતના શાહજાદાને ઘણું ખરાબ લાગ્યું અને એણે તરવાર ખેંચીને રાણાના ભત્રીજાના બે ટુકડા કરી નાખ્યા. આ જોઈને આસપાસ ઊભેલા રજપૂતોએ બહાદુરશાહને ઠાર કરવા તરવારો કાઢી, પરંતુ એ જ વખતે રાણાની માતા જે બહાદુરને પોતાના છોકરા જેવો ગણતી હતી, તે હાથમાં કટાર લઈને આવી અને બોલી કે "જો બહાદુરનો વાળ વાંકો થશે તો હું કટાર ખાઈને દેહત્યાગ કરીશ."[95] આ રાજમાતા ઝાલાવાડમાં હળવદના રાજાની પુત્રી થતી હતી.[96] માતાનું વચન સાંભળી રાણો સાંગો પણ વચ્ચે પડ્યો અને કહ્યું કે આમાં મારા ભત્રીજાનો દોષ હતો. જો શાહજાદાએ આમ ન કર્યું હોત તો હું પોતે એને સજા કરત.[97] આ બનાવ પછી બહાદુરખાન મેવાત ગયો અને ત્યાંના સરદાર હસનખાને એનો સત્કાર કરી ગુજરાત જીતવા માટે લશ્કરી મદદ આપવાનું પણ કહ્યું, પરંતુ પિતાની સામે લડવાની બહાદુરે ના પાડી. મેવાતથી બહાદુર દિલ્હી ગયો અને ત્યાં સુલતાન ઇબ્રાહીમ લોદીએ પણ એનો સારો સત્કાર કર્યો.[98]

## શાહજાદો બહાદુરખાન દિલ્હીમાં લોકપ્રિય થાય છે

આ વખતે દિલ્હીનો સુલતાન બાદશાહ બાબર સાથે પાણીપતના યુદ્ધ ક્ષેત્રમાં લડાઈ કરવાની તૈયારી કરી રહ્યો હતો. એક દિવસ મોગલ અને

---

(પૃ. ૨૭૭)માં સિકંદરીની બીજી નકલમાં પાલ શબ્દ છે એમ લખે છે. આ વાત આગળ જોઈ ગયા તેમ ગુજરાતની ભૂગોળ માટે બહુ મહત્ત્વની છે. એવી નોંધમાં કહે છે કે આ પાલ શબ્દ વિજયનગર, ડુંગરપુર, વાંસવાડા વગેરે જેને વાગડ કહીએ છીએ તેના નાના રજપૂત રાજાઓને પાલ એવું સામાન્ય નામ આપેલું છે. આ વાત આજે પણ ખરી છે.

૯૫ આ હકીકત સિકંદરીમાં વિગતથી લખેલી છે. ગુ. ભા. પૃ. ૨૧૬-૧૮. ઉદયપુર રાજ્યનો ઇતિહાસ પૃ. ૩૬૧-૬૩

૯૬ ઉદયપુર રાજ્યનો ઇતિહાસ, પૃ. ૩૬૨

૯૭ સિકંદરી પૃ. ૨૧૮. તબકાતે આ વાત નોંધી નથી.

૯૮ સિકંદરી પૃ. ૧૮૪. ઉદયપુરરાજ્યનો ઇતિહાસ, પૃ. ૩૬૩. તબકાતે અકબરી પૃ. ૩૨૧. તબકાત કહે છે કે બહાદુરે રાણાની મહેમાનગીરીની આદરથી ના પાડી અને ખ્વાજા મુઇનુદ્દીનની કબરની યાત્રાએ ગયો.

ઇબ્રાહીમ લોદીની લશ્કરી ટુકડીઓ વચ્ચે અથડામણ થઈ એમા બહાદુરે પોતાના માણસો લઈ લડાઈ કરી અને કેટલાક મોગલોને મારી નાખીને ઇબ્રાહીમના પકડાયેલા કેદીઓને છોડાવ્યા દિલ્હીના અમીરો ઇબ્રાહીમ લોદીથી કંટાળી ગયા હતા, એટલે બહાદુરના આ શૌર્ય અને એના સ્વભાવથી એની લોકપ્રિયતા દિલ્હીમા વધી હતી આ કારણથી કેટલાક અમીરોએ ઇબ્રાહીમને ઉઠાડી બહાદુરને બાદશાહ બનાવવાની ઇચ્છા કરી [૯૯] આમા બહાદુરની કાઇ ઇચ્છા કે ખટપટ જેવુ હતુ નહિ, પરતુ ઇબ્રાહિમ લોદીને બહાદુર ઉપર વહેમ પડયો અને ઈર્ષા ઉત્પન્ન થઇ બહાદુરે આ વાત જાણી ત્યારે એ નારાજ થયો અને જોનપુરના અમીરોએ એનો સત્કાર કરવાનુ કહેણ મોકલ્યુ એટલે એ જોનપુર ગયો.[૧૦૦] ત્યા એને પોતાના પિતા ગુજરાતના સુલતાન મુઝફ્ફરશાહના અવમાનના સમાચાર મળ્યા તારીખે બહાદુરશાહીનો લેખક કહે છે કે સુલતાન મુઝફ્ફરને શાહજાદો બહાદુર અસતોષથી રિસાઇને ચાલ્યો ગયો છે એવી જ્યારે ખબર પડી ત્યારે એણે વઝીર ખુદાવદખાન પાસે એને પત્ર લખાવ્યો કે સિકદરખાન જેટલી જ જાગીર તને પણ આપવામા આવશે માટે તારે પાછા ફરવુ ખુદાવદખાને સુલતાનને સમાચાર કહ્યા કે બહાદુરખાન વાગડથી ચાલ્યો ગયો છે અને દિલ્હીમા ઇબ્રાહીમ લોદી પાસે ગયો છે આ ખબર સાભળી સુલતાન ખિન્ન થયો [૧૦૧] મીર અબુ તુરાબ પોતાની તારીખે ગુજરાતમા લખે છે કે પાણીપતની લડાઇ ઈ સ ૧૫૨૬મા થઇ ત્યારે બહાદુર ત્યા હાજર હતો, પણ એણે એમા કાઇ ભાગ લીધો નહોતો. એની અને બાબર બાદશાહ વચ્ચે પત્રવ્યવહાર થયેલો એનો ઉલ્લેખ આગળ કરીશુ [૧૦૨]

---

૯૯ તબકાતે અકબરી, પૃ ૩૨૧ ૨૨ સિકદરી ગુ ભા પૃ ૧૮૪ ૮૫

૧૦૦ તબકાત પૃ ૩૨૨, સિકદરી, પૃ ૧૮૫ બને ગ્રથો લખે છે કે બહાદુરે આ ખટપટમા ભાગ નહોતો લીધો છતા ઈબ્રાહીમને વહેમ પડયો હતો દિલ્હીના અમીરો ઈબ્રાહીમથી કંટાળી ગયા હતા

૧૦૧ તબકાતે અકબરી, પૃ ૩૨૨ તબકાતના ભાષાતરકાર સિકદરીના બેલીકૃત અગ્રેજી તરજુમામા બેલી તબકાતનો ઉલ્લેખ કરીને લખે છે કે મુઝફ્ફરને ખબર પડી કે બહાદુર મોગલો સાથે લડે છે અને પાણીપત તરફ ગયો છે ત્યારે સુલતાન દિલગીર થયા અને એને ડર લાગ્યો કે બહાદુર આ બહારની લડાઈમા કદાચ ગુજરાતને સડોવે પરતુ તબકાતના ભાષાતરકાર કહે છે કે તબકાતમા આવુ લખાણ તેમના જોવામા આવ્યુ નથી કદાચ કોઈ બીજી નકલ હશે મુઝફ્ફરનો સ્વભાવ જોતા આ બીક ખરી લાગે છે સિકદરી ગુ ભા પૃ ૧૮૫મા લખે છે કે બહાદુર વાગડથી દિલ્હી ગયો છે એમ ખબર મળ્યા હતા અને તે માટે બહાદુરશાહીના આધાર આપે છે છતા લખે છે કે ગુજરાતના લોકો શું કહે છે તે આગળ લખીશુ સિકદરીની આ રીત નવીની છે

૧૦૨ પ્રો કોમીસેરિયેટનો ઇતિહાસ

હવે સુલતાન મુઝફ્ફરના સમયના અમીરો, ફિરંગીઓનું ગુજરાતના કિનારા અને સમુદ્ર ઉપર વધતું જતું જોર, અને એ સમયના બાંધકામ વગેરેનું વર્ણન કરતા પહેલા, ગુજરાતના સર્વથી વધારે મશ્કારી સુલતાનના વ્યક્તિત્વનું અને ચારિત્ર્યનું વર્ણન કરીએ ગુજરાતના મુસલમાન સમયના ઇતિહાસમાં આ એક જ સુલતાન એવો થઈ ગયો કે જેણે વિદ્યા અને કલાને ઉત્તેજન આપ્યુ, એટલુ જ નહિ, પણ એ પોતે પણ વણો સરકારસંપન્ન અને વિદ્યા તથા અનેક શૌર્યની કલાઓ તેમજ લલિત કલાઓમા નિષ્ણાત હતો, તે સાથે પ્રજા ઉપર એને પોતાની પ્રજા જેવો જ પ્રેમ હતો મુસલમાન તવારીખકારો ઉપરાંત હિંદુ આધાર પણ આ માટે મળે છે એ સંતોષની વાત છે આ સુલતાનના વ્યક્તિત્વનું વર્ણન બીજી તવારીખોમા બહુ ટૂંકામા કરેલુ છે, પરતુ મિરાતે સિકંદરીમા ખૂબ જ લંબાણથી કર્યું છે સિકંદરી તે સમયના સમકાલીન અને મહત્ત્વના ઇતિહાસકાર તારીખે બહાદુરશાહીના આધારો આપે છે તે સાથે લખે છે કે 'ગુજરાતના વિશ્વાસપાત્ર લોકો પાસેથી આ પ્રમાણે સાભળ્યુ છે' આમ સિકંદરીનું વર્ણન ઐતિહાસિક દૃષ્ટિએ કદાચ બહુ મહત્ત્વનુ ન લાગે, પરંતુ સાસ્કૃતિક દૃષ્ટિએ નોધપાત્ર જણાય છે આજની વિજ્ઞાનની દૃષ્ટિએ કદાચ કોઈ કોઈ બનાવો ન માનવા જેવા પણ લાગે, પરતુ એ જમાનાના સંજોગો અને પ્રવાહોને પણ સાસ્કૃતિક દૃષ્ટિએ ધ્યાનમા લેવા જોઈએ એટલે અહીં એનુ વિગતવાર પણ ટૂંકામા વર્ણન જરૂરનું જણાશે [૧૦૩]

સુલતાન મુઝફ્ફર એક ધાર્મિક પુરુષ હતો અને સાત્ત્વિક પ્રકૃતિનો હતો રાજ્યકર્તાને સુલભ એવો ચડકોપ એનામા નહોતો પવિત્ર જીવન અને સદાચારને લીધે એ સાધુચરિત હતો એ કારણથી કેટલાક ચમત્કારો પણ એના જીવન સાથે સકળાયેલા છે, અને સત જેવા ચારિત્ર્યવાળા પુરુષમા આજના કરતા એ જમાનામા ચમત્કારો વધારે પ્રમાણમા જોડવામા આવે એ સભવિત છે એમ કહેવાય છે કે ઈ સ ૧૫૨૫મા વરસાદ બરાબર પડ્યો નહિ અને ગુજરાતમા ભારે દુકાળ પડ્યો, તેથી લોકો બહુ હેરાન થયા સુલતાને ખૂબ શ્રદ્ધાથી ઈશ્વરની પ્રાર્થના કરી કે 'હે પરમ પરવરદિગાર! જો મારા પાપને લીધે ગુજરાતના લોકોને આ દુ ખ પડતુ હોય તો મને આ ફાની દુનિયામાથી ઉઠાવી લે, અને તારે પોતાને ખાતર લોકોને દુકાળના પંજામાથી બચાવ, કારણ કે ગરીબ મુઝફ્ફર ગરીબ લોકોનો ભૂખમરો જોઈ શકતો નથી' એમ કહેવાય છે કે પરમેશ્વરે એની પ્રાર્થના સ્વીકારી અને

૧૦૩ તબકાતમા મુઝફ્ફરના ચારિત્ર્ય માટે કાંઈ લખવામા આવ્યુ નથી

સારો વરસાદ પડ્યો, પરંતુ તે વખતથી એની તબિયત લથડી અને આખરે એનું અવસાન થયું.[૧૦૪] બીજી એક વાત એવી કહેવાય છે કે એનો એક માનીતો અમીર અપુત્ર હતો. એને પુત્રની પ્રાપ્તિ થાય તે માટે મુઝફ્ફરે તપ આદરેલું અને એ અમીરને પોતે પસંદ કરેલી એક કન્યા સાથે પુનર્લગ્ન કરાવ્યું અને કહ્યા પ્રમાણે એને બે પુત્રો થયા. આ તપ દરમિયાન એણે માંસાહાર પણ છોડી દીધેલો.[૧૦૫]

## ધાર્મિક વૃત્તિ

ધર્મપાલનમાં એ ચુસ્ત હતો, પરંતુ એનું ધર્મપાલન એ જમાનાના બીજા સત્તાધીશો જેવું ઉગ્ર નહોતું એ માત્ર પોતાની જાતના કર્તવ્ય ઉપર જ ધ્યાન રાખતો. મુહમ્મદ પયગંબર સાહેબનો જન્મદિવસ એ ખૂબ મોટા ઉત્સવથી ઊજવતો. વિદ્વાન માણસોને આખું વર્ષ ચાલે તેટલાં વસ્ત્રો અને પૈસા આપતો. મક્કા શરીફના ગરીબ લોકો માટે એક ખાસ રકમ નક્કી કરી ત્યાં મોકલવામાં આવતી. અને હજ કરવા જનારાઓ માટે વહાણો ખાસ રોકી કાંઇ પણ ખર્ચ લીધા વિના એમને આવવાજવાની બધી સગવડ આપવામાં આવતી.[૧૦૬] એને દરવીશો કરતાં વિદ્વાનો ઉપર વધારે પ્રેમ હતો, અને વિદ્વાનોને મજલીસમાં નિમંત્રણ આપે ત્યારે એમના હાથ એ પોતે પાણી રેડીને ધોવડાવતો.[૧૦૭] કુરાને શરીફના ફરમાન મુજબ એ થોડું હસવું અને વધારે રડવું એમાં માનતો. દરવીશો તરફ એનું વલણ વટવાના કુતુબેઆલમ સાહેબના પૌત્ર શાહ શેખજીના સહવાસમાં આવ્યા પછી બદલાયું એનું વર્ણન આગળ કરીશું. મુઝફ્ફર પોતે પણ વિદ્વાન હતો. કુરાને શરીફની નકલો સુંદર કલામય અક્ષરોમાં કરીને કેટલીક નકલો એણે મક્કા અને મદીના પણ મોકલેલી. કલામય અક્ષરોની આવડત એ સમયે ફારસી અરબી લિપિ લખવામાં એક

૧૦૪. આ ઉલ્લેખ તબકાત પૃ. ૩૨૨ અને સિકંદરી ગુ. ભા. પૃ. ૧૮૬માં, એમ બન્ને ગ્રંથોમાં આપેલા છે. સિકંદરીમાં વધારે વિગતવાર છે. તબકાત લખે છે કે લોકો ઉપરના પ્રેમને લીધે એણે પ્રાર્થના કરી કુરાનેશરીફનો પાઠ કરવા માંડ્યો. સિકંદરી માત્ર હાથ ઊંચા કરી પ્રાર્થના કરી એમ લખે છે. પણ ઈશ્વરે પ્રાર્થના સાંભળી ને વરસાદ પડ્યો ને સુલતાનની તબિયત બગડી એમ તો બન્ને ગ્રંથો લખે છે.

૧૦૫. સિકંદરી ગુ. ભા. પૃ. ૧૯૨-૯૩. એમાં આ વાત લંબાણથી લખેલી છે અને પોતાના જમાનામાંથી રજપૂત કન્યા આપી ને તેને કહ્યા પ્રમાણે સંતાન થયાં એમ લખે છે. આ સુલતાનની વચનસિદ્ધિનો દાખલો છે.

૧૦૬. સિકંદરી ગુ. ભા. પૃ. ૧૮૮, ૧૯૧, ૧૯૩, ૨૦૧.

૧૦૭. એ જ પૃ. ૧૯૧, ૧૯૩.

સિદ્ધિ ગણાતી[૧૦૮] એણે આખું કુરાને શરીફ કંઠસ્થ કરેલું એની વાત જરા રસપ્રદ છે. એક વખતે એનો પિતા સુલતાન મહમૂદ બેગડો એક ધાર્મિક મજલીસમાં બેઠો હતો ત્યાં વાત નીકળી કે કયામતને દિવસે સૂર્ય ખૂબ નીચો ઊતરશે અને ગરમીથી વિશ્વ હેરાન થઈ જશે. એ સમયે જેને કુરાને શરીફ આખું જિહ્વાગ્રે હશે તેની સાત પેઢી ઉપર પરવરદીગારની મહેર છાયા રહેશે અને બીજા બળી જશે. આ સાંભળીને મહમૂદે નિશ્વાસ નાખ્યો કે મારા ચાર પુત્રોમાં એવો કોઈ નિકળ્યો નથી કે પરમેશ્વર તરફથી હું આ રહેમની આશા રાખી શકું. મુઝફ્ફર એ સમયે શાહજાદો ખલીલખાન કહેવાતો હતો. એણે સુલતાનની રજા માગી પોતાની જાગીર વડોદરામાં આવીને રાતદિવસ ઉજાગરા કરી એક વર્ષ લગભગમાં આખું કુરાન મોઢે કર્યું, અને બીજે વર્ષે મુબારક રમજાન મહિનામાં સુલતાનને કહ્યું કે આજ્ઞા કરો તો આખું કુરાને શરીફ મોઢે બોલી જઉં. મહમૂદે ખુશ થઈ આમ કરવાનું કારણ પૂછ્યું ત્યારે ખલીલખાને ગયા વર્ષની વાત યાદ કરી કુરાનનો પાઠ મોઢેથી બોલી બતાવ્યો. મહમૂદને આથી એટલી બધી ખુશી થઈ કે એણે શાહજાદાને ખોળામાં લઈ ખૂબ લાડ કર્યા અને એક મોટો ઉત્સવ કર્યો, અને એને પોતાના તખ્ત પર બેસાડ્યો.[૧૦૯]

## કેફી ચીજો તરફ તિરસ્કાર

કેટલાક ગુણોમાં તો મુઝફ્ફરને મહાત્મા ગાંધીજી સાથે સરખાવી શકાય. કેફ કરનાર તરફ અને કેફી ચીજો તરફ એને ખૂબ જ તિરસ્કાર હતો. સિકંદરી લખે છે કે સુલતાનનો એક પ્રિય ઘોડો માંદો પડ્યો અને કોઈ દવાથી એને સારું થયું નહિ ત્યારે દવાના એક જાણકારના કહેવાથી ઘોડાને દારૂ પાવામાં આવ્યો. આ વાત સાંભળી સુલતાન એટલો દુઃખી થયો કે જીવ્યો ત્યાંસુધી એ ખાસ પ્રિય ઘોડા ઉપર એણે સવારી કરી નથી.[૧૧૦] એ પોતે પાંચ વર્ષનો હતો ત્યારે એને ઉછેરનાર એની દાદી હસાબાઈએ એક

---

૧૦૮ એજ. ફારસી અરબીમાં અલંકારમય લિપિથી લખાય છે (Calliograhhy). આવા અક્ષરો જેને "નકશી" કહે છે. મુઝફ્ફર આમાં એવો નિષ્ણાત હતો કે પરદેશથી એવા વખાણ કરનારા એની પાસે આવતા. ગુજરાતના અરબ ઇતિહાસ જફરૂલવાલીહનો લેખક કહે છે કે એ મક્કામાં હતો ત્યારે એણે આ સુલતાનના હસ્તાક્ષરની કુરાનેશરીફની નકલો જોયેલી.

૧૦૯ એજ પૃ. ૧૮૯-૯૦. એમાં આ વર્ણન લંબાણથી કરેલું છે. મુઝફ્ફરે વડોદરામાં કુરાન મોઢે કર્યું અને અમદાવાદ આવી બોલી બતાવ્યું. એના પિતાએ અમીરો અને લશ્કરને મોટી ઝિયાફત આપી. કહે છે કે આવી ઝિયાફત કોઈ સુલતાને આપી નહોતી.

૧૧૦ એજ પૃ. ૧૯૦

બાંધા પડ્યા એ વખતે એ કાંઈ બોલ્યો નહિ અને ચપ્પુથી ડાઘા સાફ કરી મહેંદી ફરી નાખવાનું પૂરું કર્યું બીજા દરબારીઓ નવીફને મારતા મારતા બહાર લઈ ગયા હતા હવે એણે એની ખબર પૂછી એ માણસ આવી ભૂલને લીધે ખૂબ રડતો હતો અને એ જમાનાની રીત પ્રમાણે હાથ કાપી નાખવાની કે હાથીના પગ નીચે કચરવાની શિક્ષાની આશા રાખી રહ્યો હતો સુલતાને માત્ર એટલું જ કહ્યું કે એ મને કદી મોં બતાવે નહિ એ પછી બધાની વિનતિથી 'ફરી ચીજને ફરીથી અડકીશ નહિ' એવું વચન લઈ એને ફરી એ જ નોકરી ઉપર રાખ્યો[૧૧૩] સુલતાનના આવા નરમ અને દયાળુ સ્વભાવને લીધે તોફાની લોકને શિક્ષાનો ડર ઓછો થઈ ગયો હતો અને રાજમાં ચોરી લૂંટફાટનો ઉપદ્રવ વધ્યો હતો કેટલાક નોકરો અને અમીરો પણ મર્યાદા રાખતા નહિ જૂના અમીર મશાક મારગને આમ છતાં પણ આબદારીની જગા ઉપર રાખ્યો હતો એક નોકર છોકરાએ સુલતાનની પાઘડીની મશ્કરી પણ કરી હતી[૧૧૪] આવા સ્વભાવને લીધે એને લોક દયાળુ કહેતા એટલે એ મુઝફ્ફર હલીમને નામે પ્રસિદ્ધ છે

આ સુલતાનને કુમારપાળ જેવો જ પરનારીસહોદર કહી શકાય જ્યારે માળવા જીતીને એણે ત્યાંના સુલતાન મહમૂદને રાજ્ય પાછું આપ્યું ત્યારે એ સુલતાને મુઝફ્ફરની ભારે મહેમાનગીરી કરેલી એના જનાનામાં બે હજાર સુંદર સ્ત્રીઓ હતી મિરાતે સિકંદરીનો લેખક કહે છે કે સુંદર વસ્ત્રાલંકાર સજીને આ સ્ત્રીઓ સ્વર્ગની મોરની પેઠે હાથમાં રત્નો ભરેલી સુવર્ણની થાળીઓ લઈ મુઝફ્ફરનાં ઓવારણાં લેવા નીકળી સુલતાને એમનું સૌંદર્ય જોઈ માનથી માથું નમાવ્યું અને બોલ્યો કે 'પરસ્ત્રીઓ તરફ નજર કરવી એ પાપ છે' માળવાના સુલતાને ઉત્તર દીધો કે 'આ બધું આપની માલિકીનું છે અને અમે બધા આપના ગુલામ છીએ એટલે આપ મારા તરફથી આ બેગમોનો ઉપભોગ કરો તે ઇનાયત છે' મુઝફ્ફરે માળવાના સુલતાનને કહ્યું 'આ બધું હું આપને ફરી પાછું બક્ષિસ કરું છું હવે એમને પડદામાં પાછા ફરવાનું કહો' જિતાયેલાની સાથે ગમે તેવો વર્તાવ કરનારા એ જમાનામાં આવું શીલ દુર્લભ છે[૧૧૫]

---

૧૧૩ એજ પૃ ૧૬૬ ૬૭

૧૧૪ એજ, પૃ ૨૦૪ પૃ ૧૯૭માં સુલતાનની પાઘડી બાંધવાની રીતનું અને છોકરાએ કરેલી મશ્કરીનું અને એની બેઅદબીની સામે અસદઉલ્મુલ્કે છોકરાને મારેલા તેમનું વર્ણન છે છોકરાએ મુલ્લાં ને વહોરા જેવી પાઘડી છે એમ કહ્યું તેમાં મુલ્લાંની સરખામણી સુલતાનને ગમી પણ વહોરાની સરખામણી ન ગમી પાઘડીના આ વર્ણન ઉપરથી કોઈ ચિત્રકાર ગુજરાતના સુલતાનોની પાઘડીનું ચિત્ર કરી શકે

૧૧૫ એજ પૃ ૧૭૦-૭૧ તવારીખ કહે છે કે માળવાનો સુલતાન ગ્યાસુદ્દીન મોજ

મુઝફ્ફર મોજશોખમા બીજા સુલતાનો જેવો પૈસાનો ખર્ચ કરતો નહિ એટલે લોકો એને કંજૂસ કહેતા મોજશોખમા ખર્ચ કરવામા અહમદશાહનો પુત્ર મુહમ્મદશાહ અને મુઝફ્ફરશાહનો પુત્ર બહાદુરશાહ ઉડાઉ જેવા હતા મુઝફ્ફર ખેરાત અને સખાવતમા પૈસો ખર્ચ કરતો ખોટા વખાણ કે ભાટ ચારણના વખાણથી ફુલાવાનુ પણ એને પસદ નહોતુ[116]

**અજાતશત્રુ સુલતાન**

આ સુલતાને આખા જીવનમા ઈશ્વરના કોઈપણ પ્રાણીને ત્રાસ આપ્યો નથી કે કોઈ તરફ તિરસ્કાર દર્શાવ્યો નથી સર્વસત્તાધીશમા ન દેખાય એવુ સૌજન્ય એનામા હતુ અને સર્વને એ માનથી બોલાવતો સૈયદ જલાલ મુનવર ઉલ્મુલ્ક લખે છે કે હુ સુલતાનની તહેનાતમા હતો અને મેં કોઈને કદી ઠપકો આપતા જોયા નથી[117] એના તરફ કોઈને અમતોષ નહોતો, ગૂજરાતમા તો એ અજાતશત્રુ જેવો હતો એ કહેતો કે "જો હુ જગતમા હોઉ તોપણ મને કોઈ હેરાન કરશે નહિ, કારણ કે મેં કોઈને ત્રાસ આપ્યો નથી અને હુ કોઈને રંજાડીશ નહિ"[118] એના સમયમા એણે મરણ પામેલા વઝીફદારોની મિલકત રાજ્યમા પાછી લીધી નથી એક વાર મહીમુનમુલ્કે એવી જાગીરોમાથી

---

શોખ માટે ખૂબ જાણીતો હતો અને એ જમાનામા એશઆરામ અને મોજમા જ્યાર અતિ થઈ જાય ત્યારે તેને ગ્યાસુદ્દીનની ઉપમા આપવામા આવતી એને દિલગીરી થાય એવા સમાચાર ન આપવા એવો પ્રધાનોને હુકમ હતો એક વાર એના કેટલાક જિલ્લા ઓ બહલોલ લોદીના લશ્કરે લૂટયા એ સમાચાર પહોચાડવા માટે અમીરોએ ભાડના ટોળાને અફઘાનોનો વેશ પહેરાવી એનુ નાટક કરી બતાવી સુલતાનને સમાચાર પહોચાડયા કહે છે કે એના જનાનામા એક શહેર જેવી જુદી વ્યવસ્થા હતી અને એની જુદી કચેરી, જુદો કાજી, જુદી પોલીસ અને જુદા અમલદારો હતા અને તે સ્ત્રીઓ જ હતી ગુજરાતના સુલતાનોએ આવી મોજ કે ઉડાઉગીરી કરી નથી એ ગુજરાતી સ્વભાવ માટે નોધપાત્ર છે અને મુઝફ્ફર બીજો તો એમા આદર્શ હતો માળવાના આ ગ્યાસુદ્દીન સુલતાનનુ વર્ણન ફિરિશ્તા વિગતથી આપે છે આ જનાનાના બજાર પણ જુદા અને એ મોટી સખ્યામા ઘોડે બેસી તીરકામઠા લઈ શિકારે જતી તથા કઈ જાતની કેટલી સ્ત્રીઓ હતી તે વિગતો પણ મળે છે જહાગીર બાદશાહ પોતાના આત્મચરિત્રમા માળવાના આ સુલતાનનો ઉલ્લેખ કરી એના જનાનામા પદર હજાર સ્ત્રીઓ હતી અને એક નાના રાજ્ય જેવો વહીવટ ચાલતો એમ કહે છે પ્રો કોમિસેરિયટ એમના ગુજરાતના ઇતિહાસમા પૃ ૨૮૮ ૮૯મા આ બધુ વખાણથી ઉતારા આપી વર્ણન કરે છે અને એના સમર્થનમા પોર્ટુગીઝોની કોમેન્ટરીઝમા આપેલો ઉતારો પણ આપે છે પરંતુ ગુજરાતના ઇતિહાસ માટે આ બહુ ઉપયોગી લાગતુ નથી એનુ વર્ણન માત્ર રસમય છે

૧૧૬ એજ, પૃ ૧૯૮ અને પૃ ૨૦૧

૧૧૭ એજ, પૃ ૧૯૩–૯૪

૧૧૮ એજ, પૃ ૧૯૪

પુષ્કળ પૈસો સુલતાન પાસે વસૂલ કરી મૂક્યો તે એણે વઝીફદારોના સગા વહાલાઓને પાછો આપ્યો ગૂજરાતમાં ધર્માર્થ નિમિત્તે જાગીરો ને વઝીફા ઘણાં હતાં એક વાર માળવાના સુલતાનના જોવામાં ગૂજરાતના વહીવટી ચોપડા આવ્યા ત્યારે ધર્માદા ખર્ચ અને વઝીફા જોઈ એણે કહેલું કે "આ તો ઘોડા અને સવાર વગરનું એક લશ્કર છે"[119]

## વિદ્યાકલાનો શોખ

મુઝફ્ફર વિદ્યાકલા અને હુન્નરની વિદ્યામાં પણ નિષ્ણાત હતો એક વાર મેદાનમાં શિકાર ખેલતાં જતાં એકલો પડી ગયો ત્યારે રજપૂતોની એક ટોળીને એકલે હાથે એણે હરાવેલી તલવાર ઘણી સારી ફેરવી શકતો અને સારો તીરંદાજ હતો ભાલાથી કડી ઉપાડી શકતો અને મરેલા બકરાની લાશના એક ઝાટકે ટુકડા કરી શકતો[120] લાઠી ફેરવવામાં, શિકાર કરવામાં તેમજ કુસ્તી કરવામાં પણ એ ઘણો જ હોશિયાર હતો અને કુસ્તીમાં એ સમયના ઘણા ઉસ્તાદોને હરાવતો જે હુન્નર એ જોતો તે તુરત શીખી જતો કવિઓ અને વિદ્વાનોની સભામાં એ શબ્દની રમત અને હાજરજવાબી કરી શકતો એવા દાખલા પણ સિકંદરીમાં નોંધેલા છે અલીખાની પ્રશંસામાં લખેલી એક કવિતાને એણે શબ્દચાતુરથી ફેરવીને અર્થ ઉલટાવી નાખ્યો હતો[121] સંગીતમાં તો એ ઘણો જ પ્રવીણ હતો અને મોટા ગવૈયાઓની [illegible] એનો પોતાનો કંઠ પણ મધુર હતો દરેક જાતના વાદ્યો ઉપર એનો કાબૂ સારો હતો અને સંગીતના મોટા ઉસ્તાદો એના શિષ્ય થવામાં ગર્વ લેતા એ પોતે પણ ગાયનો બનાવી શકતો હતો[122]

## સરસ્વતીનું નૃત્ય

સિકંદરીનો લેખક કહે છે કે એક વાર સુલતાનને સરસ્વતીનું નૃત્ય જોવાની ઇચ્છા થઈ અને એક જલસામાં એણે પોતાની ઇચ્છા વ્યક્ત કરી હિંદુઓના પુસ્તકોમાં કહ્યું છે કે મધુર કંઠવાળી, દરેક સાજ ઉપર કાબૂ ધરાવનારી, શાસ્ત્રીય સંગીતમાં પ્રવીણ વ્યક્તિ સરસ્વતી દેવીની કૃપાથી જ થઈ શકે છે એવી

---

૧૧૯ એજ, પૃ ૧૯૯–૨૦૦ આ વઝીફા મુસલમાનો પાસે હશે એમ વર્ણન ઉપરથી લાગે છે હિંદુ દેવસ્થાનોની શી સ્થિતિ હતી તે જાણવા મળતું નથી

૧૨૦ એજ, પૃ ૨૦૧–૨૦૨

૧૨૧ એજ, પૃ ૨૦૨ ૨૦૩

૧૨૨ એજ, પૃ ૨૦૩ સિકંદરીમાં સુલતાન જે રાગો બનાવી શકતો તેના નામો આપ્યા છે એ નામ સમજાય તેવા નથી અને વધારામાં ઘણા દોહરા પણ લખ્યા છે એ ઉપરથી સાદા ગાયનો બનાવી શકતો હશે

કળાઓમા નિષ્ણાત હોય અને સૌંદર્ય તથા લાવણ્યથી ભરેલી હોય એવી સ્ત્રી જ સરસ્વતીનો વેશ સપૂર્ણ રીતે ભજવી શકે. ઉસ્તાદોએ સુલતાનને કહ્યુ કે આપના રાજ્યમા વારાંગના ચપાબાઇ છે તે આવા લક્ષણોવાળી છે અને તે સરસ્વતીનો સ્વાંગ ભજવી શકશે જલસા માટે બધી તૈયારી કરવાનો હુકમ થયો, પણ સરસ્વતીનુ વાહન હસ ક્યાથી લાવવો' સુલતાને શહેરના સોનીઓને બોલાવી સોનુ અને રત્નો આપીને સારો હસ તૈયાર કરવા કહ્યુ અને છ મહિનામા હસ તૈયાર થયો. ચંપાબાઇએ સરસ્વતીનો પાઠ ભજવી મધુર કઠે ગીત વાદન કરી મનોહર નૃત્ય કર્યું તવારીખકાર લખે છે કે આ નૃત્ય એવુ તો ઉત્તમ થયુ હતુ કે ઉસ્તાદો ખરી સરસ્વતીને ભૂલી જાય, અને જોનારા પોતાનુ ભાન ભૂલી ગયા આકાશની પરીઓ પણ સરસ્વતીનો આ પાઠ જુએ તો અગ્નયમ થઇ જાય[૧૨૩] તવારીખના આ વર્ણનો સાથે 'શત્રુંજયતીર્થોદ્ધાર પ્રબધ'નો મુઝફ્ફર બાબેનો નીચેનો શ્લોક બધ બેસે છે અને ટેકો આપે છે.[૧૨૪]

ततो लक्षणसाहित्यज्योति सगीतशास्त्रविद्।
आधारो विदुषा वीरश्रीवरोऽभून्मुजफ्फर ॥
प्रज्ञा प्रजा इवापद्य प्रजा इव प्रजा अपि।
शकन्दरादय पुत्रा बभूवुस्तस्य भूविभो ॥ (ઉલ્લાસ-૭-શ્લોક ૧૭ ૧૮)

## સુલતાન મુઝફ્ફરનો ન્યાય

રાજધર્મનુ મોટામા મોટુ શુભ ચિહ્ન એ એનો ન્યાય છે સુલતાન મુઝફ્ફરશાહ એવા ન્યાય માટે પ્રસિદ્ધ હતો એ રાત્રે વેશ બદલીને શહેરની ગલીઓમા ગરીબોની સ્થિતિ જોવા જતો અને ઉમરાવોના કૃત્યો જોવા પણ છાનો નીકળતો કોઇનુ દુ ખ જુએ અને એને એ ખરુ લાગે તો બીજે દિવસે દરબારમા બોલાવી એ બાબે યોગ્ય પગલા લઇ દુ ખ દૂર કરતો.

ગૂજરાતના અરબી ઇતિહાસ ઝફરઉલવાલાહમા આ સુલતાનના ન્યાયી હૃદયની એક રસમય વાત આપેલી છે એક વખત એક સોદાગર પાસેથી બાદશાહે ઘોડા ખરીદ્યા, પણ એના પૈસા આપવાના બાકી રહ્યા હતા સોદાગરે આ માટે બાદશાહ સામે અમદાવાદના કાજી આગળ દાવો નોધાવ્યો કાજીએ બાદશાહને

---

૧૨૩. એજ, પૃ ૨૦૩–૨૦૪ કહે છે કે ચપાબાઇ કવિતા રચીને બોલી આ વર્ણન સિકદરી મા વિગતથી કહેલુ છે સરસ્વતીના વાહન માટે હસ બનાવેલો એમ સિકદરી સ્પષ્ટ લખે છે અને એ ખરુ પણ છે છતા એના ગુજરાતી ભાષાતરકાર આત્મારામ મોતીરામ દીવાનજી હસ શબ્દ લખી કૌસમા એના અર્થ તરીકે મોર લખે છે રવિવર્માએ મોરવાહિની સરસ્વતી ખોટી રીતે ચીતરી એનુ એ પરિણામ છે એનુ વાહન હસ જ છે, મોર નથી
૧૨૪ જિનવિજયજી સપાદિત શત્રુંજયતીર્થોદ્ધાર પ્રબધ

કચેરીમાં આવવા 'સમન્સ' મોકલ્યો અને મુઝફ્ફર પરમા પહેરેલા સાદા પોશાકમા આવી ફરિયાદી માફક ઊભો રહ્યો કેમની સુનાવણીમા ન્યાય ફરિયાદીની તરફેણમા આવ્યો અને વેપારીને બાદશાહે પૈસા ભરી દેવાનો વખત આવ્યો સુલતાને ખજાનચીને પૈસા ભરી દેવા હુકમ કર્યો કચેરીમા કાઝીએ બાદશાહ સાથે સામાન્ય માણસ જેવુ વર્તન રાખ્યુ હતુ અને માન બતાવ્યુ ન હોતુ પણ કેસ પૂરો થતા કાઝીએ ન્યાયાસનેથી ઊતરી બાદશાહને યોગ્ય માન આપ્યુ અને કહ્યુ કે 'આ ન્યાયાસન આપનુ છે. પણ ન્યાય જેમ થવો જોઇએ તેમ થયો છે એમા મેં કોઇ પણ તરફદારી કરી નથી.' મુઝફ્ફર ખુશ થઇને બોલ્યો કે 'તમે જે કર્યુ તેનાથી હુ ખુશ થયો છુ જો તમે એમ ન કર્યુ હોત તો હુ તમને બરતરફ કરત'.[૧૨૫]

## સુલતાન અને શાહ શેખજી

ઉપર જોઇ ગયા કે સુલતાન મુઝફ્ફર વિદ્વાનોને ખૂબ માન આપતો, પણ સાધુઓ દરવેશોને માટે એને માન હતુ નહિ ગુજરાતના સુલતાનો બુખારી સૈયદોને ખૂબ માન આપતા અને સુલતાન મહમૂદ તો શાહઆલમ સાહેબને ત્યા જ ઊછર્યો હતો સુલતાન મુઝફ્ફરના સમયમા વટવામા કુતુબે આલમ સાહેબની ગાદીએ એમના મોટા પુત્ર સૈયદ નાસિરુદ્દીન અબુલ હસન મહમૂદના પુત્ર સૈયદ જલાલુદ્દીન હતા અને તવારીખોમા એ શાહ શેખજીને નામે પ્રસિદ્ધ છે વટવાના સંત કુતુબેઆલમ સાહેબના વશમા શાહ આલમ સાહેબ મશહૂર હતા તે આગળ જોઇ ગયા, પરતુ એમની ગાદી રસૂલાબાદમા જુદી હતી શાહ શેખજી વટવામા દાદાની ગાદીએ હતા એમનો જન્મ આશાવલમા હિજરી ૮૫૩મા થયો હતો. એમના જન્મની ખબર જ્યારે કુતુબેઆલમ સાહેબને આપવામા આવી ત્યારે પાસે બેઠેલા શાહ મુહમદે એમણે કહ્યુ કે "ખુશ હો, હમારે ઘર, હમસે બડા મખદૂમ જહાનિયા આયા" એટલે કે આપણે ઘેર મારાથી પણ મોટા જલાલુદ્દીન જહાનિયા જેવા મહાપુરુષનો જન્મ થયો એમણે પોતાના પિતા તથા કાકા શાહઆલમ સાહેબ પાસેથી વિદ્યા સપાદન કરી હતી, અને એ સમયે મોટા મોટા એમના શિષ્યો હતા [૧૨૬]

---

૧૨૫ હાજી અદ્દબીરનો સર ડેનિસન રૉસ સપાદિત ગુજરાતનો અરબી ઇતિહાસ ભા ૧, પૃ ૧૩૦-૩૧

૧૨૬ મિરાતે અહમદી ગુ ભા ભાગ ૨ પૃ ૩૧, અગ્રેજી ભા (નવાબઅલી અને સીડન) પૃ ૩૦ એમા એ સત પુરુષનુ ચરિત્ર આપ્યુ છે મુઝફ્ફરશાહ સાથેની અને બહાદુર શાહજાદાને લગતી વિગતો સિકદરીમા (ગુ ભા પૃ ૨૦૭થી ૨૧૫) અમેજીમા એમનુ નામ શાહ શેખજીઉ લખેલુ છે, પરન્તુ સિકદરી અને અહમદીના ગુ ભાષાતરમા શેખજી

સુલતાન મુઝફ્ફરશાહ પોતાના બાપદાદાના રિવાજ પ્રમાણે વટવા ઝિયારત કરવા જતો નહિ. કેટલાક અમીરોએ શાહ શેખજી અને સુલતાન વચ્ચે મેળ કરાવવા પ્રયત્ન કરેલો અને એક વાર આ સંતપુરુષ ચાંપાનેર પણ ગયેલા, પરંતુ સુલતાનના શબ્દોથી એમને માઠું લાગવાથી મેળાપ કર્યા વિના પાછા આવ્યા હતા. સુલતાન પણ અમદાવાદ આવતાં રસ્તામાં વટવા આવ્યું ત્યારે અંદર જવાને બદલે ઘોડા ઉપર બેઠો રહી કુરાને શરીફના વાક્યોનો પાઠ કરી ચાલ્યો જતો. સિકંદરીમાં આ બે જણને કુતુબે આલમ સાહેબે સ્વપ્નમાં આવીને સુમેળ કરાવ્યાનું લાંબુ વર્ણન છે. એ પછી સુલતાન દરવેશોને માન આપતો થયો અને શાહ શેખજીના આશીર્વાદથી સુલતાનની માંદગી જતી રહી.[127]

## શાહ શેખજી અને શાહજાદો બહાદુરખાન

મુઝફ્ફરનો બીજો પુત્ર બહાદુરખાન વીર અને હોશિયાર હતો, પરંતુ એનો મોટો પુત્ર સિકંદરખાન પાટવી હતો અને માનીતી બીબી રાણીનો પુત્ર હતો. એમ કહેવાય છે કે બહાદુરખાન શાહ શેખજીનો શિષ્ય હતો અને શેખજી ઉપર ભક્તિભાવ રાખતો હતો. શેખજીએ પોતાના શિષ્યમંડળની યાદીમાં બહાદુરના નામ આગળ "સુલતાન બહાદુર ગુજરાતનો બાદશાહ" એવા શબ્દો લખ્યા હતા. આ બધી વાતો સાંભળી સિકંદર અને એની મા બીબી રાણીને બહાદુરની ઈર્ષ્યા થઈ આવી અને એણે મુઝફ્ફરને મોટી ભેટો લઈ શાહ શેખજીને સિકંદરને ગાદી મળે તે માટે વિનંતિ કરવા ખૂબ દબાણ કર્યું. એમ કહેવાય છે કે શાહ શેખજી આશીર્વાદ આપતા હતા ત્યારે ભૂલમાં સિકંદરને બદલે સુલ-તાને બહાદુરનો હાથ એમને આપ્યો અને આશીર્વાદ એને મળ્યા તેથી સુલતાન બહુ નાખુશ થયો.[128] આ સંત પુરુષની વચનસિદ્ધિમાં એ સમયે લોકોને

---

લખેલું છે. આ કુટુંબ અસલ સિંધમાંથી આવેલું અને અહીં સિંધીભાષાનું વાક્ય નોંધપાત્ર છે. એમની ઉમ્મર માટે મતભેદ છે.

૧૨૭. સિકંદરી ગુ ભા. પૃ. ૨૦૮ થી ૨૧૧માં ગુજરાતમાં બુખારી સૈયદોના સ્થાપક વટવાના મહાન સત્પુરુષ કુતુબેઆલમ સાહેબે સુલતાન અને શાહ શેખજી વચ્ચે કેવી રીતે સંપ કરાવ્યો, અને શેખજીએ સુલતાનને દરવેશો માટે પ્રેમ નથી એવી ટીકાનો એમના શિષ્યોએ કેવો જવાબ આપ્યો વગેરે વર્ણન ખૂબ લંબાણથી છે. આ બધા વર્ણનમાં એક વાત ખાસ યાદ રાખવાની છે કે સિકંદરીનો લેખક બુખારી સૈયદોનો પરમ ભક્ત હતો અને એમના ગુણગાન એણે ખૂબ કર્યાં છે, જ્યારે અહમદીનો લેખક એક શુદ્ધ ઇતિહાસકારની રીતે વર્ણન કરે છે

૧૨૮ સિકંદરી ગુ ભા. પૃ. ૨૧૨ થી ૨૧૪. એમાં બીબીરાણીની સિકંદરને ગાદી મળે તે માટેની ચિન્તા અને પ્રયત્ન તથા બહાદુર આશીર્વાદ [illegible] એ વર્ણન રસમય રીતે કરેલું છે.

ખૂબ શ્રદ્ધા હતી એટલે રાણી અને સિકંદરની અદેખાઈથી બચ્ચા બહાદુરને ગુજરાત છોડવું પડેલું તે ઉપર જોઈ ગયા. એમ કહેવાય છે કે બહાદુરખાન ઉપર શેખજીને અભાવ હતો, પરંતુ એ બચપણમાં વડવામાં રહેતો ત્યારે ગરીબ લોકોને હેરાન કરતો અને લોકોની પાઘડીઓ ઉછાળી શિકારી કૂતરા એમની પાછળ છોડતો. એક વખત એક માણસ પાછળ એણે કૂતરા છોડેલા અને એ માણસ એક ઘરમાં સંતાયો ત્યારે મરણથી બચ્યો. એણે શાહ શેખજીને જ્યારે આ બાબતની ફરિયાદ કરી ત્યારે શેખજી કચવાઈને બોલી ઊઠ્યા કે 'એમ કોઈ ખાનાર ફિરંગી કૂતરાઓ આ પ્રમાણે એના ટુકડા કરી નાખશે અને એમનાથી એની પડતી આવશે'[129] વળી બહાદુરખાન ગુજરાતની ગાદી અને સિકંદરખાનની ઈર્ષ્યા બાબત ફરિયાદ કરતો ત્યારે ગુજરાતનો બાદશાહ એ થશે એમ શેખજીએ કહ્યું. તે વખતે ચિત્તોડ ઉપરના ગુસ્સાને લીધે એણે ચિત્તોડ જીતવાના આશીર્વાદ માટે હઠ પકડી. શાહ શેખજી બોલ્યા કે "ભલે તું ચિત્તોડ ઉપર વિજય તો મેળવીશ, પણ એ વિજય તારી પડતીનું કારણ બનશે." એ જ વખતે શાહે બહાદુરને કહી દીધું કે મારી ને તારી વચ્ચે આ છેલ્લી મુલાકાત છે. શાહ શેખજીની આ બધી ભવિષ્યવાણી ખરી પડી.[130] હિ. સ. ૯૩૧ (ઈ. સ. ૧૫૨૪)માં ૭૫ વર્ષની ઉંમરે શાહ શેખજી અવસાન પામ્યા.[131]

સુલતાન મુઝફ્ફરના વ્યક્તિત્વ અને ચારિત્ર્યનું બયાન સિકંદરીમાં ઘણું જ વિગતથી કરેલું છે અને અહીં એનો ટૂંકસાર થવા પણ વિસ્તાર થઈ ગયો છે. અહીં વર્ણવેલા કેટલાક બનાવો આજે વિજ્ઞાનના જમાનામાં જડ ઇનિ

---

૧૨૯ એજ, પૃ. ૨૧૪-૨૧૫માં બહાદુરશાહ માટે શાહશેખજીને પ્રેમ છતાં એનાં અવિચારી તોફાનો અને ગરીબોની રંજાડ માટે એમને ગુસ્સો આવેલો અને શાહજાદાને શાપ દીધેલો. આ શબ્દો ગુ. ભા. પૃ. ૨૧૫માં છે.

૧૩૦. એજ, પૃ. ૨૧૬. સિકંદરી લખે છે કે બહાદુરે જ્યારે ચિત્તોડના વિજય માટે આશીર્વાદની માગણી કરી ત્યારે શાહ શેખજી ધ્યાનસ્થ થઈ ઊંડા વિચારમાં પડ્યા ને બોલ્યા નહિ. બહાદુરે આ માટે ત્રણવાર માગણી કરી ત્યારે એમણે ઉપર મુજબ જવાબ આપેલો. ચિત્તોડ ઉપર બહાદુરને એટલો રોષ ભરાયેલો કે પોતાના રાજ્યની પડતી ચિત્તોડના વિજયથી થાય તો પણ એ વાત સો વખત કબૂલ છે એમ એણે કહેલું અને કદાચ એવા જવાબથી કચવાઈને હઝરતે કહ્યું કે નસીબ કોઈ ફેરવી નહિ શકે અને આ એની છેલ્લી મુલાકાત છે. સિકંદરીના અંગ્રેજી તરજુમા (બેલી પૃ. ૩૦૪)માં અહીં જરા ફેર છે. એમાં ફિરંગી કૂતરા એને ફાડી નાખશે એમ લખ્યું છે. વળી પોતાનો ભાઈ સિકંદર એને મારી નાખવાની ખટપટમાં છે એમ એણે સુલતાનને કહ્યું અને સુલતાને એને સતાવાનું અને નસીબમાં હશે એને ગાદી મળશે એમ કહ્યું, વગેરે વાત એણે શાહ શેખજીને કહી એમ લખે છે. વળી શાહે પોતાના પુત્ર શાહ બડાની સંભાળ રાખવા બહાદુરને કહ્યું.

૧૩૧. સિકંદરી, પૃ. ૨૧૭

કામની દૃષ્ટિએ કોઈને કદાચ અર્થ વિનાના લાગે, પરંતુ જે જમાનાનો આ ઇતિહાસ છે એ જમાનામાં સમાજનો ઘણો મોટો ભાગ આવી બાબતોમાં શ્રદ્ધા ધરાવતો હતો, એટલું જ નહિ, પણ આજના કડક બુદ્ધિવાદ અને વિજ્ઞાનના સમયમાં પણ સંતોની વચનસિદ્ધિના ઉદાહરણો દેખાય છે અને ઘણી વાર વિજ્ઞાન એનો ઉકેલ કરી શકતું નથી એટલે આજથી ચારસો વર્ષ પહેલાંના સમયમાં આ વર્ણનોનું સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વ ગણી શકાય[૧૩૨]

## મુઝફ્ફર બીજાના સમયમાં હિંદુઓ

આ ભલા સુલતાનના સમયમાં હિંદુઓના મોટા સમાજની કેવી સ્થિતિ હતી તે બાબત તવારીખકારો મૌન સેવે છે. હિંદુઓને ધાર્મિક બાબતોમાં ઉત્તેજન નહિ મળતું હોય એમ લાગે છે, પરંતુ હિંદુઓના બહુ મોટા સમાજની કલા અને સંસ્કૃતિની ઉપર રાજ્યકર્તાની સત્તા હોવા છતાં પણ પ્રજાના રંગે થોડું રંગાયા વિના રહી શકાતું નથી અને જ્યારે રાજ્યકર્તા મુઝફ્ફર જેવો, સરકારી ઇતિહાસ કહે છે તેમ, ભીમગુણથી અદૃશ્ય નહિ પણ કાંત ગુણથી અભિગમ્ય ખરો એવો હોય ત્યારે હિંદુ પ્રજાને દુઃખ પડ્યું હોય એમ માનવાને કારણ નથી. તવારીખો લખનારા કેટલાક લેખકો કોમી માનસ ધરાવતા હોવાથી એવી વાતનો નિર્દેશ કરતા નથી. મલીક ગોપી જેવો બ્રાહ્મણ પ્રધાન સત્તા ઉપર હોય અને સરસ્વતીના નૃત્ય જેવા દાખલા નોંધાયેલા હોય ત્યાં હિંદુઓને ત્રાસ પડ્યો હોય એમ કેમ કહી શકાય? ધર્મ સિવાય વેપાર અને વ્યવહારની બીજી બાબતોમાં તો આ પ્રશ્નને સમયે હતો જ નહિ.

સુલતાન મુઝફ્ફરનું અવસાન પણ એના સાધુ જેવા આચરણને શોભે એવી રીતે થયું છે. ઈ. સ. ૧૫૨૫માં દુકાળને લીધે વરસાદ માટે એણે પ્રાર્થના કરી ને સુકાળ થયો. ત્યારથી એની તબિયત નબળી પડવાને લીધે એ પોતાની, શાહજાદો હતો તે સમયની, જાગીર અને પ્રિયસ્થળ દોલતાબાદ-વડોદરા આવ્યો. એને હવે મરણની આગાહી થઈ ગઈ હતી. એ વડોદરાને છેલ્લી સલામ કરી ધીમી કૂચે અમદાવાદ આવ્યો અને સરખેજમાં પોતાના પિતા મહમૂદ બેગડાની કબરની મુલાકાત લીધી. ત્યાંથી કાંકરિયા તળાવ પાસેના ઘટામંડળના મહેલમાં નિવાસ કર્યો. કાંકરિયું અને આ મહેલ પણ અમદાવાદમાં એના

૧૩૨ આ જાતના બનાવોની નોંધ જે જમાનાના ઇતિહાસ હોય તેને દૃષ્ટિમાં લેતાં સાંસ્કૃતિક મહત્ત્વની છે એમ મારું માનવું છે. એ વાત કદાચ કોઈને ઓછી રુચે, પરન્તુ આ જાતના અનુભવોની ચર્ચા અહીં અસ્થાને છે.

પ્રિયસ્થાન હતાં.[૧૩૩] હવે રોજ એના શરીરમાં વધારે નબળાઈ આવવા લાગી, અને ખોરાક લઈ ન શકવાથી અશક્તિ ખૂબ વધી. પોતાના પુત્રોને બોલાવી શિખામણ દીધી અને પાટવી સિકંદરખાનને તેના ભાઈઓ તરફ મહોબતના રાખવા કહ્યું.[૧૩૪] અવસાનના એક બે દિવસ અગાઉ શક્તિ ન હોવાથી પાલખીમાં બેસીને એણે પોતાના પ્રિય ઘોડાની અને રાજ્યના બધા ખાતાના માણસોની પણ છેલ્લી મુલાકાત લીધી અને બધાની માફી માગી. બધાએ અશ્રુથી ભરેલી આંખે સુલતાનને નમન કરી માફી આપી. જનાનખાનામાં પણ એણે બધાની રજા માગી.[૧૩૫] શયનગૃહમાં જઈ એણે દરબારના તખ્ત ઉપરની ગાદી મગાવી સૂવાના પલંગ ઉપર મૂકી અને તખ્ત હવે એના પુત્રનું છે એમ કહ્યું. પછી નિમાજનો સમય થયો છે કે નહિ એમ હજૂરિયાને પૂછ્યું અને જુમ્માની બાંગ સાંભળી ત્યારે પોતાનામાં મસ્જિદમાં જવાની શક્તિ ન હોવાથી નોકરોને નિમાજ માટે મોકલી દીધા. થોડી વાર પછી પોતાના હાથ પગ ધોઈ નિમાજ પઢી એણે પોતાના પાપ માટે નમ્રતાથી પરવરદિગારની માફી માગી. પલંગ ઉપર સૂઈ ગયો. ત્રણ વાર પવિત્ર કલમા ભણીને એ અનંત ધામમાં ગયો. ઈ સ ૧૫૨૬ના જમાદીઉલ આખરની બીજી તારીખે એપ્રિલ માસમાં શુક્રવારે એક સંત પુરુષની પેઠે એણે દેહ છોડ્યો. ગુજરાતના આ સર્વથી સંસ્કારી બાદશાહને સરખેજમાં પ્રસિદ્ધ સંત અહમદ ખટ્ટૂની દરગાહની સામે બાંધેલી એના પિતાની કબરની જોડે દફન કરવામાં આવ્યો.[૧૩૬]

## સુલતાનનું કુટુંબ

સુલતાન મુઝફ્ફરને આઠ પુત્રો અને બે પુત્રીઓ હતાં. એમાં એની પટરાણી બીબી રાણીને ત્રણ સંતાન હતાં. એ સિંધના જામની પુત્રી હતી. મોટો પુત્ર સિકંદરખાન એના પછી ગૂજરાતની ગાદીએ આવ્યો. એની એક પુત્રી રાજે રૂકૈયા ખાનદેશના આદિલખાન ફારૂકીને પરણી હતી અને બીજી રાજે આયેશા સિંધના શાહજાદાને પરણી હતી. આ બીબી રાણીની સત્તા મહેલ તથા રાજ્યમાં ઘણી હતી અને લશ્કરમાં પણ એનું ઘણું માન હતું. સરકારી

---

૧૩૩ સિકંદરી ગુ ભા પૃ ૧૮૬-૮૭ તબકાતે અકબરીમાં આ ઉલ્લેખ છે, પરન્તુ વિગતવાર વર્ણન નથી

૧૩૪ એ જ, પૃ ૧૮૭ તબકાતમાં ભાઈઓને સલાહ આપ્યાનો ઉલ્લેખ છે, બીજી વિગત નથી

૧૩૫ એ જ, પૃ ૧૮૭ તબકાતે અકબરીમાં જનાનખાનાની છેલ્લી મુલાકાતનો માત્ર ઉલ્લેખ છે (પૃ ૩૨૩)

૧૩૬ સિકંદરી ગુ ભા પૃ ૧૮૭ આ વિગત માત્ર સિકંદરીમાં છે

તિજોરીમાંથી એની તહેનાતનાં સાત હજાર માણસોને પગાર મળતો હતો. એ આગ્રહી, ચતુર, અને બુદ્ધિશાળી હતી. એનું મરણ ઈ. સ. ૧૫૨૪માં થયું ત્યારે મુઝફ્ફરને આઘાત લાગ્યો હતો. એને કાંકરિયાની પાસે ઘટામંડળના મહેલની નજીકમાં સુલતાનની માની કબર સાથે દફન કરવામાં આવી.[૧૩૭] બહાદુરખાનની માનું નામ લક્ષ્મીબાઇ હતું અને ગોહિલ રજપૂત કુળની હતી. લતીફખાન રાણા મહીપતની પુત્રી રાજબાઇનો પુત્ર હતો. ચાંદખાન, નસીરખાન, ઈબ્રાહીમખાન અને બીજા બે શાહજાદાઓ ગુલામ કન્યાઓના પુત્રો હતા.[૧૩૮] લતીફખાનની મા રાજબાઈ સુલતાનના મરણ પછી ૬૫ વર્ષ જીવી અને એને ૧૯૫૦માં સરખેજમા રાણીઓના રોજામાં દફન કરવામાં આવી.[૧૩૯]

સુલતાન મુઝફ્ફરશાહના ટૂંકા રાજ્યમા મોટા અમીરો હતા, પરંતુ એમાંના કેટલાક એના પિતાના સમયથી ચાલુ હતા અને કેટલાક એના પુત્રના અમલ સુધી ચાલુ રહ્યા હતા. એમા મલીક ગોપી નામે હિંદુ પ્રધાનની ખાસ નોંધ લેવા જેવી છે. એનો સંબંધ પોર્ટુગીઝો સાથે સારો હોવાથી એના ખાસ પ્રકરણમાં એનું વર્ણન કરીશું. મલીક અયાઝનું વર્ણન આગળ કરી ગયા છીએ અને પોર્ટુગીઝો સાથેનો એનો સંબંધ હવે પછી જોઇશું. એનું મરણ મેવાડ સાથેની લડાઇ પછી ઈ. સ. ૧૫૨૨માં થયું અને સૌરાષ્ટ્રમા ઊનામા એને દફન કરવામા આવ્યો.[૧૪૦] બીજો એક અમીર બીબી રાણીની મહેરબાનીથી આગળ આવ્યો હતો અને એ એનો ગુલામ હતો, અને રાણીને એના ઉપર એટલો બધો ભાવ હતો કે એ એને પોતાના છોકરા જેવો ગણતી. આ કારણથી એનું નામ ખુશકદમ હતું છતાં એને ઈમાદઉલ્મુલ્કનો કિતાબ મળ્યો હતો અને દેખાવમાં પણ એ સુંદર હતો. સુલતાન સિકંદરના અમલમા એની સત્તા ખૂબ વધી ગઇ હતી એનું વર્ણન આગળ કરીશું.[૧૪૧]

---

૧૩૭. એ જ, પૃ. ૨૧૧. સિકંદરી કહે છે કે એની અને સુલતાનની માની કબરો ઘટામંડળના મહેલ પાસે હતી. આ મહેલની જગ્યા સુથમામ દોવ આજે હાણીલીમડા ગામ કહે છે ત્યાં હતી અને કાંકરિયાની નજીક હતી. આ કબરોનો આજે પત્તો લાગતો નથી; મહેલનું પણ નામનિશાન નથી. સિકંદરીના લેખકે એને પડતી સ્થિતિમા જોયેલો

૧૩૮. એ જ, પૃ. ૨૧૧.

૧૩૯. પ્રો. કોમિસેરિયેટનો ગુજરાતનો ઇતિહાસ, પૃ. ૨૯૦

૧૪૦. સિકંદરી, પૃ. ૧૮૩. એની પદવી એના મોટા પુત્ર ઇસહાકને મળી ગુજરાતના અરબી ઇતિહાસ ભા. ૧. પૃ. ૧૧૬મા લખે છે કે અયાઝ જૂનાગઢમા ગુજરી ગયો, ત્યાંજ એનામાં દફન થયો.

૧૪૧. સિકંદરી એને બીબી રાણીનો ખરીદેલો ગુલામ કહે છે, પરંતુ ગુજરાતનો અરબી ઇતિહાસ, ભા. ૧, પૃ. ૧૩૪ ઉપર મુજબ વર્ણન કરે છે. એમા કહે છે કે માંડુનો કિલ્લો

સુલતાન મુઝફ્ફરના સમયમાં ગુજરાતનું સ્થાપત્ય ઉચ્ચ કક્ષાએ પહોંચ્યું હતું, પરંતુ એના ટૂંકા અમલનો મોટો ભાગ ચાંપાનેરમાં ગયો હોવાથી એ બધી પ્રવૃત્તિ ત્યાં વધી હશે એમ લાગે છે. અમદાવાદમાં એના સમયની શરૂઆતમાં એની સાવકી મા રાણી સબરાઈની સુંદર મસ્જિદ આસ્તોડિયા ચકલામાં બંધાય છે. આ રાણીનાં જુદાં જુદાં નામો કહેવાય છે અને સિપ્રી નામ લોકોમાં વધારે જાણીતું છે છતાં પણ લેખમાં ખરું નામ અસગાઈ છે.[142] મસ્જિદ પ્રમાણમાં ઘણી નાની છે અને થાંભલા તથા પાટડાની હિંદુ રીત પ્રમાણે બાંધેલી છે. એના મિનારા બે છેડા ઉપર કરેલા છે અને મસ્જિદના કદના પ્રમાણમાં કરેલા હોવાથી પાતળા છે એટલે એમાં ઉપર ચડવાની સીડી નથી. આ રીતે આ મસ્જિદ કદમાં મુહાફિઝખાનની મસ્જિદ જેવડી હોવા છતાં બાંધકામમાં જુદી પડે છે. બન્નેમાં કોતરણી સારી છે, પરંતુ મુહાફિઝખાનની મસ્જિદમાં મિનારા પ્રમાણમાં જાડા છે જ્યારે સિપ્રીમાં પ્રમાણસર હોવાથી સારા લાગે છે. ઝરૂખા પણ ઉત્તમ કારીગરીવાળા છે, કાંગરામાં પણ ઝીણી કોતરણી કરેલી છે. મસ્જિદની સામે જ રાણીનો રોજો છે અને ઉત્તમ કારીગરીવાળી જાળીઓ અને કઠેરાથી બંધ કરીને ઉપર ઊંચો ઘુમટ લીધેલો છે. મસ્જિદની નાજુકતા આગળ રોજો જરા મોટો અને જાડો લાગે છે.

મસ્જિદમાં લેખ છે એમાં “મહમૂદશાના પુત્ર મુઝફ્ફરશાહના રાજ્યસમયમાં મહમૂદશાહના પુત્ર અબુબકરખાનની માતા રાણી અસગાઈએ રાજ્યના ચોથા વર્ષમાં હિજરી ઈ સ. ૧૫૧૪માં બાંધી” એમ લખ્યું છે

આ મસ્જિદ એની સુંદરતા અને નાજુકતાને માટે સ્થાપત્યના પ્રસિદ્ધ કલાવિવેચકોમાં ખૂબ જ પંકાયેલી છે. સ્થાપત્યનો પ્રસિદ્ધ ઇતિહાસલેખક ફર્ગ્યુસન કહે છે કે આ મસ્જિદના દરેક ભાગની એકબીજા સાથે સમતોલતા અને સમાનતા, તથા કોતરણીની ગોઠવણી મન ઉપર એવી અસર કરે છે કે પૂર્વ કે પશ્ચિમની દુનિયામાં આવું સંપૂર્ણ અને સર્વાંગસુંદર મકાન બીજે મળવું મુશ્કેલ છે. આ મસ્જિદ ખૂબ નાની છે, છતાં એ અમદાવાદનું રત્ન છે, અને દુનિયામાં એક ઉત્તમ નમૂનો ગણી શકાય એવી છે.[143] ગોથિક મંદિરો

---

હોળીને દહાડે છાપો મારી સર કરવાનું (ઉપર જોયું તેમ) આ અમીરને હઝરત ખીજરે કોઈ અજાણ્યાને રૂપે આવીને કહેલું.

૧૪૨. આ કોઈ હિંદુ નામ અને શબરીનું મુસલમાની રૂપ તો નહિ હોય!

૧૪૩ સર જૉન માર્શલ, કેમ્બ્રિજ હિ. ઈં. ભાગ ૩જો East or west it would be difficalt to single out a building in which the darts are more harmoniously blended or in which, balance, symanetry and decora

પશ્ચિમમા ઘણા ભવ્ય જોવા મળે છે, પરતુ એમા આવી સર્વાંગસુદરતા નથી દેખાતી સર જોન માર્શલ જે ગૂજરાતની મસ્જિદોની ટીકા કડક રીતે કરે છે અને તેમા પણ મિનારાની રચનાને સારી કહેતા નથી એ પણ આ મસ્જિદ માટે ફર્ગ્યુસનના મતને મળતા થાય છે આ મસ્જિદને મસ્જિદે નગીના પણ કહે છે ૧૪૪

સુલતાન મુઝફ્ફર અને એના પુત્ર બહાદુરશાહના સમયમા બાધકામ અમદાવાદમા ખાસ વધ્યા હોય એમ લાગતુ નથી ચાપાનેર ઝડપથી વધતુ જતુ હતુ અને રાજધાનીનુ નગર બન્યુ હતુ એટલે ત્યા આ સમયમા મકાનો ખૂબ થયા હશે, પરતુ એ આજે જગલથી ઘેરાયલુ પડ્યુ છે અને ત્યા વધારે સશોધન થાય તો ઘણુ મળી આવે એવો સભવ છે ત્યા એક સુદર રોજો છે તેના થાભલાની કોતરણી ઘણા જ ઊંચા પ્રકારની છે અને એ રોજો આ બે સુલતાનોના સમયમા જ બધાયો હશે એમ લાગે છે.૧૪૫ ચાપાનેરમા આ સમયનો ઈ સ ૧૫૨૪નો એક લેખ એક મસ્જિદમા છે એમા મુઝફ્ફરશાહના સમયમા હિજરી ૯૩૦મા અહમદખાને મસ્જિદ બાધી એવો ઉલ્લેખ છે ૧૪૬

---

tive rhythem combine to produce a more perfect effcet ફર્ગ્યુસન કહે છે કે "It may be considered a gem of Ahmedabad and in its class, as one of the most exquisite buildings in the world

૧૪૪ ગૂજરાતનું પાટનગર અમદાવાદ એમા આનુ વર્ણન અને અભિપ્રાયો આપેલા છે પૃ ૬૨૩-૨૫ ફર્ગ્યુસન પશ્ચિમના મોટા મકાનો સાથ સરખામણી કરતા લખે છે કે પારથેનોન અગર તો મોટા ગોથિક દેવળો સાથે સરખામણી કરવી એ અનુચિત છે, પરંતુ "It is architecturally a more perfect building then Erechtheion at Athense, and though we have some Gothic Chapals of great beauty, there probably, is not one that would not look corrse and plain if placed side by side with this Mosque ઇંડિયન આર્ટ જર્નલમા જોન ગ્રીફીથ્સ પણ આ મસ્જિદનુ વર્ણન અંક ૪૬મા કરેલુ છે ગઇ સદીમા આ મસ્જિદમા એક મુસલમાનીએ ઘર કરી ચૂલો કરેલો અને નુકસાન કરી ત્યારપછી ૧૮૭૦મા મિ બોરેડેલે રૂ ૩૦-૦ ૦ ખર્ચીને એની મરામત કરાવેલી

૧૪૫ આ નાનો પણ ખૂબ જ સુન્દર કારીગરીવાળો રોજો કદાચ બહાદુરશાહના રાજ્યમા પણ બનાયો હોય એનુ વર્ણન આગળ કરીશુ

૧૪૬ પ્રો કોમિસેરિયટનો ઇતિહાસ પરતુ લેખમા મુઝફ્ફરના નામ સિવાય બીજુ કાંઈ મહત્ત્વ નથી

# પ્રકરણ એકત્રીસમું

## ગૂજરાત સલ્તનત અને ફિરંગીઓ

### સુલતાન મુઝફ્ફર બીજો

સામાન્ય રીતે યુરોપના લોકોને ફિરંગીઓ કહેવામા આવે છે એ લોકોના વહાણો બધા મહાસાગરોમા ઘૂમતા, પરંતુ ૧૬મી સદી સુધી આપણા અને આરબોના પ્રમાણમા એમનો બહુ પ્રચાર આ તરફના મહાસાગરમા નહોતો ભારતના કિનારા ઉપર વ્યવસ્થિત રીતે આક્રમણ કરીને પગદંડો જમાવનાર પોર્તુગીઝો હતા એટલે ભારતના બીજા પ્રાંતોના પ્રમાણમા ગૂજરાતીઓને એમના સામનો અને હરીફાઈ વધારે કરવાના આવ્યા હતા તેથી ગૂજરાતમા પોર્તુગીઝોને ફિરંગી કહેવાની રૂઢિ પડી ગઈ હતી ગૂજરાતના સુલતાન મહમૂદ બેગડાની સત્તાના પાછલા ભાગમા ફિરંગીઓએ અરબી સમુદ્રના કિનારાના બંદરોમા આક્રમણો શરૂ કર્યાં એમનો પહેલો પ્રસિદ્ધ નાવિક વાસ્કો દ ગામા હિંદના વેપારથી આકર્ષાઇને કેપ ઓફ ગુડ હોપને રસ્તે આફ્રિકા ખંડનો ચકરાવો લઈ ઇ સ ૧૪૯૮મા દક્ષિણ હિંદના કિનારે આવ્યો એ પછી અહીં ફિરંગી સત્તાની જમાવટ થઈ[1]

### પોર્તુગીઝોનું આગમન અને લોકની વિચિત્ર મનોદશા

આ ફિરંગીઓનો પગદંડો એ આપણા સાંસ્કૃતિક ઇતિહાસમા એક મહત્ત્વની બીના ગણી શકાય દક્ષિણમા ગોવા અને ગૂજરાતમા દીવ અને દમણ જે સંજોગોમા અને જે રીતે એમના હાથમા ગયા અને આજ સુધી એમના હાથમા છે એ આજની દુનિયાના રાજકારણની દૃષ્ટિએ એક શરમ ઉપજાવે એવી વાત છે હિંદની વાત જવા દઈએ, ગૂજરાતની વાત જ લઈએ રજપૂત

---

1 Whiteway Rise of Portuguese Power in India, p 77–80 એ ત્રણ વહાણના કાફલામા ૮મી જુલાઈ ૧૪૯૭એ પોર્તુગલથી નીકળ્યો અને આફ્રિકાનો કિનારો ફરી ૧૭મી એ ૧૪૯૮ને રોજ કેલિકટથી આઠ માઇલ ઉત્તરે કાપ્પટ નામના નાના બંદરે ઊતર્યો આ ફિરંગીઓ મુસલમાનો સાથે વેપારની અથડામણમા આવ્યા હતા, એટલે એકલા મુસ્લિમોને ઓળખતા હતા કેલિકટમા સમુરી હિંદુ રાજા હતો પોર્તુગીઝો એટલા અજ્ઞાન હતા કે હિંદમા મુસલમાનો સિવાયના બધા ખ્રિસ્તીઓ જ રહે છે એમ શરૂઆતમા સમજેલા અને કાપ્પટથી જમીન રસ્તે કેલિકટ જતા એક હિંદુ મંદિરમા મોટા દાંતવાળા દેવાસુરોના ચિત્રો જોઈ નવાઈ પામ્યા એને રોમન કૅથોલિકો બાંધે છે, એવી પટી-stola સમજેલા

સત્તાના સમયમાં મહમુદ ગઝનીના આક્રમણે જે શરમજનક પરિસ્થિતિ વ્યક્ત કરી હતી તેની નોંધ પાછળ લીધી. આ વખતે તો ગૂજરાત ઉપર વિધર્મી વિજેતાઓની સત્તા હતી ગૂજરાતનાં અસ્મિતા અને ગૌરવની યશગાથા આપણે ગાઇએ છીએ અને ઘણાં ક્ષેત્રોમાં એ ગાન ઉચિત પણ છે, પરંતુ ભારત સમસ્તની પેઠે ગૂજરાતમાં પણ એક પરિસ્થિતિ તો હતી જ: અમદાવાદીને સુરતીની પડી ન હતી, સુરતીને અમદાવાદી કે પટણીની પડી નહોતી. એ બધાને સૌરાષ્ટ્રવાસીની પડી નહોતી. અને સૌરાષ્ટ્રવાસીઓ પોતાના વિભાગોમા ડૂબી ગયા હતા. ઇતિહાસની દૃષ્ટિએ આ બધા એક છે અને આ આપણો પોતાનો દેશ છે એ ભાવના હતી નહિ. એ ભાવના આધુનિક છે એમ નીચે મોઢે કબૂલ કરવામા શરમાવાની જરૂર નથી રાજસત્તાને લોકની પડી નહોતી અને લોકને રાજસત્તાની પડી નહોતી. જે દંડો મારે એને નમવાની મનોવૃત્તિ જમાનાઓથી જડ ઘાલીને રહેલી હતી. રાજસત્તાઓ પોતાના સ્વાર્થ ખાતર પાક્કુ પોતાનું સમજવાનો શ્રમ જ લેતી નહોતી. ગૂજરાતમાં પોર્ટુગીઝોના પગદંડાનો ઇતિહાસ આ શરમજનક પરિસ્થિતિનો ખ્યાલ આપશે. તે સાથે ફિરંગીઓ દરેક પ્રકારના જુલ્મો કરવામાં મુસલમાનોથી કોઈ રીતે ઉતરતા નહોતા એ પણ સમજાશે.

## ઈજિપ્ત અને ગૂજરાતની સમુદ્ર પર સત્તા

હિંદનો યુરોપના દેશો સાથેનો વેપાર આરબ વગેરે મુસલમાન દેશોના હાથમાં રાતા સમુદ્રનાં બંદરોએ થઈને, જમીન અને સમુદ્રમાર્ગે હતો અને એમાં હરીફાઇ બહુ ઓછી હતી. ફિરંગીઓથી આ એકહથ્થુ વેપાર સહન થઇ શકતો નહોતો એટલે એમણે, ઉપર જોયુ તેમ, હિંદ સાથે નવે રસ્તે વેપાર વધારવા ભગીરથ પ્રયત્ન કર્યો અને મુસલમાનો સાથે એમને મોટો સામનો કરવો પડ્યો. હિંદથી ઇજિપ્ત સુધીના મોટા મુસલમાન રાજ્યોમાં બળવાન નૌકાસૈન્ય ધરાવતા બે જ મોટા દેશો હતા: એક ઈજિપ્ત અને બીજું ગૂજરાત. એટલે ફિરંગીઓની સામે વ્યવસ્થિત નૌકાયુદ્ધ કરવાનું આ બે દેશોને માથે આવી પડયું. ફિરંગીઓના અરબી સમુદ્રમા થયેલા આગમનથી ઈજિપ્તના વેપારને અસર થવા લાગી હતી. ત્યા એ સમયે મમલુક સુલતાન કાનસુવલ ઘોરી નામે સત્તા ઉપર હતો. અહીં હિંદના કિનારે વાસ્કો-દ-ગામાના ગયા પછી પહેલા વાઇસરોય તરીકે ફ્રાન્સિસ્કો આલ્મીડા હતો. અને એનો પુત્ર લોરેન્ઝો એ સમયે એક સુપ્રસિદ્ધ વીર પુરુષ ગણાતો હતો.[૨]

---

૨. એ જ, પૃ. ૧૧૫-૧૮. Druvers Portuguese in India I, પૃ. ૧૨૯-૩૦. આ ઉપરાંત પ્રો. કોમિસેરિયેટ ડેનિસન રૉસ અને ડેન્વિસના લેખોના આધાર આપેલા છે. (એમનો ઇતિહાસ, પૃ. ૨૪૭)

## ચેવલ બંદરના નૌકાયુદ્ધમાં ગુજરાત-મિસરનો વિજય

હવે આ ઇજિપ્તનું નૌકાસૈન્ય મીર હુસેનની સરદારી નીચે ફેબ્રુઆરી ૧૫૦૭ના રોજ સુવેઝથી નીકળ્યું, એમાં ૧૫૦૦ લડનારા માણસો અને બીજા ખલાસીઓ હતા. આ કાફલો તા. ૨૦ સપ્ટેમ્બરે દીવ બંદરે પહોંચ્યો અને ત્યાં જરૂરી સામાન ભેગો કરવામાં થોડો સમય ગાળ્યો. આ તરફ ચેવલ બંદરે પડેલા લોરેન્ઝો દ આલ્મીડાને આ સમાચાર મળ્યા. ૧૫૦૮ના જાન્યુઆરીમાં એણે કિનારા ઉપર તપાસ ચલાવી અને ખાસ સમાચાર મેળવવા માટે માર્ગનાં જહાજો ને ખલાસીઓ ઉપર જુલમ ગુજાર્યો પરંતુ ખાસ સમાચાર મળ્યા નહિ. ગુજરાતનું નૌકાદળ મલીક અયાઝની સરદારી નીચે મિસરના નૌકાદળની સાથે ચેવલની નજીક આવી પહોંચ્યું હતું તેને પણ લોરેન્ઝો ભૂલમાં પોતાની મદદે આવતા આલ્બુકર્કનું સૈન્ય સમજ્યો. મિસરના નૌકાદળ અને ફિરંગીઓ વચ્ચે લડાઈ અને તોપમારો શરૂ થયાં. આ વખતે મલીક અયાઝે પણ હુમલો શરૂ કરવાથી ફિરંગીઓમાં ભંગાણ પડ્યું અને એમણે નાસી જવાની ઉતાવળ કરી. આ લડાઈ ત્રણ દિવસ ચાલી. ગુજરાતના નાના હલકા વહાણો ફિરંગીઓની આસપાસ ફરી વળ્યાં. પરંતુ બહાદુર લોરેન્ઝોએ નાસી જવાની ના પાડી. ગોળીઓ વાગવાથી એના બે પગ ભાંગી ગયા છતાં એ ખુરશી ઉપર બેસી પોતાના માણસોને ઉત્સાહ આપ્યા કરતો હતો. એવામાં એક ગોળી છાતીમાં વાગવાથી એ ત્યાં જ મરણ પામ્યો.[3] એણે મરતી વખતે પોતાના માણસોને કહ્યું કે મલીક અયાઝને શરણે જજો, પણ મિસરના સેનાપતિને શરણે જશો નહિ. લોરેન્ઝોના મરણના સમાચારથી એના પિતા ફિરંગી વાઇસરૉય આલ્મીડાને સખત આઘાત લાગ્યો અને એણે મુસલમાનો ઉપર એનું વેર લેવાનો નિશ્ચય કર્યો. ચેવલના આ વિજયથી મિસર અને ગુજરાતના સુલતાનો ઘણા ખુશ થયા,[4] પરંતુ ફિરંગીઓ દરિયાઈ સત્તા ભોગવવા માટે નિર્માણ થયેલા હતા.

---

૩ આ વિગત વ્હાઇટવેના ઉપરના ગ્રંથમાં આપેલી છે.

૪ મિરાતે સિકંદરી ગુ. ભા. પૃ. ૧૨૬-૨૭. સિકંદરીમાં આ યુદ્ધનું વર્ણન એકપક્ષી છે. તુર્કોનાં વહાણો અયાઝે નોકરીમાં રાખ્યાં હતાં એમ લખે છે તે ખરું નથી. વ્હાઈટવેમાં પોર્ટુગીઝ પક્ષનું વર્ણન છે. લોરેન્ઝોની વીરતાની ખ્યાતિ યુરોપમાં બહુ હતી અને એ નવલકથાનું પાત્ર બન્યો હતો. લોરેન્ઝોને તુર્કો કરતાં અયાઝ ઉપર વધારે વિશ્વાસ હતો અને એનો સ્વભાવ ન્યાયી, ઉદાર અને ખાનદાન છે એમ એ જાણતો હતો. તેથી અયાઝને શરણે જવાનું લોરેન્ઝોએ કહ્યું તે અયાઝના ચારિત્ર્યને માટે સૂચક છે.

પોર્ટુગલના રાજાએ હિંદી મહાસાગરના વહીવટમા કેટલાક ફેરફાર કર્યાં એકને બદલે બે સત્તાધીશો નીમ્યા, તેમા એફેન્ઝો દ આલ્બુકર્કને કેપ ઑફ ગુડ હોપથી ગૂજરાતના કિનારાના સ્થળો, હિંદનો પશ્ચિમ કિનારો અને કન્યાકુમારી સુધીની સત્તા હતી, અને બીજાને ત્યાથી પૂર્વ તરફના સાગરના સ્થળોની સત્તા હતી.[૫] આમ કરવામા એનો ઇરાદો રાતા સમુદ્રના દ્વાર મુસલમાન વેપારીઓને માટે બધ કરી દેવાનો હતો એ હોરમઝ બદરે થઇ હિંદ તરફ આવતો હતો. અહીં વાઇસરોય આલ્મીડાએ ચેવલની હારનુ અને પોતાના પુત્રના મરણનુ વેર લેવા નૌકાસૈન્ય તૈયાર કરી દીવ બદરે રહેલા મુસલમાન નૌકાસૈન્ય સાથે યુદ્ધ કરવા ૧૫૦૮ના ડિસેમ્બરમા પ્રયાણ કર્યું સામગ્રી મેળવવા રસ્તાના બદરો લૂટતો તા ૨જી ફેબ્રુઆરી ૧૫૦૯ ને રોજ એ દીવ આવી પહોચ્યો એની પાસે ૧૨૦૦ માણસોથી સજ્જ થયેલા ૧૮ વહાણો હતા દીવમા ૧૨ ઇજિપ્તના વહાણો તથા ૧૦૦ બીજા વહાણો હતા, પણ એમા યુદ્ધમા કામ લાગે તેવા ખાસ નહોતા, અને ચાર મોટા ગૂજરાતી વહાણો યુદ્ધ માટે ઉપયોગી હતા તા ૩જી ફેબ્રુઆરીએ ફિરગીઓએ હુમલો કર્યો અને રાત્રિ પડતા કાફલાઓમા ગભરામણ તેમજ ગૂચવણ ઊભી થઈ ઇજિપ્તના કાફલાને આમા ખૂબ સહન કરવુ પડ્યુ અને એ વેરવિખેર થઇ ગયો દીવના ગૂજરાતી નૌકાધિપતિ મલીક અયાઝે ફિરગીઓ સાથે સલાહ કરી ફિરગીઓએ આ વિજયને મોટી જીત તરીકે જાહેર કરી ઉત્સવ કર્યો, અને વાઇસરોય આલ્મીડાએ પુત્રના મરણ પછી પહેલી જ વાર પોતાની દાઢી કાતરી[૬] દક્ષિણમા પાછા ફરતા એના વિજયી કાફલાએ દીવ કે બીજા ગૂજરાતી બદરોને કાઇ હરકત કરી નહિ, પરતુ કિનારા ઉપરના એક મુસલમાન વસ્તીવાળા નાના શહેર આગળ અટકીને એણે પોતે પકડેલા કેદીઓને મારી નાખી એમના અગોને એ ગામ ઉપર ફેંક્યા[૭] ઇજિપ્તના નૌકાદળનો વડો અમીર હુસેન દીવથી ખભાત નાસી ગયો અને ત્યાથી પોતાને દેશ પહોચ્યો મલીક અયાઝે આ યુદ્ધમા ઇજિપ્તના કાફલાને ખાસ મદદ કરી હોય એમ જણાતું નથી[૮] વાઇસરોય આલ્મીડાએ છેવટે ૧૫૦૯ના ડિસેમ્બરની ૧લીએ આલ્બુકર્કને વહીવટ સોપીને હિંદને કિનારેથી પ્રયાણ કર્યું

---

૫ Whiteway Rise of Portuguese Power, P 123

૬ એ જ પૃ ૧૨૪ ૧૨૫

૭ એ જ પૃ ૧૨૫ આ કેદીઓના અગોને ગોફણ કે તોપમા મૂકીને છોડેલા

૮ એ જ પૃ ૧૨૫ અયાઝે ઇજિપ્તને સહાય ન કરી કે બહાનુ કાઢી વેગળો રહ્યો એમા પોર્ટુગીઝોએ એને પોતાના પક્ષનો કરી લીધેલો હોવો જોઇએ એમ વ્હાઇટવે માને છે

## આલ્બુકર્ક અને ગૂજરાત

આલ્બુકર્ક ફિરંગીઓનો નામાંકિત સૂબો થઇ ગયો એ કડક સ્વભાવનો હતો એના સમયમા ગોવા પાછુ ઇસ્માઇલ આદીલશાહની સત્તા નીચે ગયુ હતું અને એ પાછુ મેળવવા એનો પ્રયત્ન ભારે હતો. કાનાનૂરમા રહી એ તૈયારી કરી રહ્યો હતો ત્યારે દક્ષિણ હિંદના પશ્ચિમ કિનારે ફિરંગીઓના વધતા વર્ચસ્વની અસર હિંદભરના રાજ્યોમાં થઈ રહી હતી. ગૂજરાતનો સુલતાન મહમૂદ બેગડો પણ આ વાતથી જાગ્રત હતો અને એણે પોર્ટુગીઝો સાથે સલાહ કરવા ગૂજરાતનો એલચી ૧૫૧૦ના સપ્ટેમ્બરમા કાનાનૂર મોકલ્યો હતો.૯ આ એલચી ગૂજરાતમા કેદી તરીકે રહેલા ખ્રિસ્તીઓનો તથા ગૂજરાતના સુલતાનના મુખ્ય વઝીર મલીક ગોપીકાકાનો એમ બે પત્રો લઇને આલ્બુકર્કને મળ્યો હતો સુલતાન મહમૂદે ગૂજરાતના કોઈ પણ બંદરે આલ્બુ-કર્ક સાથે મળીને મંત્રણા કરવાનું કહેણ મોકલ્યુ હતું હોરમઝમા ફિરંગીઓએ પકડેલી એક ફતેહમારી પાછી મેળવવા માગણી કરી હતી, અને વહાણ ભાગતા બચેલા ફિરંગીઓ ગૂજરાતના સુલતાનના આશ્રયે સુરક્ષિત છે અને એમને પાછા સોપવામા આવશે એવુ પણ કહેવડાવ્યુ હતું ૧૦ ખ્રિસ્તીઓએ લખેલા પત્રમા એમ જણાવ્યુ હતુ કે સોકોટ્રાથી આવતા એમણે ગૂજરાતનું એક કિંમતી માલથી ભરેલું વહાણ પકડયુ હતું, પણ કિનારા નજીક આવતા દરિયાઈ તોફાનથી એ ભાગી ગયુ અને પાસેના ગામમા એ લોકો કેદી તરીકે પકડાયા ફિરંગીઓના વહાણનું નામ સાનાફ્રૂઝ હતુ ગૂજરાતી ફતેહ-મારીમાંથી પકડેલા કેટલાક મુસલમાનોએ ફરિયાદ કરતા આ ફિરંગીઓ કેદ પકડાયા હતા. એ લોકો આ પત્રમા લખે છે કે ગૂજરાતના રાજાના મુખ્ય પ્રધાન ગોપીકાકાએ રાજાને સમજાવીને એ લોકોને છોડાવ્યા હતા અને એ ચાપાનેરમા રહેતા હતા તથા પોતાના દેશભાઇઓને મળવા આતુર હતા ૧૧

---

પરન્તુ અયાઝનુ ભવિષ્યનુ વલણ જોતા એ ખરુ લાગતુ નથી અને ઇજિપ્તના કાફલાના જોરમા કે એના સરદારમા પાણી નહિ દેખાયુ હોય, લડાઈમા લાભ કરતા હાનિ વધારે દેખાઈ હશે દીવની આ લડાઇ અને હારનુ વર્ણન તવારીખોમા નથી

૯ · આલ્બુકર્કની કોમેન્ટરીઝમાથી પ્રો કોમિ એ ગુ ના ઇતિહાસમા લીધેલી નોધ, પૃ ૨૪૯

૧૦ એ જ આમા meri 'મેરી' નામનું વહાણ હતુ એમ કોમેન્ટરીઝમા લખ્યુ છે, માટે પ્રો કોમિ ફતેહમારી લખી મુસલમાનના વહાણના નામને છેડે 'મારી' શબ્દ આવે છે એમ લખે છે ફતેહમારીને આપણામા મો અગર ઠો કહે છે. જુઓ મારો ગૂજરાતના વહાણવટાનો નિબધ

૧૧ એ જ પૃ ૨૪૯ આમાના Gopicaica નામ માટે ચર્ચા આગળ કરીશું

## મલીક ગોપીનો આલ્બુકર્કને પત્ર

મલીક ગોપીએ પોતે પણ એક પત્ર એલચી સાથે આલ્બુકર્કને મોકલ્યો હતો. આ મલીક ગોપીને ફિરંગીઓ તરફ સદ્ભાવ હતો. એણે પત્રમાં ફિરંગીઓને પોતે કરેલી મદદનું વર્ણન કર્યું હતું. ઉપર જોયું તે પ્રમાણે ખ્રિસ્તીઓને બંદરના દરોગા (port officer)એ પકડેલા ત્યારે સુલતાનને સમજાવી એણે એમને ચાંપાનેર બોલાવ્યા અને એમના હાથપગની બેડીઓ કાઢીને છૂટા કરવાનો હુકમ કરાવ્યો. ચાંપાનેરમાં એમને રહેવા ખાવાપીવાની અને જરૂરી વસ્તુઓની સગવડ માટે પણ વ્યવસ્થા કરવાની હતી. ગોપી મલીકે વધારામાં લખ્યું હતું કે ગૂજરાત અને પોર્ટુગલ વચ્ચે મૈત્રીના સંબંધ જાળવવા પોતે બનતું કરશે. આલ્બુકર્કને એણે ગૂજરાતના સુલતાનના દરબારમાં એક એલચી ભેટ સાથે સુરત મારફતે મોકલવા સૂચન કર્યું હતું, અને ગૂજરાતનાં વહાણોને અને વેપારને હરકત ન થાય એવો બંદોબસ્ત કરવા પણ વિનંતિ કરી હતી. ખ્રિસ્તી કેદીઓની મુક્તિ અપાવી ગૂજરાતનાં બંદરોએ ફિરંગીઓને વહાણો લાવવાની છૂટ મળે એવું કરવાની પણ ખાતરી આપી હતી.[૧૨]

## આલ્બુકર્કનો ઉત્તર

આ પત્રનો ઉત્તર આલ્બુકર્કે કાનાનૂરથી તા. ૧૬ સપ્ટેમ્બર ૧૫૧૦ને રોજ લખેલો. એ આ વખતે ગોવા ફરીથી જીતી લેવાની તૈયારીમાં પડ્યો હતો. એણે ગોવા જીત્યા પછી 'ખંભાતના રાજાને' મળીને મૈત્રી તથા સુલેહની શરતો નક્કી કરવાનું લખ્યું હતું, અને મુસલમાન કેદીઓ અને ખલાસીઓ માટે યોગ્ય વિચાર કરવાની ખાતરી આપી હતી. ગોપી મલીકે ઉપરના પત્રમાં જણાવ્યું હતું કે ગૂજરાત અને પોર્ટુગલની મૈત્રીથી ગૂજરાતનાં બંદરો સલામત રહેશે અને વહાણો સમુદ્રમાં નિર્ભય રીતે છૂટથી ફરી શકશે. એ પત્રમાં આલ્બુકર્કે પોતાને માટે 'હિંદ (પોર્ટુગીઝ)નો ગવર્નર અને કેપ્ટન જનરલ, હોરમઝ અને ગોવાના રાજ્યનો અધિપતિ' એવા શબ્દો વાપર્યા હતા અને પોર્ટુગલનો રાજા દ-મૅન્યુઅલ એનો રાજા છે એમ લખ્યું હતું.[૧૩] ઈ. સ. ૧૫૧૦ના નવેમ્બરની ૨૫મી તારીખે એણે ગોવા ઉપર હુમલો કરી હંમેશને માટે ગોવા સંસ્થાન પોર્ટુગલને તાબે કર્યું, અને બીજાપુરના આદિલશાહની સત્તા ત્યાંથી નષ્ટ કરી. એણે ગોવા જીત્યા પછી ત્યાંના મુસલમાનો ઉપર અમાનુષી જુલ્મો ગુજાર્યા, અને હિંદુઓને ખાસ હરકત કરી નહિ.

---

૧૨: કૉમેન્ટરીઝમાંથી પ્રો. કૉમિસેરિયેટ લીધેલી નોંધ. એ જ, પૃ. ૨૫૦-૫૧

૧૩: એ જ. પૃ. ૨૫૧.

હિંદુઓએ પણ મુસલમાનો ઉપર થતા જુલમમાં ફિરંગીઓને મદદ કરી એ બધી વિગતને ગુજરાતના ઇતિહાસ સાથે સંબંધ નથી.[૧૪] ગોવાના પતનથી હિંદની તે સમયની રાજસત્તાઓમાં ફિરંગીઓનું માન વધ્યું અને ગુજરાતના સુલતાનને હવે સ્પષ્ટ થયું કે ઇજિપ્ત સાથેના સંબંધથી કાંઈ વળવાનું નથી.[૧૫] અરબી સમુદ્રમાં અને હિંદી મહાસાગરમાં આરબો અને હિંદીઓને બદલે હવે ફિરંગીઓનું જોર વધ્યું એ વર્ણન આગળ ઉપર કરીશું

## દીવ બંદરનું મહત્ત્વ

ઉપર વર્ણવી એ વસ્તુસ્થિતિ સુલતાન મહમૂદ બેગડાના અંતસમયમાં હતી ફિરંગીઓ ગોવામાં પગભર થયા પછી, સુલતાન મુઝફ્ફરની સાથે પણ એમણે સુલેહની વાટાઘાટ ચાલુ રાખી હતી મહમૂદ બેગડાના વખતનો મલીક ગોપી મુઝફ્ફરના સમયમાં પણ પ્રધાનમંડળમાં સત્તા ઉપર હતો એ સમયના પોર્ટુગીઝ સત્તાધીશો, આલ્બુકર્ક, અને પોર્ટુગલના રાજાને પૂર્વમાં સત્તા જમાવી રાખવા માટે એડન, હોરમઝ, દીવ અને ગોવા એટલાં સ્થળો મહત્ત્વનાં લાગતાં હતાં એડન રાતા સમુદ્રના દ્વાર સમું હતું હોરમઝ ઈરાની અખાત અને ઘોડાના વેપારનું મુખ્ય સ્થળ હતું ગોવા હિંદના કિનારાની મધ્યમાં હતું આ બધાની વચ્ચે સૌરાષ્ટ્રના કિનારે આવેલા દીવના બેટનું એક મધ્યવર્તી કેન્દ્ર તરીકે ખાસ મહત્ત્વ હતું આ કારણથી પોર્ટુગીઝોને કોઈ પણ ભોગે દીવનો કબજો લઈ એમાં પોતાની સત્તાની જમાવટ કરવી હતી અને એ માટે ગુજરાતના સુલતાન સાથે સમજૂતી રાખવી પડે તેમ હતું[૧૬]

## મુઝફ્ફરના સમયના પોર્ટુગીઝ ગવર્નરો

સુલતાન મુઝફ્ફરના સમયમાં પોર્ટુગીઝ સત્તા સાથે ગુજરાતનો સંબંધ વધતો ગયો, અને એના શરૂઆતના વર્ષોમાં—ઈ સ ૧૫૧૫ સુધી આલ્બુકર્ક સત્તા ઉપર હતો એના પછી લોપો સોર્સ (Lopo Soares) અને ડિઓગો

---

૧૪ Whiteway Rise of Protuguese Power in India, P 138-40 આમાં આ જુલ્મોનું વર્ણન કર્યું છે હિંદુઓને બચાવી મુસલમાનો ઉપર અમાનુષી વર્તન કર્યું છે મોટી કતલ કરી ઘણાને તો બાળી મૂક્યા છે સ્ત્રીઓ અને છોકરાને પણ મારી નાખ્યા છે પ્રો કોમિ એ કોમેન્ટરીઝમાંથી પણ પૃ ૨૫૨માં કેટલીક વિગત આપી છે

૧૫ કોમેન્ટરીઝ પ્રો કોમિની નોંધ પૃ ૨૫૨ ૫૩

૧૬ વ્હાઇટવે પૃ ૧૨૪ અને ૧૭૨ બારબોસાએ દીવનું વર્ણન કર્યું છે એની નોંધ આગળ કરીશું આલ્બુકર્કની કોમેન્ટરીઝમાં દીવ માટે ઘણોજ આગ્રહ બતાવતા ઉલ્લેખ મુખ્ય છે પ્રો કોમિ એ પૃ ૨૭૩ નોંધમાં કોમેન્ટરીઝ-એ જ પૃ ૨૪માંથી ઉતારો લીધો છે

લોપ્સ દ સેક્વીરા (Diogo Lopes De Sequiera) ની ગવર્નર તરીકે સત્તા ૧૫૨૧ સુધી રહી એના પછી ડોર્ટે દ મેન્ઝીઝ (Durte De Menzes), ડી વાસ્કો દ ગામા (D Vasco Da Gama) અને હેનરિક મેન્ઝીઝ (Henrique De Meneses)ની સત્તાઓ ૧૫૨૬ સુધી રહી પરંતુ આમાનો એકે આલ્બુકર્ક જેટલો પ્રભાવશાળી નહોતો હિંદમા પોર્ટુગીઝ સત્તાનો ખરો પાયો આલ્બુકર્કે જ નાખ્યો [૧૭]

## ગૂજરાત અને પોર્ટુગલના રાજદૂતો

ઈ સ ૧૫૧૨મા આલ્બુકર્કે ગોવામા પોતાના પગ મજબૂત કર્યા પછી પોર્ટુગલના રાજાની ઈચ્છા પ્રમાણે ગૂજરાતની બંદરો માટે સુલતાન મુઝફ્ફર શાહના દરબારમા એલચી મોકલવાનું નક્કી કર્યું એણે ટ્રિસ્ટો ડેગા (Tristao Dega)ને સુલતાન માટે ભેટો આપીને મોકલ્યો મૈત્રીની શરતોમા મુખ્ય દીવમા કિલ્લો બાધવા માટે પરવાનગી માગી હતી અને પોર્ટુગલના રાજાની રક્ષિત પ્રજાના જાનમાલના રક્ષણ માટે એની જરૂર છે એમ જણાવ્યું હતું! પરંતુ એથી વધારે વિચિત્ર શરત તો એ હતી કે ગૂજરાતના વેપારીઓ પોતાનો બધો દરિયાઈ વેપાર ગોવા મારફતે જ કરે, એટલે કે ગૂજરાતી વહાણ બીજા કોઈ પરદેશી બંદરે સીધું ન જઈ શકે' એથી પણ વધારે વિચિત્ર વાત તો એ હતી કે ગૂજરાતના વહાણવટીઓને જે માલ જોઈતો હોય તે બધો ગોવામાથી જ ખરીદ થાય! ગૂજરાતના રાજાએ પોર્ટુગીઝોના શત્રુ ગણાતા તુર્કો અને ઇજિપ્તના લોકોને પોતાના રાજ્યમા ન પેસવા દેવા એ પણ એક શરત હતી [૧૮] આ વખતે દીવના ગૂજરાતી નૌકાસેનાધિપતિ મલીક અયાઝે પણ એક રાજદૂત આલ્બુકર્ક પાસે મોકલ્યો હતો આલ્બુકર્કે એ તકનો લાભ લઈ એ દૂતને પોર્ટુગીઝોના બળ અને સાધનોનો સારો ખ્યાલ આવે તે માટે ગોવામા કરેલી વ્યવસ્થા બતાવવા માંડી અને દૂતને આંજી નાખવા પ્રયત્ન કર્યો એને કિલ્લાની મજબૂતીનો તોપો વગેરે સરંજામનો, યુદ્ધને માટે તૈયાર કરેલા ઘોડાના દળનો, બંદૂકધારી અને બાણાવળીઓના લશ્કરનો મોટો દેખાવો કરીને સારો ખ્યાલ આપ્યો ગોવામા ઘરદીઠ દરેક માણસ–પરણેલો કે કુંવારો–રક્ષણ માટે હથિયાર વાપરવાની તાલીમ લઈ તૈયાર થતા એટલે લશ્કરનો સારો દેખાવ કરી શકાયો ગોવાની પાસે આવેલો બીજાપુરના સુલતાનનો એક કિલ્લો એણે કેવો તોડી પાડ્યો હતો તે દૂતને ખાસ બતાવ્યો,

૧૭ Whiteway Rise of Portuguese Power in India એમા માત્ર ડિઓગો લોપ્સ દ સેક્વીરા બતાવી હતો

૧૮ કોમેન્ટરીઝમાથી પ્રો કોમિસેરિયેટે લીધેલી નોંધ પૃ ૨૯૩

અને કિલ્લાનો નાશ કેવો બારે કર્યો છે તે ઓર્મુઝથી બતાવ્યું આમ કરવાનું કારણ એ હતું કે આ દૂત મલીક અયાઝને કહી શકે કે પોર્તુગીઝો કેવા બળવાન છે અને દીવનો કિલ્લો ગમે તેવો હશે તોપણ તે ટકી શકશે નહિ અને પોર્તુગાલના રાજાનો હુકમ થાય તો ગમે તેવો કિલ્લો સર કરી શકાએ ૧૯

**દીવ પાસે અયાઝ અને આલ્બુકર્ક મળ્યા**

ઈ સ ૧૫૧૩મા એડનથી પાછા ફરતા આલ્બુકર્કે દીવ આવીને મલીક અયાઝને મળવાનો વિચાર કર્યો, અને પોતાના મોટા નૌકાકાફલા સાથે દીવ આવી પહોંચ્યો અયાઝના ચરિત્રમા આગળ જોઈ ગયા તેમ એ એક અનુભવી અને રાજદ્વારી કુનેહવાળો પુરુષ હતો, અને રાજાને શોભે એવી મહેમાનગીરી કરવામા ખર્ચનો હિસાબ ગણતો નહિ, તેમજ સામા ઉપર અસર કરે એવો વિવેક પણ દર્શાવતો એણે આલ્બુકર્કનો સારો આદરસત્કાર કર્યો અને એને તથા અમલદારોને સારી ભેટ આપી આલ્બુકર્કને મળવા અયાઝ એના વહાણ ઉપર ગયો અને બન્ને જણાએ એ વખતે તો સામાન્ય વાતો જ કરી દીવ પાસે પોર્તુગીઝ કાફલો છ દિવસ રહ્યો એમા એણે વહાણોની મરામત કરી અને આગળ જવા માટેની સામગ્રી પણ લીધી માલનુ ભરેલુ એન્ક્સોબ્રીગસ (Enxobregas) નામનુ વહાણ ફર્નાઓ માર્ટિન એવાન્જે લ્હો (Fernao Marting Evangelho)ની દેખરેખ નીચે દીવમા રાખ્યુ અને એનો માલ ત્યા વેચવાની અને એના ફિરંગી અમલદારની દેખરેખ રાખવાની અયાઝને ભલામણ કરી મૈત્રીનો સંબધ બાંધી આલ્બુકર્ક ગોવા પાછો ફર્યો ૨૦

**પોર્તુગાલના અને ગુજરાતના રાજદૂતોએ આલ્બુકર્કને આપેલો હેવાલ**

આલ્બુકર્કનો કાફલો ગોવા બદરે આવ્યો ત્યારે એને ખબર પડી કે ગુજરાતના સુલતાન પાસે મોકલેલો ડિયેગો ફેર્નાન્ડીઝ નામનો એનો દૂત બે દિવસ ઉપર ત્યા આવી પહોંચ્યો હતો અને સાથે મલીક ગોપીનો આલ્બુકર્ક ઉપરનો પત્ર પણ લાવ્યો હતો એણે આલ્બુકર્કને ગુજરાતની બધી હકીકત કહી અને એ જ્યારે ખભાત પહોંચ્યો હતો ત્યારે જ એને ખબર

૧૯ એજ પૃ ૨૯૪ વ્હાઇટવેનુ Rise of Portuguese Power in India અને Dauversનુ Portuguese in India એ બે પોર્તુગીઝોના હિંદ સાથેના સબધ માટે સારા ગ્રથો છે પરતુ એ ગોવાને કેન્દ્રમા રાખીને ત્યાના રાજકારણને મહત્વ આપી લખેલા છે એટલે ગુજરાત માટે બહુ વિગત મળતી નથી પરતુ કૅમેન્ટરીઝમાથી એવા ઉલ્લેખો પ્રો કૉમિ એ સારા નોંધેલા છે અને એ દૃષ્ટિએ આલ્બુકર્કનો સમય એમણે ઠીક નોંધ્યો છે

૨૦ પ્રો કૉમિ નો ગુ ઇતિહાસ, પૃ ૨૯૪ ૯૫

મળ્યા હતા કે સુલતાન મુઝફ્ફર એ વખતે માળવામાં મોટું લશ્કર લઈને ગયો હતો એ કારણથી એને એ સમયના પાટનગર ચાંપાનેરમાં રોકાવું પડ્યું હતું સુલતાનના આવ્યા પછી એણે આલ્બુકર્કના કાગળ પેશ કર્યા હતા અને સુલતાને એમાં કાંઈ ખાસ રસ બતાવ્યો ન હતો. દીવમાં કિલ્લો બાંધવાની સુલતાને ના પાડી હતી, અને એને બદલે બીજા બંદરોમાં જગ્યા આપવા માટે કહ્યું હતું, પરંતુ ફિગેરો ડેગાએ એ વાત આલ્બુકર્કની રજા વગર કબૂલ કરવાની ના પાડી હતી તુર્કો અને ઇજિપ્તના લોકોને ગૂજરાતમાં ન પેસવા દેવા માટે સુલતાને કબૂલ કર્યું હતું વધારામાં એણે કહ્યું કે મલીક ગોપી પાસેથી મને એવા સમાચાર મળ્યા છે કે દીવમાં અમારો પગપેસારો કરવાના વિરુદ્ધમાં મલીક અયાઝ જ મુખ્ય છે.[21] આ ફિગેરો ડેગા સાથે આવેલા ગૂજરાતના સુલતાનના દૂતો પણ અહીં આલ્બુકર્કે મુલાકાત આપી એણે ગૂજરાતના વેપારીઓને મલાકામાં વેપારની છૂટ કરી આપવા માટે તથા એ બાજુ જતા વહાણોની સલામતી માટે વિનંતિ કરી. ગૂજરાતને પોર્ટુગલ સાથે મૈત્રીના સંબંધો હતા ત્યારે ફિરંગીઓએ પકડેલા ગૂજરાતના વહાણને પાછું માગ્યું આલ્બુકર્કે એના ઉત્તરમાં જણાવ્યું કે પોર્ટુગીઝોએ ગૂજરાત સાથે કદી લડાઈ કરી નથી, એના બંદરના ગામો બાળ્યાં નથી તેમજ કિલ્લાઓ ઉપર તોપમારો કર્યો નથી એ બાબતની સુલતાને ખાતરી રાખવી પરંતુ જો ગૂજરાતી વહાણોને કાંઈ નુકસાન પહોંચ્યું હોય તો પોર્ટુગલના શત્રુઓ—ખાસ કરીને કાલીકટના અને હોરમઝના સત્તાધીશોને ગૂજરાતીઓએ મદદ કરી હશે તે કારણ હોવું જોઈએ. એ રાજ્યોને ગૂજરાતના સુલતાને હથિયાર અને માણસોથી ભરેલા વહાણો મોકલાવેલા છે.[22] મલીક ગોપીનો એક પત્રમાં આલ્બુકર્કે ખાસ આભાર માન્યો અને પોર્ટુગલ સાથે મૈત્રીનું વલણ બતાવવા માટે બદલો વાળી આપવાની આશા પણ વ્યક્ત કરી ગૂજરાતના પકડેલા વહાણને કોચીનમાં મરામત કરી દૂત સાથે પાછું મોકલવા જણાવ્યું દૂતે આ હકીકત સુલતાનને લખી જણાવી અને પોતે વહાણ સાથે પોર્ટુગીઝ કારવાના રક્ષણ તળે ગોવા થઈ ખંભાત આવ્યો.[23]

### દીવમાં કિલ્લો બાંધવા માટે અયાઝનો વિરોધ

હવે આલ્બુકર્કે દીવમાં મૂકેલા વહાણનો માલ વેચવા જે ફર્નો માર્ટિન ઇવેન્જેલ્હો નામનો ફિરંગી રાખેલો એના સમાચાર આવ્યા આ માણસને

૨૧ એજ પૃ ૨૯૫

૨૨ એજ પૃ ૨૯૬

૨૩ એજ. પૃ ૨૯૬ કોમેન્ટરીઝ વૉ ૪ પૃ ૬૦ ૬૧માંથી લીધેલી નોંધ

ગૂજરાતની રાજદ્વારી બાતમીઓ લખી મોકલવાનો પણ ખાનગી હુકમ હતો એણે આલ્બુકર્કને લખ્યુ કે કેરોના કાજી (ઇજિપ્ત) તરફથી ગૂજરાત અને બીજાપુરના સુલતાનો માટે કિંમતી ભેટો લઇ એક વહાણ મોકલ્યુ હતું તે દીવ આવી પહોંચ્યુ છે.[24] કાજીએ શુભેચ્છાઓ પાઠવી ખ્રિસ્તીઓ સામે લડાઈ ચાલુ રાખવા જણાવ્યુ છે એડનના રાજાએ દીવમા રહેતી પોતાની પ્રજાને સ્વદેશ પાછા ફરવાનો સદેશો મોકલ્યો હતો, કારણ પોર્ટુગીઝો એડન ઉપર હુમલો કરશે એવી એને ભીતિ પેઠી હતી આ બધા સમાચારો કરતા આલ્બુકર્કને વધારે ઉદ્વેગ કરાવે એવા સમાચાર તો એ હતા કે અયાઝ દીવ અને પોર્ટુગીઝો વચ્ચે સધિ કરવા જાતે સુલતાનને મળવા ગયો હતો, અને સુલતાન તથા એના મુખ્ય અમલદારોને પોતાની તરફેણના કરી લેવા માટે મોટા પ્રમાણમા સોનુ, રૂપુ, ઝવેરાત, કિંમતી કાપડ તથા અરબી ઘોડા પણ ભેટ આપવા માટે લઈ ગયો હતો આલ્બુકર્કે અયાઝને એક વખતે ભેટ આપેલી તલવાર પણ સુલતાનને નજર કરવા માટે એ લઈ ગયો હતો અયાઝની આ મુલાકાતની અસરનો સામનો કરવા અને પોતાની માગણી સબળ રીતે રજૂ કરવા આલ્બુકર્કે એક દૂતમંડળ ગૂજરાતના સુલતાન પાસે મોકલવાનો આ વખતે નિશ્ચય કર્યો[25]

## નવા ગવર્નર સોઅરનો દીવ માટે પ્રયાસ

પરંતુ આ સમયે ઈ.સ ૧૫૧૫મા પોર્ટુગલના રાજાએ આલ્બુકર્કને પાછો બોલાવી લીધો અને પોર્ટુગીઝ સત્તાના ઇતિહાસમા એક બળવાન કુનેહવાળા તથા દૂરંદેશી સત્તાધીશના વહીવટનો હવે અંત આવ્યો એની જગ્યાએ લોપો સોઅરને ગવર્નર તરીકે મોકલ્યો અને એને ત્રણ વર્ષ રાખી ૧૫૧૮મા ડિઓગો લોપ્સ દ સેક્વીરાને મોકલ્યો આ ગવર્નરને રાજાનો ખાસ હુકમ હતો કે દીવમા કિલ્લો બાંધવો[26] એનુ કારણ એમની માન્યતા પ્રમાણે એવુ હતુ કે જ્યાસુધી દીવ મુસલમાન સત્તા નીચે હોય ત્યાસુધી પોર્ટુગલના ખાસ શત્રુઓ—તુર્કોનો પગ પેસારો હિંદમા જલ્દી થશે આના બીજુ કારણ એ પણ હતું કે ગૂજરાતી બંદરોનો મોટો વેપાર મલાકા તથા પૂર્વના દેશો સાથે હતો તેનુ મહત્ત્વ પોર્ટુગીઝોને બહુ હતુ[27] આ કારણથી ઈ સ ૧૫૨૦મા હોરમઝથી પાછા ફરતા

---

૨૪ એજ પૃ ૨૯૬ કોમેન્ટરીઝમાથી નોધ

૨૫ એજ પૃ ૨૦૭ કોમેન્ટરીઝમા વૉ ૪ પૃ૭૫ ૭૭માથી નોંધ

૨૬ Whitewey Rise of Protuguese Power in India ૧૯૧ ૯૨ પૃ ૧૮૯ ૧૯૦મા લોપો સોઅર ગવર્નર તરીકે કેમ ન ફાવ્યો તેના કારણો આપેલા છે

૨૭ એજ પૃ ૧૯૧

ડિએગો લોપ્સ દીવ ઉપર હુમલો કરવાના ઇરાદાથી આવ્યો આ વખતે મલીક અયાઝે ખૂબ હોશિયારી બતાવી અને એક બાજુ ગવર્નરની સારી મહેમાનગીરી કરી બીજી બાજુ પોતે દીવના રક્ષણ માટે તૈયાર અને જાગ્રત છે એવો ખ્યાલ એને આપ્યો આ કારણથી કાઇ પણ કર્યા વિના ગવર્નર ગોવા તરફ સિધાવ્યો ગવર્નર સાથેની વાતચીતમાથી અયાઝ એટલુ તો પામી ગયો કે દીવ ઉપર કોઇ કાળે ભય ઝઝૂમે છે આ બાબતમા વળી ખાતરી મેળવવા માટે અયાઝે ગવર્નર સાથે દૂત તરીકે સીદી અલી નામના એક કાણા પણ હોશિયાર માણસને મોકલ્યો એની બાતમી ઉપરથી પણ પોર્ટુગીઝોની દાનતની ખબર પડી અને દીવ બદરને તોપો વગેરેથી મજબૂત કરી મજબૂત રીતે રક્ષણ થઇ શકે એવી બધી તૈયારી કરવામા આવી.[૨૮]

## દીવ ઉપર લોપ્સની ચડાઈનુ શૂન્ય પરિણામ

જ્યારે વાટાઘાટોનુ કાઇ પરિણામ ન આવ્યુ ત્યારે ઈ સ ૧૫૨૧ના ફેબ્રુઆરીની ૯મી તારીખ ડિએગો લોપ્સ લડવાના ઇરાદાથી ૪૨ વહાણોનો કાફલો લઇને દીવ પાસ આવ્યો એમા ૨૦૦૦ યુરોપિયનો અને ૧૮૦૦ દેશી લડવૈયા હતા આમ છતા પણ મલીક અયાઝે રક્ષણ માટેની કરેલી તૈયારીઓ જોઇને ડિએગો લોપ્સના લશ્કરી સલાહકારોએ યુદ્ધ કરવાની વિરુદ્ધ મત દર્શાવ્યો અને પોતાનો એક માણસ દીવમા ઉતારી ગવર્નર હોરમઝ તરફ ચાલ્યો ગયો દીવમા વેપાર માટે એક પોર્ટુગીઝ અમલદાર રાખેલો હતો તેને પાછો લાવવા લોપ્સે ફર્નાન્ડીઝ દ બેજાને દીવ મોકલ્યો આ માણસ પહેલા મુઝફ્ફરશાહના દરબારમા આલ્બુકર્કના દૂત તરીકે ગયો હતો અને રાતા સમુદ્રમા એનો નૌકાસરદાર હતો આ ફર્નાન્ડીઝ એને સોપેલા કાર્યમા સફળ તો થયો, પરતુ અયાઝને એ કાર્ય શત્રુતા જેવુ લાગ્યુ આ કારણથી ગૂજરાતી હલકા વહાણોનો કાફલો લઈ આગા મુહમ્મદે ફર્નાન્ડીઝ દ બેજાના વહાણો ઉપર હુમલો કર્યો પોર્ટુગીઝોને લાગ્યુ કે ગૂજરાતની તોપો જોકે લોખંડની હતી છતા ઝડપથી ફૂટી શકતી હતી અને એનો દારૂગોળો અને મારો અસરકારક હતા આ કારણથી દોરડા કાપી ફર્નાન્ડીઝ ભાગ્યો અને લોપ્સ પછી દસેક દિવસે હોરમઝ પહોંચી ગયો, અને ગવર્નરે ભેગુ કરેલુ મોટુ નૌકાદળ વિખેરી નાખીને જુદે જુદે સ્થળે મોકલાવી દીધુ[૨૯]

---

૨૮ એજ પૃ ૧૯૨

૨૯ Whiteway Rise of Portuguese Power in India, પૃ ૧૯૨

## નાસીપાસ થયેલા લોપસે ફર્નાન્ડીઝને કાફલો લઈ દીવ ફરી મોકલ્યો અને ગુજરાતના કાફલાએ એને નસાડી મૂક્યો

એ જ વર્ષ (૧૫૨૧)ના ઓગસ્ટની ૨૦મીએ લોપસે દીવ આગળ નાસીપાસ થયો તે કારણથી ફર્નાન્ડીઝ ૬ એજાને ચાર વહાણો આપીને ગૂજરાતને કિનારે નિરીક્ષણ કરવા અને દીવ ઉપર હુમલો કરવા ફરીથી મોકલ્યો. એણે એક ઇરાદો એવો પણ સેવ્યો હતો કે મુઝફ્ફરાબાદ—જેને આજે સૌરાષ્ટ્રને કિનારે જાફરાબાદ નામે ઓળખવામા આવે છે મર કરીને ત્યા કિલ્લો બાધવો.[30] ફર્નાન્ડીઝનુ એક વહાણ દીવની પાસેના સમુદ્રમાં રાતા સમુદ્ર તરફ જતુ એક ગૂજરાતનું વહાણ લૂટતું હતું. આ વખતે સાવચેતી રાખી રહેલા આગા મુહમ્મદના ગૂજરાતી કાફલાએ હુમલો કરી તોપમારો કરીને પોર્ટુગીઝ વહાણને ડુબાડયુ, લૂટાતા વહાણને છોડાવ્યુ, અને ૭૫ પોર્ટુગીઝોને કેદ પકડયા. ૬ એજાના બીજાં વહાણો ઉપર પણ હુમલા કરવામા આવ્યા અને એમા ભાગફોડ કરી નુકસાન પહોંચાડયુ ૬ એજાનું પોતાનુ માત્ર એક વહાણ વાગેલી ગોળીથી થયેલા કાણાને પૂરીને બચી ગયુ ડિઓગો લોપ્સ હવે પોતાનો કાફલો લઈ મુઝફ્ફરાબાદ લેવા આવતો હતો તેની ખબર પણ અયાઝના જાસૂસોએ પહોંચાડી દીધી હતી. પોર્ટુગીઝોએ પકડેલા મુસલમાનો એમની ગુલામી કરતાં મરણ વધારે પસંદ કરતા હતા. તેમણે એરિસ ફ્રારિયાની સરદારી નીચે દારૂગોળો અને સરજામ ભરેલુ એક વહાણ હતું તેને આગ લગાડી અને વહાણ સાથે બધા નાશ પામ્યા[31] આ તરફ ગૂજરાતના બંદરોએ પૂરેપૂરી સાવચેતીનાં પગલા લેવાઈ ગયા હતા અને ડિઓગો લોપ્સ હતાશ થઈ, દીવ કે મુઝફ્ફરાબાદમાં કિલ્લા કરવાનો મનસૂબો છોડી દઈ પાછો ચેવલ તરફ ચાલ્યો ગયો ચેવલમા બુરહાન નિઝામશાહે પોર્ટુગીઝોને કિલ્લો બાંધવાની રજા આપી હતી અને આબ્બુકર્કે પણ એ સ્થળ પસદ કર્યું હતું મલીક અયાઝનો વિચાર ફિરંગીઓને નજીકમાં પણ ન આવવા દેવાના હતો અને એણે આગા મુહમ્મદને ગૂજરાતી કાફલો આપી ચેવલ તરફ યુદ્ધ માટે મોકલ્યો.[32] આ યુદ્ધમાં સામસામી કેટલીક ખુવારી થઈ, પરતુ ડિઓગો લોપ્સ અપ્રિય થઈ ગયો હતો અને એની જગ્યાએ બીજો ગવર્નર આવવાના સમાચાર

---

૩૦ એ જ. પૃ ૧૯૩ ૯૪.

૩૧ : એ જ. પૃ ૧૯૪. પોર્ટુગીઝો પકડાયેલા મુસલમાનો ઉપર એટલો બધો જુલ્મ કરતા કે કેદીઓ મરવાનુ વધુ પસદ કરતા.

૩૨ : એ જ. પૃ. ૧૯૪ ૯૫ આગા મુહમ્મદ આપે છે તે સમાચારથી પોર્ટુગીઝ કાફલામા ભારે ભયની લાગણી ફેલાઈ હતી

મળ્યા હતા, એટલે એ ફર્નાન્ડીઝ દ બેજાને સરદારી સોંપી કોચીન ગયો પોર્ટુ ગીઝોનો મરજાત ખૂટી પડયો હતો અને એ વખતે દ બેજા પણ લડાઇમા માર્યો ગયો.[૩૩] આમ પોર્ટુગીઝોને નૌકાયુદ્ધ તથા ગજદારી કુનેહમા હરાવનાર ગૂજરાતનો મીરેબહર નૌકાસેનાધિપતિ મલીક અયાઝ ઈ સ ૧૫૨૨મા મરણ પામ્યો એના પછી ગૂજરાતી નૌકાદળના ખ્યાતિ અને ગગ પડેલા જેટલા રહ્યા નહિ

મલીક અયાઝ જેવા, રાજ્યમા મોટી લાગવગ ધરાવતા અમીરોનું પોર્ટુ ગીઝો તરફનુ વલણ અને દીવ માટે એ પોતે સુલતાનના દરબારમા ચર્ચા કરવા ગયો છે એવા સમાચાર આલ્બુકર્કને મળતા એણે પણ સુલતાન સાથે મૈત્રીની વાટાઘાટ કરવા માટે એલચીઓ મોકલવા નિશ્ચય કર્યો એ ઉલ્લેખ ઉપર કરી ગયા મલીક ગોપીના પોતાના તરફના વલણને લીધે આલ્બુકર્કને આ વાટાઘાટોમા શ્રદ્ધા હતી પોર્ટુગીઝોના હિંદ સાથેના સબધમા આ એલચીની વાટાઘાટોનુ મહત્ત્વ ઘણુ હતુ અને ગૂજરાતના સાસ્કૃતિક ઇતિહાસમા આ વાત રસમય હોવાથી એનુ વર્ણન કરી લઇએ તે સાથે મલીક ગોપીએ મુઝફ્ફરશાહના અમલમા રાજકારણમા ભજવેલો ભાગ અને એ સમયમા મોટી પદવી ધારણ કરી રહેલા એ હિંદુ અમીરનુ ચરિત્ર પણ જોઇએ

**આલ્બુકર્કે સુલતાન મુઝફ્ફરશાહના દરબારમા મોકલેલુ એલચીમડળ**

ઉપર જોયુ તે પ્રમાણે આ એલચીમડળના નેતાઓમા પોતાના વિશ્વાસુ સરદાર ડિઓગો ફર્નાન્ડીઝ દ બેજાને પસદ કર્યો હતો અને એની સાથે જેમ્સ ટેક્સીરા (James Teixeira)ને પણ મોકલ્યો હતો આ મડળ સાથે એણે ગૂજરાતના સુલતાનને નજર કરવા માટે આ પ્રમાણે કિંમતી ભેટો મોકલાવી હતી ચિત્રામણવાળો (enamelled)સોનાનો ગળાનો પટો, સોનેરી મીનાકારી નકશીદાર મ્યાનવાળી એક કટાર, કાળી મખમલ, ઝરાની જરીભરતનો લીલા રગનો તાકો, બે તામ ચિનાઇ કાપડના, ઓપ ચડાવેલી ગેંડી, અને બાદશાહી ખાણામા શોભે એવા ચાંદીના વાસણો આ ઉપરાત રાજદ્વારી એલચીને શોભે એટલા માટે સારા સજ્જ કરેલા વીસ ઘોડા પણ સાથે મોકલ્યા હતા આ એલચીઓએ કેવુ વર્તન રાખવુ વગેરે સૂચનાઓ લખીને આપી હતી, અને દરબારમા આગળથી સમાચાર આપવા માટે બે દૂત મોકલવામા આવ્યા હતા એમનુ નામ પેરો કવીમેડો (Paro Queimado) હતું અને બીજો ગણપતિ નામનો ગૂજરાતી ભાષા સારી રીતે સમજનારો

---

૩૩ એજ પૃ ૧૯૫ એના પછી કાફલાની સરદારી એન્ટોનિયો કોરિયાને મળી

માણસ પણ હતો. આગળ જઈ આ એલચીમંડળને સગવડ મળે અને રાજધાની સુધીની મુસાફરી સલામત રીતે થાય તે માટે આ બે જણે વિનતિ કરવાની હતી.[34]

## એલચીમંડળ સુરત ઊતર્યું—ગોપીનાથ મલીકને ત્યાં ઉતારો

ડિઓગો ફર્નાન્ડીઝ અને ટેક્સીરા તા. ૧૫ માર્ચ ૧૫૧૪ને રોજ સુરત પહોંચ્યા. આગળથી ખબર આપવા મોકલેલા દૂત રાજધાનીથી સુરત પાછા ફર્યા નહોતા, એટલે સુરત બંદરે ઊતરવા માટે મુત્સદ્દી દસ્તૂરખાનની રજા મેળવવી પડી. દસ્તૂરખાનને દરબારમાંથી આ લોકને સત્કારવાના સમાચાર મળી ગયા હતા, એટલે એણે ગોપીના ભાઈ મિયાંબાબુ[35] (Mirbabu)ને ઘોડા લઈ એલચીમંડળની સામે મોકલ્યો. ઉતારો પણ ગોપીના ઘરમાં જ આપવાનો હતો. ઊતર્યા પછી એલચીઓ દસ્તૂરખાન પથારીવશ હોવાથી એને ઘેર મળવા ગયા, અને એણે એમનો રેશમી પોશાક આપીને રીત પ્રમાણે સત્કાર કર્યો. અને થોડા દિવસ પછી બાદશાહી હુકમ પ્રમાણે રાજધાની સુધી જવાની મુસાફરીની બધી સગવડ કરી એમને ઊપડવાનું કહેવડાવ્યું. આ સમય દરમ્યાન અગાઉ મોકલેલો કાસીદો સુરત આવી પહોંચ્યો અને એલચીઓને ચિંતામાં નાખે એવા સમાચાર કહ્યા કે મલીક ગોપી ઉપર હવે બાદશાહની મહેરબાની રહી નથી. આ સમાચારથી એલચીઓને મૂંઝવણ ઊભી થઈ, કારણ કે મલીક ગોપીને પૂછ્યા વિના કોઈ પણ પગલું ન ભરવાનો આલ્બુકર્કનો એમને હુકમ હતો. એટલે આ રાજદૂતોએ પાઘડી ફેરવીને દસ્તૂરખાનને સંદેશો મોકલાવ્યો કે સુલતાન રજપૂતો સાથે યુદ્ધ કરવા માટે પાટણ તરફ ગયો છે એવા સમાચાર મળ્યા છે અને ગવર્નરનો હુકમ વર્ષાઋતુ પહેલાં ગોવા પાછા ફરવાનો છે, એટલે હવે અમે આવતે વર્ષે ફરી આવીશું અને હાલ દરબારમાં જવાનું મુલતવી રાખવું ઠીક છે. પરન્તુ દસ્તૂરખાન હોશિયાર માણસ હતો અને એલચીઓનો ઇરાદો પામી ગયો.

---

૩૪ આ એલચીમંડળનું વર્ણન પોર્ટુગીઝ ઇતિહાસમાં બીજા ગ્રંથો કરતાં માત્ર કોમેન્ટરીઝમાં વિગતથી આપેલું છે અને પ્રો. કોમિસેરિયેટે એમના ગુજરાતના ઇતિહાસમાં એનો સારો ઉપયોગ કર્યો છે. આ એલચીઓ ખાતર એમણે આખું ૨૪મું પ્રકરણ લખેલું છે.

૩૫ ગોપીના ભાઈનું આ નામ હોય એમ બનવા જોગ નહિ. મુસલમાન [illegible] ધારવાના હિંદુ અમીરનું આ ઘરનું કે લોકપ્રિય નામ હોવું જોઈએ. સુરતમાં એ આ નામથી લોકમાં પ્રસિદ્ધ હશે, એટલે પોર્ટુગીઝોએ એ નામ લખ્યું લાગે છે. પ્રો. કોમિસેરિયેટે પણ આ બાબત કાંઈ નોંધ કે ખુલાસો કર્યો નથી.

હતો, એટલે એણે ઉત્તરમા મિયાંગાણુ સાથે કહેવડાવ્યુ કે બધી તૈયારી સુલતાનના હુકમ પ્રમાણે થઇ ગઇ હોવાથી હવે મુસાફરી મુલતવી રાખવી તે ભયભરેલુ છે અને પોતે જો એમાં સમતિ આપે તો બાદશાહી કોપનો ભોગ બને, અને આ ફેરફાર માટે પણ બાદશાહની પરવાનગી મેળવવી પડે. આ પ્રમાણે દઢતાનો ઉત્તર સાંભળી એલચીઓ ઢડા પડ્યા અને મુસાફરી મને કમને પણ કરવાનો નિશ્ચય કરવો પડ્યો [૩૬]

### ચાંપાનેર તરફ અને ત્યાંથી અમદાવાદ તરફ પ્રયાણ

સુરતના મુત્સદ્દીઓએ એમના માટે રસ્તામા ઉતારા અને મુકામની ગોઠવણ કરી હતી, અને ત્રીસ બાણાવળીઓની ટુકડી એક માણસની સરદારી નીચે રક્ષણ માટે એમની સાથે મોકલી. એલચીઓ તા ૨૮ માર્ચ ૧૫૧૪ને રોજ સુરતથી ઊપડી તા ૪ થી એપ્રિલે ચાપાનેર પહોચ્યા, અને ચાપાનેર નજીકના એક બગીચામા એમને ઉતારો મળ્યો રાત્રે આરામ કરી રીત પ્રમાણે સારા કપડા બદલીને એ લોકો મલીક ગોપીને મળવા માટે તૈયાર થયા. ગોપીએ એમના ઉતારાની અને ખાવાપીવાની ઉત્તમ વ્યવસ્થા કરી હતી. ફર્નાન્ડીઝે મલીક ગોપીને આલ્બુકર્કનો પત્ર તેમજ એને માટે મોકલેલી ખાસ ભેટ આપી. ગોપીએ વાતમા એમને સમજાવ્યુ કે ડિગ્ગો ડેગાના ગયા પછી મલીક અયાઝે સુલતાનને ખાસ સમજાવ્યુ કે ફિરંગીઓને કોઇ પણ હિસાબે દીવમા કિલ્લો બાધવા જમીન ન આપવી; અને જો એ લોકો કિલ્લો બાધશે તો ભવિષ્યમાં સલ્તનત જોખમમા આવી પડશે આ કારણથી સુલતાને દીવનું રક્ષણ મજબૂત રીતે કર્યું છે અને હવે કોઇ પણ સત્તા એની સામે થઇ શકે તેમ નથી. ગોપીએ બીજી કેટલીક સલાહ અને શિખામણ આપી અને સુલતાન હાલ અમદાવાદમા છે ત્યા જઇ વાત કરવા કહ્યુ એમની સાથે પોતાના ઘરનો એક માણસ ખાસ અમદાવાદ મોકલ્યો. આ વખતે ખુદાવદખાન વઝીર હતો,[૩૭] એટલે સુરતથી સાથે આવેલા પોતાના મુખ્ય માણસને પોતાના આગમનની ખબર આપવા ફર્નાન્ડીઝે મોકલ્યો. અમદાવાદ પહોચ્યા પછી બીજે દિવસે વઝીરે એલચીઓને પોતાને ઘેર ખાણુ આપ્યુ. એમને માન સાથે લાવવા માટે ત્રીસ ઘોડેસવારો અને વાજા સાથે બીજા પાયદળથી સત્કાર કર્યો. ફર્નાન્ડીઝે વઝીરને માટે ખાસ મોકલાવેલી

૩૬ એ જ. પ્ર.૨૪, પૃ ૩૦૨

૩૭ રશીદ ઉલ્મુલ્ક ખુદાવદખાન આની પોર્ટુગીઝો આ પ્રમાણે જોડણી લખે છે Codrmacad આ પ્રમાણે બધા દેશી નામોની વિચિત્ર જોડણીઓ કરેલી છે અમદાવાદ માટે Mrdovrl લખે છે

બેટો અને આલ્બુકર્કનો પત્ર પેશ કર્યો વઝીરે એમને કહ્યું કે સુલતાન શિકારે ગયો છે અને આવશે ત્યારે તમારા આગમનની ખબર એમને પહોંચાડીશ

## અમદાવાદના બાદશાહી મહેલમાં મુલાકાત

સુલતાન મુઝફ્ફરશાહે આ એલચીઓને પોતાના મહેલમાં[૩૮] મુલાકાત આપી, અને એલચીમંડળ સવારોની ટુકડી સાથે બાદશાહી મહેલમાં આવી પહોંચ્યું સુલતાન પોતે એક[૩૯] પાટ ઉપર ગાદીએ બેઠો હતો અને બીજા દરબારીઓ પોતપોતાના દરજ્જા પ્રમાણે બન્ને બાજુ ઊભા હતા એલચીઓએ સાથે લાવેલી નજર ભેટ કરી પોર્ટુગીઝ રીત પ્રમાણે સુલતાનને નમન કર્યું અને સુલતાનના હાથને ચુંબન કર્યું સુલતાને પણ એમના આગમન માટે ખુશી વ્યક્ત કરી એ પછી ડિઓગો ફર્નાન્ડીઝે આલ્બુકર્કે સુલતાન ઉપર લખેલો પત્ર પેશ કર્યો, અને અરબીમાં લખેલો હોવાથી સુલતાને જાતે જ વાંચ્યો એલચીઓએ વિવેક દર્શાવી કહ્યું કે હિંદના ફિરંગી ગવર્નરે ખાસ કહેવડાવ્યું છે કે પોર્ટુગલના રાજાનું આખુયે નૌકાદળ સુલતાનની સેવામાં હાજર થશે સુલતાને આ માટે એમનો આભાર માન્યો અને મુસાફરીમાં કોઈ તકલીફ પડી હતી કે નહિ તે પૂછીને વિવેક કર્યો. આટલી વાતચીત પછી એક અમલદાર એમને બાજુના એક વડાની અગાસી ઉપર લઈ ગયો અને જરીના આરીભરતના બે જભ્ભા એ બન્ને એલચીઓને પહેરાવ્યા અને એમની સાથના બીજા માણસોને રંગીન મખમલના જભ્ભા પહેરાવ્યા. આ પ્રમાણે વેશપલટો કરીને એ બધા ફરીથી સુલતાન પાસે આવ્યા અને દેશી રીત પ્રમાણે નમન કર્યું એ પછી એમને ઉતારે જવા માટે અને બધી રાજદ્વારી કામકાજની વાતો વઝીર ખુદાવન્દખાનને કરવા માટે, એનો જવાબથી ઉપર લાવવાની ખાતરી આપીને કહેવામાં આવ્યું

## વઝીર ખુદાવંદખાન સાથે વાટાઘાટ

હવે આ રાજદ્વારી વાતચીત ખુદાવદખાનના મહેલમાં ખાણા પછી એલચીઓ અને વઝીર વચ્ચે શરૂ થઈ ફર્નાન્ડીઝે કહ્યું કે પોર્ટુગીઝ પ્રજા અને અમારા વેપારના રક્ષણ માટે દીવમાં કિલ્લો બાંધવાની ખાસ અગત્ય

---

૩૮ મુઝફ્ફરશાહને કાંકરિયે આવેલો ઘટામંડળનો મહેલ પ્રિય હતો અને ત્યાં જ એ હમેશા વાસ કરતો, ભદ્રના મહેલમાં નહિ. આ મુલાકાત પણ ત્યાં જ થઈ હશે

૩૯ અહીં સુલતાન Low cota ઉપર બેઠો હતો એમ લખે છે અને લાગે છે કે સોફા જેવું તે વખતે હોવાનો સંભવ નથી, એટલે પાટ ઉપર ગાદી તકિયાની બેઠક હોવાનો પૂરો સંભવ છે

છે અને તે માટે જમીનની માગણી કરવાનો મારો ખાસ મુદ્દો છે. આ'બુકર્કની એવી ઇચ્છા વ્યક્ત કરી કે દીવમા આ સગવડ થવાથી પોર્ટુગીઝોનો ગૂજરાત સાથેનો વેપાર ઘણો જ વધશે અને તેનાથી સુલતાનની જકાતની આવક બેવડી વધશે ખુદાવદખાને આ માગણીના ઉત્તરમા કહ્યુ કે બાકર (Bacar)મા કિલ્લો બાધવા સિવાય બીજી કોઇ માગણી આજ સુધી આવેલી નથી અને ટ્રિસ્ટો ડેગાની એ માગણી કબૂલ રાખવામા આવી છે.[૪૦] બાકરની જગ્યા વેપાર વધારવા માટે પૂરતી અને અનુકૂળ છે ફર્નાન્ડીઝે બાકરની જગ્યા બરોબર નથી અને મજબૂત કિલ્લા બધાય તથા લૂટ તોફાન વગેરેથી સલામતી રહે તે માટે પોતાની માગણી યોગ્ય છે એમ કહ્યુ.મજબૂત કિલ્લા વિના પોર્ટુગીઝોને નુકસાન થયાના અનુભવો ક્વિલોન, મલાકા અને કાલીકટમા થયેલા છે અને કિલ્લા બંધાયા પછી દેશી સત્તાઓ સાથે શાન્તિના સબધ પણ રહેલા છે, એટલે દીવમા જો કિલ્લો બાધવાની રજા મળશે તો ગૂજરાતના રાજ્ય સાથે પણ સબધો મૈત્રી ભરેલા રહેશે વઝીર ખુદાવદખાને આ બધી ચર્ચા સુલતાન આગળ રજૂ કરીને યોગ્ય કરવા માટે ખાતરી આપી [૪૧]

**એલચીઓ સાથે વધુ ચર્ચા**

આ પછી ત્રણ દિવસ વીત્યા બાદ સુલતાનની ઇચ્છા દરખાસ્તની ચર્ચા કરવા માટે થતા ખુદાવદખાને એલચીઓને રાત્રે ફરીથી બોલાવ્યા તથા કહ્યુ કે પોર્ટુગલના રાજાની સાથે મૈત્રીના સબધો ચાલુ રાખવા માટે તથા આ'બુકર્કે આ વિનતિ કરવા માટે એલચીઓ મોકલ્યા છે તે જોતા, સુલતાને ખુશી થઇને નીચે મુજબના સ્થળોએ કિલ્લો બાધવા માટે જમીન આપવા મરજી બતાવી કે ભરૂચ, સુરત, માહીમ, ડુમસ અગર તો બાકર (Bacar) આ જગ્યાઓ માથી ગવર્નરે કઈ જગ્યા પસદ કરવી તે નક્કી કરીને કહેવુ જો ગવર્નરની મરજી આ કોઈ સ્થળ માટે ન હોય તો પછી એના આગ્રહનો હેતુ શુદ્ધ નથી એમ જ માનવુ પડે ડિઓગો ફર્નાન્ડીઝે આના ઉત્તરમા એ ની એ વાત ફરી કરી, અને દીવ સિવાય બીજા સ્થળ માટે કાઇ પણ કબૂલ કરવાની પોતાને સત્તા નથી એમ કહ્યુ પોર્ટુગીઝોને ગૂજરાતમા વેપારની છૂટ મળવાથી રાજાને તથા ગૂજરાતના વેપારને કેટલો બધો ફાયદો થશે વેપાર કેટલો બધો વધશે અને વેપારી વહાણોની અવરજવર કેટલી સલામત બનશે એ બધુ ફરી બાર

૪૦ એજ પૃ ૨૪. પૃ ૩૪૫ આ Brcarના સ્થળનો પત્તો લાગતો નથી એને વલસાડ કહે છે તે બરોબર નથી અંબિકા નદીની દક્ષિણે દાંડીની પાસે એક ભાગવ નામે સ્થળ છે તે નાનુ છે, એ જાણીતુ નથી આ માત્ર અનુમાન છે

૪૧ એજ. પૃ ૩૦૩ ૩૦૪

પૂર્વક જણાવ્યું બન્ને પક્ષો વચ્ચે બીજી વધારે ઉગ્ર દલીલો પણ થઇ ખુદાવંદખાને પૂછ્યું કે જો પોર્ટુગલ સાથે મૈત્રીનો સંબંધ રહે તો એડન અને રાતા સમુદ્રના બંદરોએ જતાં ગુજરાતી વહાણોને જો એમના પરવાના ન હોય તો ફિરંગીઓ કાંઈ હરકત કરશે? આના ઉત્તરમાં ફર્નાન્ડીઝે કહ્યું કે એ બાજુની સત્તાઓ પોર્ટુગલના શત્રુઓ છે અને ગુજરાતી વહાણોએ એ બંદરોએ સફર કરવી તે યોગ્ય નથી કારણ કે મિત્રોના મિત્રોને મિત્ર તરીકે ગણવા અને મિત્રોના શત્રુઓને શત્રુ તરીકે ગણવા એ સાચી મૈત્રીનું લક્ષણ છે આ સાંભળીને ખુદાવંદખાને કહ્યું કે જે સ્થળો સાથે ગુજરાતનો વેપાર સર્વથી વધારે પ્રમાણમાં ચાલે છે તે સ્થળોએ વહાણોની સફર શક્ય ન થાય તો પછી એવી મૈત્રીથી સુલતાનને શો ફાયદો થાય? વળી આલ્બુકર્કે દીવ માટે જે માગણી કરી છે તે સ્થળ તો સુલતાને પોતાના ગુલામ મલીક અયાઝને આપી દીધેલું છે, એટલે સુલતાનો કરેલી દરખાસ્ત જો તમને નામંજૂર હોય તો આ બાબતમાં વધુ કાંઈ ચર્ચા સુલતાન સાથે હવે થઈ શકે તેમ નથી ફર્નાન્ડીઝે ચર્ચા આગળ ચલાવતાં કહ્યું કે ગુજરાતીઓ મલાક્કા, પેગુ, માર્તાબાન, બંગાળ અને હોરમઝ સાથે વેપારથી કેમ સંતોષ ન માને અને પોર્ટુગલના શત્રુઓના એડન અને રાતા સમુદ્રના સ્થળો સાથેનો આગ્રહ કેમ ન છોડી શકે? એ સ્થળોનો પોર્ટુગીઝો કબજો લઇ શત્રુની સત્તા નાબૂદ કરે એ પછી ગુજરાતી વહાણો ત્યાં જઇ વેપાર કરી શકે છે જો આ બાબત તમે સુલતાન પાસે વધારે ચર્ચા કરવા ન ઇચ્છો તો પછી અમારો પાછા ફરવાનો નિશ્ચય જ છે અને આ બધો અહેવાલ આલ્બુકર્કને પેશ કરીશું[૪૨]

**એલચીઓની વિદાયગીરી—દીવના કિલ્લાની રજા ન મળી**

આટલી વાટાઘાટ પછી ત્રણ દિવસ ગયા બાદ એલચીઓને રાજમહેલમાં સુલતાનની રજા લેવા માટે બોલાવવામાં આવ્યા એ વખતે ફરીથી એમને માન અને પોશાકના ઝભ્ભા, કટારો અને કમરપટા આપવામાં આવ્યા, અને એમણે સુલતાનના હાથને ચુંબન કર્યું સુલતાને કહ્યું કે વઝીર ખુદાવંદખાન તમને લેખિત દરખાસ્તો આપશે એલચીઓ દરબારમાંથી ગયા પછી ખુદાવંદખાને સ્નાતેજ સાથે કેટલીક ભેટો આપીને વિદાય કર્યા ચાંપાનેરમાં રહેલો એક ગેંડો સુરત બંદરે મોકલાવી એમને ભેટ આપ્યો,[૪૩] કારણ કે ગેંડો એ

૪૨ એજ પૃ ૩૦૪ ૩૦૬ આ બધી ચર્ચા ઉપરથી સમજાશે કે હિંદમાં ગુજરાતી નૌકા કાફલો સર્વશ્રેષ્ઠ હોવા છતાં અને મલીક અયાઝ જેવો એને સ્થાપનાર મીરેબહર હોવા છતાં સમુદ્ર ઉપર ફિરંગીઓનું વર્ચસ વધતું જતું હતું

૪૩ ચાંપાનેરમાં સુલતાન મુજફ્ફરે આજના Zoo જનાવરોના બાગને મળતો એક

યુરોપમા નવાઈનુ પ્રાણી હતુ આ પ્રમાણે આ એલચીઓ પન્ર દિવસ ગૂજરાતના પાટનગરમા રહી તા ૮મી મે ૧૫૧૪ને રોજ સુરત પહોચ્યા. પરતુ આ વખતે ચોમાસાને લીધે દરિયો ખરાબ હોવાથી વર્ષાઋતુ એમને સુરતમા ગાળવી પડી સપ્ટેમ્બર માસમા દરિયો સુધરતા એલચીઓએ દસ્તૂરખાનને સફરની સગવડ કરી આપવા વિનતિ કરી, અને એમને (Columbas)નામના ત્રણ નાના વહાણો આપવામા આવ્યા એમા એમણે પોતાનો સામાન તથા ગેંડો ચડાવ્યો, અને સાડાપાચ માસ ગૂજરાતમા ગાળીને તા ૧૫મી સપ્ટેમ્બરે એ લોકો ગોવા પહોચ્યા અહી આલ્બુકર્ક એમના તરફના કાઇ સમાચાર આટલા વખતથી ન મળ્યા હોવાથી અને વર્ષાઋતુ પહેલા એ લોકો પાછા ન ફર્યા તેથી ગભરાયો હતો અને ગુસ્સે થયો હતો ફર્નાન્ડીઝે એને બધી વાત સમજાવી. દીવમા કિલ્લાની જગ્યા આપવા સુલતાન રાજી નથી એનુ કારણ કહેતા જણાવ્યુ કે મલીક અયાઝે લાચો વેરીને સુલતાનની માનીતી બેગમ બીબી રાણીને પોતાના પક્ષમા લીધી છે અને એનુ જ ખાસ ચલણ છે બીબી રાણીની સત્તા વિશે આગળ વર્ણન કરી ગયા છીએ ૪૪

## સુલતાને પોર્ટુગલના રાજાને ભેટ આપેલો ગેંડો

ગૂજરાતના સુલતાને ભેટ આપેલા ગેંડાની વાત પણ અહીં રસમય લાગશે આલ્બુકર્કે આ ગેંડો પોર્ટુગલના રાજા મેન્યુઅલ ૧લાને મોકલી આપ્યો, ૧૫૧૪મા જ એ લિસ્બન પહોચ્યો, અને ૧૫૧૭ સુધી રાજાના જનાવરોના બાગમા રહ્યો ૧૫૧૭ના ફેબ્રુઆરીમા રાજાએ હાથી અને ગેંડા ની લડાઈ જોવાની ગોઠવણી કરી. એમા ગેડાએ હાથી ઉપર હુમલો કરતા હાથી ચીસ પાડીને નાસી ગયો[1] એ પછી રાજાએ ગેંડો પોપ લીઓ દસમાને ભેટ મોકલાવ્યો, અને લિસ્બનથી ૧૫૧૭ના ઑક્ટોબરમા વહાણમા ઊપડી માર્સેલ્સ બદરે આવ્યો. ત્યા ફ્રાન્સિસ પહેલાને આ વિચિત્ર પ્રાણી જોવાનો લાભ મળ્યો ત્યાથી રોમ તરફ જતા ઇટલીના કિનારા પાસે વાવાઝોડામા વહાણ ડૂબી જતા ગેંડો અને સાથેના બધા માણસો નાશ પામ્યા, પરતુ ગેંડાનુ મૃત શરીર ધસડાઇને કિનારે પહોચ્યુ હતુ અને એમા મસાલો ભરીને પોપ પાસે લઈ જવામા આવ્યુ ૪૫

---

જગલી જનાવરોનો બાગ રાખ્યો હતો ત્યાથી આ ગેંડો મોકલ્યો હતો યુરોપમા આ ગેંડો અજાણ્યો હતો. (વ્હાઈટવે પૃ ૧૫૧ નોધ ૨)

૪૪ એ જ પૃ ૩૦૬ ૩૦૭

૪૫ બારબોસાએ પણ આ ગેંડાનુ વર્ણન કર્યું છે એની મુસાફરીના અહેવાલનો અ ગ્રેજી તરજૂમો કરનારે એક હસવા જેવી ભૂલ કરી છે તેની નોધ પ્રો કોમિ સ. પૃ

## આલ્બુકર્કની કોમેન્ટરીઝમાં અમદાવાદ વગેરેનું વર્ણન

આ પ્રમાણે આલ્બુકર્કે ગુજરાતના સુલતાન પાસે મોકલેલા એલચી-મંડળનો વિગતવાર અને રસમય ઇતિહાસ છે, અને આલ્બુકર્કના પત્રોમાં ગુજરાત માટે લખેલી કેટલીક હકીકતો પણ ટૂંકમાં જોવા જેવી છે એ લખે છે કે 'ગુજરાતના કિનારાની હદ પ્રમાણ પાટણથી માહીમ અને ચેવલ સુધી છે અને એની લંબાઈ ૧૩૦ લીગ છે સુલતાન ચાળીસ વર્ષનો અને નરમ સ્વભાવનો છે. એની મુખ્ય રાણી હોશિયાર અને ખૂબ માનવાળી છે અને એ રજપૂતની પુત્રી છે, તથા બીબીરાણી નામે પ્રસિદ્ધ છે એના સિવાય સુલતાનના જનાનામાં ૫૦૦ સ્ત્રીઓ છે સુલતાનને બાજપક્ષીઓનો શોખ છે અને એની સાથે ૩૦૦ ઘોડેસવાર શિકારીઓ જાય છે. એ ઘણુંખરુ અમદાવાદમાં રહે છે, કારણ કે એ શહેર ડુંગરોમાં વસતા રજપૂતોની નજદીક છે અને એને રજપૂતો સાથે હમેશાં લડવુ પડે છે ગુજરાતનું પાટનગર (અમદાવાદ) એક લીગ લાંબુ શહેર છે, ત્યાં મોજશોખના બધા સાધનો છે અને પાણી પણ સારુ છે શહેરના મકાનો મોટા મહેલો જેવા છે અને ઘણા સુંદર સ્થળો પણ શહેરમાં છે. આમ છતાં રાજ્યનો ખજાનો, લશ્કરી સરંજામ અને દારૂગોળો, તથા તોપખાનુ ચાંપાનેરમાં રખાય છે ત્યાં પર્વત ઉપર કિલ્લો (પાવાગઢ) છે અને ત્યાં વિશ્વાસુ અમીરો મોટા લશ્કર સાથે રક્ષણ માટે રહે છે સુલતાનનો મુખ્ય વઝીર ખુદાવંદખાન જાતનો તુર્ક છે એ સુલતાનનો શિક્ષક હતો અને સુલતાન વાંચતા લખતા એની પાસે શીખ્યો હતો'[४९] ગુજરાતીઓના દરિયાઈ વેપાર વગેરે માટે પણ લખ્યુ છે એની નોંધ આગળ વહાણવટાના પ્રકરણમાં લઈશું

હવે સુલતાન મુઝફ્ફરના સમયમાં ફિરંગીઓ સાથે આટલો સંબંધ ધરાવનાર મલીક ગોપીનું ચરિત્ર જોઈએ ગુજરાતના સુલતાનોના સમયમાં હિંદુઓને ઊંચી પદવી નહોતી મળતી એ વાત ખરી નથી તેના ઉલ્લેખો ઉપર જોયા છે પરંતુ સુલતાન મહમદ બેગડાના સમયમાં પ્રધાનમંડળમાં ઊંચુ સ્થાન પ્રાપ્ત કરનાર આ ગોપી મલીકના ચરિત્રથી હિંદુઓને મોટી

૩૦૬માં લીધી છે એ લખે છે કે 'ગૅંડા" શબ્દનો અર્થ લોર્ડ સ્ટેનલીએ "ગોડ જાતિની સ્ત્રી ' એવો કર્યો છે।

૪૯ એ જ પૃ ૩૦૮ કોમેન્ટરીઝમાં રજપૂતો સાથેની લડાઇઓનો ઉલ્લેખ છે તે ઈડર સાથેની લડાઇઓ છે સુલ્ત્ર મુઝફ્ફરશાહની મુખ્ય બેગમ બીબીરાણી રજપૂત કન્યા છે એ પોર્ટુગીઝ અહેવાલ ઉપરથી સમજાય છે આ ઉલ્લેખ આપવા છતા પ્રો કોમિસેરિયેટ બીજી જગાએ એને સિંધના જામની પુત્રી કહે છે અને સિકંદરીમાં એમ છે એવુ લખે છે પણ સિકંદરી ગુ. ભા કે બેલીમાં એ બાબત જોવામાં નથી આવી

પદવીઓ મળતી હતી એટલુ તો સમજાય છે બેગડાના સમયમા રાયરાયાનો ઉલ્લેખ જોયો એના અતસમયમા મલીકગોપી લગભગ મુખ્ય પ્રધાન જેટલી સત્તા ધરાવતો હતો મુસલમાન ઇતિહાસલેખકો એનો ખાસ ઉલ્લેખ કરતા નથી, અને મિરાતે સિકન્દરીએ જે ઉલ્લેખ કર્યો છે તે આ મલીકની ચડતીને બદલે પડતીનો કરેલો છે છતા સમકાલીન પોર્ટુગીઝ ઉલ્લેખોથી ગોપીમલીકનુ મહત્ત્વ નક્કી થઇ શકે છે ગૂજરાતના સાસ્કૃતિક ઇતિહાસમા આ હિંદુ અમીરનુ ચરિત્ર જરા વિગતથી જોઇ જવાની અગત્ય છે.

## પ્રધાનમડળમાં અગ્રગણ્ય મલીક ગોપીનાથ

એનુ નામ ગોપીનાથ છે સુલતાન મહમૂદ બેગડાના સમયમા એની ચડતી થઈ અને ભરૂચ તથા સુરતના દરોગા તથા મુત્સદ્દી (ગવર્નર) તરીકે એની નિમણુક થઇ હતી. મહમૂદ બેગડાના અતસમયમા અમદાવાદના સારગપુરને પોતાનુ નામ આપનાર મલીક સારગ અને ગોપીનાથ એ બેના હાથમા રાજ્યની બધી સત્તા હતી મુખ્ય પ્રધાનની પદવી એ સમયમા ગોપી નાથને મળેલી કે નહિ એ તવારીખો ઉપરથી નક્કી થતુ નથી, અને મુખ્ય વઝીરની પદવી તો મુસલમાન અમીરના હાથમા હોવાનો જ સભવ છે, છતા પોર્ટુગીઝ ઉલ્લેખોમા એને ખભાતના રાજાનો અલગુઝલ (Alguazel) મુખ્ય પ્રધાન કહ્યો છે બેગડાના સમયમા સત્તા ઉપર રહેલા પ્રધાનોના ઉલ્લેખ પાછળ કર્યા છે મુસલમાન તવારીખોમા મિરાતે સિકદરી મલીકગોપીનો ઉલ્લેખ કરે છે, અને તે મુઝફ્ફરશાહના સમયમા જ કરે છે, અને એ સુલ તાનના શરૂઆતના વર્ષોમા જ એની કારકિર્દીનો અત આવે છે, એટલે પોર્ટુગીઝ અહેવાલો પ્રમાણે બેગડાના સમયમા મલીક સારગની સાથે એના મિત્ર તરીકે ગોપી ઊંચે ચડયો હશે[૪૭] અને મુઝફ્ફરશાહના પહેલા ત્રણેક વર્ષમા સારગ અને ગોપીની સત્તા ખૂબ વધી ગઈ હતી, એ લોકો મનફાવે તેમ વર્તતા અને ખુદ બાદશાહની પણ એમને બીક નહોતી એટલુ તો મિરાતે સિકદરી પણ લખે છે, એટલે કદાચ પોર્ટુગીઝ ઉલ્લેખો કહે છે એમ ગોપી મુખ્ય પ્રધાન નહિ તોપણ પ્રધાનમડળમા બહુ ઊચે સ્થાને તો હોવો જ જોઇએ પોર્ટુગીઝો એનુ નામ વિચિત્ર રીતે લખે છે Milocoxim (Milogopin) મીલેગોપીન, Melecopi મેલેકોપી, Milecopi મીલેકોપી અને

[૪૭] મહમૂદ બેગડાના સમયમા મલીક ગોપીનો સ્પષ્ટ ઉલ્લેખ નથી, છતા સિકદરી ઉપરથી એનુ સ્થાન મોટુ હશે એમ સમજાય છે ગોપીનુ વિગતવાર વર્ણન તો સિકદરી જ મુઝફ્ફરશાહના સમયમા લખે છે

Gopicaica–ગોપીકાકા(?) એવા નામો મળે છે ૪૮ વૃદ્ધાવસ્થાએ પહોંચેલા હિંદુ અમીરને લોકો ગોપીકાકા કહેતા હોય અને વેપારીઓના સંપર્કમાં આવતા આ ફિરંગીઓએ એવું નામ સાંભળ્યું હોય એ સંભવિત છે સિકંદરી સ્પષ્ટ રીતે મલીક ગોપી કે ગોપી–લખે છે ત્યારે તબકાત કોબી (Kobi) જુનારદાર લખે છે ૪૯ એટલે આ બન્ને તવારીખકારો એ બ્રાહ્મણ હતો એટલું તો સ્પષ્ટ લખે છે એણે ઈડરના રાવને છોડાવ્યો હતો એ ઉલ્લેખ પાછળ જોઈ ગયા એટલે મુઝફ્ફરશાહ બીજાના સમયમાં એની સત્તાનો ખ્યાલ પણ આવી શકે છે

### આ હિંદુ અમીર અને પ્રધાનનો ઇતિહાસ

આ હિંદુ અમીર કોણ અને ક્યાંનો વતની હતો એનો સ્પષ્ટ આધારભૂત ઉલ્લેખ મળતો નથી, પરંતુ સુરતમાં એનું નામ આજે ચિરંજીવ છે અને એ શહેરને શણગારી રમ્ય બનાવવામાં ગોપીનાથનો બહુ મોટો હિસ્સો છે એટલું તો સ્પષ્ટ થાય છે સુરતમાં એણે પોતાના નામથી ગોપીપરું વસાવ્યું તે આજ સુધી છે અને ગોપીતળાવ પણ બાંધેલું એ આજે ન હોવા છતાં એના ઘણા ઉલ્લેખો પરદેશી મુસાફરોએ કરેલા મળે છે એનું વર્ણન આગળ સુરતના વર્ણન સાથે કરીશું પોર્ટુગીઝ ઉલ્લેખોથી એટલું પણ લાગે છે કે મલીકગોપીનું ઘર સુરતમાં હતું અને એની દીકરી કે કોઈ સગી બાઈ ત્યાં રહેતી હતી એનો ઉલ્લેખ મોગલાઈમાં આવેલા મુસાફરોએ પણ કરેલો છે વળી પોર્ટુગીઝ એલચીઓને સુરતમાં એના ઘરમાં ઉતારો આપેલો અને એનો ભાઈ મિયાગાજી એમનો સત્કાર કરવામાં રોકાયેલો એ ઉલ્લેખ પણ ઉપર જોયો પરંતુ આટલા સ્પષ્ટ ઉલ્લેખો છતાં મલીકગોપી અસલ સુરતનો વતની એમ સિદ્ધ થતું નથી ચાંપાનેર, વડોદરા અને અમદાવાદમાં પણ એના ઘર હતા, અને ચાંપાનેરની પાસે તથા અમદાવાદમાં પણ ગોપીપરા હતા એવા ઉલ્લેખ મળે છે ૫૦ એટલે ગોપીનાથના વતન અને જાતિને માટે નિર્ણય કરવો જરા મુશ્કેલ બને છે

---

૪૮ આવી જોડણીવાળા નામો પોર્ટુગીઝ ઉલ્લેખોમાં છે તેમાં Gopicaica એ નામ ઉપર પ્રો કોમિસેરિયેટ નોંધમાં લખે છે કે પોર્ટુગીઝો ઘણા નામોની વિચિત્ર જોડણી લખે છે અને Gopicaica એ કદાચ જુદો ઇલ્કાબ હોય પરંતુ મને તો એ વૃદ્ધ પ્રધાનનું લોકપ્રિય ગુજરાતી નામ ગોપીકાકા ખરું લાગે છે Caica એવા ઉચ્ચારણનો ઇલ્કાબ હોય એવું જાણવામાં નથી

૪૯ સિકંદરીમાં બ્રાહ્મણ લખે છે તબકાતે અકબરી જુનારદાર લખે છે તેનો અર્થ જનોઈવાળો એટલે બ્રાહ્મણ જ થાય છે

૫૦ અમદાવાદના ગોપીપરાનો ઉલ્લેખ છે છતાં એનો આજે પત્તો લાગતો

## સુરતમાં એનાં સ્મરણો

સુરતમા ગોપીના નામના સ્મરણચિહ્નો છે તે ઉપરાંત કેટલાક યુરોપિયન મુસાફરોના સુરતના ઉલ્લેખો ઉપરથી પણ એ સુરતનો હતો એમ કોઈ કહેવા લલચાય છે. ઈ. સ ૧૬૨૩મા ગૂજરાતમા આવેલો પીટ્રો ડીલા વાલે (Pietro Della Valle) એમા સર્વથી પહેલો ગણાય છે એ લખે છે કે ગોપીતળાવ સામાન્ય લોકવાયકા પ્રમાણે એક ખાનગી ધનવાન ગૃહસ્થે બાંધ્યુ છે સુરતનો ઉલ્લેખ કરતા એ લખે છે કે આ તળાવનો બાંધનાર આ શહેરનો હતો, અને આટલુ કરનાર ધનવાનની પુત્રી છેક ગરીબ દશામા આવી ગઇ છે તે શહેરને માટે શરમભરેલુ છે પરતુ આ ઉલ્લેખ ગોપી પછી એકસો વર્ષ પછીનો ગણાય ઈ સ ૧૬૭૩મા ઓગ્લ્બી લખે છે કે આ શહેરના રહેવાસીએ મોટી રકમ ખર્ચીને આ તળાવ બધાવ્યુ, જેથી એની પુત્રી ગરીબીમા આવી ગઇ અને શહેરના કોઇ એને મદદ કરતા નથી આ ઉલ્લેખ પણ બહુ પાછળનો કહેવાય પરતુ ગોપીના મરણ પછી તુરત આવેલા (૧૫૧૫) બારબોસાએ સુરતનો ઉલ્લેખ કરતા માત્ર એટલુ જ લખ્યુ છે કે અહીં મીલોગોપીય—(મલીકગોપી) નામે નાસ્તિક સત્તામા હતો અને એને ખભાતના રાજાએ એને માટે ખરાબ વાતો સાભળતા મારી નખાવ્યો છે, અને એ પોર્ટુગલનો મોટો મિત્ર હતો ડીલા વાલેએ બેરોસ (Barros)ના ઇતિહાસનો ઉલ્લેખ આપતા લખ્યુ છે કે મલીકગોપી બરૂચ (Barocei)નો અને સુરતનો "લોર્ડ" હતો એનો અર્થ એ ગવર્નર હતો એટલો જ થાય, અને સુરતમા એ સત્તા ઉપર હતો ત્યારે એણે આ તળાવ બાંધેલુ[૫૧] આલ્બુકર્કની કોમેન્ટરીમા તો એક જગાએ ગોપીને મુર (Moor) એટલે મુસલમાન કહ્યો છે એટલે આ વિદેશી ઉલ્લેખો કેવા છે તે સમજાશે[૫૨]

## સુરતમાં મલીક ગોપી માટે ચાલતી વાતો

આ પરદેશી ઉલ્લેખો ઉપરથી એ સુરતનો વતની હતો એમ તો સિદ્ધ

૫૧ પ્રો કોમિસેરિયેટ Studies in the History of Gujarat નામના પુસ્તકમા ગોપીતળાવ, ગોપીપરુ અને ગોપી મલીક માટે લખ્યુ છે તેમા ગોપીતળાવ માટે યુરોપિયન લેખકોના ઉતારા સાથે ખાસ વિગતથી લખ્યુ છે સુરત ગેઝેટિયરમા કેટલીક વિગતો છે તેની નોધ પણ એમણે લીધી છે

૫૨ કોમેંટરીઝ ઓફ એલ્ફોન્ઝો ડી આલ્બુકર્ક vol III 245 અને vol IV 60 61 માથી પ્રો કોમિ એ Studies in the His of Guj પૃ ૧૦૨મા લીધેલી નોધ એમા લખે છે કે ' Melecopi (Malik Gopi) one of the principal Moors of the kindgom ' Moors—મુર—એ શબ્દ ફિરંગીઓ મુસલમાન માટે વાપરે છે જ્યારે હિંદુઓ માટે Gentiles શબ્દ વપરાય છે ગોપીને માટે આ શબ્દ એમનુ અજ્ઞાન બતાવે છે

થતું નથી અને બાર્બોસા જેવો સમકાલીન, તથા ઇતિહાસલેખક બેરોસના લખાણ ઉપરથી તો એ મા ( સુરતનો ગવર્નર હતો એમ સ્પષ્ટ સમજાય છે સુરતમા પ્રચલિત ગુજરાતી અને ઉર્દૂ લખાણોએ નોંધેલી પરંપરા પ્રમાણે ૧૬મી સદીના આરંભમા ગોપીનાથ કે ગોપીનાયક નામે ધનવાન વેપારી હતો અને સુરતમા વસીને એને શણગારીને ગોપીનાથે રાંદેરથી સારા મોટા વેપારીઓને સુરતમા વસાવ્યા હતા સુરત એ વખતે સામાન્ય શહેર હતુ મુઝફ્ફરશાહે એને મલીકનો ખિતાબ આપ્યો, અને એની સ્ત્રી રાણી કહેવાતી એ ઉપરથી સુરતમા રાણીચકલુ અને રાણીતળાવ પણ હતા સુરતનું નામ સૂરજ (સૂર્ય) ઉપરથી હતું તે સુલતાનના આગ્રહથી સુરત રખાયુ એવી અર્થહીન વાત પણ લોકો કહે છે ગોપીનાથ સાથે ગોપીનાયક એવુ નામ લખીને લોકવાયકા એને અનાવિલ બ્રાહ્મણ ઠરાવવા પણ પ્રયત્ન કરે છે તેને પણ કાંઈ આધાર નથી[૫૩]

## ગોપી મલીક નાગર હોવાની પરંપરા

આ ઉલ્લેખો અને લોકવાયકાઓ સાથે બીજી એક પરંપરા પણ નોંધપાત્ર છે અને એ વધારે સંભવિત લાગે છે અમદાવાદના પ્રસિદ્ધ દિવેટિયા કુટુંબના ભોળાનાથ સારાભાઈના ચરિત્રમા સાગરભાઈએ લખેલી ઉર્દૂ નોંધને આધારે એમ સમજાય છે કે એમના કુટુંબના મોસાળ પક્ષમા ઈ. સ ૧૫૦૮મા એક ગોપીનાથ નામે મોટો માણસ થઇ ગયો અને મહમૂદ બેગડાના સમયમા એ ગોપી મલેક નામે ઓળખાતો હતો એણે વડનગરથી વેપાર અર્થે ચાપાનેરમા વાસ કરેલો અને ચાપાનેર તથા વડોદરામા મકાનો બંધાવેલા, તથા અમદાવાદમા ગોપીપરુ વસાવેલું આમ વેપાર માટે ગોપીનાથ સુરતમા પણ વસેલા એવી સુરતની પરંપરાને આ વાતથી ટેકો મળે છે બેગડાના સમયમા ગોપીનાથને ભરૂચ અને સુરતની સૂબાગીરી મળેલી એ વિદેશી ઉલ્લેખો ઉપરથી સમજાય છે અને સુરત એ વખતે વધ્યુ નથી એટલે સુરતમા બાંધકામ કરી ધનવાન વેપારીઓને રાંદેર વગેરે સ્થળોએથી સુરતમા આકર્ષી, પોતાનો મોટો ઉદય સુરતમા થયો અને સૂબાગીરી સાથે વેપાર પણ હતો તે કારણથી ગોપીએ પોતાનો મુખ્ય વસવાટ તેમજ ઘર તે સમયે સુરતમા રાખ્યુ હોય એ બની શકે નાગર અને વેપાર એ બે વાતનો મેળ આજે જોકે કોઇને માનવામા ન આવે, પરન્તુ વડનગર વેપારનું સ્થળ હતુ અને ત્યાના વતનીઓ ધનવાન વેપારીઓ હતા એ ઉલ્લેખ તવારીખકારોએ

૫૩ પ્રો કોમિ Studies in the His Gujarat પૃ ૧૦૭

રાણા સાંગાએ વડનગર લૂંટવા જવાના ઉલ્લેખ સાથે જ કર્યો છે તે પાછળ નોંધ્યો છે. એટલે ગોપીનાથ વેપાર માટે વડનગરથી નીકળ્યો હોય અને હોશિયારીથી ધનવાન બની રાજદરબારમાં પણ ઊંચી પદવીએ પહોંચ્યો હતો એમાં કાંઈ અસંભવ નથી. એવા દાખલા ગુજરાતના ઇતિહાસમાં પણ મળે છે. આ બધું જોતાં ગોપીનાથ મલીક સુરતમાં વસ્યો છતાં અસલ વડનગરનો વતની અને નાગર હતો એમ માનવામાં વાંધો નથી.[૫૪] અનાવિલ હોવાના સંભવનો કાંઈ આધાર નથી.[૫૫]

### ગોપીનો વૈભવ અને એનો નાચગાનનો શોખ

આ ગોપીનાથ નાચગાન અને મોજશોખ તથા ભારે દબદબા ભરેલી મિજબાનીઓ માટે જાણીતો હતો. મિરાતે સિકંદરી લખે છે કે એણે પોતાને ત્યાં સુંદર વારાંગનાઓ ભેગી કરી હતી અને તેનાં નાચ તથા મિજબાની શોખથી કરતો હતો. એમાં ધાર નામની એક વારાંગના તો ઘણી જ સુંદર હતી. નાચ અને મિજબાની હોય ત્યારે એના ઘરમાં ગુલાબના એટલા ઢગલા થતા કે શહેરમાં કોઇને ગુલાબના ફૂલ મળતાં નહિ. એક વખત એક અહમદખાન નામનો ટાંક સુલતાનનો સગો થતો હતો તે આ ધાર વારાગનાને જોયા વિના એની ઉપર મોહિત થયો હતો.[૫૬]એ ગોપીનાથના ઘરમાં એક નાચની મિજલસ વખતે એને જોવા માટે મશાલચીનો વેશ પહેરીને નિમંત્રણ ન હોવા છતાં ગયો આ વાતની ગોપીને જાણ થતાં એને એણે માર મરાવ્યો, પણ વિવેકમાં એણે કહ્યું કે જો પહેલેથી ખબર મોકલાવી હોત તો તમને નિમત્રણ આપી માનથી બોલાવત. ગોપીએ પાલખીમાં અહમદખાનને ઘેર પહોંચાડ્યો, પણ મારથી એનું અપમાન થયું. અહમદખાનના સગાઓએ એ વાતની સુલતાનને ફરિયાદ કરી અને ગોપીનાથને એક રાત્રે રસ્તામાં ઘેરી મારામારી કરી ઘાયલ કર્યો. આ વાત કોટવાલ મલીકુલ્મુલ્કે[૫૭]

---

૫૪: ભોળાનાથ સારાભાઈના જીવનચરિત્રમા સારાભાઈની ઉર્દૂ નોંધમા આ હકીકત છે. અને મેં અમદાવાદના ઇતિહાસમા દિવેટિયા કુટુંબ અને ભોળાનાથ માટે લખતા આ નોંધનો ઉપયોગ કર્યો છે.

૫૫: ગોપીનાથનું ગોપીનાયક કરી લીધું એમ સમજાય છે. જૂના ઉલ્લેખો તો બધા મલીક ગોપી નામના જ છે, ગોપીનાથ પણ નથી. પણ સારાભાઈની નોંધ ગોપીનાથ લખે છે. એને અનાવિલ ઠરાવવા માટે નાથની જગાએ નાયક મૂકયુ લાગે છે.

૫૬: મિરાતે સિકદરી ગુ. ભાષા અને બેલીના અંગ્રેજી તરજૂમામા એ વિગતો આપેલી છે. ગુ. ભા.માં વારાગનાનું નામ ધાર આપ્યુ છે, અંગ્રેજીમા ધાસુ Dhāsū આપ્યુ છે. (બેલી. પૃ. ૨૯૬)

૫૭: મલીકુલ્મુલ્કનું નામ સિકંદરીના ગુ. ભા.માં છે.

બીજે દિવસે સુલતાનને કરી અને કહ્યું કે એને ખાસ કરી ઘા વાગ્યા નથી મલીકસારંગ જે ગોપીનો મિત્ર હતો એણે કહ્યું કે ગોપી બ્રાહ્મણ છે અને રાજ્યનો ખેરખાહ છે એટલે એને કાંઇ થશે નહિ પરન્તુ સુલતાનને લાગ્યું કે હવે આ છંછેડાયેલા સર્પને જીવતો રાખવો ઠીક નથી, તેથી એનું ઘરબાર લૂંટી લેવાનો હુકમ આપ્યો અને લૂંટ કરી એને પકડીને દરબારમાં બાંધીને લાવવામાં આવ્યો ગોપીનાથે અરજ કરી કે "હું તો ગરીબ બ્રાહ્મણ છુ અને તમારા પિતા સુલતાન મહમૂદશાહની કૃપાથી આ સ્થિતિએ આવ્યો હતો એટલે જે હતું તે બધું સુલતાનનું જ હતું પરન્તુ મારી પાસે એક સુન્દર ગુલામ કન્યા હતી તેનો જોટો દુનિયામાં જડવો મુશ્કેલ છે અને કેટલાક અમૂલ્ય રત્નો હતા, એ બધું સુલતાનને લાયક હતું, પરન્તુ હવે તો બધું લૂંટાઇ ગયું છે" સુલતાનને આ શબ્દોની કશી અસર થઈ નહિ અને એણે આજ્ઞા કરી કે આ હિંદુથી મુસલમાનોને ઘણો ત્રાસ થયો છે માટે એને મારી નાખવો" એ પછી એને કૂતરાને મોતે મારી નાખવામાં આવ્યો [૫૮]

## ગોપીનું ચારિત્ર્ય અને અયાઝ સાથે સરખામણી

આ પ્રમાણે આ સુપ્રસિદ્ધ હિંદુ પ્રધાનના જીવનનો અંત આવ્યો એણે સલ્તનતના રાજકારણમાં ભજવેલો ભાગ અને ઉપરના વર્ણન ઉપરથી એનું ચારિત્ર્ય સમજાય એવું છે એણે વેપારથી કે રાજ્યના વહીવટમાં બીજી રીતે ધન પ્રાપ્ત કર્યું હોય તોપણ એણે ધન વાપર્યું, એમ સુરતમાં એના સ્મરણચિહ્નોના ઉલ્લેખ ઉપરથી સમજાય છે તે સાથે પોતાના મોજશોખમાં પણ ખૂબ ધન ઉડાડ્યું હોય એમ લાગે છે એની સત્તા અને ઉડાવ રીતે રહેવાની રીતથી મુસલમાનો એની અદેખાઈ કરતા હશે એમ પણ મિરાતે સિકંદરીના તથા બીજા ઉલ્લેખો ઉપરથી સમજાય છે સુલતાન મુઝફ્ફરના સમયમાં ગોપી અને સારંગ એ બે વૃદ્ધ જૂના અમીરો સર્વોચ્ચ પદે કાયમ રહ્યા એનું કારણ એવું છે કે મહમૂદ બેગડાના મરણ પછી કેટલાક અમીરો મુઝફ્ફરના નરમ સ્વભાવને લીધે ગાદીએ બેસાડવાની વિરુદ્ધ હતા [૫૯] સમય આવ્યે અમીરોએ મુઝફ્ફરનો પક્ષ લીધો અને એ ઉપકારને વશ રહી મુઝફ્ફરે આ બન્નેની જોહુકમી તરફ આંખ આડા કાન કર્યા બીજા મુસલમાન

૫૮ મિરાતે સિકંદરી ગુ ભા પૃ ૨૦૪-૭ બેલી પૃ ૨૯૫ ૯૭ ગોપીની નાચનારીનું વર્ણન સિકંદરીમાં ખૂબ ભભકાથી આપ્યું છે પણ તે બેલી અને ગુ ભા કારે છોડી દીધું છે

૫૯ સિકંદરી ગુ ભા પૃ ૨૦૫ બેલી પૃ ૨૯૫ સિકંદરી કહે છે કે મુઝફ્ફર મુલ્લા જેવા સ્વભાવનો હતો એટલે કેટલાક અમીરોએ વિરોધ કરેલો ત્યારે સારંગ અને ગોપીએ પક્ષ કરેલો એ બન્ને મનફાવે તેમ કરતા અને ગોપી મુસલમાનો ઉપર જુલમ પણ

અમીરો અને ગોપીના ફિરંગીઓ તરફના વલણમા પણ બહુ ફેર હતો, અને ગોપી પોર્ટુગીઝોનો પક્ષ શા કારણથી લેતો હતો એ સમજવુ મુશ્કેલ છે મલીક અયાઝે એ લોકોનો સખત વિરોધ પોતે જીવ્યો ત્યાસુધી કર્યો જ્યારે ગોપીએ આ વિદેશીઓનો પક્ષ લઇ એમને કહી દીધુ કે અયાઝ દીવમા કિલ્લો બાધવા માટે તમારી વિરુદ્ધ સુલતાનને સમજાવે છે ૧૫૧૪મા પોર્ટુગીઝ એલચીમડળના આવ્યા પછી તુરત જ ગોપી ઉપર બાદશાહી મહેર બાકી હવે નથી એ ઉલ્લેખ ઉપર જોઇ ગયા તે ઉપરથી એમ લાગે છે કે ગોપીનુ વલણ ઘણા મુસલમાન અમીરોને અને બાદશાહને પસદ નહિ હોય અને અયાઝનુ પોર્ટુગીઝ માટેનું મતવ્ય છેવટે ખરુ પડે છે તે જોતા ગોપીના ફિરંગીઓ માટેના પક્ષપાતનો બચાવ થઇ શકે તેમ નથી ફર્નાન્ડીઝ સાથે ખુદાવદખાનની વાતચીત પણ રાજનીતિને શોભે એવી છે, એટલે ગોપીની દરબારમા અપ્રિયતાનુ આ એક કારણ હોઇ શકે પોર્ટુગીઝોનો પગ જે રીતે ગુજરાતમા જામ્યો તે જોતા, વિદેશીઓ તરફની આ નાગર પ્રધાનની નીતિ માટે સારો શબ્દ કહી શકાય તેમ નથી તે સાથે મલીક અયાઝની આ બાબતમા દીર્ઘદૃષ્ટિવાળી રાજનીતિની પ્રશસા કર્યા વિના ચાલે તેમ નથી મલીક અયાઝ પણ ઉડાઉ રીતે મિજબાનીઓનો શોખીન હતો, પણ એમા વિવેક દેખાતો હતો અને રાજદ્વારી કુનેહ હતી એની ઉદારતા, વ્યવસ્થા શક્તિ અને કુનેહ જાણીતા હતા. ૧૫૧૫મા પોર્ટુગીઝ બારબોસા અયાઝ એમના લોકોનો વિરોધી હતો છતા એના જ્ઞાન, ખત, અને ન્યાયીપણાના તથા વિવેકના વખાણ કરે છે

---

કરતો અને ફરિયાદ સુલતાન પાસે જતી ત્યારે એ બોલતો કે તમે અને હુ ઈશ્વરની પ્રાર્થના કરીએ કે જુલ્મ કરનારનો અત લાવે " અહીં બન્ને તરજૂમામા સહેજ ફેર છે (બેલી ૨૮૧) સિકદરી લખે છે કે બેલી પૃ ૨૬૫મા આ બાબતમા એક ગભીર ભૂલ કરે છે એમ સમજાય છે ચિતોડનો રાણો ચડી આવ્યો ત્યારે નિઝામુલ્મુલ્કનુ કહેણ સુલતાને ન સ્વીકાર્યું તેનુ કારણ સારગ અને ગોપીએ સુલતાનને અવળી સલાહ આપી એમ બેલી નોધમા લખે છે એ બનાવ ૧૫૨૦મા બનેલો જ્યારે ૧૫૧૫ પહેલા ગોપીનુ અવસાન થયેલુ છે

## પ્રકરણ બત્રીસમુ

## સુલતાન સિકદર અને બહાદુરશાહ

### ગૂજરાત સલ્તનતની ચડતી

સુલતાન અહમદશાહ પહેલાથી મુઝફ્ફરશાહ બીજા સુધીના ૧૧૫ વર્ષમા ગૂજરાત સલ્તનતની એકધારી ચડતી થતી ગઈ, તે મુઝફ્ફરશાહના પુત્ર બહાદુરશાહના સમયમા ટોચ ઉપર આવી, અને એના જ સમયના અત ભાગમા પડતીની શરૂઆત થઇ ચૂકી સોલકી સમયમા ભીમદેવથી કુમાર પાલના સમય સુધી ગૂજરાત વધતુ વધતુ સામ્રાજ્ય બન્યુ અને કુમારપાલના અવસાન પછી ધમારો લાગુ પડયો, પરન્તુ મુસલમાન સલ્તનતમા તો અહમદ શાહથી જે ચડતી શરૂ થઇ તે વધતા વધતા બહાદુરશાહના સમયમા ગૂજરાતી સામ્રાજ્ય ગૂજરાતની સરહદની બહાર ખૂબ વધ્યુ અને એ સુલતાનના ટૂકા અમલ દરમ્યાન જ પડતી શરૂ થઇ તે પાછુ સરહદની અંદર સમાઈ ગયુ અને એની પછીના નબળા ત્રણ સુલતાનોના સમયમા ઘસાતુ ઘસાતુ વધાર બળવાન અને વધારે ઉદાર રાજનીતિવાળા અકબરના સામ્રાજ્યમા સમાઇ ગયુ એટલે બહાદુરશાહના બહાદુરી, ચડતી અને વિજયો એ જાણે હોલવાતો દીવો વધારે તેજ આપે તેમ થોડા વર્ષ ચમકારો કરી ગયા

### સુલતાન સિકદર અને વટવાના સૈયદોનો બગડેલો સબધ

સુલતાન મુઝફ્ફરનો મુખ્ય શાહજાદો હવે સિકદરખાન તરીકે ગાદીએ આવ્યો એના નાના ભાઈ લતીફખાનની તરફ પણ કેટલાક અમીરો હતા, પરન્તુ સિકદરખાન તરફ વધારે લોકો હતા તા ૫ એપ્રિલ ૧૫૨૬ને રોજ પિતાના મૃત્યુને દહાડે જ એ અમદાવાદમા ગાદીએ બેઠો અને પિતાના શબને સરખેજ મોકલાવી તેની ક્રિયા કરી ત્રણ દિવસ રહી ચાપાનેર ગયો અને ત્યા તખ્તનશીન થવાનો બીજો સમારમ્ભ કર્યો અમદાવાદથી ચાપાનેર જતા રસ્તામા વટવામા હજરત કુતુબેઆલમ સાહેબ અને એમ ।। વશજોની દરગાહ ની એના કુટુબના બાદશાહોની રીત પ્રમાણે સિકદરે ઝિયારત કરી નહિ કુતુબેઆલમ સાહેબના પૌત્ર શાહશેખજીને ઉદ્દેશીને એ બોલ્યો કે એમને

૧ સિકંદરી ગુ ભા પૃ ૨૧૯ તારીખે ફિરિસ્તાની તબકાતે અકબરી પૃ ૪૨૪ નો ૧મા લીધેલી વિગત. ભાષાતરકાર એ ૨ વિગતને વધારે યોગ્ય માને છે

૨ તબકાતે અકબરી પૃ ૩૨૫. સિકંદરી ગુ ભા પૃ ૨૧૯

બધા બીજા મખદુમે જહાનિયા કહેલા હતા, અને એમણે શા માટે બહાદુરખાન બાદશાહ થશે એમ કહ્યું હતું? આજે તો બહાદુરખાનનો પત્તો નથી શાહશેખજી ખોટું બોલ્યા હતા એમ કહી એમને માટે ન બોલવા જેવા શબ્દો બોલ્યો.[3] ચાંપાનેરમાં તખ્તનશીનીના ઉત્સવ વખતે શાહશેખજીનો પુત્ર શાહજદુઆ તકરારને લીધે આવ્યો નહોતો સિકંદરી લખે છે કે સિકંદરખાન એવા શબ્દો બોલ્યો હતો કે "પીર મૂઆ મુરીદ જોગી હુઆ"—એટલે કે શાહશેખજી અવસાન પામ્યા અને એમનો ચેલો—બહાદુરખાન રખડતો જોગી થઈ પડ્યો. શાહશેખજીના પુત્રને આથી ખોટું લાગ્યું હતું. એમ કહેવાય છે કે શાહ બદુએ રાજતખ્તને ઝાઝવાનુ જળ કહી સંતપુરુષો મરી જતા નથી, માત્ર ઘર બદલે છે અને એમના ખરા શિષ્યો રખડતા નથી એવો ઉત્તર સિકંદરને કહેલો આ સાંભળી ગુસ્સે થયેલા સિકંદરશાહે વટવાના સૈયદોને મળતા પૈસા બંધ કરી શાહઆલમ સાહેબના પુત્રને આપ્યા, પણ એમણે એ લેવાની ના પાડી[4]

### સુલતાનના નાના ભાઈ લતીફખાનનો બળવો

સિકંદરની સામે લતીફખાને નંદરબાર સુલતાનપુર તરફ જઈ બળવો કર્યો ને બાગલાણના કિલ્લા તરફના જંગલોમાં તે ગયો એને હરાવવા માટે મલીક લતીફને શરઝાખાનનો ઇલકાબ આપી ત્રણ હજાર સવાર સાથે દક્ષિણ તરફ મોકલ્યો જંગલમાં લડાઈ થઈ એમાં ત્યાંના રજપૂતો અને કોળીઓએ સિકંદરના લશ્કરને મોટી ખુવારી સાથે હરાવ્યું, અને એ સમાચાર સાંભળી સિકંદરે કૈસરખાનને મોટું લશ્કર આપી એની સામે ફરી મોકલ્યો સુલતાનની આ પહેલી હારને ગૂજરાતના લોકોએ અપશુકનિયાળ ગણી[5]

3 આ નોંધ ઘણીખરી તવારીખોએ લીધી છે એમાં સિકંદરીનો લેખક બુખારી સૈયદોનો ભક્ત હોવાથી એણે વધારે વિગતવાર નોંધ લીધી છે ફિરિસ્તા સિકંદરીના લખાણને ટેકો આપે છે તબકાત પૃ ૩૨૪માં ટૂંકી નોંધ લે છે

૪ સિકંદરી ગુ ભા પૃ ૨૨૮ મુઝફ્ફરની હયાતીમાં બીબીરાણીના આગ્રહથી સિકંદરને ગાદી મળે તે માટે શાહશેખજી પાસે ખૂબ વિનંતિ સુલતાને કરેલી તે વર્ણન કર્યું છે બહાદુર તરફ શેખજીના વલણથી સિકંદરને ઈર્ષ્યા હતી એટલે ગાદી મળતા બહાદુરનો પત્તો ન હોવાથી એ સતપુરુષની આ પ્રમાણે મશ્કરી કરી એમના ભક્તોનું દિલ દુખાવ્યું શાહ આલમના પુત્ર સૈયદ મુહમ્મદ બુખારી જેમને સાદાતખાનનો ઇલકાબ હતો એ એક જ વંશના પણ બીજી શાખાના હતા એમણે સુલતાનની મહેરબાની અવગણી એ સૂચક છે

૫ તબકાતે અકબરી, પૃ ૩૨૫ ૨૬ સિકંદરી ગુ ભા પૃ ૨૧૯–૨૦ સિકંદરી અને તબકાત ઉમેરે છે કે લતીફખાન મૂગાના રાજા ભીમ પાસે ગયો તબકાત ચિતોડ અગર ચિતુરના જંગલમાં ગયો એમ પણ ઉમેરે છે બાગલાણનું નામ કેમ્બ્રિજના ઇતિહાસમાં છે અપશુકનની વાત તબકાત લખે છે

## ઈમાદુલ્મુલ્ક ખુશકદમની હરામખોરી

સુલતાન સિકંદરે પોતાના રાજ્યાભિષેકની ખુશાલીમાં પોતાના સાથીઓમાં ઈનામો અને ૧૭૦૦ ઘોડા વહેંચ્યા, અને બાપદાદાના વખતના ખાનદાન અમીરોની અવગણના કરી હલકા માણસો ઉપર આ પ્રમાણેની મહેરબાની બતાવવા માટે જૂના અમીરો અને એના દૂધભાઈ જેવો ઇમાદુ'લ્મુલ્ક ખુશકદમ પણ નારાજ થયો.[૬] સુલતાનના કેટલાક કૃત્યોથી રૈયત અને લશ્કરમાં વિરોધ ફેલાતો હતો. એમ કહેવાય છે કે આ બધા સંજોગોનો લાભ લઈને કેટલાક ખટપટિયા અમીરોએ ઇમાદુ'લ્મુલ્ક ખુશકદમને ચડાવ્યો અને કહ્યું કે સુલતાન તમને મારી નાખવાનો ઇરાદો રાખે છે. આ સાંભળી ખુશકદમે સુલતાનને જ મારી નાખવાનો નિશ્ચય કર્યો.[૭] સિકંદરીનો લેખક ગુજરાતમાં એ સમયે ચાલતી વિશ્વાસપાત્ર વાતોનો ઉલ્લેખ કરી લખે છે કે સિકંદરશાહે પોતાના પિતાના સમયના વૃદ્ધ ખુદાવંદખાનને મુખ્ય વઝીર બનાવ્યો તેથી પણ ખુશકદમને ખોટું લાગ્યું હતું. ખુશકદમ પોતાનો પક્ષ સબળ કરવા અમીરોમાં ને લાગવગવાળા લોકોમાં પૈસા વેરતો અને ઇલકાબ પણ સુલતાનની પરવાનગી વગર આપતો. સુલતાને આ માટે એને ઠપકો પણ આપ્યો હતો. આમ એના મનમાં વેરનો અગ્નિ પ્રકટી રહ્યો હતો.[૮]

### સુલતાનને આવેલું સ્વપ્ન

તવારીખકારો લખે છે કે એક રાત્રે સિકંદરને સ્વપ્ન આવ્યું. એમાં હજરત કુતુબે આલમ અને શાહઆલમ સાહેબ, હજરત શાહશેખજી તથા સુલતાન મુઝફ્ફર દેખાયા અને સિકંદરને કહ્યું "બાબા સિકંદર, ઊભો થા, આ ગાદી હવે તારી નથી" શાહ શેખજીએ પણ કહ્યું કે "હા એમ જ છે" આ સ્વપ્નથી સિકંદર બહુ ખિન્ન થયો અને બહાદુરખાન આવીને લડાઈ કરશે એમ એને લાગવા માંડ્યું. તવારીખે બહાદુરશાહીનો લેખક કહે છે કે આ

૬ સિકંદરી ગુ. ભા., પૃ. ૨૧૯. તબકાતે અકબરી પૃ. ૩૨૫. સિકંદરી ૨૭૦૦ ઘોડા લખે છે. તબકાત ૧૭૦૦ લખે છે.

૭ સિકંદરી ગુ. ભા., પૃ. ૨૨૦. તબકાતે અકબરી, પૃ. ૩૩૧.

૮ સિકંદરી ગુ. ભા. પૃ. ૨૧૯ અને ૨૨૪-૨૫. આ બાબત સિકંદરીમાં વિગતો વધારે છે. અમદાવાદના કોટવાલને મુહીમુલ્મુલ્કનો ખિતાબ રજા વગર આપેલો તે માટે સુલતાને ખુશકદમને ઠપકો આપેલો. ખુદાવંદખાન ડાહ્યો હતો. એણે ખિતાબ કાયમ રાખ્યો અને સ્વારદભારો સુલતાની રાખ્યો. ખુશકદમ આ બધી ગાંઠ વાળતો ગયો. એણે ઘણાને મદદ દાખલ પૈસા આપી ખત લખાવી, પછી એ ખત ફાડી નાખી પોતાના પક્ષના કરી લીધા. તબકાત લખે છે કે સિકંદરને પોતાની સ્થિતિનું ભાન આવ્યું હતું (પૃ. ૩૨૫).

સ્વપ્નની વાત દરિયાખાને લુતફુલ્લાના પુત્ર યસુફને કહેલી અને એણે લેખકને કહેલી. એ પ્રમાણે વાત બહાર પ્રસરી હતી[૯]

**ખુશકદમના હુકમથી સુલતાનને શયનખંડમાં મારી નાખ્યો**

આ સ્વપ્નથી સુલતાનનું હૃદય ખિન્ન તો હતું જ, એમાં કેટલાક પોતાના ખાસ માણસો દ્વારા ઇમાદુલ્મુલ્ક ખુશકદમ અને એના પક્ષના અમીરોનો ઈરાદો જાણવામાં આવ્યો. ખુશકદમ વગેરે અમીરો જૂના નિમકહલાલ માણસો હતા એટલે સુલતાનના માનવામાં આ વાત આવી નહિ, પરંતુ ઉદ્વેગથી એનું મન તો ભારે થયું હતું, આ માનસિક વ્યથામાંથી જરા આનંદ મેળવવા એ ચોગાન (Polo) રમવા ગયો.[૧૦] ત્યાંથી પાછો ફરી ખાણું લઇ બપોરે આરામ લેવા ગયો અને ખાસ અંગરક્ષકો સિવાય બીજા નોકરો ઘેર ગયા. આ વખતનો લાભ લઇને પોતાની સાથે નિમકહરામ સાગરીતોને લઈ ખુશકદમ મહેલમાં આવ્યો. તે વખતે શાહઆલમનો પૌત્ર સૈયદ અલીમુદ્દીન બુખારી અને મલીક બહેરામ શયનગૃહના દરવાજા આગળ બેઠાબેઠા શેતરંજ રમતા હતા.[૧૧] મલીક સોધા નામનો માણસ દરવાજાનો પડદો પકડીને ઊભો હતો, અને મલીક પીરમુહમ્મદ નામનો નોકર સુલતાનના પગ ચાપતો હતો. સોંધાએ કહ્યુ કે સુલતાન ઊંઘે છે, પરંતુ ખુશકદમે કાંઇ ધ્યાન આપ્યુ નહિ અને બહાઉલ્મુલ્કને લઇને શયનખંડમાં પેઠો. આ વખતે પોર્ટુગલથી એક વિચિત્ર આયનો સુલતાનને ભેટ તરીકે આવેલો હતો તેનો ઉલ્લેખ કરી એ જોયો છે કે નહિ એમ પૂછ્યુ પલંગને નીચલે છેડે એ આયનો લટકાવેલો હતો. એમાં દીવો કર્યો હોય તો ઘણા દીવા દેખાય એવી કરામત હતી. બહાઉલ્મુલ્કે આયનો જોયો નથી એમ કહેતા ખુશકદમે એને પલંગ પાસે ખેંચ્યો[૧૨] અને સુલતાન ઉપર ઘા કરવા કહ્યું આ અવાજથી સુલતાન

૯: આ સ્વપ્નની વાત સિકંદરી (ગુ ભા પૃ ૨૨૦) તારીખે બહાદુરશાહીના નામથી લખે છે. તબકાત વગેરેએ પણ એમાથી લીધી હશે

૧૦: સિકંદરી ગુ ભા પૃ ૨૨૦ તબકાતે અકબરી પૃ. ૩૨૭. સૈયદ જલાલ મુનવર ઉલ્માલીક અને એના ભાઇ સૈયદ બુરહાનુદીને બજારમા સુલતાનને રમીને આવતો જોયેલો. એ કહે છે કે હજારો સ્ત્રી પુરુષોએ પણ જોયેલો

૧૧: સિકંદરી પૃ ૨૨૧-૨૨ આ નામો અને સ્થાન માટે જરા મતભેદ છે તબકાત લખે છે કે હલિમુદ્દીન અંદર શયનગૃહમા હતો, અને બહાર ઈબ્રાહીમ અને નસરતુલ્મુલ્ક હતા

૧૨: ફિરિસ્તા ખુશકદમ સાથે બહાઉલ્મુલ્ક, દાર ઉલ્મુલ્ક અને સૈફખાન તથા કેટલાક તુર્ક ગુલામો અને એક હબસી ગુલામ એટલા હતા એમ લખે છે. તબકાત હબસી ગુલામ માટે લખે છે સિકંદરી બહાઉલ્મુલ્કને બદલે બહાર નામ લખે છે અને અંદર ખુશકદમ સાથે એ એકલો ગયેલો એમ કહે છે આમ નામોમા ભેદ છે આ રના બાદશાહી

જાગી ઊઠ્યો અને "શું છે?" એમ બોલ્યો. એવામાં બહાર ઊભેલાઓ પણ આવી પહોંચ્યા પરંતુ એ પહેલાં તો ઘા કરી બહાઉલ્મુલ્કે સુલતાનના ઉઘાડા શરીરના બે ટુકડા કરી નાખ્યા. પગ ચાંપતા પીર મુહમ્મદને પણ ઠાર કર્યો. બહારથી સૈયદ ઈનીમુદીન અને બહેરામ આવ્યા. તેમની સાથે આ લોકોને લડાઈ થઈ તેમાં સૈયદ અને એમના સાથી માર્યા ગયા.[13] સુલતાનના મૃત શરીરને એક નાના ખાટલામાં એના પગ પણ લટકતા હતા એવી સ્થિતિમાં થોડા માણસો સાથે ચાંપાનેર નજીકના હાલોલના બાગમાં મોકલ્યું અને ત્યાં દફન કરાવ્યું. જે સુલતાનને જોવા હજારોની મેદની ભેગી થતી તેની દફન ક્રિયા વખતે પ્રાર્થના કરવા આ હરામખોર અમીરના ડરને લીધે ચાળીસ માણસો પણ હાજર હતા નહિ.[14] મિરાતે સિકંદરીનો લેખક કહે છે કે સુલતાનને ઈમાદુલ્મુલ્કે મારી નાખ્યો એ સમાચાર ચાંપાનેર શહેરમાં પ્રસરતાં લોકો આક્રંદ કરવા લાગ્યા અને કયામતનો દિવસ આવ્યો હોય એવી ધમાલ શહેરમાં થઈ ગઈ. તવારીખકાર કહે છે કે આ દિવસથી સુખ અને શાંતિ ગુજરાતના રાજ્યના તખ્ત ઉપરથી સિકંદરના લોહીથી ધોવાયેલા દેખાવા લાગ્યા. આ સુલતાન સિકંદરથી શરૂ થઈ છલ્લા સુલતાન મુઝફ્ફરશાહ ત્રીજા સુધીના બધા સુલતાનો આ રીતે કમોતે મૂઆ.[15] આ બનાવ ઈ. સ. ૧૫૨૬ના મે માસની ૨૬મી તારીખે બન્યો.

## સુલતાન સિકંદરનું ચારિત્ર્ય

સુલતાન સિકંદર આ રીતે બે માસ ૧૬ દિવસ ગાદીએ રહીને શહીદ થયો.[16] તવારીખકારો કહે છે કે એ ઘણો જ ખૂબસૂરત હતો અને એ જ્યારે રસ્તા ઉપરથી પસાર થતો ત્યારે નાના મોટા સ્ત્રી પુરુષો ને બાળકો કામ છોડી દઈને એને જોવા બહાર નીકળતા. એ ઘણો ઉડાઉ અને મોજશોખ ભોગવનારો હતો. નવી નવી મોજની વસ્તુઓ અને પ્રસંગો શોધી

---

નોકરોના નામ માત્ર સિકંદરી જ લખે છે અને પોર્ટુગલના આવનાની વાત પણ એ જ ગ્રંથ લખે છે (ગુ. ભા. પૃ. ૨૨૨)

૧૩ સિકંદરી ગુ. ભા. પૃ. ૨૨૨-૨૩ પોલો રમી બજારમાંથી સુલતાન પસાર થયો તેને એક પહર પણ થયો ન હતો. એટલામાં આ બનાવ બન્યો અને શહેરમાં હોહા થઈ ગઈ.

૧૪ સિકંદરી ગુ. ભા. ૨૨૩

૧૫ એ જ પૃ. ૨૨૧ સિકંદરી આ બધો અહેવાલ ચાક્ષુ રીતે (બહાદુરશાહીમાંથી) તેમજ ગુજરાતના વિશ્વાસપાત્ર લોક પાસેથી સાંભળેલો એમ બે રીતે કહે છે.

૧૬ કોઈ એક માસ ૧૬ દિવસ અને કોઈ બે માસ ૧૬ દિવસ કહે છે. તબકાતે અકબરીના ભાષાંતરકારે પૃ. ૩૨૮ નોંધ ૨માં બધા મત સરખાવી બે માસ ૧૬ દિવસ ખરા છે એમ મત આપ્યો છે.

કાઢીને ભોગવવામાં એટલો તલ્લીન હતો કે દરેક દિવસ એને ઇદ લાગતી અને દરેક રાત શબે બરાત લાગતી. દાઢી તથા જામાની નવી રીત એણે શરૂ કરી, અને લોકો એને સિકંદરશાહી દાઢી કહેતા.[૧૭] એના જનાનામાં નાજુક લહર નામની એક અત્યન્ત સુંદર અને સારાગુણોવાળી સ્ત્રી હતી. તવારીખકાર કહે છે કે એના જેવી સૌંદર્ય અને લાવણ્યથી ભરેલી અને સર્વગુણસંપન્ન સ્ત્રી ગૂજરાતભરમાં એ સમયે નહોતી. સિકંદરના મરણ પછી એ બહાદુરશાહના જનાનામાં આવી.[૧૮] એનું વધુ વર્ણન યથાસ્થાને કરીશું.

આમ સુલતાન સિકંદર એની ઉમરના પ્રમાણમાં ઉતાવળિયો અને અવિચારી હતો, પરંતુ એ જીવ્યો હોત તો સારો રાજ્યકર્તા થાત એમ કહી શકાય. એને એની મા બીબી રાણીએ ખુશકદમને સોંપેલો છતાં જૂના હોશિયાર અમીર ખુદાવંદખાનને બોલાવી મુખ્ય વઝીરની પદવી આપી, અને ખુશકદમને મનફાવે તેમ કરતો અટકાવ્યો; એ ઉપરથી એનામાં વિવેકશક્તિ હતી એમ સમજાય છે. હલકા માણસોને ચડાવી ઈનામો આપ્યાનું અવિચારીપણું એણે આ રીતે સુધારી લીધું હતું.[૧૯] એના પિતા મુઝફ્ફરશાહની પેઠે એને માટે પણ શત્રુંજયતીર્થોદ્ધાર પ્રબંધમાં આ પ્રમાણે શ્લોક મળે છે:[૨૦]

नयविनयभक्तिशक्तिप्रमुखगुणैरन्वितः पितुश्चेत. ।
अहरच्छकन्दराह्वो ज्यायान्सूनुः प्रजायाश्च ॥

આમ ભવિષ્યમાં સારો રાજા થવાની આશા આપતા યુવાનના જીવનનો અંત આવ્યો!

### ઇમાદુલ્મુલ્ક ખુશકદમની સત્તા અને ખટપટ

હવે ઇમાદુલ્મુલ્ક ખુશકદમ રાજ્યમાં સર્વોપરી સત્તા ઉપર હતો. એ સુલતાન મુઝફ્ફરના જનાનામાંથી એના એક નસીરખાન નામના પાંચ વર્ષના પુત્રને લાવીને એને ખોળામાં બેસાડી પોતે રાજ્યસિંહાસન ઉપર બેઠો. લશ્કરનો મોટો ભાગ એના હાથ નીચે હતો અને એનો ઇરાદો આ બાળક રાજાને નામે બધી સત્તા પોતાના હાથમાં રાખવાનો હતો, એટલે ઘણા અમીરો એને સલામ ભરવા આવ્યા.[૨૧] નસીરખાનનું એણે સુલતાન મહ-

૧૭: સિકંદરી ગુ. ભા. પૃ. ૨૨૬.
૧૮: એ જ. પૃ. ૨૨૯.
૧૯: મિરાતે સિકંદરી (ગુ. ભા. પૃ. ૨૨૪ ૨૫)માં ખુદાવંદખાન સાથેની વાતચીત વગેરે વર્ણન ઉપરથી આ વાત સમજાય છે. તબકાત આવા વલણનો માત્ર ઈશારો કરે છે.
૨૦: વીવેકધીર-કૃત શત્રુંજયતીર્થોદ્ધાર પ્રબંધ-મુનિશ્રી જિનવિજયજી સંપાદિત.
૨૧: સિકંદરી પૃ. ૨૧૩.

મૂર બીજાને એવુ નામ જાહેર કર્યું જૂના અમીરોમાથી માત્ર વૃદ્ધ ખુદાવદ ખાન જે મુઝફ્ફરનો મુખ્ય વઝીર હતો તે, તાજખાન નરપાલી, અને સુલતાન સિકદરનો ગનેની મિયો ફતહખાન બનગ એટલા અણનમ રહ્યા.[૨૨] સિકદરીનો લેખક કહે છે કે ખુશકદમે પોતાના પક્ષના અમીરોને ખિતાબો અને પોશાક આપ્યા પણ જાગીરો ન આપી અને કોઈ પગારવધારો ન કર્યો તેથી એ બધા નાખુશ થયા, અને રાજ્યમા ભારે અસતોષ ફેલાયો[૨૩]

પોતાના વિરુદ્ધનું આ બધુ વાતાવરણ જોઈ ઇમાદુલ્મુલ્ક ખુશકદમે ઇલીસપુરના ઇમાદુલ્મુલ્ક મારફતે અહમદનગરના નિઝામશાહને નદરબાર અને સુલતાનપુર ઉપર ચડાઈ કરવા કહેવડાવ્યુ અને ખર્ચ આપવા પણ કહ્યું પરતુ એ સુલતાને ખર્ચના પૈસા લઈને કાઈ કર્યું નહિ એણે આ તરફ રજપૂત રાજાઓ, પાલ–ડુંગરપુરના ઉદયસિંહને પણ ચાપાનેર ઉપર ચડાઈ લાવી પોતાને મદદ કરવા કહેવડાવ્યુ રાણાસગને પણ પત્ર લખ્યો, અને પાણીપતમા દિલ્હીના સુલતાન સામે લડતા બાબર બાદશાહને દીવ ઉપર ચડાઈ કરી એના ખર્ચના એક કરોડ ટકા આપવાના કહી, દીવ બદર પણ આપી દેવાની લાલચ આપી પરતુ એ પત્ર વચ્ચે ડુંગરપુરના રાજાના હાથમા આવવાથી બાબરને પહોચ્યો નહિ[૨૪]

તારીખે બહાદુરશાહીનો કર્તા લખે છે કે એ વખતે પોતે વડનગરમા હતો એણે તાજખાન નરપાલી જે એની જાગીરમા ધધુકામા હતો તેને ખબર મોકલાવી કે બાબરની મદદ આવશે તો ગુજરાત સલ્તનતનો નાશ થશે.

---

૨૨ એ જ પૃ ૨૨૩ તબકાતે અકબરી પૃ ૩૨૯ તબકાતે સિંધના શાહજાદાનુ નામ આપ્યુ નથી સિકંદરીમા એના નામ સાથે મજલીસે સામી એવો ઇલકાબ લખ્યો છે આમા તાજખાને શાહઆલમ સાહેબનો રોજો બધાવેલો

૨૩ સિકંદરી ગુ ભા પૃ ૨૨૯ તબકાતે અકબરી પૃ ૩૨૯ તબકાત માત્ર પગાર ન વધાર્યા એમ લખે છે

૨૪ આમા દરેક તવારીખમા થોડાથોડા ફેર છે સિકંદરી નિઝામશાહને બદલે ઇલીચપુરના ઇમાદુલ્લાશાહનુ નામ લખે છે રાણા સગનુ નામ સિકંદરી લખે છે બીજા લખતા નથી તબકાત નિઝામુલ્મુલ્ક દખણી લખે છે બાબરની મદદ માગ્યાની વાત બધા જ લખે છે, પરંતુ તબકાત (પૃ ૩૨૯ ૩૦)મા દીવ આપી દેવાની વાત લખે છે ફિરિસ્તા દીવ ઉપર ચડાઈની વાત લખે છે અને ગુજરાત શરણ સ્વીકારશે એમ ઉમેરે છે દીવ માટેના ફિરિસ્તાના ઉલ્લેખ ઉપર એનો અનુવાદક લખે છે કે સિંધુને રસ્તે સમુદ્રમા આવી આ ચડાઈ કરવાની હોવી જોઈએ ફિરિસ્તા કહે છે કે બાબરને મોકલેલો પત્ર એને મળ્યો નહિ અને ડુંગરપુરના રાજાએ વચ્ચેથી લઈ લીધો એ રાજા માટે પોલ ભાસ, અને ડુંગરપુર એમ ત્રણ પ્રયોગ જુદાજુદા લેખક વાપરે છે તે સૂચક છે

એટલે આ બાબત ખૂબ વિચાર કરી શાહજાદા બહાદુરખાનને આ સંદેશો પહોંચાડી ઝડપથી ગુજરાતમાં આવવા કહેવડાવ્યું. લેખકે પોતે પણ બહાદુરખાનને સીધો એક પત્ર લખી આ સંદેશો એક ઝડપી કાસદ મારફતે મોકલ્યો.[25] બાબર બાદશાહને મદદ માટે બોલાવ્યાના સમાચારથી અમીરો અને લોકોમાં ખુશકદમ સામે ભારે અસંતોષ ફેલાયો.

## બાળક સુલતાન મહમૂદના સમયનો લેખ

આ બાળક સુલતાને માત્ર ચાર માસ નામનું રાજ્ય કર્યું, પણ એના સમયનો એના નામ સાથેનો એક સંસ્કૃત લેખ સૌરાષ્ટ્રના કિનારાના ઉન્નત દુર્ગ-ઊના ગામના તગીન માર્ગનો નીકળ્યો છે તે એક આશ્ચર્યની વાત છે. લેખમાં મિતિ વિ. સં. ૧૫૮૨ના શ્રાવણ સુદ આઠમની છે (તા. ૧૭ જુલાઈ ૧૫૨૬). લેખમાં સોરઠના સૂબા કાયસ્થ જ્ઞાતિના મંતાના પુત્ર પતાની ત્રણ સ્ત્રીઓ લાવીમાં, દાઈ અને હરિબાઈએ તળાવની મરામત કરાવ્યાનો ઉલ્લેખ છે.[26]

## બહાદુરખાનનું દિલ્હીથી ગુજરાત તરફ પ્રયાણ

હવે ગુજરાતના કંટાળેલા અમીરો બહાદુરખાનનો પત્તો મેળવી એને ગુજરાતમાં બોલાવી એના બાપની ગાદી સોંપવાનો પ્રયત્ન કરવા લાગ્યા.[27] મુઝફ્ફરશાહના અવસાનના સમાચાર તો એને મોકલવામાં આવ્યા હતા, અને હવે વધારામાં સિકંદરના ખૂનના સમાચાર અને ખુશકદમે પચાવેલી સત્તાના સમાચાર પણ મોકલવામાં આવ્યા. ૧૫૨૬ના એપ્રિલમાં બહાદુરખાન ઇબ્રાહિમ લોદીના મહેમાન તરીકે પાણીપતમાં હતો, અને બાબ

---

૨૫ સિ. દરી પૃ. ૨૨૯માં બહાદુરશાહીના લેખકનો ઉલ્લેખ કરે છે.

૨૬ પ્રો. કોમિસેરિયેટ ગુ. ઇ. પૃ. ૩૧૨માં આ લેખની સામાન્ય વિગત લખી છે.

૨૭ આ માટે મિરાતે સિકંદરીમાં કેટલીક ચમત્કારિક વાતો લખેલી છે. ગુજરાતી ભાષાંતરમાં આ વાતો નથી, પરંતુ અંગ્રેજી ભાષાંતરમાં સર ફ્રાન્સિસ બેલી પરિશિષ્ટમાં આ વાત નોંધે છે. ઇતિહાસના ગ્રંથોમાં આવી વાતો ન શોભે એમ અભિપ્રાય આપવા છતાં બેલી આ ચમત્કારોની નોંધ કરે છે અને પ્રો. કોમિસેરિયેટે એ બાબતે કાંઈ જ નોંધ લીધી નથી. વાતનો સાર આ પ્રમાણે છે. દિલ્હીથી નીકળી પાણીપત તરફ જતાં પહેલાં શરફુદ્દીન પાણીપતી જે બાબા અલીકલંદર કહેવાતા તેમની દરગાહ છે એ સંતે દરગાહના પાલકને સ્વપ્નમાં કહ્યું કે ગુજરાતનો રાજા માણસો સાથે પગપાળો આવશે તેમને ઘોડા વગેરે આપી સત્કાર કરવો. પાલક એ પ્રમાણે આવનારાને પૂછતો અને બહાદુરને પણ પૂછ્યું. થોડી આનાકાની પછી ખાતરી પડ્યા પછી બહાદુરે પોતાની ઓળખાણ આપી અને ત્યાં ઉતારો કર્યો. આ તરફ ગુજરાતમાં બહાદુરનો પત્તો મેળવવા પ્રયત્નો ચાલતા હતા, એવામાં અમદાવાદમાં સાબરમતીની સામે પારના એક ગામમાં એક શેખ રહે છે તેમની પાસે પરીઓની સાધનાથી સંદેશા વહેવાર થઈ શકે છે એમ સાંભળવામાં આવતાં, એ સંત પાસેથી

પથર[૨૮] નામના ગામમા મુકામ કરી રહ્યો હતો ત્યા એને જોનપુરના અમીરો પોતાના બાદશાહ તરીકે સ્વીકારી ત્યાની ગાદી લેવા માટે નિમત્રણ આપવા આવ્યા હતા તે વખતે એને પોતાના પિતાના અવસાનનો અને સિકદરને ગાદી મળ્યાનો પત્ર મળ્યો પત્રમા ગુજરાતના અમીરો નવા તંત્રથી નારાજ હોતા અને બહાદુરખાનને ગુજરાત આવી એ તત્ર હાથમા લેવાની વિનતી કરી હતી પત્ર મળ્યા પછી એણે જોનપુરી અમીરોને વિનયથી ના પાડી[૨૯]

---

બહાદુરખાનનો પત્તો મેળવવા માટે તાજખાન નરપાલી ખુદાવદખાન અને ફતહખાન બહુવ એમને ત્યા ગયા, અને આગમનનો હેતુ સતને કહ્યો સતે વાત કબૂલ કરી અને બહાદુરને જે સદેશો મોકલવો હોય તેનો પત્ર લખીને સાજે આવવા કહ્યુ સતે એક સાતઆઠ વર્ષની છોકરીને એક દર્પણની સામે બેસાડી પ્રાર્થના કરવા માડી, એટલે છોકરીને દર્પણમા પરીઓ દેખાવા લાગી અને પછી એ પરીઓનો રાજા આવ્યો, અને સતને કાર્ય અને કારણ પૂછ્યા સતે બહાદુરખાન ક્યા છે તે પૂછ્યુ ત્યારે કહ્યુ કે "હુ હમણા આવ્યો ત્યારે બહાદુરખાનને પાણીપતના એક બાગમા મે જોયો અને એ જમીન આરામ લે છે" શેખ સતે પરીના રાજાને પ્રાર્થના કરી કે તમે આ પત્ર બહાદુરને કોઈ સાથે પહોચાડો અને એનો ઉત્તર લાવવા કહો ઉત્તર તુરત આપના પત્રમા લખવામા આવ્યુ પરીઓ સૂતેલા બહાદુરના ઓશીકા તળે પત્ર એવી રીતે મૂકી આવી કે પાસુ બદલતા પત્ર એના હાથમા આવે પત્ર મળતા તપાસ કરતા કોઈ આવ્યુ હોય એમ પણ જણાયુ નહિ ઉત્તર લખી પત્ર જમીન પર નાખવા માટે પણ લખેલુ બહાદુરે પત્ર વાચી પોતે ઉત્તર લખ્યો કે તુરત પરી નીકળે છે એ પત્ર જમીન પર નાખતા અદૃશ્ય થઈ ગયો, અને જે છોકરીને કાને બાધ્યો હતો તેને કાને સતને ત્યા આવી ગયો વાચીને અમીરો સતપુરુષને નમી આનદથી ઘેર ગયા અને બહાદુરને લેવા જવા તૈયારી કરવા લાગ્યા આ વર્ણન સિકદરીની હૈદરાબાદમાથી મળેની એક લિથો આવૃત્તિમા છે અને બેલીએ પૃ ૩૨૨ ૩૨૫મા એની વિગત લખેલી છે આજના વિજ્ઞાનના જમાનામા આ વાતનુ મહત્ત્વ કદાચ નહિ લાગે, પરતુ વિજ્ઞાનને મૂઝવે એવો કોઈક આ જાતના દાખલા આજે બનતા પણ જોવામા આવે છે એટલે જૂના જમાનાની વાત સમજાશે સાસ્કૃતિક ઇતિહાસમા લોકમાનસની દૃષ્ટિએ આવી વાતોનુ મહત્ત્વ છે એટલુ ધ્યાનમા લેવા વિનતિ છે મે આને મળતા દાખલા જોયેલા ને જાણેલા છે, પણ તેની ચર્ચા અહીં અસ્થાને છે

૨૮ આ ગામનુ નામ સિકદરીના ફલાઈવ બેલીએ કરેલા તરજૂમામા છે અને નોધમા બેલી લખે છે કે આ ગામ આજે દિલ્હી પાસે છે અને એનુ મહાભારત સમયનુ જૂનુ નામ વ્યાઘ્રપ્રસ્થ છે ગુ ભાષાતરમા આ નામ આપ્યુ નથી અને માત્ર પાણીપત પાસે બાગમા ઉતારો કર્યો એમ લખે છે એ ઉપરની નોધમા કરેલો બાગનો ઉલ્લેખ છે કે બાઘપથનુ ગુ ભાષાતરકારે 'બાગ' ભાષાતર કર્યું તે સમજાય તેવુ નથી સિકદરીની કઈ નકલો ઉપરથી ગુ ભા થયુ છે તે જોવાથી નક્કી થઈ શકે પરતુ એ ભાષાતરકારો મળે તેટલી નકલો જુએ તે જાણીતી વાત છે

૨૯ સિકદરી ગુ ભા પૃ ૨૩૦ તબકાતે અકબરી પૃ ૩૩૦ જોનપુરી અમીરાનો સરદાર પાયદખાન અફઘાન હતો કહે છે કે એણે ઘણા વિનયથી બહાદુરને વિનતિ કરી

એમ કહેવાય છે કે એણે કયાં જવું એ પોતાના ઘોડાના[30] વલણ ઉપર છોડી દીધું અને ઘોડો દક્ષિણ તરફ ગૂજરાતની દિશાએ વળ્યો, એટલે એણે અમદાવાદ તરફ પ્રયાણ કર્યું ચિતોડ આવતાં એને ગૂજરાતથી સમાચાર લઈ શોધવા નીકળેલો મુમીનુદ્દીન અફઘાનનો પુત્ર અલીશેર મળ્યો એણે બહાદુરખાનને ઇમાદુલ્‌મુલ્ક ખુશકદમે કરેલા સિકંદરશાહના ખૂનની વાત કરી અને નસીરખાનની ગાદીએ બેસાડી બધી સત્તા પોતાના હાથમાં રાખી છે એ ખબર પણ કહ્યા [31] ચિત્તોડમાં બહાદુરખાનને એના બે ભાઈઓ ચાંદખાન અને ઇબ્રાહિમ મળ્યા ઇબ્રાહિમે બહાદુરની સાથે ગૂજરાત જવાનું પસંદ કર્યું અને ચાંદખાન માંડુ તરફ ગયો [32] ચિત્તોડથી ડુંગરપુર આવતાં ત્યાંનો રાજા અને કેટલાક મુસલમાન અમીરો જે સિકંદરની તરફના હતા તે બહાદુર સાથે જોડાયા, અને અહીંથી એનો પક્ષ મજબૂત બનતો ગયો.[33] બહાદુરખાને તાજખાન નરપાલી ઉપર પોતાના આગમનનો સંદેશો મોકલાવ્યો અને એ પત્ર મળતાં જ તાજખાન લશ્કર લઈ ધંધુકાથી નીકળી બહાદુરને મળવા સામો ગયો [34] બહાદુરનો ભાઈ લતીફખાન આ વખતે તાજખાનને મળવા ધંધુકા આવેલો અને એણે આ લાગવગવાળા અમીરને પોતાના પક્ષમાં લેવા માટે 'જો મને ગાદી મળશે તો ગૂજરાતનો બધો વહીવટ તમને સોંપીશ' એવી વાત કરી, પરન્તુ તાજખાને તે સ્વીકારી નહિ એણે લતીફખાનને ખર્ચ માટે થોડા પૈસા મોકલાવી સલાહ આપી કે બહાદુરખાનના પક્ષમાં રહેવા માટે પોતે વચન આપી દીધેલું છે એટલે પોતે હવે વચનભંગ કરી શકે તેમ નથી, અને લતીફખાનને સલાહ આપી કે તારે હવે એકાંત

---

૩૦ ગૂજરાતમાં એના પિતાના સમાચાર પણ એ જ વખતે આવવાથી ઘોડા ઉપર પ્રયાણની દિશા નક્કી કરવાની યુક્તિ કરી ઘોડાની લગામ એની ડોક પર નાખી દીધી સિકંદરીમાં આ વાત નથી, પણ તબકાત અને ફિરિસ્તામાં છે

૩૧ સિકંદરી ગુ ભા પૃ ૨૦૦ તબકાતે અકબરી પૃ ૩૩૦ તબકાતમાં આ ખબર ગૂજરાતથી આવેલા સિપાઇઓએ કહી એમ લખ્યું છે

૩૨ બહાદુરખાનના આ બે ભાઇઓ ચિત્તોડમાં હતા કે ત્યાં આવીને મળ્યા તબકાતે અકબરી (પૃ ૩૩૦)માં ચાંદખાન ચિત્તોડમાં રહ્યો એમ લખે છે સિકંદરી માંડુ ગયો એમ લખે છે ઇબ્રાહિમ બહાદુરની સાથે ગયો એમાં બન્ને સંમત છે

૩૩ તબકાતે અકબરી, પૃ ૩૩૦-૩૧

૩૪ સિકંદરી ગુ ભા પૃ ૨૩૦ તબકાતે અકબરી પૃ ૩૩૧ તબકાત લખે છે કે બહાદુરે તાજખાન જમાલ નામના માણસને ફરમાન સાથે તાજખાન (નરપાલી) પાસે ધંધુકે મોકલ્યો.

વાસ કરવો જોઈએ[35] આ સાભળી નાગીપાસ થયેલો લતીફખાન પોતાના સગા ફતેહખાન પાસે આખમા આસુ સાથે ગયો [36]

હવે બહાદુરખાનના આગમનના સમાચાર સાભળીને ઈમાદઉલ્મુલ્ક ખુશકદમને ખૂબ ચિંતા થવા લાગી અને એના પક્ષના અમીરો મૂઝવા લાગ્યા કેટલાક એનો પક્ષ છોડી સામા પક્ષમા જવા તૈયાર થયા [37] એણે અઝદઉલ્મુલ્ક બર્ગીને છસો ઘોડેસવાર અને પચાસ હાથી આપી મોડાસામા મોકલ્યો અને મોડાસામાથી કોઈ બહાદુરને જઈ ન મળે તેનો બદોબસ્ત રાખવા કહ્યુ પરન્તુ બહાદુરખાન મોડાસામા આવ્યો ત્યારે અઝદઉલ્મુલ્ક સાથે આવેલા માણસો નાસી આવ્યા અને સુલતાન સિકદરના અમીરો જે ખુશકદમના ત્રાસથી સતાતા ફરતા હતા તે પણ બહાદુરખાનને આવીને જોડાયા [38] મોડાસાથી હરસોલ થઈ બહાદુરખાન પાટણ તરફ ગયો [39] તાજખાન નરપાલી બાદશાહી છત્ર લઈ એને મળ્યો અને પાટણની બહાર તબૂઓમા એ લોકોએ પડાવ નાખ્યો અહીં ઘણા મુઝફ્ફરશાહી અમીરોએ બહાદુરને નમન કર્યું હિ સ ૯૩૨ —ઈ સ ૧૫૨૬ના રમઝાન માસની ૨૬મી તારીખે (ઑગસ્ટ તા.૧૫) પાટણમા બહાદુર ગુજરાતના સુલતાન તરીકે જાહેર થયો તારીખે બહાદુરશાહીનો કર્તા લખે છે કે એ વખતે અમદાવાદ વગેરેથી આવેલા મોટા અમીરો સાથે હુ પોતે પણ હાજર હતો પાટણથી બાદશાહી છત્ર અને મોટા અમીરો તથા લશ્કર સાથે બહાદુરે અમદાવાદ તરફ પ્રયાણ કર્યું, અને પોતાના નામ પાછળ 'શાહ'ની પદવી ધારણ કરી [40]

---

૩૫ સિકદરી પૃ ૨૩૦–૩૧ તબકાતે અકબરી પૃ ૩૩૧ બન્નેના લખાણોમા થોડો ફેર છે ફિરિશ્તા કહે છે કે લતીફખાન ધંધુકામા તાજખાન પાસે જ રહેતો હતો, પણ સિકદરી ઉપર પ્રમાણે લખે છે

૩૬ આ ઉલ્લેખ માત્ર તબકાતે અકબરી પૃ ૩૩૧મા જ છે તબકાત લખે છે કે આ વખતે લતીફનુ હૃદય ભરાઈ હતુ

૩૭ સિકદરી પૃ ૨૩૧ (ગુ ભા) તબકાતે અકબરી પૃ ૩૩૧

૩૮ એજ પૃ ૨૩૧ તબકાતે અકબરી પૃ ૩૩૧

૩૯ અહીં તવારીખોમા ગામના નામોમા ગોટાળો છે તબકાતે અકબરી મોડાસા આવ્યાનુ લખવા છતા મહમૂદાબાદ પણ લખે છે જે અશક્ય અને ભૂલવાળુ લાગે છે સિકદરી કપડવજ ઉર્ફે મહમૂદનગર લખે છે એ સભવ હોવા છતા શક્ય લાગતુ નથી સિકદરી પાછળથી મોડાસાથી હરસોલ થઈ પાટણ જતા વચ્ચે એક સિગાર ગામ લખે છે આ રસ્તો શક્ય દેખાય છે ઉત્તરથી આવતો માણસ મહમૂદાબાદ કે કપડવજ સુધી આવી પછી પાછો મોડાસા જાય એ સભવિત નથી

૪૦ તબકાતે અકબરી પૃ ૩૩૨ સિકદરી ગુ ભા પૃ ૨૩૧ ૩૨ પાટણમા પણ મુઝફ્ફર શાહ પહેલાની કબરની અને બીજા સતોની ઝિયારત કરી

### અમદાવાદમાં બહાદુરશાહનો રાજ્યાભિષેક

સુલતાન બહાદુરશાહે કાળુપુર દરવાજેથી અમદાવાદમા પ્રવેશ કર્યો, અને સર્વથી પહેલુ કાર્ય એણે માણેકચોકમા પોતાના વડીલ બાદશાહોની-દરગાહની ઝિયારત કરી, અને શહેરની આસપાસના સતપુરુષો અને બાદશાહોની દરગાહોની પણ ઝિયારત કરી [41]જોશી લોકોએ[42] રાજ્યાભિષેકનો શુભ દિવસ મુબારક રમઝાન ઈદને દિવસે જ નક્કી કર્યો હતો, એટલે હિ સ ૯૩૨ના રમઝાનની ૫૮ની તારીખે (જુલાઈ ૧૧, ૧૫૨૬)ને રોજ ભદ્રના જૂના બાદશાહી મહેલના સિંગાર (શૃંગાર) મડપ કે જેના બારણા અને દીવાલો સોનાથી મઢેલા હતા તેમા દરબાર ભર્યો. તારીખે બહાદુરશાહીના કર્તાને એણે હુકમ કર્યો કે હાથીઓ શણગારીને એ વખતે દરબાર સામે લાવવા [43]સુલતાને તાજખાન વગેરે મોટા અમીરોને નવા ખિતાબો આપ્યા, પોશાક અને ઇનામો આપ્યા, અને લશ્કર વગેરેના પગારો વધારી આપ્યા મિરાતે સિકંદરીનો કર્તા લખે છે કે બહાદુરશાહના આગમનથી અમદાવાદ શહેરને નવી રોનક આવી, અને ગુજરાતનો મુલક જે શ્યામ થઈ ગયો હતો તે સૂર્યની પેઠે ઝળહળી ઊઠયો. ગુજરાતના લોકોના મનમા વેરાન થઈ જવાનુ જે દુ ખ હતુ તે નાશ પામ્યુ [44]બહાદુરશાહે જે જે અમીરોને નવા ઇનકામો આપ્યા તેમા એક કુભા ગોહેલ નામના રજપૂતને 'ગણારાવ'નો ઇનકામ આપ્યો તે નોંધપાત્ર છે [45] દરબાર પછી ઈદ હોવાથી હાથી ઉપર બેસી રસ્તામા લોકોના હર્ષના પોકારો વચ્ચે એ ઇદગાહમા ગયો અને ત્યાથી કાકરિયે આવેલા ઘટામડળના મહેલમા આવીને રહ્યો શવ્વાલ મહિનો બેસતા એ સમયની રાજધાની ચાપાનેર તરફ જવા પ્રયાણ કર્યુ [46]

આ બાજુ બહાદુરશાહની સત્તા જમાવવાના સમાચાર મળતા ઇમાદ ઉલ્મુલ્ક ખુશકદમની ગભરામણ વધતી ગઈ એણે પોતાની સત્તા જાગવી

૪૧ સરખેજ વગેરે શહેર બહારના સ્થળોની ઝિયારત પણ કરી હતી પરતુ સિકંદરી પ્રથમ શહેરના રોજાનો ઉલ્લેખ કરે છે

૪૨ જોશીઓએ કાઢેલા મુહૂર્તનો ઉલ્લેખ માત્ર તબકાતે અકબરી એ જ પૃ ૩૩૩મા કર્યો છે

૪૩ સિકંદરી પૃ ૨૩૩ (ગુ ભા )

૪૪ એ જ પૃ ૨૩૨

૪૫ એજ પૃ ૨૩૪ ઇલકાબોની લાબી યાદી સિકંદરીએ આપી છે (પૃ ૨૩૩ ૩૪) આ કુભા ગોહેલ માટે વધુ વિગત મળતી નથી

૪૬ એજ પૃ ૨૩૪ સિકંદરી શવ્વાલ મહિનો બેસતા ઘટામડળમા આવીને તુરત ચાપાનેર પ્રયાણ માટે લખે છે, પરતુ ભદ્રના મહેલો જૂના થઈ ગયા હતા અને રહેવા લાયક નહોતા, તથા મુઝફ્ફર બીજાનુ પ્રિયસ્થાન ઘટામડળ હતુ

રાખવા માટે છેવટના પ્રયત્નો કરવા માંડ્યા, એણે પોતાના પક્ષના ઉમરાવોને એક વર્ષનો પગાર આગળથી આપી પોતાના પક્ષમાં રહેવા માટે કુરાનના સોગન ખવડાવ્યા.[47]આમ છતાં ઘણા ઉમરાવો એને છોડીને બહાદુરશાહના પક્ષમાં જોડાયા બહાઉ'લ્મુલ્ક અને દાબરઉલ્મુલ્ક જેમણે સુલતાન સિકંદરને મારી નાખવામાં જાતે ભાગ લીધેલો એ પણ બહાદુરના પક્ષમાં જોડાવા ચાલ્યા ગયા.[48]ખુશકદમે લતીફખાનને કહેવડાવ્યું કે જો તું બહાદુરશાહ સાથે લડાઈ કરીશ તો હું તને ગાદી અપાવીશ લતીફખાન ઉંમર લાયક હતો અને એને પક્ષમાં લેવા ખુશકદમે છાનો સંદેશો મોકલી છેલ્લો પાસો નાખ્યો. લતીફખાન પણ દહેજ સુધી આવી પહોંચ્યો હતો.[49] ખુશકદમે હવે નસીરખાન—મહમૂદ બીજા—ની મલાજો રાખવાનું છોડી દીધું પાંચહજાર માણસો જે ખુશકદમ માટે પ્રાણ અર્પણ કરવા તૈયાર હતા તે પણ બહાદુર આવે છે એવા સમાચાર સાંભળીને નાસી ગયા અને બસો ત્રણસો પણ ભાગ્યેજ રહ્યા.[50] આ વખતે બહાદુરશાહ અમદાવાદ આવી ગયો હતો

### બહાદુરનો ચાંપાનેરમાં પ્રવેશ અને ખુશકદમનું પકડાવું

બહાદુરશાહ ઝડપથી ચાંપાનેર આવવા માગતો હતો, પણ ભારે વરસાદથી એની ગતિ ધીમી પડી વાત્રક નદીમાં અને શેઢીમાં પૂર આવવાથી મહેમદાવાદ અને નડિયાદ પાસે રોકાવું પડ્યું.[51]નડિયાદના મુકામ વખતે ખુશકદમ પાસેથી

---

૪૭ સિકંદરી ગુ ભા પૃ ૨૩૨ તબકાતે અકબરી પૃ ૩૩૨

૪૮ એજ પૃ ૨૩૨ તબકાત પણ ૩૨૨ પૃ માં એ પ્રમાણે લખે છે બહાઉલ્મુલ્ક બહાદુરને મળ્યો એ વાત આ બન્ને તવારીખકારો લખે છે બહાઉલ્મુલ્ક સુલતાન સિકંદર ઉપર ઘા કરનારો હતો અને એને બહાદુરે શિક્ષા કરી હતી, એટલે આ શરણે આવ્યાની વાત સમજાય તેવી નથી અને એનો ખુલાસો તવારીખોમાં મળતો નથી ફિરિસ્તા પણ એમ જ લખે છે કદાચ સિકંદરનો ખરો ખૂની આ માણસ છે એ વાતની બહાદુરશાહને મોડી ખબર પડી હોય

૪૯ સિકંદરી ગુ ભા પૃ ૨૩૪ ૩૫ અને પૃ ૨૩૭ તબકાતે અકબરી પૃ ૩૩૬ ૩૭ તબકાતે અકબરી લખે છે કે લતીફખાન ચાંપાનેરમાં સંતાઈ રહ્યો હતો અને કૈસરખાન વગેરે અમીરોએ એને ત્યાં ન રહેવાથી બીજે ચાલ્યા જવાની સલાહ આપી, તેથી એ પાલ અગર માલ (ડુંગરપુર)ના રાજા પાસે ગયો, પણ એણે એને મદદ કરી નહિ

૫૦ સિકંદરી ગુ ભા પૃ ૨૩૫

૫૧ એજ પૃ ૨૩૪ સિકંદરી શેઢી નદી લખે છે, પરંતુ તબકાત પૃ ૩૩૪માં વાત્રક લખે છે બન્ને હોવાનો સંભવ લાગે છે પરંતુ અહીં એક દોસ્ત/સ્પષ્ટ વાત નોંધવા જેવી છે તબકાતના ભાષાંતરકાર બ્રિજેન્દ્રનાથ દે વાત્રકને બંગાળી રીતે બાત્તક લખે છે અને નોંધમાં ફિરિસ્તાના ભાષાંતરકાર કર્નલ બ્રીગ્ઝની નોંધનો ઉલ્લેખ કરી બ્રીગ્ઝ સાબરમતી નદીનું નામ લખે છે એમ કહી આ ગૂંચવણનો ઉકેલ લાવવા માટે ઉમેરે છે કે "બાત્તર" એ કદાચ સાબરમતીનું

પૈસા લઈ નાસી આવેલા અમીરો બહાદુરને શરણે આવ્યા નડિયાદથી ખાન પુર–વાકાનેરના જાણીતા ઘાટને રસ્તે થઈ એણે મહી નદી ઓળગી આ વખતે ખુશકદમે બહાદુરનો સામનો કરવા અઝદઉલ્મુલ્કને વડોદરે અને મુહાફિઝ ખાન બક્કાનને દહેજ મોકલ્યો [૫૨] સુલતાન બહાદુરે પણ લશ્કરની રાહ જોયા વિના ચારસો સવારો અને હાથીઓ સાથે મહી નદી ઓળગી અને ઝડપથી હાલોલ પહોચી સૌથી પહેલા સિકદરશાહની કબરની ઝિયારત કરી અને તાજખાનને આગળથી ચાપાનેર જઈ ઇમાદઉલ્મુલ્ક ખુશકદમને પકડવા હુકમ કર્યો એના પક્ષમા હવે થોડા જ મિત્રો રહ્યા હતા અને સિકદરના ખૂનને લીધે એના મગજ ઉપર પણ એવી અસર થઈ હતી કે એ કર્તવ્યમૂઢ થઈ ગયો હતો [૫૩]નાસતો અને મતાતો એ શહેરના કાટવાલ શાહજી બિન સીદિકના ઘરમા છુપાઈ ગયો હતો ત્યા એના ઘર લોકોએ લૂટી લીધુ અને એના જનાનાની સ્ત્રીઓને લોકો ઉઠાવી ગયા [૫૪]બહાદુરશાહ ચાપાનેરમા પ્રવેશ કરી પહેલો વૃદ્ધ વઝીર ખુદાવદખાનને ત્યા ગયો અને એને મળવા ગયો આ બુઝર્ગે સુલતાનને માન આપી એના ઘોડા સાથે ચાલ્યો અને બધા મહેલ તરફ ગયા તાજખાને ખુશકદમનુ ઘર લૂટાવી મહેલમા સુલતાનને ખબર કહ્યા કે એનો પત્તો હજી લાગ્યો નથી એટલામા થોડી જ વારમા ખુદાવદખાનનો ગુલામ ખુશકદમને પકડી બાધીને લાવ્યો અને એ વખતે દિલખુશ મહેલના એક એકાત ઓરડામા એને પૂરવામા આવ્યો [૫૫]

હવે બહાદુરશાહે પોતાના વિરોધીઓ તરફ પગલા લેવા માડ્યા તારીખે બહાદુરશાહીના લેખકને દિલખુશ મહેલમાથી લાવી હાજર કરવા ફરમાવ્યુ પોતાના ભાઈનુ ખૂન થયુ હતુ એ જગા બહાદુરે તાજખાનને બતાવી રુદન કર્યું [૫૬]

---

બીજુ નામ હોય! એક પ્રાતના લેખક બીજા પ્રાત વિશે લખે ત્યારે કેવી વિચિત્ર ભૂલો થાય છે તે પાછળ નોધ્યુ છે તેમા આ વિચિત્ર દાખલો ઉમેરવા જેવો છે

૫૨ સિકદરી ગુ ભા પૃ ૨૩૪

૫૩ એ જ પૃ ૨૩૫ એને Nervous break down જેવુ થયુ જણાય છે

૫૪ એ જ પૃ ૨૩૬ એ જમાનામા ગુનો કરનાર વ્યક્તિ ઉપરાત એના બીજા માણસો અને મિલકત પણ સલામત નહોતા એ સાસ્કૃતિક દૃષ્ટિએ નોધપાત્ર છે અને એ બાબતમા હિંદુ મુસલમાન સત્તાઓમા બહુ ફેર નહોતો

૫૫ એ જ પૃ ૨૩૬ એમ કહેવાય છે કે ખુશકદમે પકડાયો ત્યારે એમ કહ્યુ કે સિકદરને મારી નખાવીને મેં બહાદુરના હકમા શું ખોટુ કર્યું છે સિકદર ન મરાયો હોત તો બહાદુર આ સ્થિતિમા હોત જ ક્યાથી

૫૬ સિકદરી ગુ ભા પૃ ૨૩૭ આ જોતા બહાદુરશાહમા માત્ર આવેગ જ હતો અને બુદ્ધિ ઓછી હતી એમ લાગે છે

અને જે મુખ્ય વિરોધીનું નામ ખુશકદમ હતું તેને 'બદકદમ' કહીને નિર્દેશ કર્યો ખુશકદમ હાજર થયા પછી એને ફાંસીએ ચડાવ્યો. અને એની સાથે સૈફુદ્દીન અને અલી સાગરીતો હતા તેમની પણ એ દશા થઇ. બહાઉલ્મુલ્ક જેણે સિકંદરનું ખૂન કરેલું તેની ચામડી ઉતરાવીને ફાંસીએ ચડાવ્યો. બીજા જેણે જેણે એ ખૂનમાં ભાગ લીધેલો તેમને મારી નાંખવામાં આવ્યા અને કેટલાકને તોપને મોઢેથી ઉરાડી મૂકવામાં આવ્યા.[૫૭]

## લતીફખાનની અવદશા

લતીફખાન આ વખતે કેટલાક અમીરોના ચડાવવાથી ચાંપાનેર આવ્યો હતો તે સંતાતો ફરતો હતો. કૈસરખાન અને અલપખાન જેવા અમીરોએ સલાહ આપી કે ચાંપાનેરમાં રહેવું સલામત નથી, એટલે બીજે ઠેકાણે ચાલ્યા જવું જોઇએ. લતીફખાને આ સાંભળીને પોતાનું માથું ખજવાળ્યું[૫૮] અને ચાંપાનેરથી ડુંગરપુર તરફ જઇ અઝદઉલ્મુલ્ક વગેરે નાસી ગયેલા અમીરોને મળ્યો, પરન્તુ ત્યાં ન ફાવવાથી સુલતાનપુર નંદરબાર તરફ જઈ બહાદુરશાહ સામે બળવો જાહેર કર્યો.[૫૯] કૈસરખાન જેવા મોટા અમીરે પણ પોતાના માણસો ખાનગી રીતે લતીફખાનને મદદ કરવા મોકલ્યા. આ બધા સમાચાર અને લતીફ નાદોદ તરફ લશ્કર લાવે છે એવા ખબર પણ તાજખાન મારફતે સુલતાનને મળ્યા. એણે કૈસરખાન વગેરેને કેદ કર્યા. ગાઝીખાનને લશ્કર સાથે લતીફખાન સામે મોકલ્યો.[૬૦] ત્યાં લડાઈ થઈ તેમાં લતીફના અઝદઉલ્મુલ્ક વગેરે સાગરીતો નાસી ગયા અને લતીફ ઘાયલ થયો ને કેદ પકડાયો આ સમાચાર જાણી બહાદુરશાહે લતીફખાનની સારી સારવાર કરવા હુકમ કર્યો, પણ એ મરણ પામ્યો અને સુલતાન સિકંદરના રોજામાં હાલોલ લાવીને એને દફન કરવામાં આવ્યો.[૬૧] બહાદુરશાહે ઇર્ષાથી નસીરખાન અને

૫૭. શિલાઓમાં તવારીખોમાં થોડો મતભેદ છે કોઈ ફાંસી લખે છે, કોઇ ચામડી ઉતારી પછી ફાંસી દેવાનું લખે છે (સિકંદરી પૃ ૨૩૭) તબકાતે અકબરી પૃ. ૩૩૬ તબકાત તોપને મોઢેથી ઉરાડયા એમ લખે છે.

૫૮ તબકાતે અકબરી ૩૩૬–૩૭

૫૯ સિકંદરી ગુ ભા પૃ ૨૩૮. તબકાત પૃ ૩૩૬–૩૭

૬૦ સિકંદરી પૃ ૨૩૮. એમાં ગાઝીખાનનો પગાર બહાદુરે બમણો કરેલો તે ફરી બમણો કર્યો. તબકાતે અકબરી પૃ ૩૩૮, ૩૪૧.

૬૧ તબકાત પૃ ૩૪૧ સિકંદરી પૃ ૩૩૯ તબકાતે અકબરી પૃ. ૩૪૦–૪૧માં લખે છે કે પગાર ન મળવાથી અસંતુષ્ટ એવા દસ હજાર લશ્કરીઓએ શુક્રવારને દિવસે જુમામસ્જિદમાં ખુતબો ન વાંચવા દઈ સુલતાનને ફરિયાદ કરી અને એ લોક લતીફખાન તરફ જવાના છે એમ જાણવાથી બહાદુરે પગાર અપાવ્યો. ફિરિસ્તા બે હજાર લશ્કરીઓ લખે છે, એ ખરું લાગે છે

બીજા રહેના શાહજાદાઓને પણ ઝેર અપાવી મારી નખાવ્યા અને તેમને પણ સિકંદરના રોજામા દાટવામા આવ્યા કમસરખાન વગેરે ઉમરાવો જેમને કેદ રાખ્યા હતા તેમને પણ મારી નાખ્યા બહાદુરશાહની આ ક્રૂર નીતિથી ગૂજરાતમા હાહાકાર થઇ ગયો [૬૨]

## બાબર બાદશાહે દર્શાવેલો મત

બાદશાહ બાબર પોતાના ચરિત્રમા બહાદુરશાહ માટે નોધ કરે છે તે રસમય છે. બાપ સાથે અણબનાવ થવાથી એ દિલ્હી ઇબ્રાહિમ સુલતાન પાસે નાસી આવેલો અને પાણીપતમા પોતાની પાસેથી મદદ મેળવવા પત્રો લખેલા, અને પોતા સાથે જોડાવા માટે બહાદુરના વિનયભર્યા ઉત્તર પણ પોતે લખેલા પરન્તુ પાછળથી બહાદુર ઇબ્રાહિમ સાથે જોડાયો અને તુરત ગૂજરાત તરફ ચાલ્યો ગયો એ વખતે એનો બાપ સુલતાન મુઝફ્ફરશાહ ગુજરી ગયો અને એના મોટા ભાઈ સિકંદરને ઇમાદઉલ્મુલ્કે ખરાબ વર્તણુક માટે ફાસો દઇ મારી નાખ્યો એ લોકોએ પછી બહાદુરશાહને ગાદીએ બેસાડ્યો, અને એણે પોતાના ભાઇને મારી નાખનારાઓને યોગ્ય રીતે મારી નાખી વેર લીધુ પરન્તુ એણે આ ઉપરાત બીજા કેટલાકને મારી નાખ્યા અને પોતે ઉદ્ધત અને લોહીનો તરસ્યો છે એવુ બતાવી આપ્યુ [૬૩]

તવારીખકારો કહે છે કે એ વર્ષમા ગૂજરાતમા દુકાળ પડ્યો હતો સુલતાને પોતાના ખજાનચી હોશિયારઉલ્મુલ્કને હુકમ કર્યો કે તારે હુ બહાર જાઉ ત્યારે સાથે રહેવુ, અને જેને જરૂર હોય તેને એક મુઝફ્ફરી અશરફી દાન કરવી [૬૪] સુલતાન રોજ દિવસમા બે વખત ચોગાન (Polo) રમવા જતો એ વખતે આ પ્રમાણે મહોરો વહેંચાતી. ગરીબો, ફકીરો અને રૈયતને એણે દુકાળના દુ ખમાથી બચાવવા પ્રયત્ન કર્યો, તેથી ગૂજરાતના લોકો સુ ખી થયા [૬૫] બહાદુરશાહે ચાપાનેરમા ઠરીઠામ થયા પછી તા ૧૫

---

૬૨ સિમ્દરી ગુ ભા પૃ ૨૩૯

૬૩ Memoirs of Babarમાથી ઉતારો આમા ઇમાદઉલ્મુલ્કે સિકંદરને મારી નાખવાના કારણ તરીકે Bad Conduct શબ્દ લખ્યો છે તે એની પોતાની સાથેની વર્તણૂકને ઉદ્દેશીને લાગે છે વળી ફાસી દીધી તે માટે ભાષાતરકાર strayngling શબ્દ વાપરે છે તે પણ ઠીક નથી બીજાઓને મારી નાખવા માટે બહાદુર માટે Blood thirsty શબ્દ છે તે યોગ્ય છે

૬૪ સિમ્દરી ગુ ભા પૃ ૨૩૭ આમા આ ઉલ્લેખ ટુકામા છે, પરતુ તબકાતે અકબરી પૃ ૩૩૯મા વિગતવાર લખેલુ છે અને સોનામહોરોનુ નામ મહમૂદીની પેઠે મુઝફ્ફરી લખ્યુ છે તે સૂચક છે સિક્કા વર્ણનમા એ જોઈશું

૬૫ ઉપરના બન્ને ગ્રથોમા એ જ પૃષ્ઠોમા લોક સુખી થયાની આ નોધ છે

જીલકાદ ૯૩૨ને રોજ દિલખુશા મહેલમાં રાજ્યાભિષેકનો બીજો ઉત્સવ કર્યો. એ વખતે સિપાઈઓને એક વર્ષનો પગાર આપવામાં આવ્યો અને બીજા ૧૫૦ માણસોને ઈનામો આપ્યા[૬૬] ડુંગરપુર બાજુ બગાવતના સમાચાર મળતા ત્યાં લશ્કર મોકલ્યું અને તાજખાનને વઝીરની જગા આપી.

### ગુજરાતની બહાર વિજયો ખુશાલીનું કારણ નથી

ગાદીએ બેઠા પછી બહાદુરશાહનો સમય ગુજરાતની સરહદની બહારના રાજ્યો જીતવામાં ગયો દક્ષિણમાં મુસલમાન સલ્તનતો, પૂર્વમાં માળવા, ઉત્તરમાં મેવાડ અને છેક બયાના સુધીનો ભાગ, અને પશ્ચિમ સમુદ્રમાં ફિરંગીઓ ઉપર એણે વિજયો મેળવ્યા કોઈપણ દેશની કુદરતી મર્યાદાની બહાર વિજયો મેળવવા એનું મહત્ત્વ કેટલું છે તે દુનિયાના દરેક દેશના ઇતિહાસમાં નોંધાયું છે. એ વિજય ધર્મને નામે હોય કે આજની પેઠે આર્થિક કારણોને માટે હોય, કે પછી એ જમાનાની રીત પ્રમાણે રાજાનું તાત્કાલિક ગૌરવ વધારવા માટે હોય, પરંતુ સાંસ્કૃતિક ઇતિહાસમાં એનું બહુ મહત્ત્વ દેખાતું નથી અમુક સમ્રાટે દુનિયાના ઘણા દેશ જીત્યા એમ કહેવામાં એ સમ્રાટનો વ્યક્તિગત ગર્વ પોષવા સિવાય બીજું કાંઈ હોતું નથી અને જે દેશનો એ રાજા મૂળ સત્તાધીશ હોય એના લોકોને કાંઈ વિશિષ્ટ લાભ કે ગૌરવ લેવાનું કારણ હોતા નથી. બીજા દેશોમાં લૂંટ મેળવી તિજોરી ભરવી, અગર લશ્કરીઓને એ લૂંટના ભાગીદાર બનાવવા એટલું જ એનું મહત્ત્વ સમજાય છે. એ સમયે ગુલામી[૬૭] પુરજોરમાં ચાલતી હોવાથી જિતાયેલા દેશમાંથી પ્રજાજનોને અને ખાસ કરીને સ્વરૂપવાન સ્ત્રીઓને ગુલામ તરીકે પકડીને રાખવી કે વેચવી એ આજની દૃષ્ટિએ શરમજનક ગણાય એવો વ્યવસાય હતો, એટલે તવારીખકારોએ ગુજરાતની બહાર બહાદુરશાહે જે વિજયો કર્યા તેનું જે વર્ણન કર્યું છે તેમાં ગુજરાતની પ્રજાને હરખાવાની જરૂર દેખાતી નથી આવા રાજાઓ જે ઝડપથી આવા કુદરતી હદની બહારના વિજયો કરે છે તેટલી જ ઝડપથી એ જિતાયેલા દેશો પાછા ખોઈ બેસતા એ વિજયોનું પરિણામ શૂન્ય રહે છે બહાદુરશાહની બાબતમાં તો જે ઝડપથી વિજયો પ્રાપ્ત થયા તે જ ઝડપથી અદૃશ્ય થયા અને ઊલટા કેટલાક બહારના ફિરંગીઓ જેવા લાકડા ગુજરાતમાં પેસી ગયા. લોકની અને રાજસત્તાઓની આ જાતની મનોદશા તો પ્રચલિત હતી તેમાં ગુજરાતની પરિસ્થિતિમાં એક વૈચિત્ર્ય હતું ગુજરાતીઓ પુરાતન કાળથી વેપારમાં કુશળ હતા અને વેપાર સાથે

---

૬૬ સિકંદરી ગુ. ભા પૃ ૨૩૮

૬૭ ગુજરાતમાં ગુલામોની પ્રથાનું વિગતવાર વર્ણન આગળ સામાજિક વર્ણન સાથે કરીશું

સકળાયેલી બધી પ્રવૃત્તિઓ એ ગૂજરાતની અસ્કામિતાનું કેન્દ્ર હતુ એટલે ગમે તેવા રાજ્યકર્તાને અનુકૂળ રહીને પોતાનો વેપાર સચવાય એ જ ગૂજરાતી પ્રજાના મોટા ભાગનુ ધ્યેય હતુ ૬૮ આ બાબતનો વિચાર આગળ સામાજિક પ્રકરણમા કરીશ અહી બહાદુરશાહના વિજયોનુ ટૂકામા માત્ર વર્ણન કરીશુ

બદરો તરફ ધ્યાન

પહેલા ઘરઆગણે ઇડર અને વાગડના પ્રદેશોમા વ્યવસ્થા કરી, ડુગરપુરનો રાજા જે સરહદ ઉપર રહી ઘણા બળવાખોરોને આશ્રય આપતો હતો તેને વશ કરવા તાજખાનને મોટુ લશ્કર આપીને મોકલ્યો અને એક મહિનામા એ રાજા વશ થયો ૬૯ આમ એક બાજુ વ્યવસ્થા કરી સુલતાને બદરો તરફ પોતાનુ ધ્યાન દોર્યું ગૂજરાતના રાજ્યની આવકનો મોટો ભાગ બંદરોની મહેસૂલ અને જકાતથી મળતો હતો. ખભાતથી એ વખતે ત્યાના દરોગાની વિરુદ્ધ ફરિયાદો આવી હતી સુલતાને તાજખાનને ખભાતમા વ્યવસ્થા કરવા મોકલ્યો ७०

બીજે વર્ષે (હિ ૯૩૩મા) સુલતાન ખભાત તરફ શિકાર ખેલવા ગયો હતો ત્યારે ખભાતમા સમાચાર મળ્યા કે મલિક અયાઝનો પુત્ર ઈશાક, જે સોરઠનો સૂબો હતો અને દીવનો વહીવટ પણ જેના હાથમા હતો, એણે સારાષ્ટ્રના કેટલાક હિંદુ સરદારોની ઉશ્કેરણીથી બળવો કર્યો છે નવાનગરથી પાચહજાર સ્વારો લઈ એ દીવનો કબજો લેવા આવ્યો એનો ઇરાદો મુસલમાન વેપારી પાસેથી દીવ લઇ ફિરંગીઓને આપવાનો હતો ७१ આ ખબર

---

૬૮ ગૂજરાતી વેપારીઓએ રાજસત્તાની ખુશામત કરી વેપાર જાળવ્યો છે, સાથે મહાજન સસ્થાઓનુ જોર પણ બનાવ્યુ છે તેનુ વર્ણન પણ આગળ કરીશું પરતુ પોતાનો દેશ એવી ભાવના તો એ જમાનામા નહોતી અને ગૂજરાતમા બહુ ઓછી હતી

૬૯ સિક્દરી ગુ ભા પૃ ૨૩૯–૪૦ તબકાતે અકબરી પૃ ૩૪૧ ૪૩ તબકાત એકલાખ સવારોનુ લશ્કર મોકલ્યુ એમ લખે છે એ અતિશયોક્તિ લાગે છે, અને વર્ણન બહુ વિગતથી આપ્યુ છે લતીફખાન વગેરે બળવાખોરોને સહાય કરવા માટે આ પગલુ લીધુ લાગે છે સિક્દરીએ આ વર્ણન ટૂકામા પતાવ્યુ છે

७० તબકાતે અકબરી પૃ ૩૪७ આ ફરિયાદ ખભાતની રૈયત તરફથી આવેલી એમ તબકાત સ્પષ્ટ લખે છે આ માટે ખભાતના દરોગાને બરતરફ કર્યો એમ પણ લખ્યુ છે આ સુલતાને એટલી દોડાદોડ કરી છે કે તવારીખોમા પણ સ્થળોના ગોટાળા જેવુ લાગે છે

७१ આ બાબતમા હાજી અદ્દબીરના અરબી ઇતિહાસ ઝફરુલવાલાહમા તદ્દન ઊલટો અહેવાલ મળે છે એમા લખે છે કે મલિક ઈશાક ૧૫૨७મા ગાડો થઈ ગયો અને દ્વારકાનો રાજા જે સુલતાનને વફાદાર હતો એના ઉપર ચડાઈ કરી ત્યાથી એ જૂનાગઢ આવ્યો ત્યારે એનો ઉન્માદ બહુ વધી ગયો હતો અને એને પૂરી રાખવો પડયો હતો એના પછી એના ભાઈને એની જગા આપવામા આવી આ બે છેક વિરુદ્ધ હકીકતો આશ્ચર્ય

સાંભળતાં જ બહાદુર ગુંદી, ધંધુકા ને રાણપુરને રસ્તે જસદણ આવ્યો ઇશાકને સુલતાન જાતે આવે છે એના સમાચાર મળતા એ કચ્છના રણ તરફ નાસી ગયો દીવમાં પણ ત્યાંના નૌકાસૈન્યાધિપતિ આગા મુહમ્મદે એનો સામનો કર્યો અને એના હિંદુ સાથીઓની ખુવારી કરી બહાદુર જસદણથી વસાવડ થઈ દેવલી આવ્યો અને ખાનખાનાનને ઇશાકની પાછળ લશ્કર લઈ મોકલ્યો એ વખતે મોરબીનો કિલ્લેદાર તઘલખખાન એની સામે થયો પણ હારી ગયો, અને ખાનખાનાનના આવવાના સમાચાર મળતાં ઇશાક રણને પેલે પાર ચાલ્યો ગયો[72] દેવલીમાં દસ દિવસ રહી બહાદુરે માંગરોળ, ચોરવાડ, સોમનાથ પાટણ, અને કોડીનાર થઈ દેલવાડામાં મુકામ કર્યો અને ત્યાંથી થોડા માણસો લઈ દીવ ગયો ત્યાં મલિક અયાઝના બીજા પુત્ર મલિક તોઘાને સુલતાનની કદમબોસી કરી, અને દીવના ઉપરીનું પદ મેળવ્યું સોરઠનું ઉપરીપણું કિવામઉલ્મુલ્ક અને મુજાહિદખાનને આપવામાં આવ્યું[73] બહાદુરશાહ દીવમાં એક માસ રહી મોજ કરી, તળાજા થઈ ઘોઘાને રસ્તે રાજધાની તરફ ઊપડ્યો રસ્તામાં મેવાડના રાણાનો પુત્ર ભેટ લઈ સુલતાનની મુલાકાતે આવ્યો હતો તે મળ્યો એને ચોમાસું રાખી લઈ ચિતોડ પાછો મોકલ્યો અને પોતે ચાંપાનેરમાં આરામ ભોગવ્યો આ દરમ્યાન પણ (હિ ૯૩૪) ત્રણ દિવસ ખંભાત જઈ આવી ત્યાંથી પાછો રાજધાનીમાં આવી, ત્યાંથી સુરત જઈ રાંદેર થઈ પાછો આવ્યો[74]

## 'બહાદુરશાહી ઝડપ'

ચોમાસું રાજધાનીમાં ગાળી સુલતાન પાછો દીવ ગયો અને ત્યાંથી એક રાતની ઘોડા ઉપર સતત મુસાફરી કરી ખંભાત આવ્યો ખંભાતમાં

ઉપજાવે એવી છે સિકંદરીમાં પહેલી હકીકત ખૂબ વિગતથી આપેલી છે આ બધી તવારીખો સલ્તનતના છેવટના ભાગમાં લખાયેલી છે અને લગભગ બધાએ તારીખે બહાદુરશાહીના લેખના ઉતારા કર્યા છે સિકંદરીએ તો ઘણે સ્થળે એ ગ્રંથનો આભાર સ્વીકારેલો છે જોકે આ હકીકતમાં એના નામનો ઉલ્લેખ નથી અરબી ઇતિહાસ પણ આબરૂદાર ગ્રંથ ગણાય છે, એટલે આ બાબતમાં શો ગોટાળો છે તે નક્કી થઈ શકતું નથી બીજા કિસ્સાઓમાં સિકંદરી વારંવાર બહાદુરશાહીના સ્પષ્ટ ઉલ્લેખો કરે છે તેથી અહીં સિકંદરીનું લખાણ ગ્રહણ કર્યું છે ગુ નો અરબી ઇતિહાસ ગ્રં ૧ પૃ ૧૫૦ આ માટે સર ડેનિસન રોસ Melancholia શબ્દ વાપરે છે અને ટીકા કરે છે કે જે માટે સિકંદરી ખૂબ વખાણ કરે છે તે માટે આ ગ્રંથ ચાર વાક્યોમાં પતાવે છે

૭૨ સિકંદરી ગુ ભા પૃ ૨૪૦-૪૧

૭૩ એજ પૃ ૨૪૧

૭૪ એજ પૃ ૨૪૧

થોડા દિવસ રહી વહાણમા ઘોઘે ગયો ને ત્યાથી ફરીથી દીવ ગયો ત્યા બે જ દિવસ રહી સમુદ્ર રસ્તે પાછો ખભાત આવીને ચાપાનેર તરફ જતા રસ્તામા વાગરામા લશ્કર સાથે મુકામ કર્યો. અહીં એણે ભરૂચનો કિલ્લો બાધવાનો હુકમ કર્યો અને કપડવજ થઈ ચાપાનેર ગયો બહાદુરશાહની આવજા અને ઝડપી મુસાફરીથી એ વખતે અટકચા વગરની ઝડપી મુસાફરી કરે તેને 'બહાદુરશાહી ઝડપ' કહેતા[૭૫] આ સુલતાનની ઝડપ એની સાથે જ ચાની ગઈ. જેટલી ઝડપથી એણે દેશો જીત્યા અને સામ્રાજ્ય વધાર્યાનો ગર્વ કર્યો તેટલી જ ઝડપથી એ સામ્રાજ્યની પડતી થઈ અને જિતાયેલા દેશો તો એની 'ઝડપ' સાર્થક કરે એટલી ઝડપથી જતા રહ્યા[1] કપડવજના મુકામ દરમ્યાન બહાદુરશાહ ડુગરપુરનો મુલક તારાજ કરવા પણ ગયો હતો અને ત્યાના રાજાની તાબેદારી મેળવી, પાટણ જઈ પોતાના વડવાઓની કબરોની ઝિયારત કરી આવ્યો હતો[૭૬]

## ભરૂચનો કિલ્લો બધાવ્યો

ભરૂચનો કિલ્લો બાધવાનો ઉલ્લેખ ઉપર જોયો ઈ સ ૧૫૨૮ના મેની ૨૦ મીએ (હિ ૯૩૪, રમજાન ૧ લી) સુલતાન એ કિલ્લાનુ બાધકામ જોવા ગયો ઈ સ ૧૫૩૩ના મક્કી દરવાજેથી મળેલા લેખમા આ કિલ્લો બધાઇ રહ્યાનો ઉલ્લેખ છે. એ જોતા એને બધાતા પાચ વર્ષ થયા છે લેખમા કહે છે કે 'આ લોખડ જેવા મજબૂત કિલ્લા અને ખાઇનું બાધકામ, સુલતાન બહાદુરશાહ જેનુ રાજ્ય અમર તપો, મુહમ્મદખત્રીનો પુત્ર મોટાખાન ખકન અલપખાન, જે શેખજીના નામથી પ્રસિદ્ધ હતો, તેના હુકમથી અને અબુમુહમ્મદ બિન ખુત્રૈન્દનના હુકમથી થયુ છે બધાયાની તારીખ ૧લી રબીઉલઅવ્વલ હિ ૯૪૦ (૨૦ સપ્ટેંબર ૧૫૩૩) આ અલપખાનની જાગીર ભરૂચ પાસે હતી એટલે એને આ કામ સોપાયુ હશે એનું વર્ણન મહમૂદ ત્રીજાના પ્રકરણમા કરીશુ[૭૭] ભરૂચના કિલ્લાની દીવાલનું બાધકામ જોવા એક વાર સુલતાન પોતે ગયો હતો ત્યાથી ખભાત આવ્યો ત્યારે એવા સમાચાર મળ્યા કે દીવમા કિવામ-

---

૭૫ એ જ પૃ ૨૪૨ આ ઝડપનો ઉલ્લેખ માત્ર સિક્દરીમા જ છે અને તે સૂચક છે

૭૬ એ જ પૃ ૨૪૨ ડુંગરપુરથી અહમદનગર આવીને પાટણ ગયો અહીં સિક્દરી એક વિચિત્ર હકીકત એવી લખે છે કે ડુંગરપુરનો રાજા શરણે આવ્યો હતો, પરંતુ સુલતાને આસપાસના જમીનદારોનો મુલક તારાજ કર્યો એ જમાનાની સત્તાઓની આ એક વિચિત્રતા છે

૭૭ પ્રો કોમિસેરિયેટનો ગુ નો ઇતિહાસ, પૃ ૩૩૬ ૩૭ લેખની વિગત એમા ભરૂચના કાજી સાહેબે પૂરી પાડેલી છે

ઉલ્મુલ્કે ફિરંગીઓનાં વહાણ પકડયાં છે. આ સાંભળીને પોતે દીવ ગયો અને કેદ પકડાયેલા ફિરંગીઓને મુસલમાન બનાવી છોડી મૂકયા. ત્યાંથી ખંભાત પાછો આવી ચાંપાનેર ગયો.[૭૮]

## દક્ષિણના વિજયો

ઈ. સ. ૧૫૨૮–૩૦ના સમયમાં ખાનદેશમાં બહાદુરશાહની બહેન રાજે રૂકૈયાનો અને આદિલખાનનો પુત્ર મુહમ્મદશાહ ફારુકી સત્તા ઉપર હતો ત્યારે વરાડના ઇમાદઉલ્મુલ્ક ઉપર બીડરના ખુદાવંદખાનની સહાયથી અહમદનગરના બુરહાન નિઝામશાહે ચડાઇ કરી હતી. ખાનદેશના મુહમ્મદ ફારુકીએ ઇમાદઉલ્મુલ્કની વિનંતિથી પોતાના મામા ગૂજરાતના સુલતાનની સહાય માંગી.[૭૯] ગૂજરાતના સુલતાનનું વર્ચસ્ આ સમયે આખા હિંદુસ્તાનમાં ઊંચું હતું. આ વિનંતિના ઉત્તરમાં બહાદુરશાહ લશ્કર લઇ ચાંપાનેરથી નીકળી વડોદરે આવ્યો અને ત્યાં મુકામ નાંખી વધુ લશ્કર ભેગું કરવા માંડયું. તારીખે બહાદુરશાહીનો કર્તા હુશામખાન લખે છે કે હું એ વખતે ખંભાત બંદરનો દરોગો હતો અને મારા ઉપર પણ સુલતાનનો હુકમ આવ્યો હતો, અને નજરે જોનાર તરીકે હું બધી હકીકત લખું છું.[૮૦] વડોદરેથી લશ્કર દક્ષિણ તરફ ઊપડયું ત્યારે ઇમાદઉલ્મુલ્કનો પુત્ર જાફરખાન પણ વિનંતિ કરવા જાતે આવીને મળ્યો, અને ઘણું મોટું લશ્કર નંદરબાર પહોંચ્યું.[૮૧] ત્યાં બહાદુરશાહનો ભાણેજ મુહમ્મદશાહ અને ઇમાદઉલ્મુલ્ક પણ એની સેવામાં હાજર થયા. ત્રણે રાજ્યોનાં લશ્કરોએ દોલતાબાદનો કિલ્લો જે નિઝામશાહનો હતો તેને ઘેરો ઘાલ્યો, પરંતુ એમાં એમને સફળતા મળી નહિ. નિઝામશાહ અને એના બીજા દક્ષિણી સહાયકોએ પોતાના એલચીઓ મસલત માટે મોકલ્યા અને

---

૭૮: સિકંદરી ગુ. ભા. પૃ. ૨૪૨-૪૩. તબકાતે અકબરી, પૃ. ૩૪૪. ફિરિસ્તા કહે છે કે બધા ફિરંગીઓને સુન્નત કરાવી. પોર્ટુગીઝો આ વાત કબૂલ નથી કરતા અને એમણે વિરોધ કરવાથી મુસલમાન ન બનાવ્યા ને છોડી મૂકયા એમ લખે છે.

૭૯: સિકંદરી પૃ. ૨૪૩ ૨૪૪

૮૦: એ જ પૃ. ૨૪૪. એ લેખક એક લાખનું સવારોનું લશ્કર અને ૯૦૦ હાથી હતા એમ લખે છે, પણ એ અતિશયોક્તિ લાગે છે. ત્રણે મિત્રોનું લશ્કર ભેગું થઈ કદાચ એટલું હશે. બીજા ૩૦૦ હાથી માત્ર લખે છે.

૮૧: તબકાતે અકબરી પૃ. ૩૪૫, ૩૪૬માં અહીં એક મહત્વની વાત નોંધે છે કે વડોદરામાં બહાદુરને ખાસ રોકાવું પડયું અને લશ્કર ભેગું કરતા બહુ વિલંબ થયો જેથી જાફરખાનને દક્ષિણથી ગૂજરાતમાં આવવું પડયું. તબકાત લખે છે કે આ વખતે સાંગા રાણાનો ભત્રીજો, બીજા મોટા રજપૂત સરદારો, અને કેટલાક દક્ષિણી સરદારો પણ બહાદુરના લશ્કરમાં જોડાયા.

બહાદુરશાહ પણ વખત વિચારી ઘેરો ઉઠાવી ગૂજરાત પાછો ફર્યો [૮૨]

પરંતુ આ સુલેહનું થીગડું લાંબું ચાલ્યું નહિ અને ઈ સ ૧૫૨૯ની વર્ષાઋતુ પછી બહાદુરશાહ ફરી લશ્કર લઈ દક્ષિણ તરફ ગયો આ વખતે બાગલાણના રાજા બહરજીએ પોતાની એક સ્વરૂપવતી બહેન સુલતાનને પરણાવી અને બીજી બહેન એના ભાણેજ મુહમ્મદ ફારુકીને પરણાવી. બહાદુરશાહે બહરજીને બહરખાનનો ઇલકાબ આપી પોતાના તરફથી ચેઉલ બંદર તરફનો મુલક તારાજ કરવા મોકલ્યો અને પોતે લશ્કર લઇ અહમદનગર તરફ ગયો અહમદનગર શહેર ખાલી થયું અને આસપાસનો ભાગ તારાજ કરવા હુકમ કર્યો આ વખતે ઇમાદઉલ્મુલ્ક અને નિઝામખાન વગેરે એના વિરોધીઓ વચ્ચે સમાધાન થવાથી અહમદનગર અને બીડરમાં પોતાની તાબેદારીના સ્વીકારચિહ્નરૂપે મસ્જિદોમાં પોતાના નામનો ખુતબો પઢાવી બહાદુરશાહ પાછો ફર્યો [૮૩] દક્ષિણના દેશોમાં ગૂજરાતનું નામનું આધિપત્ય થયું

## બહાદુરશાહ અને શાહ તાહીર

દક્ષિણના વિજયો પછી બહાદુરશાહની બીજી દોડધામનું વર્ણન કરતાં પહેલાં એ વિજયો બાદ થોડો સમય ગયા પછી (ઈ સ ૧૫૩૧માં) દક્ષિણને લગતા એક પ્રસંગનું રમૂજી વર્ણન જોવા જેવું છે બુહરાન નિઝામશાહનો ઉલ્લેખ ઉપર કર્યો એનો એક પ્રધાન શાહ તાહીર નામનો હતો એ વાક્ચાતુર્ય અને રાજનીતિમાં નિષ્ણાત હતો, અને કવિ પણ હતો બહાદુરશાહ જ્યારે ફરી ખાનદેશમાં બુરહાનપુરમાં આવ્યો ત્યારે નિઝામશાહે એને પોતાના એલચી તરીકે મોકલ્યો [૮૪] બહાદુરશાહે પોતાના ગર્વમાં એલચીને કહેવડાવ્યું કે શાહ તાહીરે પોતાનો સંદેશો તખ્તની સામે ઊભા રહીને કહેવો અને પછી નિશ્ચિત જગા ઉપર બેસવું દરબારીઓએ આ વખતે ઊભા રહેવું શાહ તાહીરને આ જરા હલકું લાગ્યું અને બહમની મહારાજ્યમાંથી સ્વતંત્ર થયેલો રાજવી શું ગૂજરાતના સુલતાનની તાબેદારી કરે એમ પણ લાગ્યું પરંતુ આ વખતે એણે એક યુક્તિ કરી પોતાનો માલિક નિઝામશાહ જે

---

૮૨ સિકંદરી ગુ ભા ૨૪૭ આ રાજાના નામ જુદી જુદી રીતે સિકંદરીમાં લખ્યા છે બહરજેર અને બહરજી એમ લખે છે એ મુસલમાન સરદાર હોય એમ સમજાય છે ગુજરાતના અરબી ઇતિહાસમાં પૃ ૧૫૧માં આ રાજાને બહરામશાહ કહે છે, એટલે ખરું નામ સમજવું મુશ્કેલ છે

૮૩ સિકંદરી ગુ ભા પૃ ૨૪૫ ૪૮ આમાં ઘણું લખાણું છે, પણ તેની ગુજરાતના ઇતિહાસમાં જરૂર નથી તબકાત દક્ષિણના વિજયોને ટૂંકામાં પતાવે છે

૮૪ સિકંદરી ગુ ભા પૃ ૨૫૫

સાતહજાર સવાર સાથે ગુજરાતના સુલતાનને મળવા આવ્યો હતો તેને મંતોષ્યો. શાહ તાહીર પાસે પયગંબર સાહેબના જમાઇ અલીના હસ્તાક્ષરની એક કુરાને શરીફની નકલ હતી. એ પવિત્ર ગ્રંથને પોતાને માથે મૂકી એ બધા બહાદુરના દરબારમા દાખલ થયા. બહાદુરને આ ખબર પડતા જ એણે સિંહાસન ઉપરથી નીચે ઊતરી પવિત્ર ગ્રંથને માનપૂર્વક ત્રણ ચુમ્બન કર્યાં. એ વખતે નિઝામે બહાદુરશાહનો સત્કાર કર્યો અને બહાદુરે નિઝામશાહ તથા એના એલચીને યોગ્ય આસનોએ બેસાડ્યા.[૮૫] સિકંદરીનો લેખક કહે છે કે એલચીએ બહાદુરશાહને વીનવ્યું કે નિઝામઉલ્મુલ્કને શાહનો ખિતાબ આપી નિઝામ-શાહ કહેવો બહાદુરને લાગ્યુ કે એને જો શાહનો ખિતાબ આપીએ તો પોતામાં અને નિઝામમા ફેર શો? હાજરજવાબી તાહીરે ઉત્તર દીધો કે એથી તમે અમીરોના શાહ હતા તે શાહના શાહ થશો. બહાદુરનો ગર્વ આથી સંતોષાયો.[૮૬] આગળ ઉપર એક વાર કેટલાક ખુરાસાની વેપારીઓની બંદરી જકાત માફ કરાવવા શાહ તાહીરે બહાદુરશાહને અરજ કરી, અને બહાદુરે એને દીવમાં મલિક તુઘાન જે ગૂજરાતનો મીરે બહર હતો એને મળવા કહ્યુ. એમ કહેવાય છે કે મલિકે શાહ તાહીરને ઊભે ઊભે અરજ કરવા કહ્યું તેથી બહાદુરશાહને ગુસ્સો થયો હતો પરિણામે રૂપિયા ત્રીસ હજારની જકાત માફ કરી, હવે પછી જકાત નહિ લેવાનુ લખાણ કર્યું, અને શાહ તાહીરને સારી ભેટ આપી[૮૭] તાહીરશાહ કવિ હતો અને એ આવ્યો ત્યારે બહાદુર-શાહના દરબારમા શાહ મીર, શાહ કમાલુદ્દીન અશબાફ અને મીર અબુતુરાબ વલી આદિ વિદ્વાનો હાજર હતા.[૮૮] આ અબુતુરાબે ગૂજરાતનો એક નાનો ઇતિહાસ લખેલો છે.

---

૮૫: તારીખે ફિરિસ્તાનો લેખક જે પોતે દક્ષિણનો છે તેણે આ વિગતો આપેલી છે

૮૬ સિકન્દરી ગુ ભા પૃ ૨૫૫

૮૭ સિકન્દરી ગુ ભા. પૃ ૨૫૬. મલિક તુઘાને તાહીરને માન ન આપ્યુ તેના જવાબ મા કહ્યુ કે નિઝામઉલ્મુલ્ક જે બાદશાહનો ગુલામ છે તે તાહીરને માન નથી આપતો તો હું બાદશાહનો નિમકહલાલ નોકર શા માટે ઊભો થઈ માન આપુ? પ્રો કોમિસેરિયેટ એમના ઇતિહાસમા તાહીરની ઉપરની વાત નોંધે છે, પરતુ તુઘાન સાથેની વાતની નોંધ લેતા નથી પરતુ એમણે એક ટીકા ખરી કરેલી છે કે નિઝામશાહ બુરહાનનુ સ્વતન્ત્ર પદ તો ૧૪૯૦થી હતુ, એટલે ૧૫૩૧મા ગુજરાતના સુલતાન પાસે શાહની પદવી લેવાની વાત એ ગુજરાતી ઇતિહાસ લેખકોની માત્ર બડાઇ જ કહેવાય આ ટીકા સાચી છે તબકાતે અકબરીમા આ વાતનો ઉલ્લેખ મળતો નથી, પરતુ અહીં એક વાત ધ્યાનમા લેવાની છે કે ટૂંકા વખત માટે પણ બહાદુરે દક્ષિણના રાજ્યો ઉપર વિજય મેળવ્યો હતો.

૮૮. સિકંદરી ગુ ભા પૃ ૨૫૫

### બહાદુરશાહ ફરીથી દીવમાં

આ બનાવ દરમ્યાન બહાદુરશાહે જે ઝડપી દોડધામ કરી તેની નોંધ લેવા જેવી છે ઈ સ ૧૫૩૧મા એણે ચાપાનેરમા ચોમાસુ પસાર કરી વાગડ સામે લશ્કર મોકલ્યુ અને પોતે મહી નદીને કાંઠે ખાનપુરને રસ્તે થઈ ખંભાત ગયો અને ત્યાથી સમુદ્રમાર્ગે દીવ ગયો ત્યા પરદેશના વહાણોમા ઘણી જાતનો માલ આવેલો તેમાથી સુદર કાપડ અને બીજો પરચૂરણ માલ પોતાને માટે ખરીદ્યો આ વહાણોમા ૧૩૦૦ મણ ગુલાબજળ આવેલુ એમ સિકંદરી લખે છે બહાદુરે આ ગુલાબજળની ખરીદી કરી[૮૯] આ બધા વહાણોમા બે તુર્કી માણસો આવ્યા એક મુસ્તફા બિન બહેરામ અને બીજો ખાજા સફર સલમાની આ બન્ને પાછળથી મોટા અમીર થયા મુસ્તફા રૂમીખાન નામથી પ્રસિદ્ધ થયો[૯૦] એનુ વર્ણન આગળ કરીશુ વાગડ તરફ લશ્કર મોકલ્યા પછી દીવનુ કામ પતાવીને બહાદુર પોતે પણ એ તરફ ગયો અને ત્યા ડુંગરપુરના રાજા પૃથ્વીરાજે એની તાબેદારી સ્વીકારી પૃથ્વીરાજના કુવરે મુસલમાન ધર્મનો સ્વીકાર કર્યો બહાદુરશાહે વાગડનો મુલક નવા મુસલમાન થયેલા કુવર અને એના ભાઈ વચ્ચે વહેંચી આપ્યો આ કાર્યમા મેવાડના રાણા સાગાના પુત્ર રત્નસિંહ તથા વળી ડુંગરસી અને જાજરસીએ ભાગ લીધો હતો[૯૧]

### શત્રુંજય તીર્થનો ઉદ્ધાર

હવે સુલતાન બહાદુરશાહે કરેલા ગૂજરાતની સરહદની બહારના બીજા વિજયોનું વર્ણન કરતા પહેલા ગૂજરાતની સ્વતંત્ર બાદશાહીના સમયમા

---

૮૯ સિકંદરી ગુ ભા પૃ ૨૪૯ તબકાતે અકબરી પૃ ૩૪૭ તબકાત આ ગુલાબજળ દમાસ્કસથી આવેલુ એમ લખે છે અને ૧૩૦૦ ને બદલે ૧૬૦૦ મણ લખે છે તબકાતના ભાષાતરકાર બ્રિજેન્દ્રનાથ દે પૃ ૩૪૭ નોંધ ૪મા લખે છે કે ફિરિસ્તામા ૧૬૦૦ મણ ગુલાબજળ ખરીદ કર્યું એને બદલે ૧૬૦૦ મણ પિસ્તા અને કિસમિસ દ્રાક્ષ ખરીદ કર્યા એમ લખ્યુ છે, જોકે એ ઉમેરે છે કે કર્નલ બ્રિગ્ઝના તરજુમામા આ ઉલ્લેખ નથી તેમજ બીજા ગ્રંથોમા પણ નથી એમણે ફિરિસ્તાની ખાસ કોઈ નકલ જોઈ હશે?

૯૦ સિકંદરી ગુ ભા પૃ ૨૪૯ તબકાત પૃ ૩૪૭ ૪૮ આ બન્ને ગ્રંથો મુસ્તફા રૂમીનો ઉલ્લેખ કરે છે, ખાજા સફરનો કરતા નથી તુર્કો એમ બહુવચન વાપરે છે

૯૧ સિકંદરી ગુ ભા પૃ ૨૪૯ તબકાતે અકબરી પૃ ૩૪૮ તબકાત પૃથ્વીરાજને બદલે પાર્મેરામ (પરશુરામ) નામ લખે છે અને બીજી વિગતો લખે છે જે અહીં નકામી છે તબકાતનો તરજુમો કરનાર શ્રી દે મેવાડના રાણાનુ રતનસેન નામ એ ગ્રંથમા છે અને બીજા ગ્રંથો ખરુ નામ રત્નસિંહ લખે છે તે ઉપર ભાષાના અજ્ઞાનને લીધે ફરીથી વિચિત્ર ટીકા નોંધમા કરે છે પર પ્રાતના વિદ્વાનોની આવી વિચિત્રતા અગાઉ દર્શાવી છે

સાંસ્કૃતિક મહત્ત્વનો કહેવાય એવા એક બનાવની નોંધ લઈએ. મુસલમાની રાજ્યમાં મંદિરો તોડી પાડવામાં આવતાં હતાં ત્યાં નવાં બાંધવાની રજા તો ક્યાંથી મળે? કોઈ વાર સુલતાન સારો હોય તો એના અમલદારો ધર્માંધ હોય ત્યારે વિરુદ્ધ ધર્મના પાળનારાઓને મુશ્કેલીઓ પડતી. કોઈ વાર સુલતાન ધર્માંધ હોય અને સ્થાનિક અમલદાર સમજુ હોય તો મુશ્કેલી ઓછી થતી. પરન્તુ બિનમુસલમાનોને પોતાના ધર્મપાલન અને યાત્રાઓ વગેરેને માટે અમલદારોની ખુશામત અને ભેટ લાંચ વગેરેમાં પુષ્કળ ખર્ચ કરવું પડતું. જૈન જેવી ધનવાન કોમના ધર્મસ્થાનોમાં પણ આ મુશ્કેલીઓ પડતી હતી.[૯૨] જૈનોનું એક મોટામાં મોટું ગણાતું મહાતીર્થ સૌરાષ્ટ્રમાં શત્રુંજય પર્વત ઉપર હતું. ત્યાંના મુખ્ય મંદિરને શરૂઆતમાં મુસલમાનોએ નષ્ટ કરી ખંડિત કરેલું. તેનો ઉદ્ધાર અલ્લાઉદ્દીનના સમયમાં અલપખાનને ખુશી કરી પાટણના સમરાશાહે કરાવેલો. તે પછી એ તીર્થનું મુખ્ય મંદિર ફરીથી ખંડિત થયું. એ ક્યા ગૂજરાતી સુલતાનના સમયમાં થયું એનો સ્પષ્ટ ઉલ્લેખ મળતો નથી,[૯૩] પરંતુ સુલતાન બહાદુરશાહના સમયમાં મેવાડના કર્માશાહે બહાદુરશાહ પાસેથી એ તીર્થના ઉદ્ધારનું ફરમાન મેળવી યાત્રાની સરળતા કરાવી હતી એ ગૂજરાતના મુસલમાન સમયના ઇતિહાસમાં એક નોંધપાત્ર બનાવ કહી શકાય.

---

૯૨ બ્રાહ્મણધર્મ હિંદુ સમયમાં રાજધર્મ હતો. પણ મુસલમાન સમયમાં એના તીર્થોનો બચાવ થઈ શક્યો નહિ અને એ ધર્મના અનુયાયીઓ બહુમતીમાં હોવા છતાં પૈસા ખરચી શકે તેમ ન હોવાથી એના જીર્ણોદ્ધાર એ સમયે થયા લાગતા નથી.

૯૩ શ્રી જિનવિજયજી સંપાદિત શત્રુંજયતીર્થોદ્ધાર પ્રબંધમાં મુનિશ્રીએ તીર્થનું વર્ણન અને પ્રબંધનો ઐતિહાસિક સારભાગ પ્રસ્તાવનામાં આપ્યો છે. એમાં લખે છે કે એ તીર્થમાં એક ઝાડ નીચે એક અંગારશાહ નામના ફકીરની કબર છે. તે માટે એવી દંતકથા છે કે એ ફકીરે ભૂતની સાધનાથી શ્રી આદિનાથની પ્રતિમા ઉપર ઉત્પાત મચાવ્યો હતો. પૂજારીઓએ એને માર્યો ત્યારે એ પોતે ભૂત થઈ બધાને સતાવતો. પછી ત્યાં કબર કરી ક્રિયા કરી એને શાંત કર્યો. કર્નલ ટૉડ લખે છે કે કાંઈ અનિષ્ટ બન્યું હોય તો એ અપમાન ઢાંકવા માટે હિંદના લોકો આવી વાતો જોડી કાઢવા માટે બહુ નિષ્ણાત છે. કેટલાક એમ માને છે કે (જુઓ શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ પૃ. ૧૬, ૧૭) અલ્લાઉદ્દીનના સમયમાં થયેલા નાશ પછી ફરી નાશ ન થાય તે માટે આ નામની કબર કરીને મુસલમાન આક્રમકોને સંતોષવા આ યુક્તિ કરેલી છે. હવે આ તીર્થોદ્ધારપ્રબંધ વિ. સં. ૧૯૭૩માં સંપાદિત કર્યા પછી શ્રી જિનવિજયજીએ જૈન સાહિત્ય સંશોધક નામના ત્રિમાસિકમાં તપાગચ્છની બૃહત્ પટ્ટાવલી સંપાદિત કરી છે. તેમાં શ્રીઆનંદવિમલસૂરિ પાટ ઉપર હતા ત્યારે વિ. સં. ૧૫૮૩ પછી બનેલી એક વાત લખી છે તે વિચારવા લાયક છે. લખાણ જૂની ગુજરાતીમાં છતાં અહીં એનો ગુજરાતી સાર લીધો છે. ગૂજરાત દેશમાં અણહિલ્લ

## કર્માશાહ અને બહાદુરશાહ–શત્રુંજય તીર્થે ગયેલો જૈન સંઘ

શત્રુંજય ઉપરના ભગવાન આદિનાથના મુખ્ય મંદિરની પ્રશસ્તિ ઉપરથી અને વિવેકધીરગણિના શત્રુંજયતીર્થોદ્ધારપ્રબંધ ઉપરથી આ જીર્ણોદ્ધારની રસમય વિગતો મળે છે. મેવાડમાં ઓસવાળ જ્ઞાતિના તોલાશાહનો પુત્ર કર્માશાહ નામે ધનવાન વેપારી હતો અને એનો કાપડનો વેપાર દેશાવરો ખાતે બહુ મોટો હતો એટલે એનું ઉપનામ 'દોશી' હતું. તોલાશાહને શત્રુંજય તીર્થનો ઉદ્ધાર કરવાની તીવ્ર અભિલાષા હતી, પણ તે પાર ન પડી.

---

પત્તન પાસે કુણગિરિ (?) નગરીમા શ્રીમાળી લઘુ શાખાનો (દશા શ્રીમાળી) અડાલજા ગોત્રનો સો. માણસી રહેતો હતો. એની સ્ત્રી કોડાઈ નામની ઘણી જ સુદર હતી, તે જોવામા આવતા શેરશાહ મોહિત થયો અને એને દરબારમા રાખી. એક વાર પોતાના ધર્મ પ્રમાણે કોડાઇ પાઠ પૂજા કરતી હશે ત્યારે શેરશાહ આવી પહોચ્યો ને શું કરે છે એમ એને પૂછ્યુ ત્યારે એણે ઉત્તર દીધો કે "તસબી પઢતી હુ". શેરશાહે પૂછ્યુ "કિણકે નામકી?" કોડાઇએ કહ્યુ, "મેરે પીરકે નામકી". શેરશાહે ફરી પૂછ્યું કે "ઉનકી જમી અસ્થલ કિહા હૈ?" કોડાઇએ કહ્યુ, "શોરઠદેશિ હૈ, શત્રુંજય પહાડઇ રહઇ છઇ" જ્યારે શેરશાહ લશ્કર લઇ મહેસૂલ ઉઘરાવવા નીકળ્યો ત્યારે સ્ત્રીનો પ્રેર્યો પાલીતાણે આવી પડાવ નાખ્યો અને પોતે, કોડાઈ, તથા એનો ચમ્મર ઢોળનાર વિલાતી ફકીર અગાર શાહ નામે હતો તે, એમ ત્રણ જણ પર્વત ઉપર ગયા. ત્યા શ્રી ઋષભનાથના દર્શન કરી કોડાઇએ કહ્યુ, આ મારા પીર છે શેરશાહે ત્યા સોનામહોરોનો ઢગલો કર્યો. મહામ્લેચ્છ અગારશાહ આ દેખીને બહુદ્વેષી થયો અને બોલ્યો કે "ઓરતકે લિયે ચિકથેને કાફિરાણા કિયા! પૂતલેકુ પાય લગા." હવે શેરશાહ અને કોડાઈ નીચે ઊતરી ગયાં અને અગારશાહ બહાનુ કાઢી પાછળ રહ્યો અને મૂર્તિ ઉપર ગુર્જ નાખી આસાતના કીધી. પછી તીર્થરક્ષક દેવ કોપ્યા અને એનુ મરણ થયુ. બીજી વિગતો લખી છે તે અહીં ઉપયોગી નથી. પરતુ અહીં અગારશાહની વાત અને કોડાઈના પતિનુ ગોત્ર ને ગામ સાથે વર્ણન છે. શેરશાહ કયો તેનો પત્તો તવારીખોમાથી લાગતો નથી. પરતુ આ વાતમા કાઇ સત્ય હોય તો એ કોઇ ભાગનો સૂબો હશે વળી આ બનાવ વિ સ ૧૫૮૩મા કહે છે જ્યારે નવી પ્રતિષ્ઠા ૧૫૮૭મા થઈ છે એટલે સુલતાન મુઝફ્ફરશાહ બીજાના સમયમા એની ભલાઇને લીધે અધિકારીઓ ફાવે તેમ વર્તતા અને રસ્તા ભયવાળા થઈ ગયા હતા એ સમયનો લાભ કોઈ અધિકારીએ લીધો હોય એમ સભવ છે મૂર્તિની ફરીથી પ્રતિષ્ઠા બહાદુરશાહના સમયમા થઇ, એટલે ગૂજરાત સલ્તનતના સમયમા મૂર્તિ ખડિત થઈ હતી એટલુ તો સત્ય છે. અને તે માટે મહમૂદ બેગડાના સમય કરતા મુઝફ્ફર બીજાનો સમય વધારે અનુકૂળ હતો એમ લાગે છે. (જુઓ તપાગચ્છ બૃહત્ પટ્ટાવલી જિનવિજયજીસંપાદિત, પુ. ૧, અ. ૩, પૃ. ૫૩.) આ સપાદન વિ સ ૧૯૭૭મા એટલે પ્રબધ કરતા પાચ વર્ષ પછી થયુ છે. આ માટે વધારે સશોધનની જરૂર છે ચાપાનેરમા જૈન સઘ સારો હતો અને સોમધીરગણિ ત્યા રહેતા હતા. જુઓ શ.તી પ્રબન્ધ, પૃ ૫૬ તપાગચ્છની એક પટ્ટાવલી સસ્કૃતમા ગૂજરાતી ભાષાતર અને વિવરણ સાથે શ્રી કલ્યાણવિજયજીએ સપાદિત કરી છે એમા અગારશાહનો પ્રસગ લખ્યો જ નથી એટલે આ હકીકત સત્ય છતા કેવી રીતે ને કોને હાથે બની છે તેમા વધારે સશોધન થવાની જરૂર છે.

પરંતુ એના સર્વથી નાના પાંચમા પુત્ર કર્માશાહના ભાગ્યમાં એ લખાયેલું હતું. પ્રબંધકાર કહે છે કે સુલતાન મુઝફ્ફરના સમયમાં જ્યારે શાહજાદો બહાદુરખાન ચિત્તોડ ગયો હતો ત્યારે કર્માશાહે એની સાથે મૈત્રીનો સંબંધ બાંધીને એણે ખરીદેલા કાપડના પૈસા ન લીધા અને ઉપરથી લાખ રૂપિયા એને બિનશરતી આપીને મદદ કરી. શાહજાદાએ ખૂબ આનાકાની સાથે આ સહાય સ્વીકારી પોતાને ગૂજરાતનું રાજ્ય મળશે ત્યારે એનો બદલો વાળવાનું વચન આપ્યું અને કર્માશાહે પણ કહ્યું કે એવો સમય આવે તો ધર્મસ્થાનના ઉદ્ધારમાં સહાય કરવાનું રહ્યું, અને એ સિવાય બીજા કોઈ બદલાની ના પાડી. બહાદુરશાહને જ્યારે ગૂજરાતનું રાજ્ય મળ્યું ત્યારે કર્માશાહ સુલતાનને મળવા ચાંપાનેર આવ્યા અને બહાદુરે મિત્ર કહી એનો ભારે આદરસત્કાર કર્યો. કર્માશાહે ચાંપાનેરમાં જૈન મંદિરો અને ઉપાશ્રયોની વંદના કરી અને ત્યાં વિદ્વાન જૈન યતિ શ્રીસોમધીરગણિ રહેતા હતા તેમની પાસે ધર્મોપદેશ માટે નિત્ય જતા.[૯૪]

કર્માશાહે બહાદુરશાહને પહેલાંના વચનની યાદ આપી શત્રુંજયતીર્થનો ઉદ્ધાર કરવા માટે બધી જાતની સગવડની માગણી કરી અને બાદશાહે એને એ પ્રમાણેનું ફરમાન લખી આપ્યું. ફરમાન લઈ કર્માશાહ સ્વાદિ લઈને સંઘના રૂપમાં, રસ્તામાં અનેક પ્રકારનાં દાન કરતા ખંભાત આવી પહોંચ્યા. ખંભાતના જૈનોએ સત્કારપૂર્વક કર્માશાહનો નગરપ્રવેશ કરાવ્યો અને ત્યાં શ્રીવિનયમંડન પાઠકને નમસ્કાર કરી સ્તંભનકપાર્શ્વનાથ આદિ મંદિરોની વંદના કરી. ખંભાતમાં થોડા દિવસ રહી ત્યાંથી સંઘ પાલીતાણા તરફ ઊપડ્યો. ઘણા સાધુ સાધ્વીઓ વગેરે સંઘમાં જોડાયા.[૯૪] સૌરાષ્ટ્રમાં એ સમયે મુજાહીદખાન સૂબો હતો.[૯૫] એને વિધર્મીના મંદિરનો ઉદ્ધાર થાય એ પસંદ નહોતું, પરંતુ બાદશાહનું ફરમાન હતું એટલે બીજો ઉપાય નહોતો. કર્માશાહે સૂબાને પણ દ્રવ્યાદિથી પ્રસન્ન કર્યો. સૂબાને બે કારભારીઓ રવિરાજ અને નૃસિંહ નામના હતા. એ જૈન હતા એટલે આ કાર્યમાં સહાયતા પણ મળી. વિનયમંડન પાઠકે પોતાના બે શિષ્યો વિવેકમંડન અને વિવેકધીર નામના જે શિલ્પશાસ્ત્રમાં નિષ્ણાત હતા તેમને જીર્ણોદ્ધારના કાર્યમાં

---

૯૪ શ. તી. પ્રબંધ, પૃ. ૫૭-૫૮

૯૫ બહાદુરશાહે કિવામુલ્મુલ્ક અને મુજાહિદખાનને દીવ અને સોરઠના અધિકાર ઉપર નીમ્યા હતા એમ તવારીખો કહે છે. ગુજરાતના અરબી ઇતિહાસમાં એને મુજાહિદખાન ભીલીમ કહ્યો છે અને જૂનાગઢનો સૂબો કહ્યો છે અને ભીહલીમ કે ભલીમ એટલે બહુ જાડો માણસ એમ સિકંદરીમાં જેવી નોંધમાં લખે છે.

નિયુક્ત કર્યાં બીજાં નાના કાર્યો બીજા યતિઓને સોંપ્યા સ્થપતિસૂત્રધાર તરીકે અમદાવાદના કોથાના પુત્ર વિરુપા, અને સૂત્રધાર ભીમા, ૬ તેના અને ૬ વછાને સોનાપ્યા હતા તે ઉપરાંત ચિત્તોડથી ઘણા સ્થપતિઓ પણ આવ્યા હતા[૯૬] મંદિરનું કામ પૂરુ થયા પછી વિ સં ૧૫૮૭ ના ચૈત્ર વદ ૬ ને રવિવારે શ્રીવિદ્યામંડનસૂરિએ પ્રતિષ્ઠા કરાવી,[૯૭] જૈન સમાજમા દેશ ભરમા મોટો આનંદઉત્સવ વર્તી રહ્યો, અને કર્માશાહે ખૂબ ધન વાપરી મોટા ઠાઠથી પ્રતિષ્ઠા કરી સ્થપતિ કારીગરોને સુવર્ણના અલંકારો અને દ્રવ્ય આપ્યુ[૯૮] બીજા આવનારાઓનો વસ્ત્રાદિથી સત્કાર કરી યોગ્ય હોય તેમને પુસ્તકો પણ આપ્યા કોઈ યાચક પણ દાન વિના ગયુ નહોતું, જે દર્શને જતું વિધર્મી રાજસત્તાને લીધે ઘણી મુશ્કેલી અને ઘણું દ્રવ્ય ખર્ચવુ પડતુ તે બધુ સરળતાથી વિના ખર્ચે સમાજને પ્રાપ્ત થયુ મુસલમાન સમયમા જે શકય નહોતું ગણાતું તે શક્ય બનાવી કર્માશાહે પોતાનું નામ અમર કર્યું[૯૯]

## કર્માશાહે કરેલા તીર્થોદ્ધારની પ્રશસ્તિ

મુસલમાન સમયના ઇતિહાસમા આ પ્રસંગનું સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વ છે એટલે જીર્ણોદ્ધારની પ્રશસ્તિનો મુખ્ય ભાગ આપવો ઉચિત છે એ પ્રશસ્તિ વિ સં ૧૫૨૯મા અમદાવાદમા જન્મેલા અને વિમલપ્રબંધ આદિ કાવ્યોના સુપ્રસિદ્ધ કવિ લાવણ્યસમયે રચાવી છે અને વિવેકધીરગણિએ લખી છે

॥ ओं स्वस्ति श्रीगूर्ज्जरधरित्र्यां पातसाह श्रीमहिमूदपट्टप्रभाकर पातसाह श्रीमदापरसाहपट्टोद्द्योतकारक पातसाह श्री श्री श्री श्री श्री बादसाह विजय राज्ये । संवत् १५८७ वर्षे राज्यव्यापारधुरंधर खान श्रीमझादखान व्यापारे श्री-शत्रुञ्जयगिरौ श्रीचित्रकूटवास्तव्य दो० करमाकृत-सप्तमोद्धारसत्का प्रशस्तिर्लिख्यते ॥ આ પછી કર્માશાહનુ વર્ણન વગેરે શરૂ થાય છે તેમા ઉપયોગી શ્લોક આ પ્રમાણે છે, કર્માશાહ મેવાડથી ગુજરાતમા આવે છે

---

૯૬ પ્રબંધમા આખી પ્રશસ્તિ આપી છે તેમા બધી વિગત છે મુસલમાન અમીરોના કારભારીઓ હિંદુઓ હતા એ સૂચક છે

૯૭ લેખમા વૈશાખ મહિનો છે તે પુનમિયા મહિના પ્રમાણે છે, આપણો ચૈત્ર થશે

૯૮ સોનાની જનોઈઓ વગેરે અલંકારો આપ્યા હતા

૯૯ શ્રી ગૌરીશંકર ઓઝાના ઉદયપુર રાજ્યના ઇતિહાસમા પૃ ૩૬૧મા કર્માશાહને રાણા રત્નસિંહનો મંત્રી કહે છે પ્રશસ્તિમા એવુ કાંઈ નથી પ્રશસ્તિ વધારે વિશ્વસનીય છે એમણે એ લેખનો ઉલ્લેખ કર્યો છે, પણ તે અધ્ધર જ કરેલો છે એ કહે છે કે રાણા રત્નસિંહની લાગવગથી બહાદુરે ફરમાન આપ્યુ હશે પરંતુ સમકાલીન લેખક અને પ્રશસ્તિ માનવા યોગ્ય છે

तत्रास्ति श्रीधराधीश श्रीमद्बाहदरो नृप ।
तस्य प्राप्य स्फुरन्मान पुण्डरीके समाययौ ॥ २६
राज्यव्यापारधौरेय पानश्रीमान्मजादक ।
तस्य गेहे महामन्त्री रत्नाख्यो नरसिंहक ॥ २७
तस्य सन्मानमुत्प्राप्य बहुवित्तव्ययेन च ।
उद्धार सप्तमस्तेन चक्रे शत्रुञ्जये गिरौ ॥ २८

यत्कर्मराजेन कृते सुकार्यमन्यन केनाऽपि कृत हि तन्नो ।
यन्म्लेच्छराज्य[ऽपि नृपा]ज्ञयैवोद्धार कृत सप्तम एव येन ॥ ३१॥

પ્રશસ્તિ ॥ અંતભાગમા લખે છે કે

श्रीशत्रुञ्जयतीर्थोद्धारे कर्मम[य]मानिध्यकारक सा० जरता भा० बाइ चाम्पू पुत्र नाया भ्रातृ कोना । अहमदावादवास्तव्य सूत्रधार कोलापुत्र सूत्रधार विद[पा] सू० मीमा ठ० वेला ठ० वद्या ॥ એ પછી ચિત્રકૂટ–ચિત્તોડથી આવેલા સ્થપતિઓના નામો લખે છે પછી પ્રશસ્તિકારનું નામ આવે છે

पडितविवेकधीरगणिना लिखिता प्रशस्ति ॥ पूज्य प० समयरत्नशिष्य प० लावण्यसमयल्लिसध्य श्रीआदिदेवस्य प्रणमतीति भद्रम् ॥ श्री ॥ એ પછી ઠા ઉર પતિ, હાસા, મૂના, કૃષ્ણા, કાલ્હા, હરી અને સૂ० માધવ તથા બાડુના નામો પણ છે

એ પ્રશસ્તિના કર્તા કવિ લાવણ્યસમય અમદાવાદમા નદીની પાસે આવેલ અજદરપુરના વતની હતા આ ઉદ્ધારનો પ્રબધ લખનાર વિવેકધીર ગણિએ એ પ્રશસ્તિ લખી આપી એનો અર્થ એ કે પથ્થરમા કોતરવા લાયક અક્ષરોમા લખી વિવેકધીરગણિ પોતે જ વાસ્તુ અને સ્થાપત્યશાસ્ત્રના નિષ્ણાત હતા અને એમના ગુરુ વિદ્યામડનસૂરિએ અને ગુરુભાઈ વિવેકમડને એમને આ ઉદ્ધારના વ્યવસ્થાપક ઇજનેર તરીકે નીમ્યા હતા એ બધા કર્માશાહ અને એના પિતા તોલાશાહના ગુરુ ધર્મરત્નસૂરિના શિષ્યોમા ગણાતા હતા, અને ઉદ્ધારની પ્રેરણા એ ગુરુએ કરી હતી કર્માશાહે કરેલા ઉદ્ધારની પ્રતિષ્ઠામા જે મૂલનાયકની મૂર્તિની સ્થાપના કરી તે આજ સુધી બિરાજિત છે આ પ્રમાણે આ ઉદ્ધારનો આખોયે પ્રસગ ગુજરાત સલ્તનતના ઇતિહાસમા એ સમય અને મુસ્લિમ સયોગોનો ખ્યાલ આપવા માટે મહત્ત્વનો છે કવિ લાવણ્યસમય અને પડિત વિવેકધીરગણિ બહાદુરશાહના સમકાલીન હોવાથી આ વર્ણનમાથી કવિત્વની અતિશયોક્તિ બાદ કરીએ તો એ સમયના બિનમુસલમાન સમાજનો સારો ખ્યાલ આવે છે

## માળવા જીતીને ખાલસા કર્યું

જ્યારે ગૂજરાતના જૈનસમાજમા ઉપર કહી એ પ્રવૃત્તિઓ ચાલી રહી હતી ત્યારે બીજી તરફ બહાદુરશાહની નજર માળવા પચાવી પાડવા તરફ વળી હતી ન્હવુ હોય તેને બહાના તો અનેક મળી આવે તેમ હતા. બહાદુરશાહનો ભાઈ ચાંદખાન માળવાના સુલતાન મહમૂદ બીજાને શરણે હતો એની માગણી બહાદુરે કરી અને મહમૂદે એની વિવેકપૂર્વક નાખુશી બતાવી[100] માળવાનો સુલતાન રાજદ્વારી કુનેહ વિનાનો અને અવિચારી હતો એના અમીરો એનાથી અસતુષ્ટ હતા એમા ફતેહખાન, આલમખાન, અને શરઝાખાન આદીને બહાદુર સાથે મળી ગયા[101] પૂર્વ માળવાના રાયસીનના રાજા સિલહદી (શલ્યહતિ)ના પુત્ર ભૂપતરાયે ગૂજરાતના સુલતાનને અરજ કરી કે માળવાના સુલતાનનો ઈરાદો રાયસીન જીતી લેવાનો છે મેવાડના રાણા સાગાના પુત્ર રત્નસિંહનો સંબંધ આ વખતે ગૂજરાતના સુલતાન સાથે સારો હતો એણે પોતાના એલચીઓ ડુગરસી અને ગાજરસીને મોકલીને કહેવડાવ્યુ કે મારા પિતાએ કરેલા ઉપકારો ભૂલી જઈને માળવાનો સુલતાન મેવાડના જિલ્લાઓ ઉપર ચડાઈ લાવે છે રાણો રત્નસિંહ અને સિલહદી કરજીઆગ મુકામે સુલતાનને આવીને મળ્યા અને સુલતાને તેમને ૩૦ હાથી, ઘણા ઘોડા અને જરીના ૧૫૦૦ ઝભ્ભા આપ્યા[102] રાણાના એલચીઓ સુલતાનના લશ્કર સાથે ગયા. આમ હિંદુ અને મુસલમાનોનું મોટુ લશ્કર લઈ સુલતાન માળવા ઉપર ચડયો આ ચડાઈમા પણ તવારીખે બહાદુરશાહીનો લેખક જાતે હાજર હતો અને પોતે નજરે જોયેલી વાત લખી છે એવો ઉલ્લેખ સિકદરીમા કરેલો છે[103]

આ બધુ લશ્કર ધાર પહોચ્યુ અને ત્યાથી માડુના કિલ્લાને ઘેરો ઘાલ્યો વ્યૂહરચનામા પોતાના ભાણેજ મુહમ્મદખાન આસીરીને અને અલપખાનને જુદી જુદી દિશાઓએ ગોઠવ્યા અને દક્ષિણ તરફનો ભાગ ભાલાવાળા કહે

100 સિકદરી ગુ ભા પૃ ૨૫૧ તબકાતે અકબરી પૃ ૩૫૨ આ બને ગ્રથો માળવાના સુલતાનનુ બહાદુર પાસે ન આવવાનુ આ કારણ છે અને ચાદખાનને સોપવો યોગ્ય નથી એમ કહે છે ત્યારે બહાદુર ફરી કહાવે છે કે ચાદખાનને હુ નથી માગતો પણ તમે પોતે મળવા આવો

101 સિકદરી ગુ ભા પૃ ૨૫૧ અને તબકાત પૃ ૩૫૦ નામોમા બન્ને ગ્રથોમા થોડો ફેર છે

102 સિકદરી ગુ ભા પૃ ૨૫૦ સિલહદી નામ ફારસી તવારીખકારો લખે છે અને શ્રી ઓઝા પણ લખે છે, પરતુ એમણે સાથે શલ્યહતિ એવુ નામ આપેલુ છે

103 સિકદરી ગુ ભા પૃ ૨૫૧

વાતો હતો તે હિંદુઓને સોંપ્યો.[104] હવે કિલ્લાનો જે સૌથી ઊંચો અને મુશ્કેલ ભાગ હતો અને જેમાંથી કોઈ પણ શત્રુ અંદર પેસી શકે નહિ એવી અંદરના ઘેરાયેલા લોકોને ખાતરી હતી એ ભાગની તપાસ કરાવી બહાદુર શાહ પોતે રાત્રે હુમલો કરી ચૂંટેલા લશ્કર સાથે ઉપર ચડી ગયો, અને સુલતાન પોતે આવ્યો છે એ જાણી માળવાનું લશ્કર ગભરાઈ ગયું. સુલતાન પોતે થોડા લશ્કર સાથે મહેલમાં ચાલ્યો ગયો અને એક કલાકની ખૂનખાર લડાઈ પછી શરણે આવવા સિવાય બીજો ઉપાય ન દેખાતાં પોતાના સાત પુત્રો સાથે ગૂજરાતના સુલતાનને શરણે આવ્યો. હિ સં ૯૩૭ ના શાબાન માસની ૨૯ મી તારીખે આ બનાવ બન્યો (ઈ સ ૧૫૩૧). શાહજાદો ચાંદખાન બાઈથી બચવા કિલ્લામાંથી નીકળી દક્ષિણ તરફ નાસી ગયો. ઈ સ ૧૫૩૧માં માળવા ગૂજરાત સાથે જોડી દેવામાં આવ્યું.[105] સુલતાન મહમૂદને આસફખાન અને અસફખાનને સોંપવામાં આવ્યા અને તેમને ગૂજરાતમાં લઈ જવા હુકમ કર્યો. આ લોકો સુલતાન મહમૂદને લઈ દાહોદમાં રહ્યા હતા ત્યારે પાલ-વાગડનો રાજા રાયસિંહ ભીલો સાથે એમના ઉપર તૂટી પડ્યો. આ બધી ધમાલમાં એના રક્ષકોએ જ એને મારી નાખ્યો.[106] માળવામાં પોતાના અધિકારીઓને નીમવામાં આવ્યા, પરંતુ ગૂજરાતે માળવા ઉપર મેળવેલો વિજય પહેલાંની પેઠે આ વખતે પણ અલ્પજીવી નીવડ્યો. બહાદુરશાહે ચોમાસું માંડુમાં પસાર કર્યું. આ વખતે ઝાલાવાડના રાજા માનસિંહે પાસેના મુસલમાન અમીર શાહજીવની જાગીરમાં હુમલો કરી એને મારી નાખ્યાના સમાચાર આવ્યા. સુલતાને એ ભાગ ખાનખાનાનની સત્તા નીચે હતો તેથી એને વ્યવસ્થા કરવા મોકલ્યો.[107]

## પૂર્વ માળવા જીતવાની ઇચ્છા

માળવા તો જિતાયું, પરંતુ પૂર્વ માળવાનો ભાગ સિલહદીપુર ભીમનાં હાથમાં હતો અને એના મજબૂત કિલ્લા રાયસીનમાં એનું મુખ્ય થાણું હતું. ઉજ્જૈન ભીલસા અને ચંદેરી સુધીનો પૂર્વનો મુલક એના તાબામાં હતો.

૧૦૪ એ જ પૃ ૨૫૨. અહીં હિંદુઓ પાસે તોપો હતી એવો ઉલ્લેખ છે, પરંતુ એ નાની તોપો કે ગોફણો હશે. મોટી તોપો આવવાને હજી વાર હતી અને હિંદુઓ તોપખાનામાં હજી શીખાઉ જ હતા, પરંતુ હિંદુ લશ્કર હતું એ સૂચક છે.

૧૦૫ માંડુનો કિલ્લો ૨૮ માર્ચ ૧૫૩૧ને રોજ જિતાયો. ગુ બા પૃ ૨૫૩. શાદિયાબાદ માંડુમાં ગૂજરાતી સુલતાનના નામનો ખુતબો પઢાવ્યો.

૧૦૬ સિકંદરી ગુ બા પૃ ૨૫૩-૫૪. ચાંદખાન નાસી ગયો એ ઉલ્લેખ તબકાતે અકબરી પૃ ૩૫૩માં છે.

૧૦૭ સિકંદરી ગુ બા પૃ ૨૫૪

સિલહદીનો પુત્ર ભૂપતરાય મેવાડના રાણા સાગાનો જમાઈ થતો હતો એટલે મેવાડની એને ઘણી હૂંફ હતી.[૧૦૮] બહાદુરશાહને તો કોઇ પણ કારણ શોધીને આસપાસના બધા પ્રાંતો સર કરી ગૂજરાતની સરહદ વધારી શહેનશાહ બનવુ હતુ સિલહદી અને રાણો રત્નસિંહ બહાદુરશાહ સાથે આમ તો સારો સંબધ ધરાવતા હતા અને સિલહદીનો પુત્ર ભૂપતરાય સુલતાનની તહેનાતમા ઘણી વાર રહેતો હતો, આમ છતા એના મુલક ઉપર ચડાઇ કરવાનુ બહાનુ શોધી કાઢવામા આવ્યુ આ બધી હકીકત સિકંદરી, તબકાતે અકબરી વગેરે તવારીખોમા એટલા બધા લબાણથી લખેલી છે કે મુસલમાન ઇતિહાસ લેખકોના ગર્વને પોષવા સિવાય એમા ખાસ મહત્ત્વનું કાઇ નથી અને ગૂજરાતના ઇતિહાસ માટે તો આ પ્રદેશોનું પણ ગૂજરાતી સામ્રાજ્યમા ક્ષણિક જોડાણ થયુ એ સિવાય કાંઈ જ મહત્ત્વ નથી.

## સિલહદી અને રાયસીનની લડાઈ

હવે સુલતાન અને સિલહદી બન્ને એકબીજા સામે રમતો રમતા હતા સુલતાને સિલહદીને બોલાવ્યો હતો, પણ એ બહાના કાઢી મળતો ન હતો, એટલે મલિક અમીન નસીરને એને બોલાવવા મોકલ્યો,[૧૦૯] અને સિલહદી આવીને સુલતાનને મળ્યો મલિકે બહાદુરને કહ્યું કે એકસો અરબી ઘોડા, ખંભાત બંદરની આવક, અને એક લાખ સોના મહોરો સુલતાન આપશે એવી લાલચ આપીને છેતરીને હું એને લઇ આવ્યો છુ[૧૧૦] સુલતાને આવીને પૂર્વ માળવાના મથકો જીતી લેવા મોટુ લશ્કર મોકલ્યુ, રાયસીનનો બચાવ સિલહદીનો ભાઈ લક્ષ્મણસેન કરતો હતો, પરતુ મુસ્તફા રૂમીખાનના તોપમારાથી કિલ્લાના બે બુરજો તૂટી ગયા આસપાસના મુલકમા પણ મુસલમાન લશ્કરે ઘણા મંદિરો તોડી પાડ્યા અને ઘણાને મુસલમાન બનાવ્યા[૧૧૧]

---

૧૦૮ તબકાતે અકબરી, પૃ ૩૬૬ ૬૭ સિકંદરી ગુ ભા પૃ ૨૬૪

૧૦૯ સિકંદરી, પૃ ૨૫૮, તબકાતે અકબરી, પૃ ૩૫૬

૧૧૦ સિકંદરી, પૃ ૨૫૮, તબકાત, પૃ ૩૫૬ ૫૭ આમા સિકંદરી સામાન્ય વાત લખે છે, જ્યારે તબકાતમા મલિક નસીર છેતરવાની વાત કબૂલ કરે છે સિકંદરી એકલાખ સોનાના તનખા (ટંકા) લખે છે, જ્યારે તબકાત માત્ર એક કરોડ રોકડા એટલો ઉલ્લેખ કરે છે એટલે સામાન્ય ચલણ જે એકસોનો એક સોનૈયો થાય એ જ હોવુ જોઈએ ઘોડા બાબત તબકાતમા મળ્યુ નથી ફિરિસ્તા કહે છે કે આ લાલચ ન બતાવી હોત તો સિલહદીનો ઈરાદો સુલતાનને મળવાનો હતો નહિ.

૧૧૧ સિકંદરી ગુ ભા પૃ ૨૫૯ તબકાતમા ભીલસા બાજુ ફરી હિંદુ પૂજાઓ અને રીતો ચાલુ થઈ હતી અને મુસલમાન ધર્મ નરમ પડયો હતો એટલુ લખે છે

બંને તરફના છૂપા જાસૂસો લશ્કરી હિલચાલની ખબરો પહોંચાડતા હતા.[112] મેવાડથી મોટું લશ્કર તાકીદની મદદે આવતું હતું અને ભૂપતરાય એ માટે મેવાડ ગયો હતો એ સમાચાર સુલતાનને મળ્યા. લડાઈ તો ચાલુ જ હતી. આ વખતે સુલતાનના દબાણથી સિલહદીએ મુસલમાન ધર્મનો સ્વીકાર કર્યો, અને એનું નામ સલાહુદ્દીન પાડ્યું.[113] પરંતુ એનું હૃદય બદલાયું હોય એમ લાગતું નથી. રાયસીન સોંપી દેવા માટે એણે લક્ષ્મણસેન સાથે વાતચીત કરી અને રાણાની મદદ આવે છે એ ઇરાદે અને ઇસ્લામનો અંગીકાર કરવાથી સિલહદીનો જીવ સલામત હતો એ આશાએ કિલ્લો સોંપવામાં વિલંબ કર્યો. સિલહદીએ સુલતાનને સમજાવ્યું કે હું પોતે કિલ્લામાં જઈ કિલ્લો તાબે કરાવું છું. આ સાંભળી સુલતાને એને રજા આપી.[114]

**રાયસીનમાં દુર્ગાદેવી અને ૭૦૦ રાણીઓનો જૌહર અને સિલહદીનો વૈભવ**

સિલહદી જ્યારે કિલ્લામાં ગયો ત્યારે એની રાણી દુર્ગાદેવીએ આબરૂ અને ધર્મનો ત્યાગ કરવા માટે એને ઠપકો સંભળાવ્યો.[115] એના જનાનામાં ૭૦૦ સુંદર સ્ત્રીઓ હતી અને કેટલીક મુસલમાન રખાતો પણ હતી. મુસલમાન સ્ત્રીઓ માટે બહાદુરશાહને આમ ગુસ્સાનું કારણ હતું.[116] છેવટે સિલહદીએ લડાઈ ચાલુ રાખવાનું નક્કી કરી રજપૂતોએ કેસરિયાં કરવાનો નિશ્ચય કર્યો, અને સ્ત્રીઓએ જૌહરની તૈયારી કરી. દુર્ગાદેવીએ હિંદુ સ્ત્રીઓની સાથે બળજબરીથી મુસલમાન સ્ત્રીઓને પણ જૌહરમાં અગ્નિસ્નાન

---

૧૧૨ બંને તરફથી લશ્કરી જાસૂસોના ઉલ્લેખો આ લડાઈમાં સિકંદરી અને તબકાતમાં વારંવાર આવે છે તે સૂચક છે. તબકાત પૃ. ૩૬૩; સિકંદરી ગુ. ભા. પૃ. ૨૬૨

૧૧૩ સિકંદરી ગુ. ભા. પૃ. ૨૬૦; તબકાતે અકબરી પૃ. ૩૬૦. તબકાત લખે છે કે સુલતાને એને પોશાક આપ્યો અને પોતાના રસોડામાંથી ખાણું મોકલ્યું. પછી એને લઈ પોતે કિલ્લા પાસે ગયો.

૧૧૪ સિકંદરી પૃ. ૨૬૦-૬૧; તબકાત પૃ. ૩૬૦-૬૧. તબકાત આ વર્ણનમાં બીજે દિવસે બે પહોર પછી મળવાનું કહ્યું એ લખતાં ખાસ શબ્દ વાપરે છે અને વર્ણન ઘડિયાળનું સૂચક છે એ નોંધપાત્ર વાત છે.

૧૧૫ ઝફરુલ વાલેહ—ગુજરાતનો અરબી ઇતિહાસ, પૃ. ૨૨૫. એમાં દુર્ગાદેવીએ અસરકારક ભાષણ કર્યું એમ લખે છે. તબકાતે અકબરી પૃ. ૩૬૬માં શિખામણ દેવામાં દુર્ગાદેવી સાથે લક્ષ્મણસેન અને તાજખાનનું નામ લખ્યું છે. સિકંદરીમાં બધા રજપૂતોએ સિલહદીને સમજાવ્યું અને એનું મન ફર્યું એમ લખે છે (પૃ. ૨૬૩-૬૪).

૧૧૬ તબકાતે અકબરી પૃ. ૩૬૫. એમાં સિલહદીને રાયસીનના કિલ્લામાં આવવા દેવા માટે લક્ષ્મણસિંહ આ મુસલમાન સ્ત્રીઓનું કારણ બતાવે છે અને સુલતાન જો એની વિનંતિનો નકાર કરે તો જૌહરમાં બધી સ્ત્રીઓ નાશ પામશે એમ સાંભળી સિલહદીને કિલ્લામાં જવા રજા આપે છે. સિકંદરી ગુ. ભા. પૃ. ૨૬૩

કરાવ્યું એમ કહેવાય છે કે એમાંથી એક સ્ત્રી નાસી ગઈ હતી એણે સુલતાનને આ બધી વાત કહી[117] બધી સ્ત્રીઓએ પોતાના અલંકારોનો ઢગલો કરેલો તે કિલ્લો જીત્યા પછી સુલતાનના હાથમાં આવ્યો અને તે એણે પોતાના એક અમીર ખુદાવંદખાન મુલ્ક બુરહાનીને આપી દીધો આ સ્ત્રીઓના અલંકારો ગ્રહણ કરવા એ અપશુકન ગણી ગૂજરાતના લોકોએ એની બહુ નિંદા કરી.[118] સિકંદરીનો લેખક કહે છે કે સિલહદી બહુ મોજી અને શોખીન હતો એની પાસે જે વસ્ત્રો, ઘરેણાં, અને અત્તરો હતાં એવાં હિંદના કોઈ રાજા પાસે નહોતાં એની પાસે ગાનારાઓની ચાર ટુકડીઓ હતી તે જુદી જુદી કળાઓમાં ખૂબ નિષ્ણાત હતી જ્યારે એ ગાતી ત્યારે ચાલીસ હાથમાં બત્તીઓ પકડીને ઊભી રહેતી, અને એ ચાલીસમાં દરેકને બે બે નોકરસ્ત્રીઓ આપેલી હતી તે એક બત્તીમાં પૂરવાનું સુગંધી તેલ અને બીજી પાનપટ્ટી લઈને ઊભી રહેતી એ બધીને ઉત્તમ વસ્ત્રાલંકાર પહેરવા આપેલા હતા સિલહદી એક વાર મલિક શેર પાસે બોલેલો કે મારા જનાનામાં રોજના એક કરોડ પાન અને કેટલાયે શેર કપૂર વપરાય છે, અને રોજ ત્રણસો સ્ત્રીઓ નવાં વસ્ત્રો પહેરે છે, એટલે અમે સ્ત્રીઓ અને બાળકો સાથે બધા ખપી જઈએ તો માન અને કીર્તિ કેટલી વધે[119] સિલહદીને જીત્યા પછી ગૂજરાતી સત્તાની હદ પૂર્વમાં ભીલસા અને ચંદેરી સુધી વધી

ઉપર જોયું તેમ મેવાડના રાણા સાથે બહાદુરશાહને સારો સંબંધ હતો, પરંતુ સુલતાનનો વિજયનો લોભ ઓછો થયો નહોતો એટલે મૈત્રી અને ચિત્તોડના રાણાનો પહેલાનો ઉપકાર ભૂલી બહાદુરે મેવાડ ઉપર ચડાઈ કરવાનું કારણ શોધી કાઢ્યું રાયસીનના કિલ્લાની લડાઈ વખતે રાણાએ મોટા લશ્કર સાથે સિલહદીને સહાય કરી હતી, અને એ કારણથી મૈત્રી તોડી હતી એવું બહાનું બતાવી બહાદુરે પોતાના ભાણેજ મુહમ્મદ આસીરી અને ઇમાદુલ્મુલ્કને ચિત્તોડ ઉપર ચડાઈ કરવા મોકલ્યા, અને સુલતાન પોતે પણ મદદ માટે પાછળથી ગયો એ વખતે તો રાણો રસ્તામાં લડવાને બદલે ચિત્તોડ પાછો ગયો, પરંતુ રાયસીનની ફતેહ પછી બહાદુરશાહે ચિત્તોડ ઉપર મોટું આક્રમણ શરૂ કર્યું, અને ઈ. સ. ૧૫૩૨ની ૧૬મી નવેંબરે પોતે ચાંપાનેરથી

૧૧૭ સિકંદરી ગુ ભા પૃ ૨૬૪

૧૧૮ એજ પૃ ૨૬૪ બીજા લેખકો એમ કહે છે કે એણે એ પૈસાનું દાન કર્યું

૧૧૯ આ વર્ણન તબકાતે અકબરીએ પૃ ૩૬૬માં આપ્યું છે એક કરોડ પાન અતિશયોક્તિ હોય એમ લાગે છે જો રોજ એટલાં પાન એકલા દરબારમાં વપરાતાં હોય તો થોડા દિવસમાં પાનનું જંગલ પણ ખાલી થઈ જાય

બીજી મોટી સેના લઇ પહેલા મોકલેલા લશ્કરને મદદ કરવા ઉપડયો[120]

## ચિત્તોડ ઉપર ચડાઇ અને રાણી કર્મવતીએ કરેલી સંધિ

આ વખતે મેવાડની ગાદી ઉપર મહારાણા વિક્રમાદિત્ય હતો એણે પોતાના પિતાના વખતના મોટા સરદારોની અવગણના કરી હલકા લોકો સાથે મૈત્રી કરવા માંડી હતી, અને દરબારમા સાત હજાર પહેલવાનોને ભેગા કરી એમના ઉપર વિશ્વાસ બતાવી મોટા સરદારોની મશ્કરી કરતો હતો[121] આ કારણથી મેવાડના સરદારો જાગીરદારો અને પ્રજા અપ્રસન્ન થઈ હતી ઘણા સરદારો પોતાની જાગીરોમા ચાલ્યા ગયા હતા, અને કેટલાક તો રાણાનું રાજ્ય છોડી બહાદુરશાહને આવી મળ્યા હતા આમા કૃદ અમીર મેદિનીરાય અને રાણા સાગાનો ભત્રીજો નરસિંહદેવ[122] મુખ્ય હતા એ લોકોએ મેવાડના લશ્કરનો ભેદ બતાવવા માડયો, અને બહાદુરશાહે રાણાએ મોકલેલી સુલેહની પહેલી દરખાસ્તનો અસ્વીકાર કર્યો,[123] તાતારખાનને ચિત્તોડને ઘેરો ઘાલવા હુકમ કર્યો ચિત્તોડના જુદા જુદા દરવાજાઓ ઉપર જુદા જુદા સરદારોને નીમી હુમલા શરૂ કર્યા તારીખે બહાદુરશાહીનો લેખક દર વખતની પેઠે આ વખતે પણ લખે છે કે પોતે આ લડાઈમા હાજર હતો, અને સુલતાન પાસે એટલુ લશ્કર અને એટલી તો સામગ્રી હતી કે ચિત્તોડ જેવા ચાર કિલ્લા જીતી શકે[124] આ પરિસ્થિતિમા રાણાની માતા મહારાણી કર્મવતીએ હુમાયુ બાદશાહની મદદ માગી, પરંતુ બાદશાહે કાંઇ

---

૧૨૦ સિમ્દરી પૃ ૨૬૮-૬૯ તબકાતે અકબરીએ ચિત્તોડવિજયનુ વર્ણન ટૂંકામા થોડી લીટીઓમા સમાવ્યુ છે પૃ ૩૬૯ વિગત માટે જુઓ ઉદેપુર રાજ્યનો ઇતિહાસ ગૌ. હી ઓઝા રાણા વિક્રમાદિત્યનુ પ્રકરણ

૧૨૧ ગૌ હી ઓઝા પૃ ૩૬૪ મો કોમિસેરિયેટ એમના અંગ્રેજી ઇતિહાસમા આ વર્ણન ટૂંકામા પતાવે છે, અને રાણા વિક્રમાદિત્યને વિક્રમાજિત કહે છે, અને એને રજપૂતાનાના Commodus સાથે સરખાવે છે

૧૨૨ ઉદયપુર રાજ્યનો ઇતિહાસ, પૃ ૩૬૫ આ નરસિંહદેવ હુમાયુની ચાંપાનેરની લડાઇ વખતે બહાદુરશાહનો ખાસ સરદાર હતો પરંતુ અરબી ઇતિહાસ એને ચોહાણ લખે છે નરસિંહદેવ સાગાનો ભત્રીજો હોય તો ચોહાણ શી રીતે હોય? કદાચ સગો ભત્રીજો ન હોય ? અરબી ઇતિહાસ, પૃ ૨૭૫ રાણાસાગા સાથે એ બાબર સામે લડવામા હતો એ જ પૃ ૯૪૨

૧૨૩ સિમ્દરી ગુ ભા પૃ ૨૬૮-૬૯ પહેલી સંધિની દરખાસ્તમા માળવાના સુલતાનની જીતેલી ચીજોનો સમાવેશ હોય એમ લાગતુ નથી ઓઝાજી આ પહેલા અસ્વીકારની વાત લખતા નથી

૧૨૪ સિમ્દરી ગુ. ભા પૃ ૨૭૦

કરવાની ના પાડી[૧૨૫] તવારીખકારો લખે છે કે હુમાયુ અને બહાદુરશાહના સંબધો બગડવા લાગ્યા હતા. એનું વર્ણન આગળ કરીશુ. આ તગ્દ મુસ્તફા રૂમીખાન જે એ સમયનો હિંદભગ્માં સર્વશ્રેષ્ઠ આફતાબગી હતો તે દીવથી મોટું તોપખાનુ લઇને આવ્યો અને તોપોના મારાથી ચિત્તોડનો કિલ્લો તોડી પાડવા માડયો.[૧૨૬] આ ભયકર અવદશા જોઈ મહારાણી કર્મવતીએ સુલેહનું બીજું કહેણુ મોકલ્યુ, અને માળવાના સુલતાન પાસેથી જીતેલો બધો મુલક અને એનો રત્નજડિત મુકુટ તથા કમરપટો—જે અમૂલ્ય ગણાતો હતો—તથા દસ હાથી, એકસો ઘોડા, અને એક કરોડ ટકાની રોકડી રકમ આપવા જણાવ્યુ બહાદુરશાહને આ વાત વાજબી લાગતાં તા. ૨૪ માર્ચ ૧૫૩૩ને રોજ સંધિનો સ્વીકાર કરી પોતે પાછો ફર્યો મિરાતે સિકદરી લખે છે કે રૂમીખાને આ લડાઈમા તોપો, ખાઇઓ અને સુરગોની રચનામા જે હોશિયારી બતાવી હતી એવી એ પૂર્વેની કોઈ લડાઈમા કોઇના સાંભળવામા આવી નહોતી.[૧૨૭]

---

૧૨૫: ઓઝાજી. ઉદયપુર રાજ્યનો ઇતિહાસ, પૃ. ૩૬૬. પ્રો. કોમિસેરિયેટ એમના અંગ્રેજી ગુજરાતના ઇતિહાસમા પૃ ૩૩૦–૩૧મા ટોડના રાજસ્થાનના આધારે લખે છે કે રાણી કર્ણાવતીએ પોતાને સહાય કરવા માટે હુમાયુ બાદશાહને રાખડી મોકલી અને પોતાનો રાખીબધ ભાઈ છે એમ કહેવડાવ્યુ અને બહેનને મદદ કરવા કહેણુ મોકલ્યુ. ઓઝાજી આ વાત લખતા નથી. અને કર્નલ ટોડે આ વાત દંતકથાને આધારે જ લખી હોય એમ લાગે છે પ્રો. કોમિસેરિયેટ ટોડ ઉપરથી રક્ષાબધન ઉપર લાબી નોધ પૃ. ૩૩૧મા લખે છે અને ટોડ એમા રક્ષાબંધનનો મહોત્સવ spring–વસતમા–આવે છે એમ લખે છે. રક્ષાબધન આપણા સમાજમા કાઈ નવું નથી. અને રજપૂતોમા તો રક્ષાબધનથી વેર ભુલાઈ જતા એ ખરુ છે પરતુ અહીં એ વર્ણન અસ્થાને છે અને ટોડને પણ માત્ર દતકથા સિવાય બીજી કાઇ ખબર નથી વળી પ્રો. કોમિસેરિયેટ મહારાણીનુ નામ કર્ણાવતી લખે છે તે પણ ખરુ નથી. ઉપર જોયુ તેમ નામ કર્મવતી છે બીજું શ્રી ઓઝાજી પૃ. ૩૬૯ નોધ ૩મા એક વાત લખે છે. તેમા બહાદુરશાહ સાથે પહેલી સધિમા બાળક કુવર ઉદયસિહને સુલતાનને સોપવાની વાત હતી એમ મુહણોત નૈણસી કહે છે તે ખોટુ છે કહે છે કે સુલતાન અપુત્ર હોવાથી ઉદયસિહને મુસલમાન બનાવી શાહજાદો નીમશે રજપૂતોએ આ સાભળી ઉદયસિહને બીજે ખસેડયો. આ વાત નિરાધાર છે એમ ઓઝાજી તવારીખોના આધારે કહે છે તે ખરુ છે.

૧૨૬: ઓઝાજી, ઉ. રા નો ઇતિહાસ, પૃ ૩૬૬ સિકદરી, ભાષા. પૃ ૨૧૦. સિકદરી પણ ચિતોડના કયા કયા ભાગ ઉપર કયા કયા ગુજરાતી લશ્કરના સરદારોએ હુમલો કર્યો એ લખે છે ઓઝાજી આ વર્ણન બહુ વિગતથી આપે છે. આમા મેદિનીરાય અને ભૂપતરાય પણ બહાદુર સાથે હતા, એમને સોપેલા ભાગ પણ લખ્યા છે. મુહમ્મદશાહ આસ્તરી અને ખુદાવદખાન મોટી તોપો લઈ આવી પહોચ્યા (સિકદરી પૃ ૨૬૯)

૧૨૭: સિકદરી પૃ ૨૭૦ ઓઝાજી પૃ. ૩૬૬મા રૂમીખાને બહુ ચતુરાઇ બતાવી એટલું જ લખે છે.

## દક્ષિણ તરફ ફરી ચડાઈ

આ સંધિ ટૂંકો સમય ટકી તે દરમ્યાન દક્ષિણના નિઝામશાહ સાથે ફરી ઝઘડો થયો અને બહાદુરશાહે પહેલાં એની ઉપર મેળવેલું આધિપત્ય રેતીના પાયા ઉપર રચાયેલું હતું એ સ્પષ્ટ થયું મેવાડથી લશ્કર માળવા તરફ મોકલવામાં આવ્યું અને સુલતાન પોતે એક દિવસ અને રાતમાં ઝડપી કૂચ કરી માંડુ આવ્યો.[128] આ લડાઈ અને એમાં મળેલા વિજયની વિગતને ગુજરાત સાથે કાંઈ જ સંબંધ નથી તવારીખકારો ગાન એને ગુજરાતના વિજય તરીકે વર્ણવે છે એટલું જ. તે સાથે પોર્ટુગીઝોનું જોર વધતું જતું હતું અને દીવનો કિલ્લો લેવાનો નિશ્ચય ગવર્નર નુનો ડી-કુન્હાનો બળવત્તર થયો હતો પોર્ટુગીઝો સાથેના બહાદુરશાહના ઝઘડાનું વર્ણન ગુજરાતના ઇતિહાસમાં રાજકીય અને સાંસ્કૃતિક મહત્ત્વનું છે અને ખુદ બહાદુરશાહના અંત માટે અને ગુજરાત સલ્તનતની પડતીનો પ્રારંભ કરવા માટે પોર્ટુગીઝો પણ એક નિમિત્ત બન્યા હતા એટલે આગળ એ વર્ણન વિસ્તારથી કરીશું.

## ચિત્તોડ ઉપર ફરી ચડાઈ

હવે હુમાયુ બાદશાહ સાથે બહાદુરશાહના અવિચારીપણાથી સબંધ બગડ્યો હતો એ ઉપર જોયું પરંતુ હુમાયુના વધતા જતા જોરને લીધે બહાદુરશાહને એટલું સ્પષ્ટ થયું હતું કે ચિત્તોડનો કિલ્લો ગુજરાતને સ્વાધીન હોય તો દિલ્હીના બાદશાહ સાથે લડવામાં વધારે સરળતા પડે એ કારણથી બહાદુરશાહે ચિત્તોડ ઉપર ફરીથી આક્રમણ કરવાનો નિશ્ચય કર્યો અને એ કાર્યમાં રૂમીખાનને અગ્રેસર કરી એ વિજય થયા પછી ચિત્તોડનો મુલક એને જાગીરમાં આપવાની લાલચ આપી[129] હુમાયુને પોતાની સામે લશ્કર લઈ આવતો અટકાવવા માટે પોતાના અમીરોની સલાહથી કહેવડાવ્યું કે જ્યારે એક મુસલમાન કાફરો સાથે ધર્મયુદ્ધમાં રોકાયો હોય ત્યારે બીજા મુસલમાન બાદશાહે ચડાઈ કરવી એ ધર્મવિરુદ્ધ છે અને એમ કરશો તો

---

૧૨૮ સિકન્દરી ગુ ભા પૃ ૨૭૧ કહે છે કે માંડુથી બહાદુરશાહ દક્ષિણમાં ગયો ત્યારે એક પવનવેગી ઘોડા ઉપર એ સવાર થઈને ગયો એનું નામ “કૂચક” હતું

૧૨૯ સિકન્દરી ગુ. ભા પૃ ૨૮૦ ૨૮૩ બહાદુરશાહે બયાના સુધીનો મુલક જીતી લેવા તાતારખાનની સરદારી નીચે મોટું લશ્કર મોકલેલું તેની સખત હાર થઈ સિકંદરી લખે છે કે તાતારખાન દિલ્હીના બાદશાહી કુટુંબનો હતો અને એનો ઈરાદો દિલ્હીને લગતો મુલક બહાદુરશાહના લશ્કરથી જીતી લઈ, હુમાયુ અને બહાદુર બન્નેની લડાઈમાં એક હારશે ને બીજો નબળો પડશે એટલે સહેલાઈથી પોતે દિલ્હી લઈ શકશે એવો ઈરાદો હતો અને દાનત ચોખ્ખી નહોતી તાતારખાનની હારથી બહાદુરશાહ ગભરાયો (એજ પૃ ૨૮૧ ૨૮૩) તાતારખાન મીરઝા હિંદાલ સાથે લડતાં માર્યો ગયો

ખુદા આગળ તમે શો જવાબ દેશો? હુમાયુ આ સાંભળી ગ્વાલિયર મુકામે અટકી ગયો અને મેવાડના યુદ્ધનું પરિણામ આવે તેની રાહ જોવા લાગ્યો.[130] મેવાડની મહારાણીએ ગુજરાતના સુલતાન સાથે પહેલાં જે શરમાવે એવી સંધિ કરી હતી તે જોઈને પણ રાણા વિક્રમાદિત્યના વર્તનમાં સુધારો થયો નહોતો, એટલે આ બીજી ચડાઈ વખતે બીજા કેટલાક સરદારો પણ બહાદુરશાહને જઈ મળ્યા અને મેવાડ ઉપર આક્રમણ કરવાની સલાહ આપવા લાગ્યા.[131] સ્વદેશનો પ્રેમ એ સમયે કોઈનામાં હોય એવું જણાતું નથી.

## ચિત્તોડ-મેવાડનો વિજય

આ વખતના આક્રમણમાં મહારાણી કર્માવતીએ સરદારોને એક હૃદય-દ્રાવક પત્ર લખીને જણાવ્યું કે "હવે રજપૂતોના હાથમાંથી ચિત્તોડ ચાલ્યું જાય એવો સમય આવ્યો છે. હું તમને કિલ્લો સોંપી દઉં છું. તમે ચાહો તો રાખો કે ચાહો તો શત્રુને આપી દો. તમારો રાજા અયોગ્ય છે એમ માનો, તોપણ આ રાજ્ય વંશપરંપરાથી તમારું છે. અને તે શત્રુના હાથમાં જશે તો તમારી અપકીર્તિ થશે."[132] આ વિનતીથી છેવટે રજપૂત સરદારોનો દેશપ્રેમ જાગ્યો. સરદારોએ રાણાને અને એના બાળક ઉદયસિંહને બુંદી મોકલી દેવા નક્કી કર્યું અને બાઘસિંહ રાવતને રાણાનો પ્રતિનિધિ બનાવી અગ્રેસર નીમ્યો.[133] રજપૂતો બહાદુરીથી લડ્યા, પણ રૂમીખાન અને બીજા પોર્ટુગીઝ અમલદારોના તોપખાના આગળ કિલ્લો ટકી શક્યો નહિ. સુરંગથી ૪૫ હાથ દીવાલ તૂટી ગઈ. ઘણા મોટા રજપૂત સરદારો અને હજારો સૈનિકો આ યુદ્ધમાં કામ આવી ગયા. અંતઃપુરની ઘણી સ્ત્રીઓએ હાડી રાણી કર્માવતીની સરદારી નીચે જૌહર કર્યો.[134] ચિત્તોડ સંપૂર્ણ રીતે બહાદુરશાહના હાથમાં આવ્યું. આ વિજય મળ્યા પછી બહાદુરશાહે પોતાનું વચન પાળ્યું નહિ અને બીજા અમીરોની

૧૩૦ તબકાતે અકબરી, પૃ. ૩૭૧-૭૨; સિકંદરી, પૃ. ૨૮૦-૮૧. તબકાત ગ્વાલિયરને બદલે સારંગપુર લખે છે (પૃ. ૩૭૨).

૧૩૧ ગૌ. હી. ઓઝા, ઉ. રાજ્ય ઇતિ. પૃ. ૩૬૭. બાબર અને રાણાસાંગાના યુદ્ધવર્ણનમાંથી ઓઝાજી પણ એ જ મત લખે છે.

૧૩૨ એજ, પૃ. ૩૬૮.

૧૩૩ એજ, પૃ. ૩૬૮. એમાં બીજા રાણા સરદારોના નામો આપ્યા છે. બાઘસિંહને વાઘજી પણ કહે છે.

૧૩૪ એજ, પૃ. ૩૬૮-૬૯. એમાં તોપોથી કયા કયા દરવાજા તૂટ્યા વગેરે અને મરાયેલા સરદારોના નામ વગેરેનું વિગતવાર વર્ણન કર્યું છે. ઓઝાજી લખે છે કે આ હારને 'ચિત્તોડ કા દૂસરા શાકા' કહે છે.

અદેખાઈ અને ચડામણીને લીધે રૂમીખાનને ચિત્તોડનો મુલક આપ્યો નહિ. આથી ગુસ્સે થઈને રૂમીખાને હુમાયુ સાથે છૂપા સંદેશા ચલાવવા માંડ્યા અને બહાદુરશાહ ઉપર તુરત વેળાસર હુમલો કરવાથી વિજય પ્રાપ્ત થશે એમ કહેવડાવ્યું.[૧૩૫] હુમાયુએ પણ હવે ગ્વાલિયરથી કૂચ કરી. આ સમાચાર મળતાં બહાદુરશાહ ચિત્તોડમાં થોડું લશ્કર રાખીને હુમાયુની સામે થવા ઊપડ્યો, અને મંદસોર આગળ પડાવ નાખ્યો.[૧૩૬]

---

૧૩૫ સિકંદરી ગુ. ભા. પૃ. ૨૮૩. તબકાત પૃ. ૩૭૨માં બહાદુરના લશ્કરમાંથી સૈયદ અલીખાન અને ખુરાસાનખાન નામના લશ્કરના મોખરાના મુખ્ય સરદારો હુમાયુને જઈને મળ્યા અને તેથી ગુજરાતી લશ્કરનો જુસ્સો ઓછો થઈ ગયો એમ લખે છે. પરંતુ સદરખાને કહ્યું કે ચિત્તોડના વિજયથી જુસ્સો છે એટલે લડાઈ કરવી અને મોગલ લશ્કરથી હજી કોઈ ડરતું નથી. અરબી ઇતિહાસમાં પૃ. ૨૩૧-૩૨માં બહાદુરના રૂમીખાન સાથેના વચનભંગનો ઉલ્લેખ છે. રૂમીખાનના દગાનો સ્પષ્ટ ઉલ્લેખ માત્ર સિકંદરી અને અરબી ઇતિહાસમાં છે. તબકાતમાં સ્પષ્ટ નથી, પણ વર્ણન ઉપરથી એમ સમજાય છે.

૧૩૬ તબકાતે અકબરી પૃ. ૩૭૨, સિકંદરી પૃ. ૨૮૨માં બહાદુરની મગરૂરીની એક વિચિત્ર વાત લખી છે. કહે છે કે ચિતોડના વિજય વખતે એક મજલીસમાં બહાદુરે કહ્યું કે આજે મારી સામે થવાની કોઈની તાકાત નથી, ત્યારે કાજી મહમૂદ બખ્ખર મીરપુરી બોલ્યા કે જ્યારે સિંહ નથી હોતો ત્યારે શિયાળ જોર કરે છે. બહાદુરે ચિડાઇને તેને કાઢી મૂક્યો. કાજીએ કહ્યું, પરવરદીગારની દુનિયામાં છું કે હું કોઈ રહેનારો નથી.

## પ્રકરણ તેત્રીસમું

### બહાદુરશાહ (ચાલુ)

### ગુજરાત સલ્તનતની ચડતીનો અંત અને પડતીનો પ્રારંભ

ગયા પ્રકરણમા બહાદુરશાહે કરેલા વિજયોની નોંધ લીધી હજી સમુદ્રમા ફિરંગીઓ સામેના એક વિજયની નોંધ આગળ લેવાની છે ભારતની ભૂમિ ઉપર ગૂજરાતના આ સુલતાનની ત્વરિત ગતિથી ટૂંકા સમયમા જે વિજયો મળ્યા અને નામ માત્રની તથા અલ્પજીવી પરિસીમા વધી, તેના શિખરનો સુવર્ણકલશ ચિત્તોડના વિજયથી મળ્યો વટવાના સંત શાહશેખજીની ભવિષ્ય-વાણીનો ઉલ્લેખ અગાઉ કરી ગયા છીએ એ પ્રમાણે એ વિજયથી જ બહા-દુરશાહના પરાજયોની પરંપરાનો પ્રારંભ થયો હુમાયુ સાથેની હારનુ વર્ણન આગળ કરીશુ, પરંતુ એ જ વખતે રાણા વિક્રમાદિત્યે મેવાડ પાછુ જીતી લીધુ બહાદુરશાહે પોતાની અલ્પ સત્તાના ચિહ્ન તરીકે ચિત્તોડમા સિક્કો પડાવ્યો હોય એમ જણાય છે [1]

બહાદુરશાહ બહારથી જેટલો બહાદુર જણાતો હતો તેટલુ જ અંદરથી એનુ કાળજુ ઢીલુ હતુ હુમાયુ સાથે બગડતા જતા સંબંધ સામે બયાના પાસે તાતારખાનની સરદારી નીચે ગયેલા બહાદુરશાહના લશ્કરની હારના સમાચારથી જ સુલતાનની હિંમત ચલિત થવા લાગી હતી [2] બીજી તરફ હુમાયુનુ લશ્કર એની સાથે લડવા માટે ગ્વાલિયરથી ડંકા વગાડી રહ્યુ હતુ, અને અગાઉ સમુદ્રમા હારેલા ફિરંગીઓના કૃતનિશ્ચય ગવર્નર જુનો ડી કૂના સાથે પણ એના સંબંધો બગડવા લાગ્યા હતા. આવી વિકટ પરિસ્થિતિમા ધૈર્ય અને સારી સલાહ લઈ કાર્ય કરવાને બદલે બહાદુરશાહે ઉતાવળ, અવિચારી પણ, અને ગર્વ બતાવવા માડ્યા હતા પડતીના પ્રથમ ચિહ્ન તરીકે બહા-દુરશાહે બાદશાહ હુમાયુ સાથે કડવાશ અને ગર્વથી ભરેલો પત્ર વ્યવહાર શરૂ કર્યો દિલ્હીના લોદી કુટુંબનો શાહજાદો હુમાયુનો વિરોધી હતો અને હુમાયુના બનેવી બાબરની પુત્રી માસુમાબેગમના પતિ, શાહજાદા મુહમ્મદ ઝમાન

---

1 ગૌ હી ઓઝા ઉદય રાજ્ય ઇતિહાસ રાણા વિક્રમાદિત્યના સિક્કામા એક બાજુ વિક્રમાદિત્ય નામ છે અને બીજી તરફ ફારસીમા 'સુલ એટલા અક્ષરો છે એટલે એવો સિક્કો પડયો હશે એમ શ્રી ઓઝા માને છે

2 સિકંદરી ગુ ભા પૃ ૨૮૩ તબકાતે અકબરી પૃ ૭૧

મિરઝાને બહાદુરશાહે ગુજરાતમાં આશ્રય આપ્યો હતો, એ આ કડવા પત્ર વ્યવહારમાં મુખ્ય વસ્તુ હતી પત્રો એ જમાનાના રાજવીઓની અને મુસલમાનોની પત્રલેખનપદ્ધતિ વ્યક્ત કરવા માટે નમૂનારૂપ સાહિત્ય પૂરું પાડે છે અને એની ભાષા અલંકારોથી અને કવિતાઓથી ભરપૂર છે અહીં મુખ્ય પત્રોનો સારમાત્ર જોઈએ.[૩]

## હુમાયુએ બહાદુરને લખેલો પત્ર

બાદશાહ હુમાયુએ બહાદુરશાહ ઉપર લખેલા પત્રમાં દોસ્તીના હક્ક ઉપર ભાર મૂક્યો છે. એ લખે છે કે જે નીચ મનુષ્યો પોતાના પરના ઉપકારને ભૂલી જઈ નિમકહરામ થયેલા છે અને અમારે ત્યાંથી નાસીને આપના પાસે આશ્રય લીધો છે, તેમને અમારા દુનિયાને આશ્રય આપતા દરબારમાં પાછા મોકલી આપો, અગર તો તેમને આપના મુલકમાંથી હાંકી કાઢો, અને હવે પછી અમારા નોકરો તથા આશ્રિતોને આવી રીતે આપ આશ્રય આપશો નહિ, જેથી બીજાઓને તે દાખલારૂપ થઈ પડે. અમે આશા રાખતા હતા કે અમારા અમીરો જે આપને ત્યાં આવેલા, તે આપના તરફથી બરોબર જવાબ લાવશે, અને અસંતોષની ધૂળ દોસ્તીના પાણીથી ધોવાઈ જશે, અને મૈત્રીના બાગમાં દોસ્તીનું ઝાડ ફળવાળું થશે પરંતુ આપનો પત્ર જોઈ અમને સંતોષ થયો નહિ. એ લોકો આપની મહેરબાનીની અનુભવે એમાં અમને વાંધો નથી, પણ એનું પરિણામ શું આવશે તે આપ સમજી શકશો આપ ભૂલી ન જશો કે આપણી વચ્ચે દોસ્તી જાળવી રાખવાનો આ એક જ માત્ર રસ્તો છે કે આપે અમારી માગણી કબૂલ રાખી ખરાબ રસ્તે દોરવાયેલા માણસોને અમારા દરબારમાં પાછા મોકલી આપવા અગર આપના મુલકમાં રહેવા ન દેવા જો આપના વિચાર વાણી સાથે અને કૃત્યો વચન સાથે બંધબેસતા હશે તો આકાશના સૂર્યની પેઠે આપનો ઇમાન જાહેર થશે, નહિ તો આપના કોલનામા ઉપર કઈ રીતે ભરોસો રાખી શકાય? આપને ખબર હશે કે દુનિયા જીતનાર હઝરત તૈમૂરે, રૂમ(તુર્કી)નો બાદશાહ જ્યારે ફિરંગીઓ સાથે લડવામાં રોકાયો

૩ સિ દરી, ગુ બા પૃ ૨૭૩-૭૮ એ ગ્રંથમાં બે પત્રોનો સાર આપેલો છે તબકાતે અકબરીમાં પત્રોનો ઉલ્લેખ છે, પણ વિગત આપી નથી માત્ર મગરૂરીભરેલા પત્રો બહાદુરે લખ્યા હતા એટલું જ કહે છે કુલ ચાર પત્રો હોય એમ લાગે છે અને મીર અબુતુરાબ વલીની તારીખે ગુજરાતમાં એ છે ઝફરૂલવાલાના અરબી ઇતિહાસ પૃ ૨૩૨માં બહાદુર બીજા પત્રમાં ચડાઈના સામાન્ય કારણો લખે છે અને પોતે તેવા કોઈ કારણથી ચડાઈ કરી નથી, પણ ધર્મની ખાતર ચડાઈ કરે છે (ચિતોડ ગયાના વગેરેની) એમ કહે છે એ સૂચક છે બીજી તવારીખોમાં આવો ઉલ્લેખ નથી

હતો ત્યારે તેના ઉપર હુમલો કર્યો નહોતો પણ જ્યારે તૈમૂરના લશ્કરમાથી નાસી ગયેલા અમીરોને રૂમના બાદશાહે આશ્રય આપ્યો ત્યારે તૈમૂરે એ બાદશાહને નાદેલાઓ ઉપર મહેરબાની ન બતાવવા લખ્યુ હતુ, પરંતુ બાદશાહ ઈલદરીમ બાયઝીદે એ ન માન્યુ ત્યારે એના તકદીરમાં જે લખ્યુ હતું તે બન્યુ; આથી વધારે આપને શુ લખીએ?

સુલતાન બહાદુરશાહે હુમાયુને જે ઉત્તર આપ્યો તેનો સાર આ પ્રમાણે છે

### બહાદુરે હુમાયુને લખેલો પત્ર

બાદશાહના નામના શુક્ર ગાયા પછી, હઝરત મુહમ્મદ પયગંબરની સ્તુતિ ગાયા પછી, આપના દરબારના સુનંદા ઉમરાવ નુરમુહમ્મદ ખલીલને ગલીચા-ચુંબનનું માન મળ્યુ છે.[૪] મગરૂરી ભરેલો પત્ર પણ મળ્યો છે, અને તેનો મમરૂર માયનો પણ અમને તથા અમારા દરબારીઓને રોશન થયો છે. આપ લખો છો કે આપે મોકલેલા કાસમઅલી અને ગ્યાસુદ્દીને અમારા દરબારમા આશ્રય લીધેના લોકને હાંકી મૂકવા એમ કહ્યુ તો જ સાચી દોસ્તી કહેવાય એ વાત ગલત છે એ લોકો માત્ર દોસ્તીના કરારનામા માટે જ બોલ્યા હતા જો એ વાત કરી હોત તો આપને ગ્વાલિયર સુધી આવવુ પડત નહિ આપના વિચાર કાચા તેમજ ખરાબ છે નાનામોટા બધા જાણે છે કે રાજવી ખાનદાનના નબીરા જલાલુદ્દૌલત–ઉદ્દુનિયા–ઉદ્દીન, સુલતાન મુહમ્મદઝમાન મીરઝા અને આપની વચ્ચે જે કોલકરારો થયા હતા, તે આપનો સિતારો બુલંદ થયા પછી આપે તોડયા છે, અને સત્યને બદલે વેરના રસ્તે આપ સિધાવ્યા છો મીરઝાએ આ અમારા ખાનદાની તખ્તની કીર્તિ સાભળેલી, અને મુલક જીતી લઈ મહમૂદ ખીલજી(માળવી)ને મરહૂમ સુલતાન મુઝફ્ફરે કેવી રીતે પાછો બક્ષિસ કરેલો અને એનુ રક્ષણ કરેલુ એ બધુ સાભળેલુ તેથી જવાન મીરઝાએ અમારા દરબારનો આશ્રય લીધો ત્યારે વચન તોડનારા તરફથી તેને જે જે હાડમારી ખમવી પડેલી તે ફરિયાદ અમે ધ્યાનમા લીધી હઝરત મુહમ્મદ પયગબરના કોલ પ્રમાણે મુશ્કેલીમા આવી પડેલા મુસ્લામીને મદદ આપવી જોઇએ તેથી અમે અમારા આશ્રયનો છાયો એમના ઉપર નાખ્યો ફિરંગીઓએ દીવમા બાધેલો કિલ્લો તોડી પાડવા અમે તે તરફ ગયા હતા ત્યારે કુરાને શરીફના પવિત્ર કોલને

૪ બાદશાહી પત્રોમા કોઇને દરબારમા નિમત્રણ મળે તો આવી રીતે લખવાની રીત હતી, ગલીચાચુબન, કદમબોસી, ઉબરાચુબન વગેરેનુ માન મળ્યુ એમ કહેવામા આવતુ હિંદુ રાજાઓમા લખવાની રીત જુદી પણ ભાવના તો એવી જ હતી રાજાઓ માટે આજે એ ભાવના કેવી લાગે?

આપના મગજમાંથી ધોઇ નાખીને આપ વિચાર કર્યો વિના ગ્વાલિયર તરફ કૂચ કરીને આ પા. વચન તોડવાનો એક નમૂનો એ છે કે આપે વાનો ચના યાથી લોકોમાં અફવાઓ ફેલાઇ અને તેથી ઘણુંખરું શહેરોમાં અમારા નામના ખુતબા પઢાતા હતા તે બંધ થયા.[૫] આપે આપની પોતાની બહાદુરી માટે લખ્યું હોત તો જુદી વાત હતી, પરંતુ આપે સાત પેઢી ઉપર થયેલા તૈમૂર વિશે લખ્યું તે આપની રીતભાતને અનુરૂપ જ છે. આપનાથી એવું કાંઇ બહાદુરીનું કાર્ય થયું નથી કે જે માટે આપ ગોની કે લખી શકો. અમે ટૂંક સમયમાં જે બહાદુરીનાં કાર્યો કર્યાં છે તેનો આપે ખ્યાલ કર્યો નથી એ દિલગીરીની વાત છે. એવાં બહાદુરીનાં કૃત્યો આજ સુધી કોઇની તવારીખમાં નોંધાયેલાં નથી. મેન

"જો તારી તલવારમાં લડવાનું પાણી નથી તો તારી જીભની તલવારની છાટ મારી તરફ આપ નહિ."

"અરે છોકરા! જો તારી તલવાર પાણી વગરની છે તો પછી તારા બાપની પાણીદાર તલવારની છાટ માર નહિ."

"અરે જો તું દેખાવમાં ડિમણો છે તો નાના છોકરાઓની આંખમાં મોટો દેખાવા પાવડી પહેર નહિ."

પરવરદીગારની મહેરબાનીથી બધાને રોશન થાઓ કે જ્યાંસુધી આ મસનદ અમારાથી શણગારાયેલી છે ત્યાંસુધી કોઇ પણ સત્તાને અમારી સાથે લડાઇના તાપમાં તથા તકરારમાં માથું ઉઠાવવાની તાકાત નથી. આપ એક દસ્તે અફઘાન સાથે લડાઇમાં મશગૂલ છો તો આપના માથા ઉપર આવા દરદની ઝહેમત શું કામ ઉઠાવો છો? કુરાનના કોલ પ્રમાણે 'શયતાન આપને ખરાબ રસ્તે દોરે નહિ.' આપે મગરૂરીને જગા આપવી જોઇએ નહિ. પરમેશ્વરની મરજી બન્નેની બાબતમાં શું છે તે તેનું છેવટ બતાવશે.[૬]

---

૫ સિકંદરી ગુ. ભા. પૃ. ૨૭૭-૮૮. બેલીકૃત અં. ભા.માં વિગતમાં જરા ફેર છે. બહાદુરના આ અફવાઓ ફેલાવવાની બાબતના લખાણમાં એ જમાનાની સમાજની પરિસ્થિતિ, યુદ્ધ કે રાજ્યક્રાંતિની વાતો કે અફવાથી સમાજમાં અને બજારોમાં બદલાતું લોકમાનસ વગેરે સમજાય તેવું છે. ગુજરાત જેવા વેપારપ્રધાન દેશને માટે આ વાત ધ્યાનમાં લેવા જેવી છે તે આ ળ જોઈશું.

૬ આ પત્રોમાં લખાણનું વલણ અને કેટલાક શબ્દો ખાસ એમાં લખ્યા છે એવા રાખ્યા છે. બહાદુરશાહના પત્રો ગર્વથી ભરેલા છે તે સ્પષ્ટ છે. સિકંદરી સ્પષ્ટ લખે છે કે બહાદુર ભણેલો નહોતો. મુલ્લા મહમૂદ મુનશી નામના હુમાયુની નોકરીમાંથી નીકળી ગયેલા માણસ પાસે આ પત્રો એણે લખાવેલા અને દારૂના નશામાં સાંભળી સીલ કરી મોકલવા હુકમ કરેલો. એના ડાહ્યા વજીરોએ જ્યારે આ પત્રો ઉઘાડી કાઢ્યા અને

## રૂમીખાનના દગાથી વગર લડાઈએ હુમાયુએ મેળવેલો વિજય

આવો ખોટો સંબંધ દિવસ આમ બે મોટા બાદશાહો વચ્ચે થઈ ગયો હતો અને ગ્વાલિયરથી હુમાયુનું લશ્કર કૂચ કરતાં ગુજરાત તરફ આવતું હતું ત્યારે બહાદુરશાહે ચિતોડના વિજયમાં બાર હોશિયારી બતાવનાર પોતાના તોપખાનાના ઉપરી અને આફ્તાબાગી ઉમરાવ રૂમીખાનની સલાહ લીધી રૂમીખાને કહ્યું કે રૂમ(તુર્કી)ના સુલતાનની પેઠે આપણે તોપોની ગાડીઓનો કિલ્લો બનાવી દઈશું અને વચ્ચે આપણે લશ્કર સાથે રહીશું[૭] દુશ્મનનું લશ્કર સામે આવશે તો તોપોનો મારો ચલાવીશું જેથી લોખંડનો પહાડ હશે તોપણ રાખ થઈ જશે બહાદુરશાહને પોતાના અનુભવી અમીરોનો વિરોધ છતાં આ સલાહ ગળે ઊતરી ગઈ અને તોપોના કિલ્લામાં આવી રહીને લશ્કરના સામનોની હિંમતમાં ગમ ફેરવવા લાગી રૂમીખાને બીજી તરફથી હુમાયુને પણ લખી જણાવ્યું કે સુલતાન બહાદુર તો તોપોના કિલ્લામાં પુરાયો છે એટલે તમારે લશ્કરને એવો હુકમ કરવો બહારથી આવતી બધી સામગ્રી, અનાજ વગેરે બધું બંધ થાય તેવી રીતે ચારે તરફથી રસ્તા બંધ કરી ઘેરો ઘાલવો, અને અવરજવર તદ્દન બંધ થઈ જાય એવી વ્યવસ્થા કરવી આમ થોડા દિવસ જ ઘેરો ચાલવાથી બહાદુરશાહની છાવણીમાં અનાજપાણીની અછત તંગી પડી ચાકરો પણ મળવો બંધ થયો લશ્કરીઓ ઘોડા, ઊંટ, બળદ વગેરે પશુઓ ઉપર ગુજરવા લાગ્યા ઘી દૂધ જેવી વસ્તુઓનાં તો દર્શન જ ક્યાંથી થાય! માણસને જ ખાવા નહોતું મળતું તો પશુઓને તો મરવાનો જ વખત આવ્યો હતો આ અરસામાં વણજારનો એક શેઠ આવ્યો એણે સમાચાર મોકલ્યા કે અનાજની એક લાખ પોઠો લઈ આવેલો છું, પરંતુ ઘાસચારાને માટે ભમતી મોગલ ટુકડીઓની બીકને લીધે છાવણી સુધી આવી શકાય એવું નથી એણે બહાદુરશાહને

---

બહાદુરને પોતાની ભૂલ સમજાતાં અસુજી ટાક નામના ઝડપી કાસદને પત્ર પાછો લાવવા દોડાવ્યો, પણ એનો પત્તો ન લાગ્યો અને પત્ર હુમાયુને પહોંચી ગયો સિકંદરી ગ ભા પૃ ૨૭૯ ૮૦

૭ સિકંદરી ગુ ભા પૃ ૨૮૩ ૮૪ તબકાતે અકબરી પૃ ૩૭૨ ૭૦ અકબરનામા ૧, પૃ ૩૦૨ તોપોનો બાગ કહે છે જ્યાં તીર તરવાર ચાલે નહિ તારીખ ગુજરાત (અબુતુરાબના) આવારે લશ્કરની આસપાસ આરાબ અથવા ઝરીબ એમ ડેનિસન રોસ લખે છે ગાડા (તોપના)થી કરેલો કિલ્લો એમ એ અર્થ છે તબકાતના ભાષાંતરકાર શ્રી દે આરાબનો અર્થ ડેનિસન બાબ રસ્તો કહે છે તેની ભૂલ કાઢતા એના અર્થ ગાડા થાય છે એની નોંધમાં ટીકા કરે છે પરંતુ સર ડેનિસનના અર્થમાં ભૂલ નથી અકબરનામામાં આરાબનો અર્થ ગાડા કર્યો છે

કહેવડાવ્યું કે જો રક્ષણ માટે લશ્કરની ટુકડીઓ આપશો તો આ અનાજ ઉપરાંત ફરીથી પણ બીજું વધારે મંગાવી આપીશું. આ સમાચાર સાંભળીને બહાદુરે પાંચ હજારની ટુકડી નાતીરાન મોકલી, પરંતુ રૂમીખાને આ વાત ફોડી દઈને હુમાયુને ખબર પહોંચાડી. મોગલ અને ગુજરાતની ટુકડીઓને લડાઈ થઈ. તેમાં બધી સામગ્રી ઊલટી મોગલોના હાથમાં આવી.[૮]

## ગુજરાતની છાવણી લૂંટાઈ

આ બનાવની જાણ થતાં ગુજરાતી લશ્કરમાં નિરાશા ફેલાઈ. અને સુલતાન રૂમીખાનને પૂછયા વિના પાણી પણ પીતો નહોતો, પણ હવે એનો દ્રોહ જાહેર થયો. રૂમીખાનને આ વાતની ખબર પડતાં એ નાસી ગયો અને હુમાયુની સાથે જોડાયો. હવે ગુજરાતી લશ્કરમાં હિંમત ઓસરી ગઈ અને કયામતનો દિવસ આવ્યો હોય એમ લશ્કરીઓ નાહિંમત થઈ ધ્રૂજવા લાગ્યા. સુલતાન બહાદુર પોતાના લશ્કરને ખબર પણ આપ્યા વિના થોડા રસાલા સાથે માંડુ તરફ નાસી ગયો.[૯] લશ્કરને જ્યારે ખબર પડી કે સુલતાન ચાલ્યો ગયો છે અને બહાર નીકળવાનો રસ્તો રહ્યો નથી ત્યારે બધા નાસીપાસ થઈ ગયા. હુમાયુના લશ્કરે આવીને છાવણી લૂંટી લીધી. ગુજરાતી

---

૮ સિકંદરીમાં આ વર્ણન વિગતથી અને હૃદયને હલાવે એવી રીતે કર્યું છે. (ગુ. ભા. પૃ. ૨૮૪-૮૫) એમ કહે છે કે તંગી એટલી બધી થઈ ગઈ હતી કે ચાર ગોળાનું માંસ બે માણસને પૂરું પડતું નહિ. ઘાસ વગર ઘોડા એક બીજાની પૂંછડી ને વાળ ખાવા લાગ્યા. વળી બહાદુરના લશ્કરને અપશુકન કરવા માટે મોગલો એક હાથી એક પેટી સાથે છૂટો મૂકી ગયા અને પેટીમાં મીઠું, કોલસા અને ગળીમાં બોળેલો ટુકડો મૂકેલો હતો તેથી વહેમ પડ્યો ને લશ્કર નાહિંમત થયું. કહે છે કે સુલતાને જે કિંમતી જવાહીરો પાસે હતાં તે બાળી મૂકવા હુકમ કર્યો. લડાઈના મોટા હાથીઓ જે પોતાને બહુ પ્રિય હતા તે સામાના હાથમાં ન જાય તેથી તેઓની સૂંઢો કાપી નખાવી. આ બધો દેખાવ જોઈ હાજર રહેલા લોકોની આંખમાં આંસુ આવ્યાં. દારૂખાનું ભરવાના બે લઘવા અને મજનું નામના મોટા ફેગડા હતા તે ઉડાવી દીધા. હિ. સ. ૯૪૧ના રમજાનની તા. ૨૦મીએ આ બનાવ બન્યો (૨૫ માર્ચ ૧૫૩૫).

૯ સિકંદરી પૃ. ૨૮૬, તબકાતે અકબરી, પૃ. ૩૭૪. તબકાત લખે છે કે બહાદુર પાંચ મોટા અમીરો સાથે નાઠો. એમાં એક માળવાનો સૂબો મલ્લુકાદરખાન અને બીજો બુરહાનપુરનો સૂબો હતો. બાકીના દરેક દિશામાં જેમ ફાવ્યું તેમ નાઠા. બદૌની મન્તખબુત્તવારીખ ૧ પૃ. ૪૫૩-૫૪માં ટૂંકામાં આ વર્ણન કહીને એક કવિતમાં બહાદુરશાહની હાર માટે ગુરેઈ બહાદુર અગર ઝીરેઈ બહાદુર એટલે બહાદુરની શરમ અગર બહાદુરતાબેથો એવા શબ્દો ઉપરથી હારનું વર્ષ કાઢે છે અને એમાં હુમાયુના મહેલમાં જમશેદ જેવા હજાર ગુલામો હતા એમ ખુશામત જેવું લખાણ કર્યું છે. અકબરનામા ૧ પૃ. ૩૦૪, અરબી ઇતિહાસ પૃ. ૨૪૧

લશ્કરના કેટલાક માર્યા ગયા, કેટલાક પકડાયા અને કેટલાક નાસી ગયા. પકડાયેલાઓમા મુઝફ્ફરશાહનો ગુરુ અને વઝીર વૃદ્ધ ખુદાવદખાન હતો હુમાયુએ એને યોગ્ય માન આપ્યુ અને દરબારી બનાવ્યો છાવણીમા રહેના ગુજરાતના સુલતાનના જાડી મખમલના જરીકામથી ભરેલા તબુઓ જ્યારે બાદશાહ હુમાયુએ જોયા ત્યારે એણે કહ્યુ કે આ બધો સામાન દરિયાનુ આધિપત્ય ભોગવતા સુલતાનનો છે [૧૦]

## પોપટ અને રૂમીખાનની વાત

મિરાતે સિકદરીના લેખક કહે છે કે પોતાનો પિતા મઝુ હુમાયુ બાદશાહના પુસ્તકાલયનો રક્ષક હતો [૧૧] બાદશાહ ઘણી વાર વાચવામા મશગૂલ રહેતો, તેથી એને હાજર રહેવુ પડતુ અને ફુરસદ મળતી નહિ એટલે પિતા પાસેથી સાભળેલી એક રસમય વાત એ લખે છે કહે છે કે આ વિજયને દિવસે હુમાયુ ખુશાલીમા તખ્ત ઉપર બેઠો હતો અને દરબાર લોકો માટે ખુલ્લો હતો એ વખતે બહાદુરની છાવણીમાથી લૂટમા મળેલા એક પોપટનુ પાજરુ બાદશાહની સામે લાવીને મૂક્યુ. એ પોપટ ગમે તે કોઈ ભાષામા ગમે તે કોઈ બોલે તેની તુરત નકલ કરવામા અજોડ હતો એટલામા રૂમીખાન ત્યા આવ્યો અને બાદશાહે એને આવવાની રજા આપી રૂમીખાનનુ નામ સાભળી પોપટ બોલ્યો "શરમ છે રૂમીખાન હરામખોર, શરમ છે રૂમીખાન હરામખોર" પોપટ આ પ્રમાણે ઘણી વાર બોલ્યો અને રૂમીખાન એ સાભળી ભોઠો પડી ગયો હુમાયુએ દુભાષિયા પાસે આ શબ્દોનો જ્યારે અર્થ જાણ્યો ત્યારે રૂમીખાનને ઉદ્દેશીને કહ્યુ કે "જો કોઈ માણસ આવા શબ્દો બોલ્યો

---

૧૦ સિકદરી ગુ ભા પૃ ૨૮૯ આગળ સિકદરી લખે છે કે સિકદર લોદી કહેતો કે દિલ્હીના બાદશાહની આવક ઘઉ અને જુવાર ઉપર છે જ્યારે ગુજરાતના સુલતાનની આવક એના ૪૪ બદરોના મોતી પરવાળા વગેરેના વેપાર ઉપર આધાર રાખે છે અહીં એક વાત નોધવા જેવી છે કે ગુજરાતના મુસલમાન સમયના ઇતિહાસલેખકોમાના ઘણાખરા સમકાલીન અને મોગલ સત્તા નીચે હતા એમનુ વલણ મોગલ બાદશાહો તરફ કુદરતી રીતે છે સલ્તનતના ઇતિહાસોનો પત્તો લાગતો નથી બહાદુરશાહીનો પણ પત્તો નથી

૧૧ સિકદરી ગુ ભા પૃ ૨૮૯, અરબી ઇતિહાસ પૃ ૨૩૪મા એને મઝુ અકબર (elder) કહ્યો છે મઝુ લખે છે કે હુમાયુ ગમે ત્યારે ગમે તે પુસ્તક માગતો એટલે મારે હાજર રહેવુ પડતુ લડાઈની છાવણીમા પુસ્તકાલય સાથે ફરતા આ બાદશાહનો સાહિત્યનો શોખ કેવો હશે! તારીખે બહાદુરશાહીનો કર્તા ઓળખાણને લીધે મઝુની પાસે હતો અને છાવણીની લૂટ વખતે મઝુએ એને પોતાના મહેમાન તરીકે રાખ્યો હતો—આ ઉલ્લેખ બીજીના અગ્રેજી તરજુમામા છે, ગુ ભા મા નથી

હોત તો એની ડોક કાપી નાખત, પણ આ અક્કલ વિનાના પક્ષીને શું કરવું?" લોકો કહેવા લાગ્યા કે બહાદુરશાહના દરબારીઓ રૂમીખાન માટે આ પ્રમાણે તિરસ્કાર વર્ષાવતા હશે તે આ પોપટે સાંભળ્યું હશે અને અહીં રૂમીખાનનું નામ સાંભળી પોપટ આ પ્રમાણે બોલી ઊઠ્યો હશે બાકી એ વખતે તો હુમાયુના દરબારમાં રૂમીખાન માટે આવા શબ્દો બોલવાની કોઈની તાકાત નહોતી [12]

### હુમાયુએ માંડુ લીધું અને બહાદુર ત્યાંથી નાઠો

હવે બહાદુર માંડુ તરફ નાઠો છે એ સમાચાર જાણીને હુમાયુએ ઉતાવળી કૂચ કરી માળવાના પાટનગર તરફ પ્રયાણ કર્યું એ કિલ્લો બહાદુરશાહ તરફથી સીલહદીનો પુત્ર ભૂપતરાય સંભાળતો હતો. રૂમીખાને ભૂપતરાયને લખ્યું કે "સુલતાન બહાદુરે તારા કુટુંબ ઉપર કેર વર્તાવ્યો છે માટે એવા જુલ્મગાર માટે તારે જિંદગી જોખમમાં નાખવી યોગ્ય નથી. બાદશાહ હુમાયુ પાસે તારા બાપાની જાગીર તને પાછી આપવા કબૂલ કરાવ્યું છે માટે જ્યારે મોગલ લશ્કર આવે ત્યારે તારે કિલ્લાનો દરવાજો ખોલી નાખવો". ભૂપતરાયે આ સલાહ માની અને હુમાયુ સાથે મળી જઈને કિલ્લાનો દરવાજો ખોલ્યો [13] અંદર જે લડાઈ થઈ તેમાં કેટલાક માર્યા ગયા અને સુલતાન બીજી બાજુથી ગુજરાત તરફ નાસી ગયો આલમખાન લોદી કે જેને બહાદુરે આશ્રય આપવાથી હુમાયુને ગુસ્સાનું એક કારણ મળ્યું હતું તે ત્રણસો માણસો સાથે હુમાયુને શરણે આવ્યો, પણ એ બધાને કતલ કરવામાં આવ્યા [14] હુમાયુએ એક ટુકડીને ગુજરાત તરફ નાસતા બહાદુરશાહને પકડવા પાછળ મોકલી એ ટુકડીનો ભેટો થતાં બહાદુર એની સાથે લડ્યો અને મોગલો જરા પાછા હઠતાં પાછો ગુજરાત તરફ ઝડપથી નાઠો.[15] માંડુનો કિલ્લો હુમાયુના

---

૧૨ સિકંદરી ગુ ભા પૃ ૨૯૬ ૯૭

૧૩ એ જ પૃ ૨૯૮ અકબરનામા ૧, પૃ ૩૦૪માં કહે છે કે મૌલાના પરઘાલી હુમાયુ તરફથી અને સદરખાન બહાદુર તરફથી સંધિ કરવા મળ્યા અને મેવાડ તથા ગુજરાત બહાદુર રાખે અને માળવા હુમાયુને મળે એવી વાત થઈ પણ બધું ભાંગી પડ્યું

૧૪ એ જ પૃ ૨૯૮ અકબરનામા ૧, પૃ ૩૦૫માં બહાદુર ઘોડાઓને દોરડાથી લટકાવીને બહાર કાઢી ને ખૂબ મુશ્કેલીથી નાઠો એમ લખે છે ભૂપતરાય પણ એની સાથે હતો એમ લખે છે તે સિકંદરી કરતાં જુદુ છે

૧૫ એ જ, પૃ ૨૯૮ એમાં, બહાદુર એ લોકો સાથે સારી રીતે લડ્યો એમ લખે છે પણ નાસી તો જવું પડ્યું તબકાતે અકબરી પૃ ૩૭૪ ૭૫માં કહે છે કે જ્યારે મોગલ હિંદુબેગ માંડુના કિલ્લામાં પેઠો ત્યારે બહાદુર ઊંઘતો હતો અવાજથી જાગ્યો ત્યારે પાંચ કે છ સવારો સાથે નાઠો તબકાતમાં મોગલ ટુકડી સુલતાનની પાછળ પડી એ ઉલ્લેખ નથી અકબરનામા ૧, પૃ ૩૦૫માં લખે છે કે ચાંપાનેર પહોંચતાં ૧૫૦૦ સવાર બહાદુર સાથે થઈ ગયા હતા

હાથમાં આવ્યો. આ દિવસે મંગળવાર હતો અને હુમાયુને એટલો ગુસ્સો ચડેલો હતો કે પોતે લાલ કપડાં પહેર્યાં અને માંડુમાં કતલ ચલાવવા હુકમ કર્યો. બાદશાહ લાલ કપડાં કાઢીને લીલાં પહેરે ત્યારે જ કતલ બંધ થાય એમ હતું.[૧૬]

## ગુજરાતી સંગીતસમ્રાટ મંજુ ઉર્ફે બૈજુ

આ કતલ ચાલી રહી હતી ત્યારે એક મોગલ સિપાઈના હાથમાં બહાદુરશાહનો સુપ્રસિદ્ધ ગવૈયો મંજુ આવી પડ્યો.[૧૭] મંજુએ સિપાઈને કહ્યું કે "મને મારી નાખવાથી તને કાંઈ ફાયદો થાય તેમ નથી. જો મને બચાવીશ તો તને હું મારા વજન જેટલું સોનું આપીશ. હું સુલતાન બહાદુરશાહનો મિત્ર છું અને મારી પાસે કાંઇ ખોટ નથી." સિપાઇએ મંજુની પાઘડીથી જ એના હાથ બાંધ્યા. એ વખતે હુમાયુના લશ્કરમાં કામ કરતો એક રજપૂત ત્યાં થઈ જતો હતો. તેણે મંજુને ઓળખ્યો અને એનો હાથ પકડીને દરબારમાં લઇ જવા લાગ્યો. મોગલ સિપાઈએ એને મારી નાખવા બાદશાહી હુકમની વાત કરી, પણ રજપૂત પાસે વધારે માણસો હોવાથી એનું ચાલ્યું નહિ. બાદશાહ ખૂબ ક્રોધમાં બેઠો હતો અને કતલ સિવાય એના મુખમાં બીજો શબ્દ નીકળતો નહોતો. પેલા મોગલ સિપાઇએ બાદશાહને ફરિયાદ કરી કે "આ મારો કેદી છે અને બહાદુરનો દરબારી છે. આ હિંદુ એને મારી પાસેથી પડાવીને લાવ્યો છે". આ વખતે દરબારમાં ખુશાલબેગ નામનો માણસ જે બહાદુર અને હુમાયુ વચ્ચે સંદેશા લઈ જતો હતો તેણે મંજુને ઓળખ્યો અને હુમાયુને કહ્યું કે "અરે મારા બાદશાહ, આ મંજુ તો ગવૈયાઓનો બાદશાહ છે. હિંદમાં આના જેવો ગવૈયો હયાતી ધરાવતો નથી." બાદશાહે એને કાંઇ ગાવાનું કહ્યું. એ વખતે ફારસી અને દેશી સંગીતમાં એનો કોઈ બરોબરિયો નહોતો. એણે એવું તો શાંતિપ્રેરક સંગીત ગાયું કે બાદશાહનો મિજાજ બદલાઈ ગયો. એણે લીલાં કપડાં પહેર્યાં અને કતલ બંધ કરવા હુકમ કર્યો. મંજુને જે માગે તે આપવા કહ્યું. મંજુએ પોતાનાં સગાં વગેરેને કેદમાંથી છોડાવવા વિનંતિ કરી અને હુમાયુએ પોતાનો તીર નાખવાનો ભાથો એના કમરપટાને બાંધી એક ઘોડો આપી હુકમ કર્યો કે એ કહે તેને છોડી મૂકવા. એ પ્રમાણે એણે ઘણાને છોડાવ્યા અને એના વિરુદ્ધ ફરિયાદ બાદશાહે સાંભળવા ના પાડી. ધીમે ધીમે એ હુમાયુના દરબારનો પ્રિય સભ્ય થઈ પડ્યો.

---

૧૬ સિકંદરી ગુ. ભા. પૃ. ૨૮૮-૮૯

૧૭ સિકંદરીનો લેખક લખે છે કે આ વાત મેં મારા પિતાના મોઢેથી સાંભળી અને બહાદુરશાહના અનેક વિશ્વાસુ માણસોમાં તે આ વખતે ત્યાં હાજર હતો. સિકંદરી અં. બેલીકૃત, પૃ. ૩૦૭.

અને પોતાનો ભગતાઈનામો જેના જીવ બચાવનાર સિપાઈને આપી દીધો. સિકંદરીનો લેખક કહે છે કે આ બધી વિગત મેં મારા પિતા પાસેથી સાંભળી છે. છેવટે હુમાયુ પાસેથી બહાદુરશાહે ખોયેલું ગુજરાત પાછું છીની લીધું તે પહેલાં મંજુ હુમાયુના દરબારમાંથી નાસી ગયો હતો. હુમાયુને એથી બહુ લાગ્યું હતું અને તે બોલ્યો કે એ જો નાસી ન ગયો હોત તો એને ન્યાલ કરી નાખત અને એ બહાદુરને કદી યાદ પણ કરત નહિ. પણ મંજુ તો પોતાના જૂના દોસ્તને ફરીથી મળ્યો. એને આવેલો જોઈ બહાદુરશાહ બોલી ઊઠ્યો કે 'મંજુ પાછો આવ્યો તેથી મારી દિલગીરી જતી રહી છે અને મેં જે ખોયું હતું તે બધું મને પાછું મળ્યું છે. હવે મારે બીજી કોઈ વસ્તુની ઇચ્છા નથી.'[૧૮]

## મંજુ અને બૈજુ એક જ વ્યક્તિ

આ મંજુ કોણ? ભારતીય સંગીતશાસ્ત્રના ઇતિહાસમાં આ મહાસંગીતકાર માટે શું નોંધાયેલું છે તે એક રસમય સંશોધનનો વિષય છે. હુમાયુ અને અકબરનો સમય કે જેમાં ઘણી તવારીખો લખાયેલી છે અને આજ સુધી સારી સ્થિતિમાં ઉપલબ્ધ છે, તેના સંબંધમાં પણ દેશમાં થઈ ગયેલા સંગીતકારોની વિશ્વાસપાત્ર હકીકત મળતી નથી અને પરસ્પર વિરોધી કથાઓ જોવામાં આવે છે. આપણા ઐતિહાસિક માનસની આ એક વિચિત્ર અને શોકજનક સ્થિતિ છે. દેશી સંગીતકારોમાં જે પરંપરા આજે તે સમયના મહાન સંગીતકારો માટે ચાલી આવેલી છે તે આવી સ્થિતિમાં છે. જ્યારે મુસલમાન તવારીખોમાં અકબરના સમયની આખા હિંદ માટે લખાયેલી તવારીખોમાં એક પ્રાંત તરીકે ગુજરાતની ઝીણી સાંસ્કૃતિક મહત્ત્વની વસ્તુની નોંધ ન મળે તે સ્વાભાવિક છે, પરંતુ એ જ સમયે ખાસ ગુજરાતના ઇતિહાસો લખાયા છે એમાં મીરાતે સિકંદરી અને ઝફરુલવાલેહનો અરબી ઇતિહાસ એ બેમાં આ મહાન સંગીતસમ્રાટના ઉલ્લેખો મળે છે. દેશી પરંપરાએ જાળવી રાખેલી વાતોમાં વૈજનાથ બૈજુનો હુમાયુ સાથે જે પ્રસંગ વર્ણવેલો છે તે ઉપર્યુક્ત બૈજુ સાથે લગભગ બરોબર બંધ બેસે છે[૧૯] ત્યારે બૈજુનું નામ

૧૮ સિકંદરી ગુ ભા પૃ ૨૯૦ એમાં ૨૮૯થી ૨૯૧માં બધી વિગત આપેલી છે અને અમેઝમાં ૩૮૮થી ૯૦માં આપેલી છે. મંજુએ સગા કહીને બહાદુરના કેટલાક અમીરોને પણ છોડાવ્યા હતા. અરબી ઇતિહાસ પૃ ૨૩૩-૩૪માં આ વર્ણન છે.

૧૯ જુઓ શ્રી સયાજી સાહિત્યમાળામાં ઉત્તર હિંદુસ્થાની સંગીતનો ઇતિહાસ—શ્રી વિષ્ણુકુમાર શિવરામ દેસાઈ કૃત, સ પ મું. આમાં આ બનાવ ચાંપાનેરમાં થયાનું લખે છે. મોટે ભાગે પરંપરાગત વાતો ઉપરથી હકીકત લખેલી જણાય છે, કોઈ ગ્રંથનો આધાર નથી. એમાં હુમાયુના સમયમાં નાયક બક્ષુ નામે એક ગવૈયાનો ઉલ્લેખ છે. એ પણ

તવારીખકારોએ મંઝુ કેમ લખ્યુ? ફારસી અક્ષરો લખવાની પદ્ધતિમા એવી ભૂલ કદાચ થઈ જવા સંભવ છે,[20] પરંતુ સિકંદરીની એક પ્રતમા એનુ નામ ગચ્છુ[21] મળે છે અને ચ, છ, જ, લખવામા આવો ફેરફાર સામાન્ય હોવાથી ગૈજુ નામ ખરુ છે અને મંઝુ નામ લહિયાની ભૂલથી લખાયેલુ હોવુ જોઈએ એમ સ્પષ્ટ સમજાય છે અરબી ઇતિહાસમા પણ મંઝુ નામ છે અને સિકંદરીની બીજી પ્રતમા પણ મંઝુ છે સિકંદરીના લેખકના બાપનુ નામ મંઝુ હતુ અને ઉપરની હકીકત પોતે હુમાયુનો કિતાબખાનાનો મુકાદમ (લાયબ્રેરિયન) હોવાથી નજરે જોયેલી પોતાના પુત્રને કહી હતી, અને લેખકે ખરુ નામ ગંજુ કે બૈજુ એ રીતે લખ્યુ હશે, પણ બીજી પ્રતમા લહિયાએ ભૂલ કરી હશે અરબી ઇતિહાસલેખક નકલમા ભૂલ કરી હશે આ લખન વખતે તારીખે બહાદુરશાહીનો લેખક સિકંદરીના લેખકના પિતા મંઝુનો મહેમાન હતો અને એણે આ ભૂલ કરી હોય એમાથી સિકંદરી સાથે અરબી ઇતિહાસલેખક ઘણા ઉતારા કર્યા છે છતા, સિકંદરીનો લેખક એ ભૂલ પોતે તો નથી કરતો એવુ સિદ્ધ થાય છે આ મંઝુ અથવા ગંજુ એ આજે લોકમા પ્રસિદ્ધિ પામેલો બૈજુ-બાવરો પરંતુ એ બાવરો હતો તે માટે તો શકા છે

---

બહાદુરના દરબારમા હતો એમ લખે છે એ ગ્વાલિયર અને કાલંજરના રાજાઓના દરબારમાથી બહાદુરના દરબારમા આવ્યો એમ લખે છે બક્ષુ નામ સૂચક લાગે છે આ માટે વધુ વિગત મળતી નથી

૨૦ આવી ભૂલના સભવ માટે હું ફારસી ભાષાના ચાર વિદ્વાનોને મળ્યો હતો એમણે શકા બતાવી હતી અને તેમણે એવી ભૂલ થઈ શકે એમ કહેલુ

૨૧ સર ક્લાઇવ બેલી કૃત સિકંદરીનો અંગ્રેજી તરજુમો પૃ ૩૮, ૯૦ એમા મંઝુને બદલે બચ્છુ Bachhu પાઠ સ્વીકાર્યો છે સર બેલીએ સિકંદરીની મળી શકી તેટલી પ્રતો જોઈ છે અને આ પાઠ લીધો છે તે નોંધપાત્ર છે ભારતીય સગીતના વિદ્વાન આચાર્ય સ્વ ભાતખંડેએ સગીતના સશોધનાત્મક ગ્રથો લખ્યા છે એમા આપણા કેટલાક મહાન સગીતકારોના નામોમા આ નામ બે વાર આવે છે અને વચ્ચે એક સૈકા જેટલો ગાળો પણ રહે છે એટલે નામો નક્કી કરવામા ઘણી ગૂંચવણ ઊભી થાય છે તવારીખકારોનો મંઝુ આપણો બૈજુ અને સિકંદરીની જ એક પ્રતનો આ બચ્છુ એ ગૂંચવણ ખરેખરી છે બક્ષુ સર્વેનો ઐતિહાસિક વ્યક્તિ છે અને બહાદુરશાહના સમયનો જ છે પરંતુ તે બૈજુથી જુદો હોય એમ લાગે છે જોકે બચ્છુ શબ્દ અને બક્ષુ શબ્દ ભૂલ કરાવે તેવા છે ખરા વળી આ મંઝુ અથવા બૈજુ એ લોકોનો માનીતો બૈજુ બાવરો નહોતો-બાવરો બૈજુ કોઈ બીજો હોવો જોઈએ બાવરા ગરીબ હતો જ્યારે બૈજુ ધનવાન હતો આ વાત પણ ગૂંચવણમા વધારો કરે છે બૈજુ અને બક્ષુ તો જુદા જ લાગે છે બક્ષુ ઉત્તર હિંદથી બહાદુરશાહના દરબારમા આવેલો

## બૈજુ માટેની દેશી પરંપરાની ચર્ચા

એ બાવરો હતો તેમજ ગરીબ હતો એવી જે દેશી પરંપરા છે તે આ ઐતિહાસિક ઉલ્લેખોથી ખોટી ઠરે છે સંગીતની મસ્તીમાં કદાચ એ બાવરા જેવો લાગતો હશે, પરંતુ પોતાનો જીવ બચાવવા એણે જે પ્રયત્ન કર્યો, હુમાયુનો માનીતો થવા છતાં પોતાના મૂળ આશ્રયદાતા પાસે એની પડતીની સ્થિતિમાં પણ પાછો ગયો, અને એ સગાથી બહાદુરશાહ ખોયેલું ગુજરાત જીતી ગયો એ બધું દેશી પરંપરાથી ભિન્ન છે, એટલે અહીં પરંપરાસત્ય નથી બૈજુ પુષ્કળ ધનવાન હતો અને એટલો જ ઉદાર હતો અહીં એક વાતનો ખુલાસો પણ કરવો જોઈએ બૈજુનો ઉપર્યુક્ત બનાવ તવારીખો માળવાના પાટનગર માંડુમાં થયો એમ લખે છે, જ્યારે પરંપરા એને ચાંપાનેરનો વતની અને આ બનાવ પણ ચાંપાનેરમાં બન્યો એમ કહે છે[22] અબુલફઝલ અકબરનામામાં માંડુ અને ચાંપાનેરમાં હુમાયુની ચડાઈનું વર્ણન કરે છે, પરંતુ આપણી તવારીખોની પેઠે સામુદાયિક કતલની વાત નથી લખતો[23] એ ગ્રંથમાં ચાંપાનેરમાં ગુનેગારોના મોટા ટોળાની કતલ કર્યાનો ઉલ્લેખ છે, પરંતુ આ સંગીતકારનું નામ પણ નથી સંભવિત છે કે બહાદુરશાહનો એ એક મિત્ર જેવો દરબારી હતો અને સંગીતના આનંદની ખાતર એ એને પોતાની સાથે ફેરવતો ચિતોડના વિજય પછી હુમાયુએ હાર આપીને જે નાસભાગ થઈ તેમાં બહાદુરની પાછળ બૈજુ માંડુ આવ્યો હોય અને ત્યાં સપડાઈ ગયો હોય ચાંપાને બૈજુનું જન્મસ્થાન ગણતી એ દેશી પરંપરા પણ આધાર વિનાની જણાય છે ચાંપાનેર એ સમયે બહાદુરશાહનું મુખ્ય રહેઠાણ અને ગુજરાતનું કામચલાઉ પાટનગર હતું એટલે બૈજુનું રહેવાનું ઘર ગોપીનાથ મલીકની પેઠે—ચાંપાનેરમાં હોય પરંતુ એનો જન્મસ્થાનનો પત્તો મળ્યો નથી એ નાગર બ્રાહ્મણ હતો એમ પરંપરા કહે છે એ માટે પણ વધારે આધારની

૨૨ ચાંપાનેરના ઉલ્લેખ માટે પણ ઉપર્યુક્ત હિં સંગીતનો ઇતિહાસ પૃ ૫ જુઓ પરંતુ એ માટે આધાર નથી, જ્યારે માંડુ માટે તવારીખો સ્પષ્ટ કહે છે

૨૩ આ સામુદાયિક કતલનો ઉલ્લેખ સિકંદરી અને ઝફરૂલવાલામાં છે એમાં મંગળવારે એ થયાનો ઉલ્લેખ છે અકબરનામામાં ચાંપાનેરમાં જે શિક્ષાઓ માટે ઉલ્લેખ છે (૧ પૃ ૩૧૪ ૧૫) એમાં બાદશાહે દરેક કામો માટે અમુક દિવસો નક્કી કરેલા તેમાં ફોજદારી ગુનાઓની શિક્ષા માટે મંગળવાર ઠરાવેલો જ્યોતિષ પ્રમાણે મંગળનો રંગ લાલ માટે લાલ કપડાં પહેરી બાદશાહ ગુનેગારોને ક્રૂર શિક્ષાઓ કરતો ચાંપાનેરનો આ અહેવાલ કમકમાટી ઉપજાવે તેવો છે પણ તે ખંભાત વગેરેથી પાછા વળતાં ચાંપાનેરમાં થયેલો એટલે બૈજુને લગતો હોવાનો સંભવ નથી એ કતલ તો માંડુમાં થયેલી એમ હું માનું છું અકબરનામામાં સામુદાયિક કતલ હતી એમ નથી લખ્યું

જરૂર છે એણે હુમાયુનો ક્રોધ કાન્તી સંગીત ગાઈને શમાવ્યો હતો[૨૪] એટલે ફારસીનો એ નિષ્ણાત હોય અને હિંદી ઈરાની સંગીતનો જાણકાર હોય ફારસી ભાષાના ઘણા નિષ્ણાતો નાગરોમાં હતા તેમજ સંગીતશાસ્ત્રી પણ હતા એ સામાન્ય માન્યતા છે તે જોતા એ કદાચ નાગર હોય આ પ્રમાણે ભારતભરનો એક મહાન સંગીતકાર ગુજરાતી હતો અને ગુજરાતના ઇતિહાસમા એની યશસ્વી નોંધ છે એ એક સાંસ્કૃતિક મહત્ત્વની વાત છે

## રૂમીખાનના દગા માટે બીજો મત

અહીં એક વાતનો ઉલ્લેખ કરવો જોઈએ રૂમીખાનના દગાની વાત સિકંદરીએ વિગતથી લખી છે તબકાતે એની ટૂંકી નોંધ લીધી છે અકબરના બીજા ઇતિહાસગ્રંથોમા એ વાત દેખાતી નથી અરબી ઇતિહાસ ઝફરૂલવાલા-મા દગાની વાત લખી છે, પણ એનો લેખક એક ઉલ્લેખ એવો કરે છે કે રૂમીખાન બહાદુર સાથે મદસોરની લડાઈમાથી બહાદુરશાહ સાથે જ માડુ નાસી ગયેલો[૨૫] અકબરનામામા કહે છે કે એ હુમાયુને માડુના ઘેરા વખતે મળ્યો અને એને માનનો પોશાક મળ્યો[૨૬] રૂમીખાને દગો નથી કરેલો એમ માનનારા કહે છે કે તોપોની રક્ષણદીવાલનો એનો વ્યૂહ નિષ્ફળ ગયો તેથી ગુસ્સે થયેલો બહાદુર મને મારી નાખશે એવા ભયથી એ માડુથી હુમાયુને મળી ગયો આ વિરોધી વાતોમા સિકંદરીનુ વર્ણન ખરુ લાગે છે.[૨૭] અરબી ઇતિહાસે બીજી વાત દતકથા તરીકે જ નોંધી છે, અને સિકંદરીના વર્ણનને ટેકો આપ્યો છે ભૂપતરાય પણ રૂમીખાનની સલાહથી હુમાયુને મળી ગયો એમ સિકંદરી લખે છે, પણ અકબરનામામાં ભૂપતરાય બહાદુર સાથે ત્રીસ સવારો લઈને મળ્યો એમ કહે છે[૨૮] તા. ૨૦ રમઝાન ૯૪૧, ૨૫ માર્ચ (એપ્રિલ) ૧૫૩૫ને દિવસે માળવા હમેશ માટે ખોયુ

---

૨૪ સિકંદરી-બન્ને ભાષાતરો અને ઝફરૂલવાલા પૃ ૨૩૩ ૩૪મા બધી વિગત આપેલી છે પ્રો કોમિસેરિયેટ સગીતની અસર માટે અંગ્રેજ કવિ ડ્રાઇડનની એક કડી એલેક્ઝાડરને લગતી ટાકે છે જે અહીં અપ્રસ્તુત છે

૨૫: ઝફરૂલવાલા અરબી ઇતિહાસ, પૃ ૨૪૦ ૪૧

૨૬: અકબરનામા ૧ પૃ. ૩૦૪

૨૭ કારણ કે એના લેખકનો પિતા આ બધા બનાવો વખતે હાજર હતો

૨૮ અકબરનામા ૧ પૃ ૩૦૫ સિકંદરી સાથે આ વિરોધ પણ વિચિત્ર જણાય છે, પણ અબુલફઝલે ઘણા વર્ષ પછી એ ઇતિહાસ લખ્યો છે અને સિકંદરી પણ એ જ વખતે લડાઈ છતા લેખકના પિતાની પાસેથી જે લાભ મળેલો તે અબુલ ફઝલને મળ્યો નથી

## બહાદુરની નાસભાગ અને હુમાયુ ખભાતમા

સુલતાન બહાદુર ચાપાનેર આવ્યો, પરતુ ત્યા શાન્તિથી રહી શક્યો નહિ હુમાયુ તરત જ પાછળ આવશે એની એને ખાતરી હતી, એટલે એણે પોતાનો ખાસ ખજાનો અને જનાનો દીવ તરફ મોકલવાનો નિશ્ચય કર્યો પાવાગઢના કિલ્લાને રક્ષણ માટે મજબૂત કરી ઇખ્તિયારખાન અને રાજા નરસિંહદેવને સોપ્યો અને પોતે ઝડપી કૂચ કરી ખભાત તરફ નાઠો[૨૮અ] ચાપાનેરથી નીકળતા એણે શહેરને આગ ચાપી[૨૯] બહાદુર માડુથી નાઠો છે એ સમાચાર જાણી તુરત જ દસ હજાર ચૂટેલા સવારો લઇ બાકીના લશ્કરને પાછળ આવવાનુ કહી હુમાયુ ત્રણ દિવસમા જ ચાપાનેર આવી પહોચ્યો બહાદુર આ વખતે ખભાત તરફ નાસી ગયો હતો અને ચાપાનેરની આગ વધારે નુકસાન કરે તે પહેલા જ હુમાયુના લશ્કરે હોલવી નાખી હુમાયુને બહાદુરની પૂઠ પકડવા માટે વખત બગાડવો પાલવે તેમ નહોતુ એટલે પોતાના એક સરદાર મીર હિંદુબેગને લશ્કર સાથે ચાપાનેરમા મૂકી એક હજાર ઘોડેસવારો સાથે હુમાયુ બહાદુરશાહને પકડવા ખભાત તરફ ગયો જ્યારે હુમાયુ ખભાત સાજે પહોચ્યો ત્યારે એને ખબર પડી કે બહાદુરશાહ એ જ દિવસે દીવ તરફ ચાલ્યો ગયો છે ખભાત બદરમા ફિરગીઓ સામે લડવા માટે એણે એકસો વહાણ બધાવ્યા હતા તે શત્રુના હાથમા ન જાય તે માટે બાળી નાખ્યા હુમાયુએ દરિયાકિનારે પડાવ નાખ્યો અને એક ટુકડી બહાદુરની પાછળ મોકલી, પણ એનુ કાઇ વળ્યુ નહિ બાદશાહે કદી સમુદ્ર જોયો નહોતો એટલે અહી એણે આનદ અનુભવ્યો[૩૦] પરતુ ખભાતમા એ થોડા લશ્કર સાથે જ આવ્યો હતો એટલે ખભાતમા એને એક દુ ખદાયક અનુભવ થયો એક શેખ ડોશીએ બાદશાહની હજૂરમા આવી કહ્યુ કે કેટલાક કોળી અને ગમાર લોકોએ રાત્રે છાવણી ઉપર હુમલો કરવાનો નિશ્ચય કર્યો છે, આમા બહાદુરના રુકનદાઉદ અને અહમદ લાડ નામના બે સરદારોનો હાથ છે હુમાયુને આ વણમાગી ચેતવણીથી નવાઇ લાગી અને બાઇને કારણ પૂછ્યુ બાઇએ કહ્યુ કે મારો પુત્ર છાવણીમા પકડાયેલો છે અને તેને છોડાવવા આ સમાચાર આપવા હુ આવી છુ જો ખોટી ઠરુ તો મને અને છોકરાને બન્નેને શિક્ષા કરવી હુમાયુએ આ ચેતવણીથી છાવણીને

---

૨૮અ અકબરનામા પૃ ૩૦૭ તબકાતે અકબરી ગુજરાત વિભાગ પૃ ૩૭૫. હુમાયુ વિભાગ ઇલિયટ ૫. પૃ ૧૯૩ ફરિશ્તા લા અરબી. પૃ ૨૪૩

૨૯ આ હકીકત માત્ર અકબરનામા પૃ ૩૦૭મા આપેલી છે બીજી તવારીખોમા નથી

૩૦ એમ કહેવાય છે કે હુમાયુના બાપદાદાએ કદી દરિયો જોયો નહોતો.

સબ્જ અને હોશિયાર રાખી પોતે એક ઊંચી જગા ઉપર જઈ જોવા માટે બેઠો રાત્રે પાંચથી છ હજાર કોળી અને ગમારોએ છાવણી ઉપર હુમલો કરી લૂંટ કરી, અને એમાં બાદશાહના કિતાબખાનામાંથી કેટલાંક અમૂલ્ય પુસ્તકો લઈ ગયા તૈમૂરનામાની એક સચિત્ર નકલ પણ ચાલી ગઈ[31] જોકે આ હુમલાને ખુવારી સાથે હઠાવવામાં આવ્યો છતાં કેટલાક સરદારો માર્યા ગયા બહાદુરનો સરદાર સદરખાન અને તેનો સસરો સિંધનો જામ ફિરોઝ જે હુમાયુની છાવણીમાં હતા તે પણ માર્યા ગયા[32] શેખી કોળીની ઇચ્છા પૂર્ણ થઈ, અને આ બનાવથી ગુસ્સે થયેલા બાદશાહે ખંભાત શહેરને આગ લગાડવાનો અને ત્રણ દિવસ સુધી લૂંટવાનો હુકમ કર્યો.[33]

### બહાદુરશાહે પોતાનો ખજાનો તેમજ જનાનો મક્કા મોકલ્યો

બહાદુરશાહે કરેલા અનેક ઉતાવળિયા અને અવિચારી કાર્યોમાં એક એના જનાના તેમજ ખજાનાને ગુજરાતમાંથી મક્કા મોકલી દીધો એ કાર્ય છે પાછળ પડેલા હુમાયુ બાદશાહથી બચવા પોતે ખંભાતથી દીવ નાઠો હતો પોતાનો જનાનો તેમજ ખજાનો તો વિશ્વાસુ અમીર આસફખાનની સાથે ચાંપાનેરથી વહેલો જ દીવ તરફ મોકલવામાં આવ્યો હતો હવે ગુજરાતમાં એને સલામતી ન લાગતાં આસફખાન સાથે દસ વહાણો ભરીને મક્કા મોકલી દેવામાં આવ્યાં સાથે શમ્સખાન અને કૈસરખાન નામના બે સરદારોને પણ મોકલ્યા આ લોકો દરિયો અનુકૂળ ન હોવાથી બે મહિનાની સફર પછી જેદ્દા પહોંચ્યા[34] એમ કહે છે કે આ ખજાનામાં જૂનાગઢ, ચાંપાનેર, ચિતોડ અને માળવાના રાજ્યો જીતીને ગુજરાતના સુલતાનોએ જે અનર્ગળ દ્રવ્ય સુવર્ણ, રત્નો વગેરે ભેગું કરેલું તેની લોખંડની ત્રણસો પેટીઓ હતી આ ખજાનો ગુજરાતની બહાર ગયો તે ગયો જ છેવટે તે રૂમ તુર્કીના પાદશાહ

31 અકબરનામા ૧ પૃ ૩૮૮ ૧૦ તબકાતે અકબરી હુમાયુ વિભાગ ઇલિયટ ૫ ૧૯૩ ખંભાતની આ વિગતો સિકંદરીમાં નથી તૈમૂરનામા સુન્ના સુલતાન અલીએ લખેલો અને ઉસ્તાદ બીઝાદે એમાં ચિત્રો કરેલાં

32 તબકાતે અકબરી ઇલિયટ ૫ પૃ ૧૯૩ ૯૪

33 અકબરનામા ૧ પૃ ૩૨૦ આ તોફાન બહાદુરના એ સરદારોએ ચડાવીને કરાવેલું એ વાત પણ અકબરનામામાં જ પૃ ૩૦ મા આપી છે

34 આ હકીકત પણ બીજી તવારીખોમાં નથી ઝફરુલવાલાના અરબી ઇતિહાસમાં પૃ ૨૪૩ અને પૃ ૨૫૬ ૫૭માં વિગત આપેલી છે ફિરિસ્તાના ભાષાંતરકાર બ્રીગ્સ તુર્કીના ઇતિહાસલેખક ફરીના આધારે ખજાનાની પેટીઓની અને સુલેમાનની વિગત આપે છે બ્રીગ્સે Chevaliar Du Hammerમાંથી ઉલ્લેખ લીધો છે ફિરિસ્તા ભા ૪ પૃ ૧૪૧માં આપેલો છે

સુલેમાનના હાથમાં આવ્યો અને તેને લીધે તે 'સુલેમાન ભલમાદાર' કહેવાવા લાગ્યો ગુજરાતના સુલતાનોનો અમૂલ્ય રત્નજડિત પ્રસિદ્ધ કમરપટો, જે ત્રણ કરોડની કિંમતનો ગણાતો હતો તે બહાદુરશાહે પોતાના એલચી સાથે સુલેમાન હુમાયુ સામે લડવામાં પોતાને મદદ કરે એ માગણી સાથે ભેટ તરીકે મોકલ્યો હતો [35] આમદખાનના વર્ણનમાં આનો ઉલ્લેખ કરીશું મક્કામાં બહાદુરના જનાનાનું રસમય વર્ણન પણ આગળ કરીશું

### બહાદુરે રૂમીખાનને નિપારશ કરવા કહ્યું

અહીં એક નોંધપાત્ર વાત એ બની કે પાછળ પડેલા હુમાયુને, નામ અને શરીરે બહાદુર પણ મનથી બીના (nervous) એવા બહાદુરશાહને એવો બધો ડર હતો કે એણે મુહતરમખાન મહમૂદ ચાલ્હી નામના પોતાના વિશ્વાસુ અમીરને દીવથી ખંભાત જઈ ત્યાં હુમાયુની સાથે રહેલા રૂમીખાનને મળવા કહ્યું, અને એને દીવ ઉપર ચડાઈ ન કરવા સમજાવવા વિનંતિ કરી આ અમીરે રૂમીખાનને ખૂબ મનાવ્યું જેથી એને શરમથી પરસેવો વળી ગયો રૂમીખાને આખર હુમાયુને સમજાવ્યું કે દરિયાકિનારાની હવા બાદશાહને માફક નહિ આવે માટે દીવ જવાનું બીજી વખતે રાખવું અમદાવાદમાં પણ આ વખતે તોફાનના સમાચાર આવ્યા રૂમીખાનનું કહ્યું માની હુમાયુ ચાંપાનેરના કિલ્લાનો ઘેરો ચાલુ હતો ત્યાં ગયો [36]

### પાવાગઢના કિલ્લાને તોપમારો

હુમાયુ ખંભાતમાં હતો તે દરમ્યાન ચાંપાનેરના પાવાગઢ ઉપરના કિલ્લાને ઘેરો ઘાલવાની વ્યવસ્થા કરી હતી ચાંપાનેરથી જતા પહેલા જ કિલ્લા ઉપર ચડાવવા માટે બહાદુરશાહી નામની મોટી તોપ આવી હતી તે અર્ધે રસ્તે પડી હતી અને ઉપર લઈ જવામાં ઘણી મુશ્કેલી પડી હતી એ જ

૩૫ પ્રો. કોમિસેરિયેટ આ વિગત નોંધેલી છે પૃ. ૩૫૬ કમરબંધની કિંમત rspern લખી છે

૩૬ અરબી ઇતિહાસ ઝફરવાલા પૃ. ૨૫૬ ૫૭ આ એક ખાસ નોંધપાત્ર હકીકત છે અને બહાદુરના ચારિત્ર્ય ઉપર કાંઈક પ્રકાશ નાખે છે અરબી ઇતિહાસનો લેખક હાજી અદ્દબીર લખે છે કે આ વાત મને મહમૂદ લાહી મુહતરમખાને પોતે જ કહેલી એટલે શંકા લાવવા જેવી નથી બીજી કોઈ તવારીખમાં આ વાત નોંધેલી નથી સર ડેનિસન રાસ પણ આમાં સત્યનો અંશ માને છે અમદાવાદના તોફાનનો ઉલ્લેખ વિચિત્ર લાગે છે એટલે હુમાયુએ અમદાવાદ લશ્કરી ટુકડી મોકલેલી કે કેમ તે નક્કી થતું નથી તબકાત અમદાવાદ થઈ ખંભાત ગયો એમ લખે છે મોટો ઘેરો તો ચાંપાનેરમાં ચાલતો હતો એ વખતે મહી નદી સુધીનો ભાગ હુમાયુને તાબે હતો એમ પણ લખે છે (અકબરનામા ૧ પૃ. ૩૧૨) એમ હોય તો અમદાવાદ બહાદુરને તાબે કે એ વખતે નધણિયાતું હોય.

વખતે માળવાથી હુમાયુનું લશ્કર આવી પહોંચવાથી ગુજરાતી લશ્કરે એ તોપમાં નવું કાણાં એવી રીતે પાડ્યાં કે તોપ કામ આપી શકે નહિ બાદશાહ સાથે આવેલા રૂમીખાને આ તોપ જોઈ એનું મરામતકામ કરવા કહ્યું અને સાત ધાતુના મિશ્રણથી કાણાં પૂર્યાં પરન્તુ તોપ પહેલા જેટલી શક્તિશાળી તો રહી નહોતી, છતાં એમાંથી ગોળા છૂટવા લાગ્યા એ તોપે એક બહારમાં દરવાજો તોડયો ને બીજામાં એક મોટા ઝાડને મૂળથી ઉખેડી નાખ્યું એ વખતે કિલ્લામાં સકતા નામનો એક ફિરંગી હતો અને હોશિયાર તોપચી હતો તેથી બહાદુરશાહે એને ફિરંગીખાનનો ખિતાબ આપ્યો હતો, અને એણે ઇસ્લામનો સ્વીકાર કર્યો હતો એણે નીચેની મોટી તોપને શાંત કરવા બીડું ઝડપ્યું કિલ્લાના સરદારોમાં ઇખ્તિયારખાન અને રાજા નરસિંહદેવ આ સાંભળી ખુશ થયા, અને ફિરંગીખાનને સારું ઇનામ આપવા ઇખ્તિયારે કહ્યું એણે ઉપરથી એક તોપનો ગોળો એવી તો નેમ લઈને તાક્યો કે એનાથી મોટી તોપ ટીંગી ફાટી ગઈ અને આખી તોપ નકામી થઈ ગઈ ઇખ્તિયારખાને કહ્યા પ્રમાણે સારું ઇનામ ફિરંગીખાનને આપ્યું નહિ પરન્તુ રાજા નરસિંહદેવે એને સાત મણ સોનું આપ્યું એ રાજા એ વખતે પહેલાના જખમોથી પીડાતો પથારીવશ હતો આ બધી તોપોના ધડાકાથી એના જખમોના બંધ તૂટી ગયા અને એ મરણ પામ્યો આ સમાચાર બહાદુરશાહ જ્યાં હતો ત્યાં પહોંચ્યા ત્યારે એણે દિલગીરી સાથે કહ્યું કે ચાંપાનેરનો કિલ્લો પડયો પાસે ઊભેલા અફજલખાન વઝીરે એ ખબર ક્યાંથી આવી એમ પૂછ્યું ત્યારે સુલતાન બોલ્યો કે રાજા નરસિંહદેવ મરણ પામ્યો છે અને એ મુઃલા એટલે ઇખ્તિયારખાનમાં કિલ્લો ટકાવવાનું બળ નથી [૩૭]

## પાવાગઢના કિલ્લાનો ઘેરો અને હુમાયુએ એ સર કર્યો

ઘેરો ચાલુ હતો એવામાં હુમાયુ ખંભાતથી આવી પહોંચ્યો ચાંપાનેરના લશ્કરે કિલ્લામાં અનાજનો જથ્થો સારો હોવા છતાં ગામેથી અનાજ વગેરે ખરીદ કરી મગાવવાના પ્રયત્નો ચાલુ રાખ્યા હતા હુમાયુનું લશ્કર કિલ્લામાં

---

૩૭ સિકન્દરી ગુ ભા પૃ ૨૯૧ ૯૨ બન્ને અંગ્રેજી તરજુમામાં પણ આ હકીકત આપેલી છે પરન્તુ બીજી એક તવારીખમાં આ તોપ વગેરેની હકીકત નથી ભા કાર ફુત્રુહુલ્લા મુતફુલ્લા પૃ ૧૯૩ની નોંધમાં લખે છે કે આ સકતા અથવા Mesquitaનું નામ John de st Gago હતું અને એણે ખ્રિસ્ત ધર્મનો ત્યાગ કરેલો અહીં જે અફઝલખાન વઝીરનું નામ છે તે અમદાવાદવાળો સુપ્રસિદ્ધ અફજલખાન બંબાણી છે તબકાત અને અકબરનામામાં જે હુમાયુની લડાઈની ખૂબ વિગતો આપે છે તેમાં પાવાગઢના ઘેરાની આ વાત નથી હુમાયુ એ વખતે ખંભાતમાં હોવાથી આ ગ્રન્થોના બિનગુજરાતી લેખકોએ આ નોંધ ન લખી હોય કે રહી ગઈ હોય

ઉપર ચડવા ચારે બાજુ તપાસ કરીને પ્રયત્ન કરતુ હતુ, પણ કાઇ વળતુ નહોતુ અને ઘેરો લંબાયા કરતો હતો આમ ચાર માસ થઇ ગયા હતા કિલ્લામા જોઇતી વસ્તુઓ ઘી વગેરે બીજા લોકો જગલમાથી લઇ જતા અને ઉપરથી લશ્કરીઓ દોરડાથી ખેંચી લેતા, તથા એના પૈસા પણ એ પ્રમાણે આપતા એક વખત હુમાયુ હાલોલના બગીચા બાજુ નિરીક્ષણ કરવા ગયો હતો ત્યારે બાજુના જગલમાથી કેટલાક બીજા લોકોને નીકળતા જોયા તેઓ સંતાવા ગયા, પણ પકડાઇ ગયા એમને જ્યારે પૂછવામા આવ્યુ ત્યારે કહ્યુ થારા લાકડા કાપવા ગયા હતા એવો ઉત્તર મળ્યો, પરન્તુ કોહાડી વગેરે ન હોવાથી એ વાત સાચી ન ઠરી અને થોડાને મારી નાખતા બાકીના એ ખરી વાત કરી[38] એમણે જે જગ્યાએથી અનાજ ઘી વગેરે આવેલુ એ જગ્યા બતાવી. ત્યા પહાડ સીધો ૬૦ થી ૭૦ ગજ ઊંચો અને સુવાળો હોવાથી ચડી ન શકાય તેવો હતો હુમાયુએ ત્યા ખીલા ઠોકાવ્યા અને ૩૯ જુવાનો એના ઉપર ચડ્યા ૪૦ મો પોતે ચડવા જતો હતો તેને બહેરામખાને રોક્યો અને પોતે ચડ્યા પછી ૪૧ મો બાદશાહ જાતે ચડ્યો એમ ૩૦૦ શૂરવીર લશ્કરીઓ કિલ્લામા ચડી ગયા[39] બીજી તરફથી મુખ્ય લશ્કરને બહારથી હુમલો અને તોપમારો કરવાનો હુકમ કર્યો હતો, એટલે પરોઢ થતા ઘેરાયેલુ લશ્કર એ તરફના હુમલાનો સામનો કરતુ હતુ તેવામા હુમાયુના માણસોએ પાછળથી તીરોનો વરસાદ વરસાવી હુમલો કર્યો આમ બે બાજુના હુમલાથી અને પાછળથી થયેલા અણધાર્યા હુમલાથી ઘેરાયેલુ લશ્કર ગભરાઇ ગયુ અને ઇખ્તિયારખાન નાસીને પાવાગઢની રક્ષણહરોળના ઉપલા કિલ્લા 'મૌલિ'મા જઇ ભરાયો ઘણા કપાઇ ગયા, ઘણાને ક્રૂર રીતે મારી નાખવામા આવ્યા, અને કેટલાકે પોતાના બૈરા છોકરા સાથે પડતુ મૂકીને દેહત્યાગ કર્યો આમ હિ સ. ૯૪૨ના સફર માસની ૭મી તારીખે (ઇ સ ૧૫૩૫ના ઓગસ્ટનુ પહેલુ અઠવાડિયુ) ગુજરાતનો આ અજેય કિલ્લો

૩૮ સિકંદરી ગુ ભા પૃ ૨૯૨–૯૩, અકબરનામા ૧ પૃ ૩૧૧ આ વર્ણનમા સિકંદરી અને અકબરનામામા થોડો ફેર છે કેટલીક વાતો સિકંદરીમા નથી, જ્યારે કેટલીક અકબરનામામા નથી

૩૯ અકબરનામા ૧ પૃ ૩૧૧ સિકંદરીમા આ ચડવાની વિગતવાર નોંધ નથી ઊલટુ આ ગોળી લોકોએ કિલ્લામા દાખલ થવાનો એક એવો છૂપો રસ્તો હુમાયુને બતાવ્યો કે જેની ખબર ખુદ ઘેરાયેલા લશ્કરને પણ નહોતી સિકંદરી પૃ ૨૯૩ કિલ્લામા ખૂબ અનાજ હતુ અને આ બનાવથી તથા ગોળીઓની નફાખોરીથી બન્યો એમ મિ અર્સ્કિનનુ માનવુ છે ખૂબ અનાજ હતુ એમ સિકંદરી પણ લખે છે, પણ ઘીની જરૂર પડે

હુમાયુના હાથમા આવ્યો. ઇખ્તિયારખાન પોતે ટકી શકશે નહિ એમ માની બીજે દિવસે હુમાયુને શરણે આવ્યો. ખાન સારો વિદ્વાન, કવિ, અને ખગોળવેત્તા હતો. એની મૈત્રી હુમાયુને પસદ પડી. સિકંદરીના લેખકે ઇખ્તિયારખાનનુ વાક્ચાતુર્ય, શ્લેષ તથા શાસ્ત્ર અને સાહિત્યની ચર્ચાનુ વર્ણન કર્યું છે, અને એમા હુમાયુએ ખાનનો પક્ષ લીધાનુ પણ લખ્યુ છે. ખાન મોગલ દરબારની રીત અને સભ્યતાથી વાકેફ નહોતો, તેથી બીજા અમીરોએ હુમાયુ આગળ એ બરોબર રિવાજ પાળતો નથી એવી ફરિયાદ કરેલી. ખાને કહ્યુ કે પોતે ગુજરાતમા ઊછર્યો છે તેથી મોગલ રિવાજથી અજાણ્યો હોય. હુમાયુએ એના વર્તન માટે ખોટુ ન લગાડ્યુ.[40] ચાપાનેરના વિજયથી હુમાયુના હાથમા ગુજરાતના સુલતાનોનો ભેગો કરેલો ખજાનો અને સોનુ હાથ આવ્યા. એટલુ તો દ્રવ્ય હાથમા આવ્યુ કે દરેક લશ્કરીને ઢાલ ઉપર ભરીને જેટલુ લઈ જઈ શકે તેટલુ આપવામા આવ્યુ અને ગજાની વ્યવસ્થા કે મહેસૂલની કોઈએ દરકાર કરી નહિ. એમ કહેવાય છે કે બહાદુરશાહના એક આલમખાન નામના વિશ્વાસુ નોકરે દારૂના ઘેનમા હુમાયુને એક કૂવો બતાવ્યો અને એમા પુષ્કળ સોનુ છે એમ કહ્યું. કૂવાનુ પાણી ખાલી કરવામા આવ્યુ અને એમા સોના ચાંદીની લગડીઓ નીકળી.[41] હુમાયુએ ચાપાનેરમા ચાંદી અને તાંબાના સિક્કા પડાવ્યા હતા. એક સિક્કામા ચાંપાનેર ૯૪૨મા જિતાયુ અને એનુ શહેર મુકર્રમ નામ આપેલુ છે, ત્યારે બીજામા "શહર-અલ-અઝમાન" (એ જમાનાનુ શહેર') એવા શબ્દો છે.[42]

---

૪૦ ઇખ્તિયારખાનની આ બધી વિગતો સિકંદરીએ ખૂબ વખાણથી આપી છે (ગુ ભા પૃ ૨ ૩ ૯૫), જ્યારે અકબરનામા (૧ પૃ ૩૧૨)મા બહુ ટૂંકાવીને દાખલા વિના નોંધી છે. અકબરનામા પૃ ૩૧૦મા લખે છે કે ઇખ્તિયારખાન નડિયાદના કાજીના કુટુંબનો નબીરો હતો. તબકાતે અકબરી (ઇલિયટ પૃ ૧૯૫)મા માત્ર સામાન્ય નોંધ છે. ફતેહનુ વર્ષ અકબરનામામા 'અવ્વલ હરન ઈ માહ ઇ સફર' એ શબ્દો ઉપરથી હિ ૯૪૩ ઈ સ ૧૫૩૬, ૨૬ જુલાઈ કહે છે એ મોટો ફેર જણાય છે, જ્યારે બદૌની 'નૂર ગહર ઇ સફર બુદ' એ શબ્દો ઉપરથી કાઢે છે, જે હિ ૯૪૨ ૯ ઑગસ્ટ ૧૫૩૫ થાય છે. ૧૫૩૫ની સાલ ખરી જણાય છે.

૪૧ તબકાત (ઇલિયટ પૃ ૧ ૫)મા લખે છે કે યુરોપ, રૂમ (તુર્કી), ચીન, અને દુનિયાના બધા ભાગોમાથી સુલતાનોએ ભેગી કરેલી ચીજો હુમાયુને સાંપડી. જૌહર નામના હુમાયુના એક આફતાબચીએ બાદશાહના ખાનગી જીવનની નોંધ લખી છે. તેનુ નામ "તઝકરહ અલ વકિયાત" છે. ચાર્લ્સ સ્ટવર્ટે એનો તરજુમો કર્યો છે. એમા કૂવામાથી સોનુ નીકળ્યાની વાતનો ઉલ્લેખ પ્રો કોમિસેરિયેટે પોતાના પુસ્તકના પૃ ૩૬૦મા લીધો છે.

૪૨ જર્ન ૯ ટેલરના ગુજરાતના સિક્કાઓ.

## હુમાયુ અમદાવાદમાં

સૌરાષ્ટ્રમાં જ્યાં જ્યાં બહાદુરશાહ ગયો ત્યાં વેરી ક્યાંય નહોતો. દેશનું મહેસૂલ ઉઘરાવેલું નહોતું એટલે ગુજરાતના લોકોએ બહાદુરશાહને કહેવડાવ્યું કે જો તમે કોઈની નિમણૂક કરશો તો મહેસૂલ વસૂલ થઈ શકશે. બહાદુરે મલીક જીવુ ઇમાદઉલ્મુલ્કને[43] ગુજરાત તરફ આ કાર્ય માટે મોકલ્યો. એણે મહેસૂલમાંથી બે ઘોડાના સવારોને લાખ લાખ દામ આપ્યા અને અમદાવાદ પહોંચતાં દસ હજાર સવાર થયા. ત્યાંથી થોડા વખતમાં જ ત્રીસ હજાર થઈ ગયા. સોરઠનો સૂબો મુજાહિદખાન ચાર હજાર સવાર લઈ આવી મળ્યો અને જોતજોતામાં બહાદુરશાહ પાસે પચાસ હજારનું લશ્કર થઈ ગયું. ગુજરાતના લોકોને પોતાના સુલતાન ઉપર ભાવ હતો તે આ ઉપરથી અને મહેસૂલ વસૂલ કરવાની માગણીથી સિદ્ધ થાય છે. માગે પણ પરદેશી લોકને આકર્ષી શકતો નથી એ લોકમાનસ કેવું હોય છે તે સૂચવે છે. હુમાયુએ આ સમાચાર જાણ્યા ત્યારે પોતાના લશ્કરમાં લૂંટમાંથી મેળવેલું બીજું દ્રવ્ય વહેંચ્યું. પાવાગઢનો કિલ્લો તારદી બેગખાનને સોંપી પોતે લશ્કર લઈ અમદાવાદ તરફ ઊપડ્યો. પોતાના ભાઈ મિર્ઝા અસ્કરીને અને મિર્ઝા યાદગાર નાસીર તથા મીર હિંદુબેગને એક દિવસ આગળ મોકલ્યા. ચાંપાનેરમાં ખૂબ દ્રવ્ય મળવાથી જે જે લશ્કરીઓ અને અમલદારો કર્તવ્ય ભૂલી મોજમાં પડ્યા હતા તેમને નીકળતાં પહેલાં શિક્ષાઓ કરી.[44] મોગલ લશ્કર આવતું જાણીને ઇમાદઉલ્મુલ્ક એની સામે આવ્યો અને નડિયાદ

---

૪૩. ગુજરાતમાં આ ખિતાબ બહુ જણાય છે. આ ઇમાદઉલ્મુલ્ક તે તવક્કલનો પુત્ર મલીક જીવુ. એનો બીજો ખિતાબ મુફ્લીહુલ્મુલ્ક હતો. એણે બહાદુર તરફથી ગુજરાતની મહેસૂલ ઉઘરાવી લશ્કર માટે બધી વાપરી, અને કાંઈ પૂછવું નહિ એવી આ માટે શરત કરી હતી (જુઓ અરબી ઇતિહાસ જફરુલવાલા પૃ. ૨૪૯-૫૦). એ અમદાવાદની લડાઈમાં મરી ગયો હતો એ વાત ખોટી છે.

૪૪. અકબરનામા ૧ પૃ. ૩૧૨-૧૩માં આ બધું વર્ણન ચમત્કાર રીતે ને લંબાણથી આપ્યું છે. ૪૦૦ માણસોએ દારૂના નશામાં દક્ષિણ તરફ ચડાઈ કરવાનું નાટક ભજવેલું. એ બધાને ક્રૂર રીતે હાથીના પગતળે અને બીજાના હાથપગ, નાકકાન, વગેરે કાપી નાખવામાં આવ્યા. હાંનોલના બાગમાં આ બીના બની હતી. મંગળવાર હોવાથી બાદશાહે લાલ કપડાં પહેરી સજા ફરમાવી હતી. હુમાયુ માટે આ ક્રૂરતા શરમ ભરેલી હતી. અર્સ્કિન અબુલફઝલે જે છટાથી આ વર્ણન કર્યું છે તે માટે અણગમો વ્યક્ત કરે છે (જુઓ અકબરનામા ૧ પૃ. ૩૧૫ નો ૧). એક ઇમામની સાંજની પ્રાર્થનામાં એક વાક્યમાં "દેફા" શબ્દ દ્વિઅર્થી વાપરવાથી હુમાયુને ખોટું લાગ્યું અને એને હાથીના પગતળે કચરાવ્યા, આ વાત પણ અબુલફઝલે છટાથી (પૃ. ૩૧૫-૧૬)માં લખી છે. પ્રો. કોમિસેરિયેટે આ વાતની ખાસ ફકરાઓમાં નોંધ લીધી છે, પણ તે અહીં ખાસ જરૂરની નથી.

મહેમદાવાદની વચ્ચે બન્નેના લશ્કરોનો ભેટો થઇ ગયો. અસ્કરી નાની ટુકડી સાથે આગળ હોવાથી જે ઝપાઝપી થઇ તેમા એણે હાર ખાધી, પરન્તુ પાછળથી હિંદુબેગ, કાસિમ હુસેનખાન, અને યાદગાર નાઝીર મિર્ઝા સાથેનું મુખ્ય લશ્કર આવી પહોંચ્યુ. એ પછી જે લડાઇ થઇ તેમા ઇમાદઉલ્મુલ્ક હાર્યો, અને ગુજરાતી લશ્કરના ત્રણથી ચાર હજાર માણસો માર્યાં ગયા.[45] આ વિજય પછી હુમાયુનું લશ્કર અમદાવાદ તરફ આગળ વધ્યુ અને કાંકરિયા તળાવ ઉપર આવીને પડાવ નાંખ્યો. મિર્ઝાં અસ્કરી આગળ હતો અને એને અમદાવાદનો વહીવટ સોંપવાનો હોવાથી એ શહેર તરફ ગયો. બધું લશ્કર શહેરમાં પેસે અને શહેરીઓને ત્રાસ પડે તે માટે અસ્કરીના ખાસ માણસોને જ અંદર જવાનો હુકમ કરવામા આવ્યો, અને એમા માણસો સિવાયના બીજા શહેરમા ન ઘૂસી ન જાય તે માટે દરેક દરવાજે તકેદારી રાખવામાં આવી. હુમાયુ પોતે કાંકરિયામાથી છાવણી ખસેડીને સરખેજ તરફ ગયો અને ત્યાં પડાવ નાખ્યો. હિંદુબેગને મોટા લશ્કર સાથે અમદાવાદમાં પ્રસંગ પડ્યે કામ આવે તે માટે રાખ્યો.[46] તબકાતે અકબરીનો લેખક નિઝામુદ્દીન અહમદ લખે છે કે મારો પિતા આ વખતે અમદાવાદમાં અસ્કરીનો વઝીર હતો. કહે છે કે ગરમીનો ઉકળાટ બહુ હતો અને અસ્કરી, હિંદુબેગ અને મિર્ઝા યાદગાર શહેર બહાર થોડે દૂર ગયેલા તેવામા કેટલાક ગુજરાતીઓ લૂટ માટે આવી લાગ્યા અને ઝડપથી લૂટ કરી જતા હતા તેવામાં મોગલ લશ્કર ભેગું થયુ અને બધા નાસી ગયા તેમા બે હજાર ગુજરાતીઓ માર્યા ગયા.[47]

૪૫. અકબરનામા ૧ પૃ ૩૧૫ તબકાતે અકબરી ઇલિયટ ૫ પૃ ૧૯૬. અકબરનામા કહે છે કે હાર્યા પછી ગુજરાતીઓ બીજો હુમલો કરશે કે નહિ એવો સવાલ હુમાયુએ ખુદાવંદ ખાનને પૂછયો. એણે કહ્યુ કે જો ઇમાદઉલ્મુલ્ક જાતે લડાઇમા આવ્યો હશે તો બીજો હુમલો નહિ થાય. એ જાતે આવેલો કે નહિ તેની હુમાયુએ તપાસ કરાવેલી ઇમાદઉલ્મુલ્ક માટે કેવો હલકો અભિપ્રાય હતો તે આ ઉપરથી જણાય છે, અને ખુદાવંદખાન એને માટે lep rous slave પતિયો ગુલામ શબ્દ વાપરે છે

૪૬: અકબરનામા ૧ પૃ ૩૧૭ સિકંદરીમા આ વર્ણન વિગતવાર નથી.

૪૭: તબકાતે અકબરી ઇલિયટ ૫ પૃ ૧૯૬ આ ઉલ્લેખ તબકાતના લેખકે પોતે કરેલો છે ઇલિયટે તબકાતના ઉપર્યુક્ત ભાષાંતરમા તથા તેમા આપેલા લેખકના ચરિત્રમા આ ઉલ્લેખ સ્પષ્ટ કરેલો છે કે લેખકનો પિતા અસ્કરીનો વઝીર હતો પરતુ એ જ ઇલિયટે 'તારીખે સલાતીને અફગાન'ના લેખક મહમદ યાદગાર માટે (૫ પૃ ૧) નખના યાદગારનો પિતા વઝીર હતો એમ લખ્યુ છે આ ગોટાળો જ છે અને ઇલિયટની સરતચૂક લાગે છે પરતુ પ્રો. કોમિસેરિયેટે એમના પુસ્તકના પૃ ૩૯૭ની નોંધ ૧મા ઇલિયટની આ ભૂલ વાળો ઉતારો કર્યો છે, જ્યારે તબકાતના લેખકવાળો ઉલ્લેખ એમણે જોયો લાગતો નથી.

હુમાયુએ અમદાવાદના સ્થળોની મુલાકાત લીધી, વટવા જઈને હઝરત કુતુબેઆલમસાહેબની દરગાહની ઝયારત કરી અને ત્યાં રહેલો નોહ નક્કર પથ્થરનો ચમત્કારિક ટુકડો આશ્ચર્યથી નિહાળ્યો.[48] અમદાવાદના વહીવટની વ્યવસ્થા કરી અસ્કરીને ત્યાં રાખ્યો. યાદગાર નઝીર મિર્ઝાને પાટણનો સૂબો બનાવ્યો ભરૂચ સુરત અને નવસારી કાસિમ હુસનને આપ્યા. ખંભાત અને વડોદરા દોસ્તબેગ ઇશાક આકાને આપ્યા. ચાંપાનેર, તારદીબેગખાનને આપ્યું. એમ ગુજરાતના વિભાગો ઉપર પોતાના માણસોને નીમી દીધા.[49] સૌરાષ્ટ્ર હજી જિતાયુ નહોતું અને બહાદુરશાહ હજી ત્યાં બળવાન ગણાતો હતો. એની પાછળ પડીને દીવ જવા માટે હુમાયુ ઊપડ્યો, પરન્તુ ધંધુકા પહોંચતા આગ્રાથી બળવો થયાના સમાચાર મળ્યા, એટલે એને ગૂજરાત છોડી માળવાને રસ્તે ચાલ્યા જવું પડ્યું.[50] શેર અફઘાને જોનપુર ઉપર હુમલો કર્યાના સમાચાર પણ મળ્યા.[51] હુમાયુને માળવામાં માંડુની હવા પસંદ પડી હતી અને ગૂજરાત માળવા જેવા હિંદના રસાળ અને ધનના ભંડારો હાથમાં હતા, એટલે માંડુને રાજધાની બનાવી ત્યાંથી હિંદ ઉપર રાજ્ય કરવાનો એનો ઇરાદો હતો. એટલે મુખ્ય લશ્કર સાથે ખંભાત, વડોદરા, ભરૂચ, સુરત, અને બુરહાનપુરને રસ્તે એ માંડુ તરફ ગયો.[52]

## મિર્ઝા અસ્કરીએ અમદાવાદ છોડ્યું

આ તરફ ગૂજરાતમાં બંદોબસ્ત માટે મૂકેલા અમીરો અને પોતાના ભાઈ અસ્કરીમાં સંપ નહોતો. એ લોકોના મનમાં સત્તા પોતાના હાથમાં લઈ બળવો કરવાના વિચારો આવી રહ્યા હતા. આ બાજુ બહાદુરના અમીરો પણ શાંત નહોતા. ખાનજહાને હુમાયુએ કાસિમ હુસેનખાનને જાગીરમાં આપેલું નવસારી લઈ લીધું. બંદરના થાણાં લેવા માટે ખ્વાજા સફર સલમાની જેને બહાદુરે રૂમીખાનની જગ્યા ઉપર દીવનો અધિકારી નીમ્યો હતો તે નૌકા સૈન્ય લઈ આવ્યો. ખાનજહાન જમીનમાર્ગે ભરૂચ આવ્યો. આ બધી ચળવળથી

48 સિકન્દરીએ આ વાત નોંધી છે. જુ. બા. ૨૯૫-૯૬. એમાં એ ચમત્કારનું વર્ણન પણ કર્યું છે, જે પાછળ એ સંતના ચરિત્રમાં આપણે જોઈ ગયા છીએ. અહમદીમાં એ વર્ણન વિગતથી આપ્યું છે.

49 આ વહેંચણીની વિગત અને નામોમાં સિકન્દરી, અકબરનામા, અને તબકાતના અને ભાષાંતરોમાં થોડો થોડો ફેર છે. પરંતુ એની વિગતમાં ઊતરવાનો અર્થ નથી.

50 સિકન્દરી પૃ. ૨૯૬. અકબરનામા ૧ પૃ. ૩૧૭-૧૮. તબકાતે હુમાયુનું પાછા જવાનું કારણ નોંધ્યું નથી.

51 સિકન્દરી પૃ. ૨૯૬.

52 અકબરનામા ૧ પૃ. ૩૧૮-૩૨૧.

કાસિમહુસેન નાસીને ચાંપાનેર ગયો અને ત્યાંથી અમદાવાદ આવી તે નસરૂ રીને મળ્યો. બહાદુરશાહ તરફથી સૈયદ ઇશાકે ખંભાતનો કબજો લીધો.[૫૩] યાદગાર નાસીર મિર્ઝાને પાટણથી અસ્કરીએ અમદાવાદ બોલાવી લીધો. દરિયાખાન અને મુહાફિઝખાન બહાદુરને મળવા જતા હતા તેમણે ખાલી પાટણનો કબજો લઇ લીધો.[૫૪] યાદગાર નાસીર મિર્ઝાનો અમીર ગઝનફાર ફૂટી ગયો અને ત્રણસો સવારો લઈ બહાદુરશાહને જઇ મળ્યો. એણે મોગલોની આંતરિક સ્થિતિથી સુલતાનને વાકેફ કર્યા અને ગુજરાત પાછું જીતી લેવાનો ખરો વખત છે એમ સમજાવ્યું. બહાદુરશાહે આ તકનો લાભ લઇ અમદાવાદ ઉપર ચડાઇ કરી અને નદીકિનારે સરખેજ પાસે પડાવ નાખ્યો. અસ્કરી પાસે વીસ હજારનું લશ્કર હતું પણ એના અમીરોની દાનત સાફ નહોતી, અને હુમાયુ તરફ કોઇ વફાદાર નહોતું. એ લોકો શહેરમાંથી નીકળી આશાવલની પાછળ ગ્યાસપુર ગામ પાસે સરખેજમાં રહેલા બહાદુરની છાવણીની સામે આવીને પડ્યા.[૫૫] આખી રાત લડાઇની તૈયારીઓના દેખાવો કર્યા અને તાપણીઓ સળગાવી, સળગતી તાપણીઓ મૂકી અહેમદાવાદ તરફ ચાલી નીકળ્યા. તબકાતે અકબરીનો લેખક લખે છે કે આ પ્રસંગે એક તોપનો ગોળો અચાનક મોગલોની છાવણીમાંથી છૂટી ગયેલો તે સીધો સામે કિનારે બહાદુરશાહના તંબુને વાગ્યો. આ ઉપરથી ગઝનફારને ખોટી સલાહ માટે શિક્ષા કરવા સુલતાને બોલાવ્યો. એણે કહ્યું કે મોગલોનો ઇરાદો લડવાનો નથી અને એની ખાતરી

---

૫૩ એજ પૃ. ૩૧૯ એને ખાનજહાન શિરાઝી કહ્યો છે. અરબી ઇતિહાસ પૃ ૨૫૬માં એને બહાદુરનો અમીર કહ્યો છે. તબકાત ઇલિયટ ૫ પૃ ૧૯૭ સિકન્દરીમાં એનું નામ નથી. સૈયદ ઇશાક બહુ ઝડપવાળો હતો તેથી બહાદુરે એને શિતાબખાન(ઝડપીખાન) નો કિતાબ આપ્યો હતો.

૫૪ અકબરનામા પૃ ૩૧૯ આ બે અમીરો રાયસીનથી આવતા હતા એમ લખે છે જ્યારે સિકંદરી ગુ ભા પૃ ૨૮૭માં લખે છે કે અબીનનસ (નસીર) મલીક જે રણથંભોરમાં હતો અને મલીક બુરહાનુલ્લ બુનયાતી જે અજમેરમાં હતો તે બન્ને વીસ હજાર સવાર લઇ પાટણ નજીક આવ્યા અને બહાદુરને કહેવડાવ્યું કે યાદગાર મિર્ઝા સાથે લડીએ. બહાદુરે થોભી જવા માટે લખ્યું. આમ આ બે ગ્રંથોમાં ફેર પડે છે. પરંતુ અહીં અકબરનામાનું લખાણ વિશ્વસનીય ગણાય છે.

૫૫ અકબરનામા ૧ પૃ ૩૨૦ તબકાતે અકબરી ઇલિયટ ૫ પૃ ૧૯૮, સિકંદરી ગુ ભા પૃ ૨૯૭. પહેલા બે ગ્રંથો આશાવલની પાછળ એમ લખે છે. સિકંદરી ગ્યાસપુરનું નામ લખે છે. એ ત્યાંજ આવેલું છે. ગઝનફારનો ઉલ્લેખ અકબરનામા અને તબકાતમાં છે. અરબી ઇતિહાસ પૃ ૨૫૦ અને પૃ ૨૯૧માં એનું નામ ગઝનફારુલ મુલ્ક બીહલીમ આપેલું છે અને યાદગાર મિર્ઝાએ પોતાની તરફથી પાટણનો વહીવટ કરવા મૂક્યો એમ લખે છે.

થવા પછી શિક્ષા કરવી જ્યારે એ વાત ખરી ઠરી ત્યારે નામતા મોગલોની પાછળ બહાદુરશાહનું લશ્કર પડ્યુ [૫૬]

### કનોજની લડાઇ અને અસ્કરીનુ ચાંપાનેર નાસી જવું

બહાદુરશાહના લશ્કરના આગલા ભાગના સેનાપતિ મહેમદાવાદવાળા સૈયદ મુબારક બુખારી હતા બહાદુરશાહના લશ્કરે ઉતાવળી કૂચે મોગલોને કનોજ ગામ આગળ રોકી લડાઇ આપી [૫૭] મોગલોના પાછલા ભાગનો સેનાપતિ યાદગાર નાસીર મિર્ઝા હતો કનોજની લડાઈમા બન્ને પક્ષે સારી ખુવારી થઈ મિર્ઝા પણ ઘાયલ થયો હતો તે મહેમદાવાદ જઇ અસ્કરીને મળ્યો અસ્કરીમા હવે લડવાની હિંમત રહી નહોતી એટલે બધુ મોગલ લશ્કર ચાંપાનેર ગયુ, રસ્તામા મહી નદીમા ખૂબ પૂર આવેલુ હતું તે ઓળગતા મોગલોના ઘણા માણસો તણાઇને ડૂબી ગયા [૫૮] મિર્ઝાઓ હવે ચાંપાનેર પહોચ્યા અને તરદી બેગખાનને પોતા સાથે જોડાવા સમજાવવા લાગ્યા પરંતુ એ હુમાયુને વફાદાર હતો મિર્ઝાનો ઇરાદો એને બોલાવીને પકડી લેવાનો પણ હતો અને અસ્કરીને બાદશાહ તરીકે જાહેર કરી બહાદુરને જીતી શકાય તો ગૂજરાત, નહિતો આગ્રામા તખ્તનશીન કરવાનો ઇરાદો હતો [૫૯] તરદીબેગે પાવાગઢના કિલ્લા ઉપરથી એમના ઉપર મારો ચલાવવા માડ્યો એટલે એ લોકો છેવટે આગ્રા તરફ ચાલ્યા ગયા સુલતાન બહાદુરશાહ મહી નદી ઉપર પડ્યો હતો તેને મોગલોના ગયાના સમાચાર મળતા એ ચાંપાનેર ગયો તરદીબેગ હવે સુલતાન સાથે લડવુ યોગ્ય ન લાગવાથી અને પોતે એકલો પડી જવાથી કિલ્લો ખાલી કરી ગાડુ ચાલ્યો ગયો અને ત્યા હુમાયુને મળી મિર્ઝાઓના દગાની બધી વાત કરી [૬૦] આ સમાચારો સાભળીને હુમાયુએ ચિત્તોડને રસ્તે વહેલો આગ્રા પહોચવાનો નિશ્ચય કર્યો ચિત્તોડમા બધા ભેગા થઈ ગયા અને આમ ભના દિવસ હુમાયુએ અસ્કરીને માફી આપી [૬૧] હવે ગુજરાત આખુ બહાદુરશાહના તાબામા ફરીથી આવી ગયુ એણે ચાંપાનેરમા પ્રવેશ કર્યો ગૂજરાત મોગલોના હાથમા આમ એક વર્ષ રહ્યુ [૬૨] બહાદુરે

---

૫૬ આ હકીકત તબકાતે અકબરી ઇલિયટ ૫ પૃ ૧૯૮મા આપેલી છે તાજખાનના દેખાવની વાત સિકન્દરીમા પૃ ૨૯૭મા છે

૫૭ સિકન્દરી ગુ ભા પૃ ૨૯૭ અકબરનામા ૧ પૃ ૩૨૦

૫૮ અકબરનામા ૧ પૃ ૩૨૦ સિકન્દરી ગુ ભા પૃ ૨૯૮

૫૯ અકબરનામા ૧ પૃ ૩૨૦ ૨૧

૬૦ અકબરનામા ૧ પૃ ૩૨૧

૬૧ એજ પૃ ૩૨૧

૬૨ આમા મતભેદ છે સિકંદરી ગુ ભા પૃ ૨૯૮મા નવ મહિના ઉપર થોડા દિવસ લખે

હવે માત્ર ફિરંગીઓ માટે જ ચિંતા હતી એણે ગૂજરાત પાછું લીધા પછી પોતાના જૂના અમીરો પાસે રૂમીખાનની સલાહ માનવા માટે માફી માગી.[૬૩] માળવા તો હુમાયુના હાથમાં હમેશ માટે ગયું અને મોગલોની સત્તા થયા પછી ગૂજરાત માળવાને એક થવાનો કે ઘર્ષણ થવાનો પ્રસંગ આવ્યો જ નહિ.

## બહાદુરના સમયના અમીરો

બહાદુરશાહના સમયમા ગૂજરાતમાં કેટલાક પ્રસિદ્ધ ઉમરાવો થઈ ગયા એમા કેટલાક દેશી અને કેટલાક પરદેશી હતા. એક બે અપવાદ સિવાય બીજા મોટા અમીરોની કારકિર્દી બહાદુરશાહના સમયમાં શરૂ થઇ, પરતુ એમણે બહાદુર પછીના સુલતાન મહમૂદ ત્રીજાના સમયમા પણ અગત્યનો ભાગ ભજવેલો છે, એટલે એવા અમીરોનો નામનિર્દેશ અહી કરીશુ અને વર્ણન મહમૂદ ત્રીજાના સમયમા કરીશુ

### પરદેશીઓ

સુલતાન બહાદુરશાહને પરદેશીઓ ઉપર વધારે વિશ્વાસ હતો એમ જણાય છે. એના લશ્કરમા દસ હજાર પરદેશી બાદૂતી લશ્કરીઓ હતા. જૂના વિશ્વાસુ અમીરો કરતાં પરદેશી અમીરો ઉપર એણે વધારે પડતો સ્નેહ બતાવી વિશ્વાસ મૂકયો હતો અને એનાં પરિણામો એને ભોગવવા પડયા છે એ પાછળ જોઈ ગયા. એમ કહે છે કે એના એક અંગરક્ષકથી એકવાર એની પાલખીને કાંઈ વાગે એવો બનાવ બનેલો, અને એવા એક બનાવ ઉપરથી એને ગૂજરાતીઓ ઉપર અણગમો પેદા થયો હતો, અને પરદેશી તરફ આકર્ષણ વધતું જતું હતું. હાજી દબીર લખે છે કે બહાદુરે એક વખત તાતારખાનને કહેલું કે મોગલોનુ બળ મેં જોયુ છે; હિંદીઓ અને મોગલોની સરખામણી કાચ અને પથ્થર સાથે થઇ શકે; ગમે તે અથડાય પણ હમેશા કાચ જ ફૂટે. ગૂજરાતના સુલતાનની કેવી વિચિત્ર મનોદશા![૬૪] મુસ્તફા રૂમીખાન એ જ અરસામા તુર્કીથી નવ આવેલો અને ઉપર્યુક્ત બનાવ પછી એના તરફ પણ વિશ્વાસ વધ્યો હતો બહાદુરના સમયથી ગૂજરાતમાં દેશી અને પરદેશી અમીરો વચ્ચેની હરીફાઇ થવા લાગી અને પાછળના સુલતાનોના સમયમા એ વધી પડી અને ઝઘડાના બીજ રોપાયાં.

---

છે. અરબી ઇતિહાસ પ્રમાણે તેર મહિના અને તેર દિવસો ચડગણતરી પ્રમાણે થાય છે. એમા. ૨૧ શવ્વાલ ૯૪૧થી૩જી ઝીલહિજ્જ ૯ ૪૨ એટલે ૨૫ એપ્રિલ ૧૫૩૫થી ૨૪ મે ૧૫૩૬ આવે છે. (પ્રો ગોમિ ઇતિ. પૃ. ૩૭૧)

૬૩: રવ. રત્નમણિરાવને હાથે આ પ દ્દીપ લખવી રહી ગઈ છે. —સં૰

૬૪: આ વિગતો અરબી ઇતિહાસમા પૃ ૨૨૧ અને ૨૨૯મા આપેલી છે

એમાં ગુજરાતની ખાનાખરાબી થઈ. રૂમી(તુર્કી) અમીરોની સાથે હજરીઓ આવ્યા અને પાછળથી મોટા સત્તાધીશ અમીરો થઈ પડ્યા.

### તાજખાન નરપાલી

ગુજરાતના અમીરોમાં એ સમયે તાજખાન નરપાલી મુખ્ય હતો, અને બહાદુરના પિતા મુઝફ્ફર બીજાના દરબારમાં પણ એ હતો. મુઝફ્ફરે એના યુવરાજ સિકંદરને ગાદી આપી ત્યારથી જ એ બહાદુરના પક્ષમાં હતો અને બહાદુરને ઉત્તર હિંદમાંથી બોલાવી ગુજરાતની ગાદી અપાવવામાં સૌથી વધારે ભાગ આ અમીરે ભજવેલો હતો. બહાદુરના આવતાં પહેલાં એ પોતાની જાગીર ધંધુકામાં રહેતો હતો, અને સિકંદરના ખૂન પછી એણે બહાદુરનો પત્તો મેળવી સંદેશો મોકલી, રાજછત્ર સાથે એને લેવા સામો પાટણ ગયો હતો. બહાદુરે એને વઝીર બનાવ્યો હતો. એક વાર ખંભાતના દરોગા-વહીવટદાર તરીકે પણ એને મોકલ્યો હતો. એના જમાનામાં એ કુશળ વહીવટ કરનાર ગણાતો હતો. એણે અમદાવાદમાં જમાલપુર અને આસ્તોડિયાની વચ્ચે તાજપુર નામનો લત્તો પોતાના નામથી આબાદ કરેલો તે આજે પણ એનું નામ જાળવી રહ્યો છે. રસૂલાબાદના સુપ્રસિદ્ધ સંત શાહઆલમ સાહેબ બુખારીનો રોજો તાજખાને બંધાવ્યો. અમદાવાદનાં મુસલમાન સ્થાપત્યના જોવા લાયક સ્થળોમાં આજે એ રોજાની ગણતરી થાય છે.[૧૫]

### હુસામ-ઉદ્દીનખાન—તારીખે બહાદુરશાહીનો લેખક

ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં અગત્યનો ગણાય એવો આ સમયનો બીજો અમીર તે તારીખે બહાદુરશાહીના સુપ્રસિદ્ધ ઇતિહાસનો લેખક હુસામ ખાન. આ ગુજરાતી અને અમદાવાદી હતો. અમદાવાદમાં ઘીકાંટે આવેલી અને આજે અખંડ ઊભેલી પ્રસિદ્ધ મસ્જિદના બાંધનાર અને અમદાવાદના એક સમયના સૂબા તથા મહમૂદ બેગડાના વઝીર, જલાલુદ્દીન મુહંમદ મુહાફિઝ-ખાનનો એ પૌત્ર થાય. એણે સુલતાન મુઝફ્ફર શાહના સમયમાં ઘણી લડાઈ-ઓમાં ભાગ લીધેલો, અને એની સાથે ધારનો કબજો લેવામાં પણ એ હતો. કિવામઉલ્મુલ્ક મલિક સારંગ—અમદાવાદમાં સારંગપુરને નામ આપનાર—જ્યારે અમદાવાદનો સૂબો અને વઝીર હતો (૧૫૨૧) ત્યારે એ એના હાથ નીચે હતો, અને ઇડર ડુંગરપુર વગેરે સાથેની લડાઈઓમાં પણ એણે ભાગ લીધો હતો. સુલતાન બહાદુરના સમયમાં એ ખંભાત બંદરનો દરોગો પણ નિમાયો હતો.

---

૧૫: સિકંદરીમાં એને લગતા ઉલ્લેખો લેવા છે. અરબી ઇતિહાસમાં પણ પૃ.૧૨૨,૧૪૨, ૨૩૯, ૨૫૬માં એના ઉલ્લેખો છે. એ નિવૃત્ત થયો હતો એમ અરબી ઇતિહાસ લખે છે.

એ ઉલ્લેખ જોઈ ગયા છીએ આ ઉપરથી બહુ વિશ્વાસુ અમીરોને ખભાતના વહીવટદારનું માન મળતુ એમ સમજાય છે, અને એ સમયે એ બદરની ગુજરાતમા જ નહિ પણ હિંદભરમા ખ્યાતિ હતી ઇ સ ૧૫૩૧મા બહાદુરશાહ સાથે ગાડુની ચડાઇમા અને ઈ.સ ૧૫૩૩માં તાતારખાન સાથે ચિત્તોડની ચડાઈમા પણ એણે ભાગ લીધો હતો. એ વર્ષ પછી એની પોતાના હાથની નોધ મળતી નથી ૧૬ પરતુ મંજુ સૈજુ સંગીતકારના વર્ણનમા જોઇ ગયા તે પ્રમાણે મદસોરની હાર પછી હુમાયુ તરફથી એને કાઇ હરકત ન થાય તે માટે સિકદરીના લેખકના પિતા મિયા મઝુ અકબરે એને પોતાના ઘરમા રાખી સાચવેલો (૧૫૩૫) એવો ઉલ્લેખ છે એ પછી આ સુપ્રસિદ્ધ લેખકનું શુ થયુ તેનો પત્તો મળતો નથી,૧૭ પરતુ એણે લખેલો ઇતિહાસ તારીખે બહાદુરશાહી અથવા તબકાતે હુસામશાહી એ ગૂજરાતના ઇતિહાસોમા એક અમૂલ્ય અને વિશ્વાસનીય ગ્રથ ગણાય એવો છે, જોકે એની મૂળ નકલનો આજ સુધી પત્તો લાગ્યો નથી સિકદરી અને હાજી અદબીરના અરબી ઇતિહાસમા એના ઉતારા અને નોધ પુષ્કળ પ્રમાણમા મળી આવે છે, પરતુ એ બધા ઉલ્લેખોમા આ ઇતિહાસકારનુ નામ મળતુ નથી હાજી અદબીરના ઇતિહાસના વિદ્વાન સપાદક સર ડેનિસન રોસે બહાદુરશાહીનો લેખક એ જ હુસામખાન એ બતાવ્યુ છે અને એમના સપાદનની અરબી આવૃત્તિની અગ્રેજી પ્રસ્તાવનામા સબળ કારણોથી એ સિદ્ધ કર્યુ છે ઈ સ ૧૭૬૧મા અમદાવાદના અલીમુહમદખાને મિરાતે અહમદીમા આ ઇતિહાસનો ઉલ્લેખ કર્યો છે, છતા આવા ઉપયોગી ગ્રથનો હજી પત્તો લાગ્યો નથી ગૂજરાતના ઇતિહાસ માટે અને એ સમયની કેટલી સાસ્કૃતિક હકીકતો તથા સ્થળોના નામો માટે એ ઇતિહાસ અમૂલ્ય છે અને શૈલી કેટલીક વાર ગૂચવણવાળી છતા માહિતી માટે સારી છે ગૂજરાતના મુસલમાન સમયના ઇતિહાસો બીજા પ્રાતો કરતા વધારે સમૃદ્ધ

---

૧૬ સિકન્દરીમા એના ઉલ્લેખો વારવાર આવે છે તેની નોધ કરેલી છે હાજી અદબીર અરબી ઇતિહાસમા હુસામખાનના ઇતિહાસમાથી ઘણા ઉતારા કર્યા છે અને એ ગ્રથમા એના પુષ્કળ ઉલ્લેખો છે સર ડેનિસન રોસે ગ્ર ૨ ની પ્રસ્તાવનામા પણ એનુ ચરિત્ર આપેલુ છે અરબી ઇતિહાસના જે ઉલ્લેખો એણે લડાઈઓમા ભાગ લીધા છે તેને લગતા ઘણે ભાગે સિકન્દરીને મળતા છે, કારણ બન્નેનુ મૂળ એનો ગ્રથ જ છે

૧૭ હુસામખાન તો શુદ્ધ અમદાવાદી હતો, પરતુ સિકદરીનો લેખક મહેમદાવાદના હતો એના પિતા મઝુએ જે જૂની ઓળખાણની વાત હુસામખાન સાથેની કરી છે તે ઉપરથી મઝુ પણ ગુજરાતી હોવો જોઇએ મઝુના ઉલ્લેખ પછી એના ઉલ્લેખ મળતા નથી, તે તો એના ઇતિહાસ જડે તો જ મળી શકે હાજીઅદબીરને બહાદુરશાહનો ઇતિહાસ પૂરા કરવાની ઇચ્છા થયેલી (અરબી ઇતિહાસ પૃ ૨૨૭)

છે અને એમા તળગુજરાતીઓને હાથે જે ગ્રંથો લખાયા છે એવા અન્ય પ્રાંતવાસીઓએ પોતાને માટે લખેલા મળતા નથી એ બધામા તારીખે બહાદુરશાહીનુ સ્થાન ઊંચુ છે.

### આસફખાન

આ બે અમીરો સિવાય બીજાઓએ બહાદુરશાહની પછી મહમદ ત્રીજાના સમયમા અગત્યનો ભાગ ભજવેલો છે તેમા મુખ્ય આસફખાન છે એનુ આખુ નામ અબુલકાસીમ અબદુલ અઝીઝ છે એનુ પેઢીનામુ સિંધના જામ નદાની કે એહને મળે છે. આસફખાનનો જન્મ ઇ. સ. ૧૪૯૮મા ચાંપાનેરમા થયો હતો. એનો પહેલો ખિતાબ હમીદઉલ્મુલ્ક હતો અને પછીથી આસફખાનનો ઇલકાબ મળ્યો હતો. બહાદુરશાહ અને પછી મહમૂદ ત્રીજાને એના ઉપર બહુ જ વિશ્વાસ હતો. મુઝફ્ફરશાહ બીજાના સમયમા એનો પિતા હમીદઉલ્મુલ્ક દરબારનો અમીર હતો. બાળક સુલતાનને એના કબજામા સોંપવામા આવેલો. ઇ. સ. ૧૫૩૫મા જ્યારે હુમાયુની ચડાઈમા હારી બહાદુરશાહ માંડુથી ચાંપાનેર અને ત્યાંથી ખંભાત થઈ દીવ તરફ નાઠો ત્યારે ચાંપાનેરનો અમૂલ્ય ખજાનો અને બહાદુરનો જનાનો આસફખાનને સોંપવામા આવ્યા અને દીવ પહોંચ્યા પછી એ બધુ લઈ એને મક્કા જવાનો હુકમ થયો. મક્કામા આ ખજાનામાથી ૧૫૦ પેટીઓ એણે ખેરાત કરી અને એટલુ દ્રવ્ય વહેંચ્યુ કે મક્કાની સ્ત્રીઓ અને એમના નોકરો પહેલા કરતા વધારે શોભાયમાન લાગવા માંડ્યા. આસફખાનને બહાદુરશાહના મરણના સમાચાર મક્કાથી ઇજિપ્ત ગયેલો ત્યારે મળેલા. એ ચાર વર્ષ પરદેશમા રહ્યો. એના ચરિત્રનો ગુજરાતના ઇતિહાસ સાથેનો અગત્યનો ભાગ મહમૂદ ત્રીજાના સમયમા વર્ણવીશુ. અરબી ઇતિહાસના લેખકનો પિતા સિરાજુદ્દીન એના રસાલાના મુખ્ય મુનીમ તરીકે મક્કા ગયેલો. આ બહાદુરના મરણના સમાચારથી એના જમાનાની થયેલી વિષમ પરિસ્થિતિમા એણે હોશિયારીથી કામ લીધુ.[૯૮] બહાદુરના મરણના સમાચાર ઇજિપ્ત પહોંચતા તુર્કીના સુલતાન તરફથી ઇજિપ્ત હેજાજ અને યમન ઉપર સત્તા ભોગવતા ખુશકદમ પાશાએ એના જનાનો અને ખજાનો જપ્ત કરવા જેદ્દાના અમીર ઉપર હુકમ મોકલ્યો અને મક્કામા

૯૮ આસફખાને જેજે ભાગ બહાદુર સાથે લીધેલા તેના સિકંદરીના ઉલ્લેખો લેવા છે પરંતુ આ આસફખાન અરબી ઇતિહાસના લેખક હાજી અદબીરના પિતાનો શેઠ હતો, અને એ મક્કામા હોવાથી ત્યા જન્મેલો હતો, એટલે આ અમીરના ઉલ્લેખો—વર્ણન, અને બીજી વિગતો અરબી ઇતિહાસમા ખૂબ જ છે એમાથી અહીં સારમાત્ર લીધો છે વધુ મહમૂદ ત્રીજાના પ્રકરણમા જોઈશું

ખજાનાને સીલ મારવા લખ્યુ આ સમાચાર સિરાજુદ્દીને ઝડપથી આસફખાનને પહોચાડયા અને એણે એ હુકમ રદ કરનો બીજો હુકમ ખૂબ લાગવગ વાપરીને લીધો અહીં મક્કામા બહાદુરના જનાનાની સ્ત્રીઓએ અજાણ્યાઓને તાબે થવાને બદલે રજપૂતોની પેઠે દેહત્યાગ કરવાની તૈયારીઓ રાતોરાત કરી સિરાજુદ્દીને હિંદથી આવેલી મીઠાઇઓ અને સૂકા ફળોના થાળ ભરી સવારે અમીનની મજલીસમા મોકલ્યા એ વખતે આસફખાને મેળવેલો રદ હુકમ અમીન ઉપર ગોઠવાવવા પહેલા હુકમ સાથે આવી લાગેલો, અને આખી પરિસ્થિતિ બદલાઈ ગઇ[૬૯] જનાનો બચી ગયો ખજાનો આગળ ઉપર છેવટે સુલેમાનના હાથમા આવ્યો તેનો ઉલ્લેખ કર્યો છે અને બીજુ વર્ણન આગળ કરીશ આસફખાન આમ બાર વર્ષ પરદેશમા રહ્યો

### અફઝલખાન અને ઇમાદઉલ્મુલ્ક મલીકજી

બીજો અમીર અફઝલખાન મસાણી હતો, અને બહાદુરશાહના અમલ દરમ્યાન ઊંચી પદવીએ ચડી એના મરણ પછી એકાંતમા જીવન ગાળતો હતો મહમૂદ ત્રીજાના સમયમા એણે રાજ્યકાર્યમા ફરી ભાગ લીધો હતો અમદાવાદમા રાયપુર અને સારંગપુર દરવાજાની વચ્ચે એની મસ્જિદ જાણીતી છે[૭૦] બીજો ઉમરાવ ઇમાદઉલ્મુલ્ક મલીકજી બીન તવક્કલ હતો અને હુમાયુએ અમદાવાદમા અસ્કરીને નીમ્યો ત્યારે બહાદુર તરફથી ગુજરાતની મહેસૂલ વસૂલ કરી લડવા માટે એ આવેલો એ બાદશાહી ખાસખેલ ખાનાનો ઉપરી હતો અભિમાની તથા જાતની કિંમત બહુ આંકનારો હતો બહાદુરે ખુશકદમને શિક્ષા કર્યા પછી એનો ખિતાબ–'ઇમાદઉલ્મુલ્ક' આ મલીકજીને આપ્યો હતો એણે પણ મહમૂદ ત્રીજાના સમયમા અમલ ભોગવેલો છે ઇખ્તિયાર ખાન કહેતો કે પોતે કલમ ચલાવનાર છે અને મલીકજી તલવાર ચલાવનાર છે, અને મલીકજીએ લડાઈઓમા ભાગ પણ લીધો છે તે ખરુ છે છતા અકબરનામામા મલીકજીની બહાદુરી માટે હુમાયુએ ખુદાવદખાનના શબ્દોમા જે ટીકા કરી છે તે જોતા લડવામા એ બહુ હિંમતવાળો તો ન હોય[૭૧]

---

૬૯ આ બધું વર્ણન અરબી ઇતિહાસ ગ્રથમા પ્રસ્તાવનામા સર ડેનિસ રૉસે કર્યુ છે આસફખાન તથા સિરાજુદ્દીનના ઉલ્લેખોમા પણ આ વિગતો આવે છે હિંદથી ગયેલી મીઠાઇઓ અને સૂકા ફળોનો ઉલ્લેખ રસમય છે બાદશાહી જનાના માટે જ એ વ્યવસ્થા થઇ શકે, બાકી એ વખતે વહાણમા મીઠાઇઓ મોકલવાની અને તે બગડે નહિ તે વાત વિચિત્ર છે હિંદનુ નામ છે, પણ ગુજરાતની મીઠાઈઓ પણ હશે હલવા મુસલમાન સમયમા બનાવાવા માંડયા હતા

૭૦ અમદાવાદના ઇતિહાસમા એની મસ્જિદનુ વર્ણન કરેલુ છે

૭૧ અરબી ઇતિહાસમા એને મલીક જીઉ કહ્યો છે (હાશુ) સિકંદરી મલીકજી કહે છે

## મુસ્તફા રૂમીખાન અને સફર સલમાની

હવે બહાદુરના સમયમા ખૂબ અપકીર્તિ પામેલા મુસ્તફા બીન બહેરામ રૂમીખાનનુ ચરિત્ર ટૂકમા જોઇએ એની હોશિયારી ।। અને બહાદુરીના ઉલ્લેખો ચિતોડ, માડુ અને મદસોરની લડાઇઓમા વિગતવાર જોઇ ગયા છીએ એણે બહાદુરશાહ અને ગુજરાત સાથે કરેલો દ્રોહ પણ જોઇ ગયા પરતુ તોપખાનાની લડાઇમા એ સમયમા એ હિંદભરમા અજોડ હતો અને એ કારણથી ગુજરાતનુ તોપખાનુ પણ હિંદમા સર્વોત્તમ ગણાતુ હતુ ઇ સ ૧૫૩૧મા દીવની સૂબાગીરી વખતે પોર્તુગીઝોનો હુમલો હઠાવી નુનો દ કુનાને જે હાર આપેલી તે પણ જાણીતી વાત છે બહાદુરશાહે એને ભરૂચ, સુરત, રાદેર વગેરે કાઠાના સ્થળોનો અધિકાર પણ આપ્યો હતો હુમાયુ સાથે જોડાયા પછી ગુજરાત સાથે એનો સબધ પૂરો થાય છે. પરદેશી અમીરોમા આ સર્વથી મોટો હતો બીજો મોટો પરદેશી અમીર, રૂમીખાનની સાથે જ તુર્કીથી આવેલો, ખાજા સફર સલમાની હતો રૂમીખાન ।। દ્રોહ પછી બહાદુરે એની બધી સત્તા અને વહીવટના સ્થળો ખાજા સફરને સોંપેલા પોર્તુગીઝોની સાથે બહાદુરનો જે ઘર્ષણ થયેલુ એમા એ સાથે હતો એ ।। જીવનનો બાકીનો ભાગ મહમૂદ ત્રીજાના સમયમા આવે છે ત્યા જોઇશુ[૭૨]

## અલપખાન અને મુજાહિદખાન

જરા ઓછી પ્રસિદ્ધિ પામેલા ગુજરાતી અમીરોમા ભરૂચનો કિલ્લો બધાવનાર અલપખાન ખત્રીનો ઉલ્લેખ કરી ગયા એણે પણ મહમૂદ ત્રીજાના સમયમા ભાગ લીધો છે એવો જ બીજો અમીર સોરઠનો સૂબો મુજાહિદખાન ભીલ્લીમ—શત્રુંજયતીર્થોદ્ધારના કાર્યમા એનો ઉલ્લેખ પણ કરી ગયા છીએ બહાદુરે હુમાયુના લશ્કરને ગુજરાતમાથી હાકી કાઢવા ઇમાદઉલ મુલ્ક મલીકજી

---

શાહરોખજીને માટે પણ આવુ જ લખાણ છે એટલે જીવનને બદલે જી બરોબર લાગે છે પ્રો કોમિસેરિયેટ (પૃ ૩૯૩)મા મલીકજી લખે છે, પરન્તુ એમના ઇતિહાસમા પૃ ૩૬૬ નોધ ૨મા ઇમાદઉલ્મુલ્ક મલીક જીવન-તાબકાતનો પુત્ર—એમ લખે છે આ જીવન લખવા એમણે કાઇ આધાર આપ્યો નથી અને ઉપરના ઉલ્લેખો જોતા એ ભૂલ લાગે છે, કારણ પોતે જ પછી મલીકજી લખે છે

૭૨ રૂમીખાનના સિકદરીના ઉલ્લેખો યથાસ્થાને નોધ્યા છે અરબી ઇતિહાસમા એ ઉલ્લેખો છે, પરન્તુ એમા એનુ રૂમનુ પૂર્વ જીવન પણ છે, જે પ્રો કોમિ એ નોધ્યુ છે પણ આ ઇતિહાસમા એની જરૂર નથી હુમાયુની નોકરીમા એણે ચુનારનો કિલ્લો સર કરવામા ખૂબ બહાદુરી બતાવેલી અને બાદશાહે એને ઇનામો આપેલા કહે છે કે અદેખાઇથી બીજાઓએ એને મારી નખાવ્યો અરબી ઇતિહાસ પૃ ૯૮૨ અને અકબરનામામા એ વિગતો આપેલી છે તબકાતે અકબરી ઇલિયટ ૫ પૃ ૨૦૦મા પણ આ નોધ છે

સાથે જે લશ્કર મોકલેલુ તેમા સૌરાષ્ટ્રથી સારુ લશ્કર લઈ મુજાહિદખાન પણ જોડાયો હતો સુલેમાન પાશા જે તોપો લાવ્યો હતો તે મુજાહિદખાન જૂનાગઢમા લઈ ગયો હતો અરબી ઇતિહાસમા એને સૌરાષ્ટ્ર સાથે પાલી-તાણાનો સૂબો (lord) પણ કહ્યો છે, અને બે વખત ત્યા રહી ગયો હોય એના ઉલ્લેખ છે મહમૂદ ત્રીજાના સમયમા તો જૂનાગઢ છોડી એ પાલીતાણામા રહ્યો હોય એમ લાગે છે ૭૩

## બહાદુરશાહના વખતનાં બાંધકામ

સુલતાન બહાદુરશાહના સમયમા ગૂજરાતની જાહોજલાલી ઊંચામા ઊંચા શિખર ઉપર પહોચેલી પરતુ એ સમયમા બધાયેલા મકાનોના અવશેષો પહેલાના બાદશાહોના સમય જેટલા આજે મળતા નથી અમદાવાદ એ સમયે રાજધાનીનુ શહેર નહોતું એટલે એ શહેરમા કોઈ અમીર કે સુલતાન પોતે નવુ મકાન બધાવે એવો સભવ નહોતો બહાદુરના ટૂકા રાજ્યકાળમા ચાપાનેર પાયતખ્ત હતું અને ત્યા કોઈ બાધકામ થયા હશે, પરતુ એ શહેર આજે જગલ થઈ ગયુ હોવાથી એની કોઈ માહિતી મળી નથી એના સમયનું બાધકામ કહી શકાય એવો માત્ર એના ભાઈ સિકદરશાહનો રોજો આજે હાલોલ ગામમા ખડેર જેવી દશામા ઊભો છે ઈ સ ૧૭૮૫મા જેમ્સ ફૉર્બ્સે જ્યારે એ જોયેલો ત્યારે એને બે મોટા અને પાચ નાના ઘૂમટ હતા અને કોતરણી સારી હતી, અદર સારી કારીગરીવાળી આરસની કબરો હતી આજે તો આ ઘૂમટ પડી ગયેલા છે અને કબરોનુ નામનિશાન નથી; ઉજ્જડ જગ્યામા એની સભાળ પણ બરોબર લેવાતી નથી રોજાની બાધણી નીચી નથી પણ બુલદ છે અને આસપાસ આગળ પડતા મડપોથી જે ખૂણા પડે છે તે બાધણીમા વિવિધતા આપે છે. અમદાવાદના પહેલાના સુલતાનોના થાભના પાટડાવાળા નીચા ઘાટના રોજા કરતા આ રોજો કેવળ જુદો પડે છે થાભના ઉપર કમાનો કરી ઊંચાઈ વધારી સારો દેખાવ આપે એવા રોજાઓની આ વખતથી શરૂઆત થઈ હોય એમ સમજાય છે ૭૪ અને એ પછી એ ઘાટ ગૂજરાતમા મુસલમાન સ્થાપત્યમા ચાલુ થયો એ મીર અબુતુરાબ અને સૈયદ મુબારક બુખારીના રોજાઓ ઉપરથી કહી શકાય

---

૭૩ આ ઉલ્લેખો અને પાલીતાણાના ઉલ્લેખો માત્ર અરબી ઇતિહાસમા જ છે પૃ ૨૫૬, ૨૬૭ ૨૬૮, ૨૯૯, ૩૨૪

૭૪ રોજાનુ વર્ણન પચમહાલ ગેઝેટિયરમા છે રોજાઓના સ્થાપત્ય ને બાધણીમાં એનુ ખૂબ મહત્ત્વ છે આ સદીની શરૂઆતમા ત્યા એવુ જગલ હતુ કે કોઈ વાર વાઘ મળતો આજે એ હાલોલ ગામની પાસે વસ્તીની નજીક છે અને ઠીક સભાળ લેવાય છે.

## એના સમયના દસ્તાવેજ

સુલતાન બહાદુરશાહના સમયનો લેખ શત્રુંજય તીર્થની પ્રશસ્તિમાં છે, એનો ઉલ્લેખ વિસ્તારથી કરી ગયા. એના સમયનું એક ખતપત્ર અમદાવાદ પાસેના પરા રાજપુરમાં જમીન વેચાયાનું મળેલું છે. લેખમાં સુલતાન અને સ્થળ માટે આ પ્રમાણે શબ્દો છે: ૭૭॥ સ્વસ્તિ શ્રી સંવત્ ૧૫૮૩ વર્ષે શ્રી ગૂર્જરધરિત્ર્યાં સકલરાજાવલીસમલંકૃત પ્રૌઢપ્રતાપ સકલરિપુવર્ગદહનદાવાનલ અરિકુલવરૂથિનીગજઘટાકુંભસ્થલવિદારણૈક-પંચાનન મહારાજાધિરાજ પાતસાહ શ્રીશ્રીશ્રીશ્રીશ્રી બહાદરસાહ મંત્રે શ્રીઅહિમદાવાદસમીપસ્થ રાજપુરે કદાપાધિકારે કાદી શ્રીશેખ ફરીદ મંત્રે તથા—એ પછી રીત પ્રમાણે પંચકુલ વગેરેનાં બીજા અધિકારીઓનાં નામો આપેલાં છે. વેચનાર સોની લહુઆ આસા અને એના ભાઈઓ છે. લેનાર પરી. આસા સુદ્દા અને એના ભાઈઓ છે. જમીન સાહ સામલના પાડામાં હતી તે ૮૦૪ (આઠસો ચિરોત્તર)માં વેચાતી લીધી. લેનારે એક મૂઠી (એકી સાથે) આપેલાં દામ વેચનારે જમણે હાથે સંભાળી લીધાં. જમીનની ચારે દિશાઓ આપેલી છે. અને ઉત્તર તરફ "હીંડવાનુ માર્ગ શેરીનુ" હતો એમ લખે છે. ભૂમિ માટે કોઈ દાવો કરે તો જોખમ વેચનાર માથે એમ છેવટે લખી મતાં આપેલાં છે. સાખની બાજુ "શ્રી દીવાન અમરખાન શ્રી ફકર નસરખાન,તલાર રાજપોર અમલ આજારિ મી૦ રાહાતા" એમ લખી ખતની રકમ અને વેચનાર લેનારનાં નામ ફરી લખ્યાં છે. "સંવત્ ૧૫૮૩ મહા સુદ ૯ બુધ તેરીખ ૧૦" એમ છેવટે લખેલું છે. હિંદુપ્રજાનો સામાન્ય વ્યવહાર કેમ ચાલતો તે બતાવવા સાંસ્કૃતિક દૃષ્ટિએ આ મહત્ત્વની વાત છે.[૭૫]

---

૭૫: લેખપદ્ધતિમા પૃ. ૬૯ ૭૦માં આ લેખ છાપેલો છે. રાજપુર આજે રાજપુર હીરપુર કહેવાય છે. બાદશાહી સમયમાં એ એક મોટું સમૃદ્ધ પરું હતું અને હિંદુઓની મોટી વસ્તી હતી.

# પ્રકરણ ચોત્રીસમું

## સુલતાન બહાદુરશાહ (ચાલુ)

### પોર્તુગીઝોની ચડતી અને ગુજરાત સાથે વેર

બહાદુરશાહના ઝડપી વિજયોએ ગુજરાતના ઇતિહાસમા એને જેટલી કીર્તિ નથી અપાવી એટલી કે એનાથી વધારે નામોશી એના અવિચારી પણાએ અને ઉતાવળિયા સ્વભાવે ગુજરાતના અને ભારતના ઇતિહાસમા અપાવી છે સુલતાન મુઝફ્ફરશાહના સમયમા દીવમા કિલ્લો બધાવવાની રજા મેળવવા માટે ફિરગીઓ બહુ મથ્યા, પરન્તુ મલીક અયાઝ જેવા બાહોશ અધિકારીના બળ અને કુનેહને લીધે કાંઈ વળ્યુ નહિ અયાઝ પછી એના પુત્ર મલીક તુઘાન અને એની પછી મુસ્તફા રૂમીખાનના અધિકારમા પણ ગુજરાતમા બદરો ઘણે અંશે સલામત હતા પોર્તુગીઝો પણ એક કૃતનિશ્ચયી પ્રજામાથી આવ્યા હતા, એટલે એમને દીવમા કોઈ હિસાબે કિલ્લો બાધી એ બેટનો કબજો લેવો જ હતો એના કારણો પાછળ જોઈ ગયા છીએ અને આલ્ફોન્ઝો દ આલ્બુકર્કે શરૂ કરેલુ એ કામ નુનો દ કોના (Nuno da Cunha) નામનો ગવર્નર નવ વર્ષ સત્તા ઉપર રહ્યો એણે છેવટે પૂરુ કર્યુ

### દક્ષિણ ગુજરાતનાં બદરો બાળ્યાં અને લૂટયાં

ઇ સ ૧૫૨૯ના ઑક્ટોબરમા નુનો દ કોના ગોવા આવ્યો ત્યારે એણે ત્રણ જુદી જુદી દિશાઓમા ફિરગી વહાણોના કાફલા મોકલ્યા તેમા એન્ટોનિયો દ સિલવેરિયા દ મેનિઝીઝની સરદારી નીચે ખભાત રાજ્ય (ગુજરાત)ના બદરો તરફ મોકલ્યો[1] એણે સુરત બદરમા રહેલા વહાણોને આગ લગાડી બદરને બાળ્યુ અને માણસોની કતલ ચલાવી, અને લૂટ કરી ત્યાથી રાદેર જઈ ત્યા વીસ મોટા વહાણો ને બીજા નાના જે હતા તે બધા બાળ્યા અને સુરતની માફક લૂટ કરી ત્યાથી ફ્રાંસિસ્કો ડ વેસકાન સેનાપતિને સાથે લઈ દમણ તરફ ગયો દમણના લોકો એને આવતો સાભળીને નાસી ગયા, અને એણે દમણને આગ લગાડી[2] એ પ્રમાણે દક્ષિણના અગાસી બદરે જઈ

---

1 Danvers Portuguese in India I P 398

૨ એજ, પૃ ૩૯૯

એનો નાશ કર્યો અને ત્યાંના વહાણોનો પણ નાશ કર્યો.[૩] જ્યારે એન્ટોનિયો દ સિલવેરિયા આ અગાઉની કાર્યો કરી રહ્યો હતો ત્યારે ચેવલ બંદરે ફ્રાંસિસ્કો પરેરા દી બેરેટો બંદરનો અધિકારી હતો. એણે વગર વિચાર્યે ત્યાં રહેલા ગુજરાતના સુલતાનના મોટા લશ્કર ઉપર હુમલો કર્યો. એમાં એને મળતા હાર ખાવી પડી. એન્ટોનિયો જો વેગાસર ન આવી પહોંચ્યો હોત તો ચેવલ બંદર ફિરંગીઓને છોડવું પડત. આમ દક્ષિણ ગુજરાતના બંદરોને ભારે નુકસાન પહોંચાડી ફિરંગીઓ પાછા ગયા.[૪] પોર્ટુગીઝ ઇતિહાસલેખક કહે છે કે આ વખતે મલીક સાકા (Saca)–મલીક ઇશાક–દીવનો અધિકારી હતો. તેને ખંભાતના રાજાએ (સુલતાને) કાઢી મૂક્યો હતો. એણે નુનો દ કૂનાને પોતાને મદદ કરવા અને દીવ ઉપર ચડાઈ કરવા વિનંતિ કરી પોતાને રજા ચિઠ્ઠી (પાસ) અને વહાણો આપવા કહ્યું. નુનોએ ગેસ્પાર પાએસ (Paes)-ના હાથ નીચે એને કાફલો આપ્યો. પરન્તુ આ મલીક છેવટે સુલતાનને મળી ગયો અને ગેસ્પરને બંદીવાન બનાવ્યા.[૫]

## ફિરંગીની મોટી તૈયારીઓ

હવે નુનો દ કૂનાએ ગુજરાતના બંદરો ઉપર ચડાઈ કરવા માટે મોટી તૈયારીઓ કરવા માંડી. એણે નાના મોટા મળીને ૪૦૦ વહાણોનો કાફલો તૈયાર કર્યો. એમાં ૧૪૬૦ નાવિકો, ૩૬૦૦ લશ્કરીઓ, એટલા તો ફિરંગીઓ જ હતા. તે ઉપરાંત ૨૦૦૦ મલબારીઓ તથા કનડાના લોકો હતા. ૮૦૦૦ ગુલામો હતા, અને લગભગ ૫૦૦૦ દેશી ખારવા હતા. આ મોટો કાફલો ૧૫૩૧ના જાન્યુઆરી ની ૬ તારીખે ગોવાથી ઊપડી મુંબાઈમાં ભેગો કર્યો અને એનું નિરીક્ષણ કર્યું, અને ત્યાંથી દમણ તરફ ઊપડ્યો. દમણ તુરત જ તાબે થયું. દમણમાં એક બીપ ઉપર ઊભો રહી એણે ગુજરાતના સુલતાન સામે દીવ લેવા માટે પોર્ટુગલની લડાઈ જાહેર કરી.[૬] દીવમાં મલીક તુઘાન અધિ

૩ અહીંથી ઉત્તરના બંદરોએ જવાને બદલે દક્ષિણ તરફ પાછો ગયો. એટલે ખંભાતના અખાતમાં કે દીવ પાસે જવા જેટલું બળ એનામાં નહોતું.

૪ એ જ, પૃ ૩૯૯

૫ એ જ, પૃ ૪૦૦ ડેનવર્સના આ વર્ણનમાં કંઈક ગોટાળો લાગે છે. Whiteway Rise of Portuguese Power in India માં મલિક ઇશાક સૂબો હતો એટલું લખે છે, પરન્તુ ઉપર મુજબની માગણી કર્યાનો ઉલ્લેખ નથી. પાછલા પ્રકરણમાં જોયું તેમ, એ નાસી ગયેલો અને બહાદુરના હુકમથી મારી નાખવામાં આવેલો એટલું જ વ્હાઇટવે નોંધે છે. એટલે ડેનવર્સની નોંધ કોઈ પોર્ટુગીઝ નોંધ ઉપરથી હોય અને એણે કદાચ એવો સંદેશો મોકલાવ્યો હોય એટલું સમજાય છે. ઇશાકના સંજોગને જોતાં એ વાત અશક્ય નથી.

૬ Whiteway Rise of Portuguese Power P 225 આજ સુધી પોર્ટુગીઝો ગુજરાત સાથે ખુલ્લી લડાઈની વાત કરતા નહોતા તે હવે કરવા માંડી.

કારી હતો એને ફોડવાનો નુનોએ પ્રયત્ન કર્યો. દીવના કિલ્લા પર જે ત્રણ જણા પહેલા ચડી જશે તેમને ઈનામો આપવાનું જાહેર કરવામાં આવ્યું. એક મહિનો રહીને આ કાફલો દીવની પાસે આવેલા શિયાળ બેટ પાસે તા. ૭ ફેબ્રુઆરી, ૧૫૩૧ ને રોજ આવી પહોંચ્યો.[૭]

### શિયાળ બેટની લડાઈ

શિયાળ બેટ ઘણો નાનો છે અને એ લેવાથી ફિરંગીઓને કાંઈ ખાસ લાભ નહોતો, પરન્તુ નુનોની નીતિ ગૂજરાતમાં ભય પેદા કરવાની હતી. શિયાળમાં થોડી વસ્તી અને એક નાનું ૮૦૦ માણસોનું બચાવનું લશ્કર હતું. ત્યાં કિલ્લો રક્ષણ માટે બાંધવાનો પ્રબંધ થઈ રહ્યો હતો અને એમાં એક હજાર મજૂરો રોકાયેલા હતા.[૮] નુનોએ એ બધાને શરણે થવા કહેવડાવ્યું અને એ માટે નેતાઓની થોડી આવજા થઈ, પણ કાંઈ પરિણામ ન આવ્યું. બધાં કુટુંબોને સલામત રીતે જવા દેવામાં આવે તો સ્થાનનો કબજો મળે એ શરતનો પણ નુનોએ અસ્વીકાર કર્યો. એનો તો બધાને ગુલામ તરીકે પકડવાનો નિશ્ચય હતો.[૯] આ બેટની લડાઈ તથા ગવર્નરના આ વલણ તરફ એનાં પોતાનાં માણસોને પણ અણગમો હતો, પણ કોઈનું ચાલ્યું નહિ. શિયાળના લોકોએ ફિરંગીઓ ગુલામ તરીકે પકડે તે કરતાં મૃત્યુ વધારે પસંદ કર્યું અને કુટુંબોનો નાશ કર્યો. બાકીના લડી શકે એવા માણસો સારી રીતે લડીને કપાઈ ગયા. એક ફિરંગીએ દરિયાકિનારે એક પુરુષને ચાર સ્ત્રીઓ સાથે ઊભેલો જોયો અને એમને પકડવા દોડ્યો. પુરુષે બે સ્ત્રીઓને ખંજરથી મારી નાંખી. તે દરમ્યાન ફિરંગીએ પેલા પુરુષને ગોળીથી વીંધી નાંખ્યો. બાકીની બે સ્ત્રીઓ દરિયામાં પડી, તેમને પેલાએ ખેંચી કાઢી, પણ આખરે એમણે જલસમાધિ લીધી.[૧૦] બેટ ચારે બાજુએથી ઘેરાયેલો હતો તેથી કોઈ કિનારે પહોંચી શક્યું નહિ અને એકેએક માણસ મરણ પામ્યુ. આ કારણથી પોર્ટુગીઝ લોકો શિયાળ બેટને "મૃત્યુનો બેટ" કહે છે. આ

૭: Danvers, Portuguese in India I P,400 401. Whiteway Por Pow Ind. P. 225-226. કહે છે કે આ ચડાઈની તૈયારી માટે રાત દિવસ કામ ચાલતુ લોકોને ઘણી લાલચો આપેલી. કોરિયા લખે છે કે ૧૫૦ પૌંડનું વહાણ બાંધી પોતે પણ જોડાવાની મૂર્ખાઈ કરેલી. કાફલો ૬ જાન્યુઆરીથી ગોવાથી ઊપડ્યો ત્યારે ગોવા ખાલી લાગતુ હતુ

૮: Whiteway: Port. Pow in India, P. 225-26 Danvers Port. in India I, 401. ડેનવર્સે શિયાળ બેટ તરફથી સુલેહનો વાવટો લઈ માણસ ગયા આવ્યા ની વિગત આપી છે.

૯: Whiteway, P. 226

૧૦: એ જ, પૃ. ૨૨૬. વ્હાઇટવેએ આ બધી વિગતો વધારે સારી રીતે આપી છે.

અર્વાચીન લડાઈમાં આઠ દિવસ ગયા અને તે માટે દીવના વિજયમાં વિઘ્ન પામવું પડ્યું પોર્ટુગીઝોની ખુવારી ૧૫૦ માણસોની થઈ હતી.[11] એમાં હેક્ટર દ સિલવેરિયા નામે ફિરંગી જાડું કામનો માણસ હતો તે માર્યો ગયો.

## દીવ પાસે ફિરંગી કાફલાની હાર અને ગુજરાતનો વિજય

ઇ સ ૧૫૩૧ના ફેબ્રુઆરીની તા ૧૧ મીએ આ પોર્ટુગીઝ કાફલો ગવ સાથે દીવ સામે આવીને ઊભો. શિયાળ બેટમાં જે નકામો સમય ગયો તેમાં મલીક તુઘાને દીવના રક્ષણની સારી તૈયારીઓ કરી ગુજરાતના સુલતાનના સદ્ભાગ્યે આ વખતે અમીર મુસ્તફા બીન બહેરામ જે પાછળથી રૂમીખાન નામથી પ્રસિદ્ધ થયો હતો તે ખાજા સફર સલમાની સાથે ૬૦૦ તુર્કો અને ૧૩૦૦ આરબો સાથે આવી પહોંચ્યો હતો.[12] એણે ઢીલા થયેલા તુઘાનને હિંમત આપી, અને હિંદમાં કોઈની પાસે નહોતી એવી સારી તોપો કિલ્લા ઉપર ચડાવી રક્ષણ માટે હિંમતથી વ્યવસ્થા કરી અને બંદર પાસે આવવાના માર્ગમાં પણ સુરંગો ગોઠવી દીધી દીવના રક્ષણ માટે દસ હજારનું લશ્કર હતું તોપો એવી રીતે ગોઠવી હતી કે સમુદ્રમાર્ગે હુમલો લઈ ઊતરવું શક્ય જ નહોતું જમીનમાર્ગે જો ફિરંગીઓ ઊતરે તો વહાણોમાં રક્ષણ માટે પૂરતા માણસો રહે નહિ એવું હતું મુસ્તફાએ શરૂઆતમાં જ એક તોપમાંથી એવો મારો કર્યો કે ગવર્નરના વહાણને જગ્યા મૂકી દૂર જવું પડ્યું.[13] ફિરંગીઓનો ઇરાદો એક અલ્પરક્ષિત બાજુથી રક્ષણની સાંકળ તોડીને કિલ્લા ઉપર હુમલો કરવાનો હતો બીજે દિવસે ૫૦ વાર છેટેથી એમણે એવી રીતે તોપમારો શરૂ કર્યો કે તોપો તેનાથી ફાટી ગઈ. આ હુમલાથી ફિરંગીઓ દીવને નુકસાન કરી શકે તેના કરતાં એમના પોતાના વહાણોને વધારે નુકસાન થયું એમના લેખકોએ ખુવારીની નોંધ બાંધી નથી, પરન્તુ ખુવારી મોટી થઈ હોય એમ મનાય છે, અને ગુજરાતના તોપખાનાએ

---

૧૧ એ જ, પૃ ૨૨૭ ડેનવર્સ પૃ ૪૦૧માં માર્યા ગયાની સંખ્યા આપે છે તેમાં ફેર છે ફિરંગીઓના માત્ર નવ માણસો મર્યા એમ લખે છે જ્યારે શિયાળ બેટના ૮૦૦ માર્યા ગયા અને ૮૦૦ કેદ પકડાયા એમ લખે છે

૧૨ Whiteway P 227 રૂમીઓ માટેનો ઉલ્લેખ ડેનવર્સમાં નથી, પરન્તુ તે વખતના તવારીખોનો એ વાતને ટેકો છે

૧૩ એ જ, પૃ ૨૨૭ ૨૨૮ ડેનવર્સ પૃ ૪૦૧ ૪૦૨ વધુમાં લખે છે કે દીવના રક્ષણની તૈયારીઓ જોઈ પોર્ટુગીઝોના મુખ્ય સરદારોએ મળીને બધો સવાલ ચર્ચ્યો અને ઘેરામાં ફાવીશું નહિ એમ લાગવાથી લડાઈ કરવાની માંડી વાળી તોપમારાથી તોપો તૂટી ગઈ, પણ દીવને ખાસ ઈજા ન થઈ એમ પૃ ૪૦૨માં લખે છે વ્હાઇટવે પૃ ૨૨૭ માં લખે છે કે મુસ્તફા રૂમીખાન પોતાની સાથે સારી તોપો, જનાનો અને ખજાનો સાથે લાવ્યો હતો

એમની ખુવારી વધારે કરી. નુનોને હવે પોતાની ભૂલ સમજાઇ અને તા. ૧ લી માર્ચે તો ગોવા પાછા ફરવાનુ નક્કી કર્યું ગૂજરાતી નૌકાસૈન્યની જીત થઇ અને જીતની ખુશાલીમા દીવમા જે તોપો ફોડવામા આવી તેની ખબર ફિરંગીઓમા ઊનની થઇ અને ગભરાટમા એ મરામત થઇ શકે એવા વહાણો છોડી ગયા જો એ વખતે ગૂજરાતી કાફલો પાછળ પડચો હોત તો ઘણા પકડાત. સુલતાન બહાદુરશાહે આ વિજયની ખુશાલીમા મુસ્તફાને રૂમીખાનનો ખિતાબ આપ્યો અને ભરૂચની જાગીર આપી[૧૪]

## ગૂજરાતનાં બંદરો બાળ્યાં

માર્ચ તા ૧૫મીએ નુનો ગોવા પહોચ્યો, પણ એનો ક્રોધાગ્નિ ઠંડો પડચો નહોતો એણે એન્ટોનિયો દ સાલ્ડાનાને ૬૦ વહાણો આપી ગૂજરાતના બંદરો ઉપર વેર લેવાનું કહ્યુ હતું સૌરાષ્ટ્રને કિનારે આવેલુ મહુઆ બંદર એણે બાળ્યુ અને ત્યાથી ઘોઘા ગયો[૧૫] ઘોઘા આ વખતે સારી વસ્તીવાળુ અને ધનવાન બંદર હતુ, અને વેપાર પણ મોટો હતો સખત લડાઇ પછી એણે ઘોઘા પણ લૂટયુ અને બાળ્યુ બંદરમા પડેલા ઘણા વહાણો પણ બળીને ખાખ થઇ ગયા આ ગૂજરાતની ભૂમિના બંદરોની પણ એણે એવી જ દશા, કરી, અને વલસાડ, તારાપુર, માહીમ, કેનવાડ તથા અગાશીને ઘણુ નુકસાન પહોચાડી સુરતને બીજી વાર લૂટયુ[૧૬] ત્યાથી એ ચેવલ ગયો અને તે કામ એન્ટોનિયો દ સિલવેરિયાને પોતાનું બધુ સોપીને પોતે ગોવા ગયો, નુનોએ દીવ ઉપર વેર લેવા મેન્યુઅલ દ આલ્બુકર્કને બાર વહાણો આપી દીવ જતો લાકડા તથા બીજો માલ અટકાવવા હુકમ કર્યો અને એણે થોડા સમયમા એ કાર્ય સારી રીતે કર્યું આવતી વસત ઋતુમા ખભાત ઉપર મોટી ચડાઇ લઇ જવાની પણ તૈયાર કરી[૧૭]

## વસાઈમાં તુઘાને ખાધેલી મોટી હાર

બીજે વર્ષે (૧૫૩૨) ફિરંગીઓના હુમલાથી ગૂજરાતના બંદરોને બચાવવા માટે સુલતાન બહાદુરે મલીક તુઘાનને વસાઇમા મજબૂત કિલ્લો બાધવા હુકમ કર્યો અને એ બધા થયા પછી ત્યા સારુ લશ્કર રાખ્યુ નુનો દ

---

૧૪ Whiteway P 228 એમા પોર્ટુગીઝ નાવિકોના આ ગભરાટની વિગત આપેલી છે ડેનવર્સે એ નોધ લીધી નથી

૧૫ Danvers I P 402

૧૬ એ જ, પૃ ૪૦૨ સુરત આ વખતે પહેલી લૂટમાથી ઊભું થયુ હતુ ત્યા બીજી વાર લૂટાયુ એ વખતે એ ઉઘાડુ શહેર હતુ

૧૭ એ જ, પૃ ૪૦૨-૪૦૩

કોનાને આ વાતની ખબર પડી ત્યારે એ પોતે ચાર હજાર માણસો સાથે ૧૫૦ વહાણોનો કાફલો લઈ એ કિલ્લો તોડી પાડવા માટે આવ્યો વસાઈની આસપાસથી વહાણો બાંધવા માટે ઉત્તમ જાતનું લાકડું મળતું હતું એ એનું ખાસ કારણ હતું[૧૮] આવા મોટા કાફલાને દેખીને તુનોને સુલેહ કરવાનો સંદેશો મોકલ્યો, પણ નુનોએ સુલેહની એવી ભારે શરતો કહી કે જે કબૂલ થઈ શકે એવી નહોતી પોર્ટુગીઝોએ વસાઈનો કિલ્લો આખરે લીધો, તુર્કીનું લશ્કર હારી ગયું, અને લડાઈનો માલમસ્જામ મૂકીને નાસી ગયું નુનોના સલાહકારોએ આ મુસલમાન કિલ્લો તોડી નાખવા નક્કી કર્યું નુનો પોતે ૪૦૦ તોપો લૂંટમા મળી તે લઈ ગોવા ગયો ફરીથી એણે મેન્યુઅલ દ આલ્બુકર્કને બંદરના ગામો લૂંટવા રાખ્યો અને થાણા, બાંદરા, માહીમ મુંબાઈ વગેરે ગામો તાબે કર્યા.[૧૯] પાછળથી બહાદુરશાહે સલાહ કરી ત્યારે વસાઈ ફિરંગીઓને તાબે આવ્યું તે આગળ જોઈશું

**નુનોનો એલચી અને સાથે દુભાષિયો ફિરંગીખાન**

નુનો ગોવામા પોર્ટુગીઝોની પૂર્વ તરફની બધી પ્રવૃત્તિઓનો કર્ણધાર હતો તેથી તેને ગૂજરાત ઉપરાંત બીજી ઘણી દિશાઓમા ધ્યાન રાખવું પડતું. પરંતુ એ બધા વ્યવસાયની ચિંતાઓની વચ્ચે દીવમા હજી કિલ્લો બંધાયો નહોતો અને દીવ પણ લેવાયું નહોતું એ વાત એને ખૂચ્યા કરતી હતી અને છેલ્લી નિષ્ફળતાથી વેરનો અગ્નિ શાંત થતો નહોતો મલીક તુઘાન હજી પણ દીવનો સત્તાધિકારી હતો એણે નુનોના છૂપા જાસૂસો સાથે એવી કુશળતાથી વ્યવહાર રાખ્યો હતો કે પોતાનું મન પામ્યા વિના એ લોકો આશામા રમ્યા કરે અને ગવર્નરને એવી જ ખબરો મોકલ્યા કરે. નુનોએ પણ પોતાના ખાસ માણસ સિમાઓ ફેરિયા Simao Feareiraને બહાદુરશાહની પાસે એલચી તરીકે મોકલ્યો[૨૦] એની સાથે દુભાષિયા તરીકે એક જોઆ દ સેન્ટિઆગો Joao de Santiago નામનો સાહસિક તેમજ સિદ્ધાન્ત વગરનો માણસ ગયો હતો એ આફ્રિકામા જન્મેલો અને ફિરંગીઓએ એને ગુલામ તરીકે પકડીને ખ્રિસ્તી બનાવેલો એના જીવનની બીજી બાબતો સાથે આપણે અહીં કામ નથી, પરન્તુ ધીમે

---

૧૮ Danvers I P 403 આ લાકડું જે વલસાડી સાગ કહેવાય છે તે હલ્ર વહાણ બાંધવામા મલબારી કરતા પણ વલસાડી સાગ વધારે સારો ગણાય છે (જુઓ મારો વહાણવટાનો નિબંધ )

૧૯ Danvers I, P 402-404

૨૦ Whiteway P 234-35

ધીમે એણે ઝવેરાતના વેપારમાં દક્ષિણ હિંદમા રહી પૈસો ભેગો કર્યો હતો અને એથી એ ઘણાના સંસર્ગમા આવવાથી ઘણી દેશી ભાષાઓ બોલી શકતો દીવમા એના ઉપરીઓ એનાથી સંતોષ ન પામ્યા અને છેવટે એણે બહાદુરશાહની કૃપા સંપાદિત કરી. પોતાનુ કામ સરતું હોય તો એ ગમે તે કરવા તૈયાર થતો. લાભ થતો હોય તો હિંદુ, ખ્રિસ્તી, કે મુસલમાન થવામાં એને વાંધો નહોતો. આવો માણસ દુભાષિયા તરીકે સાથે આવેલો હોવાથી એલચીને કાઇ સફળતા મળી નહિ બહાદુરશાહે છેવટે એને પોતાની નોકરીમા રાખી લીધો[21] અને ફિરંગીખાનનો ખિતાબ આપ્યો એણે હુમાયુના લશ્કર સામે પાવાગઢના કિલ્લા ઉપરથી કરેલી તોપમારાની કામગીરીનુ વર્ણન પાછળ કરી ગયા છીએ તવારીખકારોએ એનુ નામ સકતા લખેલુ છે તે સેન્ટિઆગોનું ભ્રષ્ટ રૂપ છે.

## શાંતિ માટે બહાદુરે વસાઇ આપી દેવા જણાવ્યું

એલચી સિમાઓ ફેરિયાને છેવટે એના કાર્યમા એટલી જ સફળતા મળી કે સુલતાન બહાદુરશાહે ગવર્નર નુનો દ કોનાને મળવાની હા પાડી એ સમાચાર મળવાથી નુનો ૧૫૩૩ના ઓકટોબરમા ગોવાથી નીકળ્યો. દીવ જવા માટે એણે ભભકાદાર કાફલો તૈયાર કર્યો અને એ માટે ઘણુ ખર્ચ પણ કર્યું એકસો વહાણમા બે હજાર ફિરંગીઓને લઇ એ દીવ આવ્યો પરન્તુ હવે બહાદુરશાહનુ મન બદલાઇ ગયુ હતુ[22] એ દીવમા જ હતો, પણ એણે નુનોને મળવા માટે અનેક બહાના કાઢવા માડ્યા, અને મળવાનો દિવસ નક્કી કર્યો જ નહિ આ વખતે એક વિચિત્ર બનાવ બન્યો. રૂમી ખાન બહાદુરની સાથે જ હતો અને એણે મલીક તુઘાનની સામે કાર્ય કરવા માડ્યુ હતું એક વાર સુલતાનના દરબારમા મેન્યુઅલ દ મેસીડો (Manuel de Macedo)એ ખુલ્લી રીતે રૂમીખાનને દરિયાઈ દ્વંદ્વયુદ્ધ માટે પડકાર કર્યો અને રૂમીખાને બીડુ ઝડપ્યુ પણ ખરુ, પરન્તુ છેવટે

---

૨૧: એજ, પૃ ૨૩૫ આ સાહસિક માણસના પૂર્વ ચરિત્રને અહીં સબધ નથી વેપારમા હતો અને દક્ષિણમા જવેરાતનો પણ વેપાર કરેલો તે કારણથી ગૂજરાતી ઝવેરી વેપારીઓ પાસેથી ગૂજરાતી ભાષા શીખ્યો હોય ગૂજરાતી ઝવેરીઓ દક્ષિણમા પ્રાચીન કાળથી વેપાર કરતા હતા ડેનવર્સ એક ઉલ્લેખ એવો કરે છે કે મલીક તુઘાન (Melique Tocom) આ વખતે બહાદુરશાહની કૃપામા નહોતો, એટલે પોર્ટુગીઝોએ એને ફોડવા પ્રયત્ન કર્યો (પૃ. ૪૦૫)

૨૨: Whiteway P. 235 Danvers 1, 405. ભભકાદાર કાફલાની વિગત ડેનવર્સે આપેલી છે.

ફિરંગીને ખૂબ રાહ જોવડાવી એ લડવા ગયો જ નહિ.[23] છેવટે બહાદુરે કુનોને મળવા માટે સમય આપ્યો જ નહિ, પણ ખાજા શેખ ઇવાઝ સાથે વાર્ષિક ૩૦,૦૦૦ પૌંડની આવકવાળું વસાઇ બંદર આપી દેવા ઇચ્છા વ્યક્ત કરી, અને બદલામાં શાંતિ રાખવા કહ્યું. આ દરમ્યાન હુમાયુની ચડાઇ થઈ અને આ વાત આટલેથી અટકી. એ પછીના બનાવો આ પૂર્વે જોઇ ગયા છીએ.

## બહાદુરે ફિરંગીઓ સાથે કરેલી શરમભરેલી સંધિ

હુમાયુ સાથેની લડાઇમાં હાર્યા પછી બહાદુરે જે ઝડપી નાસભાગ કરી તેનું વર્ણન કર્યું, અને નામે બહાદુર એવો ગુજરાતનો સુલતાન આ સમયે કેવો ઢીલો થઇ ગયો હતો તે પણ જોયું. આ ગભરાટમાં એણે પોર્ટુગીઝો સાથે સુલેહ કરવાનું નક્કી કર્યું, અને ઉપર જોયું તેમ, શેખ ઇવાઝને ગૂજરાતના સુલતાનને શરમ ઉપજાવે એવી સુલેહ કરવાની સત્તા આપી. આ માણસે જે શરતો કરી તેમાં વસાઇ એની આસપાસના પ્રદેશ અને આવક સાથે હમેશ માટે ફિરંગીઓને આપી દીધું, અને ગૂજરાતના રાજ્યમા એમનો પહેલો પગ દૃઢ રીતે જામ્યો. ગૂજરાતનાં વહાણો પહેલાં વસાઈ જાય અને ત્યાંથી ફિરંગી પરવાનો મેળવીને જ આગળ સમુદ્રગમન કરી શકે. દેશાવરથી ગૂજરાતના બંદરોએ આવતાં વહાણો પણ એ રીતે પહેલાં વસાઇ આવે અને ત્યાં ઠરાવ પ્રમાણે મહેસૂલ આપી પછી આગળ વધી શકે. એમ ન થાય તો એવાં વહાણોને ફિરંગીઓ પકડી શકે. ગૂજરાતના કોઇ પણ બંદરમા મનવાર ન બાંધી શકાય, પરન્તુ વેપારી વહાણો બાંધવાની છૂટ રાખી હતી. બહાદુરશાહે રૂમીઓ (તુર્કો)ને પોતાના રાજ્યમાં પેસવા ન દેવા તેમજ તેમને કાંઇ પણ સહાય કરવી નહિ. ડિઓગો દ મેસ્કવિટા (Diogo de Mesquita) અને બીજા ફિરંગીઓ જે બહાદુરશાહના કેદીઓ હતા તેમને છોડી મૂકવા.[24] હોરમઝ અને ઇરાક–રાતા સમુદ્રમાંથી જે ઘોડા આયાત થાય તે બધા વસાઇમાં આવે અને ગૂજરાતનો સુલતાન તથા તેના અમીરો ફિરંગીઓને તેનું મહેસૂલ ભર્યા પછી ખરીદ કરે. માત્ર પહેલા ૬૦ ઘોડાનું મહેસૂલ લેવાનું નહોતું.[25] વસાઇમાં મસ્જિદોને ૫૦૦૦ લારી આપવામા આવતા હતા તે ફિરંગીઓએ ચાલુ રાખવા. ઈ.સ. ૧૫૩૪ના ડિસેમ્બરમાં આ કરાર થયા વસાઇમા ઢોલ વગાડી ફિરંગીઓને કબજે સોંપવામાં આવ્યો.[26]

---

૨૩: Whiteway. P 236

૨૪: Whiteway. P. 236 આ ગ્રન્થમાં રાતા સમુદ્રનાં વહાણ વસાઇ થઈ ને જાય એમ લખે છે. Danvers. I, 406

૨૫: Whiteway. P. 236

૨૬: એજ, પૃ. ૨૩૬–૨૩૭. Danvers I, 417.

હુમાયુ સૌરાષ્ટ્ર અને ગૂજરાતના થોડા પશ્ચિમ તરફના ભાગ સિવાય બહાદુરશાહના આખાયે રાજ્યનો હવે માલિક બન્યો હતો અને બહાદુરશાહ દીવમા જઇ બેઠો હતો તે પણ જોઈ ગયા. આ કારણથી હતાશ થયેલા સુલતાને બીજી વાર ફિરંગીઓની મદદ માગી આ માટે એણે જે ફિરંગી કેદીઓ પકડેલા હતા તેમને છોડયા અને ડિઓગો દ મેસ્ક્વિટાની સરદારી નીચે પોતાને માટે ગવર્નરની મદદ મેળવવા વાટાઘાટ કરવા ગોવા મોકલ્યો આ વખતે અરબી સમુદ્રનુ ચોમાસુ પૂર જોરમા ચાલતુ હતું એટલે મેસ્ક્વિટા ચોલ બંદરે આવ્યો ત્યારે એ બંદરનો નૌકાસેનાધિપતિ માર્ટિન એફેન્ઝો ડી સોઝા અને ગોવાથી નુનો કોઈ પણ તુરત બહાદુરશાહની મદદે જઇ શકયા નહિ ૨૭ નુનોએ પોતાના માણસ ફેરિયાને ખાનગી સમાચાર સાથે ચોલ મોકલ્યો અને કહેવડાવ્યુ એણે દીવ જવુ નહિ, પરંતુ માર્ટિને એ હુકમ સામે આખ આડા કાન કર્યા અને મિત્રો ફેરિયા તથા માર્ટિન બન્ને દીવમા ભેગા થઈ ગયા ૨૮ આ લોકોની મદદ આવતા વિલંબ થવાથી ગભરાયેલા બહાદુરશાહે કીમતી કમર બંધની ભેટ સાથે તુર્કી સુલતાનની મદદ માટે પણ એલચીને ઇજિપ્ત મોકલ્યો તેની નોંધ પાછળ કરી ગયા છીએ ૧૫૩૫ના સપ્ટેમ્બરે બહાદુરે તુર્કીના સુલતાન માટે એ ભેટ મોકલી

## દીવમાં કિલ્લો બાંધવાની પરવાનગી આપી

માર્ટિન એફેન્ઝોએ દીવ આવતા જ બહાદુર સાથે વાટાઘાટ શરૂ કરી અને બહાદુરે દીવમા કિલ્લો બાંધવાની છેવટે પરવાનગી આપી જે માટે પોર્ટુગીઝો આજ સુધી લડતા હતા તે આમ હારેલા બહાદુરે સહેજમા આપી દીધુ તા ૨૧ સપ્ટેમ્બર ૧૫૩૫ને રોજ ફેરિયા અને ડી સોઝાએ શરતો નક્કી કરી અને તા ૨૫ ઑક્ટોબર ૧૫૩૫ને રોજ[૨૯] પોર્ટુગીઝો સાથે બીજી સંધિ કરવામા આવી કિલ્લો બાંધવાની પરવાનગી સાથે જ ફિરંગીઓએ ગૂજરાતના સુલતાનને દુશ્મનો સામે મદદ કરવાના કરાર થયા તે સાથે દીવની બંદરી મહેસૂલનો બધો હક્ક ગૂજરાતના સુલતાનનો રહે એમ ઠર્યું આમા

---

૨૭ એ જ, પૃ ૨૩૮-૩૯ એમા ફિરંગી કેદીઓની સંખ્યા પણ આપી છે Danvers I, 408

૨૮ Whiteway 240

૨૯ એ જ પૃ ૨૪૦ સંધિનુ મૂળ લખાણ બોટેલ્હો ટોમ્બોમા પૃ ૨૧૭મા આપેલુ છે એમ વ્હાઈટવે પૃ ૨૪૦-નોંધમા લખે છે વ્હાઇટવે અને ડેન્વર્સની તારીખોમા ફેર જણાય છે વ્હાઇટવે સંધિની તારીખ ૫ ઑક્ટોબર લખે છે, પણ સમય જોતા ૨૫ તારીખ ડેન્વર્સ લખે છે તે ખરી લાગે છે ડેન્વર્સ ૨૧ સપ્ટેમ્બર ૧૫૩૪ લખે છે

એક શરત એવી હતી કે બન્ને પક્ષોએ ધાર્મિક બાબતોમાં માથું ન ઘાલવાનું અને વટલાવવાનું કામ કરવું નહિ આ વાત તે સમયમાં સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વની ગણી શકાય [30] પહેલાની સંધિમા વધારી આપવાના જે કરાર થયેલા તે કાયમ રાખવામા આવ્યા. નુનોની ઉપરવટ થઇને આ બધુ કરવા માટે ગવર્નર અને માર્ટિન ડી મોઝા વચ્ચે ઊંચા મન થયા અને દીવમા કિલ્લાની પરવાનગીના સમાચાર પોર્ટુગલના રાજાને માર્ટિને બારોબાર મોકલી આપ્યા તે સાભળીને તો ગવર્નરને બહુ લાગી આવ્યુ [31]

### બોટેલ્હો નાની હોડીમાં પોર્ટુગલ આ ખબર આપવા ગયો

દીવમા કિલ્લો બંધાયાના શુભ સમાચાર પોર્ટુગલ શી રીતે ગયા એ એક રસમય વાત છે, તે ટૂંકામા જોઇએ ડિઓગો બોટેલ્હો (Diogo Botelho) નામનો એક ફિરંગી વહાણવટી કોચીનમા રહેતો હતો અને એ ચિત્રો નકશા વગેરે બનાવવામાં હોશિયાર હતો એણે કેટલાક નકશાઓમા સુધારા કરી કોચીનથી પોર્ટુગલ જઇને રાજાને બતાવ્યા, અને રાજાને ખુશી થયેલો જોઇ કોઈ કિલ્લાના ઉપરીના પદની માગણી કરી. એક સામાન્ય વહાણવટીને કિલ્લો ન સોંપાય એવો ઉત્તર મળવાથી એણે ઉદ્ધતાઈથી પોતાના જ્ઞાનનો લાભ બીજા કોઇ દેશને આપવા કહ્યું તેથી રાજા ગુસ્સે થયો અને એને કેદની શિક્ષા થઇ પણ વાસ્કો દ ગામાએ પોતાની સાથે હિંદ લઈ જવા માટે એને છોડાવ્યો દીવના કિલ્લાની વાત જાણીને એ તુરત દીવ ગયો. ત્યાંથી કિલ્લાની પરવાનગીની નકલ મેળવી કિલ્લાનુ માપ લઈ એનો નકશો બનાવી ચેવલ આવ્યો, અને ચેવલથી એક નાના વહાણમાં આઠ ગરીબ ફિરંગીઓ અને ૧૦ ગુલામોને લઈ સીધો પોર્ટુગલ તરફ શુભ સમાચાર પહેલા આપી રાજાની મહેરબાની મેળવવા ઊપડી ગયો. નુનોએ પોતાના માણસ સિમાઓ ફેરિયાને ૨૫૦ ટનના એક મોટા વહાણમાં આ સમાચાર આપવા મોકલ્યો, પરતુ બોટેલ્હો બાર દિવસ વહેલો ઊપડી ગયો હતો. એને રસ્તામા ઘણી હરકતો પડી, ગુલામોએ બળવો કર્યો, પોર્ટુગીઝો ઘવાયા, મરાયા ને થોડા માંદા પડ્યા, છતા આ ઉત્સાહી સાહસિક પુરુષ જાતે ઘવા-યેલો અને બોલી શકવાની મુશ્કેલીથી નિશાનીઓથી માર્ગ બતાવતો પોર્ટુગલ પહોંચ્યો. નુનોને આનો વહેમ પડવાથી ફેરિયાને બોટેલ્હોને પકડી પાડી, મારી નાખી, એનુ વહાણ બાળી નાખવાનો હુકમ હતો. પોર્ટુગલ પહોંચી રાજાને

---

30 એજ પૃ ૨૪૦

31 એજ પૃ ૨૪૦

નકશો વગેરે બતાવી ખુશખબર કહ્યાથી રાજાએ માત્ર એનો પહેલાનો ગુનો માફ કર્યો, પણ એથી વધારે કાંઈ મહેરબાની ન બતાવી ઊલટુ, આવડા નાના વહાણમા હિંદથી પોર્ટુગલ આવી શકાય છે તે વાત જાહેર ન થવી જોઈએ, તે માટે એનુ વહાણ બાળી નાખવામા આવ્યુ [૩૨]

## ફિરગીઓએ મોકલેલી નામની મદદ

આ સંધિથી પણ બહાદુરશાહને ધારેલી મદદ ફિરગીઓ તરફથી ન મળી. બહાદુર અને નુનો બન્નેને એકબીજા માટે મનમા શકાઓ હતી કિલ્લો બાધવા માટે નમતુ મૂકવુ પડયુ તે બહાદુરને ખટકતુ હતુ, જ્યારે બહાદુર મોગલો સામે જીતે તો ફિરગીઓ દીવમા શાતિથી રહેવા દે કે નહિ તેની નુનોને શકા હતી આમ છતા સંધિની શરતો નામની પણ પાળ્યા વિના છૂટકો નહોતો, એટલે ૫૦ ઘોડેસવારો અને ૧૦૦ બધૂકધારીઓ એણે મદદ માટે મોકલી આપ્યા તેનો કાર્ય અર્થ નડોનો માર્ટિન એફેન્ઝો ડી સોઝા આ માણસો લઈને આવ્યો હતો [૩૩] દરિયારસ્તે ભરૂચનો બચાવ કરવા મેન્યુઅલ દ મેસીડો (Manuel de Mecedo)ને મોકલ્યો હતો, પણ ચડી આવેલા મોગલોએ દમ મારતો કાગળ લખવાથી ભરૂચના વેપારીઓએ પોતાનો બચાવ કરવા આવનારને પૈસા આપી પાછો કાઢયો [૩૪] મેસીડોની પાસે જે લડાયક માણસો હતા તે પણ બહુ ઓછા હતા એટલે ભરૂચમા કાંઈ કરી શકે એમ હતુ નહિ [૩૫]

## દીવના કિલ્લા માટે મુસ્લમાન તવારીખોની વિચિત્ર વાત

કિલ્લો બાધવાની આ પરવાનગી માટે મુસલમાન તવારીખોમા એક વિચિત્ર વાત યોજેલી દેખાય છે કહે છે કે ફિરગીઓએ બહાદુરશાહ પાસે કિલ્લો બાધવા માટે એક ગાયના ચામડા જેટલી જગ્યા માગી અને પરવાનગી મેળવી બહાદુર હુમાયુ સાથે યુદ્ધમા રોકાયો હતો ત્યારે આ લોકોએ ગાયના ચામડાની નાની નાની ચીરીઓ કરી તેનાથી મોટી જગા દોરીની પેઠે માપીને લીધી અને ત્યા કિલ્લો બાધ્યો બહાદુરશાહ ઉતાવળિયો ને ગભરાયેલો હતો, પરતુ આવી વાત માને એટલો મૂર્ખ નહોતો અને એના

---

૩૨ એજ પૃ ૨૪૦, Danvers I P 407 એમા આ વર્ણન ટૂકામા આપ્યુ છે હોડીનુ માપ આપ્યુ છે લબાઈ ૧૬$\frac{1}{2}$ ફીટ, પહોળાઈ ૯ ફીટ ઊડાઇ ૪$\frac{1}{2}$ ફીટ આવડી હોડીમા હિંદથી પોર્ટુગલ જવુ એ ખરેખર ભારે આશ્ચર્ય ઉપજાવે એવુ કામ છે

૩૩ Whiteway P ૨૪૩

૩૪ એજ પૃ ૨૪૩

૩૫ Danvers I P 403

દરબારીઓ પણ એવા નહોતા, એટલે આ વાત તવારીખોએ કેવળ ગપાટા તરીકે નોંધી છે એમ સ્પષ્ટ લાગે છે આ વાત ગુજરાતમાં પ્રચલિત હોય એમ લાગે છે, પણ તે અર્થહીન છે[૩૬]

## દીવના કિલ્લા માટે અરબી ઇતિહાસનું મંતવ્ય

ગુજરાતના અરબી ઇતિહાસમાં કહે છે કે દીવમાં કિલ્લો બાંધવાની આગતમાં જે રજા આપી હતી તે માટે મનમનામણાં જેવું બોલતા બહાદુરશાહે કહ્યું કે ફિરંગીઓને જે આપ્યું છે તે તેમણે બીજી રીતે ખૂચવી કે લૂંટી લીધું હોત એ લેખક એમ પણ કહે છે કે હુમાયુ સામે ૫૦૦ ફિરંગીઓનું લશ્કર મળે એવી શરતે દીવ માટે સંધિ કરી હતી આગળ ઉમેરે છે કે હુમાયુના ગયા પછી જગત દ્વારકાની ચડાઈ પછી દીવ આવતા બહાદુરશાહ ફિરંગીઓને ઝડપથી પથ્થરનો કિલ્લો બાંધતા જુએ છે ત્યારે તે તરફ જાણે કાંઈ બન્યું જ નથી એમ આંખ આડા કાન કરે છે, અને કહે છે કે આમાંથી પરમેશ્વર કાંઈ સારું કરશે અને કાંઈ બનાવ બનશે આવી આ નિરાશ થયેલા સુલતાનની મનોદશા થઈ ગઈ હતી[૩૭] હાજીઅદમીર એટલું તો કબૂલ કરે છે કે મોગલોના ગયા પછી ગૂજરાત પાછું મેળવ્યા પછી બહાદુરને ફિરંગીઓ સિવાય બીજી ચિંતા નહોતી[૩૮] દીવમાં પોર્તુગીઝોની હાજરી છે એમ જાણ્યા પછી હુમાયુએ દીવ ઉપર ચડાઈ કરવાનો વિચાર માંડી વાળ્યો એવું પોર્તુગીઝો માને છે[૩૯] પરંતુ એ એમની માત્ર બડાઈ જ જણાઈ છે હુમાયુ કેવા સંજોગોમાં ગૂજરાત છોડીને ગયો તે પાછળ જોઈ ગયા છીએ

## દીવમાં કિલ્લો બાંધ્યો

દીવમાં કિલ્લો બાંધવાની પરવાનગી ગૂજરાતના સુલતાન પાસેથી મળી એ પોર્તુગીઝો માટે એક મોટા આનંદ અને ઉત્સવની વાત હતી, અને કાંઈ અણધારી મુશ્કેલી ન આવી પડે તે માટે એમણે કિલ્લો બાંધવામાં અસાધારણ

---

૩૬ મિરાતે સિકન્દરી ગુ ભા સિકન્દરીના સર ક્લાઈવ બેલીના તરજુમામાં પૃ ૩૯૪ ટિપમાં લખે છે કે આ વાત લેખકે સાંભળેલી લખી છે અને એ માનવા જેવી નથી બહાદુરના દરબારીઓએ ભયનામે યાં કિલ્લો બાંધવાની રજા આપેલી એમ ટીકામાં લખે છે અરબી ઇતિહાસમાં પૃ ૨૫૨માં આ વાત આપેલી છે અને એનો લેખક કહે છે કે આ વાત જૂના વખતથી પ્રચલિત છે

૩૭ ઝફરૂલવાલાહ અરબી ઇતિહાસ પૃ ૨૫૧ અને પૃ ૨૫૮

૩૮ એ જ પૃ ૨૬૦

૩૯ Danvers I P 408 ન્ડાઇટવે (પૃ ૨૪૨) તો સ્પષ્ટ લખે છે કે હિંદના બધા પોર્તુગીઝો મોગલોને કાઢી મૂકવા અસમર્થ હતા

ઝડપ વાપરી પાચ માસ જેટલા ટૂકા સમયમા પથ્થરનો મજબૂત કિલ્લો બાધ્યો[૪૦] નાના મોટા ફિરગીઓ, અમીરો અને લશ્કરીઓએ પણ આ બાધકામ માટે મજૂરો જેવુ કામ કર્યું એક બુરજ જેનુ નામ સેન્ટિએગો (Santiago) બુરજ પાડેલુ હતું એના ઉપર ગાર્સિયા ડી સા (Garcia de Sa) નામના એક અમીર ફિરગીએ કામ કરેલુ અને પાછળથી એ પોર્ટુગીઝ હિંદનો ગવર્નર થયેલો, એનુ નામ આપવામા આવ્યુ આ કિલ્લા ઉપર ૬૦ તોપો, ઘણી બદૂકો અને ૯૦૦ લશ્કરીઓ રાખવામા આવ્યા, અને બીજો પણ પુષ્કળ સરજામ રખાયો મેનુઅલ ડી સોઝાને કિલ્લાનો મુખ્ય અધિકારી નીમવામા આવ્યો આમ તુર્કોને માટે હિંદમા જે એક બદર ખુલ્લુ હતુ તે પણ બધ થવાથી ફિરગીઓને ખૂબ મતોષ થયો[૪૧]

### પોર્ટુગીઝોને પેસવા દીધા પછી બહાદુરનો પશ્ચાત્તાપ

મોગલો પાસેથી બહાદુરશાહે ગુજરાત પાછુ લઈ લીધુ તેનુ વર્ણન કર્યું બહાદુરશાહે ગભરાટના વખતમા પોર્ટુગીઝો મદદ કરશે એમ માનીને સુલેહ કરેલી, પરતુ સધિના કરારની મહી સુકાય તે પહેલા જ ગોવાના ગવર્નરને પણ મનમા ગભરાટ થવા લાગ્યો અને સધિની શરતો પાળવી કઠવી અઘરી હતી, અશક્ય જેવી હતી,[૪૨] એનુ ભાન થવા માડયુ હતુ એનુ જે પરિણામ આવ્યુ તે જોઈ ગયા હવે બહાદુરશાહને પણ પોતાની ઉતાવળ સાલવા માડી હતી એને હવે સ્પષ્ટ સમજાયુ હતું કે મોગલોને કાઢવામા જે કાઈ પ્રયત્નો થયા હતા તે આત્મબળથી જ સિદ્ધ થયા હતા જે માટે એણે વસાઇ અને દીવની લાચ ફિરગીઓને આપી હતી તેમા કાઇ વળ્યુ નહોતું અને એમના તરફથી પોતાને કાઈ નોધપાત્ર મદદ પણ મળી નહોતી એક જ શહેરમા બે કેવળ વિરોધી તત્ત્વો અને ભિન્ન પ્રકૃતિવાળા લોકોની સત્તાથી કેવી મુશ્કેલીઓ ઊભી થાય છે તેનું ભાન પણ એને થવા માડયુ હતુ દીવ શહેરના લોકો અને પોર્ટુગીઝ કિલ્લાના લોકોને ઘર્ષણ થયા કરતુ આ કારણથી કિલ્લા અને શહેરની વસ્તીની વચ્ચે એક કોટ બાધવા માટે એણે પોર્ટુગીઝોને

---

૪૦ એજ પૃ ૪૦૭ ૪૧૮ Whiteway P 242 કિલ્લો આક્ટોબર ૧૫૩૫મા શરૂ થયો ને માર્ચ ૧૫૩૬મા પૂરો થયો

૪૧ Whiteway P 242 Danvers I P 407 મેન્યુઅલ ડી સોઝા યુવાન માણસ હતો કિલ્લા ના અધિકારી તરીકે હોવી જોઇએ એટલી મોટી વયનો નહોતો એમ પોર્ટુ ગીઝોનુ માનવુ હતુ

૪૨ Whiteway P 242 ૪૩ આ અને હવે પછી બહાદુરના મરણના સજોગોનુ વર્ણન વ્હાઈટવેએ ટૂકામા પણ વિવેકથી અને ન્યાયથી કર્યુ છે

કહેનડાવ્યુ, પણ એમણે એવો કોટ બાધવાની રજા ન આપી આ કારણથી બહાદુરની ચિંતામા વધારો થયો પોર્ટુગીઝ સત્તાવાળાઓએ કિલ્લાના માણસોને સખત હુકમ કર્યો હતો કે તમારે કિલ્લાની બહાર એક પથ્થર ફેંકી શકાય એથી વધારે દૂર જવુ નહિ [43] આમ છતા ઘર્ષણ એવુ વધતુ ગયુ કે હુલ્લડો થયા અને એમા કેટલાક પોર્ટુગીઝો માર્યા ગયા ગુજરાતી અને ફિરંગીઓ બન્નેના દિલ તગ બની ગયા હતા સુલેહની શરતોનો ભગ કરીને બહાદુરશાહના પોતાના વહાણોને પણ દીવ બદર જોડવાની રજા નહોતી મળી એની ફરિયાદ આવી હતી,[44] એટલે ઈ સ ૧૫૩૬ના અંત ભાગમા એ ચાંપાનેરથી દીવ આવ્યો.

### ગુજરાતી અને ફિરંગીઓનાં ઊંચાં થયેલા મન

આમ બન્ને પક્ષના મન ઊંચા થઇ ગયા હતા પોર્ટુગીઝ લેખકો બહાદુર સામે ગમે તે આક્ષેપો કરે, પરતુ આમા એક જ પક્ષનો દોષ હોય એમ કહી શકાય નહિ તગદિલી વધુ વધી ત્યારે કદાચ બહાદુરે બધી મુસલમાન સત્તાઓને ફિરંગીઓ સામે એક કરવાનો વિચાર કર્યો હોય [45] અને પોર્ટુગીઝો સાથે સંધિ કરી તેમા પોતાની ભૂલ સમજાઇ હતી, છતા એણે ખુલ્લી રીતે સંધિના કરારનો ભગ કર્યો ન હોતો, અને એ ઠીક વર્તણૂક વિવેકવાળી હતી પરતુ એ દારૂ અને ભાગના ઘેનમા ચકચૂર રહેતો અને ઉતાવળિયા માનસિક તરગોથી ગમે તેવુ કરી બેસતો, એટલે કૃતનિશ્ચય વિરોધીઓ સામે થવા માટે મગજની જે સ્વસ્થતા જોઇએ તે એ રાખી શકતો નહિ [46] નશાના ઘેનમા એ કોઇ વાર કાઇ ન ઇચ્છવા જેવુ બોલી જતો, એનો લાભ એમા મરચુ મીઠુ ઉમેરીને ખટપટિયા તકસાધુઓ લેતા અને અફવાઓ ચલાવતા [47] એવી રીતે સુલતાન ગવર્નરને મારી નાખવાનો

43 એ જ પૃ ૨૪૩ ૪૪

44 એ જ પૃ ૨૪૪

45 એ જ પૃ ૨૪૪

46 એ જ પૃ ૨૪૪

47 એ જ પૃ ૨૪૪ બહાદુરની દારૂ ભાગમા ચકચૂર રહેવાની ટેવ માટે પોર્ટુગીઝ અને હિંદી ઉલ્લેખો એકમત છે માર્તિન એફોન્સો ડી સોઝા લખે છે કે એ ભાગ ખૂબ પીતો (જુઓ બ્હાઈટવે ૨૪૪ નોધ ૧) એમા પોર્ટુગીઝ આધાર આપેલો છે તવારીખકારોએ પણ નશાની વાત છાની રાખી નથી કોરિયા લખે છે કે નશાના ઘેનમા એ ભાંગીતૂટી હિંદીમા ગમે તેમ બોલતો (mutilated Hindustani) આ નોધ બ્હાઈટવેએ પૃ ૨૪૪ નોધ ૨મા આપેલી છે શું એ સમયે ફારસી, હિંદી, ગુજરાતી વગેરેના મિશ્રણરૂપ–ઉર્દૂ જેવી કોઈ ભાષા મુસલમાનોમા વપરાતી હશે? તવારીખોમા પણ એવા શબ્દો આવે છે અને એ મુસલમાનોની લોકભાષા વ્યક્ત કરે છે તે સાંસ્કૃતિક દૃષ્ટિએ સૂચક છે એને પોર્ટુગીઝ ટેકો મળે છે

ફિરંગી રાખે છે એવી અફવા ચાલી હતી આ અફવા નુનો દ કુન્હાને દેશી માણસે પહોંચાડી ચેતવણી આપી હતી પોર્ટુગીઝોનો ઇરાદો પણ સુલતાનને પકડી કેદ કરવાનો હતો એ વાત જાણીતી થઈ ગઈ હતી પોર્ટુગીઝોને ગોવા ખ્યાલ હતો કે બહાદુર પાસે પુષ્કળ ધન છે અને એ માણસ નથી પણ એક લૂંટવાલાયક માલદાર વહાણ છે પરંતુ બહાદુરે આવા ઇરાદા જણાઈ આવે એવું કાંઈ કર્યું નહોતું પોતાને મારી નાખશે એવો ભય કે પોતે સામાને મારશે તેવું કોઈ જાતનું વર્તન એણે હજી સુધી બતાવ્યું નહોતું એમ છતાં કિલ્લાના અધિકારીને સમાચાર મળ્યા કે સવારે સુલતાન તેને નોતરશે અને મારી નાખશે સવારે આમંત્રણ આવ્યું અને અધિકારી એકલો ગયો, પણ કાંઈ બન્યું નહિ [48]

### સુલતાને ખબર આપ્યા વિના દીવના કિલ્લાની લીધેલી મુલાકાત

દીવ આવ્યા પછી બહાદુરશાહ પોર્ટુગીઝ કિલ્લામાં જતો ત્યારે થોડા અંગરક્ષકોને સાથે રાખતો એ ઉપરથી એને કાંઈ ભય હતો નહિ એ સ્પષ્ટ થાય છે એવી રીતે એક વખત તા ૧૩ નવેમ્બર ૧૫૩૬ને રોજ એ ખબર આપ્યા વિના કિલ્લાના કપ્તાન મેન્યુઅલ ડી સોઝાને મળવા બહુ થોડા રક્ષકો સાથે ગયો ખ્વાજા સફર એની સાથે હતો રાત્રિના આઠ વાગ્યાનો સમય હતો અને દારૂના નશામાં સુલતાન ચકચૂર હતો ગૂજરાતનો સુલતાન કિલ્લાના દ્વાર આગળ આવ્યો છે એ સમાચાર કપ્તાનને મળતા એની સૂચનાથી મશાલો અને હથિયારબંધ રક્ષકોની બે હરોળ થઈ ગઈ અને દરવાજો ખોલી નાખવામાં આવ્યો, અને રણવાદ્યોના અવાજ થવા લાગ્યા આ બધો દેખાવ જોઈ સુલતાન ભયભીત તો ન થયો પણ પીધેલો હોવા છતાં ગંભીર તો થયો એને માન આપવામાં આવ્યું અને સભ્યતાથી કહેવામાં આવ્યું કે આ બધાના માલિક આપ જ છો એનો નશો હવે ઊતરવા માંડ્યો હતો એણે સામો સભ્યતાથી જવાબ દીધો કે હે મિત્ર! આનો માલિક પોર્ટુગલનો રાજા છે અને આ બધા ઘરના માલિક તમે છો સુલતાન જ્યારે સારી રીતે પાછો ફર્યો ત્યારે કપ્તાનની આ જાતની નરમાશથી બીજા પોર્ટુગીઝો એના ઉપર ગુસ્સે થયા અને જ્યારે એ સમાચાર ગવર્નરને ગોવા પહોંચ્યા ત્યારે એ પણ કપ્તાન ડી સોઝા ઉપર ક્રોધે ભરાયો અને એને સખત ઠપકો મોકલ્યો [49] આવી રીતે સુલતાનને પકડી લેવાનો લાગ જતો કરવા માટે

૪૮ એ જ પૃ ૨૪૪ અને નોંધ ૨ મેન્યુઅલ ડી સોઝા શાંત અને ડાહ્યો માણસ હોય એમ એના વર્ણન ઉપરથી સમજાય છે

૪૯ Whiteway pp 244 45 પૃ ૨૪૪ની નોંધ ૧ અને ૨

કોરિયા (Correa) નામનો લેખક ટીકા કરે છે કે 'આવે વખતે કાંઈ કરવું એ કોઈ કોઈ જગાએ વિશ્વાસઘાત ગણાય છે; પરંતુ હિંદમાં એવું નથી ત્યાં તો આવું સામાન્ય રીતે બને છે પાપ થવાના ભયથી આવી તક જવા દેવાતી નથી.'[૫૦]

### ગુજરાતના એલચીઓને દારૂ પાઈ વાતો કઢાવી

હવે નુનો ડ કોના ગોવાથી દીવ આવવા માટે તૈયારી કરતો હતો તે વખતે બહાદુરશાહના બે વિશ્વાસુ માણસો—શેખ ઇવાઝ અને નૂરમુહમ્મદ ખલીલ એલચી તરીકે આવી પહોંચ્યા. આ લોકો પહેલાં પણ એલચી તરીકે આવેલા હતા. સુલતાનના અંતરની ખાનગી વાતો જાણી લેવા માટે નુનોએ એક જાળ પાથરી. એક ઇરાની નુનોનો વિશ્વાસપાત્ર હતો અને દીવમાં એના ખાસ માણસ તરીકે રહેતો હતો તેને આ કાર્ય સોંપાયું અને બન્ને અમીર એલચીઓને એણે ખાણા ઉપર બોલાવ્યા. નુનોએ આ વખતે ઉત્તમ જાતના દારૂ પીરસાય એવી ખાસ વ્યવસ્થા કરી મૂકી હતી. એક વિશ્વાસુ ફિરંગીને આ લોકોની વાતો સાંભળવા મતાડ્યો હતો મહેમાનોને ખૂબ દારૂ પાઈ ઇરાની યજમાને ફિરંગીઓને ગાળો ભાંડવા માંડી અને એ રીતે મહેમાનોનો વિશ્વાસ ઉત્પન્ન કરી એમની પાસેથી બહાદુરશાહનો ઇરાદો જાણવા વાતો કઢાવી.[૫૧]

### વહેમ અને શંકાઓથી તંગ બનેલું વાતાવરણ

સુલતાન ગવર્નરને પકડીને મારી નાખવા માગે છે એવી અફવા તો ચાલુ હતી, તે જોઈ ગયા આવી મનોદશામાં દરેક સામાન્ય કાર્ય પણ શંકાની નજરથી જોવાય એ સંભવિત છે બન્ને પક્ષોમાં અને ખાસ કરીને ફિરંગી પક્ષમાં આખુંયે વાતાવરણ શંકા અને ભયયુક્ત અધીરાઈથી વ્યાપી રહ્યું હતું, એટલે સભ્યતાનું કોઈ ચિહ્ન પણ શંકાથી જોવાતું એક વાર બહાદુરશાહે શિકાર કર્યાં પછી મારેલા મૃગો પોર્ટુગીઝોને માટે ભેટ મોકલાવ્યા. એમાં કોઈનું માથું નહિ તો કોઈનો પગ નહિ એવું હતું આ ભેટનો અર્થ પોર્ટુગીઝોએ એવો લીધો કે સુલતાન એમના હાલ આ જનાવરો જેવા કરવા

---

૫૦ એજ, પૃ ૨૪૫ ગેસ્પર કોરિયાની આ ટીકા ઉપર ટીકા કરતાં વ્હાઇટવે લખે છે: "There is grim humour in a religion which regards the devine permission to commit a cowardly and tracherous act as a reward of virtue" (પૃ ૨૪૫)

૫૧ એજ, પૃ ૨૪૫-૪૬ આમાં જે ઇરાનીનું નામ લખ્યું છે તે "Coge Percolim" લખ્યું છે. Coge ઘણે ભાગે ખ્વાજા માટે ફિરંગીઓ વાપરે છે. પરકોલિમ નામનો મેળ મળતો નથી ફિરંગીઓએ એમની નોંધોમાં આ દેશના હિંદુ તેમજ મુસલમાન લોકોના નામો એવી વિચિત્ર રીતે લખ્યા છે કે કેટલાકનો પત્તો મેળવવો મુશ્કેલ છે

માટે ડૉ. જોઆઓ રોડ્રિગ્સ (João Rodriguez) નામના ત્યાંના મુખ્ય દાક્તરે તો એટલી હદ સુધી આ શંકાના ઉંમેરો કર્યો કે આ મુર્ગીના માંસમાં ઝેર ભેળવેલું છે અને જે ખાય તે મરણ પામે આમ છતાં ભૂખ્યા સફરીઓએ એ ખાધું તેની કાંઈ ખરાબ અસર થઈ નહિ આ માંસ દરિયામાં ફેંકી દેવાનો હુકમ હતો છતાં ખાવામાં લેવાયું હતું. બહાદુરશાહ કિલ્લામાં આવી ગયો હતો તે પછી ચાલીસ મરઘાં માથા વિનાના ભેટ તરીકે મોકલાવેલા તેનો અર્થ પણ ઊંધો લેવાયો અને કપ્તાનને બહાદુરશાહને જતા દીધાની પોતાની ભૂલની ભૂલ સમજાવવા માટેની. આમ વાતાવરણ કલુષિત થવામાં શંકા-કુશંકાઓના ઉમેરા થયે જતા હતા ભવિષ્યમાં જે મોટા કરુણ બનાવ બનવાનો હતો તેને સમજવા માટે આ નાની વિગતો ઉપયોગી જણાશે [૫૨]

### સાત માણસો લઈ સુલતાન ગવર્નરના વહાણ ઉપર મળવા ગયો

ઈ સ ૧૫૩૭ના જાન્યુઆરીના આરંભમાં જ નુનો દ કુન્હા દીવ આવી પહોંચ્યો બહાદુરશાહે એને દીવ આવવા આમંત્રણ તો આપ્યું જ હતું ૩૦૦ વહાણોનો કાફલો લઈ એનો સાળો એન્ટોનિયો દ સિલવેરિયા (Antomio Da Silvaria) એની સાથે હતો [૫૩] સુલતાને ગવર્નરને ખાણા માટે આમંત્રણ આપ્યું હતું, પરંતુ નુનોને વહેમ હતો કે એમાં કાંઈ કાવતરું હોવું જોઈએ. અફવાઓમાં એણે એવું પણ સાંભળ્યું હતું કે ગુજરાતના સુલતાનનો ઇરાદો ફિરંગી ગવર્નરને પકડી કેદ કરી એને તુર્કીના સુલતાન પાસે મોકલી આપવાનો છે [૫૪] આવા વહેમો શંકાઓ અને તંગ વાતાવરણને લીધે ગવર્નરે તબિયતનું બહાનું કાઢી ભોજનના આમંત્રણનો અસ્વીકાર કર્યો આ ક્ષણે સુલતાન શિકાર ખેલવા ગયો હતો, અને તે જ વખતે મેન્યુઅલ ડી સોઝા

---

૫૨: એજ પૃ ૨૪૯ અને નોંધ ૧, પોર્ટુગીઝ અહેવાલોમાં આ બાબત વિગતો મળે છે, તવારીખોમાં નથી બહાદુરનો ઈરાદો આ ભેટ મોકલવામાં ખરાબ નહોતો તે તો સ્પષ્ટ છે, છતાં વહેમનું ઔષધ નથી માથા વિનાની વસ્તુઓ અપશુકન જેવી ગણાય છે ખાનારને કાંઈ નુકસાન થયું નથી એ વાત કિલ્લાના કમાનના ધ્યાન ઉપર લાવવામાં આવી હોય એમ લાગતું નથી

૫૩. *Whiteway p 246–47* ૩૦૦ વહાણોના કાફલાની વાત મિ. કોમિસેરિયેટ પૃ. ૩૭૫માં નોંધી છે તે પોર્ટુગીઝ બીજા આધારો ઉપરથી હશે, પરંતુ સ્પષ્ટ આધાર લખ્યો નથી સિકંદરી ૧૫૦ વહાણો લખે છે (પૃ ૩૦૧) એ વહાણો દીવના સાકળકોટ નજીક લાંગર્યાં હતાં એમ કહે છે

૫૪: Danvers I, P 418 ડેન્વર્સ લખે છે કે સુલતાનનો આ ઈરાદો હતો જ્યારે નુનોનો ઈરાદો સુલતાનને કેદ કરવાનો હતો વ્હાઈટવે આ તુર્કીના સુલતાન પાસે મોકલવાની વાત નોંધતા નથી

ગવર્નરે તબિયતના કારણે જાતે આવી શકશે નહિ એમ કહેવા દીવ આવ્યે હતો. ગવર્નર એના વહાણમાં જ માંદગીનો દેખાવ કરી પડી રહ્યો અને ડી સોઝા સમાચાર કહી પાછો ફર્યો એવામાં બહાદુરશાહે શિકારેથી આવ્યા પછી સહેજે જોગે એના મનમાં તરંગ આવ્યો કે ગવર્નરની તબિયત જોવા તુરત જ ઊપડવું અને તે માટે નાનું વહાણ તૈયાર કરવા હુકમ આપ્યો વહાણમાં ખારવા ઉપરાંત બે ખાસ નોકરો—એક તલવાર રાખવા માટે અને બીજો બાણ અને ધનુષ પકડવા માટે, આ ઉપરાંત સાત મોટા અમીરો સાથે લીધા હતા. એમાં ખાન સદર મલગાની મુખ્ય હતો એના બે જમાઈઓ હતા. એકનું નામ અસદખાન હતું, એને 'દુનિયાનો વાઘ' કહેતા હતા બીજો કાગહુસેન નામનો હતો. લગરખાન અને અમીરહુસેન નામના ગુજરાતના બે અમીરો હતા. સાતમો નોઆરો દી સૅંટિઆગો—જે દુભાષિયો હતો અને ફિરંગીખાન નામથી પ્રસિદ્ધ હતો તેને પણ સાથે લીધો હતો.[55]

ગવર્નરનો ગભરાટ

બહાદુરશાહ આ પ્રમાણે એકાએક આવી ચડશે એવો ફિરંગીઓને ખ્યાલ જ નહોતો. અને એ છેક પાસે આવ્યો ત્યાંસુધી ઓળખાયો પણ નહોતો એટલે ગવર્નરના વહાણમાં ગભરાટથી દોડાદોડ થઇ રહી નુનો પોતે ઝડપથી ઓઢીને રાત્રિના કપડાં પહેરી આવ્યો અને વહાણના માણસો તો હજી પૂરા સજ્જ પણ થયા નહોતા. બહાદુરશાહ એ વખતે કાંઇ પણ ભય કે શંકા વગર વહાણ ઉપર આવ્યો અને બધો દેખાવ જોઇ જરા વહેમાયો. વહાણમાં જે ફિરંગી અમીરો હતા તેમને ગયા નવેમ્બરમાં સુલતાન કિલ્લાના કપ્તાનને મળવા આવેલો તે બનાવ યાદ આવ્યો, અને આ વખતે એ બધા ગવર્નરની આજ્ઞાની રાહ જોતા ઉત્સુકતાથી ઊભા હતા ચારે બાજુ ઉશ્કેરાટ દેખાતો હતો. બીજા કપ્તાનો તરફથી એક માણસે આવીને ગવર્નરના કાનમાં કાંઇ કહ્યું તેથી બહાદુરનો વહેમ વધ્યો, અને હવે એને સ્પષ્ટ લાગવા માંડ્યું કે આવી રીતે આ સ્થળે આવવામાં પોતે મોટી ભૂલ[56] કરી હતી. એના

૫૫ બહાદુરની સાથે ગયેલા માણસોના નામોમાં ફેર પડે છે. ઉપરના નામો વ્હાઇટવે એ પૃ ૨૪૭માં લખ્યા છે અને એ જ પ્રો કૉમિ એ અક્ષરશ: નોંધ્યા છે અસદખાનને બદલે વ્હાઈટવે અસિતખાન લખે છે સિકંદરીમાં તદ્દન જુદાં નામો છે એમાં પૃ ૩૦૦માં સુજાઅતખાન (લગરખાન-માંડુના કાદરખાનનો પુત્ર), અલફખાન (શેખ ખત્રીનો પુત્ર), સિકંદરખાન અને મેદિનીરાયનો ભાઈ ગણેશ રાય, એટલા સાથે હતા એમ લખે છે પરંતુ ઉપરના પોર્ટુગીઝ આધારો પ્રમાણેના નામો વધારે વિશ્વસનીય છે સિકંદરી આ બનાવ પછી પોણી સદી પછી લખાયેલી છે

૫૬: Whiteway P 247-48.

સાથીઓએ એને આ પ્રમાણે ન જવા સમજાવેલો, પણ એણે માન્યું નહિ.[૫૭] ગવર્નર નુનો પણ ગભરાટ અને ઉશ્કેરાટમાં જ હતો, પરંતુ થોડી વાર તો એનામાં આતિથ્ય-સત્કારની ભાવના ઉત્પન્ન થઇ હતી એટલે એણે માણસોને કાઇ સૂચના આપી નહિ ખૂબ ઘેરાયેલાં વાદળમાં વીજળીના મોટા ચમકારા થાય એવું વાતાવરણ જોઇ બહાદુરશાહે તુરત જ પાછા ફરવાનું યોગ્ય ધાર્યું. એણે આજુબાજુ કોઇ માણસો મતાઇ ગયા છે કે નહિ તે નજર ફેરવીને જોયુ અને તુરત પોતાના વહાણમાં આવીને જલદીથી કિનારે પહોચવા હુકમ કર્યો[૫૮]

## બહાદુરશાહ પાછો વળ્યો તે પછીના બનાવો

બહાદુરશાહના ગયા પછી નુનોનો માનસિક ઉશ્કેરાટ જરા શાંત થયો અને એ કિંકર્તવ્યમૂઢ થઇ ગયો હતો તેમા જરા ભાન આવ્યુ. એણે તુરત જ મેન્યુઅલ ડી સોઝાને સુલતાનની પાછળ વહાણ લઇ જવા કહ્યું અને સંદેશો કહેવડાવ્યો કે ઉતાવળમા પોર્ટુગલના રાજાનો સંદેશો આવેલો છે તે આપને આપવાનો રહી ગયો. એણે સુલતાનને વિનતિ કરી કે હવે કિલ્લામા મળવાનું રાખવુ ડી સોઝાની સાથે મેસ્ક્વિટા અને એન્ટોનિયો કોરિયા પણ હતા ડી સોઝા આમ એકાએક સુલતાનની પાછળ ગયો એથી ઉશ્કેરાટમા ખૂબ વધારો થયો[૫૯] ગવર્નરે બીજા અમીરોને પણ ડી સોઝાની પાછળ મોકલ્યા અને કપ્તાન જેમ કહે તે પ્રમાણે કરવાનો હુકમ આપ્યો. કપ્તાન શો હુકમ આપશે એ સ્પષ્ટ ન કરવાથી અમીરોના મનમા પણ શંકા અને ગભરાટનુ વાતાવરણ જામ્યુ હતુ ખ્વાજા સફર ગવર્નરના વહાણમા બીજી બાજુએ હતો ત્યારે સુલતાન ચાલી નીકળ્યો હોવાથી એને માટે બહાદુરશાહને જરા વાર વહાણ થોભાવવુ પડ્યુ, એટલે પાછળથી નીકળેલો ડી સોઝા એની નજીક આવી મળ્યો. આ વખતે સાંજના ચાર વાગ્યા હતા ડી સોઝા સુલતાનના વહાણને ઊભુ રાખવા હાથ હલાવતો હતો, તે બહાદુરશાહે જોયો સુલતાનના વહાણની નજીક આવતા એણે ગવર્નરનો સંદેશો કહ્યો. અને સેન્ટિએગો (ફિરંગીખાન)ની સૂચનાથી એ સુલતાનના વહાણ ઉપર ચડવા જતા પગ ખસી જવાથી પાણીમા પડી ગયો બહાદુરશાહના માણસોએ એને બહાર ખેંચી કાઢ્યો, પરતુ આ બનાવથી બહાદુરશાહ પોતે

---

૫૭. સિકંદરી, ગુ ભા પૃ ૩૮૦, અરબી ઇતિહાસ, પૃ ૨૬૧ સિકંદરી લખે છે કે સુલતાને સાથીઓને કહ્યુ કે પવિત્ર કુરાનમા લખ્યુ છે કે માણસનો વખત નજીક આવે છે ત્યારે કોઈ થોભતુ નથી.

૫૮ Whiteway p 247–48 ગવર્નર આ વખતે Nervous થયો હતો

૫૯: Whitway P 248

હમતો હતો. આ બનાવ કેવળ અકસ્માત હતો, પરંતુ ડી સોઝાની પાછળ આવતા ઉશ્કેરાયેલા મનવાળા ફિરંગીઓએ કપ્તાન ઉપર આ હુમલો જાણી બૂજીને કરવામાં આવ્યો હતો એમ માની લીધું, અને લડવાના ઇરાદાથી એ લોકો સુલતાનના વહાણ ઉપર ચડી ગયા.[10]

## દરિયામાં મારામારી અને બહાદુરશાહનું મરણ

આ વખતે જે ધાંધલ થયું એમાં કોણે કોને પહેલો ઘા કર્યો એ જાણવા માટે કોઈ આધાર મળતો નથી, પરંતુ સુલતાનના નોકરે એક બાણ હવામાં છોડયું એનો અર્થ લડાઈની સામાન્ય રીત પ્રમાણે એવો લગાયો કે યુદ્ધ શરૂ થયું છે.[11] બહાદુરશાહ પાસે તો ગણ્યાગાંઠ્યા માણસો હતા, પણ પોર્ટુગીઝો મોટી સંખ્યામાં હતા. મારામારીમાં ડી સોઝા પહેલો માર્યો ગયો. બીજાને નોકરે બાણથી વીંધી નાખ્યો. ત્રીજાને દુનિયાનો વાઘ કહેવાતા સફરના જમાઈએ ચીરી નાખ્યો. એક ફિરંગીએ એને પકડયો અને ઘણા ઘા પડ્યા છતાં છોડયો નહિ. છેવટે એ વાઘ પણ મરણ પામ્યો. ડીઓગો મેસ્કુવિટાએ સીધો બહાદુરશાહ ઉપર હુમલો કર્યો અને તલવારથી ઘાયલ કર્યો. સુલતાનના વહાણે છટકવાનો પ્રયત્ન કર્યો, પરંતુ એક તોપનો ગોળો વાગી જવાથી એના ત્રણ ખલાસીઓ માર્યા ગયા અને છટકાયું નહિ. છેવટે તરીને કિનારે પહોંચવા માટે સુલતાને દરિયામાં પડતું મૂક્યું અને એના બાકી રહેલા રક્ષકોએ પણ એ પ્રમાણે કર્યું. બહાદુરને આ વખતે ડૂબવાનો ડર પણ લાગ્યો હતો તેથી એણે બૂમ પાડવાથી એ ઓળખાઈ ગયો અને ત્રુનોના એક કપ્તાન ટ્રિસ્ટન દી પાયવા(Tristan de Payva)એ એને પોતાના વહાણમાં લઈ લેવા માટે એક હલેસું ધર્યું.[12] આ વખતે એક પોર્ટુગીઝે સુલતાનનું સોનાનું ખંજર પડાવી લેવાના ઇરાદાથી એના માથામાં ઘા કર્યો અને સુલતાને જલસમાધિ લીધી. બીજા જે હાથમાં આવ્યા તેમને ફિરંગીઓએ મારી નાખ્યા. માત્ર ઘવાયેલો સફર સલમાની અને મારાહુસેન બચી ગયા. સુલતાન અને

---

૧૦ એ જ, પૃ. ૨૪૮-૪૯ અને નોંધ ૧. સુલતાને ડી સોઝાને હાથ હલાવતો જોયો ત્યારે એ કપ્તાન મનુષબાણથી સજ્જ હતો.

૧૧ એ જ, પૃ. ૨૪૯ અને નોંધ ૧. બ્હાઈટવે લખે છે કે આ તીર છૂટવાની વાતમાં બધા અહેવાલો એકમત છે. હવામાં તીર છોડવું એ જેમ યુદ્ધની નિશાની ગણાય છે તેમ રાજા પોતાના ભાથામાંથી તીર ભેટ આપે તો તે સુલેહની નિશાની ગણાય છે.

૧૨ એ જ, પૃ. ૨૪૯-૫૦. જે ફિરંગીએ સફરના જમાઈને પકડયો હતો તે એ દુનિયાનો વાઘ મરણ પામ્યો ત્યાં સુધી એને છોડયો નહિ. કહે છે કે બહાદુરે હલેસું પકડયું, પણ એવામાં માથામાં ઘા પડ્યો.

ડી સોઝા બન્નેના શરીરનો પત્તો લાગ્યો નહિ.[६३] ફિરંગીખાન તરીને કિલ્લા તરફ ગયો અને મદદ માટે બૂમો પાડી, પરંતુ કિલ્લાના ચોકીદારે એને પથ્થર મારીને ડુબાડી દીધો ફિરંગીઓના ૧૪ માણસો માર્યા ગયા, અને આશરે ૩૦ ઘવાયા [६४] આ બધા સમાચાર દીવ બંદરમા પહોચતા ત્યા ભારે ગભરાટ ફેલાયો ખ્વાજા સફર ઘવાયેલી હાલતમા ત્યા તે વખતે જઇ પહોચ્યો હતો એણે સમયસૂચકતાથી બાબતો કાબૂમા ન રાખ્યો હોત તો આખુ શહેર અને બંદર ખાલી થઇ જાત [६५] વિજયો કરવામા ગૂજરાતનો સર્વથી મોટો સુલતાન આવી રીતે વિચિત્ર દશામા મરણ પામ્યો આ બનાવથી યુરોપ અને હિંદમા ચારે તરફ હાહાકાર થઇ રહ્યો નુનો દ કુન્હાના હાથમા દીવમા પડેલો ગૂજરાતના સુલતાનનો મોટો શસ્ત્રસરંજામનો જથ્થો આવ્યો ઘણી તોપો હાથ લાગી તેમા ત્રણ તો મોટી હતી તેમાની એક બહુ મોટી નુનોએ પોર્ટુગલ નવાઇની ચીજ તરીકે મોકલી એને સેન્ટ જુલિયનના કિલ્લામા રાખવામા આવી અને એ 'દીવની તોપ'ને નામે પ્રસિદ્ધ છે એણે સુલતાનના મહેલોમા ખજાનાની તપાસ કરાવી, પણ કોઈ ખાસ મહત્ત્વનુ હાથ લાગ્યુ નહિ [६६]

### નુનોએ દીવનો કબજો લીધો

હવે મિરાતે સિકંદરી, તબકાતે અકબરી, અબુલફઝલ વગેરે તવારીખકારો આ બધી વિગત લખે છે અને બન્ને પક્ષોના ઝગડા સાચા નહોતા એમ જણાવે છે, પરંતુ મુસલમાન તવારીખો આ બનાવ પછી આશરે પોણી સદી પછી લખાયેલી છે અને એમા લોકો પાસેથી સાભળેલી વાતોનો પણ એકરાર કરેલો છે,[६७] જ્યારે ફિરંગી અહેવાલો સમકાલીન છે એમના લખાણમા

---

६३ એજ પૃ ૨૪૯ ૫૦ સોનાની મૂઠનુ ખંજર મળી આવવાથી બહાદુર ડૂબી ગયો તે જણાયુ હતુ અબુલફઝલ અકબરનામામા લખે છે કે એક યુરોપિયન કાઝીએ સુલતાનને અટકાવ્યો અને બહાદુરે કાઝીને મારી નાખ્યો વ્હાઇટવે પૃ ૨૪૯ નોધ ૨ મા આ માટે સમજૂતી લખે છે કે આ કાઝી એ જ ડીઓગો મેસ્કવિટા મેસ્કવિટા શબ્દ પોર્ટુગીઝ ભાષામા મસ્જિદ માટે વપરાય છે અને Casis કાસી જેનો ઉચ્ચાર કાઝી થાય છે તેનો અર્થ પાદરી થાય છે ગૂજરાતીઓમા એ જાણીતો હતો એણે ઇતિહાસ પણ લખ્યો છે

६४ એજ પૃ ૨૪૯ ૫૦

६५ એજ પૃ ૨૫૦ Danvers I P 420 એમા લખે છે કે નુનોએ સલામતીનો ઢંઢેરો ફેરવ્યો હતો

६६ Whiteway P 250 Danvers I P 420 એમા યુરોપિયન કાઝી એ જ મેસ્કવિટા હતો એ સ્પષ્ટ કર્યું નથી ખ્વાજા સફરને એક પોર્ટુગીઝ મિત્રે બચવામા મદદ કરી હતી એમ ડેન્વર્સ લખે છે

६७ સિકંદરી ગુ ભા પૃ ૨૯૮ ૯૯ તબકાતે અકબરી મિ ડેનો તરજુમો પૃ ૩૮૦મા

પોતે કરેલાં પાપને ઢાંકવાનો કે હળવું કરવાનો પ્રયત્ન હોય એ બનવાજોગ છે; પરંતુ વતા બધી વિગતો ગળાતી આવે ત્યાં એમના અહેવાલને વધારે વજન આપવું પડે. નુનોને પણ પોતાના કાર્ય માટે મનોવ્યથા થઇ હોવી જોઇએ. એને બહાદુરના મહેલની તપાસ પછી કેટલાક કાગળો હાથ લાગ્યા હતા. એમાં તુર્કીના સુલતાનની મદદ માટે "સફ ચામ"—Saf Cham (અસફખાન)ના પત્રો અને સુલતાને એડનના અમીરને કાગળો એ જ કાર્ય માટે લખેલા તેની નકલો પણ હાથ લાગી. ગવર્નરે આનો ઉપયોગ કુશળતાથી કર્યો અને દીવના આગેવાનોને બોલાવી સુલતાનના દિલમાં પાપ હતું એમ બતાવી આપ્યું એણે લોકો પાસેથી પોતે આ દિમાગે ખોટું કાર્ય નહોતું કર્યું એવી મતલબના પ્રમાણપત્રો ફારસી અને અરબીમાં સહી સાક્ષીઓ સાથે લખાવી લઈ હોરમઝ, અરબસ્તાન, એડન અને હિંદમાં દક્ષિણના સુલતાનોને પોતાની નિર્દોષતા સાબિત કરવા માટે મોકલી આપ્યા એણે ખ્વાજા મફરને દીવનો અમીર નીમ્યો, મુસલમાનોને ધર્મ-પાલન માટે દરેક છૂટ આપી, જૂના બધા રીતરિવાજને ચાલુ રાખવા વચન આપ્યું અને બહાદુરશાહે ધર્માદા વગેરે જેને જેને આપેલા હતાં તે બધા ચાલુ રાખ્યા. આ રીતે દીવના લોકોના મન શાંત કર્યાં[૬૮] ગવર્નરે આ શુભ (!) સમાચાર લઈ કરવા આકઝાને પોર્તુગલ જમીનરસ્તે મોકલ્યો અને રાજાએ ખુશ થઈ એને વર્ષાસન આપ્યું

બહાદુરશાહના મરણની તારીખ વઝીર ઇખ્તિયારખાને કાઢેલી છે, તે અબજદ પદ્ધતિ પ્રમાણે આ શબ્દો ઉપરથી નીકળે છે: 'સુલતાનુલ બર શહીદુલ બહર.' પૃથ્વીનો સુલતાન સમુદ્રમાં શહીદ થયો. અબુલફઝલે બીજા શબ્દો ઉપરથી આ પ્રમાણે તારીખ નક્કી કરી છે · 'ફિરંગિયાને બહાદુર કુશ' ફિરંગીઓ બહાદુરના ખૂની બન્ને રીત પ્રમાણે હિજરી ૯૪૩ નીકળે છે તા ૩ જી રમઝાનને એનું અનુમાન થયું—તા ૧૩ ફેબ્રુઆરી, ૧૫૩૭.[૬૯]

---

પોર્ટુગીઝોનો દોષ વધારે લખે છે અને તે ખરું પણ છે અકબરનામા ૧ પૃ ૩૨૩ નોંધ ૪માં બેવરીજ પોર્તુગીઝ લેખક ફેરિયા ઉપર ટીકા કરતા લખે છે કે મુસલમાન તવારીખો બહાદુરનો વાંક પણ જુએ છે એટલે તે પોર્તુગીઝ કરતા આ બાબતમાં વધારે પ્રામાણિક છે

૬૮. Danvers I P 420 આ કાગળોના ફિરંગી ઉલ્લેખો ખરા હોય તોપણ સત્તા જગ્યા પછી વેપારી મન સત્તાધીશોને પ્રમાણપત્રો લખી આપે એનું કાંઈ બહુ મહત્ત્વ ગણાય નહિ

૬૯ સિકન્દરી ગુ ભા પૃ ૩૦૧ અકબરનામા ૧ પૃ ૩૨૩ ૨૪ સિકંદરીમાં આપેલી મરણનોંધનું વાક્ય ઇખ્તિયારખાને ઉપજાવેલું છે અને એ સારો લેખક હતો. અકબરનામાના ભાષાંતરકાર બેવરીજ અબુલફઝલ કરતા ઇખ્તિયારખાનની નોંધને વધારે પસંદ કરે છે એમાં કવિત્વ છે સિકન્દરી 'કતલે સુલતાન બહાદુર' ઉપરથી પણ વર્ષ કાઢે છે.

## સોળમી સદીના પૂર્વાર્ધમાં એ સમયની દુનિયામાં એક મહત્ત્વનો બનાવ

ગૂજરાતના એ સમયની દુનિયામાં બળવાન અને સર્વશ્રેષ્ઠ રાજ્યકર્તાઓની પંક્તિમાં ગણાતા બાદશાહનું જેવી રીતે અને જે સંજોગોમાં મરણ થયું એ એ જમાનામાં રાજકીય તેમજ સાંસ્કૃતિક દૃષ્ટિએ એક મહત્ત્વનો બનાવ છે. એ વખતની દુનિયા એટલે પૃથ્વીના પૂર્વ ગોળાર્ધની સમગ્ર દુનિયા. એ જમાનામાં સમુદ્રના મહામાર્ગો ઉપર ત્રણ પ્રજાઓનું પ્રભુત્વ હતું: એક આરબો, બીજા ગૂજરાતીઓ અને ત્રીજા પોર્ટુગીઝો. બીજા યુરોપિયનો તે સમયે ઊંઘતા હતા અને ભવિષ્યમાં સમુદ્રના સ્વામી થનારા અંગ્રેજોને જાગવાને હજી વાર હતી.[૭૦] તુર્કોનું પણ કાંઈક જોર હતું. ગૂજરાતી બળો સમુદ્રનાં યુદ્ધો કરતાં વેપારની વૃદ્ધિમાં વધારે રોકાયેલાં રહેતા, તેથી નૌકાયુદ્ધમાં વધારે કુશળ ફિરંગીઓ સામે ટકી શક્યાં નહિ. પશ્ચિમ ગોળાર્ધમાં જગતના સ્રષ્ટાએ ભૂમિનું સર્જન કર્યું છે એ હકીકત પૂર્વની દુનિયાને ખબર પડયે હજી થોડો જ સમય થયો હતો, એટલે કોલંબસે ઈ. સ. ૧૪૯૨માં અમેરિકા શોધી કાઢ્યો તેનું મહત્ત્વ નામ માત્રમાં હતું. પૂર્વમાં આ બધા બનાવો બની રહ્યા હતા ત્યારે પશ્ચિમ ગોળાર્ધનો આજનો સર્વથી પ્રગતિમાન મહત્ત્વનો દેશ પરમેશ્વરે સર્જ્યો એ જ સ્થિતિમાં હતો. તાત્પર્ય એટલું જ છે કે બહાદુર-શાહના મરણ વખતની આખી દુનિયા એ માત્ર પૂર્વ ગોળાર્ધની ચીનથી આટલાંટિક મહાસાગરના પૂર્વ કિનારા સુધીની દુનિયા હતી. એમાં ભારત અને ગૂજરાતનું સ્થાન મધ્યવર્તી હતું. પોર્ટુગલ પશ્ચિમમાં બીજે છેડે હતો. ચીનથી ભૂમધ્ય સમુદ્ર સુધી આરબ અને ગૂજરાતી વહાણો ઘૂમતાં હતાં. એમાં પશ્ચિમની પ્રજા તરીકે ફિરંગીઓએ પેસારો કરી સત્તા લીધી, એટલે પોર્ટુગીઝોનું ગૂજરાતી સત્તા સાથેનુ ઘર્ષણ એ સોળમી સદીના ઇતિહાસમાં એક બહુ મોટો બનાવ છે.[૭૧] એ ગૂજરાતના સર્વથી બળવાન સુલતાનને મારી નાખવાનો બનાવ એટલા માટે આપીએ છીએ કે તે સમયની દુનિયા-માં ખૂબ જ મહત્ત્વનો છે એમ જાણી શકાય અને ઇતિહાસકારોએ એને એટલુ જ મહત્ત્વ આપેલું છે. ગૂજરાતના ઇતિહાસની દૃષ્ટિએ તો આ બનાવ રાજકીય તેમજ સાંસ્કૃતિક મહત્ત્વનો છે વેપાર અને વહાણવટું એ ગૂજ-

---

૭૦: અંગ્રેજો રાણી ઇલિઝાબેથના સમયથી સમુદ્રમા જાગ્યા.

૭૧: ગૂજરાતના વહાણવટાના પ્રકરણના ગૂજરાતી નૌકાપ્રવૃત્તિ, સમુદ્રગમન, અને જે ખામીઓથી સમુદ્રની સત્તા એમણે ખોઇ, ગૂજરાતના દરિયાઈ વેપારનું મહત્ત્વ વગેરેની ચર્ચા કરીશું. ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમા એનુ વહાણવટુ એ એક બહુ જ મહત્ત્વનું પ્રકરણ ગણી શકાય.

રાની સંક્રાન્તિના મહત્ત્વના અંશો ગણાય અને એની પ્રગતિ કે સંકોચના કારણો સાંસ્કૃતિક દૃષ્ટિએ નોંધપાત્ર ગણાય. ગુજરાતની હદમાં બે ફિરંગી સંસ્થાનો આજ સુધી છે તે એની સાક્ષી પૂરે છે.

### બહાદુરશાહના મરણ માટે દોષ કોનો તેની ચર્ચા

સુલતાન બહાદુરશાહના મરણમા કયા પક્ષનો વાંક હતો એ માટે ઇતિહાસ-લેખકોએ લંબાણથી ચર્ચાઓ કરી છે. પાછળ જે વર્ણન કરી ગયા તેમાથી ખાસ નિર્ણય ન કરી શકાય, તોપણ કેટલીક અગત્યની વાતો તરી આવે છે. મુસલમાન તવારીખો અને પોર્ટુગીઝ વર્ણનોના ઉલ્લેખો પણ જોઈ ગયા[૭૨] બંને પક્ષ બંનેના ઇરાદા કેવા હતા તે સ્પષ્ટ કરે છે, એટલે એમા લંબાણથી લખવાની કે તવારીખોના મતભેદોના લાંબા ઉતારા આપવાની અહીં અગત્ય નથી. આ બનાવ પછી દોઢસો વર્ષ પછી આવેલા વલંદા (ડચ) લેખકે પણ એ વર્ણન કરેલું છે, પરંતુ તવારીખોના ઉલ્લેખો ફિરંગી ઉલ્લેખોની પાછળના છે તો ડચ ઉલ્લેખ એથી પણ પાછળનો છે.[૭૩] બધુંયે સાથે લેતા અને વિચારતા એટલું તો ફલિત થાય છે કે બંને પક્ષને એકબીજામા ખૂબ અવિશ્વાસ હતો; બંને પક્ષને પોતાના કૃત્યો અને ભૂલોનો પશ્ચાત્તાપ થયા કરતો હતો; લાગ મળે ત્યારે થયેલી ભૂલો સુધારી એકબીજાનું બળ તોડી નાખવા બંને પક્ષના પ્રયત્નો પણ હતા. બહાદુરશાહ ગવર્નરના વહાણ ઉપર અચાનક ગયો ત્યારે કદાચ નુનોના મનમા એને મારી નાંખવાનો વિચાર નહિ પણ હોય; અને આવેલા અતિથિને તે સમયે જ દગો દેવાને બદલે આગળ ઉપર બીજો લાગ શોધવો એવું પણ મનમાં હશે, પરંતુ ઉશ્કેરાટ, ગભરાટ અને અવિશ્વાસના વાતાવરણમા જે નિર્માણ હતું તે બની ગયું. બહાદુરશાહને પક્ષે ન્યાયનું પાસું વધારે નમતું છે. એના મનમા ગવર્નરને મારી નાખવાની ઇચ્છા એ સમયે હોય એ સંભવતું નથી. એને પક્ષે મોટામા મોટી દલીલ એ છે કે જો એના મનમાં એવો ઇરાદો હોત તો પોતાના રક્ષક અમીરોની સલાહ વિરુદ્ધ ગણ્યાગાંઠ્યા માણસો લઈ એ નુનોને મળવા સામો એના

૭૨. કૉમિસેરિયેટે એમના અંગ્રેજીમા લખેલા ગુજરાતના ઇતિહાસમા તવારીખોનાં— સિકંદરી અને અકબરનામાના લાંબા અવતરણો મૂક્યા છે. ફિરંગી લખાણોના પણ આધાર ટાંક્યા છે એ બધા વિસ્તારમા અહીં લખવાની જરૂર લાગી નથી, ઉપરની ચર્ચામા એનો સાર આવી જાય છે.

૭૩. એમણે ઉપર્યુક્ત ઇતિહાસમા એક ખાસ પરિશિષ્ટમા પૃ. ૩૯૪થી ૩૯૭મા ડચ લેખક ફિલિપ બાલ્ડેઉસ(Philip Baldaeus)નો ચર્ચિલની મુસાફરીના પુસ્તકમાથી ઉતારો લીધો છે તે સારો છે છતા સત્તરમી સદીનો છે અને જૂના આધારો ઉપરથી વર્ણનાત્મક માત્ર છે, એટલે એનો માત્ર નામનો ઉલ્લેખ અહીં કર્યો છે.

વહાણ ઉપર જાત નહિ રાજકીય દૃષ્ટિએ એક મોટી રાજસત્તાનુ બળ તોડવાની ઇચ્છા બીજાને થાય એ સ્વાભાવિક છે, એટલે આપણી પોર્ટુગીઝ પ્રજાને અરબી સમુદ્રમા નબળી બનાવી ગૂજરાતમાંથી કાઢવા બહાદુરશાહ પોતાનો પક્ષ મજબૂત બનાવે અને મિત્ર સત્તાઓને પત્ર લખે એમા દોષ ન કહેવાય પરતુ ગવર્નરને આગત નુકસાન કરવાથી કાઇ લાભ હતો નહિ એક ગવર્નર જાત તો બીજો આવત અને ફિરંગીઓનું જોર તો એનું એ ચાલુ રહેત તાત્કાલિક દૃષ્ટિએ જોતા બહાદુરશાહનો વાક નહોતો ગવર્નરને પક્ષે એથી જરા જુદુ છે સુલતાન રક્ષણ વિના એને મળવા આવેલો એનો અતિથિ હતો સુલતાનને પકડીને મારવાથી ફિરગીઓની સત્તા ગૂજરાતના આખાયે કિનારા ઉપર નિર્વિઘ્ને જામે એ લાભ હતો[૭૪] વ્હાઇટવે લખે છે કે બહાદુરના મરણ પછી દસ જ દિવસ પછી માર્ટિન એફેન્ઝો ડી સોઝા અને એની સાથે પોર્ટુગીઝોનો મહેસૂલનો અધિકારી દીવ આવી પહોચ્યા હતા અને એમનો અભિપ્રાય પણ બહાદુરના મરણ માટે એવો જ હતો અને મરણના સંજોગોને એ ખરી દૃષ્ટિથી જોઇ શક્યા હતા[૭૫] આ બધુ સાથે વિચારતા બહાદુરશાહે તુર્કીની મદદ અમરખાન મારફતે માગી અને એના પત્રો મળ્યા એ વાત ખરી હોય તોપણ સુલતાનના મરણ માટે પોર્ટુગીઝોનો દોષ ઓછો થઇ શકતો નથી.

## મુહમ્મદ ઝમાન મિરઝાંનો ગૂજરાતની બાદશાહીનો દાવો અને એને ફિરંગીઓની મદદ

હવે પોર્ટુગીઝોએ ખ્વાજા સફરને દીવ બદરનો અમીર નીમી કિલ્લાની હકૂમત કમાન એન્ટોનિયો દ સિલ્વેરિયા, જે ગવર્નરનો સાળો હતો, તેને સોપી હતી,[૭૬] પરતુ રાજખટપટનો અત હજી આવ્યો નહોતો બહાદુરશાહ અપુત્ર મરણ પામ્યો હતો અને એના પછી ગૂજરાતની ગાદીએ કોણ આવશે એ પ્રશ્ન ઉપસ્થિત થયો હતો આ ખટપટમા મુખ્ય ભાગ હુમાયુ પાસેથી નાસી આવેલા મુહમ્મદ ઝમાન મિરઝાએ લીધો બહાદુરશાહે પોતાનો જનાનો તો ખજાના સાથે મક્કા મોકલી દીધો હતો, પરતુ ગૂજરાતમા રાજકુટુબની જે સ્ત્રીઓ રહેતી તેમને સાથે દીવમા લાવ્યા વિના બીજો ઉપાય નહોતો, કારણ

૭૪ અર્સકીને (W Erskine) હિંદનો ઇતિહાસ બાબર અને હુમાયુને લગતો લખ્યો છે, તેમા પણ આ અભિપ્રાય લખ્યો છે અર્સકીનનુ લખાણ સારા ઇતિહાસ લેખકને શોભે એવુ છે અને એનો ઉતારો પ્રો કોમિસેરિયેટે પૃ ૩૮૨મા લીધો છે તે બરોબર છે

૭૫ Whiteway P 250

૭૬ Danvers I P 421, Whiteway P 250

કે ગુજરાતનો મોટો ભાગ અને એનું પાટનગર હુમાયુને તાબે હતું આ રીતે જે જનાનો દીવમાં હતો તેમાં બહાદુરશાહની માતા મખદૂમે જહાન બેગમ દીવમાં હતી મુહમ્મદ ઝમાન મિરઝાએ બેગમને મીઠા શબ્દોથી આશ્વાસન આપીને કહ્યું કે સુલતાન બહાદુરે મને ભાઈ કહેલો છે અને જો આપ પોતાના પુત્ર તરીકે કબૂલ રાખો તો ખાનદાની અને બીજી બધી રીતે હું લાયક છું[૭૭] બહાદુરશાહની માતાએ એની મહેમાનગીરી તો કરી, પણ વિવેકથી જવાબ આપ્યો કે ઈરાનમાં સ્ત્રીઓ રાજકાજમાં ભાગ લે છે, પણ અહીં એ રિવાજ નથી અને રાજકારણ વઝીરોના હાથમાં છે[૭૮] આ વખતે સુલતાનનો જે ખજાનો દીવથી લાવવામાં આવ્યો હતો તેમાં ૯૦૦ પેટીઓ સોનાથી ભરેલી હતી મિરઝાએ એમાંથી ૭૦૦ પેટીઓ લૂંટીને કબજે કરી અને દ્રવ્ય હાથમાં આવવાથી એની આસપાસ મોગલો અને હિંદુસ્તાનીઓનું બાર હજાર જેટલું લશ્કર ભેગું થઈ ગયું[૭૯] એ ઊના દેલવાડામાં આવીને રહ્યો,[૮૦] અને પોર્ટુગીઝો સાથે સંદેશા ચલાવવા શરૂ કર્યા એણે તેઓને કહેવડાવ્યું કે જો મને બાદશાહ તરીકે કબૂલ કરી ફિરંગીઓ જો મદદ કરશે તો માંગરોળથી સિંધના મેર સુધીનો કિનારો અને દમણથી વસાઈ સુધીનો કિનારો પોર્ટુગીઝોને આપવામાં આવશે, અને ઊનાનો રાજમહેલ પણ આપવામાં આવશે નોબી ગવર્નરે આ વાત કબૂલ રાખી અને મિરઝા મુહમ્મદ ઝમાનના નામનો ખુતબો દીવની મસ્જિદોમાં પઢવાની રજા આપી તે સાથે એણે બીજા વારસાનો હક કરતા માણસો સામે સાવધાન રહેવાની સલાહ પણ આપી, પરંતુ એ સલાહ બરાબર પાળવામાં આવી નહિ[૮૧] હવે અમદાવાદમાં ગત સુલતાનના અમીરો પણ મિરઝાને

---

૭૭ સિકંદરી ગુ ભા પૃ ૩૦૪ તબકાતે અકબરી ડેનો તરજુમો, પૃ ૩૯૧-૯૨ સુલતાનની માનું નામ એમાં આપેલું છે

૭૮ એ જ, પૃ ૩૦૪ ઈરાન અને ગુજરાતના જમાનાની સ્ત્રીઓનો આ ભેદ સૂચક છે પણ સુલતાન સિકંદરની મા બહાદુરની સાવકી મા તો રાજકારણમાં સારો ભાગ લેતી હતી

૭૯ તબકાતે અકબરી, પૃ ૩૯૨ એ પૃષ્ઠની નોંધમાં મીર અબુતુરાબની તારીખે ગુજરાતનો ઉતારો આપ્યો છે એમાં ૯૦૦ પેટી લખી છે તબકાત ૭૦૦ પેટી લખે છે મક્કા મોકલાવેલો, હુમાયુએ લૂંટ્યો અને આ ખજાનો, એ બધું જોતાં ગુજરાતના સુલતાનનો ખજાનો કેટલો હશે? તારીખે ગુજરાતના લાંબા ઉતારા નોંધમાં પૃ ૩૯૧થી ૩૯૪ સુધી આપેલા છે ડેનવર્સ

૮૦ ઊના દેલવાડાને પોર્ટુગીઝો નવાનગર કહે છે ડેનવર્સ પૃ ૪૨૧ (વીસ લાખ મહોરો)નું સોનું હતું એમ પૃ ૪૨૧માં કહે છે

૮૧ Danvers I P 421 Whiteway P 250 51

કાઢવાના પ્રયત્નમાં હતા. ઇખ્તિયારખાને ઇમાદઉલ્મુલ્ક મલીકજીને મીઠા શબ્દોમાં કહ્યું કે હું કલમનો માણસ છું, આપ તરવારના માણસ છો; અને મિરઝાંને હરાવવાનું આપના સિવાય બીજા કોઇથી બનશે નહિ. આ સાંભળી અફ્ઝલખાન બંબાણીએ મશ્કરી કરી કે મલીકજી જેવો સુલતાનનો બીજો કોઇ ઉમરાવ નથી એ ખરું છે, પણ એ કદી લડાઇ લડ્યો નથી અને દુશ્મનની હાર કદી તોડી નથી. આ સાભળીને મલીકજીને શૂર ચડ્યું અને પોતે લશ્કર લઇ ઊના તરફ ઊપડ્યો. આ અમીરો બહાદુરશાહના ભાણેજ મીરાં મુહમ્મદશાહ તરફથી લડતા હતા. ઊના આગળ લડાઇ થઇ તેમાં મિરઝાં હાર્યો અને એ છેવટે હુમાયુ પાસે નાસી જઇ એને શરણે થયો.[૮૨] વિજય કરી ઇમાદઉલ્મુલ્ક અમદાવાદ આવ્યો. ઊનાથી નીકળતાં પહેલાં મલીકજીએ પોર્તુગીઝો પાસે બહાદુરશાહના મરણ બાબત જવાબ માંગ્યો અને મળેલા ઉત્તરથી સંતોષ પામી સુલેહ કરી, પરતુ મિરઝાંએ કહેલી કિનારાનાં સ્થળો આપવાની શરત નામંજૂર કરી, એટલે વાટાઘાટો ભાગી પડી.[૮૩]

## બહાદુરશાહનું ચારિત્ર્ય

હવે તવારીખકારો જેને ગૂજરાતનો મોટામાં મોટો વિજયી સુલતાન કહે છે અને જેણે ગૂજરાતની આસપાસના ચારે બાજુના પ્રાંતો જીતી લીધા હતા, તે માણસ તરીકે અને રાજા તરીકે કેવો હતો તે જોઇએ. ગાદીએ આવ્યો ત્યારે એ વીસ વર્ષનો હતો એટલે બાળક જ કહેવાય, પરંતુ એનો દાદો મહમૂદ બેગડો એનાથી પણ નાની વયે ગાદીએ આવેલો. એણે નાનપણમા જે હિંમત અને વ્યવહારકુશળતા બતાવી તે બહાદુરમા દેખાઈ નહિ. અંગત રીતે તો એ નામ પ્રમાણે બહાદુર હતો, પરંતુ એના સ્વભાવમાં સ્થિરતા હતી નહિ. વખત આવ્યે સંજોગોના દબાણથી એ ગભરાઇ જતો અને એના ગાત્રો શિથિલ થઇ જતા. મહમૂદની પેઠે એ પણ અભણ હતો, પણ મહમૂદ ભણેલો નહિ તો ગણેલો તો હતો જ, તે સાથે સત્પુરુષો અને વિદ્વાનોના સંગથી એની બુદ્ધિ પાકી થઈ હતી બહાદુરને ખુશામતિયાઓ અને મોજમજાહ માણનારા શોખીનોનો સગ હતો એનો અગિયાર વર્ષની સત્તાનો સમય એવી દોડાદોડમા ગયો છે કે સત્સંગથી બુદ્ધિ સ્થિર કરવાનો એને સમય પણ ન મળ્યો. એના પિતાનો તો એક પણ ગુણ એનામા

૮૨: એ જ. પૃ. ૪૨૧મા મિરઝાંના લશ્કરને લાચથી ફોડીને ફેરવ્યુ એમ લખે છે. સિકંદરી ગુ. ભા. પૃ. ૩૦૪ પમાં લડાઇમા હાર્યો લખે છે. તબકાત પૃ. ૩૮૩મા પણ એ જ પ્રમાણે લખે છે. તારીખે ગુજરાત ખૂબ વિગતો આપે છે જે જરૂરી નથી.

૮૩: Danvers: I. P. 421.

નહોતો ઊતર્યો એક વિદ્વાન, દયાળુ અને ધર્મિષ્ઠ પિતાનો પુત્ર અભણ, ક્રૂર અને મોજશોખી થયો સંગીતનો એને શોખ હતો એ મંજુ અથવા બૈજુની વાત ઉપરથી સમજાશે, પરંતુ એ શોખ પોતાના અને સભાના રંજન પૂરતો હતો પિતાના જેવું એને સંગીતની કળામાં પ્રાવીણ્ય નહોતું એનો પિતા સુલ્તાન કૈફની કોઈ ચીજનું નામ માત્ર પણ સંભારતો નહોતો ત્યારે બહાદુરશાહ દારૂ અને ભાંગના નશામાં ચકચૂર રહેતો એ નશાએ એને ઘણી હાનિ કરી છે એ અવિચારી સાહસ કરનારો, ઉતાવળિયો, આવેશપૂર્ણ અને મનના તરંગના ઉછાળા પ્રમાણે વર્તનારો હતો એના દુશ્મનોએ આ વાતનો ખાસ લાભ લીધો હુમાયુ સાથેની લડાઈ આ કારણોથી જ એ હાર્યો ફિરંગીઓને હાથે આ કારણથી જ એ મરાયો જ્યારે સંજોગોથી એના ગાત્ર ગલિત થઈ જતા ત્યારે એની હિંમત તથા બહાદુરી અદૃશ્ય થઈ જતા. હુમાયુએ મંદસોરની લડાઈમાં એને લડ્યા વગર હરાવ્યો ત્યારે જે પીછેહઠ કરી એ તો ગુજરાતના સંતાનને, એના અમીરોને, એની બુદ્ધિ અને હિંમતને શરમ ઉપજાવે એવી વાત છે માંડુ, ચાંપાનેર, ખંભાત કોઈ જગાએ એના માં હિંમત આવી નહિ ખુશામતિયા અમીરોનું માનીને એ વિશ્વાસ મૂકી દેતો અને સાચી સલાહની અવગણના કરતો નસીબ ઉપર પણ એની શ્રદ્ધા વિચિત્ર પ્રકારની હતી દીવમાં છે ની ઘડીએ કોઈ જનશે અને ઈશ્વર રસ્તો કાઢશે એમ એ કહેતો, પણ ગજબકારી કુનેહને એણે દૂર મૂકી દીધી[૮૪] બાબરના લશ્કરીઓ સાથેના અનુભવથી એણે હિંદીઓ માટે એવી ટીકા કરી કે મોગલો પથ્થર છે અને હિંદીઓ કાચ જેવા છે એમાંથી ગમે તે અથડાય તો પણ કાચ જ તૂટે[૮૫] એક સમૃદ્ધ સામ્રાજ્યના અધિપતિના મુખમાં આ શબ્દો શોભે એવા છે? બાબર કે હુમાયુ જીત્યા એ વાત ખરી, પણ એમાં એમની હિંમત અને કુનેહનું કારણ હતું, ગણો સંગ્રામસિંહ કે બહાદુરશાહ હાર્યા એમાં એમનું અવિચારીપણું અને ઉતાવળિયાપણાનું કારણ હતું હિંદની પ્રજાઓમાં સ્વશક્તિ કે અભિમાન જોઈએ તેવા નહોતા એ વાત ખરી, પરંતુ ગુજરાતની પ્રજા તો બહાદુરશાહને પડખે ઊભી રહી હતી એની ઉદારતા ઉડાઉપણા જેવી હતી,[૮૬] છતાં પ્રજામાં એ બહુ પ્રિય હતો

---

૮૪ ગુ નો અરબી ઇતિહાસ, પૃ ૨૫૮

૮૫ એજ પૃ ૨૨૯ આ શબ્દો બહાદુરશાહે બહલોલ લોદીના પુત્ર તાતારખાનને કહેલા

૮૬ એ જ પૃ ૨૨ ગુજરાતમાં દસ હજાર પરદેશીઓ એની ઉદારતાથી આકર્ષાઈને આવ્યા હતા બીજી તવારીખો પણ એની ઉદારતાની તારીફ કરે છે એ ઉદારતામાં ઉડાઉપણું નહોતું એ પરિણામથી કહી શકાશે

એનું કારણ એ હતું કે પોતાના સિવાય કોઈનો પણ જુલ્મ એ પ્રજા ઉપર થવા દેતો નહિ.૮૭ એનો પિતા અમીરોને વશ ન રાખી શક્યો, પણ બહાદુરના અમીરો એને વશ હતા. વિજયો માટેની દોડાદોડીને લીધે રાજવહીવટમાં એનાથી ધ્યાન અપાયું નહોતું, અને સારો વહીવટ કરી શકે એવી એના સ્વભાવમાં શાંતિ પણ નહોતી.

## નાજુક લહર

એનામાં ક્રૂરતા ઘણી હતી અને એના ભાઈઓને એણે જે રીતે મારી નાખ્યા તે મુઝફ્ફરના પુત્રને માટે શોભે એવું કાર્ય નહોતું.૮૮ સ્ત્રીઓના સહવાસ અને શોખ માટે પણ એ એના પિતાથી ઊલટો હતો. એના જમાનાની નાજુક લહર નામની એક સ્ત્રીની વાત આ માટે રમૂજ઼ભરી છે. બહાદુરના ભાઈ ગત સુલતાન સિકંદરના જનાનામાં નાજુક લહર નામની એક અત્યંત સ્વરૂપવાન સ્ત્રી હતી. એ જેવી સુંદર હતી તેવી જ ગુણમાં અને હોશિયારીમાં પણ ઉત્તમ હતી. ગૂજરાતની સ્ત્રીઓ કહેતી કે એના જેવી કોઈ સ્ત્રી પેદા થઈ નથી. સુલતાન સિકંદરના મરણ પછી નાજુક લહર બહાદુરના જનાનામાં આવી અને એને પણ ઘણી જ પ્રિય હતી. બહાદુરશાહે જ્યારે માળવામાં માંડુનો કિલ્લો જીત્યો ત્યારે એ શહેરની દરેક જાતની વેશ્યાઓને એણે છાવણીમાં આવવા હુકમ કર્યો. લગભગ એક હજાર સુંદર સ્ત્રીઓ સારાં વસ્ત્રાલંકાર પહેરીને હાજર થઈ. એમાં કેટલીક તો ખૂબ જ સુંદર હતી. બહાદુરશાહના મિત્ર અને અમીર સુજાતખાને સુલતાનને પૂછ્યું કે આ માણ જેવી આંખોવાળી કોઈ પણ સ્ત્રીનું બાણ તમારા હૃદયને વાગ્યું છે કે નહિ. બહાદુરે ઉત્તર દીધો કે મારા જનાનામાં એક એવી સ્ત્રી છે કે જેની પાસે આ બધી સ્ત્રીઓની ખૂબસૂરતીનો કાંઈ હિસાબ નથી. કોઈ વાર તને એ બતાવીશ. એક વાર દારૂના નશામાં એક નજીવી ભૂલ માટે સુલતાને નાજુક લહરની તલવારથી કતલ કરી, પરંતુ એને પછીથી ઘણો પશ્ચાત્તાપ થયો. એને સુજાતખાનને આપેલું વચન યાદ આવ્યું અને એને બોલાવી કહ્યું કે જીવતાં તો ન બતાવી શક્યો એ સ્ત્રીનું સૌંદર્ય હવે મરણ પામ્યા પછી જુઓ. ખાનને તારાથી ઘેરાયેલા સૂર્ય જેવું નાજુક

---

૮૭ Whiteway P 250

૮૮ શત્રુંજય તીર્થોદ્ધાર પ્રબંધ, ઉલ્લાસ ૨, શ્લોક ૩૪માં ભ્રાતૃદ્રોહસંહર્તા એવા શબ્દો છતાં કર્માશાહને પરવાનગી આપવાથી એના બારોબાર વખાણ કરે છે, એ આપણા સમાજની મનોદશા વ્યક્ત કરે છે. પ્રબંધકારે બહાદુરના શરૂઆતના વર્ષોમાં પ્રબંધ લખ્યો તેથી ખામીઓ લખી શકે નહિ એ ખરું.

લદરનુ મુખ લોહીથી ખરડાયેલુ લાગ્યુ અને એ દશામા પણ એનુ સૌદર્ય નિહાળી એ આશ્ચર્યચકિત થયો સુલતાને હવે દિલગીરીમા પોતાનુ માથુ ભોય ઉપર પટક્યુ[89] આમ આ ક્રૂર, ક્રોધી અને ભયકર આવેશથી ભરેલા નશાબાજ સુલતાન ના ચારિત્ર્ય માટે સારુ કહેવાનુ બહુ ઓછુ છે તવારીખકારો એની બહાદુરી, હિંમત અને ઉદારતાના ખૂબ વખાણ કરે છે છતા એ ઉતાવળિયો અને એશઆરામ પસદ કરનારો હતો એટલુ તો કબૂલ કરે છે એની મજલિસમા પણ એવા જ માણસોને સ્થાન હતુ એમ પણ કહે છે[90] શત્રુજય તીર્થોદ્ધાર પ્રબધમા એના પિતા અને એના ભાઇના ગુણોના જે વખાણ કરેલા છે તેવા બહાદુરશાહ માટે કરેલા નથી, એ સમકાલીન હિંદુ લેખકે જો કે એના દોષ પણ ખાસ લખ્યા નથી એ લખે છે કે (સિકદરના ભાઇ તરીકે લખે છે)

बाधरनामा तदनुज उद्दहचरित प्रतापनिस्तरणि ।

रिपुहृदय प्रलयानल इवोदित साहसी सततम् ॥ (દ્વિતીય ઉલ્લાસ)

સુલતાન બહાદુરશાહ ના અત કરણમા હિંદુ પ્રજા માટે કાઈ ખાસ સદ્ભાવ હોય એવુ જણાતુ નથી, છતા એના સમયમા હિંદુઓ ઉપર વિધર્મી તરીકે ખાસ જુલ્મો થતા હોય એવા ઉલ્લેખો પણ નથી એના લશ્કરમા અને સાથીઓ તરીકે હિંદુ સરદારોના ઉલ્લેખો મળે છે બદરોની ખિલવણી અને વેપાર માટે એનો ઉત્સાહ હતો, એટલે વેપારપ્રિય ગુજરાતી પ્રજાને એના રાજ્યમા કાઇ ખાસ સોસવુ પડ્યુ હોય એવા ઉલ્લેખો મળતા નથી હુમાયુના ભાઇને ગુજરાતમાથી હાકી કાઢવા માટે ભેદભાવ વિના આખા ગુજરાતની પ્રજાએ એને ટેકો આપ્યો હતો અને મહેસૂલ વસૂલ કરવા પ્રજાએ ખાસ માગણી કરી હતી એ એની લોકપ્રિયતા સૂચવે છે આમ છતા અબી તવારીખકાર લખે છે કે બહાદુરશાહને ગુજરાતીઓ કરતા પરદેશીઓ ઉપર વધારે વિશ્વાસ હતો આમા ગુજરાતી મુસલમાનો ઉપર પણ વિશ્વાસ હોય એમ લાગતુ નથી ગુજરાતના લશ્કરમા અને બાદશાહી અગરક્ષક દળમા એના સમયથી પરદેશી મુસલમાનો દાખલ થયા, અને એ બધા વખત જતા ગુજરાતના વતની થઇ ગયા[91] એમાના કેટલાક મોટી સત્તાવાળા અમીરો

---

૮૯ સિકદરી ગુ ભા પૃ ૨૨૬ ૨૭

૯૦ ગુજરાતનો અરબી ઇતિહાસ પૃ ૨૯૩ એમા એના ઉદારતા હિંમત વગેરે ગુણો સાથે એશઆરામ માટે લખ્યુ છે અને સાથીઓ એવા હતા એ પણ લખ્યુ છે એની મજલિસમા મશ્કરાઓ પણ હતા એમ એ ગ્રથકાર લખે છે

૯૧ એજ પૃ ૨૨૮ આ ગ્રથની બીજા ભાગની પ્રસ્તાવનામા સર ડેનિસન રોસે ગુજરાતમા પરદેશીઓના આગમન માટે વિગતથી લખ્યુ છે તે રસમય છે

પણ થયા અને કેટલાક રાજ્યના માલિક થઇ ગયા એ બધુ હવે પછીના સુલતાનોના વર્ણનમા જોઇશુ ૯૨

---

૯૨ સિકંદરી (ગુ ભા પૃ ૩૦૧ ૩૦૨)મા એક સૂચક વાત લખી છે. કહે છે કે બહાદુરશાહ દીવથી માંગરોળ ગયો હતો ત્યારે ત્યાના કાઇ મહમૂદે એને કહ્યુ કે અહીં એક શેખ યસીન સુરી નામે માણસ છે તેને જ્યારે કલમા પઢવાનુ કહીએ છીએ ત્યારે તે ના પાડે છે એને હાજર કરવાનો હુકમ કર્યો અને આવી વર્તણૂકનુ કારણ પૂછ્યુ ત્યારે એણે કહ્યુ કે હુ ને મારો પરવરદીગાર જાણીએ બાદશાહે એ જો કલમા ન પઢે તો ઠાર કરવા હુકમ કર્યો મરતી વખતે એણે જલ્લાદને કહ્યુ કે તારા બાદશાહને કહેજે કે "તારા ને મારા મોત વચ્ચે અઠવાડિયાથી વધારે વખત રહેશે નહિ " એ પછી દીવમા એ પ્રમાણે બન્યુ આ જો કે માત્ર વાત છે છતા એ બહાદુરનો સ્વભાવ બતાવે છે

હવે એના ચારિત્ર્ય માટે થોડા અભિપ્રાયો અગ્રેજીમા છે તેની નોધ લઈએ

અબુલફઝલ, અકબરનામા ૧, પૃ ૩૦૦ The actions of the ruler of Gujarat are a proof of this, for, he, out of native arrogance, the assaults of flatterers, abundance of intoxication and intoxicated men poverty of prudence and of prudent, broke without object treaties etc"

Bailays Gujarat P 63 (બેલી સિકંદરીના તરજુમામા પોતાની ટીકા આ પ્રમાણે લખે છે ' Bahadurshah though he has been rendered famous by singular activity in war and some brilliant military successes, is shown to have been curiously undeserving of renown Un educated rash, and impetuous a poor administrator, more, sloth and sensuatik, than from weakness of want of ability violent, cruel, treacherous, and ungrateful, his unfortunate death at the hands of the Portuguese seems to have won for him a sympathy which he very little merited '

James Douglas Bombay & Western India I P 304 આ લેખક તો બહાદુરશાહને ખૂબ હલકી પાડે છે અવતરણ લાબુ હોવાથી કામનુ નથી એના કાર્યોનુ કવિત્વયુક્ત અને તિરસ્કારયુક્ત વર્ણન કરી એના મરણ માટે લખે છે કે એ દરિયામા મરણ પામ્યો તે સારુ થયુ " That an end of him was made by the Portuguese at Diu, and the body of this profligate wretch cast into the sea He could neither read nor write which was our blessing No man, we think will ever try to white-wash Bahadur ' ડગલાસનુ લખાણુ એકદર આવેશવાળુ છે

# પ્રકરણ પાંત્રીસમું

## સુલતાન મહમૂદ ત્રીજો

### ગુજરાત સલ્તનતની પડતીનો આરંભ

બહાદુરશાહના અકાલ મૃત્યુ પછી એનો ભત્રીજો—લતીફખાનનો પુત્ર—ગૂજરાતની ગાદીએ આવ્યો. બહાદુર અપુત્ર મરણ પામ્યો હતો એના બધા ભાઈઓના કુટુંબને એણે મારી નખાવ્યા હતા લતીફખાનનો પુત્ર એ સમયે એક નાનું બાળક હતો એટલે એ બચી ગયો[1] એને બુરહાનપુરના મુહમ્મદશાહે ઉછેરીને મોટો કર્યો હતો બહાદુરશાહની પોતાની ઇચ્છા પોતાના ભાણેજ, ખાનદેશના અધિપતિ મીરા મુહમ્મદશાહને વારસ ઠરાવવાની હતી મીરા મુહમ્મદ મામાને વફાદાર હતો અને મામા સાથે લડાઇઓમા ભાગ લઈ વિશ્વાસ સપાદન કર્યો હતો એ કારણથી બહાદુરશાહને એના ઉપર સ્નેહ પણ હતો બહાદુરના અવસાન વખતે એ મોટા લશ્કર સાથે માળવા મા ઉજ્જૈન શહેરમા હતો. મામાના મૃત્યુના સમાચાર સાભળી અમીરોએ એને ગાદીપતિ જાહેર કર્યો, પણ એનો અમલ સુલતાન મુહમ્મદશાહ ત્રીજા તરીકે માત્ર નામનો જ રહ્યો બહાદુરશાહના મરણનો એને ભારે આઘાત લાગ્યો હતો, અને એ મોજશોખ છોડી ઉપવાસ સેવી પ્રાર્થનામા સમય ગાળતો હતો એ કારણથી ટૂકા સમયમા જ એનુ પણ અવસાન થયુ એટલે ગુજરાતના શક્તિશાળી અમીરો ઇખ્તિયારખાન, અફઝલખાન અને મલીકજી ઇમાદઉલ્મુલ્કે, ના પાવરથા છતા લતીફખાનના પુત્રને મહમૂદ ત્રીજા નું નામ આપી સુલતાન બનાવ્યો[2] સુલતાન નાની વયનો હોવાથી વાસ્તવિક રીતે બધી સત્તા આ અમીરોના હાથમા જ રહી ઈ સ ૧૫૩૮મા મહમૂદ ત્રીજો ગાદીએ આવ્યો અને ઈ સ ૧૫૭૨મા ગૂજરાત સલ્તનતનો અંત

---

૧ મહમૂદનો જન્મ ઈ સ ૧૫૨૬મા સૌરાષ્ટ્રમા થયો હતો એ વખતે મુઝફ્ફર બીજો ગાદીએ હતો એની મા સિંધના બાદશાહ બહેરામખાનની પુત્રી હતી સિકંદરી ગ ભા પૃ ૩૧૧ બહાદુરશાહે બધા ભાઇઓ અને વારસોને મારી નાખેલા, પરતુ આ મહમૂદ બચી ગયો તેનુ વર્ણન સિકંદરી પૃ ૩૦૮મા આપેલુ છે મુહમ્મદશાહને બહાદુરશાહે વારસ નીમેલો અને મામાના મરણના આઘાતથી એ માદો પડ્યો તેનું વર્ણન સિકંદરી પૃ ૩૦૭મા જુઓ

૨ સિકંદરી અને બીજા ગ્રથોમા મહમૂદને ગાદી મળ્યાની તારીખોમા કાઇક ફેર છે ગુ ભા સા નુ વર્ષ છે તે ભૂલવાળુ છે (૧૫૩૬)

આવ્યો એ બધા સમય દરમ્યાન ખરી રીતે ગૂજરાતમા અમીરોની જ સત્તા રહી છે સુલતાન નામ માત્રનો જ હતો મહમૂદ ત્રીજાએ માત્ર વચ્ચે થોડા વર્ષના ગાળાગા કાઈક સત્તા હાથમા લીધી હતી

## ફિરગીઓનું વધતુ બળ

આમ છતા આ સુલતાનના અમલ દરમ્યાન કેટલાક એવા બનાવો બન્યા છે કે જે સાસ્કૃતિક ઇતિહાસમા મહત્ત્વના ગણી શકાય દેશના અતર્ગત વહીવટમા તથા બહારના સાથેની લડાઈઓમા મોટા નોધપાત્ર બનાવો બન્યા છે સલ્તનતની પડતીની શરૂઆત થઈ હોવા છતા એના સમયમા ગૂજરાત છેક નિર્માલ્ય દશામા આવ્યુ નહોતુ બહાદુરશાહની અવિચારી રાજનીતિથી ફિરગીઓ સાથે જે જાતના સબધો ઊભા થયા હતા અને એ લોકોનુ જોર અરબી સમુદ્રમા વધતુ જતુ હતુ તેના પરિણામોનો અનુભવ હજી થવાનો હતો એશિયાની મોટી મુસલમાન સત્તાઓને ફિરગીઓનુ વધતું બળ સાલતુ હતુ અને સમુદ્ર સાથે સબધ ધરાવતા મુસલમાન દેશો આ બાબતમા જાગતા થયા હતા સુલતાન મહમૂદના રાજ્યના પ્રારભમા જ આ સત્તાઓનુ ઘર્ષણ થવાનો પ્રસગ ઉત્પન્ન થયો અને બે વાર ગૂજરાત–સૌરાષ્ટ્રના કિનારે ભારે નૌકાયુદ્ધો પણ થયા એ બન્ને નૌકાયુદ્ધોનો ઇતિહાસ રસમય હોવાથી એને જરા વિસ્તારથી જુદા પ્રકરણમા જોઈશુ એટલે અહીં તો મહમૂદના રાજ્યકાળની ગૂજરાત તળમા જે પરિસ્થિતિ હતી તેનો વિચાર કરીશુ અમીરોની સત્તા આ સમયમા જામી અને સલ્તનતના અત સુધી વધતી ગઈ તેના પરિણામોનો પણ વિચાર કરીશુ

## સત્તા જાળવી રાખવા અમીરોની દાનત

મહમૂદને જ્યારે ગાદીએ બેસાડચો ત્યારે એની ઉમ્મર બાર વર્ષની હતી મોટા અમીરોના હાથમા રાજ્યની બધી સત્તા હતી એમા પણ ઇમાદઉલ મુલ્ક મલીકજી, દરિયાખાન હુસેન અને આલમખાન લોદી સર્વથી બળવાન હતા શરૂઆતમા એ બધા મળીને કામ કરતા અને કાઈ વાર તેમનામા ભેદ પણ પડતો, પરતુ પાછળથી એમનામા સપ બિલકુલ રહ્યો નહિ એ આગળ જોઈશુ આ અમીરોએ સત્તા પોતાના હાથમા કાયમ રહે તે માટે સુલતાનને રાજમહેલની અદર લગભગ નજરકેદ જેવો રાખી મોજમજાહમા સમય ગાળે એવી ગોઠવણ કરી અને રાજકાર્યમા એનુ મન જાય નહિ તેની તકેદારી રાખી એ વાતનો ખ્યાલ સુલતાનને કોઈ વાર આવતો અને પોતાની કેદી જેવી

પરિસ્થિતિનું ભાન પણ થતું[3] પરંતુ એકંદરે પરિણામ એવું આવ્યું કે મહમૂદ હબશી સોબતમાં પડી ગયો અને ખરાબ રસ્તે પણ ચડ્યો આમ છતાં પણ મહમૂદ દરિયાખાન વગેરેને પોતાના મનની વાત જાણવા દેતો નહિ બહાર તો એ એમ જ બોલતો કે જે બાદશાહના દરિયાખાન અને ઇમાદઉલ્મુલ્ક જેવા અમીરો પ્રધાનપદે હોય તેને બીજી શી ચિંતા છે અને તે શા માટે રાજ્યમાં જીવ રાખે અને મોજમજાહ ન કરે[4] અમીરોને કાને સુલતાન તેમનાથી નારાજ છે એવી વાત જતી, પરંતુ સુલતાનનું એક પણ કૃત્ય વહેમ પડે એવું દેખાતું નહિ દરિયાખાને એક વખત એક સુંદર અને હોશિયાર વારાંગનાને સુલતાનનું મન જાણી લાવવા મોકલેલી અને તેણે દરિયાખાનનું ભૂંડું બોલવા માંડેલું, પણ મહમૂદે પોતાનું મન પામવા દીધું નહિ એણે ગાંડા દેખાવાનો પણ દેખાવ કરેલો અને એની પરીક્ષા કરવા આવેલી સ્ત્રીને કુંવામાં નાખેલી[5] દરિયાખાન પણ એની વાત સાંભળી વિચારમાં પડેલો આ એક વાત મહમૂદમાં અક્કલ તો હતી એટલું સિદ્ધ કરે છે, પણ આખરે સંગદોષથી એનું જીવન બગડ્યું

## સત્તા એક હથ્થુ કરવા દરિયાખાનના પ્રયત્ન

મહમૂદના રાજ્યના શરૂઆતના વર્ષો દરિયાખાનની ભારે સત્તામાં પસાર થયા સૌથી પહેલાં એણે ઇમાદઉલ્મુલ્ક મલીકજીને પક્ષમાં લઈને ઇખ્તિયાર ખાન મુકબિલખાન અને એના પુત્રને ભરદરબારમાં ગળે દોરડું વીંટી ફાંસી દઈ મારી નખાવ્યા[6] એ પછી એણે ઇમાદઉલ્મુલ્કને વચ્ચેથી દૂર કરવાનો

---

૩ સિકન્દરી ગુ ભા પૃ ૩૧૨ સુલતાનને નજરકેદ રાખી દેખરેખ માટે બહાદુરશાહના જૂના વઝીર ઇખ્તિયારખાન તથા મુકબિલખાનના ભાઈ તથા પુત્રને નીમવામાં આવ્યા હતા ખાવાનું અને કપડાં પણ જે આપવામાં આવે તે જ પહેરવા પડતાં, આથી સુલતાનને લાગી આવતું

૪ એ જ પૃ ૩૧૨ મનની વાત છુપાવી એ પ્રમાણે બોલતો વળી કોઈ વાર મક્કા જવાની વાત કરી એ બાબતના સવાલો પૂછી અમીરોને વહેમ આવવા દેતો નહિ.

૫ એ જ પૃ ૩૧૭-૧૮ આ છોકરી આગળ મનની વાત ન આપવા માટે અને પોતે ગાંડો છે એમ બતાવવા માટે સુલતાને જે દેખાવો કર્યા તે અહીં નોંધવા જેવા નથી દરિયાખાન વિરુદ્ધ છોકરીએ બહુ કહ્યું, પણ મહમૂદનું મન જાણી શકી નહિ. દરિયાખાને પણ એક વાર કબૂલ કરેલું કે સુલતાનના મનનો પાર પામી શકાતો નથી

૬ એ જ પૃ ૩૧૨-૧૩ મુકબિલખાનના છોકરા લાડખાન એક વાર દરિયાખાન વિરુદ્ધ બોલ્યો સુલતાનને આ વાત બહાર જશે તેની બીક લાગવાથી પોતે જ ઇમાદઉલ્મુલ્કને કહી આવ્યો આ ઉપરથી દરિયાખાન અને ઇમાદઉલ્મુલ્કે દરબારમાં આવી બધા વચ્ચે ઇખ્તિયારખાન અને તેના બંને સાથીઓને ફાંસી દઈ મારી નાખ્યા ઇખ્તિયાર

વિચાર કર્યો. ઇમાદઉલ્મુલ્કના હાથમા એ વખતે રાજ્યની તિજોરી હતી અને લશ્કર પાછળ એણે સારુ ખર્ચ કર્યું હતુ એક વખત દરિયાખાન સુલતાનને શિકારને બહાને શહેર બહાર લઈ જઈ મહી નદીના કિનારા સુધી ગયો, અને ત્યાથી ઇમાદઉલ્મુલ્ક ઉપર હુકમ મોકલાવ્યો કે તમારે તમારા ઝાલાવાડમા ચાલ્યા જવુ ગનીકજી બાજી બગડી છે એમ સમજી તિજોરીમાથી પૈસા અને લશ્કર લઈ ઝાલાવાડ તરફ ગયો અને દરિયાખાનના હાથમાથી સુલતાનને છોડાવવા તૈયારી કરવા લાગ્યો, પરતુ બીજા ઉમરાવો એની સાથે મળ્યા નહિ આ સમાચાર મળતા દરિયાખાન સુલતાનને લઈ ઝાલાવાડ તરફ ગયો [૭] પાટડી પાસે બન્ને વચ્ચે લડાઈ થઈ એમા ઇમાદઉલ્મુલ્કનો પરાજય થયો, અને એ દક્ષિણમા બુરહાનપુરના સુલતાન મુબારકશાહને આશ્રયે જઈને રહ્યો દરિયાખાન મોટા લશ્કર સાથે તેની પાછળ પડ્યો અને ઇમાદઉલ્મુલ્કને સોપી દેવા મુબારકશાહને કહેણ મોકલ્યુ, પરતુ શરણાગતને પાછો સોપવાની એણે ના પાડી ઇમાદઉલ્મુલ્કે ત્યા મદદ મેળવી આસીરગઢમા રહી ગૂજરાતના લશ્કર સાથે લડાઈ કરી, પણ એનો ફરીથી પરાજય થયો અને એ માળવા તરફ નાસી ગયો બુરહાનપુરના મોટા લડાઈના હાથીઓ દરિયાખાનના હાથમા આવ્યા છેવટે મુબારકશાહે ગૂજરાતના સુલતાન મહમૂદના નામના ખુતબા પઢાવવા કબૂલ કરી સલાહ કરી [૮] આ બનાવ પછી દરિયાખાનનો વિરોધી કોઈ રહ્યો નહિ અને ગૂજરાત ઉપર એણે ખુદ બાદશાહ જેવી સત્તાથી રાજ્ય કરવા માડ્યુ કારણ બાદશાહ એના હાથમા રમકડા જેવો જ હતો

## દરિયાખાનની મોજ અને ઉદારતા

દરિયાખાને દેશનો વહીવટ ઘણી સારી રીતે ચલાવ્યો દેશમા નવી

---

ખાન અપરાધી નહોતો જલ્લાદે એને ગળે દોરડુ બાધ્યુ ત્યારે એ કલમા પઢતો હતો શરીર ઠડુ પડ્યા પછી જ્યારે દોરડુ છોડ્યુ ત્યારે એના મુખમાથી છેલ્લા શબ્દો "મુહમ્મદ અલ્લાહનો રસુલ છે" એવા નીકળ્યા એ જોઈ બધાને આશ્ચર્ય થયુ અને ઇખ્તિયારખાન પવિત્ર હોવો જોઈએ એમ બધાએ માન્યુ આ અન્યાય દરિયાખાન તથા ઇમાદઉલ્મુલ્ક ઉપર કાઈ આફત લાવશે એમ પણ એમને પોતાને લાગ્યુ અને છેવટે એમ જ થયુ

૭ સિકદરી ગુ ભા પૃ ૩૧૪ એમા પાટડીનુ નામ લખ્યુ છે પણ આ બનાવ પાટડી પાસે આવેલા બજાણા ગામ આગળ બન્યો છે બજાણા ગૂજરાતમા કસરતી નટો માટે પ્રસિદ્ધ છે એ લોકો બજાણિયા કહેવાય છે

૮ એજ પૃ ૩૧૪ ૧૫ આ હાથીઓના નામ રસમય છે "બાવન વીર" "વાત સીનગાર" (વાત શણગાર) 'સિંગ દુલન" આ હાથીઓ પહાડ તોડી પાડે એવા મજબૂત હતા બુરહાનપુરમા સુલતાન મહમૂદના નામના ખુતબા પઢાવ્યા

રોનક આવી અને લોક સુખી થયા. લોકો કહેવા લાગ્યા કે સુલતાન મહમૂદ બેગડાનો સમય ફરીથી આવ્યો છે. દરિયાખાન પોતે બહુ જ મોજશોખમાં રહેતો એટલે એના સમયમાં લોકો પણ શક્તિ પ્રમાણે મોજને રસ્તે પૈસો વાપરવા લાગ્યા. ફકીર ઓલિયાઓને એ ઘણુ દાન કરતો, અને પૈસો વાપરવામાં ખૂબ જ છૂટો હાથ રાખી હદ બહારની ઉદારતા બતાવતો. તવારીખકાર લખે છે કે સુલતાનના મહોર સિક્કા સાથે એ કોરાં ફરમાનો રાખી મૂકતો અને મનફાવે તેને જમીન, ગામ, કે જાગીરના નામ માત્ર તેમા ભરીને કેટલીક વાર રોકડ રકમ સાથે બક્ષિસમાં આપતો, એટલે એની વાહવાહ બોલનાર વર્ગ ઘણો મોટો હતો. સુલતાનની એ બિલકુલ દરકાર રાખતો નહિ અને સુલતાનને એની આવી એકહથ્થુ સત્તા પસદ નહોતી છતા એનો વિરોધ કરવાની ગુંજાશ હતી નહિ [૯]

## લોકો સુખી

આવા સંજોગોમા બને છે તેમ દરિયાખાનનો ઘણો સમય સ્ત્રીઓ અને નાચગાન કરનારીઓના સહવાસમાં જવા લાગ્યો દેશમા નાચગાન અને મોજશોખનો પ્રચાર પણ વધારે થયો એના અમલના આ ટૂંકા સમયમાં ગુજરાતમાં મોજશોખ એટલો વધ્યો કે દરિયાખાનની સત્તાની શરૂઆતના વર્ષનું નામ 'ખુશહાલ' રખાયુ. એ શબ્દમાથી ફારસી ભાષાની અબ્જદ પદ્ધતિ પ્રમાણે હિ. સ ૯૪૫-(ઈ. સ. ૧૫૩૮)નુ વર્ષ નીકળે છે.[૧૦] ઉદારતામા છૂટે હાથે પૈસો ખર્ચ કરવામાં અને શોખ મારવામા આ દરિયાખાનનુ નામ એટલુ તો મશહૂર થયુ કે એ પછી કોઈ એવુ કરનારને દરિયાખાન કહેતુ. અમદાવાદમા છેક ગઈ સદી સુધી એવા માણસને દરિયાખાન કહેતા અને પૈસો તથા સત્તા ટકીને રહે નહિ એમ કહેવુ હોય તો 'મોટા દરિયાખાન જેવાની સંપત્તિ પણ રહી નહિ' એમ ગુજરાતમા કહેવાતુ [૧૧]

## નાચગાનનો શોખ

દરિયાખાનના સમયમા નાચગાનને ખૂબ ઉત્તેજન મળ્યુ હતું તવારીખકાર લખે છે કે એના અમલ દરમ્યાન ગલીઓમા અને ઘરોમા સંગીતના સૂર સભળાતા અને ઉજાણીઓ થતી. બહાદુરશાહના વખતમા ગૈજુ જેવો

૯. એ જ, પૃ ૩૧૫૧૬
૧૦. એ જ, પૃ ૩૨૫
૧૧. આવી કહેવતો અને લોકગીતોમા દરિયાખાનનુ નામ ગઈ સદીના અત ભાગમા તથા આ સદીની શરૂઆતના ભાગમા ગુજરાતમા અને ખાસ કરીને અમદાવાદમા સાભળવામા આવતુ હતુ

ભારતનો સુપ્રસિદ્ધ સંગીતકાર ગૂજરાતના દરબારમાં હતો એ આગળ જોઈ ગયા. દરિયાખાનના દરબારમાં અબુ નાયક નામનો ગવૈયો મુખ્ય હતો. એમ કહેવાય છે કે એનો અવાજ હૃદયને હલાવી નાખે એવો હતો અને તવારીખકારના શબ્દોમા કહીએ તો મરહૂમ ગોપાળ નાયક[૧૨]ના શરીરમા જાણે ફરી જીવ આવ્યો હોય એમ લાગતું. ગોપાળ નાયક એક સદી પહેલા હિંદમા સર્વથી શ્રેષ્ઠ ગવૈયો ગણાતો હતો. દરિયાખાનના દરબારમા સુપ્રસિદ્ધ બક્ષુ નાયકનો પુત્ર હુસેની પણ હતો, અને રંગખાન, મલ્હી નાયક, ચતુર નાયકના પુત્રો તથા ખેમહરમન નામે ગવૈયા હતા. તવારીખકાર લખે છે કે એના ગાયનના જાદુથી જાણે શુક્ર આસમાનમાથી ઊતરી એની તાબેદારી સ્વીકારતો. બીજા ઘણા કલાકારો હતા. નાચગાન કરનારાઓમા મોહનરાવ, રંગરાવ, દેસાઈરાવ, કહતુરાવ હતા. એમના નાચ વખતે આસમાન સ્તબ્ધ થઈ જતુ, અને ઈર્ષાથી ચંદ્ર ઝાંખો પડી જતો એમ લખે છે.[૧૩] વારાગનાઓ પણ ઘણી હતી. સૈયદ મહમૂદ બુખારીએ એમના પિતા પાસેથી સાભળેલુ કે સુલતાન મુઝફ્ફર બીજાના દરબારની વારાગના ચપાબાઈ—કે જેના સગ્મતીના નાચનુ વર્ણન આગળ કરી ગયા છીએ–કહેતી હતી કે એક વાર દરિયાખાન મારે ત્યાં આવ્યો અને મને જલસામા આવવા આગ્રહપૂર્વક આમત્રણ આપ્યુ. ચપાબાઈ કહે છે કે જ્યારે હુ દરિયાખાનના જશનની જગ્યા ઉપર ગઈ ત્યારે ત્યાં અત્તરની એવી ખુશબો હતી કે તેનાથી હુ બેભાન જેવી બની ગઈ, ત્યાં જે જાજમો અને ગાલીચા પાથરેલા હતા તેના ચિત્રો અને રગથી હુ અંજાઈ ગઈ. સુલતાન મુઝફ્ફરના જનાનાની પોતે સ્ત્રી હોવા છતા ભેહકનો આવો ઠાઠ એણે કોઈ વખત જોયો નહોતો.[૧૪]

## એની ઉદ્ધતાઈ

આ પ્રમાણે દરિયાખાને પાંચ વર્ષ ખૂબ મોજમજાહ ભોગવી એક વાર એણે સુલતાન મહમૂદને પોતે યોજેલા એક જલસામા આમત્ર્યો મોડી રાતે જલસો ચાલુ હતો ત્યારે સુલતાનની દરકાર કર્યા વિના અને એને કહ્યા વિના એ જનાનામા ચાલ્યો ગયો. એની આ ઉદ્ધતાઈ અને તુમાખી જોઈ સુલ-

૧૨: ગોપાળ નાયક એ ચૌદમી સદીમા હિંદભરમા બહુ વિખ્યાત સગીતકાર હતો
૧૩: સિકંદરી: ગુ ભા. પૃ ૩૧૬–૧૭ સિકદરી અંગ્રેજી ભાષાતરમા (હઝમુલ્લાહ) પણ નામ આ પ્રમાણે જ આપેલા છે. કેટલાક નામ સ્પષ્ટ નથી પરંતુ દેવોમા શુક્ર સ્વર્ગની નૃત્યકાર મનાય છે. ગ્રીકમા એ સ્થાન Terpsichoreનુ છે. હઝમુલ્લાહ લતફુલ્લાના તરજુમામા પૃ ૨૧૩ની નોધ ૧
૧૪: એજ, પૃ. ૩૧૭ અંગ્રેજી ભાષાતરમા પણ એ જ વાત લખેલી છે

તાનને ઘણુ જ ખરાબ લાગ્યુ અને મનમા એની સત્તા તોડવાનો નિશ્ચય કર્યો એ જલસામા પ્રસિદ્ધ સૈયદ મુબારક બુખારી પણ સુલતાનની સાથે હતો [15] દરિયાખાનને એના કૃત્યોનુ ફળ મળવાનો સમય હવે પાકી ગયો હતો

## દરિયાખાનના હાથમાંથી સુલતાનનો છુટકારો

હવે ઇમાદઉલ્મુલ્ક બુરહાનપુરથી નીકળી માળવાના સુલતાનના આશ્રયે જઈ રહ્યો હતો એ જો કદી જોરમા આવે તો પોતાની સત્તા જોખમાય એવો ભય દરિયાખાનને હતો માળવાના રાજ્યનો મોટો અમીર મદ્દુખાન એક વખત ગૂજરાતમા બહાદુરશાહની નોકરીમા આવીને જોડાયો હતો, એટલે ગૂજરાતી અમીરો સાથે એને સંબધ હતો અને ઇમાદઉલ્મુલ્ક એનો મિત્ર હતો મદ્દુખાને એ વખતે માળવામા સર્વ સત્તા પોતાને હાથ કરી કાદર શાહ નામથી પોતાના સિક્કા પાડી ખુતબો પઢાવ્યો હતો દરિયાખાને જૂની ઓળખાણનો લાભ લઈ મદ્દુખાનને એક વિવેકવાળો પત્ર લખ્યો એમા ઇમાદઉલ્મુલ્કને ગૂજરાતના સુલતાનને સોંપી દેવા જણાવ્યુ હતુ અને ખાનદેશના સુલતાને એને ન સોંપવાથી એની જે દુર્દશા થઈ હતી તેનો ઉલ્લેખ કર્યો હતો. કાદરશાહે એટના જ વિવેકી પત્રથી ઉત્તરમા જણાવ્યુ કે ઇમાદઉલ્મુલ્કને હવે દુનિયાનો મોહ નથી રહ્યો અને એ દરવીશ તરીકે ભક્તિમા જીવન ગાળે છે પરતુ આ જવાબથી દરિયાખાનને સંતોષ ન થયો [16] એણે બીજા અમીરોને લશ્કર લઈ તૈયાર થઈ માળવા ઉપર ચડાઈ કરવા હુકમ કર્યો અને સુલતાન મહમૂદને પણ કાંકરિયા તળાવ પાસે છાવણી નાખી ઘટામડળના મહેલમા પહેરા સાથે રાખ્યો પોતે દિવસના સમયમા સુલતાન પાસે થોડો વખત આવી રાતે પોતાના મહેલમા શહેરમા જઈ મોજમજાહ ભોગવતો સુલતાનને આ વખતે પોતાની અવદશામાથી છૂટવાનો સારો લાગ મળ્યો રાજ્યનો બીજો મોટો અમીર આલમખાન ધંધુકાની જાગીર ભોગવતો હતો એણે સુલતાનને સહાય કરવા ખાનગી કહેણ મોકલ્યુ સુલતાને ચરજી નામનો એક પક્ષી પકડનાર પોતાનો વિશ્વાસુ હતો તેને જૂનાગઢ સારા શકરબાજ પકડવાને બહાને ધંધુકાને રસ્તે મોકલ્યો અને આલમખાનને બધી વિગત પહોંચાડી સુલતાનને છોડાવવાની બધી તૈયારી થઈ ત્યારે બસો સવારો સાથે ચરજી રાતે ઘટામડળના મહેલના કોટ પાસે ઘોડાગાડી લઈ

---

15 એ જ, પૃ ૩૨૭ સુલતાને સૈયદ સાહેબને આ ઉદ્ધતાઈ બતાવી ત્યારે એ બોલ્યા કે વખત આવ્યે આ બધુ આપને મળશે

16 એ જ, પૃ ૩૨૧ ૨૨

આવ્યો અને કોટ ઉપરથી સુલતાનને ઉતારી ઉતાવળી કૂચે એને ધંધુકા પહોંચાડી દીધો.૧૭ આ બધા સમાચાર દરિયાખાનને પાછળથી મળ્યા.

**સુલતાન હાર્યો છતાં છેવટે દરિયાખાનના હાથમાંથી અમદાવાદ લીધું**

સંજોગો ઝડપથી બદલાતા જોઈ દરિયાખાને પોતાના વિશ્વાસુ ફત્તુજી મુહાફિઝખાનની સલાહ લીધી. મુહમ્મદશાહ બીજાના વંશમાં થી કોઈ છોકરો શોધી કાઢી એને મુઝફ્ફરશાહ નામ આપી દેખાવ પૂરતો ગાદીએ બેસાડ્યો. પોતે મોટું લશ્કર લઈ સુલતાન અને આલમખાન સામે થવા ધોળકા થઈ ધંધુકા તરફ ઊપડ્યો. ગુજરાતના મોટા અમીરો હવે બે પક્ષમાં વહેંચાઈ ગયા. આલમખાન અને સુલતાનનું લશ્કર દરિયાખાનના પ્રમાણમાં નાનું હતું, પરંતુ એના લશ્કરમાંથી ઘણા સુલતાન સાથે જોડાયા. શત્રુંજય તીર્થોદ્ધારના પ્રસંગમાં બહાદુરશાહના સમયમાં સોરઠનો સૂબો હતો તે મુજાહીદખાન બહલીમ સુલતાન સાથે જોડાયો. બન્ને લશ્કર ધોળકા પાસે દાહેર ગામ આગળ મળ્યા અને લડાઈ થઈ. એમાં સુલતાન હાર્યો અને રાણપુર નાસી ગયો.૧૮ દરિયાખાન જીત મેળવી અમદાવાદ તરફ ગયો, પરંતુ અમદાવાદના લોકોએ દરવાજા બંધ કરી એને શહેરમાં પેસવા દીધો નહિ, એટલે બહેરામપુર તરફની એક બારી તોડીને એ શહેરમાં પેઠો.૧૯ બીજી બાજુ આલમખાન અને સુલતાને ફરી લડવાની તૈયારી કરવા માંડી હતી. તેમાં બાર હજાર માણસો જોડાયા. દરિયાખાને લશ્કરના માણસોને પૈસા આપી ખુશ કરવા ઘણો પ્રયત્ન કર્યો છતાં લોકો એને નિમકહરામ કહીને સુલતાન સાથે જોડાવા લાગ્યા. હવે સુલતાન પણ અમદાવાદ ઉપર કૂચ લઈને આવ્યો. આ બની બદલાતી પરિસ્થિતિ જોઈ દરિયાખાનને બીક લાગી કે લોકો કદાચ મને પકડીને સુલતાનને સોંપશે, એટલે એણે પોતાનો ખજાનો અને જનાનો ફત્તુજી મુહાફિઝખાન સાથે ચાંપાનેરના કિલ્લામાં મોકલી પોતે બુરહાનપુરથી

---

૧૭ સિકન્દરી ગુ. ભા. પૃ. ૩૨૨ અને પૃ. ૩૨૪-૨૫. અહીં સિકન્દરીના વર્ણન ઉપરથી લાગે છે કે કાંકરિયા પાસેના ઘટામંડળના મહેલને કિલ્લા જેવો કોટ હશે. સુલતાનને જોરડા મારફતે નીચે ઉતારી કોટ બહાર તૈયાર રાખેલી ઘોડ વહેલ માં બેસાડી ધંધુકા તરફ લઈ ગયા.

૧૮ એજ, પૃ. ૩૨૬-૨૮. સિકન્દરીમાં આ લડાઈનું લાંબુ વર્ણન છે. દરિયાખાન જીત્યા છતાં છેવટે એને લશ્કરની ફાટફૂટને લીધે હારીને નાસવું પડ્યું એમ સમજાય છે.

૧૯ એજ, પૃ. ૩૨૭. અમદાવાદના લોકોનું આ કૃત્ય નોંધપાત્ર છે. છતાં દરિયાખાનના અમલથી લોક સુખી હતા તો પછી આવા સુલતાનને ટેકો આપ્યો એ રાજા તરફનું આ પણા લોકનું માનસ વ્યક્ત કરે છે. કહે છે કે લોકોએ દરિયાખાનને એમ કહ્યું કે 'તું નિમકહરામ છે. દરવાજા નહિ ખોલીએ.'

મદદ મેળવીને આવને એમ કહી ખાનદેશ તરફ ગયો. ઈ. સ. ૧૫૪૩માં આ બનાવ બન્યો. સુલતાને અમદાવાદમાં વિજયથી પ્રવેશ કર્યો.[૨૦]

**પાવાગઢનો કિલ્લો દરિયાખાનના માણસ પાસેથી જીત્યો**

અમદાવાદમાં વધારે નમન ન બગાડતા સુલતાન લશ્કર લઈ ફતુજીની પાછળ ચાંપાનેર ગયો અને પાવાગઢનો કિલ્લો જીતી સેનામાં એણે પોતાના દાદા જેવી બહાદુરી બતાવી. એની સાથે અમદાવાદથી પ્રસિદ્ધ અમીર અફ઼ઝલખાન આવ્યા હતો. એણે લડાઈમાં રાજછત્ર ધારણ ન કરવા સુલતાનને સમજાવ્યો, પણ સુલતાન ડગ્યો નહિ અને પાવાગઢનો કિલ્લો સર કર્યો.[૨૧] ઉપરના મૌલિયાના કિલ્લામાં ભરાઈ બેઠેલા ફતુજીને પકડી કેદ કર્યો. હવે દરિયાખાનનો મોટો ખજાનો અને જનાનો સુલતાનના હાથમાં આવ્યો. આ જનાનામાં પાંચસો અત્યંત સ્વરૂપવતી સ્ત્રીઓ હતી. મહમૂદે સૈયદ મુબારકને કહ્યું કે આપના શબ્દો સાચા પડ્યા.[૨૨] એણે ત્રણ મહિના ચાંપાનેરમાં મોજશોખમાં ગાળ્યા.[૨૩] આલમખાનને અમીર-ઉલ-ઉમરાવ બનાવી રાજ્યનો ભાર એને સોંપ્યો, અને ઇમાદ-ઉલ-મુલ્કને માંડુથી ગુજરાતમાં આવવા આમંત્રણ મોકલી એને ભરૂચ તથા સુરતની જાગીર આપી. સુલતાન મહમૂદને હવે લાગ્યું કે પોતાની સત્તા જામી છે, પરંતુ એ દિવસ આવવાને હજી વાર હતી, હલકા માણસો તરફ એની પ્રીતિ હજી ચાલુ હતી. આ વિજય પછી એણે ફતુજીની જાગીર અને એનો મુહાફિઝખાનનો ઇલ્કાબ પક્ષી પકડનાર ચરજીને આપ્યો. એ માણસ હવે સુલતાનનો માનીતો થઈ પડ્યો હતો.

**ચરજી પક્ષી પકડનાર તરફ સુલતાનનો પક્ષપાત**

ચરજી નડિયાદનો વતની અને પરમાર જાતનો રજપૂત હતો. એણે સિકંદર લોદીના ભાઈ અલાઉદ્દીનને અને મલીક શુજાઅતખાનને દરિયાખાનના પક્ષકારો તરીકે મારી નાખવા સુલતાનને સલાહ આપી અને આલમખાન તથા ઇમાદ-ઉલ-મુલ્ક આદિ મુખ્ય અમીરોની સલાહ લીધા વિના સુલતાને એમને ફાંસીએ ચડાવ્યા. આ બનાવથી એ અમીરો[૨૪] ચરજીને કોઈ રીતે દૂર કરવાનો

૨૦ એજ, પૃ. ૩૨૧-૨૮. તબકાતે અકબરીમાં આ વર્ણન પૃ. ૩૮૭-૮૯માં આપેલું છે.

૨૧ એજ, પૃ. ૩૨૮-૨૯.

૨૨ સિકંદરી ગુ. ભા. પૃ. ૩૨૮-૨૯.

૨૩ તબકાતે અકબરી પૃ. ૩૮૯માં લખે છે કે આ વિજય પછી સુલતાને રાજ્યની સારી વ્યવસ્થા કરી અને દેશને અસલ સ્થિતિ પ્રાપ્ત થઈ.

૨૪ સિકંદરી ગુ. ભા. પૃ. ૩૩૦-૩૩૩. આમાં ચરજીનું લાંબુ વર્ણન, અમીરોની એના ઉપરની ચીડ, એની પરમાર જાતિ ઉપર આક્ષેપ કરી મશ્કરીઓ, તથા એને મારી નાખ્યો વગેરે આપેલું છે. કહે છે કે અલાઉદ્દીન લોદી વગેરેને ચરજીના કહેવાથી ફાંસી દીધેલી

નિશ્ચય કરી સુલતાન પાસે ગયા. ચરજી પણ સુલતાનની મહેરબાનીની મળવાથી મસ્ત બનીને વિવેકહીન થયો હતો. ઉપરના બનાવ પછી આ મુખ્ય અમીરો પોતાનાં માણસો સાથે સુલતાન પાસે ગયા અને ભરદરબારમાં ચરજી તખ્ત-ની પાસે ઊભો હતો તેને મારી નાખવા પોતાના ખાસ માણસોને ઇશારો કર્યો. સુલતાનને એમણે જણાવી દીધું કે આ હલકી વૃત્તિનો માણસ આપની પાસે રહે-વાને લાયક નથી. મારવા આવતા માણસોને જોઈ ચરજી તખ્તની નીચે ભરાઈ ગયો. એને વાળ પકડીને બહાર ખેંચી કાઢવામાં આવ્યો. સુલતાને અમીરોને એને ન મારવા ઘણું કહ્યું પણ કોઈએ સાભળ્યું નહિ અને ચરજીના ટુકડા કરી નાખ્યા. આ બનાવ જોઈ સુલતાને ચરજી ઉપરના પોતાના મમત્વને લીધે ખંજર કાઢીને આપઘાતની બીક બતાવી પોતાના પેટમાં માર્યું, પણ અલપખાન ખત્રીએ એનો હાથ પકડી ખંજર લઈ લીધુ. થોડો જખમ થયો હતો તેના ઉપર પાટો બાંધી સારવાર કરી. હવે સુલતાન ઉપર વધારે કડક ચોકી પહેરો થયો અને પાછી કેદી જેવી દશા પ્રાપ્ત થઈ. મોટા અમીરોએ જાતે તથા તેમના ભાઈઓએ સુલતાનની ચોકી કરવા માંડી ચોગાન રમવા માટે પણ સુલતાનને બહાર જવા દેવામાં આવતો નહિ. ભદ્રના મહેલના આંગણામાં એને ચોગાન રમવાની છૂટ હતી[૨૫] આવી સખત કેદમાં ફરીથી રહેવા છતાં ભાગ્યની ચડતી-પડતીનો ખ્યાલ માણસને આવતો નથી. સુલતાનના ભાગ્યમાં હજી છૂટા થવાનુ લખેલું હતુ.

### મુજાહિદખાન સુલતાનના પક્ષમાં

સુલતાન ઉપર જે જે અમીરોના પહેરા હતા તેમાંનો એક ગોરહનો સૂબો મુજાહિદખાન બહલીય હતો સુલતાન હવે બળવાખોરોના ત્રાસ અને પહેરામાંથી રસ્તો કાઢવામા અનુભવથી પાવરધો થયો હતો આલમખાને પણ દરિયાખાનની પેઠે રાજવી દાઠ ધારણ કર્યો હતો અને તે અભિમાનથી મસ્ત બનતો જતો હતો. સુલતાને એનુ જોર તોડવા માટે મુજાહિદખાનને વિશ્વાસમાં લેવા પ્રયત્ન કર્યો. આ અમીર પરદેશી હતો અને તુર્કીના નોકર

તેમના દેહ ત્રણ દિવસથી લટકતા હતા અને દફન થયા નહોતા. ઇમાદઉલમુલ્કે ચરજીને સુલતાનને મળવું છે એમ ખબર આપવા કહ્યુ અને એ લોકને દફન કરવા જોઈએ એવી વાત કરી ત્યારે ચરજીએ કહ્યુ કે "હજી તો એમની પેઠે બીજા રાજદ્રોહીઓને પણ સજા થશે". આ સાંભળી અમીરોના ગુસ્સાનો અગ્નિ સળગ્યો.

૨૫: ચોગાન પોલો રમવાના બે મેદાન અમદાવાદમા હતા. એક કાકરિયે અને બીજું ભદ્રની બહાર કારંજમાં. પરંતુ સુલતાનને તો ભદ્રના કિલ્લાની અંદર મહેલના આગણા-માં જ રમવા દેવામાં આવતો. સિકંદરી, ગુ. ભા. પૃ. ૩૩૪. અરબી ઈતિહાસમા પણ આ વાત નોંધેલી છે.

સેનાપતિ સુલેમાન પાશાની સાથે દીવની લડાઈમા ગુજરાતમા આવ્યો હતો ૧૫૩૮ પછી એ ગુજરાતમા રહી ગયો અને બાદશાહી નોકરીમા જોડાઈ જૂનાગઢનો અને પછી પાલીતાણાનો સૂબો થયો હતો એ આગળ જોઈ ગયા છીએ એ પરદેશી હતો ને કારણથી ગુજરાતી અમીરો અને એની વચ્ચે ખૂબ મનદુઃખ હતો નહિ સુલતાને આ પરિસ્થિતિનો લાભ લઈ એને પોતાના પક્ષમા લીધો બધા અમીરોએ સુલતાનની સત્તા છેતરી તેના માટે એને આંધળો કરવાનુ ધાર્યું હતુ એ વાતની સુલતાનને પણ ખબર પડી ગઈ હતી કોઈ બીજા નાના છોકરાને ગાદીએ બેસાડી સુલતાનને ખસેડવાની યોજનાની પણ વાત ચાલતી હતી કેટલાક અમીરો તો કોઈને પણ સુલતાન બનાવવાને બદલે ગુજરાત દેશને અંદર અંદર વહેંચી લેવો એવા મતના પણ થતા હતા[૨૬] એક વખત અમીરોની સભામા મુજાહિદખાનનો મુનીમ નિસારઉલ્મુલ્ક હાજર હતો અને આલમખાનનો ભાઈ મુજાહિદખાનના જાડા શરીરની અને મોટા પેટની મશ્કરી કરતો એ એનાથી સહન થતુ નહિ અમીરોએ મુલ્કની વહેંચણીની વાત જ્યારે કરી ત્યારે નિસારઉલ્મુલ્કે પૂછ્યુ કે 'અમારા સાહેબને શુ આપશો?' આલમખાનના ભાઈ શુજાઉલ્મુલ્કે મશ્કરીમા કહ્યુ કે 'મુજાહિદખાનના પેટને હવે વધારે જાગીરની જરૂર નથી ઊલટુ, એમાથી કાઈક કમી કરવુ જોઈએ' નિસારઉલ્મુલ્કે આ શબ્દોથી ખોટુ લગાડી મુજાહિદખાનને ચેતવણી આપી[૨૭] એ અમીરને સુલતાનના પક્ષમા જવા માટે આ એક કારણ મળ્યુ

### આલમખાનની પડતી અને નાસી જવુ

નિસારઉલ્મુલ્કે સુલતાનને બધી પરિસ્થિતિ સમજાવી તૈયાર કર્યો મુજાહિદખાન પાસે હજાર બાર સો સારા સવારો હતા મધ્યરાત્રિ પછી સુલતાને રીતસર શહેરમા સવારી કાઢી આલમખાનનુ ઘર લૂટવાનો હુકમ આપવો એમ નક્કી થયુ એ રાતે આલમખાનના દૂધભાઈ આજમ હુમાયુનો પહેરો હતો, એને નાચરગનો શોખ હોવાથી નિસારઉલ્મુલ્કે એને સમજાવી ઘેર મોજ કરવા મોકલી દીધો[૨૮] જાકુર બજારમા[૨૯] સારી સખ્યામા સવારો

---

૨૬ સિકંદરી ગ ભા પૃ ૩૩૪ ૨૭ એ જ, પૃ ૩૩૪ ૩૫

૨૮ એ જ, પૃ ૩૩૬ આલમખાનના પોતાના માણસની ચોકીના વારામા આ કાવતરુ કરવામા આવ્યુ આજમ હુમાયુએ કહ્યુ કે આલમખાન રાતે બે ત્રણ વાર તપાસ કરાવે છે ત્યારે પોતે ન હોય તો શુ થાય એ માટે એની પથારીમા તકિયો મૂકી કોઈ સૂઈ રહ્યુ હોય એવો દેખાવ કરવામા આવ્યો

૨૯ એ જ, પૃ ૩૩૬ આ જાકુર બજાર એ અમદાવાદનો કયો લત્તો હશે તે આજે સમજી શકાતુ નથી

તૈયાર રાખ્યા ઠરાવ પ્રમાણે મધ્યરાત્રિ પછી સુલતાન હાથી ઉપર બેસી નગારા વગડાવતો શહેરમા નીકળ્યો અને આલમખાન અને વજીહઉલ્મુલ્કના ઘર લૂટી લેવા હુકમ આપ્યો આલમખાન એ રાતે દારૂ પી નાચગાનની મોજમા ઉજાગરો કરી મોડો સૂઈ રહ્યો હતો એનુ ઘર જમાનપુર દરવાજા બહાર પાસે જ—આશાવલમા હતુ [30] સુલતાનને એણે એના સખત પહેરામા રાખ્યો હતો કે તે આમ બહાર નીકળી આવશે એવો એને સ્વપ્ને પણ ખ્યાલ નહોતો કમીર મુહમ્મદ નામનો આલમખાનનો એક ઘણો જ નિમકહલાલ નોકર હતો, એ સુલતાનને કેદમા રાખ્યો છે તે માટે એના ઉપર કોઈ વાર આફત આવશે એમ પોતાના શેઠને કહેતો, પણ સત્તાના મદમા આલમખાન એ સાભળતો નહિ આ નોકરે લોકોના ગાગા અવાજ સાભળ્યા જમાનપુર દરવાજાની પાસેની એક મસ્જિદના તૂટેલા મિનારા ઉપરથી કોઈનો અવાજ પણ સભળાયો કે સુલતાને આલમખાનનુ ઘર લૂટી લેવા હુકમ છોડયો છે [31] કમીર મુહમ્મદે ખાનને જગાડયો હવે લડવાનો વખત હતો નહિ સુલતાનના માણસો જે આગળ આવી પહોચ્યા હતા તેને એ નિમકહલાલ નોકરે લડાઈ કરી રોકયા અને એમા પોતે કપાઈ ગયો આ બધી તકનો લાભ લઈ બહાર તૈયાર રાખેલા ઘોડા ઉપર આલમખાન નાસી ગયો લોકોએ એના ઘરનો બધો સામાન લૂટી લીધો એના ઘરના બધા માણસો કેદ પકડાયા વજીહઉલ્મુલ્કનુ ઘર પણ લૂટાઈ ગયુ પણ એના ઘરના માણસો હાથમા આવ્યા નહિ [32] સુલતાન જમાનપુર દરવાજા પાસે આવ્યો ત્યારે તેણે આ બધી પરિસ્થિતિ જાણી એણે રસ્તામા આવતા એકાત સેનના જૂના અમીર અફઝલખાનને બોલાવી એનો સત્કાર કર્યો ફારસી ભાષામા કહે છે કે જ્યારે ખરાબ નસીબ ગળુ પકડે છે (ખરાબ વખત આવે છે) ત્યારે ગરદનની રગો ફાસીની સાકળનુ કામ કરે છે [33] દરિયાખાન અને આલમખાનની બાબતમા એવુ જ બન્યુ આલમખાન પેથાપુર તરફ નાસી ગયો અને ત્યાથી

---

૩૦ એજ પૃ ૩૩૭ ગુ ભા મા "અસુરિયા ઘર હતુ એમ લખ્યુ છે હૅાસમા આસ્તોડિયા એમ લખ્યુ છે પણ ગુ ભા અને અગ્રેજી બન્નેમા જમાલપુર દરવાજા બહાર એમ સ્પષ્ટ લખ્યુ છે એટલે ગુ ભા મા આશાવલને બદલે અસુરિયા ભૂલમા લખાયુ લાગે છે

૩૧ સિકંદરી, ગુ ભા પૃ ૩૩૮-૩૯ એમા આ નિમકહલાલ નોકરનુ વખાણથી વર્ણન કર્યું છે એણે આલમખાનને હમેશા ચેતવેલો કે સિહને પાજરામા પૂરી નિરાતે કેમ બેઠા છો પોતાના શેઠને બચાવવા એણે આત્મભોગ આપ્યો

૩૨ એજ, પૃ ૩૩૯-૪૦

૩૩ એજ, પૃ ૩૩૭

માળવા તરફ ગયો.[૩૪] વજીહઉલ્મુલ્ક પણ નાસી ગયો. આ પ્રમાણે ઈ.સ. ૧૫૪૫માં, માંડીએ આવ્યા પછી લગભગ આઠ વર્ષે, સુલતાન મહમૂદ સ્વતંત્ર થયો, જો કે એ વખતે પણ એ ૧૯ વર્ષનો છોકરો જ હતો. હવે મુજાહિદ-ખાન ભહલીમ રાજ્યનો રક્ષક બન્યો અને અફઝલખાન બમાણી વજીર બન્યો.[૩૫]

## દરિયાખાન આલમખાનના ગુજરાતમાં પાછા આવવાના પ્રયત્નો

દરિયાખાન અને આલમખાન બે ભાગવાખોર અમીરો હવે ભેગા થયા. બન્ને પૈસા વિનાના હતા. એમણે અંકલેશ્વરમાં રહેલા અલપખાન અને ભરૂચમાં રહેતા ઇમાદઉલ્મુલ્કને જૂની દોસ્તી અને પોતે સત્તામાં હતા ત્યારે એમના ઉપર કરેલા ઉપકારોને આધારે મદદ માટે અને આશ્રય માટે માગણી કરી. અલપખાન અને ઇમાદઉલ્મુલ્ક આ બે બળવાખોરના આવવાથી અને એમણે કરેલી માગણીથી ઘણા ગભરાયા. આલમખાન અલપખાનને મળ્યો અને સુલતાનના પક્ષમાં રહેવાનું સલામત નથી એમ સમજાવ્યું, પરંતુ એને પૈસાની રકમ આપી પાછો કાઢ્યો. સુલતાનને પણ આ બળવાખોરોની હિલચાલની ખબર પડી ત્યારે એ જરા ગભરાયો ખરો. એવામાં દરિયાખાન તરફથી ઇમાદઉલ્મુલ્કે બન્ને બળવાખોરોને માફી આપવા સુલતાનને અરજી કરી.[૩૬] સુલતાન એનો વિચાર કરે તે દરમ્યાન આલમખાનની જૂનથી ગંદી વાત પડી ભાગી આ બનાવ પછી સુલતાને ઇમાદુલ્મુલ્કને પોતાની પાસે બોલાવ્યો,[૩૭] પરંતુ ડરને લીધે એણે વિલંબ કરવાનું બહાનું કાઢ્યું સુલતાને ઇમાદઉલ્મુલ્કને સમજાવવા અફઝલખાન વજીરની મારફતે વટવાના સૈયદ હજરત આલી-શાહને સહીસલામતીનું વચન આપી ઇમાદઉલ્મુલ્કને બોલાવવા મોકલ્યા ઇમાદ-

---

૩૪. એ જ, પૃ ૩૪૦, એ હિંદુ રાજાનુ ગામ હતુ. ત્યા આલમખાનને આશ્રય મળ્યો, પરંતુ તરત માળવા ગયો એટલે પેથાપુરના ઠાકોરને એમા ભય લાગ્યો હશે

૩૫. એ જ, પૃ. ૩૪૦, સિકંદરીના કહેવા પ્રમાણે એ વખતે અફઝલખાન નિવૃત્ત હતો અને ઘરની બહાર નીકળતો નહિ, પરંતુ બધા વર્ણનો જોતા અફઝલખાનની વજીરાત ચાલુ હશે એ અસ્થિર સમયમા રાજાની કૃપા થોડો વખત થાય તો થોડો વખત નિવૃત્તિ જેવુ જીવન પણ ગાળવુ પડે એવુ એની બાબતમા લાગે છે

૩૬. એ જ, પૃ ૩૪૦–૪૨ બીજા અમીરોની પેઠે–અગર બીજાથી કાંઈક વધારે–આ બે અમીરો દરિયાખાન અને આલમખાનના ઉપકાર નીચે હતા

૩૭. સિકંદરી, ગુ ભા પૃ ૩૪૩, કહે છે કે આલમખાનનુ કુટુંબ સુલતાનના તાબામા હતુ તેને છોડાવવા એણે સૈયદ મુબારક બુખારીની લાગવગ વાપરી બાયધરી તરીકે પોતાના ભાઈ સફદરખાનને રાખ્યો અને પાછળથી બીજા નોકર સાધુનાયકને મોકલી રાતે દોરડાથી સફદરખાનને ઉતારીને નસાડયો આ કૃત્યથી સૈયદ ખોટા પડ્યા અને સલાહની વાત પડી ભાગી

ઉલ્મુલ્કને હવે આલમખાનને મળવાની ભૂલ થઈ એ વાત સમજાઈ હતી, પણ સુલતાનનો હુકમ પાળ્યા વિના છૂટકો નહોતો એ પોતાના રક્ષકોનું લશ્કર લઈને ચાંપાનેર આવી સુલતાનને મળ્યો અને સારો આદરસત્કાર પામ્યો, પરંતુ એક રાતે એના ડેરાતંબૂ લૂંટાઈ ગયા[38] એનામા ઘડપણને લીધે નાસીને ભરૂચ જવાની શક્તિ હવે રહી હતી નહિ એણે સૈયદ મીરાન મારફતે પોતાને મક્કા શરીફ જવું છે, બીજી કોઈ ઇચ્છા નથી, એવી અરજ સુલતાનને કરી સુલતાને ઇનામી ગુનામો માથે સુરતના જાગીરદાર ખ્વાજા સફર ખુદાવંદખાન રૂમીને મલીકજીને મોસમ શરૂ થાય ત્યારે મક્કા મોકલી આપવા હુકમ કર્યો પરંતુ સુરતમા ખુદાવંદખાને ઇમાદઉલ્મુલ્ક મલીકજીને રિબાવીને મારી નાખ્યા આ કાર્ય એણે સુલતાનના હુકમથી કર્યું કે બીજા કોઈ કારણથી એ જણાયું નથી આ બનાવ તા ૨૭ રમજાન હિ ૯૫૨ ૨ ડિસેમ્બર ૧૫૪૫મા બન્યો જૂના અમીરોમાથી હવે અફઝલખાન બંબાણી અને મુજાહિદખાન સિવાય કોઈ રહ્યું નહિ[39] ઈ સ ૧૫૪૫થી ૧૫૫૪ સુધી સુલતાને કોઈ ખાસ વિઘ્ન વિના મોજશોખમા સમય ગાળી સ્વતંત્રતાથી રાજ્ય કર્યું

## સુલતાને આસફખાનને મક્કાથી પાછો બોલાવ્યો અને ગૂજરાતનો વહીવટ સોંપ્યો

નાની ઉંમરમા પોતાની જાતને બાદશાહી નામ મળ્યા છતા અનેક ચડતી પડતી અનુભવી સ્વતંત્ર થયેલા સુલતાન મહમૂદને હાથે ગૂજરાતના મુસલમાન સમયના ઇતિહાસમા એના નામને ઝાંખું પાડે એવો બનાવ બન્યો અને સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વનો કહી શકાય એવો ઇતિહાસકારોએ નોંધેલો બનાવ બન્યો એ હવે જોઈએ બહાદુરશાહે પોતાના વિશ્વાસુ અમીર આસફખાનને પોતાનો જનાનો અને ખજાનો સલામત રહે એ ઇરાદાથી મક્કા મોકલ્યો હતો એ વાત જોઈ ગયા છીએ એ આસફખાન હજી મક્કામા જ હતો બહાદુરશાહના વખતમા એણે વહીવટમા ઠીક ઠીક આબરૂ જમાવી હતી સુલતાન મહમૂદને હવે એવી સલાહ મળી કે આસફખાનને ગૂજરાત પાછો બોલાવીને રાજ્યનો વહીવટ એને આપવો[40] આ કાર્ય માટે એક દૂત

---

૩૮ એ જ, પૃ ૩૪૩-૪૬ આ લખાણમા સુલતાનનું વલણ સ્પષ્ટ નથી એણે તમૂલૂટવાનો હુકમ આપેલો નહોતો એમ લાગે છે પરંતુ બધું વર્ણન જોતા એને ઇમાદઉલ્મુલ્ક ઉપર વિશ્વાસ પણ કદાચ ન હોય

૩૯ એ જ, પૃ ૩૪૬-૪૭

૪૦ એ જ, પૃ ૩૪૮ હાજી દબીરના અરબી ઇતિહાસમા આ વિગત વધારે વિસ્તારથી આપેલી છે

સાથે સરખેજની ગળીના એક સો કરડિયા મોકલવામા આવ્યા અને આસફ્‌ખાનને ગૂજરાત આવવાનું આમંત્રણ પણ ગયુ એને આવવાના ખર્ચ માટે ગળીના કરડિયા મોકલ્યા હતા સરખેજની ગળી મક્કામા સારી રીતે ખપતી અને પોર્ટુગીઝોએ એ બંધ કરી હતી તેથી એના ભાવ ત્યા ઘણા વધી ગયા હતા એક કરડિયો બસો સોના મહોરના ભાવે ખપી શકતો હતો એ એક સો કરડિયા વેચીને આસફ્‌ખાન ગૂજરાત આવવાનું ખર્ચ કાઢે એવી યોજના હતી, કારણ કે એ માટે વહાણની ખરીદી પણ કરવાની હતી[૪૧] સુલતાનનુ આમંત્રણ મળતા આસફ્‌ખાન પોતાનુ કુટુબ ગૂજરાતના અરબી ઇતિહાસના લેખક હાજી દબીરના પિતા સિરાજુદ્દીનને સોંપી સ્વદેશ આવવા ઊપડ્યો, પરતુ સૌરાષ્ટ્રનો કિનારો આવતા એનું વહાણ ભાગ્યુ અને ઘણી મુશ્કેલીથી ખાન માગરોળને બદરે ઊતર્યો કોઈ માણસ ડૂબ્યુ તો નહિ, પરતુ ખાનનો પુસ્તકભડાર ડૂબી ગયો, અને મક્કાના હાકેમે આપેલી તરવાર અને એક અરબી ઘોડો પણ ડૂબી ગયા. એટલે અમદાવાદથી બીજી સગવડ થાય ત્યા સુધી એને રોકાઈ જવુ પડ્યુ[૪૨] ઠેવટે આસફ્‌ખાન અમદાવાદ પહોચ્યો ત્યારે સુલતાન મહમૂદે એને જોઈને ખૂબ આદરસત્કાર કર્યો અને પોતાની સાથે જ ગવીચા ઉપર બેસાડ્યો એને નાયબ મુનતકનો ખિતાબ આપી રાજ્યમા મોટો હોદ્દો આપ્યો વજીરપદ ઉપર તો અફઝલખાન હતો, પણ એ કામકાજમા બહુ માથું મારતો નહિ આસફ્‌ખાન લાબો સમય અરબસ્તાનમા રહેલો હોવાથી એનો પહેરવેશ અને ટેવો બદલાઈ ગયા હતા અને તે આરબ જેવો લાગતો હતો ઇતિયાદખાને એને ગૂજરાતી પોશાક પહેરવાની સલાહ આપી[૪૩]

### આસફ્‌ખાનની સલાહથી હિંદુ જમીનદારોને પડેલો ત્રાસ

આસફ્‌ખાને ગૂજરાતમા આવીને રાજ્યની વ્યવસ્થા કરવા માડી પરદેશીઓનુ બાર હજારનુ લશ્કર વ્યવસ્થિત કરી સુલતાનનું રક્ષણ કરવાનુ કામ સોપ્યુ અને એનો સરદાર ઉલૂઘખાન હબસીને બનાવ્યો આ બાર હજાર પરદેશીઓમા અરબોની કેટલીક જાતો, હબસીઓ અને ફિરંગીઓ પણ હતા

---

૪૧ ગૂજરાતનો અરબી ઇતિહાસ, વૉ ૨ સર ડેનિસન રૉસે ઉપોદ્‌ઘાતમા આ વિગત આપેલી છે અને આસફ્‌ખાનના વર્ણનમા અરબીમા આપેલી છે સરખેજની ગળીનુ મહત્ત્વ નોંધપાત્ર છે બીજા ફારસી ઇતિહાસ ગ્રથોમા આ વિગત નથી

૪૨ હાજી દબીરનો અરબી ઇતિહાસ, વૉ ૨. ઉપોદ્‌ઘાત તથા આસફ્‌ખાનનુ વર્ણન, વૉ ૧, પૃ ૨૮૮ વગેરે અને તુર્કીમા એણે બજવેલા ભાગનુ વિગતવાર વર્ણન છે

૪૩ એ જ, વૉ ૧, પૃ ૨૮૮–૯૦, આસફ્‌ખાનની દાઢી કેડ સુધી લાંબી હતી.

કોઇ ગૂજરાતીને ગમ્યો ન હતો. સુલતાનની સત્તા હવે સર્વોપરી સિદ્ધ થઇ હતી, એટલે હવે એને માળવા ફરીથી જીતી લેવાની ઇચ્છા થઈ. આ કાર્ય માટે આસફખાને સલાહ આપી કે ઘર આંગણે સહેલાઈથી જીતી શકાય એવો પ્રદેશ આપને બતાવું; માળવા સુધી શા માટે જવુ પડે ગૂજરાત દેશમા જૂના વખતથી જમીનનો ચોથો ભાગ હિંદુ જમીનદારોના હાથમાં છે. એને 'વાટા' કહે છે. એ બધો ભાગ જો તેમની પાસેથી પડાવી લઈ મુસ્લિમોને આપવામા આવે તો તેની આવકમાથી ૨૫૦૦૦નુ લશ્કર પોષાઇ શકે અને ભવિષ્યમા માળવા પણ સહેલાઇથી જીતી શકાય સુલતાનને આ તોફાની અને ખોટી સલાહ ગળે ઊતરી ગઇ અને તેણે હિંદુઓની વાટાની જાગીરો લઈ લેવા હુકમ કર્યો ઇડર, સિરોહી, ડુંગરપુર, વાસવાડા, લુણાવાડા, રાજપીપળા અને મહી નદીના કિનારાના નાના જાગીરદારો ઉપર તવાઈ આવી ઘણા ગૂજરાતની સરહદ છોડી ચાલ્યા ગયા. ઘણાએ બડ ઉઠાવ્યા. સિરોહી અને ઇડર જેવી જગ્યાઓમા લશ્કરી થાણા બેસાડવામા આવ્યા ગૂજરાતમા હાહાકાર થઇ ગયો અને રજપૂત તથા કોળીઓની જમીનો લઈ લેવામા આવી. જે હિંદુઓ ખેડૂતો તરીકે રહ્યા તે જ બચ્યા.[૪૪]

## હિંદુઓના ઉત્સવો વગેરે બંધ થયા અને બીજા જુલ્મો

મિરાતે સિકંદરીના કહેવા પ્રમાણે તો આ જુલ્મ આટલેથી અટક્યો નહિ આ સુલતાનના સમયમા ઇસ્લામ ધર્મના નિયમોનુ કડક પાલન થયુ. કહે છે કે શહેરમા કોઇ હિંદુ ઘોડા ઉપર બેસી શકતો નહિ. જામા કે અંગરખાની બાય ઉપર કે ખભા ઉપર લાલ રંગનુ કપડું વિંટાળે તો જ જામો પહેરીને નીકળી શકતો. હિંદુઓની પૂજાઓ અને હોળી તથા દિવાળીના તહેવારો ખુલ્લી રીતે ઊજવાતા બંધ કરવામા આવ્યા, અને લોકો ખાનગીમા પણ મૂર્તિપૂજા અને તહેવારો ડરથી ધ્રૂજતા પાળતા હતા. મિરાતે સિકંદરીનો લેખક આગળ લખે છે કે બુરહાને જ્યારે આ સુલતાનને મારી નાખ્યો ત્યારે ગરાસિયાઓએ બુરહાનની મૂર્તિ બનાવીને તેને પૂજવા માંડી અને કહેવા લાગ્યા કે "આ (બુરહાન)

૪૪: સિકંદરી, ગુ ભા પૃ ૩૫૧, અ ભા પણ આમા કાંઈ ફેર વગર જ લખે છે બીજા ઇતિહાસોમા જે ફેર છે તે આગળ ચર્ચીશું સિકંદરી આસફખાનને આમંત્રણ આપ્યાનુ અને એની સલાહથી વાટા બંધ કર્યાનુ તથા ઇસ્લામનો પ્રચાર થયાનુ લખે છે, પણ અરબી ઇતિહાસની જેમ બીજી હકીકતનુ વર્ણન નથી, અને વાટાના કારણમા મતભેદ છે આ વખતે મુખ્ય વજીર અફઝલખાન હતો, પણ એ વહીવટમા માથુ ઘાલતો નહિ એમ સમજાય છે એના ભાઈ ખુદાવંદખાનના હાથમા દીવાની હતી, પરંતુ આસફખાનનુ ચલણ વધારે હશે એમ લાગે છે

અમારો પરમેશ્વર છે કે જેણે અમને મોતમાંથી બચાવી લીધા છે. જો આવું એક વર્ષ ચાલત તો અમે ભૂખમરાથી માર્યા જાત". જે હિંદુઓ પોલીસની નોકરીમાં હોય તે બચ્યા હતા, છતાં એમણે જો હાથ ઉપર નિશાન ન બાંધ્યું હોય તો તેમને મારી નાખવામાં આવતા.[૪૫]

### જુલ્મોના આ વર્ણનની ચર્ચા

ગુજરાત સલ્તનતના ઇતિહાસમાં આવો જુલ્મ હિંદુઓ ઉપર થયાનું આ વર્ણન મહત્ત્વનું છે. ઇસ્લામનો પ્રચાર કરવામાં બીજા સુલતાનોએ પણ કાંઈ ને કાંઈ કાર્ય કર્યું છે, પરંતુ આવો જુલ્મ કર્યાનું કોઈ તવારીખમાં નોંધાયું નથી. આ સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં આ હકીકત વિગતથી સિકંદરીએ નોંધી છે અને અરબી ઇતિહાસમાં પણ એનો ઉલ્લેખ છે. એ બંને ઉલ્લેખોમાં કાંઈક ભેદ પણ છે. તબકાતે અકબરીએ આ વાતનો કાંઈ પણ ઉલ્લેખ કર્યો નથી એ પણ એક સૂચક બીના છે. આ બનાવ વખતે સિકંદરીના લેખકનો જન્મ થયો ન હતો. એનો જન્મ મહમૂદના મરણના વર્ષમાં થયો હતો, એટલે એણે એના બાપ તથા ભાઈ પાસેથી આ વાત સાંભળીને લખી છે તે સ્પષ્ટ છે. આમ છતાં આ વર્ણનને સમકાલીન પણ કહી શકાય, એટલે આ વાતની જરા ચર્ચા કરવાની અહીં જરૂર છે.

હાજી દબીરે લખેલા ગુજરાતના અરબી ઇતિહાસમાં વાંટા બંધ કર્યાનો ઉલ્લેખ છે, પરંતુ એમાં સિકંદરી કરતાં જુદું જ કારણ આપેલું છે. એ લખે છે કે મુઝફ્ફરશાહી સુલતાનોએ શરૂઆતમાં નોકરીના બદલામાં ગામની જમીનનો ચોથો ભાગ આપેલો. મહમૂદ ત્રીજાના વખતમાં રજપૂતોએ યુસુફ શિહાબ નામના મુસલમાન અમીરનું ખૂન કર્યું. એનું વેર લેવા સુલતાને ગુજ-રાતમાંથી રજપૂતોને કાઢી મૂકી એમની મિલકત લઈ લઈ મારી નાખવા એવો હુકમ કર્યો અને એના પાલન માટે લશ્કર રોકવામાં આવ્યું. જે રજપૂતો સામા થયા તેમને કતલ કરવામાં આવ્યા. આવી કતલ સામાન્ય અને મોટા પાયા ઉપર થઈ હતી.[૪૬] અરબી ઇતિહાસના આ ઉલ્લેખમાં આસફખાને સુલતાનને જે કારણ આપેલું તેવું કાંઈ લખેલું નથી. તેમાં હિંદુઓ ઉપર જુલ્મ કરી હોળી-દિવાળી બંધ કરી અમુક ચિહ્ન કપડાં ઉપર પહેરી, શહેરમાં ઘોડે ન બેસવું, એવું પણ કાંઈ લખેલું નથી. સિકંદરીએ એ બધું લખ્યા છતાં રજપૂત ગરાસિયા સામે આ પગલાં લેવાયાં હતાં એમ તો લખ્યું છે,

૪૫. સિકંદરી, ગુ. ભા. પૃ. ૩૫૨ પર, અંગ્રેજીમાં પણ એ પ્રમાણે જ છે.
૪૬. હાજી દબીરનો અરબી ઇતિહાસ, વૉ. ૧, પૃ. ૨૯૯

પરતુ અમૂક વ્યક્તિના ખૂન માટે એ પગના લેવાયા હતા એમ નથી લખ્યુ નવાઇની વાત એ છે કે સિકદરી, અરબી ઇતિહાસ, ફિરિસ્તા, તબકાતે અકબરી અને અકબરના સમયના ઇતિહાસો લગભગ સમકાલીન કહી શકાય એવા છે, પરતુ સિકદરી સિવાય એકેમા આ વિગત નથી અરબી ઇતિહાસનો લેખક સિકદરીમા હિંદુઓની હોળી–દિવાળી બધ થઈ હતી એમ લખેલુ છે એવો ઉલ્લેખ માત્ર કરે છે અરબી ઇતિહાસ સિકદરી પછી થોડા જ વર્ષ પછી લખાયો છે એટલે એણે કદાચ સિકદરીમાથી એ હકીકત લીધી હશે, પરતુ લેખકે પોતે તો ઉપર કહી તે ખૂનની વાત જ લખી છે, એટલે આ જુલ્મની વાતને કેટલુ વજન આપવુ એ પ્રશ્ન થઈ પડે છે છતા સિકદરીનો લેખક ગૂજરાતી છે એનો બાપ આ બનાવનો સમકાલીન હતો અને એ મહેમદાવાદનો વતની છે એટલે એણે નોધેલી વિગતોનો વિગતવાર ઉલ્લેખ કરવો પડ્યો છે હિંદુઓ ઉપર મુસલમાન સમયમા જુલ્મો થયા જ નથી એમ કહેવાનો આશય નથી કોઇ કોઇ વાર જુલ્મો થયા પણ છે આ જુલ્મની હકીકત ખરી હોય તો શહેરોમા ઉત્સવોની ઉજવણી બધ થયેલી હોય એમ જણાય છે ગામડામા એની અસર નહોતી [47]

### એ જમાનાનુ વાતાવરણ

સુલતાન મહમૂદ ત્રીજાના સમયના આ જુલ્મો અમીર આસફખાનની સલાહથી થયા કે સ્વયપ્રેરિત હતા એ કહેવુ મુશ્કેલ છે પરતુ આ ગ્રથના ખડ બીજામા મુસ્લિમ તવારીખોના મૂલ્યાકનમા જમાનાના વાતાવરણને ધ્યાનમા લેવાની જરૂર છે એવો જે ઉલ્લેખ કર્યો છે તે અહીં વિચારવા જેવો છે આજના જમાનામા જે પશ્ચિમના દેશોને આપણે મુકાબલે આપણે સુધરેલા માનીએ છીએ એ લોકો પદર અને સોળમી સદીમા કેવા હતા તે જોવા જેવુ છે એટલે આ સુલતાન મહમૂદના સમયમા ગોવામા પોર્તુગીઝો ખ્રિસ્તી સિવાયની પ્રજા સાથે કેવી રીતે વર્તતા હતા તેનુ ટૂકુ વર્ણન અહીં રસમય થઈ પડે એવુ છે જો કે આ વાતને ગૂજરાતના ઇતિહાસ સાથે સીધો સબધ નથી, તોપણ પડોસમા જે બની રહ્યુ હતુ તેવુ જ અહીં પણ હતુ અને લગભગ એક જ સમય હતો એ નોધપાત્ર છે

### ગૂજરાતની પડોસમાં પોર્તુગીઝોએ અખ્રિસ્તી પ્રજા ઉપર કરેલા જુલ્મોની સરખામણી

ઈ સ ૧૫૪૦મા પોર્તુગલના રાજાના હુકમથી ગોવામા બધા જ હિંદુ મંદિરોનો નાશ કરવામા આવ્યો હતો મદિરોના નાશ પછી એ માટે દાનની

૪૭ આવી ઉત્સવોની બધી શહેરોમા હતી એટલુ તો સિકદરી પણ સ્પષ્ટ લખે છે

જે જમીનો હતી તેની આવક પાદરીઓએ લેવા માંડી હતી ૧૫૪૩મા નાસ્તિકપણાના આરોપ માટે એક ફિરંગી દાક્તરને પણ પાદરીઓની અદાલતે બાળી મૂકવાનો હુકમ કરેલો અને છેવટે એને ફાંસી દઈને પછી બાળેલો તે સમયના ગોવાના ખ્રિસ્તી પાદરીઓ કેટલી હદ સુધી ધર્માંધ હતા તેની નોંધ પણ મળે છે ધર્મને નામે જે જુલમ અને જે ખર્ચ થતા તે સામે કોઈ કોઈ પ્રામાણિક માણસે રાજાને ચેતવણી પણ આપેલી, પણ તેની અસર થઈ નહોતી ઈ સ ૧૫૬૭મા હિંદુ અને મુસલમાનને ખ્રિસ્તી બનાવવા માટે જે કાયદા ઘડાયેલા તે પણ વિચિત્ર હતા કોઈ ખ્રિસ્તી બિનખ્રિસ્તીને નોકર રાખી શકે નહિ, કે એવા કોઈ વૈદ્યની દવા લઈ શકે નહિ કે બિન ખ્રિસ્તી હજામ પાસે હજામત કરાવી શકે નહિ હિંદુ કે મુસલમાન જાહેરમા ધાર્મિક પૂજા કે ઉજવણી કરી શકે નહિ, તેમજ ધાર્મિક ગ્રંથો કે પૂજાને લગતો સામાન ખરીદી શકે નહિ એમના બધા ધાર્મિક પુરુષોને રાજ્યની બહાર કાઢ્યા હતા અને બ્રાહ્મણોને જનોઈ પહેરવાની મનાઈ હતી હિંદુઓની વસ્તીના એક એક સોના પત્રકો બનાવવામા આવ્યા હતા અને તેમાના દરેકમાથી પચાસ માણસોએ દર એકાતર રવિવારે દેવળમા ખ્રિસ્તી ધર્મના વ્યાખ્યાન સાભળવા જવુ પડતુ એમ કહેવાય છે કે આવી ફરજ ખુદ રોમમા યહૂદી લોકો ઉપર નહોતી આમ બળજબરીથી કોઈને ખ્રિસ્તી ન બનાવવો એવુ હતું, પરંતુ એવી ફરિયાદ થાય તો એનો ન્યાય પાદરીઓ જ કરતા' ખ્રિસ્તી ન હોય એવી સ્ત્રી કે એનો પતિ—ખ્રિસ્તી થવા માટે એની અંતઃકરણની શી ઇચ્છા છે તે નક્કી કરવા એ બનેને જુદા પાડી અખ્રિસ્તીને બીજા કોઈના ઘરમા રાખવાની ફરજ પાડવામા આવતી કોઈ અખ્રિસ્તી પુરુષ ગુજરી જતો તો એના સંતાનોને રાજ્ય તરફથી પાળીને ખ્રિસ્તી બનાવવામા આવતા આમ થવાથી કેટલીક મા પોતાના છોકરાને મારી પણ નાખતી અપુત્ર ગુજરી જનાર અખ્રિસ્તીની મિલકત એના નજીકના ખ્રિસ્તી સગાને જતી અને ખ્રિસ્તી સગો ન હોય તો દેવળને મળતી ખ્રિસ્તી બનનારને પોર્ટુગીઝ પ્રજાના બધા હક મળતા જ્યારે જ્યૂ (યહૂદી) કે મુસલમાન બનનારને મારી નાખવામા આવતા કોઈ સ્ત્રી ખ્રિસ્તી થાય તો એ પુરુષની માફક વારસાનો હક માગી શકતી અને બીજા ખરા વારસો રહી જતા હિંદુઓને ગામની પચાયતમા રહેવાની મનાઈ હતી મુખ્ય પાદરી આર્કબિશપ-ગમે તે અખ્રિસ્તીને રાજ્યની બહાર કાઢી શકતો ન્યાયમા પણ વિચિત્ર કાયદા હતા, જે અહીં લખવાની જરૂર નથી, પણ અખ્રિસ્તી ૫૦ પાઉન્ડ જમે મૂકે ત્યારે એને ન્યાય માગ

વાનો હક મળતો ૪૮ ખ્રિસ્તીઓએ જુદો પડે એવો અમુક જ પોશાક પહેરવો પડતો અને એ લોક ઘોડા ઉપર કે પાલખીમા બેસી શકતા નહિ ગોવા કે એના પગમા એ લોક છત્રી પણ રાખી શકતા નહિ આવી પરિસ્થિતિમા ૧૫૬૧થી જ ગોવા અને આસપાસના દ્વીપોમા વસ્તી ઓછી થઇ ગઇ હતી અને સાનસેટનો બેટ તો ઉજડ થઇ ગયો હતો

આ કાર્લિક લાગા વર્ણન ઉપરથી એ જમાનાની બીજી પ્રજાઓના ધાર્મિક વાતાવરણ અને અધતાનો ખ્યાલ આવશે મુસલમાન સમયના ઇતિહાસ જોતા જુલ્મો થયા છે મદિરો તૂટ્યા છે, પરતુ આટલી હદ સુધી પ્રજાને હાડમારી પડી નથી એટલુ તો સમજાય છે એનો વધુ વિચાર આગળ સામાજિક પ્રકરણમા કરીશુ ઉપર જ ગુાવેના સુલતાન મહમૂદ ત્રીજાના સમયના તવારીખે આપેલા વર્ણન સાથે આ વર્ણન રસમય હોવાથી અહીં આપ્યુ છે

## સુલતાનનુ વિચિત્ર મિશ્રણોવાળુ ચારિત્ર્ય

સુલતાન મહમૂદ ત્રીજાની આખી કારકિર્દી જોતા આવા જુલ્મો કરે એવો એ નહિ હોય એમ લાગે છે એના ચારિત્ર્યમા વિચિત્ર મિશ્રણો જોવામા આવે છે એના સજોગો અને એની ઉમરે એનો સ્વભાવ ઘડ્યો હતો એમ કહી શકાય તે સાથે એણે કોઇ જાતની ખાસ કાળજી લીધી હોય એવુ જણાતુ નથી અમીરોનો ભાગ પણ એને બગાડવામા ઓછો નહોતો અને એ લોકોએ અગત સ્વાર્થ અને સત્તાને માટે બાળક સુલતાનને અવળે રસ્તે ચડાવવા પોતાથી બને તે બધુ જ કર્યુ હતુ સુલતાનમા કેટલાક ઉમદા ગુણો પણ હતા પરતુ નાનપણથી હલકી સોબતે ચડવાથી એ ગુણો બરોબર ખીલ્યા નહોતા આ સુલતાનના સારા ગુણોમા એની સુજનતાભરેલી વર્તણૂક અને ધાર્મિક વૃત્તિના તવારીખકારો સારા વખાણ કરે છે ઓલિયાઓ વિદ્વાનો અને ધાર્મિક પુરુષો સાથે એ સમય ગાળતો એમને સારા દાન આપી સતોષતો શિયાળામા ફકીરોને રજાઇઓ આપતો ૪૯ રસ્તામા ટાઢે મરતા ગરીબો માટે તાપણીઓ કરવાના લાકડાના જથ્થાની સરકાર તરફથી વ્યવસ્થા થતી ફકીરો અને ધાર્મિક પુરુષોને સારામા સારો ખોરાક વહેંચાય તેની તે કાળજી રાખતો મોસમના ફળ એ લોકોને અપાયા પછી જ દરબારમા આવે એવો એનો હુકમ

૪૮ Whiteway Portuguese Power in India પૃ ૬૦ ૬૭ એમા વિસ્તારથી પોર્ટુગીઝ આધારો સાથે વર્ણન આપેલુ છે સાસ્કૃતિક દૃષ્ટિએ એ મહત્વનુ છે

૪૯ સિકદરી ગુ ભા મા પૃ ૩૫૪ ૫૬ કહે છે કે રજાઈઓ વેચાઈ જાય છે એવી ફરિયાદ આવતા લાબી મોટી રજાઈઓ કરાવી જેથી એક રજાઈ ઘણા ઓઢી શકે અને કોઈ વેચવા લઈ જાય નહિ

હતો આ કારણથી એના સમયમાં પરદેશોથી ઘણા ધાર્મિક પુરુષો, ઓલિયાઓ, ફકીરો અને વિદ્વાનો ગુજરાતમાં આવીને વસ્યા હતા મક્કામાં દાન માટે વાપરવાની રકમ માટે એણે ખંભાત નજીકના કેટલાક ગામો જુદાં કાઢ્યાં હતાં[50] સરાઈઓ, આશ્રમો વગેરે પણ બાંધ્યા હતા પયગમ્બર સાહેબના જન્મદિવસની ઉજવણી એ બહુ ભારે ભભકાથી કરતો એ વખતે વિદ્વાનો અને ઓલિયાઓને સારાં ભોજન આપી એમના હાથપગ ઉપર પોતે પાણી રેડતો અને પાણીની થાળી એના અમીરો ઝાલી રાખતા આવી ઉજવણી બાર દિવસ ચાલતી અને છેલ્લે દહાડે એમને એક વરસ ચાલે તેટલી રોકડ રકમનું દાન કરતો પોતાને માટે સાલમાં સારું જે કાપડ આવેલું હોય તે આ મજલિસ વખતે ઓલિયા ફકીરોના જમવાના મેજ ઉપર બિછાવી પછી એને ધોવડાવી પોતાનાં કપડાં શિવડાવતો[51] પરંતુ આ બધું મુસલમાન ધર્મ માટે થતું એમ તવારીખકારના શબ્દો ઉપરથી સમજાય છે તવારીખકાર એક બાજુ લખે છે કે સુલતાન ફકીરો અને વિદ્વાનોનો સંગ કરતો અને બીજી બાજુ હલકા પુરુષો તથા સ્ત્રીઓના સંગમાં સમય ગાળતો એમ પણ લખે છે મોટો જનાનો હોવાથી એ એટલો તો લંપટ હતો કે પુરુષત્વ ટકાવવા ઝેરી માદક પીણાં તથા વાજીકરણની દવાઓનો ઉપયોગ કરતો આમ આ સુલતાનનું ચારિત્ર્ય વિચિત્ર મિશ્રણોવાળું હતું

### એનો સ્ત્રીઓનો સહવાસ અને વહેમી સ્વભાવ

સ્ત્રીઓના સહવાસ અને મોટા જનાના રાખવા એ તો એ જમાનાના દરેક કોમના અમીરો અને રાજવીઓનો જાણે રિવાજ જ થઈ પડ્યો હતો માળવાનો સુલતાન એમાં મોખરે હતો તે જોયું જનાનાના મોજશોખમાં મસ્ત રહેવું એમાં એ લોકો ગૌરવ માનતા, એટલે તવારીખકારોને એ બાબત કાંઈ ટીકા કરવાનું હતું નહિ સુલતાન મહમૂદ બીજાના હાથમાં તો દરિયાખાન જેવા મોટા અમીરનો આખો જનાનો આવ્યો હતો વળી માળવાના સુલતાનનું અનુકરણ કરીને એણે મહેમદાવાદમાં એક આહુખાનું—મૃગોદ્યાન—બનાવ્યું હતું અને એમાં સ્ત્રીઓને ઘણા કામ ઉપર રોકી હતી એનું વર્ણન આહુખાનાના વર્ણનમાં કરીશું એટલે આ સુલતાન સ્ત્રીઓના સંગમાં ઘણો સમય ગાળતો એનો તવારીખકારોને એના ચારિત્ર્ય માટે વાંધો લાગતો નહિ આ ઉપરાંત મહમૂદમાં સ્વભાવની કેટલીક વિચિત્રતા પણ હતી એ

૫૦ અરબી ઇતિહાસ પૃ ૩૧૩, મક્કામાં પણ મકાનો બંધાવ્યાં હતાં ખંભાતના ખાતનું આધાર અંદર એમાં આપેલું છે
૫૧ સિકંદરી, ગુ. ભા પૃ ૩૫૭ ૫૮

ખૂબ જ વહેમી હતો અને કાચા કાનનો પણ હતો મોજશોખની ખાતર જ એ મોજ કરતો પોતાની પાછળ કોઈ વારસ નહોતો એની એને કાંઈ પણ પડી નહોતી જનાનાની બે સ્ત્રીઓ ગમે તે કારણસર એક બીજા સામુ જોઇ હસે તો એ વહેમાઇને બન્નેની અકારણ કતલ કરાવતો અબ્દુલ કરીમ ખાનને જ્યારે એણે ઇતિયાદખાનનો ખિતાબ આપી પોતાનો ખાસ વિશ્વાસુ અમીર બનાવ્યો ત્યારે એને જનાનાનો અધિકારી નીમ્યો, પરતુ ઇતિયાદ ખાન સુલતાનના સ્વભાવથી હમેશા ભયમા જ રહેતો જનાનાની સ્ત્રીઓના શણગારની દેખરેખ અને વ્યવસ્થા કરવાનુ કામ પણ ઇતિયાદખાનના હાથમા હતુ, અને પુરુષજાતની કોઇ નબળાઇની ભૂલ એનાથી વખતે થઇ જાય એ માટે એ ખૂબ જ ડરતો, એ કારણથી એણે ઘણા પ્યાલા કાથાના પીને પોતાના પુરુષત્વનો નાશ કર્યો હતો [૫૨]

સુલતાન મહમૂદ પહેલાએ (બેગડાએ) વાત્રકને કાંઠે મહમૂદાબાદ વસાવ્યુ હતુ, પરતુ આ સુલતાન મહમૂદ ત્રીજાએ અમીરોના હાથમાથી છૂટી સ્વતંત્ર થયા પછી ત્યા આહુખાન બનાવી પોતાનો નિવાસ અમદાવાદને બદલે મહેમૂદાબાદમા રાખ્યો આ નગર–આજનુ મહેમદાવાદ થોડા વર્ષ માટે–ઈ સ ૧૫૫૪મા મહમૂદનુ અવસાન થયુ ત્યાસુધી રાજધાની જેવુ થયુ હતુ અમદાવાદ અને મહમૂદાબાદની વચ્ચે વટવા સુધી તો વસ્તી હતી જ અને ત્યાથી મહમૂદાબાદ સુધી રસ્તો બનાવી તેની બન્ને બાજુએ દુકાનો બનાવી બન્ને નગરોને એક કરવા પ્રયત્ન કરવામા આવ્યો હતો જીવનના પાછલા વર્ષો–છેક અતકાળ સુધી મહમૂદે એ સ્થળમા પસાર કર્યા

**બુરહાન ઉપર મહેરબાની–એને હાથે સુલતાનનું મરણ**

છેલ્લા વર્ષોમા પણ હલકી સોબતથી એ દૂર રહ્યો નહિ તબેલામા કામ કરતા પ્યારા નામના એક માણસનો બુરહાન નામનો દેખાવમા સુદર છોકરો સુલતાનને ગમી ગયો અને એને પોતાની પાસે રાખી ઊચી પાયરીએ ચડાવ્યો એ જમાનામા રાજાના જોડા સાચવવાનુ કામ માનભરેલુ ગણાતું એ કામ આ બુરહાનને સોપાયુ હતુ એ જોઈ એક વાર વઝીર અફઝલખાન બમ્બાણીએ સુલતાન પાસે પોતાનો વિરોધ બતાવ્યો હતો અને ભવિષ્યમા આ માણસથી કાઇ આફત આવી પડશે એવુ એના મુખ

૫૨ સિકન્દરી, ગુ ભા પૃ. ૩૪૯–૫૦, કહે છે કે સુલતાનના ડરથી ઇતિયાદખાન સુરવાલ નીચે લોખડની ચડી પહેરી તેને તાળુ વાસી ચાવી ઘેર મૂકીને આવતો કોઈ પણ સ્ત્રીને ગર્ભ રહે તો એ પડાવી નાખતો એથી મોટા જનાના છતા એને વારસ નહોતો અરબી ઇતિહાસ (પૃ ૨૮૫) એના કુકર્મો અને સ્ત્રીઓ ઉપરના જુલમો માટે લખે છે

ઉપરથી એ હોશિયાર વજીરને લાગ્યું હતું પરંતુ સુલતાને એની શિખામણ સાંભળી નહિ એક વખત એક ભારે ગુનાને માટે સુલતાને ખુરહાનને ભીંતમાં ચણી લેવાનો હુકમ આપ્યો હતો ત્યારે એના પિતા અને મગાએ અફ્જલ ખાન પાસે રડીને એને છોડાવ્યો હતો આમ છતાં સુલતાને એને પોતાની અગત નોકરીમાં કાયમ રાખ્યો હતો ખુરહાન બહારથી ધાર્મિક હોવાનો દેખાવ પણ કરતો, પરંતુ એ અનેક ખરાબ કુટેવો ધરાવતો હતો. દારૂ પીને મસ્ત રહેતો હતો[૫૩] એક વખત સુલતાન આહુખાનામાં રમતગમતમાં પડ્યો હતો ત્યારે એણે એક બાજ પક્ષીને એક નાના પક્ષીને પકડવા છોડયું હતું અને પોતે પાછળ પાછળ ચાલતો હતો ખુરહાન એક ગવૈયાના છોકરાને ચાહતો હતો અને એની સોબતમાં દુષ્ટ વર્તણૂક ચલાવી રહ્યો હતો કમનસીબે બાજ પક્ષી ત્યાંથી ઊડતાં સુલતાનના જોવામાં એ ગુનાભરેલી વર્તણૂક આવી અને એણે ખુરહાનને કહ્યું કે આજ સુધી તારા માટે હું જે ફરિયાદો સાંભળતો હતો તે આજે નજરે જોઈ તને હું આ કૃત્યની સખત શિક્ષા કરીશ" આટલું કહી રમતની મસ્તીમાં સુલતાન આગળ ચાલ્યો ગયો એક વાર ભીંતમાં[૫૪] અર્ધો ચણાયેલો બચ્યો હતો તેથી હવે ખુરહાનને આ ચેતવણી ગંભીર લાગી અને પોતાને કાંઈ થાય તે પહેલાં કાંઈ ઉપાય કરવા નિશ્ચય કર્યો બીજે દિવસે પયગંબર સાહેબના જન્મદિવસની ઉજવણીનો છેલ્લો દિવસ હતો, એટલે ઉપર વર્ણન કર્યું તેમ સુલતાનને મહેમાનોની સરભરામાં ખૂબ શ્રમ પડ્યો હતો ખુરહાન પોતાની નોકરી ઉપર હતો અને સુલતાન થાકેલો આવીને પલંગમાં પડ્યો એ ગઈ કાલની વાત તે વખતે ભૂલી ગયો હતો એણે ખુરહાનને ઓનાની કાંઈ ઠંડી ચીજ પીવા માટે માગી આ તકનો લાભ લઈ ખુરહાને ઝેર મેળવેલું પીણું આપ્યું એ પીધા પછી દાહ થવાથી એ જાગી ઊઠ્યો અને ખુરહાનને કયું પીણું આપ્યું છે[૫૫] તે બાબત પૂછ્યું એણે થાકની અસરથી સુલતાન અસ્વસ્થ છે એમ સમજાવી બીજું વધારે શરબત આપ્યું, અને સુલતાન ઊંઘી ગયો એટલે ખંજર મારીને એને

---

૫૩ સિકંદરી, ગુ ભા પૃ ૩૬૦-૬૧, આમાં એને જોડા ઊંચકનાર કહે છે, પણ બીજા વર્ણનમાં દેખાવ માટે ધાર્મિક જણાતો એમ લખે છે પરંતુ તબકાતે અકબરી એનો સ્પષ્ટ રીતે પેશ નમાઝ અને નમાઝ વખતે દોરનાર તરીકે ઉલ્લેખ કરે છે પૃ ૩૮૯ અફ્ઝલ ખાન વઝીર ખુરહાનની સોબતથી હમેશાં ચિંતામાં રહેતો અને એના તરફથી આફત આવશે એવો એને ચોક્કસ ડર હતો

૫૪ ભીંતમાં ચણી લેવાની સજા એ સમયે થતી હતી એ નોંધ ૬૬ પ્રકરણ માટે ઉપયોગી છે

૫૫ સિકંદરી, ગુ ભા પૃ ૩૬૪, એમાં પીવામાં માજમ આપી હતી એમ લખે છે

મારી નાખ્યો. આ કામમાં દૌલત નામનો એનો એક ભાણેજ પણ સાથે હતો. આમ ગૂજરાત સલ્તનતની ગાદીના એક વિચિત્ર સ્વભાવના સુલતાનનો વિચિત્ર રીતે ઇ સ. ૧૫૫૪મા અંત આવ્યો. એને એના દાદા મુઝફ્ફરશાહ બીજા તથા મહમૂદ બેગડાની કબરની સાથે સરખેજના રોજામા દફન કરવામા આવ્યો.[૫૬]

## બુરહાને મોટા અમીરોને કતલ કરાવ્યા

સુલતાનને કતલ કર્યાં પછી બુરહાનને ગૂજરાતની ગાદીએ પોતે બેસે એવો વિચાર આવ્યો, એટલે જે વિઘ્નો એને જણાયા તે દૂર કરવાનો એણે પહેલો નિશ્ચય કર્યો એણે રાજ્યના મોટા અમીરોને સુલતાનને નામે મહેલમા અગત્યની મંત્રણા કરવા બોલાવ્યા સુલતાને પોતાના અંગરક્ષકોની એક મોટી હથિયારબંધ ટુકડી રાખી હતી તેને બાઘમાર કહેતા હતા બુરહાને આ લોકોને સારા ઇનામો અને ઊંચી પાયગીએ ચડાવવાની લાલચ આપી મહેલના એક ખંડમા છુપાવી રાખ્યા હતા એમને એવો હુકમ આપ્યો હતો કે એ ખંડમા જે અમીર પ્રવેશ કરે તેને ઠાર મારવો. આ પ્રમાણે સુલતાનના નામથી મળેલા આમંત્રણ પ્રમાણે સર્વથી પહેલો આસફખાન આવ્યો[૫૭] અને બાઘમારોએ એને ઠાર કર્યો એમ ગૂજરાતના બાર પ્રસિદ્ધ અમીરો માર્યા ગયા અફઝલખાન બબાણીને પણ બુરહાને ખાસ કહેવડાવ્યુ હતુ કે સુલતાન ચાંપાનેરનો કિલ્લો જીતી લેવા બાબત ચર્ચા કરવા માગે છે માટે આપે હમણા જ હાજર થવાનુ છે અફઝલખાન દૂરંદેશ અને અનુભવી હતો એને આ સમયે આવા કામ માટે સુલતાન બોલાવે છે એ માનવામા આવ્યુ નહિ, અને બહાના કાઢી એણે જવામા વિલબ કરવા માડયો બુરહાને પણ ઉપરા ઉપરી તેડા મોકલી ખાનને તરત હાજર થવા વિનતિઓ કરી હતી. આ ઉપરથી અફઝલખાનની સ્ત્રી અને એણે પાળીને મોટા કરેલા નોકર શેરવાનખાન ભાટીએ ખાનને સુલતાનને નારાજ ન કરવા અને હિંમત રાખી તરત જવા વિનંતિ કરી, અને પોતાની ઇચ્છા ન છતા, જાણે ભાવિની ખબર પડી ગઇ હોય એમ બધાની છેલ્લી રજા લેતો હોય એવી

---

૫૬: એ જ, પૃ ૩૫૯ થી ૩૬૭મા આ બધા બનાવોનુ ખૂબ વિગતથી વર્ણન કરેલુ છે બીજા ગ્રંથો પણ આ વર્ણનને ટૂકા વર્ણનથી ટેકો આપે છે તબકાત પૃ ૩૯૦ આથી જુદુ તદ્દન ટૂકામા કહે છે કે શિકારમાથી આવ્યા બાદ બેગનવાઝ બુરહાને પોતાને ભીંતમા ચણવાની સજાના વેરમા સુલતાનને મારી નાખ્યો એના ભાણેજ દૌલતે સુલતાનના વાળ પલગને બાધી પછી એણે ખજર માર્યું

૫૭: સિકંદરી, ગુ ભા. પૃ. ૩૬૪–૬૭મા વિસ્તારથી આ વર્ણન છે.

રીતે પાનખી મગાની મહેલમા ગયો.⁵⁸ એને પણ બીજા અમીરોની પેઠે કતલ કરવામાં આવ્યો. માત્ર ઇતિયાદખાને બુરહાનની વાત ન માની ને આવે સમયે કદી સુલતાન આમંત્રે નહિ એમ કહી ગયો નહિ તેથી તે બચી ગયો. ગુજરાત સલ્તનતના અંત સમયમાં આગળ પડતો મુખ્ય ભાગ ભજવવાનું એના ભાગ્યમાં હતું, એટલે જાણે ઈશ્વરી મહેરથી એ બચી ગયો.

## બુરહાનને રસ્તામાં શેરવાનખાને મારી નાખ્યો

બુરહાને હવે રાજ્યની તિજોરીમાંથી જવાહરો અને ધન લઈ પોતાના મળતિયાઓને વહેંચ્યું. બીજે દિવસે પોતાના નામનો ખુતબો પઢાવી સિક્કા પડાવવાનું નક્કી કર્યું. સવાર થતાં બારમારોની ટુકડી અને બીજાઓને સાથે લઈ શહેરમાં બાદશાહી દગદગાથી સવારી કાઢી. અફઝલખાનના ઘર આગળ શેરવાનખાન ભાગીને લાગ્યું કે સુલતાન આવે છે તેથી એ સલામ કરવા આગળ આવ્યો અને બુરહાનને જોઈ આશ્ચર્ય પામ્યો. બુરહાને શેરવાનખાનને અફઝલખાનના ખિતાબો અને પદવી આપવાનું કહી પોતાના પક્ષમાં લેવાનું ઘણું કહ્યું, પરંતુ એ નિમકહલાલ સેવકને આ બધા બનાવોથી ઘણું લાગી આવ્યું હતું. બારમારોએ એને બુરહાનના ઘોડા પાસે આવતો રોક્યો, છતાં એણે ઝડપથી આવી બુરહાનને એવા જોરથી તલવાર મારી કે એના બે ટુકડા થઈ ગયા. આ બનાવ જોઈ બારમારો પોતાના ઘોડા અને જે મળ્યું તે લઈ નાસી ગયા. આ રીતે બુરહાનને પણ એના કૃત્યોનું ફળ મળ્યું. આ બનાવો મહમૂદાબાદમાં બન્યા અને શહેરમાં હાહાકાર થઈ ગયો. હિ. સં. ૯૬૧ના રબીઉલ અવ્વલ માસની ૧૩મી તારીખે શુક્રવારે આ બનાવ બન્યો (ઈ. સ. ૧૫૫૪). એ વર્ષ "હકીકુમ બાશદાદાત" એ શબ્દો ઉપરથી, અને શેખ યહ્યા મુફતીની કવિતામાં એક વર્ષમાં ત્રણ મોટા બાદશાહો ગુજરી ગયા એ વર્ણન કરતા "ઝવાલે ખુસરવાન" એ શબ્દો ઉપરથી અબ્જદ પદ્ધતિથી નીકળી શકે છે.⁵⁹

---

૫૮ સિકંદરી, ગુ. ભા. પૃ. ૩૬૫-૬૭માં અફઝલખાન, એની બેગમ અને નોકર વચ્ચેની વાતચીત રસમય રીતે એમાં આપેલી છે. મહેલમાં ગયા પછી અફઝલખાનને બુરહાને વજીરાત આપવાની ખૂબ લાલચ આપી, પણ એણે સુલતાનને મળવાનો આગ્રહ રાખ્યો અને અંદરના ઓરડામાં જતા જ એને મારી નાખવામાં આવ્યો. તબકાતે અકબરી, પૃ. ૩૯૦-૯૧માં ટૂંકામાં વર્ણન પતાવે છે.

૫૯ એજ, પૃ. ૩૬૭-૭૧માં આ વર્ણનનું પુનરાવર્તન જેવું કરી શેરવાનખાન ભટ્ટીએ કરેલી બહાદુરીનું વર્ણન (પૃ. ૩૬૮)માં વિગતથી કર્યું છે. સિકંદરીમાં તારીખ અને વર્ષના શબ્દો અને કવિતા આપી છે, અને તબકાત પૃ. ૩૯૨માં ત્રણ મહાન સુલતાનો માર્યા ગયાના વર્ષની કવિતા આપી છે.

હવે આ સુલતાનના અમલમા પોર્ટુગીઝો સાથેના નૌકાયુદ્ધનું વર્ણન કરતા પહેલા એના સમયમા બધાયેલા જાહેર મકાનો, લેખો અને પ્રસિદ્ધ મોટા પુરુષોનુ ટૂંકુ વર્ણન કરીએ

## અમદાવાદમાં કારંજમાં ફરહતઉલ્મુલ્કની મસ્જિદ

એ સમયના મકાનોમા સર્વથી પહેલી નોધ અમદાવાદમા કારંજના મેદાનમા દક્ષિણ તરફ આવેલી ફરહતઉલ્મુ'કની મસ્જિદની છે મસ્જિદના લેખ-મા આ અમીરનુ નામ નવખાન ફરહતઉલ્મુ'ક લખેલુ છે અને બાંધણીનું વર્ષ ઇસ ૧૫૩૮નુ અને મહમૂદના અમલનુ પહેલુ વર્ષ આવે છે આ અમીર માટે તવારીખના કોઇ ગ્રથમા કાઇ પણ હકીકત મળતી નથી મસ્જિદ બહાદુરશાહના અમલના અંત સમયમા બધાવવી શરૂ કરી હશે ઈસ ૧૫૩૭-૩૮મા માણેકચોકમા આવેલા સુલતાન અહમદશાહ ૧લાના રોજાની મરામત કરાયાનો લેખ રોજાની ઉપર છે એમા મરામત કરાવનાર તરીકે એ જ નવખાન ફરહતઉલ્મુલ્કનુ નામ અને લેખ લખનાર એ જ યહયાનુ નામ લખેલું છે વળી ખાસબજાર જેવી જગ્યામા આ મસ્જિદ બાધવાની જગ્યા મળી અને લેખમા એને જામી મસ્જિદ કહી છે તે ઉપરથી ફરહત-ઉલ્મુલ્ક કોઇ મોટી પદવી ધરાવતો લાગવગવાળો અમીર હોવો જોઇએ એટલુ તો નક્કી થાય છે રાજ્યમા મારામારી કે તોફાનોમા ભાગ લેનાર અમીરોના નામો ઘણે ભાગે તવારીખકારો નોધે છે, પરંતુ આવા નામો રહી જાય છે મહમૂદના સમયના ઉપર જોયા એ મોટા અમીરોમા માત્ર અફઝલખાન બમાણીનુ નામ આજ સુધી રહ્યુ છે તે આગળ જોઇશુ

આ મસ્જિદ અમદાવાદમા ખાસબજારમા શાહખૂબ સૈયદ ચિશ્તીની મસ્જિદને નામે ઓળખાય છે, કારણ કે પાસે જ એ પીરની કબર છે મસ્જિદ સલ્તનતના પાછલા ભાગમા બધાયેલી મસ્જિદોની પેઠે નાની, નાજુક પાતળા દેખાવ પૂરતા મિનારાવાળી, રાણી સિપ્રી ઇબ્રાહીમ શહીદ વગેરેની મસ્જિદોના ઘાટની બાધેલી છે આ મસ્જિદમા સુદર રીતે કોતરેલા લેખ છે તેનો સાર નીચે પ્રમાણે છે

"આ મકાન લતીફખાનના પુત્ર શાહ મહમૂદ કે જેનુ રાજ્ય આકાશની ગાદીએ પહોચે છે અને જે રાજાઓને આશ્રય આપનારો છે તેના રાજ્ય અમલમા બધાઇ છે એનો બાધનાર સીમતનો પુત્ર નવખાન છે જે અલ્લાહની મહેરબાનીથી ફરહતઉલ્મુલ્ક થયો છે મેં આ મકાનની તારીખને માટે બુદ્ધિને ખાસ વિનતિ કરી ત્યારે એણે જવાબ દીધો કે 'યહયા જા,

રીતે પાનખી મગાની મહેલમાં ગયો.[૫૮] એને પણ બીજા અમીરોની પેઠે કતલ કરવામાં આવ્યો. માત્ર ઇતિયારખાને બુરહાનની વાત ન માની ને આવે સમયે કદી સુલતાન આમને નહિ એમ કહી ગયો નહિ તેથી તે બચી ગયો. ગુજરાત સલ્તનતના અંત સમયમાં આગળ પડતો મુખ્ય ભાગ ભજવવાનું એના ભાગ્યમાં હતું. એટલે જાણે ઇશ્વરી સંકેતથી એ બચી ગયો.

## બુરહાનને રસ્તામાં શેરવાનખાને મારી નાખ્યો

બુરહાને હવે રાજ્યની તિજોરીમાંથી જવાહરો અને ધન લઈ પોતાના મળતિયાઓને વહેંચ્યું. બીજે દિવસે પોતાના નામનો ખુતબો પઢાવી સિક્કા પડાવવાનું નક્કી કર્યું. સવાર થતાં બાનમારોની ટુકડી અને બીજાઓને સાથે લઇ શહેરમાં બાદશાહી દબદબાથી સવારી કાઢી. અફઝલખાનના ઘર આગળ શેરવાનખાન ભાગીને લાગ્યું કે સુલતાન આવે છે તેથી એ સલામ કરવા આગળ આવ્યો. અને બુરહાનને જોઇ આશ્ચર્ય પામ્યો. બુરહાને શેરવાનખાનને અફઝલખાનના ખિતાબો અને પદવી આપવાનું કહી પોતાના પક્ષમાં લેવાનું ઘણું કહ્યું, પરંતુ એ નિમકહલાલ સેવકને આ બધા બનાવોથી ઘણું લાગી આવ્યું હતું. બાનમારોએ એને બુરહાનના ઘોડા પાસે આવતો રોક્યો, છતાં એણે ઝડપથી આવી બુરહાનને એવા જોરથી તરવાર મારી કે એના બે ટુકડા થઇ ગયા. આ બનાવ જોઇ બાનમારો પોતાના ઘોડા અને જે મળ્યું તે લઇ નાસી ગયા. આ રીતે બુરહાનને પણ એના કૃત્યોનું ફળ મળ્યું. આ બનાવો મહમૂદાબાદમાં બન્યા અને શહેરમાં હાહાકાર થઇ ગયો. હિ. સં. ૯૬૧ના રબીઉલ અવ્વલ માસની ૧૩મી તારીખે શુક્રવારે આ બનાવ બન્યો (ઈ. સ. ૧૫૫૪). એ વર્ષ "હકીકુમ બાશહાદત" એ શબ્દો ઉપરથી, અને શેખ મહમ્મદ મુફતીની કવિતામાં એક વર્ષમાં ત્રણ મોટા બાદશાહો ગુજરી ગયા એ વર્ણન કરતાં "ઝવાલે ખુસરવાન" એ શબ્દો ઉપરથી અબ્જદ પદ્ધતિથી નીકળી શકે છે.[૫૯]

૫૮ સિકંદરી ગુ. ભા. પૃ. ૩૬૫-૬૭માં અફઝલખાન, એની બેગમ અને નોકર વચ્ચેની વાતચીત રસમય રીતે એમાં આવેલી છે. મહેલમાં ગયા પછી અફઝલખાનને બુરહાને વજીરાત આપવાની ખૂબ લાલચ આપી, પણ એણે સુલતાનને મળવાનો આગ્રહ રાખ્યો અને અંદરના ઓરડામાં જતાં જ એને મારી નાખવામાં આવ્યો. તબકાતે અકબરી, પૃ. ૩૯૦-૯૧માં ટૂંકામાં વર્ણન પતાવે છે.

૫૯ એજ પૃ. ૩૬૭-૭૧માં આ વર્ણનનું પુનરાવર્તન જેવું કરી શેરવાનખાન ભટ્ટીએ કરેલી બહાદુરીનું વર્ણન (પૃ. ૩૬૮)માં વિગતથી કર્યું છે. સિકંદરીમાં તારીખ અને વર્ષના શબ્દો અને કવિતા આપી છે, અને તબકાત પૃ. ૩૯૨માં ત્રણ મહાન સુલતાનો માર્યા ગયાના વર્ષની કવિતા આપી છે.

હવે આ સુલતાનના સમયમા પોર્ટુગીઝો સાથેના નૌકાયુદ્ધનુ વર્ણન કરતા પહેલા એના સમયમા બંધાયેલા જાહેર મકાનો, લેખો અને પ્રસિદ્ધ મોટા પુરુષોનું ટૂંકુ વર્ણન કરીએ

### અમદાવાદમાં કારંજમાં ફરહતઉલ્મુલ્કની મસ્જિદ

એ સમયના મકાનોમા સર્વથી પહેલી નોંધ અમદાવાદમા કારંજના મેદાનમા દક્ષિણ તરફ આવેલી ફરહતઉલ્મુલ્કની મસ્જિદની છે મસ્જિદના તખ મા આ અમીરનુ નામ નવખાન ફરહતઉલ્મુલ્ક લખેલુ છે અને બાંધણીનુ વર્ષ ઇસ ૧૫૩૮નુ અને મહમૂદના અમલનુ પહેલુ વર્ષ આવે છે આ અમીર માટે તવારીખમા કોઇ ગ્રથમા કાઇ પણ હકીકત મળતી નથી મસ્જિદ બહાદુરશાહના અમલના અત સમયમા બંધાવવી શરૂ કરી હશે ઈસ ૧૫૩૭ ૩૮મા માણેકચોકમા આવેલા સુલતાન અહમદશાહ ૧લાના રોજાની મરામત કરાવ્યાનો લેખ રોજાની ઉપર છે એમા મરામત કરાવનાર તરીકે એ જ નવખાન ફરહતઉલ્મુલ્કનુ નામ અને લેખ લખનાર એ જ યહયાનુ નામ લખેલુ છે વળી ખાસબજાર જેવી જગ્યામા આ મસ્જિદ બાંધવાની જગ્યા મળી અને લેખમા એને જામી મસ્જિદ કહી છે તે ઉપરથી ફરહત-ઉલ્મુલ્ક કોઇ મોટી પદવી ધરાવતો લાગવગવાળો અમીર હોવો જોઇએ એટલુ તો નક્કી થાય છે રાજ્યમા મારામારી કે તોફાનોમા ભાગ લેનાર અમીરોના નામો ઘણે ભાગે તવારીખકારો નોંધે છે, પરતુ આવા નામો રહી જાય છે મહમૂદના સમયના ઉપર જોયા એ મોટા અમીરોમા માત્ર અફઝલખાન બબાણીનુ નામ આજ સુધી રહ્યુ છે તે આગળ જોઇશુ

આ મસ્જિદ અમદાવાદમા ખાસબજારમા શાહખૂબ સૈયદ ચિશ્તીની મસ્જિદને નામે ઓળખાય છે, કારણ કે પાસે જ એ પીરની કબર છે મસ્જિદ સલ્તનતના પાછલા ભાગમા બંધાયેલી મસ્જિદોની પેઠે નાની, નાજુક પાતળા દેખાવ પૂરતા મિનારાવાળી, રાણી સિપ્રી ઇબ્રાહીમ શહીદ વગેરેની મસ્જિદોના ઘાટની બાંધેલી છે આ મસ્જિદમા સુદર રીતે કોતરેલો લેખ છે તેનો સાર નીચે પ્રમાણે છે

"આ મકાન લતીફખાનના પુત્ર શાહ મહમૂદ કે જેનુ રાજ્ય આકાશની ગાગીએ પહોચે છે અને જે રાજાઓને આશ્રય આપનારો છે તેના રાજ્ય અમલમા બધાઇ છે એનો બાધનાર કીમતનો પુત્ર નવખાન છે જે અલ્લાહ ની મહેરબાનીથી ફરહતઉ મુલ્ક થયો છે મેં આ મકાનની તારીખને માટે બુદ્ધિને ખાસ વિનતિ કરી ત્યારે એણે જવાબ દીધો કે 'યહયા જા,

એણે શુદ્ધ હેતુથી અલ્લાહને માટે આ બંધાવી છે" આ શબ્દો ઉપરથી હિ.સ. ૯૪૫ ઈ.સ. ૧૫૩૮નું વર્ષ નીકળે છે. આ મસ્જિદ અમદાવાદમાં આજે કારંજમાં દક્ષિણ તરફ નાના મકાનોથી ઢંકાયેલી દેખાય છે.[૬૦]

## મહેમદાવાદનું આહુખાના-મૃગોપવન

મહમૂદ ત્રીજાના સમયમાં સુરતનો કિલ્લો બંધાયો એનું વર્ણન આગળ કરીશું. તે પહેલાં મહમૂદાબાદમાં બાંધેલા મૃગોપવન-આહુખાનાનું વર્ણન રસમય છે તે જોઈએ. મહમૂદાબાદ (મહેમદાવાદ)માં મહમૂદ બેગડાએ ઈ.સ. ૧૪૭૯માં વસાવેલું, પણ ૧૫૪૫ સુધી એનું મહત્ત્વ નહોતું. મહમૂદ ત્રીજાને સ્ત્રીઓનો સંગ અને શોખ માળવાના સુલતાનોના જેવો હતો. આગળ જોઈ ગયા એ મલ્લુખાન-કાદરશાહ માળવાથી જ્યારે ગુજરાતમાં આવ્યા ત્યારે માંડુની પાસે ધારની સીમામાં બાંધેલા આહુખાનાનું રસમય વર્ણન કરી એવું ઉપવન ગુજરાતમાં બાંધવાની પ્રેરણા કરી. એ પહેલાં મુઝફ્ફરશાહ વગેરે સુલતાનો અને અમીરો માળવા જીતવા ગયેલા ત્યારે એ ઉપવન જોઈ ખુશ થયેલા અને ત્યાં મોજ કરેલી, પરંતુ ગુજરાતમાં એનું અનુકરણ કરવાનો શોખ એમના મનમાં જાગેલો નહિ. મહમૂદ ત્રીજાએ છેવટે મહેમદાવાદને એ સ્થળ માટે પસંદ કરી ત્યાં ૭ માઈલના વિસ્તારમાં એવું ઉપવન બનાવ્યું. એમાં તરેહ તરેહનાં વૃક્ષો વવડાવ્યાં અને એના ચારે ખૂણે મહેલો જેવાં મકાનો કરાવ્યાં. અંદર કુંડ અને કૂવા તથા તળાવો પણ કરાવ્યાં, સુંદર વાટિકાઓ પણ કરાવી. ઈ.સ. ૧૫૪૬માં આ બધું તૈયાર થયું ત્યારે પોતે અમદાવાદથી નિવાસસ્થાન મહેમદાવાદમાં રાખ્યું.[૬૧]

આ ઉપવનમાં મૃગો વગેરે જાનવરોને છૂટાં મૂકવામાં આવ્યાં. ઘોડા દોડાવી શકાય એવો મોટો એનો વિસ્તાર હતો. એ કારણથી કોઈ ગ્રંથમાં એને 'મેદાને અસ્પ તાખ્તન'-ઘોડા દોડાવવાની જગ્યા એવું નામ પણ આપેલ છે. ચાર ખૂણે જે મોટા મકાનો બાંધ્યાં હતાં એની આગળ હારબંધ દુકાનો બાંધી હતી. એ દુકાનોમાં ખાવાપીવાની અને મોજશોખની બધી વસ્તુઓ

૬૦. પ્રો. કૉમિ સેરિયેટે ગુજરાતના ઇતિહાસમાં પૃ. ૪૨૧ (અંગ્રેજી)માં મસ્જિદનું ચિત્ર અને લેખનું પણ ચિત્ર છાપ્યું છે. અહમદશાહના રોજાની મરામતનો લેખ અને એમાં ફરહતઉલ્મુલ્કનું નામ છે.

૬૧. સિકંદરી ગુ. ભા. પૃ. ૩૫૬-૫૭. અંગ્રેજી ભાષાંતરમાં પણ કાંઈ ફેર નથી. તબકાતે અકબરી, અરબી ઇતિહાસ વગેરે ગ્રંથોમાં પણ ઉલ્લેખ અને વર્ણન છે. મલ્લુખાન કાદરશાહની પ્રેરણાથી આ મૃગોપવન માંડુ માળવાની નકલ હતી એ નોંધ માત્ર હાજી દબીરના અરબી ઇતિહાસમાં જ મળે છે. વૉ. ૧ પૃ. ૨૯૪

રાખવામા આવતી અને વેચવા માટે સુંદર સ્ત્રીઓ એમતી અંદર નહેરો કરી ઉપવનને હંમેશા લીલુ રાખવામા આવતુ. વૃક્ષોના થડને મખમલ મઢી લેવામા આવી હતી અને ડાળીઓને સાટીન વીંટી લેવામા આવ્યુ હતુ એમા અનેક લતા કુંજો પણ હતી તવારીખકારો લખે છે કે સુલતાન અહીં પોતાનો સમય "મૃગલોચની"–સ્ત્રીઓ સાથે પસાર કરતો અને એમને સાથે લઇ અંદર જ્યા શિકારની વ્યવસ્થા કરી હતી ત્યા શિકાર કરતો તથા બીજી અનેક રમતો યોજવામા આવતી [૬૨] ગૂજરાતમા એ જમાનામા આવનાર અનેક પ્રસિદ્ધ વ્યક્તિઓએ એ આ ઉપવનમાથી પસાર થઇ આનંદ માણેલો અકબર બાદશાહે પણ ત્યા દિવસ પસાર કરેલો, અને તબકાતે અકબરીના કર્તા નિઝામુદ્દીન અહમદે તો એની મુલાકાત ઘણી વાર લીધી હતી. એ પછી એના ઓરડા વિદ્વાનો અને ઓલિયા ઓને રહેવા માટે આપવામા આવેલા સત્તરમી સદીમા એટલે આશરે સો વર્ષમા તો એના મકાનો ખંડેર થયા હતા આ ઉપવનના મહેલમા જ સુલતાન મહમૂદનો અંત આવ્યો હતો તે આગળ જોઈ ગયા.

### ઉપવનની આજની સ્થિતિ

આજે આ વિશાળ અને પ્રસિદ્ધ ઉપવનનું ખાસ કાંઈ ચિહ્ન મહેમદાવાદમા રહેલુ નથી. અમદાવાદથી મુંબઇ તરફ જતા વાત્રક નદીનો પુલ આવે છે ત્યા નદીને દક્ષિણ કાંઠે વિશાળ ભીંતો ખંડેર દશામા ઊભેલી જણાય છે આ ભીંતોને આજ સુધી મહમૂદ બેગડાના મહેલનુ ખંડેર કહેવામા આવતુ હતુ પરંતુ એ આહુખાનાના એક મહેલની ભીંતો છે એનુ સંશોધન સ્થાપત્યના સિદ્ધાંતોની દષ્ટિએ વડોદરાવાળા જાણીતા ડૉ ગટ્સે હમણા કર્યું છે તે મુંબઇના ગૂજરાત સંશોધન મંડળના ૧૯૫૩ના જુલાઇ–ઓકટોબર અંકમા સચિત્ર છપાયુ છે ડૉ ગટ્સે માપ સાથે એ મકાન ઊભુ હશે ત્યારે કેવુ હશે તેનો નકશો તૈયાર કર્યો છે અને ગૂજરાતના સ્થાપત્યના ઇતિહાસમા એક અગત્યનુ ગણાય એવુ સંશોધન કર્યું છે

### ડૉ. ગટ્સે ઉપજાવેલું કલ્પનાચિત્ર

આજે રહેલા અવશેષો તથા પાયા ઉપરથી અને તવારીખોમા આપેલા વર્ણનો ઉપરથી ડૉ ગટ્સે આ મૃગોપવનના એક મકાનનુ કલ્પનાચિત્ર દોર્યું

૬૨. સિકંદરી ગુ ભા પૃ ૩૫૭, આ બધી શોભાનુ વર્ણન સિકંદરીએ આપ્યુ છે એમા આગળ લખે છે કે આ ઉપવનમા ઈદને દિવસે હાથીઓને સોના તથા રત્નોના અલંકારથી શણગારવામા આવતા એનો શોખ કોઈ બાદશાહે બતાવ્યો નથી આ ઉપવનમા સ્ત્રીઓ સાથેની સુલતાનની લંપટ વર્તણૂકને સિકંદરી આ શબ્દોમા લખે છે કે જે એના જેવા ઇતિહાસના ગ્રંથ માટે યોગ્ય ન કહેવાય "આ સુશોભિત બાગમા સૂર્ય–ચંદ્ર જેમ એક નક્ષત્ર ઉપરથી બીજા ઉપર જાય તેમ સુલતાન એકથી બીજી સ્ત્રીના સંગમા જતો "

છે એમના મત પ્રમાણે ૪૬ વારના બે ચોરસ મકાનો અને એ બન્નેને સાંધનાર વચ્ચે એક લાંબો ગેલેરી જેવો રસ્તો હતો બન્ને મકાનોમા વચ્ચે ખુલ્લો ચોક અને એમા ફુવારાના હોજ કરેલા હતા મકાનની બગીચા તરફની બાજુએ એક વિશાળ ઓટલા ઉપર મડપ હતો બન્ને મકાનોને જોડનારો જે રસ્તો હતો તેમા તવારીખોએ વર્ણવેલી દુકાનો અને બજાર હોય એમ સમજાય છે મકાનને માળ હતો[૬૩] ગાળ હશે ત્યારે એ કેવુ લાગતુ હશે, એમા લાકડાના પાટડા અને અગાસીનુ કામ કેવુ હશે, આજે ભીંતોમા જે જીર્ણ ગોખ દેખાય છે તેમા કેવા ચિત્રો હશે—એવી બધી બાબતોનું ડૉ ગટસે સારુ વર્ણન કરેલુ છે ચિત્રોમા ખાવાની ચીજો, રકાબીઓ, શીશીઓ વગેરે હોય એવુ સમજાય છે ગુજરાતની મસ્જિદોમા જે નકશી છે તેનાથી આ ચિત્રો જુદા જ હશે અને પરદેશી પ્રેરણા પામ્યા હશે એમ લાગે છે ચૂનાનુ એ સમયનુ છોબંધી કામ અને આરસના પથ્થર જેવી સફાઈદાર છો એનાથી એ સમયના રગ વગેરે ની ઝાંખી પણ થઈ શકે છે આજના ચિનાઈ વાસણો અને ગ્લેઝ્ડ ટાઇલ્સ જેવુ કામ પણ તે સમયે થતુ હતુ એમ સમજાય છે સોનેરી છત, છીપનુ જડિત કામ વગેરે પણ હતું ચારસો વર્ષ પહેલા ઈંટચૂનો અને લાકડાના મકાનો કેવા થતા હતા એનો ખ્યાલ આલુખાનાના અવશેષની ભીંતો ઉપરથી આજે આવી શકે છે

### ભમ્મરિયો કૂવો—ઉપવનનો એક ભાગ

મહેમદાવાદ પાસે આવેલો સુપ્રસિદ્ધ ભમ્મરિયો કૂવો આ આલુખાનામા જ આવેલો—અનેક કુડ, હોજ વગેરેની સાથે એક નમૂનેદાર કૂવો હતો આજે આ મૃગોપવન ઉજડ બનેલુ હોવાથી ભમ્મરિયો કૂવો એનો એક ભાગ હતો એ જણાઇ આવતુ નથી ગુજરાતની વાવો જેમ આપણા સ્થાપત્યનું એક મહત્ત્વનુ અગ છે તેમ આ કૂવો અને એની રચના પણ મહત્ત્વનુ સ્થાન લઈ શકે તેમ છે કૂવો પહોળો છે અને તેની બાજુમાથી ગોળ ફરતી નિસરણીઓ કરી પાણીની સપાટી સુધી અદર ઠડકમા બેસી શકાય એવા ખડ બનાવેલા છે એમા પણ ગ્લેઝ્ડ ટાઇલ્સ જેવુ જડિત કામ ભીંતોમા અસલ હશે એવા ચિહ્નો જણાઇ આવે છે આજે ભમ્મરિયા કૂવાને એ આ મૃગોપવનનું જોવા લાયક સ્થળ તરીકે બનાવી શકાય એ સિવાય ગુપ્ત સ્થળો, કુંજગૃહો, નહેરો,

૬૩ ઉપર્યુક્ત ત્રૈમાસિકના અંકમા ચિત્રો સાથે ડૉ ગટ્સનો લેખ ખાસ જોવા જેવો છે 'કુમાર' માસિકમાયે ગુજરાતીમા એમનુ ચિત્ર આપી લેખ આપ્યો છે હરણ-મૃગો-અમર મૃગલોચની સ્ત્રીઓને લીધે નામ પડ્યુ હશે એ ડૉ ગટસની માન્યતા ખરી નથી અને માળવાની નકલ છે એ ઉલ્લેખ એમણે નોધ્યો નથી

તળાવો વગેરે અનેક વસ્તુઓ આજે નાશ પામેલ છે. જંગલી છોડવા ચારે બાજુ ઊગી નીકળ્યા છે. એક સમયના ગૂજરાતભરના સુંદર ઉપવનની આ સ્થિતિ છે જે ભીંતો આજે વાનકને કાંઠે ઊભી છે અને જેનું કલ્પનાચિત્ર ઉપર વર્ણવ્યું છે, તે તો અનેક મકાનોમાંનું માત્ર એક જ હતું, બીજાં નાશ પામ્યાં છે[૬૪]

## સુરત શહેરની પ્રાચીનતા

ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં અનેક દૃષ્ટિએ સુરત શહેરનું સ્થાન મહત્ત્વનું છે. સુરતની પ્રાચીનતા ગૂજરાતના બીજા બંદરો જેટલી કહી શકાય નહિ છતાં પણ તાપી નદી અને સૂર્યપુર નામને જે પૌરાણિક સ્વરૂપ મળ્યું છે તે જોતાં મુસલમાન સમયની શરૂઆતમાં એ સ્થળને મૂકી શકાય. એ બધી ચર્ચાને અહીં સ્થાન નથી સુરતનો પ્રસિદ્ધ કિલ્લો સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં બંધાયો એટલે એના વર્ણન સાથે સુરત શહેરનો ટૂંકો ઇતિહાસ આપવો જોઈએ કોઈ કોઈ લેખકોનું એવું માનવું છે કે સુરત નાનું ગામડું હતું તે મુઝફ્ફરશાહ બીજાના સમયમાં મલીક ગોપીનાથે વધાર્યું અને સમૃદ્ધ કર્યું "સુરત' નામ માટે પણ વિચિત્ર વાતો જોડેલી જણાય છે પૌરાણિક નામ બાજુએ રાખીએ તોપણ સુરત નામ સં ૧૫૧૨-ઈ સ ૧૪૫૬માં લખાયાનું કાન્હડદેપ્રબંધમાં મળે છે એટલે મુઝફ્ફરશાહ બીજા પહેલા અર્ધી સદી પહેલાં—સુલતાન કુતુબુદ્દીનના સમયમાં એ હતું એટલું નહિ, પણ ગૂજરાતનાં સારાં શહેરો પ્રબંધમાં ગણાવ્યાં છે તેમાં રાદેરની સાથે સુરતનું નામ છે તે બતાવે છે કે શહેરમાં ગણી શકાય એવી સુરતની સ્થિતિ હાવી જોઈએ, જો કે સોળમી સદીમાં ફિરંગીઓએ રાદેર ભાંગ્યું ત્યાંસુધી સુરત કરતાં રાદેર અગત્યનું સ્થળ હતું એટલું સિદ્ધ છે.

## મલીક ગોપીનાથે એને વધાર્યું

મલીક ગોપીનાથ મહમૂદ બેગડાના પાછલા સમયમાં રાજ્યમાં સારી પદવી ઉપર હતો અને મુઝફ્ફર બીજાના અમલમાં તો એ મલીક સારંગની સાથે રાજ્યનો મુખ્ય પ્રધાન હતો એ જ્યારે ભરૂચ અને સુરતનો સૂબો હતો ત્યારે સુરતમાં એણે ગોપીપરું વસાવેલું એ સુરતનો એક ખાસ લત્તો એના નામથી ઓળખાય છે શહેરની બહાર એણે એક માઈલ ઘેરાવાનું મોટું

૬૪ મસ્જિદોની પથ્થરની નકશી અને બાંધણી કરતાં આ વખતે મહેલો વગેરેની બાંધણીમાં ફેર પડ્યો હતો ચિત્રો, જડિત કામ, ચિનાઈ ટાઈલ્સ જેવી ભીંતો અને એમાં ચિત્રો વગેરેનો પ્રચાર થયો હતો ભમ્મરિયો કૂવો અખંડ હશે ત્યારે, અને વાત્રકકાંઠે ઊભેલી ભીંતોની સ્થિતિ બરોબર જોતાં ગૂજરાતી સ્થાપત્યની આ વિશિષ્ટ—નવી કલાનો કાંઈક ખ્યાલ આવે છે

તળાવ બંધાવ્યું તે ગોપીતળાવ કહેવાતું હતું અમદાવાદના કાંકરિયાની પેઠે એ બહુકોણ આકૃતિનું હતું અને ચારે તરફથી બાંધેલું હતું એની વચ્ચે એક બેટ ઉપર નાનું મકાન બાંધેલું હતું, પરંતુ કાંકરિયાની પેઠે ત્યાં જવાનો પુલ ન હોવાથી હોડીમાં જ જઈ શકાતું સત્તરમી સદીમાં આવેલા મુસાફરો એનું સારું વર્ણન કરે છે, પરંતુ એના માપમાં ચોક્કસ રીતે કોઈ લખતું નથી શહેનશાહ અકબરે સુરતના ઘેરા વખતે એ તળાવને કાંઠે પડાવ નાખેલો સત્તરમી સદીના પાછલા ભાગમાં તળાવ ધીમે ધીમે પુરાવા માંડ્યું હતું અઢારમી સદીની શરૂઆતમાં છેક પુરાઈને એનું નિશાન પણ રહ્યું નહોતું અને એના પગથિયાંના પથ્થરો કોટ બાંધવા માટે લઈ જવામાં આવ્યા હતા એ સદીમાં ત્યાં ખેતરો થઈ ગયાં ૬૫

## સુરતનો કિલ્લો મહમૂદ ત્રીજાના સમયમાં બંધાયો

હવે મહમૂદ ત્રીજાના સમયમાં બંધાયેલા સુરતના કિલ્લાની વિગત જોઈએ ઈ સ ૧૫૪૦ પહેલાં સુરત કરતાં સામે કાંઠે આવેલું રાંદેર વધારે સમૃદ્ધ હતું પોર્ટુગીઝોએ રાંદેર અને સુરતને લૂંટીને બાળેલાં તે પછી રાંદેર ઘસાતું ગયું અને સુરતની વૃદ્ધિ થતી ગઈ ઈ સ ૧૫૪૦માં પોર્ટુગીઝોને ભય પમાડવા માટે સુરતના મુખ્ય સૂબા ખુદાવંદખાન ખાજા સફરે કિલ્લો બંધાવ્યો હતો, તેની એક બાજુ તાપી નદી હતી અને જમીન બાજુ ત્રીન વાર પહોળી ખાઈઓ હતી વળી દીવની લડાઈમાં સુલતાન સુલેમાનનો નૌકાધ્યક્ષ જે ભારે તોપો મૂકીને ચાલ્યો ગયો હતો એ તોપો ખાજા સફર દીવથી સુરત લાવ્યો હતો અને આ કિલ્લા ઉપર મૂકી હતી આમાંની કેટલીક તોપો અકબર બાદશાહ આગ્રા લઈ ગયા અને બાકીની મુજાહિદખાન જૂનાગઢ લઈ ગયો કિલ્લા માટે અમદાવાદના મુલ્લા મુહમ્મદે રાજાઈના તખલ્લુસથી એક પ્રશસ્તિનું કાવ્ય લખ્યું છે તેમાં એની તારીખ મળી આવે છે એમાં મહમૂદ ત્રીજાના, ખુદાવંદખાનના અને કિલ્લાના અતિશયોક્તિભરેલા વખાણ કરેલા છે તે આ પ્રમાણે છે –

"સુલતાન મહમૂદ, જે પૃથ્વી અને સમુદ્રનો શાસક છે, જેના જેવો બીજો કોઈ રાજા છે નહિ, જે દીન અને દુનિયાનો રક્ષક છે, અને જે ન્યાયમાં જમશેદ જેવો રાજા છે, તેના રાજ્ય અમલમાં સુરત બંદરમાં કિલ્લો બંધાયો, જેનાથી આસમાનની આંખો અંજાઈ ગઈ ઉદાર હૃદયનો મોટો

૬૫ પ્રો કોમિસેરિયેટે એમના Studies in Gujarat History એ નામના પુસ્તકમાં સુરતમાં ગોપી તળાવનું મુસાફરોએ કરેલું વિસ્તૃત વર્ણન કર્યું છે

ખાન ગઝનફાર બેગ રૂમી(તુર્ક)એ ખુદાની કૃપાથી આ કિલ્લો બાંધ્યો જેણે સ્વર્ગ અને પૃથ્વીની આશ્ચર્યકારક વસ્તુઓ જોઈ છે તેમ ?? તન્ફથી તારીફ થઈ કે ખુદાની મદદ વિના આવું કાર્ય થઈ શકે નહિ ફિરંગીઓની સામે એ સિકંદરની રાક્ષસો સામેની દીવાલ જેવી હતી અદસ્ય દુનિયામાંથી એ ઉત્પન્ન થયો અને સમુદ્રને કિનારે સ્થાપિત થયો એનું વર્ણ કાઢવા માટે કલ્પના અને બુદ્ધિ વૃથા થાકી ગઈ, ત્યારે અદસ્ય દુનિયામાંથી અવાજ આવ્યો કે "'આ કિલ્લો ફિરંગીઓની છાતી અને ગરદન ઉપર પથ્થર જેવો ખડો રહેશે'" આ શબ્દ ઉપરથી એની બંધાયાની તારીખ હિસ ૯૪૭ ઈસ ૧૫૪૦–'૪૧ નીકળે છે આમાં સુલતાન મહમૂદ ત્રીજા માટે અને કિલ્લા માટે કેવી વિચિત્ર અતિશયોક્તિ કરેલી છે તે મહમૂદનું ચારિત્ર્ય જાણનાર સહજ સમજી શકશે [૬૬]

## કિલ્લાનુ વર્ણન

ફારસી તવારીખોએ આ કિલ્લાના ઉલ્લેખો કરેલા છે એમાં તબકાતે અકબરી મુખ્ય છે એનો કર્તા લખે છે કે કિલ્લો ઘણો નાનો છે, પણ ખૂબ જ મજબૂત છે સુલતાન મહમૂદના વખતમાં સફર આગાએ એ બાંધ્યો છે એ પહેલાં ફિરંગી લોકો કિનારાના બંદરોને ઘણો ત્રાસ આપતા હતા આ કિલ્લો બંધાતો હતો ત્યારે એ લોકોએ હુમલા લાવી બાંધકામ બંધ કરાવવા બનતું કરેલું, પણ એમાં એ ફાવેલા નહિ છેવટે એમણે ખુદાવંદખાન ખ્વાજા સફરને લાંચ આપીને બાંધકામ પડતું મુકાવવાનો પ્રયત્ન કરેલો, પણ તેમાં એ ફાવ્યા નહિ ખાઈનું માપ આપીને લખે છે કે કિલ્લાની દીવાલો પંદર વાર પહોળી છે, અને વીસ વાર ઊંચી છે પથ્થર, પાકી ઈંટો અને ચૂનાથી દીવાલો બાંધેલી છે પથ્થરને લોખંડના પટ્ટાથી જકડીને સાંધામાં સીસું રેડેલું છે એના બુરજો ઉપર એક એક ચોખંડી બાંધેલી છે આ ચોખંડી ફિરંગીઓ ખાસ બાંધતા હોવાથી એનું અનુકરણ ન થાય તે માટે એમણે લાંચ પણ આપવા માંડેલી, પરંતુ ચોખંડીઓ બાંધીને પૂરી કરવામાં આવી તબકાતના આ વર્ણનને મિરાતે અહમદી પણ ટેકો આપે છે આજે આ ઐતિહાસિક કિલ્લો સુરતમાં ઊભો છે, પરંતુ એને જોઈ કોઈની આંખો અંજાતી નથી'

## એ સમયના લેખો

આ સુલતાનના સમયના લેખોમાં એણે ઈસ ૧૫૪૮માં વટવાના સૈયદ સાલીહ મુહમ્મદને ગાદી ઉપર કાયમ કર્યાનું ફરમાન આપેલું તે મહત્ત્વ

---

૬૬ પ્રો કોમિસેરિયેટના ગુજરાતના ઇતિહાસ (અંગ્રેજી)માં આ કિલ્લો એનું ચિત્ર તથા લેખ અને બીજું વર્ણન આપેલું છે તે ઉપરથી ટૂંકાવીને લીધું છે પૃ ૪૨૨ ૨૫

તું છે.[૬૭] એનું ખાસ મહત્ત્વ એટલા માટે છે કે ગુજરાતના સુલતાનોનાં ફરમાનો મળેલાં નથી, અને એ કારણથી એ સમયના સામાજિક ઇતિહાસ ઉપર સારો પ્રકાશ પાડવામાં જરા હરકત પડે છે. દક્ષિણના સુલતાનોના ફરમાનોનો એક ગુટકો જેમ જડી આવ્યો તેવું ગુજરાતમાં કાંઈ જડેલું નથી. આ ફરમાનમાં પટવાનું નામ ફત્હાબાદ લખેલું છે. મુખ્ય અમીર પ્રધાનોમાં મસનદે આલીખાને આઝમ આસફખાનનું નામ રાજ્યના વઝીર તરીકે આપેલું છે અને મજલિસે અશરફખાને આઝમ ખુદાવંદખાનનું નામ પણ લખેલું છે. પટવાના રોઝાના ઉર્સ અને લંગરખાનાના ખર્ચ માટે આપેલા ગામોનો નિર્દેશ કરેલો છે. ફરમાનની તારીખ ૭મી શવ્વાલ ૯૫૫ નવેમ્બર તા. ૯, ૧૫૪૮ છે.

બીજો એક લેખ વિ.સં. ૧૫૯૯ જેઠ વદિ ૧૧નો—ઈ.સ. ૧૫૪૩નો અમદાવાદમાં ઘર ઘરેણે મૂકવાના ખતનો છે. એમાં વિશેષણો લગાડી યવન કુલતિલક મહારાજાધિરાજ પાતશાહ શ્રી શ્રી શ્રી શ્રી શ્રી સુરત્રાણ મહિમ્મુદ વિજય રાજ્યે વિજયતમાં શ્રી અફઝલખાન એમ લખીને રાજા અમદાવાદમાં છે અને તે સમય નસીરદી (નસીરુદ્દીન) કાજી તરીકે ન્યાય કરનાર, અફતિખાર મલીક દુર્ગપાલ તરીકે તથા ફિરોઝમલીક નગરકોટવાલ, નૂરી અને જલાલ એમ પંચકુલના નામો આપ્યા છે. ઘરે ઢીંકવામાં હાજા પટેલ નામની પોળમાં મોદી તાપીદાસ તથા મોદી નારાયણદાસે, શ્રીમાળી જ્ઞાતિના પરીખ પદ્મા, ઉદયકરણ અને રામા પાસેથી ૮૦૦૪ (અંકે આઠ સહિત્ર ચિડોત્તર) લઈ ઘર ઘરેણે મૂક્યું. ઘરનું ભાડું નહિ—રૂપિયાનું વ્યાજ નહિ—એવી ગોઠવી અને રકમ આપનારને કબજો સોંપ્યો. બીજી શરતો પણ લખી છે. ખતની સાથે ૨૮ સાક્ષીઓ છે.[૬૮]

આ લેખથી એમ સમજાય છે કે આજે ઢીંકવો એટલે કાળુપુર લત્તામાં શહેરના મધ્ય ભાગમાં—હાજા પટેલની પોળમાં હિંદુઓની સારી વસ્તી હતી. બીજું અફઝલખાન બંબાણી ૧૫૪૫માં વઝીર થયો એમ જે સાધારણ રીતે મનાય છે તેનાથી વહેલો ૧૫૪૩માં એટલે દરિયાખાનની પડતી પછી તરતમાં

૬૭. પ્રો. કોમિસેરિયેટે આ દસ્તાવેજની વિગત, એનું ચિત્ર તથા લેખનો તરજુમો એમના ઇતિહાસગ્રંથમાં પહેલો જ જાહેર કર્યો છે અને એ માટે પટવાના સૈયદ સાહેબનો આભાર માન્યો છે. પૃ. ૪૨૮ '૨૯

૬૮. લેખપદ્ધતિ વડોદરા ઓરિએન્ટલ સિરીઝમાં આ લેખ છપાયેલો છે. તે મહત્ત્વનો છે. ઢીંકવો શબ્દ નોંધપાત્ર છે. પાણી ભરાઈ રહે એવો ભાગ ઢીંકવો કહેવાય છે. આજે એ નામથી અમદાવાદમાં ઢીંકવા ચોકી છે, હાજા પટેલની પોળ પણ છે.

જ વઝીર હતો પચકુલની પ્રાચીન રીત ચાલુ હતી અધિકારીમા કોઈ હિંદુનું નામ દેખાતુ નથી ઘરના ભાગોમા આજે વપરાતા ગુજરાતી શબ્દો દેખાય છે છાપરાની મંચરામણી વમનાર આપે એવી શરત પણ લખેલી છે એ સમયની સામાજિક વ્યવસ્થા તથા અમદાવાદ શહેરની હિંદુ વસ્તી માટે લેખ અગત્યનો ગણાય

**અમીરો**

સુલતાન મહમૂદના સમયના મુખ્ય અમીરોની કારકિર્દી બહાદુરશાહના સમયમા શરૂ થયેલી, એટલે એના વર્ણનમા એ અમીરોના સામાન્ય ઉલ્લેખ કર્યો છે એમાના કેટલાક સુલતાન મહમૂદને બુરહાને મારી નાખ્યો ત્યારે મરાયા કેટલાક યુદ્ધમા મરાયા આસફખાને વાટાઘાટ કરી હતી અને સુલતાનની સાથે માર્યો ગયો ઇમાદઉલ્મુલ્ક મલીકજી સુરત જતા માર્યો ગયો અફઝલખાન પણ સુલતાન સાથે મરાયો મુજાહિદખાન અને ખાજા સફરે આ સુલતાનના સમયમા અગત્યનો ભાગ લીધો હતો તેના ઉલ્લેખ બહાદુરશાહના સમયમા કર્યો છે

**ખુદાવદખાન ખ્વાજા સફર સલમાની**

પોર્ટુગીઝો ખાજા સફર સલમાનીને ગુજરાતનો એ સમયનો સર્વથી મોટો વીર અને અમીર કહે છે એને Coje Zofar નામથી એ લોકો ઓળખે છે એ જન્મે યુરોપિયન હતો એના માબાપ કેથોલિક હતા અને જાતે આલ્બેનિયન હતો સુલેમાન પાશાએ એને તુર્કીમા કેદ કર્યા પછી સુલતાનને સોપ્યો, પણ ત્યા હોશિયારીથી એની સામે ઇર્ષ્યા વધવાથી એને મુસલમાન કરવામા આવ્યો એનુ ખ્રિસ્તી નામ બદલીને સફર નામ રખાયુ સફર ઇજિપ્તથી ગુજરાતમા આવ્યો અને બહાદુરશાહની નોકરીમા જોડાયો નુનો ડી કોનાના વહાણમા સુલતાનની સાથે એ ગયો હતો અને પાછો ફરતા સુલતાન મરાયો ત્યારે સફર બચી ગયો હતો એ કુનેહબાજ હતો પોર્ટુગીઝો એને પોતાનો સમજતા અને એમની સાથે સફર પત્રવ્યવહાર રાખતો, પણ એ ગુજરાતના સુલતાનને વફાદાર હતો દીવના પહેલા યુદ્ધ વખતે સુલેમાન પાશા સાથે રહી એ ફિરંગીઓ સાથે લડેલો તે જોઈ ગયા, અને બીજા યુદ્ધ વખતે ગોળાથી માર્યો ગયો એનો રોજો સુરતમા અમદાવાદી રોજાઓના ઘાટનો બાધેલો છે તે આજે ઊભો છે ત્યા મરજાન શામીની કબર જાણીતી હોવાથી એને મરજાન શામીનો રોજો કહે છે લોકો મિરજા શામીના નામથી ઓળખે છે સુલતાન મહમૂદે એને પાછળથી ખુદાવદખાનનો ખિતાબ આપ્યો હતો

## અફઝલખાન બબાણી

અફઝલખાન બબાણી અમદાવાદનો રહીશ અને મૂળ ગુજરાતી અમીર હતો. મહમૂદ ત્રીજાના સમયમાં એ બે વાર મુખ્ય વજીર તરીકે નિમાયો હતો. આ મુહમ્મદ અફઝલખાન બબાણી એવું એનું નામ હતું એમ વર્ણ્યું. સિકંદરીમાં વફાદાર સ્વયંસેવક અને ભક્ત તરીકે વર્ણવે છે, પરંતુ અરબી ઇતિહાસલેખક એનો અહેવાલ કરે છે કે સફર ખાન ઉપર એને મુહબ્બત હતી એમ એ લખે છે એ સમજાય એવું નથી. અમદાવાદના એક દસ્તાવેજમાં એનું નામ મુખ્ય વજીર તરીકે આપેલું છે એ ખાસ નોંધપાત્ર છે. મિરાતે સિકંદરી લખે છે કે એ જ્યારે ગાદીએ બેસતો ત્યારે પડદા પાછળથી એક જણ એને મૃત્યુની યાદ આપતો એવો રિવાજ રાખેલો. એ માણસ બોલતો કે 'અફઝલખાન, તારી મોટી આજની પદવીનું તું અભિમાન કરીશ નહિ. મૃત્યુ આવશે અને તું કપડામાં વીંટાઈને ચાલ્યો જઈશ. ન્યાયના છેવટના દિવસ માટે ચેતજે!' આમ એ પોતાનું અભિમાન વધે નહિ એની તકેદારી રાખતો. મહમૂદ ત્રીજાને જ્યારે બુરહાને માર્યો ત્યારે એણે લાગણી સાથે મરવાનો નિશ્ચય કર્યો હતો. ઘેરથી નીકળતા સ્ત્રી સાથે થયેલી વાતચીત જોઈ ગયા છીએ. સુલતાનને ખરાબ સોબત માટે તે હંમેશા ચેતવણી આપતો. આ અમીરની મસ્જિદ અમદાવાદમાં રાયપુર ને સારંગપુર વચ્ચે હતી તે મરાઠાઓની લડાઈ વખતે ઉતરાવી લીધી હતી તેનો ઉલ્લેખ કર્યો છે. એણે ત્યાં અફઝલપુર નામે પરું પણ વસાવેલું.

## સૈયદ મુબારક બુખારી

મિરાતે સિકંદરીના લેખકના પિતા જેમની પાસે નોકરી કરતા હતા તે સુપ્રસિદ્ધ સૈયદ મુબારક બુખારી પણ આ સુલતાનના સમયમાં મોટા અમીર હતા. કપડવંજમાં એમની જાગીર હતી. આરામ કાશ્મીરીનો ઇતિહાસ ગ્રંથ–તુહફત ઉસ્સાદત એમના આશ્રયથી લખાયેલો અને ૧૫૪૫ સુધીનો ગુજરાતનો ઇતિહાસ એમાં મળે છે. મિરાતે સિકંદરીએ એની નોંધ લીધેલી છે. સૈયદ મુબારકનું વર્ણન સુલતાન અહમદ ત્રીજાના સમયમાં કરીશું.

# પ્રકરણુ છત્રીસમું

## પોર્ટુગીઝો પાસેથી દીવ પાછું જીતી લેવાનો આખરી પ્રયત્ન

### બહાદુરશાહની નબળાઈથી ૧૫૩૮માં ઊભા થયેલા સંજોગો

### દીવનું પહેલું યુદ્ધ

બહાદુરશાહના સમયમા દીવ જીતી લેવા પોર્ટુગીઝોના પ્રયત્ન પાછળ જોઈ ગયા એમા બન્ને પક્ષો એક-બીજા તરફ વહેમથી ભડકીને ચાલતા હતા તેમા આખરે ગૂજરાતનો સુલતાન માર્યો ગયો તે પણ જોયુ બહાદુરશાહે એ વખતે જ તુર્કીના સુલતાનની મદદ માગી હતી, પણ મદદ આવી પહોચે તે પહેલા જ એનો અકાળે અત આવ્યો એ જમાનામા દુનિયાના મુસલમાન રાજ્યોમા સારા પ્રમાણમા દરિયાઈ બળ માત્ર તુર્કી અને ગૂજરાત પાસે જ હતું બહાદુરશાહના મરણ પછી ગૂજરાતના બળમા કાંઈ ખાસ વધારો થઈ શક્યો નહોતો. બીજી બાજુએ પોર્ટુગીઝો ભૂમધ્ય સમુદ્ર, રાતા સમુદ્ર અને હિંદી મહાસાગરમા શ્રેષ્ઠ હતા એમણે બહાદુરશાહને દગાથી મારીને એ સમય ના પ્રથમ પક્તિમા ગણાય એવા દીવ બદરમા સત્તા જમાવી એ વાત ગૂજરાતના અમીરોને ખૂચતી હતી ઈસ ૧૫૨૬મા તુર્કીમા સુલેમાન સમ્રાટ પદે હતો અને ખ્રિસ્તી રાજ્યો ઉપર પણ એણે સત્તા જમાવી હતી એની દાનત પૂર્વમા ઇરાન વગેરે દેશો ઉપર સત્તા મેળવી બાબરની ચડાઈથી નબળા બનેલા હિંદ ઉપર પણ દબાણ કરવાની હતી હુમાયુ સામે બહાદુરશાહે એની મદદ માગી હતી, પરતુ હુમાયુને તો તરત જ ગૂજરાત ખાલી કરીને ઉત્તરમા ભાગવુ પડયુ હતું એ પાછળ જોઈ ગયા, એટલે હવે તુર્કીની મદદ મળે તો પોર્ટુગીઝોની સત્તા તોડવાનો લાગ મળે એવો વિચાર એને આવ્યા કરતો બહાદુરશાહે પોતાની નબળી મનોદશામા પોર્ટુગીઝો પાસથી હુમાયુ સામે મદદ મેળવવા કેટલાક લાભ અને સગવડો આપ્યા હતા અને તેનો પાછળથી એને પસ્તાવો પણ થયો હતો બીજી બાજુએ સુલતાન સુલેમાનને અરબી સમુદ્ર અને ઇરાની અખાતમા પોર્ટુગીઝોનુ બળ વધતુ હતુ તે સાલતુ હતુ, એટલે ગૂજરાતની મદદે સારુ નૌકાસૈન્ય મોકલવા એણે તૈયારી કરી અને સુલેમાનપાશા અલખદીમ, જે ઇજિપ્તનો સૂબો હતો, તેની સરદારી નીચે મોટો કાફલો, ભારે તોપખાના સાથે મોકલી આપ્યો તે મહમૂદ

ત્રીજાના રાજ્યના પહેલા વર્ષમાં—૧૫૩૮માં દીવ આવી પહોંચ્યો.[1]

### તુર્કીનો કાફલો ગુજરાત તરફ

આ વખતે ગુજરાતનો નૌકાસેનાધ્યક્ષ અને દીવનો ઉપરી ખુદાવંદખાન ખાજા સફર સલમાની હતો.[2] સુલતાન બહાદુર સાથે એણે જે ભાગ ભજવેલો તે જોઈ ગયા. એની બહાદુરી અને લાગવગ જોઈ પોર્ટુગીઝોએ દીવ જીત્યા પછી કિલ્લો પોતાના માણસના હાથમાં રાખી દીવ બંદરનો ઉપરી એને નીમ્યો હતો. મહમૂદ ત્રીજાએ એની પદવી તથા સુરત ભરૂચ વગેરેની જાગીર કાયમ રાખી એને ખુદાવંદખાનનો ખિતાબ આપ્યો હતો. દીવ જીતી લેવા માટે દરિયા તરફથી તુર્કીનો કાફલો અને ભૂમિ તરફથી ગુજરાતનું સૈન્ય તૈયાર હતું. ફિરંગીઓની સામે તુર્કીની તો આ ધર્મયુદ્ધની તૈયારી હતી. ઈ. સ. ૧૫૩૮ના જૂનની ૧૫મી તારીખે એ હિંદ આવવા નીકળ્યો. સુવેઝમાં એને નૌકાસૈન્ય સજ્જ કરવાનું હતું. તુર્કીના સુલતાનનો એ માટેનો હુકમ આ પ્રમાણે હતો: 'ઇજિપ્તના સૂબા (Beglerbeg) સુલેમાન પાશાએ મારો આ હુકમ મળતાં સામાન સાથે તૈયાર થઈ સુવેઝમાં ધર્મયુદ્ધ માટે તૈયારી કરવી. નૌકાનો કાફલો સજ્જ કરી, સામાન એકઠો કરી, જોઈતું લશ્કર રાખીને હિંદ તરફ ઊપડવું અને ત્યાંનાં બંદરો લઈને કબજે કરવાં. મક્કા અને મદીનાના રસ્તામાં હરકત કરતા ફિરંગી કાફરોનાં કૃત્યોને અટકાવી સમુદ્રમાંથી એમના ધ્વજને દૂર કરવા."[3] ગુજરાતના સુલતાન બહાદુરશાહના મરણના સમાચારથી તુર્કીના સુલતાનનો આ નિશ્ચય દૃઢ થયો હતો.

### કાફલાનો સેનાપતિ સુલેમાન પાશા

આ નૌકાસૈન્યનો અધ્યક્ષ સુલેમાન પાશા મૂળ ગ્રીક હતો અને ફાતડો હતો. એ ૮૨ વર્ષનો વૃદ્ધ હતો અને એટલો તો જાડો હતો કે એને ઉઠાડવા માટે ચાર જણની જરૂર પડતી. સ્વભાવથી એ ઘણો ક્રૂર અને સત્તાનો લોભી હતો. એણે કાફલો પોતાને ખર્ચે ઊભો કરવાનું કહેલું, પણ ખરી રીતે

---

૧ પ્રો. કોમિસેરિયેટે ગુજરાતના ઇતિહાસ (અંગ્રેજી)માં પોર્ટુગીઝ આધારો ઉપરથી બે વિસ્તૃત પ્રકરણો લખ્યાં છે. તુર્કીનો સુલતાન સુલેમાન એ સમયે યુરોપમાં સર્વથી બળવાન હતો અને ખ્રિસ્તી રાજ્યો ઉપર એનું વર્ચસ હતું. (જુઓ પૃ. ૩૯૯)

૨ એ તુર્કીનો હતો. પોર્ટુગીઝ લેખકો ખાન સફરને Coje Zofar કે Sofar તો કેટલાક સફર આગા કહે છે. ગુજરાતની તવારીખોમાં એને ખુદાવંદખાન સફર સલમાની કહ્યો છે. (Sifr Agha)

૩ સર ડેનિસન રૉસના તુર્કી ભાષાના એક લેખમાં આપેલા આ હુકમ ઉપરના અંગ્રેજી લેખ ઉપરથી પ્રો. કોમિસેરિયેટે પૃ. ૪૦૦માં લીધેલો ઉતારો.

ઘણા પૈસાપાત્ર માણસોને મારી એમની મિલકત ખૂચવી લઈ બીજાને પૈસે તૈયારી કરી હતી ૬૬ વહાણોમા ભારે તોપો લીધી હતી અને ૭૦૦૦નુ લશ્કર લીધુ હતુ, જેમા મોટે ભાગે તુર્કો હતા ૧૫૦૦ ખ્રિસ્તી ગુનામો પણ લીધા હતા[૪] ૧૫૩૮ના જૂનમા સુવેઝથી આ કાફલો ઊપડ્યો અને રાતા સમુદ્રના બંદરોમા ત્રાસ વર્તાવતો, ૩૭ ઑગસ્ટે એડન પહોચ્યો. ત્યાના રાજા શેખ અમીર બીન દાઉદે સુલેમાનનો સારો સત્કાર કર્યો, પરંતુ ક્રૂર સુલેમાને એ જ્યારે અમીરો સાથે એના વહાણ ઉપર આવ્યો ત્યારે દગાથી પકડી, એના પહેલાના રાજાનું જૂનુ વેર યાદ કરી બધાને ફાસીએ લટકાવ્યા, એડનને લૂટવામા આવ્યુ[૫] આ બધી ક્રૂરતાના સમાચાર જ્યારે ગૂજરાતમા પહોચ્યા ત્યારે આ તુર્ક મિત્રો તરફ ગૂજરાતી અમીરોને સ્વાભાવિક અણગમો ઉત્પન થયો ગૂજરાતી સરદારોની આ બીક ખરી હતી સુલેમાન પાશાએ દીવ ઉપર પગ મૂકતાની સાથે જ લૂટ અને કતલ ચલાવી અને જાણે પોતાની હકૂમતનો મુલ્ક હોય એમ વર્તવા લાગ્યો મિત્રોમા પરસ્પર અવિશ્વાસના બીજ આ પ્રમાણે રોપાઈ ગયા

### કાફલાના સમાચારથી ગભરાટ

૬૭ ગોવામા પ્રસિદ્ધ નુનો દ કોના ગવર્નર હતો ૧૫૩૭મા દીવની પાકી વ્યવસ્થા કરી એ ગોવા પાછો ગયેલો આ વર્ષમા મહમૂદ ત્રીજાની બાલ્યાવસ્થા અને અમીરોની ખટપટને લીધે ગૂજરાતની સ્થિતિ ડામાડોળ હતી દીવની હદ ઉપર લશ્કર લઈ આલમખાન પડ્યો હતો અને દીવમા પુરવઠો જતો બંધ થયો હતો. ૧૫૩૭મા ફિરંગી અને ગૂજરાત વચ્ચે યુદ્ધ નહોતુ છતા પાકી સુલેહ પણ નહોતી ૧૫૩૮ના ફેબ્રુઆરીની ૧૩મીએ નુનો દ કોના પાછો દીવ આવ્યો તુર્કોનો કાફલો આવવાનો ડર તો હતો જ, પરંતુ કાઈ પાકા સમાચાર આવ્યા નહોતા એવામા કેટન્હો નામનો વેનિસનો વેપારી હોરમઝથી એક વહાણમા ઊતર્યો એણે તુર્કોના કાફલાના કાઈ પણ સમાચાર હિંદ તરફ ન મળે એવી ત્યાના બંદરોમા તકેદારી રાખવામા આવેલ છે એવા સમાચાર કહેવાથી પોર્ટુગીઝોમા ગભરાટ પેઠો અને કેટન્હોને મારી નાખવાની સલાહ પણ

---

૪ Danvers I P 423 24 એમા ૭૦ વહાણો લખ્યા છે Whiteway P 254 257મા પણ કાફલાની અંદરના માણસોની વિગત આપી છે

૫ Whiteway એ જ પૃષ્ઠોમા વિગત આપેલી છે પ્રો કોમિસેરિયેટ પૃ ૪૦૨ની સામે પાશાએ એડનના અમીરને વહાણમા ફાસીએ લટકાવ્યો તેનુ ચિત્ર ૧૭૩૨મા ચર્ચિલની મુસાફરીના હેવાલમાથી મેળવીને આપેલુ છે તે જોવા જેવુ છે Danvers I P 426

કેટલાક આપી આ માણસ એ વર્ષમાં યુરોપ ગયો ત્યારે પોર્ટુગલના કેટલાક ખાનગી સમાચાર તથા દેશની પરિસ્થિતિની હકીકત તેણે ત્યાંના રાજાને કહી હતી [૬]

### સફરના ચાલ્યા જવાથી દીવના વેપારીઓમાં ગભરાટ

પોર્ટુગીઝોના આ વહેમને બીજી રીતે પણ સમર્થન મળ્યું તુર્કી કાફલો આવે છે એ સમાચારની ગુજરાતના સરદારોને ખબર હોવી જોઇએ, કારણ કે ઉપર કહેલા વેનિસના વેપારીના સમાચાર પછી, ખાજા સફરે પોતાના છોકરા દીવમાંથી મોકલી દીધા અને ૧૫૩૮ના એપ્રિલની ૨૭મીએ પોતે પણ ચાલ્યો ગયો સફરના ચાલ્યા જવાથી દીવની વસ્તીમાં ગભરાટ ફેલાયો અને વેપારીઓએ ભાગવા માંડયું આ નાસભાગ અટકાવવા માટે કિલ્લાના ઉપરીએ કેટલાક વાણિયાઓને ફાંસીએ લટકાવ્યા, પણ એની કાંઈ અસર થઈ નહિ [૭] ખાજા સફરે જૂનની ૨૪મીએ આલમખાન સાથે ૧૯૦૦૦ માણસોના લશ્કર સાથે દીવના કિલ્લાને ઘેરો ઘાલવાની તૈયારી કરી આ વખતે દીવનો સરદાર એન્ટોનિયો દ સિલ્વેરિયા હતો પોર્ટુગીઝો પાસે બચાવનું લશ્કર ઘણું જ નાનું હતું ઓગસ્ટ ૯મીએ એ લોકો બધા દીવ શહેરમાંથી કિલ્લામાં ચાલ્યા ગયા અને ગભરાટમાં કેટલોક સરંજામ અને દારૂગોળો ખોયો ખાજા સફરના આ પહેલા હુમલામાં એને એક નાનો ઘા વાગવાથી જે થોડો વિલંબ થયો એમાં પોર્ટુગીઝોએ પોતાની નબળાઇઓ જોઈ લીધી અને તેને ઠીક કરવાની વ્યવસ્થા કરી ઘેરાની શરૂઆતમાં એમની પાસે ૮૦૦ પોર્ટુગીઝ લડવૈયા ૬૦૦ લડી શકે એવા ગુલામો, ૨૦૦ કારીગરો, સામાન્ય ગુલામો, અને સ્ત્રીઓ તથા બાળકો મળીને કુલ ૩૦૦૦ માણસો કિલ્લામાં હતા [૮]

### તુર્કી કાફલો દીવ આવ્યો

બીજી બાજુથી તુર્કી કાફલો ૧૫૩૮ની ૪થી સપ્ટેમ્બરે દીવ આવી પહોંચ્યો એડન છોડ્યા પછી ગુજરાતના પશ્ચિમ કિનારા અને સૌરાષ્ટ્રની પશ્ચિમે વંટોળિયા અને તોફાનથી એમના ચાર વહાણો ભાગી ગયા આ ભાગેલા વહાણોને લીધે તુર્કી કાફલો હિંદના દરિયામાં નજીકમાં આવી પહોંચ્યો છે એમ ફિરંગીઓએ જાણ્યું હતું કિલ્લાના કપ્તાને આ સમાચાર ગોવા પહોંચાડવા તરત જ મિગેલ (Miguel)ને મોકલ્યો કાફલાના સરદારને સુલેમાનનો હુકમ હતો

---

૬ Whiteway P 254, વ્હાઇટવે Alikhan અને ડેનવર્સ Alu Cham લખે છે તે પ્રસિદ્ધ આલમખાન છે

૭ Whiteway P 255, એમાં વેપારીઓને માટે Banias શબ્દ પોર્ટુગીઝો વાપરતા તે લખ્યો છે

૮ Whiteway P 256

કે ફિરંગીનો કાફલો કે લડાયક વહાણો ઉપર હુમલો કરવો, પરંતુ એણે એ હુકમ ન માનતાં દીવને દરિયા તરફથી ઘેરો ઘાલ્યો. એણે જો કાફલા ઉપર હુમલો કર્યો હોત તો જીત મેળવી શક્યો હોત એટલું બળ એનામાં હતું. બીજા કોઇ ફિરંગી બંદર ઉપર હુમલો કર્યો હોત તોપણ સફળતા મળત; પરંતુ દીવ એ સમયે હિંદભરમાં પોર્ટુગીઝોનું સૌથી મજબૂત થાણું હતું, એટલે અહીં કાફલાને સફળતા મળી નહિ. તુર્કોનું તોપખાનુ ઘણું જ બળવાન હતું, જ્યારે પોર્ટુગીઝો બંદૂકબાજીમાં ઉત્તમ હતા. તુર્કોના કાફલાની બીજી નબળાઇ એ હતી કે એમાં અનેક ધર્મ અને જાતિના માણસો હતા. યુરોપના ઘણા ભાગમાંથી પકડેલા ૧૫૦૦ ખ્રિસ્તી ગુલામો અને ૮૦૦ બીજા ખ્રિસ્તી લશ્કરીઓ હતા. આમ ભેદ હોવાથી કાફલામાં બળવો જાગ્યાનું અને એને બળથી દબાવી દેવાની વાતો બહાર આવી હતી. શિસ્ત હતી નહિ અને ઘણાને દેહાંતની શિક્ષા પણ થઇ હતી.[૯]

### તુર્કો અને ગૂજરાતીઓ મિત્રો છતાં મેળ નહોતો

તુર્કો અને ગૂજરાતીઓ મિત્રો છતાં ફિરંગીઓ સામે સામાન્ય તિરસ્કાર સિવાય એમનામાં બીજું કાંઈ એકપનું ચિહ્ન હતું નહિ. આલમખાનને કોઈ પણ હિસાબે પોર્ટુગીઝોને કાઢીને દીવ ગૂજરાતના સુલતાનને તાબે લેવું હતું. એણે સુલેમાન પાશાની ઇચ્છા પ્રમાણે તુર્કીના સુલતાનના નામના ખુતબા દીવની મસ્જિદોમાં ગૂજરાતના સુલતાનના નામની સાથે પઢવા દીધા નહિ.[૧૦] બીજી તરફ ખાજા સફર ગૂજરાતનો છતાં જો પોતાની સત્તા કાયમ રહેતી હોય તો ગમે તેમ ચાલવા દેવા તૈયાર હતો.[૧૧] સુલેમાન પાશાને બધો વહીવટ પોતાને હાથ લેવો હતો. એક તુર્ક વહાણના બંગારમાંથી જીન તણાઇને આવ્યા તે ઉપરથી ગૂજરાતી સરદારોને ખાતરી થઇ કે તુર્કોનો ઇરાદો માત્ર દરિયાઈ યુદ્ધનો નથી પણ જમીન ઉપર પણ યુદ્ધ કરવાનો છે.[૧૨] આમ તુર્કોની એડનમા જાણેલી વર્તણુક અને બીજો વર્તાવ જોતાં બન્ને મિત્રો વચ્ચે સહકાર અશક્ય બનતો ગયો. આલમખાને ઘેરો જરા હળવો કર્યો, ત્યારે ભારે તોપો બંદરે ઉતારી ખાજા સફરને ગોઠવણ કરવાનું કહીને સુલેમાન પાશા જાફરાબાદ[૧૩] તરફ વહાણો લઇને ગયો. કિલ્લામા ઘેરાયેલાને આથી તૈયારીનો સમય મળ્યો.

---

૯: એ જ પૃ. ૨૫૭-૨૫૮

૧૦: એ જ પૃ. ૨૫૮

૧૧: એ જ પૃ. ૨૫૮

૧૨: એ જ પૃ. ૨૫૮

૧૩: વ્હાઇટવે અને ડેનવર્સે બન્નેએ પોર્ટુગીઝ આધારો ઉપરથી લખાણો કર્યાં છે. છતાં

ગોવામાં પણ અગત્યના ફેરફાર થઇ રહ્યા હતા. આવી કટોકટીને સમયે નુનો દ કોના જેવા અનુભવી સૂબાને બદલી પ્રસિદ્ધ આલ્બુકર્કના એક સગા ડી ગર્સિયા ડી નોરોન્હાને પોર્ટુગલના રાજાએ નવા ગવર્નર તરીકે મોકલ્યો. આ ફેરફારથી ગોવામાં કોઇ ખુશી ન થયું. નવા સૂબાએ નુનો દ કોના જેવાને ગવર્નરના દરજ્જાને અપાતું સામાન્ય માન પણ આપ્યું નહિ અને રાજ્યના વહાણને બદલે ભાડાના વહાણમાં સ્વદેશ જવું પડયું. આમ ભગ્ન હૃદય થવાથી એ માંદો પડ્યો અને કેપ આફ ગુડ હોપ પહોંચતાં તે અવસાન પામ્યો.[૧૪]

## બન્ને પક્ષો વચ્ચે ભારે લડાઈ

દીવના બેટની પૂર્વ તરફને કિનારે કિલ્લો હતો અને પશ્ચિમ તરફ શહેર હતું. સૌરાષ્ટ્ર અને દીવના બેટની વચ્ચે નાની ખાડી હતી. બેટની સામે કિનારે ઘોઘના નામે ગામ હતું. એની પાસે પાણીમાં ખડક ઉપર એક નાનો કિલ્લો હતો. તે પ્રવેશના રક્ષણમાં કામ લાગતો. થાનનાના રક્ષણ માટે ૭૦થી ૮૦ માણસો હતા. પણ નાનો અને મોટો કિલ્લો સુરક્ષિત હતા. તુર્કીના કાફલાએ જાફરાબાદ જતાં જતાં કિલ્લા ઉપર તોપમારો કરેલો અને એમને એનો અંદરથી જવાબ પણ મળેલો, પરંતુ એકંદરે ઘેરાયના ફિરંગીઓને નુકસાન વધારે થયું હતું. બહાદુરશાહના સમય પછી દીવ હાથ આવ્યા બાદ જે દારૂગોળો હાથ આવ્યો તેમાં ફિરંગીઓએ ભૂલથી મદ્દનો ઝીણો દારૂ અને તોપનો જાડો દારૂ ભેગો કરી દીધેલો. એ ભૂલનું પરિણામ પણ આ વખતે વિરુદ્ધ આવ્યું—તોપ બંદૂકો ફાટી જવાથી ખુવારી થઇ. આ બાજુ ગુજરાતના લશ્કરે ઘોઘના અને એનો નાનો કિલ્લો વગેરે જીતી લઈ તોપોથી કિલ્લો નકામો કર્યો. ફ્રાંસિસ્કો પાચેકો નામનો એનો સરદાર ૬૪ ફિરંગીઓ સાથે ખાજા સફરને શરણે આવ્યો. એમની વિનતિ ઉપરથી હથિયાર વિના એમને કિલ્લામાં જવાની સફરે રજા આપી, પણ સુલેમાન પાશાએ સલામ ભરીને

---

થોડો ફેર જણાઈ આવે છે. અહીં વ્હાઈટવે જાફરાબાદ (પૃ. ૨૫૮) લખે છે, જ્યારે ડેનવર્સ ભા. ૧ પૃ. ૪૨૭ મહુવા લખે છે. મહુવામાં વાવાઝોડાથી રક્ષણ થઈ શકે એવું બંદર હતું એમ લખે છે અને ત્યાં પાશા વીસ દીવસ રહ્યો હતો એમ પણ લખે છે.

૧૪ Whiteway P. 258 59 Danvers I P 428 અને430. નુનો દ કોના દસ વર્ષ સુધી પોર્ટુગીઝ હિંદનો ગવર્નર રહ્યો. એને વાઈસરૉયની પદવી ન મળી. નવા ગેર્સિયા નોરોન્હાએ એને અપમાનિત કર્યો અને એ ગરીબ અવસ્થામાં ગુજરી ગયો. ડેનવર્સ વધારામાં લખે છે કે નુનોએ દીવની મદદ માટે કાફલો તૈયાર કરેલો, પણ નોરોન્હાએ તેને ઊપડતાં પહેલાં અટકાવ્યો. અને પોતે પણ તરત પગલાં ન લીધાં. એણે નુનોની સલાહ પણ સાંભળી નહિ. જાન્યુઆરી ૧૫૩૯માં એ ગુજરી ગયો અને એની ઇચ્છાથી એનું શબ દરિયામાં નખાયું.

જવાની શરત કરી એ લોકો જ્યારે પાશાના વહાણમાં ગયા ત્યારે એણે મકરનું વચન તોડીને આ ફિરંગીઓને પકડી ગુલામો સાથે મોકલી દીધા એ પછી કિલ્લાના કેપ્ટન એન્ટોનિયો દ સિલ્વેરિયાને સુલેમાન પાશાએ શરણે આવવા માટે કહેવડાવ્યું, પરંતુ કેપ્ટને તેનો દૃઢતાથી જવાબ આપ્યો કે તાબે થવાને બદલે અમે મરતા સુધી લડીશું આ સંદેશા બન્ને વચ્ચે બહુ કડક ભાષામાં ચાલ્યા અને એથી ગુસ્સે થયેલા પાશાએ કેટલાક ઘવાયેલા ફિરંગીઓને મારી નાખ્યા એ પછી તુર્કોએ કિલ્લા સામે ૬૦ થી ૧૫૦ કદમ છેટે કુલ ૧૩૦ તોપોના ૭ મોટા તોપખાના ગોઠવ્યા એમાં કેટલીક તોપો તો ૬૦ થી ૧૮૦ શેરના લોખંડ ભરતના ગોળા ફેંકી શકે તેવી હતી[૧૫] આથી પોર્ટુગીઝોનું તોપખાનું નકામું પડ્યું કિલ્લામાં ગેર્સિયા ડીસા અને સેન્ટ થોમસ એ નામના બે મોટા બુરજો હતા તા ૪થી ઓકટોબરથી માસની આખર સુધી કિલ્લા ઉપર સખત તોપમારો ચાલ્યો એમાં દીવાલોને ઘણું નુકસાન થયું ગેર્સિયાના બુરજ આગળ પડેલા કાણા પાસે રોજ ખૂબ લડાઈ ચાલતી પોર્ટુગીઝો આમ મર્યા અને બળમાં ઓછા થતા હતા અને બચાવની બીજી હરોળ એમને અંદર રચવી પડી હતી, છતાં હિંમત હાર્યા નહોતા. ઘણા પ્રયત્ન છતાં આ બુરજનો ત્રીજો ભાગ તો પોર્ટુગીઝો પાસેથી કદી ગયો નહિ[૧૬] અહીં બન્ને પક્ષો તરફથી બહાદુરીના નાનામોટા બનાવો બન્યા કર્યા મુસલમાનો એમની મોટી સંખ્યાને લીધે થાકેલા લશ્કરને આરામ આપી નવું તેની જગાએ લાવી શકતા, જ્યારે પોર્ટુગીઝો દહાડે દહાડે ઓછા થઈ હેરાન થતા અને એમને આરામની તો વાત જ કરવાની નહોતી[૧૭]

## પોર્ટુગીઝોની બહાદુરી

એમના ઘેરાયેલા નાના લશ્કરે પણ કેટલીક નોંધવાલાયક બહાદુરી બતાવેલી છે દીવાનના કાણા આગળ લડી રહેલા ફોન્સેકા (Fonseca) નામના માણસે જમણો હાથ કપાઈ ગયા પછી ડાબા હાથે લડવું ચાલુ રાખેલું હતું ગોઆઓ ગિલ (Go10 Gill) નામના કેપ્ટનના નાના ટોળ

૧૫ Whiteway P 262 63 વ્હાઈટવે લખે છે કે કેપ્ટન અને પાશા વચ્ચેના સંદેશા આજના જમાનામાં ન શોભે અને ગાળો કહી શકાય એવી ભાષામાં ચાલેલા Danvers–I 432 થી 434માં આ બધું વર્ણન વધારે વિગતથી આપેલું છે અને પોર્ટુગીઝોના જવાબથી ચિડાયેલા પાશાએ પકડાયેલા ફિરંગીઓને મારી નાખ્યા એમ લખે છે

૧૬ Whiteway P 263 64, Danvers I P 434

૧૭ Danvers I 434

ગએ એક ભારે શરીરના મુસલમાન લડવૈયાની પાછળ પોતાની ઊંચાઈથી વધારે ઊંડા પાણીમાં દોટ મારી અને એના ઉપરીએ હવે બસ-હદ આવી છે એવી બૂમ પાડી ત્યારે એ અટક્યો દીવાલના કાણા આગળ લડી રહેલો પેન્ટિએડો (Pentındo) પોતાના જખમને પાટો બધાવવા દાક્તર પાસે ગયો, પણ ત્યાં વિલબ થાય એમ હોવાથી પાછો લડવા ગયો લડાઈમાં બીજો મોટો ઘા લાગ્યો એટલે દાક્તર પાસે પાછો આવ્યો, પરતુ દાક્તર તપાસે તે પહેલા ખૂન પડવાથી પાછો લડાઈને સ્થળે દોડ્યો ઉપર ઘા ઉપર ઘા પડવાથી એને ઉપાડીને લઈ જવો પડ્યો એક માણસ જેનું નામ નોધાયુ નથી લડતે લડતે ગોળીઓ ખૂટી પડવાથી પોતાનો હલતો દાત ખેંચી કાઢીને ગોળીને બદલે દુશ્મન તરફ છોડ્યો[૧૮]

## એમની સ્ત્રીઓની બહાદુરી

એ જ પ્રમાણે પોર્ટુગીઝ સ્ત્રીઓના પરાક્રમો પણ નોધપાત્ર હતા અને એમના જુસ્સો તથા દેશભક્તિ ચડિયાતા હતા એ લોકો પાણી, લાકડા, માટી પથ્થર વગેરે જરૂરી ચીજો લાવી દીવાલનું સમારકામ કરવામા સતત કાર્યપરાયણ રહેતી, પોતાના વેગ તથા જુસ્સો પકડાયેલા કેદીઓ કે ગુલામો ઉપર દાબવતી, લડાઈમા ગોળીઓ વરસતી હોય ત્યારે જીવની દરકાર કર્યા વિના લડવૈયા માટે ખોરાક અને પાણી લઈ જતી, પોતે બદૂક લઈને લડવા સિવાયનું બધુ જ જોખમ અને ભારે મહેનતનું કામ કરતી તે ઉપરાત માદાની માવજતનો ભાર એમને માથે હતો એમા દાક્તરની પત્ની આના ફર્નાન્ડિઝ, અને ડી ઇસાબેલ ડી વીગા (D Isabel de Veiga)ના નામો તો સ્ત્રીઓના નેતાઓ તરીકે જાણીતા થયા હતા એક તુર્ક સ્ત્રી ખ્રિસ્તી થઈ ગઇ હતી એણે પોતાના પતિના કપડા પહેરી તરવાર લઈ લડાઇમા કેટલાકને માર્યા હતા વખતોવખત પોર્ટુગીઝોના લશ્કર માટે બહારથી મદદ આવી મળતી, પરતુ અદર પાણી એવુ ખરાબ થઈ ગયુ હતુ કે ઘણા માદા પડ્યા હતા, દાતનો રોગ (scurvy) ઘણાને થયો હતો તા ૪ થી નવેમ્બરે જ્યારે છેલ્લો હુમલો એમણે પાછો હઠાવ્યો ત્યારે લડી શકે એવા માત્ર ૪૦ માણસો જ હતા. દારૂગોળો પણ ખૂટી પડ્યો હતો[૧૯]

---

૧૮ Whiteway P 264 આ વર્ણન વ્હાઈટવેએ વિગતથી આપ્યુ છે Danvers I P 434મા ખુવારીના આકડા અને દીવાલ ઉપર ચડી આવતા ગુજરાતી લશ્કરને ખાઈમા ધકેલી દીધા વગેરે વર્ણન કરે છે, પણ બીજી વિગત નથી

૧૯ Whiteyway P 264-65 અને Danvers I P 434 35

## સુલેમાન પાશા પાછો ગયો

બીજી તરફ આ લાગા ગચાવથી ગૂજરાતીઓ અને તુર્કો વચ્ચે વૈમનસ્ય વધતુ જતુ હતુ એમની વિચિત્ર વર્તણુકને લીધે એમને જોઇતી ચીજો ગૂજરાતીઓ તરફથી મળતા ખૂબ વિલબ થતો હતો દક્ષિણના મુસલમાની રાજ્યો સાથે જોડાવામા પણ એમને નિષ્ફળતા મળી હતી આ બધાથી કટાળી સુલેમાન પાશાએ તોપખાનુ ખેચી લેવા માડ્યુ, અને તા ૬ ઠ્ઠી નવેમ્બરે દરિયામા જરા દૂર હઠી ગયો. એમ કહેવાય છે કે કટાળેલા ખાજા સફરે પાશાને પત્ર લખ્યો કે ગોવાથી વાઇસરોય મોટુ લશ્કર ને કાફલો લઇ આવે છે એ સાભળીને પણ પાશાએ પાછા જવાનો નિશ્ચય કર્યો એ દરમ્યાન ગોવાથી કુમકો આવી પહોચતા, બીજી લશ્કરી મદદ પણ ગવર્નર તરફથી આવશે એ બીકે પાશાએ પાછા હટવાની ત્વરા વધારી અને ૪૦૦ ઘવાયેલા માણસોને પડતા મૂકી એ ચાલ્યો ગયો પાશાના ગયા પછી ગૂજરાતી લશ્કર પણ જરા હઠીને પાછુ ગયુ ગોવાથી આવેલુ લશ્કર તો નાનુ જ હતુ, પણ એ આવતા જ બન્ને ઘેરો ઘાલનાર દળો ખસી જવાથી પોર્ટુગીઝોમા અદર અદર વિખવાદ થયો, અને મદદે આવનારાઓએ દુશ્મનોને ભગાડ્યા કે લાબો બહાદુરીભરેલો બચાવ કરનારાઓએ હઠાવ્યા તે ઉપર તકરારો થઇ એ યશ ગમે તે લે, પણ આ બચાવ પોર્ટુગલના ઇતિહાસમા ઉત્તમ કહી શકાય એવો હતો [20] આપણા ઇતિહાસમા એવા ઘણા દાખલા બન્યા છે, જેમા માણસોની સખ્યા કરતા શિસ્તે ઘણુ સારુ કાર્ય કરેલુ છે ઘણે ભાગે આપણા લશ્કરોમા શિસ્તની ખામી જ જણાય છે પરદેશીઓએ એ પાઠ આપણને શીખવ્યો છે આગળ એનો વિચાર કરીશુ. દીવથી આ બધા સારા સમાચાર ગોવા પહોચ્યા ત્યારે ત્યા ઘણા અધિકારીઓ ગુસ્સે થયા ગોવામા એમણે ઘણી મુશ્કેલીથી પૈસાની રકમ ઊભી કરી દીવ મદદ મોકલવા માટે તૈયારી કરી હતી તે મહેનત નકામી ગઇ કેટલાક એમ પણ કહેવા લાગ્યા કે ગૂજરાત સાથેની લડાઇ હજી કાઇ પૂરી થઇ નથી, પણ માત્ર મુલતવી રહી છે દીવનો આવો બહાદુરીથી બચાવ કરનાર એન્ટોનિયો દ સિલ્વેરિયા જ્યારે પોર્ટુગલ ગયો ત્યારે ત્યા એનો મારો સત્કાર થયો અને મોટા ગજા ભાગે બહાદુરીભરેલો બચાવ કરી એમને હઠાવવા માટે એની કીર્તિ એ

---

૨૦ Whiteway P 265-66 અને Danvers I P 435 ગોવાથી આવેલી મદદ એન્ટોનિયો દ સિલ્વા ડી મેન્ડીઝ લઈને આવ્યા હતો

વખતે આખા યુરોપમાં પ્રસરી[21] ખાજા સફર અને ગુજરાતના બીજા સરદારો દીવને લૂંટી આગ લગાડી પાછા ચાલ્યા ગયા[22]

## ગુજરાત સાથે થયેલી સંધિ

ઇ સ ૧૫૩૮ના નવેમ્બરની ૭૦મીએ નાઇમનોર ગોર્મિયા નોરોના આરામથી દરેક રાત્રે લંગર નાખતો ઊપડ્યો, એ ને ૧૫૩૯ના જાન્યુઆરીમા દીવ પહોચ્યો એ ૮૦ વહાણનો કાફલો લઇને નીકળેલો, પરન્તુ રસ્તામા વંટોળિયાના તોફાનને લીધે એમાથી અરધા જ દીવ પહોચ્યા દીવનો કિલ્લો તુર્કોના તોપમારાથી ભાગીને વેરાન થયો હતો એટલે એને ફરીથી બરોબર બાધી પહેલા કરતા પણ મજબૂત બનાવ્યો, ગૂજરાતના સુલતાન મહમૂદ ત્રીજા સાથે સુલેહના સંદેશા મોકલાવામા આવ્યા અને ૧૧ માર્ચ[23] ૧૫૩૯ ને રોજ સંધિના પત્રો ઉપર સહીસિક્કા થયા આ સંધિના કરારો મુજબ કિલ્લા અને શહેરની વચ્ચે ચાર હાથ ઊંચી દીવાલ કરવાની હતી બંદરની જમાતમાથી ત્રીજો ભાગ પોર્તુગીઝોને આપવાનો હતો દીવના ગેટ ઉપર જે બાંધકામ બહાર કરેલા અને લડાઇમા તૂટી ગયા હતા તે ફરીથી ન કરવા એમ ઠર્યું આ સંધિ થવા છતા પોર્તુગીઝો અને મુસલમાનો વચ્ચે સારા સંબંધો થઇ શક્યા નહિ[24]

## ગૂજરાતના ફારસી ઇતિહાસોમા આ બનાવ માટે મૌન

ફારસી તવારીખો જે સુલતાનોની નજીવી વાતો અને અર્થહીન જણાય એવા બનાવો લંબાણથી નોંધે છે તેઓએ દીવની લડાઇ માટે અને તુર્કો તથા ગૂજરાતના મોટા સહકારને ફિરંગીઓના નાના ગજે હરાવ્યો એ વાત માટે તદ્દન મૌન સેવ્યુ છે[1] પરન્તુ હાજી દબીરે અરબી ઇતિહાસમા ટૂંકામા

---

૨૧ Whiteway P 265-66 એન્ટોનિઓ દ સિલ્વેરિયા હડ હતો અને કીર્તિ મેળવી છતા ગરીબ સ્થિતિમા મરણ પામ્યો કેટલાક પોર્તુગીઝો હિંદથી સારું કમાઇને ગયેલા છે

૨૨ Danvers I P 436

૨૩ આ તારીખ વ્હાઇટવેએ આપેલી છે પૃ ૨૬૬ ડેનવર્સે ૧ શવ્વાલ હિ. ૯૪૫ એટલે તા ૨૬ ફેબ્રુઆરી આપી છે પ્રો કોમિ એ પૃ ૪૧૨ તા ૨૫ ફેબ્રુઆરી આપી છે ડેનવર્સ અને વ્હાઇટવેમા ફેર શાથી થાય છે તે સમજાતુ નથી બાકી ૨૫ અને ૨૬ ફેબ્રુઆરીનો ફેર સમજાય તેવો છે Danvers I P 436

૨૪ Danvers I P 436 લખે છે કે દીવના કેપ્ટન સિલ્વેરિઓએ વાઇસરૉયનો ખૂબ સત્કાર કર્યો સંધિ થઇ ત્યારે ખાજા સફર મલીક અયાઝના મહેલમા હતો ગેન વસ વધારામા લખે છે કે ગોઘા બંદરની જકાત અને મલીક અંદરની જમીનોનુ મહેસૂલ પણ ત્રીજા ભાગનુ ગણવાનુ સંધિમા હતુ

પણ પ્રામાણિકપણે આ નોંધ લખેલી છે, અને ગૂજરાતની મુસલમાન તવારીખોમાં મદ્દરનું સ્થાન એણે જાળવી રાખ્યું છે હાજી દબીર સ્પષ્ટ લખે છે કે હિ ૯૪૫-ઈ સ ૧૫૩૮માં સુલેમાન પાશા મોટો કાફલો લઈ ફિરંગીઓને હાંકી કાઢવા માટે દીવ આવ્યો ગૂજરાતના સુલતાનને આ કાર્યમાં સહકાર આપવા માટે વિનતિનો પત્ર આપવામાં આવ્યો હતો, અને સુલતાને ખુદાવંદખાન અમીર મફર મલમાનીને એ લોકોને જે જોઈએ તે મદદ આપવા મોકલ્યો હતો પાશાની વર્તણૂક સારી નહોતી, અને એ ક્રૂર ઘમંડી તથા ઉદ્ધત હતો તેથી ગૂજરાતીઓના સહકારમાં વાંધો આવ્યો હતો અરબી ઇતિહાસલેખક સ્પષ્ટ લખે છે કે તુર્કો સાથે સહકાર નહિ થઈ શકે એ વાત એણે પોતાની મનાહકાર સરદારોની મંડળી આગળ મૂકી એમની પણ પરવાનગી લીધી હતી. આમ સહકાર બંધ કરી ખુદાવંદખાને સુરત તરફ જવાની તૈયારી કરી હતી અને ગોવાથી ફિરંગીઓને મોટી મદદ આવે છે એવું સુલેમાન પાશાને કહેવડાવાથી એની હિંમત ભાંગી નાખી હતી, એથી પાશા ભારે તોપો ગૂજરાતને કિનારે છોડી દઈ અરબસ્તાન તરફ પાછો ગયો. ગૂજરાતના દરબાર તરફથી દીવના ઘેરામાં પાશાને મદદ કરવાના દેખાવ નીચે, ગૂજરાતની સરહદનું બરોબર રક્ષણ કરવા મુજાહિદખાનને પણ મોકલ્યો હતો, અને એ ઊના-જેનું નામ એ વખતે નવાનગર હતું ત્યાં-આવી પહોંચ્યો હતો[૨૫] મુજાહિદખાન દીવ પહોંચ્યો ત્યારે લડાઈ બંધ થઈ હતી અને પાશા ચાલ્યો ગયો હતો એટલે એણે મૂકી દીધેલી ભારે તોપો મુજાહિદખાન જૂનાગઢ લઈ ગયો. સુલેમાન પાશા સાથે આવેલા કેટલાક તુર્કી અમલદારો એની સાથે પાછા ન જતા અહીં જ રહ્યા અને ગૂજરાતના સુલતાને એમને મોટી જગ્યાઓ આપી એમાંના એક આગા ફર્રુખશાદ તુર્કીને ફતહજંગખાનનો ઇલકાબ મળ્યો એણે ભવિષ્યમાં ઈડર ઉપર વિજય મેળવેલો બીજો નસીરખાન રૂમી અમદાવાદમાં પોતીમદગનો ઉપરી થયો અને પછી દીવનો અમલદાર બન્યો એને ઠગરશાખાનનો ખિતાબ મળ્યો હતો [૨૬]

૨૫ હાજી દબીરનો અરબી ઇતિહાસ કહે છે નવાનગર દીવથી ત્રણ ફરસગ દૂર છે સિકંદરી ઊનાને નવાનગર કહે છે ઊના (દેલવાડા) જે સૌરાષ્ટ્રની દક્ષિણે દીવની પાસે છે તેનું આ નામ નોંધપાત્ર છે

૨૬ અરબી ઇતિહાસ, પૃ ૨૬૬ ૬૭માં આ હકીકત આપેલી છે આ ઇતિહાસમાં દીવની લડાઈઓની હકીકત જે મળે છે તે પોર્તુગીઝોના હેવાલને ટેકો આપે છે, જોકે એમની ખુવારીના આંકડા એમના પોતાના હેવાલ પૂરતા અરબી ઇતિહાસલેખક વધારે આપે છે પ્રો કોમિસેરિયેટ પ્રો દાર પાસે આ બધી હકીકતનો તરજુમો કરાવી ઉપયોગ કર્યો છે તે દીવના બીજા ઘેરાના હેવાલમાં જોઈશું

## સુલેમાની તોપો

જે સુલેમાની તોપો સુલેમાન પાશા છોડીને જતો રહ્યો હતો તેના બે નમૂના આજે જૂનાગઢના ઉપરકોટના કિલ્લામા પડેલા છે એ તોપો ઘણી ભારે છે અને એના ઉપર લેખ પણ છે. હાજી દબીર લખે છે કે પાશાની આની ભારે તોપોની ફિરંગીઓને ઘણી જ બીક હતી એમા હલાલ નામની બે તોપોનો તો એમને બહુ જ ડર હતો પાછળથી ઈ સ ૧૫૬૨ ૬૩મા એ તોપોનો નાશ કરવા માટે ફિરંગીઓએ જૂનાગઢના સૂબા શિહાબઉદ્દીનમુરાદ ઘેરીને કેટલાક મણ સોનુ આપ્યુ હતું, એટલે એમાની ઘણી તોપો કદાચ નાશ થઈ હોય કે બીજે ખસેડાઈ ગઇ હોય એ જમાનામા તુર્કીની સત્તા યુરોપમા સર્વથી બળવાન હતી, અને એના તોપો ઢાળનારા સર્વશ્રેષ્ઠ ગણાતા હતા જૂનાગઢમા જે નીલમ નામની તોપ છે એના મુખ આગળનો વ્યાસ ૯॥ ઇંચનો છે, લબાઈ ૧૭ ફીટની છે, ઘેરાવો ૭॥ ફીટનો છે એના ઉપર અરબીમા લેખ છે તે કહે છે કે "સુલતાન સુલેમાન બીન સલીમખાન, અરબસ્તાન ઈરાન વગેરેના સુલતાને આ તોપ ઇજિપ્તમા ઈશ્વરના કાર્ય માટે અને રાજ્ય તથા ધર્મના દુશ્મનો શાપિત ફિરંગીઓને વશ કરવા માટે બનાવી મુહમ્મદ બીન હમઝાએ એને ઢાળી છે' બીજી ચુડાનાલ નામની તોપ ચૌદ ઇંચ વ્યાસની પણ ૧૩ ફીટ લાબી છે અને એના ઉપર અરબીમા ટૂકામા "અલી બીન હમઝા" લખેલુ છે એટલે ઉપરની તોપ ઢાળનારનો આ માણસ ભાઈ હોય એમ સમજાય છે.[૨૭]

### પાછો ફરતાં સુલેમાન પાશાની બહાદુરશાહના ખજાનાની માગણી

હાજી દબીરના અરબી ઇતિહાસ ઉપરથી જણાય છે કે સુલેમાન પાશાની વર્તણૂક અને એડન તથા ગુજરાતમા બતાવેલી ક્રૂરતાથી તુર્કીનો સુલતાન સુલેમાન નાખુશ થયો હતો આસફખાન ગુજરાતી જે બહાદુર શાહના જનાના સાથે મક્કામા હતો એણે લખેલા એક કાગળ ઉપરથી આ હકીકત મળે છે કહે છે કે તુર્કીના સુલતાને સુલેમાન પાશાને લખેલુ કે ' મેં તને ફિરંગીઓને હાકી કાઢી હરાવી દીવના હાકમને મદદ કરવા મોકલેલો, પણ એડનના હાકેમની જે દશા કરી અને બીજે જે જુલમો કરી મુસલમાનોને હેરાન કર્યા તે માટે નહોતો મોકલ્યો' વળી એમ પણ ઉલ્લેખ મળે છે કે દીવથી પાછો ફરતા સુલેમાન પાશા મક્કામા રોકાયો હતો અને બહાદુરશાહના

---

૨૭ પ્રો કોમિસેરિયેટનો ઇતિહાસ (અંગ્રેજી) પૃ ૪૦૭ ૪૦૯ ઘણી તોપો કતાર્યાનો જે ઉલ્લેખ આવે છે તેમા કેટલીક સુરત ગઇ ને ત્યાથી અકબર લઈ ગયો, પરંતુ ઘણી નાશ પામી છે

ખજાનામાંથી અમુક ભાગની માગણી કરી હતી મક્કાના ગરીબોનું રક્ષણ જો ન મળ્યું હોત તો ખજાનો પાશાને હાથ ગયો હોત, પણ આસફખાનની કુનેહથી બચી ગયો આમ ન થવાથી પાશાએ ઉવરે જેદ્દાના અમીનને કહેલું કે ખજાનો કે જનાનો લઈને આસફખાન પાછો ગૂજરાત તરફ ન જાય તેની તકેદારી રાખવી સુલેમાન પાશાએ બીજે ભારે મારફતે વહી ફરીથી દીવ જવા ઇચ્છા વ્યક્ત કરેલી એમ પણ વાતો ચાલી રહી હતી અને એ ઉપરથી તુર્કીના સુલતાને ઉપર મુજબનો ફરમાનો પત્ર એને લખેલો [૨૮]

## દીવનું બીજું યુદ્ધ

### આઠ વર્ષના ગાળા પછી દીવની બીજી મોટી લડાઈની તૈયારી

આ બધા બનાવો બની રહ્યા હતા ત્યારે સુલતાન મહમૂદ ત્રીજો ઠેઠ બાળક અવસ્થામાં ગૂજરાતની ગાદીએ તુરતમાં જ આવેલો હતો, અને દરિયાખાન વગેરે અમીરોની સત્તા હતી, એટલે આ બધી લડાઇઓની વ્યવસ્થા કરવાનો ભાર પણ એમને જ માથે હતો એ અમીરોએ એમ નાથી બનતું કર્યું એટલું કહી શકાય, પરંતુ એ જમાનામાં રાજા કે સુલતાનની અગત દેખરેખથી જે કાર્ય સિદ્ધ થતું તેના દાખલા જોતાં આમાં કાંઈ નધણિયાતું હોય એવું વાતાવરણ પણ દેખાઇ આવતું હતું ૧૫૪૬માં એટલે લગભગ સાત આઠ વર્ષ પછી, જ્યારે મહમૂદે અમીરોની સત્તા ફેંકી દઇ પોતાની સ્વતંત્રતાનું જોર બતાવવા માંડ્યું હતું ત્યારે, ફિરંગીઓને દીવમાંથી હાંકી કાઢવા માટે ગૂજરાતે બીજો મોટો પ્રયત્ન કર્યો હતો એ પ્રયત્ન કોઈ બીજી સત્તાની મદદ વિના સ્વતંત્ર રીતે હતો, એટલે દરિયાઇ લડાઈને બદલે જમીનમાર્ગની જ લડાઈ થઈ એ વર્ણન હવે જોઇએ

### ગૂજરાતના અમીરો વઝીર અફઝલખાન અને ખાજા સફરના સબંધી

આ વખતે અમદાવાદમાં અફઝલખાન બંબાણી મુખ્ય વઝીર હતો સુલતાન બહાદુરના સમયથી તુર્કી અને હબસી તથા બીજા પરદેશી અમીરો સત્તાશીલ થયા હતા અને એમની તથા મૂળ ગૂજરાતી મુસલમાન સરદારોની વચ્ચે બહુ સારાસારી નહોતી એ જોઇ ગયા દીવની પહેલી લડાઈમાં હારનું એ પણ એક કારણ હતું સુલતાન ફિગરનાયક તથા સ્વતંત્ર થયો હતો છતાં હજી કાચી બુદ્ધિનો અને બિનઅનુભવી હતો પરદેશી અમીરોમાં મુહમ્મદ

૨૮ અરબી ઇતિહાસના આધારે ગ્રો કોમિસેરિયેટે પૃ ૪૧૦ ૪૧૧માં કરેલી નોંધ અરબી ઇતિહાસમાં ઉપોદ્ઘાતમાં સર ડેનિસન રાસે આસફખાન અને બહાદુરના ખજાનાની વિગત આપેલી છે તેમજ આસફખાનના ચરિત્રમાં પણ આપી છે

ખાન ખાજા સફર સલમાન મુખ્ય હતો અને હબસી અમીરોનો એને ટેકો હતો. દીવની લડાઇ અને તે પછી સુલતાનો કિલ્લો બાંધવામાં એનો મુખ્ય હાથ હતો એટલે ગુજરાતના બંદરોનો જાણીતો તથા દરિયા ઉપર કાબૂ ધરાવતો હતો. દીવની હાર પછી પણ ફિરંગીઓને ત્યાંથી હાંકી કાઢવા એ સુલતાનને કહેતો અને બહાદુરશાહને દગાથી મારી નાખ્યો તેનું વેર લેવા સમજાવતો. ગુજરાતનું વહાણ ફિરંગીઓની રજા વિના આવજા કરી શકતું નહિ, અને તેવામાં કિલ્લા તથા શહેરની વચ્ચે સંધિની શરત પ્રમાણે બાંધેલી દીવાલ તોડી પાડવામાં આવી હતી, એ બે કારણો પણ લડાઇ માટે કહેવામાં આવતાં. એમ કહેવામાં આવે છે કે પરદેશી અમીરોની વધતી સત્તા અને ખાસ કરીને ખાજા સફરના વર્ચસ્ માટે વજીર અફઝલખાનને અંગત દ્વેષ પણ હતો,[૨૯] એટલે વજીર કોઇ પણ રીતે સફરનો કાંટો દૂર કરવા માગતો હતો. સફરની સત્તા નીચેના દરિયામાં ગણદેવી પાસે અફઝલખાનનું એક વહાણ ભાંગી ગયું એમાં સોનાની અશરફીઓની એક પેટી સફરના માણસોના હાથમાં આવી હતી એવો વજીરને વહેમ પણ ગયો હતો, એટલે એણે આ સમયનો લાભ લઇ સફરને અમદાવાદ બોલાવ્યો અને મીઠા શબ્દોમાં કહ્યું કે સુલેમાન પાશાની વર્તણૂકને લીધે ગુજરાતી લશ્કર હારી ગયું, પણ ઇશ્વરની ઇચ્છા હશે તો હવે એ વિજય તમારે હાથે પ્રાપ્ત થશે. આ ચર્ચાના ઉત્તરમાં સફરે કહ્યું કે પુરમીન[૩૦] (પુરમિયાણી) બંદરના વેપારીઓનો ઇમારતી લાકડાનો વેપાર માહીમ તારાપુર વગેરે બંદરો સાથે છે અને તે સુલતાનની પ્રજા છે, એટલે એમને ચેતવણી આપ્યા વિના જો લડાઈ શરૂ થાય તો ફિરંગીઓનો ત્રાસ એમને વેઠવો પડે. એ વેપારીઓનાં વહાણો એમના સ્થાને પાછાં આવી જાય ત્યાંસુધી વિલંબ કરી પછી એ વેપાર જાહેર ઢંઢેરો બહાર પાડીને બંધ કરવો. આ દલીલની પણ અસર

૨૯ કૉમિસેરિયેટે Studies in the History of Gujarat એ નામના ભાષણોમાં અરબી ઇતિહાસમાંથી મોટા હારપાસે તરજુમો કરેલી વિગતો આપી છે, પોર્ટુગીઝ આધારો પણ આપ્યા છે (જુઓ પૃ ૧૦૧૧) અરબી ઇતિહાસના સમકાલીન બીજા ગ્રંથો તો આ બાબત ચૂપ છે. અફઝલખાન ધાર્મિક વૃત્તિનો નહોતો. એને માટે આ આક્ષેપ જરા વિચિત્ર તો લાગે છે, પરંતુ સમર્થ બીજો આધાર મળતો નથી

૩૦ આ બંદર કદાચ પોરબંદર હોય એમ લાગે છે. છતાં એ નામનું બંદર માંગરોળ અને દ્વારકાની વચ્ચે હોય એવા ઉલ્લેખો મેં કૉમિ એ Studies in the His of Guj પૃ ૧૦૧૧ની નોંધમાં ભેગા કર્યા છે. ભાગ ૧ના પછી Purmeyen (પુરમીયન)નો ઉલ્લેખ સીદી અલી રૈઇસે પણ કર્યો છે. હેમિલ્ટન પણ ઉલ્લેખ કરે છે અને Porewain ના લોકો માંગરોળના લોકોની જાત અને ધર્મના (વાણિયા) છે એમ લખે છે

અફ્ઝનખાન ઉપર બરોબર ન થઈ ત્યારે સફરે પોતાના લડાયક વહાણો નો કાફલો હાલ સમુદ્રમા છે તેને ભેગો કરવાનો છે એવી દલીલ કરી.[૩૧] પરતુ અફ્ઝનખાનને કોઈ રીતે વિલબ પસદ નહોતો અને સફરને કાઢવો હતો, એટલે એણે કહ્યુ કે રાજ્યની આખીયે તિજોરી, અને બધા વિદેશી અમીરોનો ઉપયોગ તુ કરી શકશે એમ કહ્યુ, એટલે હવે ખુદાવદખાન સફરને જાજો ઉપાય નહોતો એણે સુલતાનની રજા માગી, અમદાવાદથી નીકળી મહેમેદાબાદમા પડાવ નાખી ત્યા ફકીરોને દાન કર્યા સુરત મુકામે પોતાના વકીલ યાકૂત બહરખાનને પત્ર લખ્યો કે મારા પુત્ર મુહર્રમ રૂમીખાનને લશ્કર, તોપો અને નાણાની રકમ સાથે રવાના કરવો આ પ્રમાણે ચાર હજારનુ વિદેશીઓનુ લશ્કર લઈ એ દીવ જવા ઊપડચો એના લશ્કરની જમણી પાખનો સરદાર બીલલ જુઝારખાન હતો અને ડાબી પાખનો કાગ હસન જહાગીરખાન હતો મોખરે એનો પુત્ર મુહર્રમ રૂમી ખાન હતો મુજાહિદખાન બીહલીમ[૩૨] પણ એને આવીને મળ્યો, પરતુ એનો સહકાર બરોબર નહોતો. આ બધુ લશ્કર ઊના–નવાનગર પહોચ્યુ ત્યા ભારે સરજામ મૂકી લશ્કર અને તોપો સાથે સફર દીવ તરફ ઊપડચો

**પોર્ટુગીઝોએ ગુજરાત સામે યુદ્ધ જાહેર કર્યુ; આમસામી ખટપટો**

બીજી બાજુ ગોવામા ડી જાઓ દ કેસ્ટ્રો ગવર્નર તરીકે નિમાયો હતો તે ૧૫૪૫ના સપ્ટેમ્બરમા આવી પહોચ્યો એ અગાઉ પણ દીવમા લોકો અને કિલ્લાના રક્ષકો સાથે સુમેળ હતો જ નહિ ગુજરાતના કિશોર સુલતાનનો ફિરગીઓ તરફનો ગુસ્સો અમીરોએ હમેશા સતેજ રાખ્યા કર્યો હતો તે સાથે પોર્ટુગીઝોએ પણ દીવની પહેલી અને બીજી લડાઈ વચ્ચેના ગાળામા ગુજરાતીઓને શાતિ થાય એવુ કાઈ કરી બતાવવાને બદલે ઊલટા એમને ઉશ્કેરવાના પ્રયત્નો કર્યા હતા[૩૩] સધિના ભગ તરીકે કિલ્લા અને શહેર

---

૩૧ અરબી ઇતિહાસમા પ્રો કોમિ એ લીધેલી નોધ અહી હજી પણ વિવરણને માટે આ બે અમીરોની ચર્ચા સમન્વય તેવી નથી અફ્ઝલખાન જેવો ધર્મવૃત્તિનો હતો તેવો સફર વીર પુરુષ અને કુનેહવાળો હતો Danvers I પૃ ૪૬૮મા રાજદ્વારી કુનેહ માટે લખે છે કે સફર પોર્ટુગીઝોને સારા પત્રો લખી ખુશ રાખતો અને સુલતાનને એમની સામે લડવા સલાહ આપતો

૩૨ Studies in the His of Gujarat p 12 અરબી ઇતિહાસને આધાર વિગતો આપી છે અહી પ્રો કોમિ મુજાહિદખાન ને બીહલીમને દેશી સરદાર–native general કહે છે જ્યારે એમના ગુજરાતના ઇતિહાસમા પૃ ૪૧૦મા એને વિદેશી અમીર કહે છે એ ભૂલ લાગે છે

૩૩ Whiteway p 289 અને p 301 305

વચ્ચેની દીવાલ દીવમાં પાડી નાખી એ તો માત્ર ઘણાં કારણોમાંનું એક હતું. ફ્રેરેટોને લડાઈ જાહેર કર્યા વિના છૂટકો નહોતો, પરંતુ એ રીતે પામે તે માટે પૂરતા પૈસાની સગવડ નહોતી. ૧૫૪૬ના માર્ચમાં ડી જાઓ મૅસ્કેરેન્હાસ દીવનો સરદાર હતો ત્યારે એની પાસે ગયાવના માણસો નહિ જેવા હતા. ખાજા સફરની બેદરકારી કે ઉદારતાને લીધે એ કાર્યક પુરવઠો મેળવી શક્યો હતો. મુશ્કેલીથી પૈસાની સગવડ કરી ગવર્નરે પોતાના પુત્ર ફર્નાન્ડિઝ સાથે થોડી મદદ દીવ મોકલી આપી. હવે ગૂજરાત સાથે એ જમાનાની રીત પ્રમાણે વિધિપૂર્વક યુદ્ધ જાહેર કર્યું.[૩૪] પોર્ટુગીઝોએ દિલ્હીના અને બીજા બાદશાહ અને રાજાઓને ગૂજરાત ઉપર ચડાઈ કરવા સમજાવ્યા, પણ એમાં એ ફાવ્યા નહિ. બીજી બાજુથી ખાજા સફરે દીવનો એક રૂઈ ફ્રેયર(Ruy Freire) નામનો માણસ સુરતમાં હતો ત્યારે તેને લાંચ આપીને દીવના કિલ્લામાં દારૂગોળા ભરેલો ભાગ ઉડાડી દઈ ગૂજરાતના લશ્કરને પ્રવેશની સરળતા કરી આપવી એવી ખટપટ કરેલી, પણ એ દ્રોહ પોર્ટુગીઝોએ શોધી કાઢવાથી તેમાં ફાવટ આવી નહિ. એક બીજા પ્રસંગમાં સ્ત્રીઓના ઓરડાઓ તરફથી ગૂજરાતી લશ્કરને અંદર દાખલ કરવાનું કાવતરું થયું હતું ત્યારે પણ દીવના સરદાર મૅસ્કેરેન્હાસને મુશ્કેલીનો સામનો કરવો પડ્યો હતો.[૩૫]

### ફિરંગી વાઈસરૉય જાઓ દ કેસ્ટ્રો

અહીં યુદ્ધનું વર્ણન કરતાં પહેલાં પોર્ટુગાલ ના હિંદ અને ગૂજરાત સાથે ના સંબંધમાં ઘણો જ મોટો અને અગત્યનો ભાગ ભજવનાર આ સમયના ગવર્નર અને વાઇસરૉય દ કેસ્ટ્રો માટે કહેવાની જરૂર છે. પોર્ટુગીઝ હિંદના શાસકોમાં ત્રણ મુખ્ય માણસો ગવર્નર હતા ત્યારે ગૂજરાત સાથે સૌથી વધારે સંબંધમાં આવ્યા છે: આલ્બુકર્ક, નુનો દ કુના, અને દીવના આ છેલ્લા યુદ્ધ વખતે દ કેસ્ટ્રો. એમાં કેસ્ટ્રોએ ગૂજરાતના બંદરો ઉપર કરેલા જુલમો ભારે અને અમાનુષી છે. એ પહેલાં ગવર્નર ગેર્સિયા નોરોના સાથે ૧૫૩૮માં આવેલો, પરંતુ ૧૫૪૬માં પોતે ગવર્નર થઈને આવ્યો અને પાછળથી એને વાઇસરૉય પદ મળ્યું. આ માણસ આમ તો પ્રામાણિક અને કર્તવ્યશીલ હતો અને પૈસાનો લોભી નહોતો, પરંતુ એને આવેશના ઉછાળા આવતા અને મગજનું સમતોલપણું ખોઈ બેસતો. પોતે મોટો સિકંદર છે એમ માનતો, અને સમ્રાટને છાજે એવા ઠાઠ અને દેખાવ આસપાસના લોકોને

---

[૩૪] Whiteway 303 અને 305 'War was declared with all the forms of midiaeval custom

[૩૫] એ જ, પૃ ૩૦૫-૩૦૬

## ઘેરાની શરૂઆત

ઈ. સ. ૧૫૪૬ એપ્રિલ ૨૦મીએ ખુદાવંદખાન સફરે દીવ ઉપર ચડાઈ અને હુમલાની શરૂઆત કરી. એણે આઠ હજાર માણસોનું લશ્કર સાથે લીધું હતું. એમાં મોટો ભાગ તુર્કોનો હતો. તુર્કોના આ બધા માણસોમાં પણ એક હજાર એવા લડવૈયા હતા કે જે આખા યુરોપમાં સર્વોત્તમ ગણાતા. એમના પગાર પણ બીજા લશ્કરીઓથી વધારે હતા.[37] સફર પોતે પણ ઉત્તમ પ્રકારથી લડવૈયો હતો અને ગુજરાતનું તોપખાનું ઉત્તમ હતું એ ગોઠવવામાં પણ હોશિયાર હતો. એણે કિલ્લાની સામે તોપખાનું ગોઠવ્યું, વ્યૂહરચના કરી, ખાઈઓ બરોબર કરાવી, અને લશ્કરને ઉદ્દેશીને કહ્યું કે ઘેરાયેલું સૈન્ય નાનું છે અને તુર્કોના પાશાનું વેર એમણે હવે ફિરંગીઓને હરાવીને લેવાનું છે.[38] પોર્ટુગીઝોએ તોડી પાડેલી દીવાલ સફરે ફરી ઝડપથી બંધાવવી શરૂ કરી. તોપોના ચાલુ મારાથી પોર્ટુગીઝોનો સરંજામ ખૂટતો હતો અને ખુવારી વધતી હતી વર્ષાઋતુ શરૂ થવાથી ગોવાથી મદદ આવવામાં મુશ્કેલી હતી, જ્યારે આ બાજુથી આવતો પુરવઠો ગુજરાતી લશ્કરે બંધ કર્યો હતો. આ સંજોગોમાં સફરને પણ પૈસાની તાણ પડી. એણે અફજલખાનને કહેવરાવ્યું, પણ પૈસા ન આવ્યા, ત્યારે સુરત પોતાના વકીલને લખીને મંગાવ્યા[39]

## સુલતાન મહમૂદ દીવમાં

આ વખતે સફરે સુલતાન મહમૂદને દીવ આવવા આમંત્રણ આપ્યું. સુલતાન જાણે લહેર કરવા આવતો હોય તેમ ચાંપાનેરથી આવ્યો.[40] સુલ-

ની ટીકા મને તો સાચી લાગે છે અને દ કેસ્ટ્રોના ચરિત્રને અવિશ્વસનીય કહ્યું તેને પ્રો. કોમિ. unhistorical and unscientific કહે છે તે સર્વાંશે તો બરોબર નથી જ. મધ્યકાલીન ચરિત્રોમા ઇતિહાસની સામગ્રી જરૂર મળે છે, પણ ચરિત્રો પોતે ઇતિહાસ નથી સાગરમાથી રત્નોની પેઠે એ સામગ્રી તારવવી પડે છે આપણામાં વિક્રમાકદેવચરિત્ર, હર્ષચરિત્ર વગેરેને એવા ગણાવી શકાય. એ ચરિતો કરતા દ કેસ્ટ્રોનું ચરિત્ર ઘણી સદીઓ પછી લખાયુ છે અને પશ્ચિમના લેખકોની ચોકસાઈ આપણા કરતા જરા વધારે એ પૂરતુ એનુ ઐતિહાસિક મૂલ્યાકન જરા વધારે

૩૭: Studies in the His. of Guj. p. 20 યુરોપમાં તુર્કોના આ જાતના ખાસ લડવૈયાને Janissaries કહેતા હતા.

૩૮: એ જ. પૃ. ૨૦.

૩૯: અરબી ઇતિહાસ પૃ. ૨૭૬ને આધારે પ્રો. કોમિ એ Studies in the His of Guj મા લીધેલી નોધ પૃ. ૧૨ વ્હાઈટવે પૃ ૩૦૬મા કહે છે કે સફર પાસે વેતનિયાનું લશ્કર બહુ હતુ અને તેમને પૈસા કે પૂરુ ખાવાનુ પણ મળતુ નહિ

૪૦: અરબી ઇતિહાસ, પૃ ૨૭૬ને આધારે ઉપરના પ્રથમા નોધ પૃ. ૧૨ સુલતાન ચાંપાનેરથી આવ્યો એ નોધ પોર્ટુગીઝ અહેવાલોમા છે.

કહેતા એ પોતાના ઘરમાંથી ખાવાની વાનગીઓ લઇ લડતા માણસોને ખવડાવતી[૪૪] અને એમને શૂર ચડે એવા વચનો કહેતી: "હે ઈસુખ્રિસ્તના લડવૈયાઓ, તમારા ધર્મની ખાતર લડો, તમારા રાજાની ખાતર લડો"

### ખુદાવંદખાન સફરનું મરણ

તોડી પાડેલી દીવાલ ફરી બાંધવામાં ખાજા સફર જાતે રસ લેતો હતો પોર્ટુગીઝોના સેંટ થોમસના બુરજની સામે ગુજરાતી લશ્કરે ઊંચી દીવાલ બાંધી હતી. એના ઉપરથી કિલ્લાની અંદરનો બધો ભાગ જોઈ શકાતો હતો ઘેરાયેલા લશ્કરે આ દીવાલ તોપોથી પાડી ત્યારે ગુજરાતીઓએ જમીનમાં ઢંકાયેલા સુરંગ જેવા રસ્તા કરી ખાઈ સુધી પહોંચી તેને પૂરવા પ્રયત્ન કર્યો પણ પોર્ટુગીઝો ખાઈમાં પડતા એક દ્વારમાંથી રાત્રે નીકળી ખાઈમાં પુરાયેલી માટી લઈ જતા આ દ્વાર જોવા એક વખતે ખાજા સફર પોતે આ પો અને એક નીચી દીવાલને પડખે ઊભો રહી જોતો હતો ત્યારે ઓચિંતો ખાઇ જવાથી કિલ્લામાંથી એક ગોળો છૂટયો તે એનું માથું ઉડાવી ચાલ્યો ગયો આમ ગુજરાતી લશ્કરનો એ સમયનો એક બળવાન ડાહ્યો અને મોટો સેનાપતિ તા ૨૪ જૂન ૧૫૪૬ને રોજ માર્યો ગયો[૪૫] એના મરણ પછી એનો પુત્ર મુહર્રમ રૂમીખાન સેનાપતિ નિમાયો એની મદદમાં જુઝારખાન અને કારા હસન જહાંગીરખાન નિમાયા આ નિમણૂકોમાં એક અઠવાડિયું ગયું એમાં પોર્ટુગીઝોને શ્વાસ ખાવાનો અને તૈયારીનો સમય મળ્યો ખાજા સફરના મૃતદેહને એની જાગીર સુરતમાં લઇ જવામાં આવ્યો અને ત્યાં મોટા રોજામાં દફન કરવામાં આવ્યો[૪૬]

### બીલલ જુઝારખાનની બહાદુરી અને અવસાન

હવે રૂમીખાને પોતાના પિતાના મરણનું વેર લેવાના નિશ્ચયથી દીવના

૪૪ દ કેસ્ટ્રોના ચરિત્રલેખક અને ઇતિહાસલેખક કાઉટોના આધારે પ્રો કોમિ એ Studies in the His of Guj માં પૃ ૨૧માં કરેલો ઉલ્લેખ આમાં ટાંકેલી માઇસાવેલા Junkets regallas સૈનિકોને ખાવા આપતી હતી એમ લાગ્યું છે 'જંકેટ્સ' દહીંમાં ખાંડ અને સુગંધી નાખી બનાવેલો પદાર્થ છે (શિખંડ હશે?) અને રેગેલેસ એ સારી મીઠાઈ માટેનો શબ્દ જણાય છે

૪૫ એ જ પૃ ૨૧ ૨૨ ગુજ નો અરબી ઇતિહાસ પોર્ટુગીઝો તોપનો ગોળો લખે છે જ્યારે અરબી ઇતિહાસ ગોળાથી એક પથ્થર ઊડયો અને તે વાગવાથી સફરનું મરણ થયું એમ લખે છે પૃ. ૨૭૫ વ્હાઇટવે પૃ ૩૦૭, ડેન્વર્સ ૧, પૃ ૪૭૦ એ ગોળો અચાનક આવ્યો એમ લખે છે

૪૬ Whiteway, p 307 S ખાજા સફરનો રોજો સુરતમાં આજે છે એનું વર્ણન આગળ કરીશું

ઘેરાયેલા કિલ્લા ઉપર ભારે હુમલા શરૂ કર્યા. ખાઇને કેટલીક જગાઓથી પૂરવામાં આવી. ઘેરાયેલું લશ્કર દિવસે દિવસે ઓછું થતું જતું હતું. ૧૯ જુલાઈ ૧૫૪૬થી આ હુમલા શરૂ થયા હતા. બીજા હુમલા વખતે ઘેરાયેલા લશ્કરનું ધ્યાન સેંટ થોમસના બુરજ ઉપર રોકાયેલું છે એમ જાણી જુઝારખાને એક સો હોશિયાર તુર્કોને કોઈ ન દેખે તેમ કિલ્લા પાસેથી નિસરણીઓ મૂકી સેંટ જેમ્સના દેવળ પાસે ઉતાર્યા. એ લોકોએ કેટલાંક ઘરોમાં પેસી સ્ત્રીઓને આશ્ચર્યમાં નાંખી ડરાવી, પણ એક સ્ત્રીએ એ લોકોને એક ઘરમાં હતા ત્યા પૂરી દઈ દરવાનને મારી પોતે ભાલો લઈ ઊભી રહી અને બીજી સ્ત્રીઓએ બુમરાણ કર્યું તેથી કેપ્ટન મેસ્કેરેન્હાસ આવી પહોંચ્યો. એણે લશ્કર મંગાવી દબાણ કરવાથી તુર્કોએ ટેકરી ઉપરથી નીચે પડતું મુકયું.[૪૭] સેંટ જેમ્સના દેવળમાં ભરાયેલાઓને પણ કાઢયા. આ ધાંધલ ચાર કલાક ચાલ્યું. બીજી સેંટ થોમસના બુરજ આગળ ખૂનખાર લડાઇ ચાલી રહી હતી. ત્યાં ખુવારી એટલી ભારે હતી કે મૃત દેહો ઉપરથી ખાઇ ઉપર થઇને કિલ્લા ઉપર ચડવાની સરળતા મળે તેમ હતુ.[૪૮] બહાદુર જુઝારખાન, ઉપર વર્ણવેલા પ્રયત્નમાં નિષ્ફળ જવાથી હવે અહીં જાતે આવ્યો હતો, પરન્તુ એ જ વખતે કિલ્લામાંથી એક ગોળાએ એને મારી નાખ્યો. આ રીતે ગૂજરાતી લશ્કરનો બીજો મોટો સરદાર માર્યો ગયો.[૪૯] આ બધું બની રહ્યું હતુ ત્યારે ઘેરાયેલા લશ્કરની બગડતી સ્થિતિનો લાભ લઇ કિલ્લાના કેપ્ટન પાસે એક ફિરંગીને સુલેહની સારી શરતો સાથે મોકલ્યો હતો અને જો ફિરંગીઓ શરણે આવે તો એમના જીવનની સલામતી અને ગોવા જવાની સગવડ આપવા જણાવ્યુ હતું. પરન્તુ કેપ્ટને એ સ્વીકારવાની કડક રીતે ના પાડી.[૫૦] રૂમીખાને થોડો વખત હુમલાબંધી કરી બીલલ જુઝારખાનના શરીરને બહાર મંગાવ્યુ અને એને અમદાવાદ મોકલી સરખેજમા દફન કરવામાં આવ્યુ.[૫૧]

૪૭: દ કેસ્ટ્રોના ચરિત્રના ગ્રંથમાથી Studies in the His. of Guj.મા પૃ. ૨૨ ૨૩ મા કરેલો ઉતારો. કિલ્લાના કેપ્ટને પુરાયેલા તુર્કો ઉપર દારૂગોળો છાટચો અને નસાડચા.

૪૮: Whiteway. p ૩૦૮. એમ પણ કહેવાય છે કે સફરના મરણ પહેલા પણ એક યુદ્ધમા ખાઈમા એટલા માણસો માયા ગયા હતા કે એમના દેહ ઉપર ચાલીને દીવાલ પાસે જઇ શકાતુ.

૪૯: દ કેસ્ટ્રોના ચરિત્ર ઉપરથી Studies in His. of Guj મા પૃ ૨૩

૫૦: Studies in the His. of Guj. p 22. note 3

૫૧: એ જ, પૃ. ૨૩. અરબી ઇતિહાસમા પણ આ વિગત નોંધેલી છે આ જુઝારખાન અને એની પછી જે પ્રસિદ્ધ જુઝારખાન થયો તેનો રોઝો સરખેજમા હોવાનો ઉલ્લેખ છે, પરતુ હાલ તેનો પત્તો મળતો નથી.

## મોટી સુરંગનું ફાટવું અને ગવર્નરના પુત્ર ફર્નાન્ડિઝ અને બીજાઓનું માર્યા જવું

ગોવામાં ગવર્નર દ કેસ્ટ્રોએ દીવ મદદ મોકલવા તૈયારી કરી હતી અને જુલાઈની આખરે, પોતાની જાતે દીવ જવાના ઠરાવને રોકીને બે નાના કાફલા મોકલ્યા પહેલા ડી ફ્રાન્સિસ્કો ડી મેનીઝસ (Menezes)ની સરદારી નીચે સાત વહાણો અને બીજો પોતાના મોટા પુત્ર ડી આલ્વારો દ કેસ્ટ્રોની સરદારી નીચે ૧૯ વહાણોનો મોકલાવ્યો આમ પોતાના બન્ને પુત્રોને એણે લડાઈમાં મોકલ્યા તે જોઈ વૃદ્ધ અને નિવૃત્ત થયેલા ફિરંગી લડવૈયાઓ, સરદારો અને અમીરોને પણ દેશાભિમાન જાગ્યું અને ઘણા લડાઈમાં જવા જોડાયા[52] પરંતુ આ સહાય આવી પહોંચે તે પહેલા ઘેરાયેલા માણસોની સ્થિતિ ભયંકર દશામાં હતી મુસલમાન લશ્કરે બુરજો તોડી પાડવા માટે સુરંગો મૂકવા માંડી હતી ગવર્નરનો પુત્ર ફર્નાન્ડિઝ સેંટ થોમસ બુરજનો સરદાર હતો તે માંદો હતો કૅપ્ટન અને એની વચ્ચે ખટપટ ઊભી કરનારા પણ હતા એક ડી ઓગો ડી રેયનોસો (Reynoso) બુરજની દેખરેખ રાખતો હતો બન્ને બુરજોની નબળાઈઓની મુસલમાનોને ખબર પડી હતી, તેથી એમણે સુરંગો મૂકી હતી ફર્નાન્ડિઝે રક્ષણ માટે ૭૦ બહાદુર માણસો બુરજ આગળ ગોઠવ્યા હતા, એ હુમલાની રાહ જોઈ ઊભા હતા એવામાં કૅપ્ટન મેસ્કેરેન્હાસને સુરંગો ગોઠવાયાની જાણ થવાથી એણે બધાને એકદમ પાછા ફરવા હુકમ કર્યો પણ ડી ઓગો રેયનોસોને ગાંડુ શૂર ચડ્યું હતું એણે શિસ્ત તોડીને કૅપ્ટનના હુકમનો અનાદર કર્યો અને પાછા નાસતા સાથીદારોને તિરસ્કારથી બાયલા કહ્યા આ સાંભળી બધા પાછા આવ્યા એવામાં સુરંગો ફાટી; એમાં ૪૬ જણ માર્યા ગયા અને ૨૨ ઘવાયા[53] આ ધડાકો એવો તો મોટો થયો હતો કે એમાંથી પથ્થરો ઊડ્યા તેથી હુમલો કરનાર મુસલમાન લશ્કરના પણ કેટલાક માણસો માર્યા ગયા બુરજ હવે તૂટીને નકામો થઈ ગયો હતો ફર્નાન્ડિઝ પણ પોતાના હાથ નીચેનો બુરજ બચાવવા દોડ્યો તે પણ નાશ પામ્યો ૧૦ ઑગસ્ટ ૧૫૪૬ને રોજ દ કેસ્ટ્રો ગવર્નરનો પુત્ર અવિચારી બહાદુરી બતાવતાં માર્યો ગયો[54] આ વખતે

---

૫૨ દ કેસ્ટ્રોના ચરિત્રલેખકના ગ્રંથમાંથી Studies in the His of Guj માં પૃ ૨૩માં કરેલી નોંધ

૫૩ ચરિત્રગ્રંથ ઉપરથી એ જ પુસ્તકમાં પૃ ૨૪-૨૫ Whiteway P 308–9 આ સુરંગ ફાટવાથી થયેલી મરણસંખ્યામાં આધારગ્રંથોમાં થોડો થોડો ફેર છે વ્હાઈટવે ઉપર મુજબ લખે છે જ્યારે ચરિત્રકાર ૬૦ માણસો માર્યા ગયાનું લખે છે

૫૪ એ જ, પૃ ૨૪ ૨૫ Whiteway P 308–9 આ વખતે પણ કૅપ્ટન સાથે

રૂમીખાને ૫૦૦ તુર્કોને કિલ્લામા જઈ હુમલો કરવા હુકમ કર્યો કિલ્લામા ઘેરાયેલાઓની સ્થિતિ ખૂબ જ કફોડી અને ભયકર હતી, પણ એમનુ ધૈર્ય અખૂટ હતુ બચાવના સ્થળે માત્ર પાચ પોર્તુગીઝો પાચસોનો સામનો કરવા ઊભા હતા કેપ્ટન અને કિલ્લાનો પાદરી જહોન કોએલ્હો બીજા પદરને લઈને આવ્યા આ સમાચાર ફેલાતા કિલ્લાના બધા જ બીજા માણસો ભેગા થયા ઘવાયેલા મળીને બધા ૮૦ માણસ હતા ડોશીમા ઇસાબેલા ફર્નેન્ડઝ બધાને શૂર ચડાવતી એક વિચિત્ર શસ્ત્ર લઈને આવી બધાએ મરણિયા થઈ ભારે બચાવ કર્યો આમ પડતા હુમલો કરનાર લશ્કરે બચાવના જુસ્સા સામે લડકાઈ ન ફાવતા હુમલો બધ કર્યો [૫૫]

## આલ્વારો દ કેસ્ટ્રોનુ કાફલો લઈ આવવુ ને બાજી બદલાવી

હવે ડી આલ્વારો ગોવાથી કાફલો લઈ નીકળ્યો હતો તે વસાઈ આગળ અનુકૂળ હવાની રાહ જોઈ પડ્યો હતો એનો કાફલો હવે ૬૦ વહાણનો થયો હતો તા ૧૩ ઓગસ્ટે એમાથી બેરેટો થોડી મદદ લઈને આવ્યો તે પછી થોડી થોડી મદદ આવતી રહી અને તા ૨૯ ઓગસ્ટે આલ્વારો પોતે આવી પહોચ્યો રસ્તામા તોફાન નડવાથી એને નુકસાન સહન કરવુ પડ્યુ ૪૦ વહાણોના કાફલા સાથે એ દીવ પહોચ્યો [૫૬] ડી આલ્વારો પોર્તુગીઝ હિંદનો નૌકાસેનાપતિ હતો, છતા કેપ્ટન ઉપર પોતાના પિતા ગવર્નરનો પત્ર લઈને આવ્યો હતો, કારણ કેપ્ટન મેસ્કેરેન્હાસે જે બહાદુરીથી

---

કિલ્લાના પાદરી અને ડોશીમા ઇસાબેલાએ બહાદુરી બતાવી હતી વ્હાઇટવે એક વિચિત્ર વાત એવી પણ લખે છે કે કેટલાક ખટપટીઓએ ફર્નાન્ડિઝ અને કેપ્ટન વચ્ચે ઊચા મન થાય એવુ કર્યું હતુ

૫૫ Studies in His Guj P 25–26 ડોશી ઈસાબેલ Bill નામનુ એક વિચિત્ર હથિયાર લઈને આવી હતી એ પહોળી બે બાજુ ધારવાળુ બે બાજુ ખીલ વાળુ લાબા હાથાવાળું વાકિયુ હતુ વ્હાઇટવે પૃ ૩૦૭મા ગુજરાતી લશ્કર પાસે મોટા પથ્થર ફેકતુ એક યત્ર હતુ એનાથી ફિરગીઓ બહુ ડરતા એમ લખ્યુ છે ગોફણ જેવુ હશે? એક ફ્રેંચ આ મશીન ચલાવતો હતો એણે ત્રીસ પથ્થર કિલ્લામા ફેંક્યા હતા એ મરણ પામ્યા પછી એને ચલાવનાર જે બીજો આવ્યો તેનાથી એ મશીન ઊલટી દિશામા પથ્થર ફેકવા માડ્યુ એટલે બધ કરવુ પડ્યુ સુરગ ફાટ્યા પછીની લડાઈમા માસ્ટર જ્હોન નામે દાકતર ખૂબ ઘવાયો હતો છતા લડતો હતો એની પેરેરિયા એના પટ્ટા બાધતી હતી એ મરણ પામ્યો ત્યારે એ સ્ત્રી એને દફન કરી પોતે બીજાની સારવાર માટે ગઈ

૫૬ Whiteway P 310 Studies in His Guj P 26–27 આ કાફલાને દરિયાઈ તોફાનથી જે મુશ્કેલીઓ પડી અને જે જે મહેનતોએ બડ કરી બનાવી એ બધુ ખૂબ વિગતવાર વર્ણન પોર્તુગીઝ લેખકોએ કર્યુ છે

કીર્તિ મેળવી હતી તેને શિસ્ત ખાતર માન આપવાનું હતું[૫૭] આલ્વારો આવ્યો ત્યારે કિલ્લો ખંડેરની દશામા તૂટીને મડદા જેવો થઇ ગયો હતો દીવાનો અને બુરજો પથ્થરનો ઢગલો માત્ર હતા, ઘેરાયેના અંદરની બચાવ હરોળમા રહી લડી રહ્યા હતા, અને છેવટના નાશની રાહ જોતા મરણિયા થયા હતા કિલ્લામા દુકાળ હતો ખોરાક હતો જ નહિ મન્ચીને બદલે કાગડા કૂતરા અને બિલાડાના માસ ખાવામા લીધા હતા માંદગી ચાલુ હતી. દવાઓ થઇ રહી હતી દારૂગોળો પણ ખલાસ થયો હતો આલ્વારોની મદદ આવી પહોચતા ઘેરાતી પરિસ્થિતિની આખીયે બાજી પલટાઇ ગઇ[૫૮] અન્તેગો ઝડપથી ફરવા લાગ્યા કેપ્ટને આલ્વારોને યોગ્ય માન આપી સારો સત્કાર કર્યો આલ્વારોના આગમન પછી કિલ્લામા ૬૦૦ માણસો થયા હતા

### નવા આવેલાઓ શિસ્તભંગ કરી લડવા ગયા ને હાર્યા એ વિજયને રૂમીખાને આપેલુ મોહ્ર ૨૫૨૫

આ નવા આવેલા લશ્કરીઓ બિનઅનુભવી હતા એમણે આવતાની સાથે હુમલો કરનારા લશ્કર સામે ખુલ્લા મેદાનમા જઇ લડવાની માગણી કરી કેપ્ટન મેસ્કેરેન્હાસ અનુભવી હતો એણે એવુ સાહસ કરવા ના પાડી પરતુ લશ્કરનો કેટલોક ભાગ શિસ્ત તોડી બળવો કરવા તૈયાર થયો આ પરિસ્થિતિ જોઇ ડાહ્યા કેપ્ટને એક સો માણસો રક્ષણ માટે રાખી બાકીના ૫૦૦ની ત્રણ ટુકડી કરી એક પોતાની સરદારી નીચે, અને બીજી બે આલ્વારો, અને ફ્રેન્સિસ્કો મેનીઝીસની સ દારી નીચે ગોઠવી સામે વીસ હજારનુ લશ્કર હતુ એટલે આ સાહસ મૂર્ખાઇભરેલુ હતું આ સાહસમા ધાર્યા પ્રમાણે હાર થઇ અને ફિરંગીઓની ખુવારી થઈ[૫૯] ગૂજરાતીઓ એ બાંધેલી દીવાલ ઉપર ચડતા આલ્વારો એક પથ્થર વાગવાથી બેભાન થઇ નીચે પડ્યો, અને ફ્રાસિસ્કો મેનીઝીસ તથા બીજો તુઇ ડી મેલો નામનો સરદાર માર્યો ગયા આ વિજયથી કિલ્લાની પહેલી રક્ષણહરોળ ગૂજરાતીઓના હાથમા આવી હતી રૂમીખાને વિજયનો ઉત્સવ કર્યો દીવ

---

૫૭ Studies in His Guj P 27 લેખક કોઇરો અને કેસ્ટ્રોના ચરિત્ર પરથી કરેલી નોધ શિસ્ત એ યુરોપીય લોકોના મુખ્ય ગુણ હતો આપણામા એની ખામી હતી

૫૮ Wh tewav P 308 Studies P 24

૫૯ Studies P 27–29 Whiteway P 310–11 કેસ્ટ્રોનો ચરિત્રલેખક આ વખતે મુઝાહિતખાન પણ સારી મદદ લઈ ગૂજરાતી લશ્કરને મળ્યો એમ સમજે છે Danvers I P 471મા એને Mojte Khan લખે છે, અને એ પાચ હજાર માણસ લઈ આવ્યો હતો એમ કહે છ એટલે એનો અસહકાર હતો એ વાત માનવા જેવી લાગતી નથી

શહેર સારી રીતે ફરી બાધવાની અને મહેલો બનાવવાની યોજનાઓ ઘડી અમદાવાદ સુલતાનને જીતના સમાચાર મોકલ્યા ત્યા જાહેર ઉત્સવ ઊજવાયો બીજા દેશોમા પણ આ સમાચાર ફેલાયા ગોવામા આ સમાચારથી વાતાવરણ ગભીર બન્યુ અને ગભરાટ પણ થયો[૬૦] રૂમીખાને પોતાના લશ્કર અને લોકોમા હિંમત લાવવા માટે અને ફિરગીઓમા ગભરાટ ફેલાવવા માટે આ સમાચાર વધારીને ફેલાવ્યા હોય એમ જણાતુ હતુ[૬૧] ગોવામા આ સમાચારથી ખિન્ન થયેલા લોકોને, જ્યારે આરવારોને લઇ ગયેલુ વહાણ પાછુ ફર્યું ત્યારે, ખાતરી થઇ કે સમાચાર ખોટા હતા વહાણનો કપ્તાન ગવર્નર પાસે ગયો એણે પહેલી કિલ્લાની સ્થિતિની ખબર પૂછી, અને કિલ્લો હજી પોતાના હાથમા છે એ જાણીને ગવર્નરે ઘૂટણિયે પડી આસુ સાથે ઈશ્વરનો ઉપકાર માન્યો[૬૨] એ પછી એના પુત્ર ફર્નાન્ડિઝના મરણના સમાચાર સાભળી મુખ ઉપર કાઈ લાગણી ન બતાવતા ધૈર્ય રાખ્યુ, પરન્તુ બધા વિદાય થયા પછી ખાનગીમા પુત્રશોકથી પોતે રડી પડ્યો[૬૩] અહીં દીવના કિલ્લામા એ વખતે થોડી થોડી મદદ આવ્યા કરતી હતી અને કુલ ૧૦૦૦ પોર્તુગીઝો થયા હતા, પરન્તુ બહારની હરોળ પાછી જીતી લેવાનો પ્રયત્ન થયો ન હતો, કારણ ત્યા સુરંગો હતી તા ૧૦ ઓક્ટો ૧૫૪૬ને રોજ રમજાન ઈદનો ઉત્સવ હતો, એટલે હુમલા થયા નહોતા[૬૪]

## ૬ કેસ્ટ્રોએ કરેલી તૈયારી અને દીવ તરફ પ્રયાણ

ગોવામા હવે ગવર્નર દ કેસ્ટ્રોએ વિજય માટે છેવટનો ભારે પ્રયત્ન કરવા માડ્યો અને એની ઝડપી તૈયારીઓ થવા લાગી ગોવામા દીવની લડાઈ અને શત્રુએ કરેલી તૈયારી અને કાર્યોના ચિત્રો અને દેખાવોનુ પ્રદર્શન કર્યુ એ બધુ જાણે પોતાના લશ્કરીઓ જીતી લેતા હોય એવી રીતે લશ્કર પાસે દેખાવ પૂરતા ખોટા હુમલા કરાવ્યા બધી તૈયારી થઇ રહ્યા પછી

---

૬૦ Studies P 27 28 Whiteway P 310-11 Danvers I P 471 72

૬૧ Studies P 28 કેસ્ટ્રોના ચરિત્રલેખકના ગ્રથમાથી

૬૨ એજ પૃ ૨૮ ૨૯ વહાણનો કપ્તાન ગવર્નરના મહેલમા આ સમાચાર લઇને ગયો ત્યારે પુત્રની ખબરને બદલે એણે કિલ્લાની ખબર પૂછી એ વખતે ગોવાનો ફ્રેંસિસ્કન મતનો મુખ્ય પાદરી એની પાસે બેઠો હતો

૬૩ એજ પૃ ૨૮ ૨૯ દ કેસ્ટ્રોનો ચરિત્રલેખક તથા કાઉટો ઇતિહાસલેખક-આ વાત સગર્વ નોંધે છે દ કેસ્ટ્રોને બીજાના દેખતા શોકથી લાગણીવશ થવુ એ નબળાઈ લાગતી હતી

૬૪ Whiteway P 311

કાફલો ઉત્તર તરફ રવાના થયો,[૬૫] એમાં મનોગી પહેલી યોજના એવી હતી કે ગુજરાતના સુલતાનના કિનારાના મોટા બંદરોને હેરાન કરવા જેથી સુલતાન કંટાળીને કે ડરીને સંધિ કરવા આવે, પરન્તુ તત્કાળ તો એ વાત પડતી મૂકી, કારણ દીવનો કિલ્લો તદ્દન પડી ભાગ્યો હતો અને દુશ્મનોને ત્યાંથી કાઢીને સૂકા મહિનાઓમાં એનું સમારકામ કર્યા વિના ચાલે તેમ નહોતું પોર્ટુગીઝો બીજા કામ કરનાર માણસો ઉપરાંત ૩૫૦૦ લડવૈયા ભેગા કરી શક્યા હતા[૬૬] બીજી બાજુ હુમલો કરનાર ગુજરાતી લશ્કર ૨૦૦૦૦નું હતું અને સુલતાન પાસે બીજા પચાસ હજારનું અનામત લશ્કર હતું એવી અફવાઓ ચાલી રહી હતી ગોવાથી ઉપડેલો કાફલો ૭ દિવસે વસાઈ આવ્યો ત્યાંના કૅપ્ટન ડી જેરોનીમો ડી મેનીઝીસે ગવર્નરને પુત્રના શોક માટે દિલાસો આપ્યો વસાઈમાં આ લોકોએ માણસો અને પુરવઠો મેળવીને યોજનામાં ફેર કર્યો, અને ગુજરાતના બંદરોને ત્રાસ આપવાનો નિશ્ચય કરી મેન્યુઅલ ડી લીમાને ૭ વહાણો આપીને ગુજરાતી વહાણો સમુદ્રમાં મળે તેઓને પણ પકડવાનો હુકમ કર્યો[૬૭]

### ગવર્નરના હુકમથી મેન્યુઅલ ડી લીમાએ ગુજરાતનાં બંદરોમાં વર્તાવેલો ભયંકર કેર

મેન્યુઅલ ડી લીમાએ ગુજરાતના ખાસ કરીને ખંભાતના અખાતમાં આવેલા બંદરોમાં ખૂબ ત્રાસ કર્યો એણે રસ્તામાં ખોરાક સામાન લઈ જતા ૬૦ વહાણો પકડ્યાં એમાં જે મુસલમાન નાવિકો હતા તેમને મારીને નદીઓના મુખોમાં ભરતી વખતે તેમના દેહને તરતા મૂકવા હુકમ કર્યો આમ કરવાથી નદીઓમાં એ મૃતદેહો તણાઈને જાય અને શહેરના ગામોમાં પોર્ટુગીઝો કેવું વેર લઈ શકે છે તેની છાપ પડે એ ઇરાદો હતો આ ત્રાસ ફેલાવી લીમા સાઠ મૃતદેહોને વહાણ ઉપર લટકાવી વસાઈ પાછો ફર્યો આ બધું જોઈ સંતોષ પામેલા ગવર્નરે લીમાને બીજાં ત્રીસ વહાણો આપી ગુજરાતના બીજા બંદરોને લૂંટીને બાળવા માટે ફરીથી મોકલ્યો[૬૮]

---

૬૫ એજ, પૃ ૩૧૧

૬૬ એજ, પૃ ૩૧૧-૧૨

૬૭ એજ, પૃ ૩૧૨

૬૮ પોર્ટુ ઇતિહાસલેખક કોઉટો અને દ કેસ્ટ્રોના ચરિત્રના ગ્રંથમાંથી Studies in His Guj P 31માં લીધેલી નોંધ સાઠ મૃતદેહોને લટકાવવા માટે લખે છે 'A sight which sacrificed more to vengeance than humanity

## મગદળ અને હાસોટ બંદરોનો નાશ

લીમા પહેના તાપી નદીને કાઠે હમસીઓથી વગેના મગદળ નામના બંદરમા આવ્યો જેમ્મન લીમા બંદરે ઊતર્યો ત્યારે ત્યાની મુસલમાન વસ્તી એ જરા સામનો કર્યો, પણ પછી બધા નાઠા ફેટને માત્ર પુરુષો જ નહિ પણ સ્ત્રીઓ અને બાળકોને પણ મારી નાખ્યા, ગામ બાળ્યુ માત્ર હાથ કાપી નાખેલો એક માણસ જીવતો રહ્યો હતો, એ આ વિજયના સમાચાર બીજે પહોંચાડવા માટે જીવતો રાખ્યો હતો ૬૯

એ પછી નર્મદાને કાઠે આવેના હાસોટ બંદરે લીમા ગયો આ બંદરમા દરિયાઇ વેપારથી સમૃદ્ધ ધનવાન લોકો સારા મોટા મકાનોમા રહેતા હતા દ કેસ્ટ્રો ગવર્નરનો ચરિત્રલેખક કહે છે કે આ બંદરમા સ્ત્રીઓને પણ કતલમા બાકી ન રાખી સ્વરૂપમા પોર્ટુગીઝોથી જરા પણ ઊતરે નહિ એવી, અને જેમનુ મુખ જોઇ તલવાર ઊપડે નહિ એવી બ્રાહ્મણ (?) યુવતિ ઓને પણ મારી નાખવામા આવી એ પછી કાઠાના બીજા ગામોને લૂટતો બાળતો અને નિર્જન કરી મૂકતો મેન્યુઅલ લીમા સૌરાષ્ટ્રના કિનારાની પાસે આવેના ડોસ મોગ્ટોસ (શિયાળ?) બેટમા એ વખતે ગવર્નરનો કાફલો આવીને પડ્યો હતો ત્યા જઇને મળ્યો ૭૦

તા ૭ નવેમ્બર ૧૫૪૬ને રોજ ગોવાનો ગવર્નર દ કેસ્ટ્રો આખા હિંદના પોર્ટુગીઝ રાજ્યની બધી શક્તિ ભેગી કરી, એનો ચરિત્રકાર કહે છે તેમ, ગૂજરાતના રાજાને સજા કરવા ચઢી આવ્યો દિવનામા વાવટા બધાયા અને તોપોથી સત્કાર થયો એણે નિશ્ચય કર્યો હતો કે પોતાની તરવાર બચાવ માટે નથી પણ વેર લેવા તથા સજા કરવા માટે છે એણે કાફલાના માણસો ને બોલાવી સભા ભરી પોતે શત્રુ ઉપર સામો હુમલો કરવાનો છે એમ કહ્યુ અને સરદારોની સલાહ માત્ર એ કામ કરવુ કે નહિ તે માટે નહિ પણ કેવી રીતે કરવુ તે માટે જ માગી સભામા લવાયેના નિર્ણયો ખાનગી

---

૬૯ Studies P 31 એમા ચરિત્રલેખક અને ઇતિહાસલેખક બન્ને સરખુ લખે છે કે 'The slaughter was great soldiers sword sparing neither sex nor age

૭૦ એ જ, પૃ ૩૨ એમા એ જ લેખકોને આધારે નોંધ છે સ્વરૂપવાન સ્ત્રીઓ માટે Bramanish શબ્દ લખ્યો છે મેં કોમિ એ કદાચ બ્રાહ્મણ હશે એમ ધારે છે પરતુ ઉચ્ચ વર્ણની હિંદુ સ્ત્રીઓ હોવાનો સંભવ છે બીજા હેરાન કરેલા સ્થળોના નામ નથી આપ્યા, પરંતુ લીમાની ક્રૂરતા માટે મોટું લેખક to seem not to be glutted with blood or victory એમ લખે છે।

રાખવામા આવ્યા રૂમીખાન અને ગુજરાતી લશ્કરને ખબર ન પડે તેવી રીતે લશ્કર કિલ્લામા ઉતારવુ અને એ લોકો છેતરાય એવો દેખાવ રાખવો એમ ઠર્યું હતુ ત્રણ દિવસ સુધી રાત્રે દોરડાની નિસરણીઓ કરી લશ્કરને કિલ્લામા ઉતારવામા આવ્યુ બીજી બાજુ શત્રુની તરફ દરિયામાથી સીધા પોર્ટુગીઝો એમની સામે લડવા આવે છે એવો દેખાવ વહાણોની આવજા, રણશિંગાના અવાજ, તોપના અવાજ તથા ગવર્નરના રાજ્યચિહ્નવાળા વાવટાનું વહાણ વગેરેથી કર્યો એ વખતે શત્રુને રોકવા કિલ્લામાથી પણ કેટલાક બહાર જઇ લડવાનુ કર્યું આમ રૂમીખાનને ખબર ન પડે તેમ બધુ પોર્ટુગીઝ સૈન્ય અને સરજામ ત્રણ દિવસમા કિલ્લામા જઇને ગોઠવાઈ ગયુ[૭૧]

છેલ્લી મોટી લડાઈ, ૧૧ નવેમ્બર, ૧૫૪૬

તા ૧૧ નવેમ્બર ૧૫૪૬ના પ્રભાતે ગવર્નર દ કેસ્ટ્રો પોતા બખ્તરમા સજ્જ થઇ પોતાના સરદારો સાથે નીકળ્યો એ દિવસ સેંટ માર્ટિનનો હતો ખ્રિસ્તી રિવાજ પ્રમાણે પ્રાર્થના અને બીજો વિધિ વગેરે થયુ દરવાજા ખોલવાનો હુકમ અપાયો દ કેસ્ટ્રોએ પોર્ટુગીઝ લડવૈયાઓને છેલ્લુ વાક્ય કહ્યુ કે "લડવા માટે તમને ઉત્તેજિત કરે એવુ બોલવુ એ આપણે બધા પોર્ટુગીઝ છીએ એ ભૂલી જવા જેવુ છે!"[૭૨] સૈન્યના નક્કી થયેલા વ્યૂહ પ્રમાણે સર્વથી આગળ કેપ્ટન મેસ્કેરેન્હાસ હતો એના હાથ નીચે પાચસો પોર્ટુગીઝ લડવૈયા, અને છસો કનડા તથા પાચસો નાયર માણસો હતા બીજી ટુકડીમા ડી આલ્વારોના હાથ નીચે એટલા જ પોર્ટુગીઝ હતા એમા નૌકાદળના અમલદારો પણ હતા ત્રીજી ટુકડી મેન્યુઅલ લીમાના હાથ નીચે પાચસો પોર્ટુગીઝોની હતી એ પછી ગવર્નરના પોતાના હાથ નીચે સૌથી વધારે, એટલે આઠસો પોર્ટુગીઝો હતા, અને બાકીના કનડા તથા ગનબારી હતા[૭૩] ગવર્નરનો વિચાર પહેલા બસો કનડા માણસોને બધા લશ્કરની આગળ મોકલવાનો હતો એમા જો શત્રુએ સુરગો ગોઠવી હોય તો એ પહેલા જનારા હિંદીઓ મરણ પામે ને પાછળના

૭૧ એ જ, પૃ ૩૨ અને નોધ ૨ Whiteway P 312 ગવર્નર દ કેસ્ટ્રોએ બહુ જ યુક્તિથી અને ખોટા દેખાવો કરી શત્રુને બીજી બાજુ રોકી રાખી કિલ્લામા જે સામગ્રી અને સૈન્ય ઉતાર્યું તેની પોર્ટુગીઝ લેખકો પ્રશંસા કરે છે, અને વિગતવાર વર્ણન આપે છે

૭૨ એ જ, પૃ ૩૩ બધા લેખકો આ શબ્દો નોધે છે આવુ દેશાભિમાન આપણામા ખાસ જોવામા આવ્યુ નથી

૭૩ એ જ, પૃ ૩૩ કેસ્ટ્રોના ચરિત્રલેખકને આધારે Danvers I 472મા શત્રુ ઉપર પહેલો હુમલો કરે તેને ૧૦૦૦ સિક્કાનુ ઈનામ જાહેર કર્યું છે

ભાગી જાય એવો નીચ ઇરાદો હતો.[૭૪] પરંતુ એના બીજા અમલદારોને એ વાત ગમી નહિ, કારણ કે આગળ જવાથી જે બહાદુરીનો યશ મળે તે બીજા લઈ જાય. એના માણસોએ કહ્યું કે આગળ રહેવા માટે તો અમે એકને બદલે સાત જીવ આપવા તૈયાર છીએ. ગવર્નરે આથી ખુશ થઇ કનડા લોકોને પાછળ રાખ્યા.[૭૫]

### ગુજરાતની હાર અને ફિરંગીઓનો મોટો વિજય

આખો દિવસ આ લડાઇ ખૂબ જોરમાં ચાલી. વારંવાર એક કે બીજી ટુકડીના હુમલા વારાફરતી થયા કરતા અને એક ટુકડી આગળ વધતી તો બીજી પાછળ પડતી. એક પોર્ટુગીઝ ટુકડીએ ગૂજરાતી લશ્કરે બાંધેલી દીવાલ ઉપર તોપોની હરોળ ઉપર હુમલો કર્યો. ગવર્નર પોતે એક બળવાન ટુકડી લઈ લડાઈમાં ઊતર્યો હતો. તેની આગળ એન્ટોનિયો ડી કેસલ નામનો ફ્રાંસિસ્કન પાદરી ખ્રિસ્તી ધર્મનું નિશાન ક્રોસ લઇને ચાલતો હતો. દીવાલ ઉપર ચડતાં ગોળી એ પાદરીના હાથમાં વાગી. એ બહાદુરીથી સ્થાન ઉપરથી ખસ્યો નહિ અને જગતને બચાવનાર ક્રાઇસ્ટને માટે જીવ અર્પણ કરવા પોર્ટુગીઝોને કહેવા લાગ્યો. મેસ્કરેન્હાસ અને આલ્વારોએ એક બુરજ ઉપર બે વાર ફિરંગી ધ્વજ રોપ્યો અને સામેથી બે વાર એને કાપી નાંખ્યો. આખરે બધાએ તોપોની હરોળ સામે એવો નિશ્ચયાત્મક જબરો ધસારો કર્યો કે ગૂજરાતી લશ્કરની અંદર પેસી ગયા, અને ત્યાં ખુનખાર લડાઇના સામસામી અનેક હુમલા થયા.[૭૬] સામેથી રૂમીખાન અને નાના જુઝારખાને ભારે બચાવ કર્યો પોર્ટુગીઝો જરા પાછા પડતા તોપણ ફરી જોરથી હુમલો લાવતા અને એવા એક જબરા ધસારામાં ગૂજરાતના લશ્કરને એમણે હરાવીને દીવના શહેર તરફ નસાડયું. આ યુદ્ધમાં રૂમીખાન માર્યો ગયો અને નાનો જુઝારખાન ૬૦૦ મુસલમાનો સાથે કેદ પકડાયો. હાજી દબીરના

---

૭૪: Danvers, I:-472–73 એમાં વિગત આપેલી છે.

૭૫: Danvers, I.473. એમા પોર્ટુ. અમીરોએ આ વાંધો લીધો એમ લખ્યુ છે. Studies in His. Guj. P. 33મા ઑફિસર્સ-અમલદારો એમ લખ્યુ છે પોર્ટુ મા ધર્મ અને દેશ બન્નેનું અભિમાન દેખાય છે; મુસલમાનોમા ધર્મનુ દેખાય છે; જ્યારે હિંદુ-ઓમાં બન્ને ઓછું દેખાય છે.

૭૬: કોઇ ઇતિહાસલેખક પરથી Studies in His Guj P. 34મા નોધ; Whiteway· P 312–13 એમા બન્નેની ખુવારીના આંકડા આપ્યા છે. ખાસ કરીને પોર્ટુગીઝ મરેલાઓને દાટવાને બદલે બાળવા પડ્યા. ઘણા ખડેરો નીચે દટાઇ ગયા. હવા બગડવાથી કિલ્લામા ઘણા માંદા પડ્યા. દવાઓ ખૂટી પડી હતી. માંદગીમા ૧૫૦૦ પોર્ટુગીઝો અને ઘણા દેશીઓ મરણ પામ્યા હતા.

ઇતિહાસમાં છે કે એક લાકડાનો પુલ તૂટતાં ૩૦૦ માણસો માર્યા ગયા તેમાં રૂમીખાન મરી ગયો.[૭૭] ગુજરાતના અરબી ઇતિહાસનો લેખક હાજી દબીર લખે છે કે વાઈસરૉય (ગૈઝરી) મેઘ ગર્જે તોપોના અવાજ વહાણ ઉપર કાફલામાંથી કરીને પરોઢિયે કિનારામાં ત્રીસ હજાર ફિરંગીઓ માથે પેઠા આ લેખક કહે છે કે મુસલમાન લશ્કરનો આ પરાજય લખતાં કલમની શાહી સુકાઈ જાય છે હારનું કારણ એ મુસલમાન લશ્કરની એકતાની ખામી અને બે પક્ષોની તાણાતાણીનું આપે છે રૂમીખાનને પક્ષે પરદેશીઓ હતા, અને ખુદાવંદખાન ઇમાદુલ્મુલ્ક મુહમ્મદઉન બગાણીના હાથ નીચે દેશી લોકો હતા ખુદાવંદખાન ઇમાદુલ્મુલ્ક છેવટે નાસી ગયો જો તે હિંમતથી લડ્યો હોત તો પરિણામ જુદું આવત વળી એ લેખક છેવટના ભાગમાં મુસલમાન લશ્કર કરતાં ફિરંગીઓ પાસે વધારે માણસો હતા એમ પણ લખે છે,[૭૮] જ્યારે ફિરંગી લેખકો એથી ઊલટું લખે છે ગુજરાતી લશ્કરમાં મેળ અને શિસ્તનો અભાવ હતો એ જ મુખ્ય કારણ લાગે છે આમ ગુજરાતના ઇતિહાસમાં એક બહુ જ મહત્ત્વની ગણાય એવી લડાઈમાં ગુજરાત હાર્યું અને પોર્ટુગીઝોના ઇતિહાસમાં પણ આ મહત્ત્વની જીતથી એમની આબરૂ યુરોપમાં વધી.[૭૯] વિજય મેળવ્યા પછી રાજાના ભાગ તરીકે ગવર્નરે શત્રુના હાથ કરેલા ધ્વજો અને ૪૦ મોટી તોપો વગેરે રાખ્યાં અને પછી એ જમાનાની સામાન્ય રીત પ્રમાણે દીવ શહેરને લૂટવાનો હુકમ આપ્યો દ ક્રૅસ્ટ્રોનો ચરિત્રલેખક પોતાના નાયકનાં વખાણ કરતાં લખે છે કે દીવની લૂટમાંથી ગવર્નરે પોતે કાંઈ પણ ન લીધું, કારણ પૂર્વના દેશોનું ધન લેવા માટે એને ઘણો જ

૭૭ Studies in His Guj P 34 Whiteway P 313 ગુજ અરબી ઇતિહાસ પૃ ૨૮૨ રૂમીખાન પુલ તૂટવાથી મર્યો એમ લખે છે વ્હાઇટવે માત્ર એટલું જ લખે છે કે રૂમીખાન પછી દેખાયો નહિ એટલે શત્રુના જે ૩૦૦૦ માણસો મરી ગયા તેમાં મૂઓ હશે

૭૮ અરબી ઇતિહાસ પૃ ૨૮૨ એમાં મુસલમાનો ૧૫૦૦ મરી ગયા અને ૧૦૦૦ ઘવાયા એમ લખે છે પોર્ટુગીઝોના કિલ્લામાં ૧૭૦૦ મરી ગયા અને ૧૧૧૦૦ના લડાઈ મેદાનમાં માર્યા ગયા એમ લખે છે જ્યારે પોર્ટુગીઝ લેખકો ૧૦૦ માર્યા ગયા ૪૦૦ ઘવાયા એટલું જ કબૂલ કરે છે આ ઉપરથી બન્ને લખાણ વિશ્વાસ મૂકવા યોગ્ય નથી એમ લાગે છે ખુવારીની બાબતમાં સામા પક્ષની વધુ ખુવારી થઈ એમ બન્ને લખે છે અરબી ઇતિહાસલેખક કહે છે કે જહાંગીરખાન ૪૫૦૦ માણસો લઈને અમદાવાદ નાસી ગયો આમાં રૂમીખાન ઉપરાંત અસદખાન અને ઉલુઘખાન પણ મરણ પામ્યા પોર્ટુગીઝ મત પ્રમાણે પાંચ હજાર મુસલમાન લશ્કરીઓ મરી ગયા

૭૯ અરબી ઇતિહાસલેખક હાર ખુલ્લી રીતે કબૂલ કરે છે દ ક્રૅસ્ટ્રોનો ચરિત્રલેખક (Studies P 34) કહે છે "આપણા લેખકો કરતાં બીજા દેશોના ઇતિહાસલેખકોએ દીવના વિજયનાં આપણા કરતાં વધારે વખાણ કર્યાં છે"

તિરસ્કાર હતો[૮૦] ડિમ્ભગના બીજા ખેશાગાથી દ ક્રેસ્ટ્રો ઉપર મુબારક બાદીના મદેશા તથા એનચીએ આ ના ગોવાની સભાએ એને ડયૂરનુ ઉપનામ આપ્યુ પોર્તુગાલના રાજાએ એને વાઇસરોયની પદવી આપી ફિરગી ગવર્નરોમા આ ચોથો વાઇસરોય હતો[૮૧]

**કિલ્લો ફરી બાધવા માટે ગવર્નરે લીધેલી ઉધાર રકમ (લોન)**

હવે દીવનો કિલ્લો જે ઠેક પડી ભાગ્યો હતો એને ફરી બાધ્યા વિના ચાલે તેમ નહોતુ, પણ ગવર્નર પાસે પૈસા નહોતા એણે દીવથી ગોવાની સભા[૮૨] ઉપર એક લાબો પત્ર લખ્યો એમા એણે ૬૦૦૦ પાઉન્ડ (૨૦૦૦૦ ગોવાના સિક્કા)ની માગણી કરી આ ઉધાર રકમની બાયધરી તરીકે એની પાસે કાઇ ન હોવાથી એણે પત્રમા લખ્યુ કે એ માટે મારા પુત્ર ફર્નાન્ડિઝના હાડ ા મોકલવાનો હતો, પરતુ એ બરોબર સારી સ્થિતિ મા હાથમા ન આવ્યા, એટલે મારી દાઢીમાથી વાળનો ગુચ્છો કાપીને મોકલુ છુ અને ઉધાર રકમ ગમે તેમ કરીને એક વર્ષમા પાછી આપવાનુ બાર્ઇમલ ઉપર સોગદ ખાઇને વચન આપુ છુ પત્રમા એણે ખભાતના રાજા ઉપર ઇશ્વરની કૃપાથી પોતે મેળવેલા વિજયનો આનદ કાઇ પણ સકોચ વિના બધા અનુભવે એમ લખ્યુ હતુ આ પત્ર દીવથી ૨૩ નવેમ્બર ૧૫૪૬ને રોજ લખેલો હતો પત્ર ૭ ડિસેમ્બરે ગોવા પહોચ્યો અને ત્રણ અઠવાડિયામા રકમ ભેગી થઇ ગઈ સભા ત કથી તા ૨૭ ડિસમ્બરે પત્રનો જવાબ આપતા રોડ્રિક ડી એઝેવેડો અને બાર્થોલોમ્યુ ગિરસ્મોએ ગવર્નરે મોકલેલા વાળની બાયધરી પાછી મોકલી પ્રજાએ રાજીખુશીથી પૈસા આપ્યા છે એમ લખ્યુ એમા ગોવાના વેપારીઓ, સોનીઓ અને બ્રાહ્મણોએ પણ એ પૈસા ભર્યાનો ઉલ્લેખ છે[૮૩] આ ઉધાર રકમ માગરોળ આગળ ગૂજરાતી વેપારી વહાણ ની લૂટમાથી વખતસર પાછી આપવામા આવી[૮૪]

૮૦ ક્રેસ્ટ્રોના ચરિત્રલેખક ઉપરથી Studies in His Guj મા પૃ ૩૫મા નોધ

૮૧ એ જ, પૃ ૩૪મા નોધ

૮૨ Whiteway P 313-14 એમા મ્યુનિસિપાલિટી લખે છે દ ક્રેસ્ટ્રોનો પત્ર અને ગોવામા ભરાયેલા પૈસા વગેરેનુ વર્ણન પ્રો કોમિ ક્રેસ્ટ્રોના ચરિત્રલેખકના ગ્રથમાથી લબાણથી પૃ ૩૫ થી ૩૭મા આપે છે અહી ઉપયોગી ન હોવાથી ટૂકો સાર માત્ર આપ્યો છે પત્રમા ગવર્નર લખે છે કે દીવનો કિલ્લો એવો બાધવો છે કે ખભાતનો રાજા ફરીથી એને લેવાની આશા છોડી દે

૮૩ Studies in His Guj P 37

૮૪ Whiteway P 313-14 Danvers I P 476 Cambay ship લખે છે તે ગૂજરાતી વહાણ સમજવાનુ કે એક જ વહાણના માલમાથી લોન ભરપાઇ થઈ એ વહાણ એન્ટોનિયો મોનીઝ બેરેટોએ પકડેલુ

## ઘોઘાની લૂંટ અને કતલ

કિલ્લો નવેસરથી બાંધવાનું શરૂ કર્યું તેની દેખરેખ માટે ગવર્નર પણ દીવમાં રોકાયો હતો એ સમય દરમ્યાન ગુજરાત ઉપરની વૈરવૃત્તિ નવરી ન બેસી શકી એણે ગોન્સાલ્વ સીમાને ખંભાતના અખાતમાં આવેલું એકેએક ગામ તારાજ કરવા હુકમ આપ્યો એમાં ઘોઘા બંદરને ન લૂંટવા સૂચના કરવામાં આવી હતી કારણ કે દીવથી પાછું ગયેલું ગુજરાતી લશ્કર ઘોઘામાં પડાવ નાખી રહેલું છે એવા ખબર એને મળ્યા હતા પરંતુ દૈવ યોગે એવું બન્યું કે ખંભાતના અખાતમાં વાવાઝોડાનું ભયંકર તોફાન એને નડ્યું અને ઘોઘા આગળ જ એને થોભી જવું પડ્યું ફિરંગી વહાણોના આવવાના સમાચારથી ઘોઘાથી માત્ર લોકો જ નહિ પણ લશ્કરીઓ પણ ગામ છોડી પાસેની ટેકરીઓ તરફ નાસી ગયા સીમાએ પોતાના માણસોની સલાહ લીધી અને બધાનો મત એવો થયો કે ગવર્નરનો હુકમ ગમે તે હોય પણ અકસ્માતની ખબર એને પડે નહિ માટે ઘોઘામાં ઊતરવું આ ઉપરથી સીમા ત્રણ કેદ પકડાયેલા વાણિયાઓને લઈને નાસેલા લોકોની તપાસ માટે નીકળ્યો સંતાયેલા લોકોને પકડીને નાના, મોટા, સ્ત્રી પુરુષ કે બાળક, ત્યાંના વતની કે પરદેશી, કોઈ પણ જાતના ભેદ કે ન્યાય વિના કતલ કરવામાં આવ્યા ઘોઘા શહેરમાંથી જે લઈ જવાય એવું હતું તે લૂંટી લીધું અને ન લઈ જવાય એવું તથા ઘરો બાળી મૂક્યાં આમ મનુષ્યો તરફ અમાનુષી વર્તાવ કરી ધર્મસ્થાનો તરફ હાથ ફેરવ્યો મંદિર અને મસ્જિદોને અપવિત્ર કરી મૂર્તિઓ આગળ લોકોને ફાંસીએ દીધા, અને ઢોરોની કતલ કરી, ગાયોની પણ કતલ કરી[૮૫]

## ગાધાર અને બીજા કાંઠાના ગામો વેરાન કર્યાં

ઘોઘાથી ઊપડી અખાતની સામે પાર જતાં ખંભાત નજીકના દરિયામાં મોટી જુવાળમાં સીમાનાં વહાણો ફસાયાં અને વંટોળિયાના તોફાન વગર પણ એનાં વહાણોને નુકસાન થયું સામે જ ગાધાર બંદર દેખાયું દ કોટ્ટોના ચરિત્રકારના શબ્દોમાં એ બંદર વેપારથી ધનવાન હતું પરંતુ એના રહેવાસીઓ નબળા હતા આ લુટારુ વહાણોને જોતાં જ મરજી આપી દઈ લોકો

---

૮૫ કોટ્ટોના ચરિત્રગ્રંથમાંથી Studies H s Guj માં પૃ ૩૮માં લીધેલો ઉતારો એમાં મસ્જિદોમાં ગાયો મારી એમ લખે છે કે મંદિરને બદલે ભૂલમાં હશે એમ પ્રો કોમિ ટીકામાં લખે છે ઘોઘામાં હિંદુઓની કતલ મોટા ભાગે થઈ હતી એમ એ માને છે પરન્તુ એ માટે આધાર નથી ફિરંગીઓને મુસલમાન પર વધારે વેર હતું મંદિરો ભ્રષ્ટ કર્યાં એ ખરું છે

તાબે થયા, પરતુ આ નિર્દય લોકો વેરને લીધે લોહીના તરસ્યા હતા એટલે તાબે થઈ બધુ આપી દીધુ છતા કાઇ વળ્યુ નહિ અને એમની કતલ થઈ, ગામ બાળ્યુ આ રીતે કાઠાના ઘણા ગામ નિર્દય રીતે ઉજ્જડ કરવામા આવ્યા ૮૬ જે રહેવાસીઓ કોઈ પણ રીતે ત્રાસમાથી નાસી શકયા તે દરિયા કાઠાના ગામ છોડીને અદરના ગામોમા જઈ વસ્યા

## સુલતાન મહમૂદે દીવ ફરી જીતી લેવા કરવા માંડેલી તૈયારીઓ

દીવની લડાઈમા ગૂજરાતી લશ્કરે હાર ખાધા પછી કારાહસન જહાગીરખાન રહેલુ લશ્કર લઈ નવાનગર–ઊના–થઇ અમદાવાદ પહોચ્યો ત્યા સુલતાનને પરાજયનુ વર્ણન સાભળી આખમા આસુ આવ્યા લશ્કરીઓની એણે ખબર પૂછી અને જેમની બહાદુરીના વખાણ સાભળ્યા તેમને માનમા ઝભ્ભા આપ્યા કારાહસનને તોપખાનાનો મુખ્ય સરદાર નીમ્યો અને આ વખતે એને 'અલ મજલિસ અલમનસૂર જહાગીરખાન'નો ઇલકાબ આપ્યો ૮૭ સમાચાર સાભળતાની સાથે કેટલાક ફિરગી કેદીઓને સુલતાને તે જ વખતે કતલ કરાવ્યા,૮૮ દીવ ફરી જીતી લેવા તૈયારીઓ કરવાના હુકમ છોડચા ગૂજરાતના બધા બદરોના અમલદારો ઉપર ફિરગીઓને ન પેસવા દેવા માટે હુકમો લખાવ્યા, વહાણ માટે સાગના લાકડા ભેગા કરી સુરત, ભરૂચ, દમણ અને ખભાતમા નવા લડાયક વહાણો બાધવા માડચા આ રીતે ૧૫૦૦ વહાણો તૈયાર થયા. જહાગીરખાને એકસો તોપો ઢાળી હતી તેના ઉપર "જહાગીર મહમૂદશાહ" એવા શબ્દો દાખલ કરાવ્યા હિંદુ અને મુસલમાન વેપારીઓને જાહેર કર્યું કે ફિરગીઓ સાથે વેપારનો વ્યવહાર જે રાખશે તેની જવાબદારી રાજ્યને માથે નહિ રહે દીવ ખાલી થઈ ગયુ હતુ, અને

૮૬ Studies–His Guj P 38–39મા આ વર્ણન કોરા ઇતિહાસલેખક અને કેસ્ટ્રોના ચરિત્રગ્રથ બન્ને ઉપરથી લીધુ છે ગાધારમા વાણિયા વેપારી અને ખાસ કરીને જૈન વધારે હોય એમ લાગે છે ગાધાર બદરને માટે લખે છે કે Peopled by Hindu merchants 'rich by its Commerce weak by its inhabitants એમ લખે છે કાઠાના ઘણા ગામ બાળ્યા એની રાખ વર્ષો સુધી જોવામા આવતી હતી અને લોકો બીજે જઈ વસ્યા હતા એમ બન્ને લેખકો લખે છે Danvers I P 476 એમા ખભાતનો સમુદ્ર કહે છે તે નોધપાત્ર છે ગાધાર અને બીજા શહેરો લખે છે, પણ નામ નથી આપ્યા ભરૂચ આગળ વહાણો પકડયા એમ લખે છે

૮૭ ગુજ અરબી ઇતિહાસ પૃ ૨૮૩ સુલતાને કયા પરાક્રમ માટે કારા હસનને ઇલકાબ આપ્યો તે સમજાય એવુ નથી

૮૮ Danvers I P 474 એમા ચોરીને કકડા કરાવી નખાવ્યા એમ લખે છે બીજા કોઇમા આ નોધ નથી

એને સામે કિનારે નવાનગર—જૈના સમૃદ્ધ થતું હતું ત્યાં મજબૂત કિલ્લો બાંધવામાં આવ્યો. મલિકના પુત્રો સુ તથા ગોનાવી એના બાપનો 'ફરખાન'-નો ખિતાબ બક્ષવામાં આવ્યો. અફઝલખાન બંબાણીના કારણે દીવની હાર થઈ એમ જાણી તા. ૨૧ ફેબ્રુઆરી ૧૫૪૭ને રોજ એને મુખ્ય વજીરની પદવી ઉપરથી બરતરફ કર્યો, અને એની જગ્યાએ હામીદઉલ્મુલ્કના પુત્ર અબ્દુલ હલીમને ખુદાવંદખાનનો ખિતાબ આપીને નિમણૂક કરી.૮૯

### ગવર્નરના ઢંઢેરાથી દીવમાં વેપારીઓ ફરી વસ્યા

દીવના કૅપ્ટન ગેરકેરેન્હાસને હવે આરામની જરૂર હતી, પણ એની જગ્યા કોને આપવી એ નિર્ણય ગવર્નર ન કરી શક્યો. ઉત્તના વિજય પછી આ પદવીમાં કાંઈ બહાદુરીનું કામ કરી બતાવવાનું રહ્યું નહોતું એમ સમજી જેમને પૂછ્યું તેમણે એ પદ લેવા ના પાડી. ગેન્દુઆલ લીમાને આપવાનો વિચાર થતાં પોર્ટુગલથી એની નિમણૂક હોરમઝ બદલે થયાના સમાચાર આવ્યા. છેવટે ગવર્નરની મૂંઝવણ ટાળવા ગેરકેરેન્હાસે પોતાને કાયમ રાખવા હા પાડી. દીવનો વેપાર પડી ભાંગ્યો હતો અને વેપારીઓ બીજે ચાલ્યા ગયા હતા. દીવને ફરી સમૃદ્ધ બનાવવા ગવર્નરે જ્યોર્જ ડી મેનીઝીઝને ૭ વહાણો આપી ખંભાતના અખાતના બધા બંદરોએ મોકલીને ઢંઢેરો કહ્યો કે દીવમાં આવીને જે વેપારી વસશે તેને જાનમાલની સલામતીનું વચન આપવામાં આવે છે. આ સાંભળી ઘણા હિંદુ વેપારીઓ પાછા દીવ જઈને વસ્યા.૯૦

### ભરૂચ ઉપર હુમલો અને લૂંટ

ઈ. સ. ૧૫૪૬ના ડિસેમ્બરથી ૧૫૪૭ના એપ્રિલ સુધી આશરે સાડા ચાર માસ દીવનો કિલ્લો ફરી બાંધવાનું કામ પૂરું થવા આવ્યું ત્યારે ગવર્નર દ કૅસ્ટ્રો ગોવા જવા ઊપડ્યો. ગોવામાં એને વિજય માટે જે ભારે માન મળ્યું તેનું વર્ણન કરતાં પહેલાં, આ ક્રૂર અને વેરથી ભરેલા ફિરંગી ગવર્નરે ગુજરાતના બંદરોને તારાજ કર્યાનો સંતોષ હજી પૂરતો ન થયો હોય તેમ જ્યોર્જ ડી મેનીઝીઝને ફરી બંદરોને ત્રાસ આપવા મોકલ્યો. કેટલાક વખત

---

૮૯ અરબી ઇતિહાસ પૃ. ૨૮૩. અફઝલખાન બંબાણી માટે અરબી ઇતિહાસલેખક આ પ્રમાણે લખે છે. જો કે એ નિવૃત્ત જીવન ગાળતો હતો અને સુલતાન એને વારંવાર બોલાવતો એમ બીજા ગ્રંથ લખે છે. મને લાગે છે કે આસફખાનના આવ્યા પછી અફઝલખાન સંપૂર્ણ નિવૃત્ત હતો. એને સુલતાનની રીતભાત પસંદ નહોતી, છતાં છેવટ સુધી એ વફાદાર રહ્યો હતો.

૯૦ ઇતિહાસલેખક કૌટો અને કૅસ્ટ્રોના ચરિત્રગ્રંથ ઉપરથી Studies H s Guj માં પૃ. ૩૯માં લીધેલી નોંધ. હિંદુ વેપારીઓ પાછા વસ્યા એમ લેખક કહે છે એ નવાઈ જેવું લાગે છે.

પછી એ ભરૂચની નજીક આવી પહોચ્યો પોર્ટુગીઝ ઇતિહાસ લેખક કૌટો (Couto) અને ફેરેરા ॥ ચરિત્રલેખક ॥ શબ્દોમા ભરૂચ શહેર એના ઊંચા અને સારા મકાનોથી યુરોપના સારા શહેરો જેવુ સુઘડ લાગતુ હતું એને બુરજોવાળો કોટ હતો, અને રક્ષણ માટેનું તોપખાનું પણ હતુ રેશમી કાપડ નો સારો વેપાર અહીં ચાલતો હતો સુપ્રસિદ્ધ ચગીઝખાનનો પિતા ઇમાદ ઉલ્મુલ્ક એનો જાગીરદાર હતો આ વખતે ઇમાદઉલ્મુલ્ક બધા લશ્કર સાથે સુલતાનની તહેનાતમા અમદાવાદ ગયો હતો, એટલે શહેરમા સામાન્ય લોકો તથા વેપારીઓ માત્ર હતા ફિરગીઓએ સ્થાનિક માછીમારોને પકડીને ભરૂચની સ્થિતિ જાણી લીધી પણ દિવસે લોકોને વહેમ ન પડે તે માટે બીજે જતા હોય એવો દેખાવ કર્યો, પરંતુ રાત્રે પાછા આવી એક પણ રક્ષક વિનાના ભરૂચ ઉપર ઊતરીને તૂટી પડ્યા લોકો ઊંઘમાથી જાગી નાસ ભાગ કરવા લાગ્યા ફિરગીઓએ જે મળ્યુ તે લૂટી લઇ શહેરને બાળી મૂક્યુ, નાસતા હતા તેમને કતલ કર્યા, અને ઘરમા રહ્યા તે બળી ગયા નાના મોટા લોકો, ઘરો, બાગ બગીચા બધુ બળીને વેરાન થઇ ગયુ ડી મેનીઝીસે ભરૂચમા એવો તો કેર વર્તાવ્યો કે પોર્ટુગીઝ લોકોમા અને એમના ઇતિહાસમા એ "ભરૂચી" ઉપનામથી પ્રસિદ્ધ થયો[૯૧] ઇમાદઉલ્મુલ્ક આ સમાચાર સાભ ળીને પાચ હજાર સવારો સાથે દોડી આવ્યો, પરતુ એ મોડો પડ્યો હતો એણે પાછો સુલતાન પાસે જઇ આ સમાચાર કહ્યા, તે સાભળી સુલતાને ફરી દીવ ઉપર ચડાઇ કરવાના સોગદ ખાધા[૯૨] પોર્ટુગીઝ લેખકોના આ વર્ણનને ટેકો આપવા છતા અરબી ઇતિહાસનો લેખક હાજી દબીર કેટલીક બાબતોમા જુદો પડે છે ભરૂચનો બનાવ હિ ૯૫૪, રબીઉલ અવ્વલ માસમા (એપ્રિલ મે ૧૫૪૭)મા બન્યો એમ નોધ કરી, એ વખતે ભરૂચનો અમીર અલીખાન સૈયદ બડાનદાન અલમઙવલી હતો અને એની બેદરકારીથી ફિરગીઓ શહેરમા પેઠા એમ કહે છે લોકો વ્યક્તિગત અને ટોળીઓમા એમની સાથે લડ્યા તથા કેટલાકને નદીમા રહેલા વહાણો તરફ ભગાડ્યા કિલ્લાના તોપખાનાએ ગોળા છોડવાથી એમના કેટલાક વહાણો ડૂબી ગયા

---

૯૧ ઇતિહાસલેખક કૌટો અને ચરિત્રલેખક બન્ને ઉપરથી Studies His Guj મા પૃ ૪૨ ૪૩મા આ વર્ણન વિગતવાર કર્યુ ગુજ અરબી ઇતિહાસ પણ આ વર્ણન પૃ ૨૮૬મા કરે છે

૯૨ પોર્ટુગીઝ લેખકો આ પ્રમાણે લખે છે જ્યારે અરબી ઇતિહાસમા જરા ફેર પડે છે ફિરગીઓ સામનો થવાથી ભાડભૂત જે નર્મદા કાઠે ભરૂચથી આઠ માઇલ શૈવ તીર્થ છે ત્યા ગયો એમ લખે છે

અને કેટલાંક વહાણ પોર્ટુગીઝ બારકૂન આગળ ચાલ્યાં ગયાં ને ત્યાં પડાવ નાખ્યો. અચાનક આ સમયે સુલતાન પણ આવી પહોંચ્યો અને કેટલાક ફિરંગીઓને એના લશ્કરે મારી નાખ્યા. સુલતાન અને એનો ઘોડો નદીના પાણીમાં ઊતરી પડ્યા તેઓને મુશ્કેલીથી કાંઠે લાવવામાં આવ્યા. ભરૂચનો અમીરઉલ બહર નૌકાસેનાપતિ આવી પહોંચ્યો, કેટલાક શત્રુનાં વહાણોને તોડી નાખ્યાં ને બાકીના દીવ તરફ નાસી ગયા. સુલતાને ભરૂચના અમીરને બરતરફ કરી અને કહ્યું કે આ "શિયાળ જેવા બીકણ માણસને બહાદુર-મિંદનું ઉપનામ આપવામાં ભૂલ થઈ છે."[૯૩]

## પોર્ટુગીઝ અને અરબી ઇતિહાસના અહેવાલનાં સામ્ય અને ભેદની ચર્ચા

ભરૂચની લૂટ બાબત બન્ને પક્ષના ઇતિહાસના આધારોમાં આ પ્રમાણે જે ફેર દેખાય છે તે એ સાધનોના મૂલ્યાંકન માટે મહત્ત્વનો છે. અરબી ઇતિહાસ મહત્ત્વના બનાવોની નોંધ પોર્ટુગીઝ લેખકોની પેઠે લે છે, માત્ર નાના બનાવો નથી નોંધતો. મુસલમાન ગૂજરાતી લશ્કરની હાર સ્પષ્ટ શબ્દોમાં કબૂલ કરે છે. એ બાબતમાં મિરાતે સિકંદરી વગેરે ફારસી ઇતિહાસોની પેઠે ઢાંકપિછોડો નથી કરતો પોર્ટુગીઝ લેખકો પણ કેટલી અતિશયોક્તિ કરે છે તે જણાઈ આવે છે. ભરૂચના હુમલામાં કોઈએ સામનો નથી કર્યો એમ એ લેખકો કહે છે જ્યારે અરબી ઇતિહાસ એથી વિરુદ્ધ લખે છે. સિકંદરી વગેરે ઇતિહાસો ગૂજરાતના સુલતાનની છોકરવાદી વર્તણૂક માટે લખે છે જ્યારે અરબી ઇતિહાસકાર આ લડાઈઓમાં એણે લીધેલો રસ વ્યક્ત કરે છે. કદાચ ૧૫૪૫ પછી અમીરોથી સ્વતંત્ર થયા પછી મહમૂદે રાજકાર્યમાં વધારે રસ લેવા માંડ્યો હોય. પોર્ટુગીઝ લેખકોની ઐતિહાસિક નોંધોમાં પાછળથી સુધારા વધારા થયા છે એ વાત આગળ કહી ગયા છીએ, એટલે એમાં પણ ખરી વાત છુપાવવાનો પ્રયત્ન હોય. દ કેસ્ત્રોનો ચરિત લેખક તો બણગાં ફૂંકવા માટે પ્રસિદ્ધ છે, એટલે એનું બધું ખરું માનવા જેવું ન ગણાય.[૯૪] ખુવારીના આંકડામાં પોર્ટુગીઝો હમેશાં પોતાના આંકડા

[૯૩]. અરબી ઇતિહાસ પૃ. ૨૮૧. Studies His Guj પૃ. ૧૫માં મો. દારે તરજુમો કરેલી આ નોંધ મો. કોમિ એ લીધી છે. અરબી ઇતિહાસ ભરૂચના અમીરઉલબહરનું જે નામ લખે છે તે બીજે મળતું નથી. કદાચ ઇમાદઉલ્મુલ્કના હાથ નીચે એ અમલદાર હશે. ઇમાદઉલ્મુલ્કને પોર્ટુગીઝ લેખકો Madre Malves લખે છે. મેનીઝીઝને "ભરૂચી"નું ઉપનામ મળ્યું એ નોંધપાત્ર છે.

[૯૪]. ઇતિહાસલેખક કોટો Coutoના લખાણમાં પણ આ વર્ણનો પાછળથી ફેરવાયાં તે આગળ જોઈ ગયા.

ઘણા નાના આપે છે જ્યારે શત્રુના મોટા આપે છે અરબી ઇતિહાસ પણ એ પ્રમાણે કર્યો હોય એમ લાગે છે અને દીવની ૧૫૪૬ના નવેમ્બરની છેલ્લી લડાઇમા ફિરંગી લશ્કર ગૂજરાતીઓ કરતા મોટુ હતુ એમ લખવામા અતિશયોક્તિ લાગે છે મિરાતે સિકંદરી, તબકાતે અકબરી વગેરે ફારસી ઇતિહાસો અરબી ઇતિહાસના લગભગ સમકાલીન છે છતા દીવની લડાઇનો એક આકાર પણ એમા નથી, જ્યારે અરબી ઇતિહાસકારે પ્રમાણમા ચોક્કસ કહી શકાય એવી માહિતી આપી છે તે એના લેખકની આગરૂ વધારે છે ઉલુગ-ખાન વગેરે હબસીઓ અને પરદેશીઓની નોકરીમા એ વધારે રહેતો હોવાથી અને એ લોકો ફિરંગીઓ સામે તથા ગૂજરાતીઓ કરતા વધારે સંસર્ગમા આવતા છે તેથી કદાચ એના ઇતિહાસમા આ નોંધો વધારે હોવાનો સંભવ દેખાય છે પોર્તુગીઝોએ જે જુલ્મો કર્યા અને બદરોમા કેર વર્તાવ્યો એ બધુ એટલુ તો દુખદાયક હતું કે ગૂજરાતના લોકોએ એ સબંધી વાતો પણ ન કરવી એવુ કડક ફરમાન સુલતાને કાઢેલુ એમ પોર્તુગીઝ ઇતિહાસકાર તથા કેસ્ટ્રોનો ચરિત્રકાર લખે છે[૯૫] એ ઉપરથી કદાચ તથા ગૂજરાતના લોકોમા આ વાત દબાઇ ગઇ હોય અને સિકંદરીના લેખકે ન જાણી હોય અગર એને નોંધ કરવાનુ ઠીક ન લાગ્યુ હોય અરબી ઇતિહાસલેખકને એ નોંધવા કદાચ વાંધો ન લાગ્યો હોય અગિયારમી સદીમા મહમૂદ ગઝનવીની સોમનાથ ઉપરની ચડાઇની નોંધ શ્રી હેમચદ્ર કે બીજા ગૂજરાતના લેખકોએ નથી કરી જ્યારે ધનપાલ અને છેક હિંદુ રાજ્યના અંત પછી જૈન ગ્રથોમા મળે છે એનુ અહીં કાંઇ સામ્ય હશે?

### ગૂજરાત ઉપર મેળવેલ વિજયનો ગોવામા ઉત્સવ અને સરઘસ

પોર્તુગીઝો અને ગૂજરાતીઓ વચ્ચેના યુદ્ધોનુ વર્ણન કાંઇ વિસ્તારથી કર્યું, કારણ એ ગૂજરાતની ભૂમિ ઉપર બનેલા બનાવો હતા હવે ગૂજરાતના વિજયને અગે ગોવામા જે ઉત્સવ ઉજવાયો તે માત્ર ટૂકામા જોઇએ સેની ઝીઝ ભરૂચીને બદરો ઉપર કેર વર્તાવવા મોકલી ગવર્નર સીધો તા ૧૮–એપ્રિલે ગોવા પહોચ્યો હરખઘેલા ગોવાના અમલદારો અને લોકોએ સામૈયુ કરી બે દિવસ મછવામા રોકી સ્વાગતની તૈયારી કરી અને વિજયનો મોટો ભભકાદાર વરઘોડો કાઢ્યો આ માટે કોટની દીવાલ તોડી એક ખાસ વિજયની કમાન બાંધી રસ્તા ધ્વજોથી શણગાર્યા અને સમુદ્રના બધા વહાણોને પણ શણગાર્યા ... કેસ્ટ્રોને મુકુટ પહેરાવી ખજૂરીનુ પાન વિજયચિહ્ન તરીક

૯૫ Studies His Guj P 45

આપ્યું. એણે ફ્રેંચ લાલ સેટીનનાં કપડાં અને ઉપર જરીના બખતર જેવા કાપડનું બદનિયું પહેર્યું હતું. ફિરંગીઓના અને કેસ્ટ્રોના મનમાં રોમના સમ્રાટ સીઝર જેવી મોટાઈનો ખ્યાલ હતો. આવકારનું ભાષણ લૅટિન ભાષામાં કરવામાં આવ્યું. ૨૧મી એપ્રિલે આ સરઘસ ગોવા શહેરમાં પ્રવેશ્યું. સર-ઘસમાં આગળ પાદરી એન્ટોનિયો કૅસ્ટ દીવમાં જે ક્રોસ લઈ ગયો હતો તે ઝાલીને ચાલતો હતો. એની પાછળ દ કેસ્ટ્રો અને એનો પુત્ર આલ્વારો હતા. એમની પાછળ સરદારો પોર્ટુગલના ધ્વજને લઈ ચાલતા હતા. એ પછી જુઝારખાન અને બીજા પકડેલા મુસલમાન સરદારો દેખે તેમ ગુજરાતના લશ્કરી ધ્વજો જમીન પર ઢસડાતા ખેંચાતા હતા અને છસો પકડેલા કેદી-ઓ પણ પાછળ હતા. છેવટે પકડેલી તોપો વગેરે વિજયના ચિહ્ન તરીકે હતા. રસ્તામાં સ્ત્રીઓ આ વિજયી વીરો ઉપર સુગંધી જલ છાંટી રહી હતી. દેવળમાં જઈ પ્રાર્થના કરી ગોવાના ઇતિહાસના એક અર્થથી મહત્ત્વના સરઘસનો અંત આવ્યો.[૯૬]

## ગુજરાત ઉપરના વિજયનો લેખ

દ કેસ્ટ્રોના પ્રવેશ માટે જે નવી કમાન બનાવી હતી એના ઉપર પિત્તળના એક ધ્વજમાં, સેંટ માર્ટિનના ઉત્સવને દિવસે (૧૧ નવેમ્બર) આ વિજય મળેલો તેનું ચિત્ર હતું. બધો ઉત્સવ પતી ગયા પછી ગુજરાત ઉપર મેળવેલા વિજયનો લેખ સોનેરી અક્ષરોથી કોતરાવી કોટની દીવાલમાં જડ-વામાં આવ્યો. એ પછી સેંટ માર્ટિનના ખાસ બનાવેલા દેવળમાં એને મૂકવામાં આવ્યો અને કાળે કરીને બધું પડી ભાગતાં, સેંટ કેથેરાઈનના દેવળમાં એ લેખ આજે પડ્યો છે. એમાં મથાળે સેંટ માર્ટિન પોતાનું એક વસ્ત્ર ગરીબને આપતા હોય એમ ઘોડા ઉપર કોતરેલા છે. નીચે પોર્ટુગીઝ ભાષામાં આ પ્રમાણે લેખ છે:

"Por easta porta entrou Dom goao de Castro, defensor da India, quando triunfou de Cambaya e todo este muro lhe foi derubado Era de 1547–A". એનું ભાષાંતર આ પ્રમાણે છે,

---

૯૬ કેસ્ટ્રોના ચરિત્રના ગ્રંથમાંથી Studies His Guj માં પૃ ૪૦ ૪૧માં વાઈસરૉયના મહેલની પાસે દીવનો નાનો કિલ્લો બનાવી એના ઉપર તોપોનો દેખાવ યાદગીરી માટે કર્યો હતો. દેવળમાં કઈ પ્રાર્થનાથી કેવી રીતે પાદરીએ વાઈસરૉયને આવકાર્યો વગેરેનું વર્ણન કરી ચરિત્રલેખક છેવટે કહે છે કે "આવા મોટા વિજય માટે એક દિવસનો ઉત્સવ બહુ ઓછો કહેવાય!" આ ઉત્સવ જે રીતે ઊજવાયો તેને માટે પોર્ટુગલની રાણી કેથેરાઈને દ કેસ્ટ્રોની ટીકા કરી કે "ખ્રિસ્તીની પેઠે તે વર્ત્યો, પણ નાસ્તિકની પેઠે વિજય મેળવ્યો!"

"આ દરવાજામાથી, હિંદનો રક્ષક ડોમ જાઓ દ કેસ્ટ્રો એણે જ્યારે ખંભાત ઉપર વિજય મેળવ્યો ત્યારે, પ્રવેશ કર્યો, એને માટે આ આખી દીવાલ તોડી પાડી હતી વર્ષ–૧૫૪૭"૯૭ પોર્ટુગીઝ લોકો ગૂજરાતને ખંભાત તરીકે અને એના સુલતાનને ખભાતના રાજા તરીકે જ ઓળખતા હતા, એટલે ઉપરના લેખમા કહ્યા એટલે ખંભાત એટલે ગૂજરાત અર્થ છે.

આ બધા સમાચાર પોર્ટુગલ પહોંચ્યા ત્યારે ત્યાના રાજા જહોન ત્રીજાએ દ કેસ્ટ્રોને વાઈસરોય પદ આપી દસહજાર સિક્કાની ભેટ આપી એના પુત્રને હિંદી મહાસાગરનો નૌકાધિપતિ બનાવ્યો. એને સ્વદેશ પાછા ફરવાની ઇચ્છા હતી, પણ રાજ્યના હિત ખાતર હિંદમા વધુ રોકાવાની જરૂર હોવાથી રજા ન મળી રાજા તરફથી આ વધુ માન ૧૫૪૮ના મે માસમા મળ્યુ

**સુલતાન દીવ લેવા ફરી આવે છે એવા સમાચારથી કેસ્ટ્રો કાફલો લઇ દીવ જવા ઊપડે છે**

ગૂજરાતના સુલતાને દીવ ફરી છતી લેવા મોટી તૈયારી કરવા માડી હતી તે જોઈ ગયા આ સમાચાર દીવના કૅપ્ટન મૅસ્કેરેન્હાસે ગોવા વાઈસરોયને લખ્યા તે કાગળો ઑગસ્ટ ૧૫૪૭મા પહોંચ્યા દ કેસ્ટ્રોએ આ કાગળો મળતા પોતાના સલાહકારોને બોલાવી બીજી રકમની માગણી કરી આ વખતે રકમ તરત જ ભેગી થઈ ગઈ અને ધનવાન સ્ત્રીઓએ ઘરેણા પણ મોકલી આપ્યા. પરન્તુ વાઇસરોયે આભાર સાથે તે પાછા મોકલ્યા એણે વસાઈ અને ચેવલબદરના લોકોને પણ મદદ માટે તૈયાર રહેવા કહેવડાવ્યુ ૯૮ઈ સ ૧૫૪૭ના નવેમ્બર માસમા દ કેસ્ટ્રોએ ૧૬૦ વહાણોનો કાફલો લઈ પોતાના પુત્ર આલ્વારોને સાથે લઈ વસાઈ આવીને પડાવ નાખ્યો. અહીંથી એણે ગૂજરાતની સ્થિતિ જાણવા માટે ગુપ્તચરો મોકલ્યા. સુરત બદરમા ખાજા સફરનો જમાઈ અને ગૂજરાતનો જાણીતો સરદાર કાગહમન જહાગીરખાન નાના લશ્કર સાથે હતો એવા સમાચાર મળતા ગવર્નરે આલ્વારોને ૬૦ વહાણો સાથે તપાસ કરવા અને શક્ય હોય તો સુરત ઉપર હુમલો કરવા મોકલ્યો આલ્વારોએ સુરત નજીક આવીને મેનીઝીઝ બ ચીન ૭ વહાણ સાથે તાપી નદીમા

૯૭ Studies His Guj P 48–49 જૂના ગોવામા જ્યારે રૉયલ હૉસ્પિટલ વગેરે મકાનો પડી ગયા ત્યારે આ લેખને હાલ છે ત્યા ખસેડવામા આવ્યો લેખમા કેસ્ટ્રોને Defender of India લખે છે અને એનો અર્થ હિંદના ગોવા, ચેવલ, વસાઈ જેવા ફિરંગી મથકો એટલા જ છે પ્રો કોમિ એ લેખનુ ચિત્ર પૃ ૪૬ની સામે આપેલુ છે
૯૮ કોરો અને ચરિત્રલેખકના ગ્રંથોમાથી Studies His Guj મા P 43મા લીધેલી નોધ ગોવાની સ્ત્રીઓએ અનકાર મોકલ્યા, પરન્તુ ચેવલની સ્ત્રીઓએ પહેલાની માગણી અને આ વખતની માગણી બન્ને વખતે અનકારોની ભેટ મોકલાવી હતી

સુગન કિનારા પાસે જઈ વધુ તપાસ કરવા મોકલ્યો, પરન્તુ કિનારામાંથી આ લોકો આવતા દેખાઈ જવાથી તેમના ઉપર ગોળીઓ છૂટી એટલે એમને પાછા ફરવાની ફરજ પડી પાછા ફરતા મગદળ બંદરમાંથી બહાદુર હબસીઓએ એમના ઉપર મારો ચલાવ્યો મેનીઝીસ ભરૂચીએ આ સામનો છતા મગદળ ઊતરી એ લોકનો સરંજામ પકડી પોતાના કાફલામા જઈ આલ્વારોને બધા સમાચાર કહ્યા[૯૯] આલ્વારોએ મુખ્ય અમલદારોની સભા ભરી નક્કી કર્યું કે શત્રુને જાણ થઈ ગઈ છે એટલે સુગન ઉપરનો હુમલો હાલ માટી વાળવો આ નિર્ણયમા મેનીઝીઝ ભરૂચી એકલો વિરુદ્ધ પડ્યો હતો[૧૦૦]

વાઈસરોયની ડંફાસ

વસાઈમા દ કેસ્ટ્રોએ જુદા જ દેખાવો કરવા માડ્યા હતા એ જમાનાની ડફાસ મારવાની રીત પ્રમાણે એણે લોકોને ડગાવવા વાત ચલાવી કે પોતે હવે અમદાવાદ ઉપર ચડાઈ કરવાનો છે, અને ત્યા સુલતાનને પકડીને એના અંગરક્ષક તુર્કોની સામે અગ્નિ ઉપર જનાવરનું માસ શેકે એમ શેકશે આ વાતને ટેકો આપવા એણે શેકવા માટેના મોટા ખાસ લોખડના સળિયા તૈયાર કરાવ્યા[૧૦૧] દ કેસ્ટ્રોનો ડફાસ મારનાર ચરિત્રકાર લખે છે કે એ વખતના લશ્કરીઓ કેડે ફરસી બાધતા જેથી જે હાથ લાગે તે તુરત કાપી શકાય અને માથની પેટીઓ ખોલી શકાય, પરન્તુ વાઇસરોયને એ ગમતુ નહિ એક સુસજ્જ થયેલા સૈનિકને એવી ફરસી બાધીને જતો એણે દેખ્યો ત્યારે એણે ટીકા કરી કે સૈનિકને તલવાર જ શોભે ઉત્તરમા એ સૈનિક બોલ્યો કે સાહેબ આ ફરસી વિના આપે કરાવેલા સળિયા કામ નહિ આવે, કારણ કે ખભાતના રાજાનુ આખુ શરીર શેકી શકાશે નહિ![૧૦૨]

દ કેસ્ટ્રો ફરી દીવ ગયો અને પ્રભાસપાટણ બાળ્યુ

થોડો વખત આમ વસાઈમા રહી દ કેસ્ટ્રો ઉત્તર તરફ આગળ વધ્યો અને સુરત પાસે આલ્વારોના કાફલા સાથે જોડાયો બન્નેના કાફલા ભેગા થતા

૯૯ કોરા અને ચરિત્રગ્રથો ઉપરથી Studies His Guj મા P 43-44 મા લીધેલી નોધ મગદળ બદરનો નાશ ગયા હુમલામા થયો હતો એ પણ અતિશયોક્તિ લાગે છે, અગર તો એ તુરત ફરી વસ્યુ હોય

૧૦૦ મેનીઝીઝ ક્રૂર, ઘાતકી દૃઢનિશ્ચયી ને વીર હતો Whiteway P 3–5મા આલ્વારોને Chicken hearted બાયલા જેવો કહે છે કારણ સુરત રક્ષણ વિનાનુ હતુ એમ પાછળથી ખબર મળી હતી.

૧૦૧ કેસ્ટ્રોના ચરિત્ર ઉપરથી Studies His Guj મા પૃ ૪૪મા નોધ અને Whiteway 3 5 માસ શેકતી વખતે ફેરવવા માટે સળિયા રાખે છે તેને spits કહે છે

૧૦૨ એજ પૃ ૪૪ અને Whiteway P 3 5 વ્હાઇટવે આને ગવર્નરનુ gasconading કહે છે તે ખરુ છે વાયડી બડાસ

નર્મદાના મુખ પાસે આવી પહોંચ્યા. ત્યાંથી ભરૂચની સ્થિતિની તપાસ કરવા એક અમલદારને મોકલવામાં આવ્યો. એ સમાચાર લાવ્યો કે નદીકાંઠે નજર પહોંચી શકે ત્યાંસુધી સુલતાનનું મોટું લશ્કર પડાવ નાખી રહેલું છે. દ કેસ્ટ્રોએ પોતાનાં વહાણો નદીમાં લઈ સામે જઈ લડાઈ કરવા માટે તૈયારી કરી. સામેથી સુલતાનનું લશ્કર રક્ષણ પૂરતું લડતું દેખાયું, અને સામો હુમલો ન કર્યો એટલે ફિરંગીઓ પણ મોટા લશ્કર સામે લડીને શક્તિનો વ્યય ન કરવાનો નિશ્ચય કરી ત્રણ કલાક રહીને પાછા ફર્યા.[૧૦૩] છેવટે ભરૂચથી ઊપડેલો ફિરંગી કાફલો દીવ પહોંચ્યો. ત્યાં કેપ્ટન મેસ્કેરેન્હાસે ફરીથી પોતાને છૂટો કરવાની માગણી કરી અને આ વખતે હોરમઝથી લુઇ ફાલ્કાઓ આવ્યો હતો તેને સમજાવી દીવના કેપ્ટન તરીકે નીમ્યો.[૧૦૪] દીવમાં આ રીતે બધી વ્યવસ્થા કરી દ કેસ્ટ્રો ગોવા પાછો જવા ઊપડ્યો. પાછો ફરતા ફરતાં પણ એનો ક્રૂર સ્વભાવ ફરી તાજો થયો અને પ્રભાસ તથા માંગરોળના કિનારા પાસેથી જતાં એણે પ્રભાસપાટણ લૂંટીને બાળી મૂક્યું. લોકો બચાવવા માટે નાસી ગયા. આ કિનારાના બંદરોમાં ૧૮૦ વહાણો એણે બાળી મૂક્યાં

---

૧૦૩ કેસ્ટ્રોના ચરિત્ર અને કોટોના ઇતિહાસમાંથી Studies His Guj માં પૃ ૪૪ ૪૫માં નોંધ Whiteway P 3–5, Danvers I P 479 પોર્ટુગીઝ લેખકો રિવાજ પ્રમાણે ગવર્નર હિંમતવાળો હતો પણ સલાહકારોએ ના પાડી એમ લખે છે. ડેનવર્સ સુલતાનનું લશ્કર દોઢ લાખનું હતું અને ૮૦ તોપો હતી તે સામે ફિરંગીઓનું ત્રણ હજારનું જ હતું એમ લખે છે. વ્હાઇટવે કોટો ભા ૬ ઉપરથી નોંધ કરે છે કે સુલતાનની તૈયારી જોઈ ગવર્નર કેસ્ટ્રો નિશ્ચય કરી શકતો નહોતો અને અનુભવીઓની સલાહ માનવા માટે તૈયાર હતો તેથી પાછો હઠ્યો, એ ખરું છે. ચરિત્રલેખક તો ઢાંકપિછોડો જ મારે છે.

૧૦૪ કેસ્ટ્રોના ચરિત્રલેખક અને કોટો ઇતિહાસકારમાંથી Studies His Guj માં પૃ 45 માં નોંધ. અહીં લખાણ ન કરતાં પ્રો કોમિસ્સારિયટ ટૂંકે પતાવે છે. વળી Danvers I 479માં બહુ ટૂંકો ઉલ્લેખ માત્ર છે. પરન્તુ Whiteway P 3 5 16 માં રસમય વિગત આપેલી છે. એ લખે છે કે દીવમાં લશ્કરીઓના પગાર ચડી ગયા હતા તેથી ગવર્નરની ત્યાં જવાની હિંમત ચાલતી નહોતી. નવા કપ્તાન લુઈ ફાલ્કાઓની નિમણૂક કરતી વખતે કહે છે કે ગવર્નરે એને કહ્યું કે પહેલાંની ભૂલો દરગુજર કરવા માટે દીવમાં તક સાંપડી છે. વળી સૈનિકોના પગાર માટે હું જે રકમ ધીરશે તો તારે માટે સારો અભિપ્રાય થશે. એણે કબૂલ કરી રકમ ધીરી અને થોડો પગાર ચૂકવાયો. કહે છે કે નાણાંની તંગી એટલી હતી કે પાંચ હજાર માણસો માટે પાંચ રોટલી કે બે માછલી નહોતી! વ્હાઇટવે લખે છે કે ગવર્નર સૈનિકોની બદલી પણ કરી શકે તેમ નહોતું, કારણ કે એમની જગ્યાએ બીજા કોઈ આવવા તૈયાર નહોતા. પોર્ટુગીઝોની પોતાની જંગલી વર્તણૂકથી દીવ ઉજ્જડ થઈ ગયું હતું અને કોઈ વહાણ ત્યાં આવતું નહોતું. નવો કપ્તાન લુઈ ફાલ્કાઓ દીવમાં પોતાના ઓરડામાં બેઠો હતો ત્યાં કોઈએ ગોળી છોડી ને એ મરણ પામ્યો. પાછળથી જેણે ગોળી છોડી એણે પણ કબૂલ કર્યું હતું (વ્હાઇટવે પૃ ૩૨૬ નો ૨)

એ ફેર વદાયના માણિકો આંખમાં આંસુ સાથે જોઇ રહ્યા' કાંઠા ઉપર જે નજરે ચડ્યું તેનો નાશ કર્યો.[105] ત્રનાઇ પહોંચીને દ કેસ્ટ્રોએ ફરી ગુજરાતની પરિસ્થિતિથી વાકેફ થવા ગુપ્તચરો મોકલ્યા. એ લોકો સમાચાર લાવ્યા કે અમદાવાદમાં એકે કુટુંબ એવું નથી કે જેની આંખોમાં આંસુ ન હોય. જનતાને કડક હુકમ કર્યો છે કે આ બધી હારના સમાચારની વાત કોઇએ કહેવી નહિ. દ કેસ્ટ્રોનો વાચક ચરિત્રકાર લખે છે કે "શું કાયદા કે હુકમથી લોકોના દુઃખ કે સ્મૃતિ દબાવી શકાશે?"[106]

### ઝેવિયર સંતના સાંનિધ્યમાં દ કેસ્ટ્રોનું મરણ

વસાઈથી ગોવા તરફ જતા વાઇસરૉયને તાવ લાગુ પડ્યો હતો. ગોવા પહોંચ્યા પછી એની માંદગી વધતી ગઈ એટલે એણે પોતાના કામનો ભાર ગોવાના પાદરી ડી આર્ગુમર્કને આપ્યો. ઈ.સ. ૧૫૪૮ના જૂનની ૬ઠ્ઠી તારીખે સુપ્રસિદ્ધ સંત સેન્ટ ફ્રાન્સિસ ઝેવિયરના હાથમાં એનું અવસાન થયું.[107] એની ઇચ્છા મુજબ એને ગોવામાં ફ્રેન્સિસ્કનના દેવળમાં દફન કરવામાં આવ્યો, પરન્તુ પાછળથી એના અસ્થિને નિગમન પાસે સેન્ટ ડોમિનિકના કોન્વેન્ટ આગળ લઈ જઈ દફન કર્યાં.[108] આમ પોર્ટુગલનો સર્વથી પ્રસિદ્ધ વાઇસરૉય અને ગુજરાતનો મોટામાં મોટો શત્રુ અવસાન પામ્યો. એનામાં ઘણા ગુણ હતા અને વિદ્યાનો શોખ પણ હતો એ વર્ણનની અહીં જરૂર નથી. ગુજરાતના ઇતિહાસની દૃષ્ટિએ તો એની ક્રૂરતાએ એના બધા ગુણને ઢાંકી દીધા હતા.

### દ કેસ્ટ્રોના સિક્કાના ભાગમાં ગયેલી સોમનાથની ત્રિપુરાન્તક પ્રશસ્તિ

સાંસ્કૃતિક દૃષ્ટિએ દ કેસ્ટ્રોની બાબતમાં અહીં એક નોંધ કરવી જોઇએ

---

૧૦૫ કેસ્ટ્રોના ચરિત્ર અને કૌટો ઉપરથી Studies His Guj માં પૃ ૪૫માં નોંધ આમાં પોર અને માંગરોળનો કિનારો લખે છે Danvers I, 479 માં પણ એ જ શબ્દો છે અને બાળેલા શહેરો તરીકે Pate અને Patane લખે છે Patane તે પ્રભાસ પાટણ છે, Pate કયું તે સમજાતું નથી. બીજાં ઘણાં ગામ બાળ્યાં એમ પણ ચરિત્રલેખક લખે છે. વ્હાઇટવેએ આ નોંધ લીધી નથી

૧૦૬ Studies His Guj P 45 અને લેખકે ઉપરથી લીધેલી નોંધ

૧૦૭ એ જ પૃ 47–48, Whiteway P 518, Danvers I P 483

૧૦૮ એ જ પૃ 48, Danvers I P 483 વ્હાઇટવે દ કેસ્ટ્રોના અવસાન ઉપર લખતાં (પૃ ૩૧૮) ફેરિયા ઈ સોઝા (Faria I Sousa)ના મત પ્રમાણે દ કેસ્ટ્રો એવા દરદથી ગુજરી ગયો કે જે હવે કોઇને મારતું નથી. એ દરદને હિંદની એ વખતની જે દુઃખદાયક ને ગંભીર સ્થિતિ થઇ હતી તે, એને સુધારવાનો ઉપાય રહ્યો નહોતો. આ ટીકા સાચી છે. કેસ્ટ્રોએ વિજય કર્યા અને વેર વાળ્યું, પણ દેશની સ્થિતિ અને વેપારને પારાવાર નુકસાન કર્યું ને નાણાંની ભયંકર તંગી ઊભી કરી. સામાન્ય તાવ કરતાં ચિંતામાં એ ગુજરી ગયો. પોર્ટુગલથી એને વાઇસરૉય પદ અને વિજયના ઇનામની જાહેરાતના [illegible] ની

પોર્ટુગલમા લિસ્બનની પાસે સિંટ્રામા એનુ નિવાસસ્થાન હતું ત્યા બાગીચામા વાઘેલા સમયની મહારાજા અર્જુનદેવના વખતની સોમનાથના મદિરની સુપ્રસિદ્ધ ત્રિપુરાતક પ્રશસ્તિ ૪૨×૨૦ ઈચ કાળા લાગા લીસા પથ્થરમા સસ્કૃત મા કોતરેલી પડેલી છે આ પ્રશસ્તિ મરરીના ટ્રાવેલ્સ ઇન પોર્ટુગલના પુસ્તકમા સર ચાર્લ્સ વિલ્કિન્સના અગ્રેજી ભાષાતર સાથે ઈ સ ૧૭૯૮મા પ્રસિદ્ધ થઇ હતી તે પછી ડો બર્જેસ વગેરે પુરાવિદોએ એ માટે લખ્યુ છે. આ ઉપરથી સ્પષ્ટ થાય છે કે દ કેસ્ટ્રોએ પોતે કે એની ઈચ્છાથી એના પુત્રે એ પથ્થર સિંટ્રામા મોકલાવ્યો હશે એમા માત્ર કુતુહલવૃત્તિ હશે કે પ્રાચીન વસ્તુનો શોખ હશે તે કહેવુ મુશ્કેલ છે આ પથ્થર દ કેસ્ટ્રોએ દીવ ની લડાઇ વખતે પ્રભાસથી ઉઠાવ્યો હશે એમ માની શકાય કદાચ દીવના એના છેલ્લા પ્રવાસથી પાછા ફરતા ૧૫૪૮મા પોર-માગરોળના કિનારાથી જતા સોમનાથ પાટણ્ને એણે લૂટ્યુ ને બાળ્યુ તે વખતે કૌતુકની ચીજ તરીકે પથ્થર ઉપાડ્યો હોય પોતાના બાગમા એક ચીજ તરીકે મઢવા મા એની મનોભાવના શી હશે તે આજે કહેવુ મુશ્કેલ છે બીજો પ્રશ્ન એ થાય છે કે સોમનાથની લૂટ વખતે આ પ્રશસ્તિનો પથ્થર મુખ્ય મદિરમા હશે કે બીજે પડ્યો હશે' ૧૫૪૮ પહેલા ગઝનીના ૧૦૨૪ના ત્રાસ પછી સોમેશ્વરનું મદિર ત્રણચાર વાર તૂટ્યુ હશે એમા મુખ્ય નાશ અલ્લાઉદ્દીનના લશ્કરે કરેલો તે પછી મદિર ફરી બધાયેલુ મુઝફ્ફર પહેલા અને મહમૂદ ત્રીજાના ગાળામા સલ્તનતના સમયમા એ મદિર તોડ્યાના સ્પષ્ટ ઉલ્લેખો નથી, છતા પૂજા તો ચાલુ હતી તોપણ પ્રશસ્તિની શી દશા હતી તે કહી શકાય નહિ દ કેસ્ટ્રો ક્રૂર હતો તે સાથે કુદરત અને વિજ્ઞાનનો તથા પ્રાચીન ચીજોનો શોખીન હતો એમ પણ સમજાય છે એલિફન્ટાની ગુફાઓનુ એનુ માપ અને એનુ વર્ણન આજના સ્થાપત્યખાતાના માપનાર જેવા છે

નિમણૂકના પણ સમાચાર હતા અને ત્રણ વર્ષ નોકરી વધુ લબાવવાનુ પણ લખાણ હતુ એમ ડેનવર્સ (પૃ ૪૮૨)મા લખે છે વ્હાઇટવ ૩૧૮ ના રમા ગાવાના પાદરી આટલુકટ પાસે એક બીજો રમૂજી પાદરી હતો એની વાતચીત-ખરી કે કલ્પિત હોય તોપણ-રસ મય હોવાથી નોધી છે મુખ્ય પાદરી પૂછે છે કે 'કડવામાથી ગળ્યુ થાય એ શુ? મોટા માથી નાનુ અને નાનામાથી મોટુ થાય તે શુ? બીજો રમૂજી પાદરી ઉત્તર દે છે કે કડવામાથી ગળ્યુ થાય તે બદામો કે જેનાથી દીવથી પાછા ફરતા ગવનર ઉપર મારો ચલાવ્યો હતો મોટામાથી નાનુ થાય તે ભરૂચને લઇ લેવુ (ત્રાસ આપવો?)તે કારણ કે મેનીઝીઝે એ કર્યું કર્યું નાનામાથી મોટુ થયુ તે શકર (Shakar) જીતી લેવુ કારણ ગવર્નરના પુત્રે તે લીધુ (આ નોધ વ્હાઈટવેએ ઇતિહાસલેખક કોટોના બાર દમાથી લીધી છે એમા મેનીઝીઝના ભરૂચના ત્રાસની ટીકા નોધપાત્ર છે ખુશામત પણ દેખીતી છે)

એટલે કદાચ આ પથ્થરને પ્રાચીન કૌતુક સમજી પોતાને ઘેર લઈ જવાનું એને મન થયું હોય. કોઈ પોર્ટુગીઝ સાહિત્યમાંથી આને લગતો વધારે ચોક્કસ ઉલ્લેખ મળે તો રસમય ગણાય.[108અ]

એક બાજુ ઇ સ ૧૫૪૮માં દ કેસ્ટ્રો મરણ પામ્યો, ઉત્તર હિંદમાં શેરશાહે સત્તા જમાવી હતી અને મધ્ય હિંદ બાજુ વિજય મેળવવાના ડંકા વાગી રહ્યા હતા, પરંતુ એ પછી એનું મરણ થયું સોળમી સદીના ઉત્તરાર્ધમાં ભારતના ઇતિહાસમાં રાજકીય સંજોગો ઝડપથી બદલાતા હતા પોર્ટુગીઝ અમન આવું રહ્યો, અને એમણે દીવમાં જે પગપેસારો કર્યો તે હવે કાયમને માટે થઈ ચૂક્યો હતો સુરત પાસે દમણ એમની સત્તામાં આવવાનો સમય પણ નજીક હતો. આમ છતાં પણ દ કેસ્ટ્રોના અવસાન પછી પોર્ટુગીઝ સત્તાનો મધ્યાહ્ન પૂરો થઈ ગયો હતો અને અસ્તાની શરૂઆત થઈ હતી.[109] અહીં ઘર આગળ સુલતાન મહમૂદ ત્રીજાની સત્તામાં જ ગુજરાતની સ્વતંત્ર મુસલમાન સલ્તનતની અસ્તાનો સમય પણ શરૂ થયો હતો, છતાં બહારના લોકોને હજી ગુજરાત હિંદનું પ્રથમ પંક્તિનું બળવાન રાજ્ય લાગતું હતું પોર્ટુગીઝ સત્તાએ ગુજરાતના શરીરને મોટા ઘા માર્યા હતા બાળક બુદ્ધિના સુલતાને કાંઇક ગણ અને બુદ્ધિના ચમકારા દેખાડવા માંડ્યા હતા

**ગુજરાતી કાપડનો વેપાર ઘટવાથી ગોવાની આવક ઘટી**

અહીં સાંસ્કૃતિક દૃષ્ટિએ એક અગત્યની વાતની નોંધ લેવી જોઈએ એક દીવના કિલ્લાની ખાતર ફિરંગીઓએ ગુજરાત સાથે લડાઈઓ કરી સંબંધ બગાડ્યો હતો એમણે એમના નામને કલંક લાગે એવા અમાનુષી જુલમો કરીને ગુજરાતી વેપારીઓ સાથે પણ સંબંધ બગાડ્યા હતા આ કારણથી એમને પોતાને પણ નુકસાન થયું હતું ગુજરાત સાથેના વેપારથી એમને પોતાને નફો તો થતો જ હતો, પરંતુ છેલ્લી સંધિની શરતો મુજબ ગુજરાતી વહાણોને પણ ફિરંગી બંદરોથી પરવાનગી લઈ અમુક જકાત આપ્યા પછી સમુદ્રમાં જવું પડતું તેથી પોર્ટુગીઝ સરકારની આવક પણ આ વેપાર ઓછો થવાથી ઓછી થઈ હતી ગુજરાતનું કાપડ એ સમયે દુનિયાભરમાં પ્રસિદ્ધ હતું ચમાઈ, ગોવા, હોરમઝ અને મલાકામાં ગુજરાતનું કાપડ ફિરંગી વેપારીઓ લઈ જતા.[110] હવે નામને લીધે સંબંધ બગડ

---

૧૦૮ અ પ્રશસ્તિની વિગત માટે જુઓ His Inscriptions of Gujarat III, 69 અને આ લેખકનું 'સોમનાથ' પૃ ૧૪૬ અને પરિશિષ્ટ

૧૦૯ Whiteway Rise of the Portuguese Power in India એ ગ્રંથનો છઠ્ઠો ફકરો

૧૧૦ એ જ, પૃ ૧૪

વાથી એ વેપાર નહિ જેવો થઇ ગયો હતો. દીવ ખાલી થઇ ગયું હતું અને વેપારી વહાણોની અવરજવર બંધ થઇ હતી. આલ્બુકર્ક ગવર્નર હતો ત્યારે આ વાત સમજતો હતો અને ગૂજરાત સાથે છેવટે સલાહ રાખવી એમ એને લાગ્યું હતું,[૧૧૧] પરંતુ દ કેસ્ટ્રો જુદા માનસનો પુરુષ હતો. બગડેલો સબંધ એને ગૂજરાતના સુલતાન સાથે લડીને સુધારવાની ઇચ્છા હતી, અને એ શક્ય નહોતું. એમાં એણે બંદરો ઉપર વર્તાવેલા કેરથી ટેકો મળ્યો. દ કેસ્ટ્રોના અમલ દરમ્યાન ગોવાની તિજોરી ખાલી જ રહી હતી[૧૧૨] અને લશ્કરીઓને પગાર પણ નિયમિત મળતા નહોતા. દીવમાં તો પગાર ઘણા જ ચડી ગયા હતા અને સૈનિકો પણ કંટાળી ગયા હતા.

## પોર્ટુગીઝ અને ગૂજરાતનાં રાજ્યોની થયેલી સુલેહ. અરબી ઇતિહાસ-લેખકની ચર્ચા

એટલે ૧૫૪૮માં ગૂજરાત અને ગોવાની સરકારોને ફરી સંધિ કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. ગૂજરાતના અરબી ઇતિહાસનો લેખક હાજી દબીર લખે છે કે સુલતાન દીવ ફરીથી જીતી લેવા તૈયારી કરે છે એમ સાંભળી પોર્ટુગીઝોને ચિંતા થઇ અને એને એમણે પોતાની પહેલાની ભૂલો માટે દિલગીરી દર્શાવી કેટલાક મણ સોનું ભેટ તરીકે મોકલ્યું.[૧૧૩] હવે સબંધ સારા રહે તે માટે ખાતરી આપી અને સુલતાનને એથી સંતોષ થયો. હાજી દબીર વધારામાં લખે છે કે સુલતાન દૃઢ રહીને આ સંધિ કબૂલ ન કરત, પણ સાહેબ ઉલ હિંદ શેરશાહ મારું જીતી ગૂજરાત ઉપર ચડાઇ કરવા આવવાનો છે, તેથી સુલતાનના સલાહકારોએ ફિરંગીઓ સાથે લડવાને બદલે શેરશાહ સામે તકેદારી રાખવાની સલાહ આપી તેથી સુલતાને પોર્ટુગીઝો સાથે સલાહ કરી.[૧૧૪] સંધિમાં દીવનો કિલ્લો ફિરંગીના હાથમાં રહે, પણ શહેર સુલતાનનું રહે અને અરધી જકાત સુલતાનને મળે એવી વાત કબૂલ થઇ. દુશ્મન થાય તો કિલ્લો સુલતાનને સોંપવો એમ પણ ઠર્યું. સુલતાને અમદાવાદના કોટવાળ નસીર હબશીને દીવનો સત્તાધિકારી નીમ્યો. હાજી દબીર લખે છે કે એના અમલમાં દીવની સ્થિતિ પાછી સુધરી. એકસો વહાણો એ વખતે ત્યાં હતાં અને ૬૦૦૦નું લશ્કર તથા ૪૦૦૦ સવારો હતા.

---

૧૧૧ એ જ, પૃ ૩૧૫ નો ૧ લો નોંધ વ્હાઇટવેએ Cartas પૃ ૫૧ ઉપરથી લીધી છે

૧૧૨ ગોવાની તિજોરીમાં પૈસા નહોતા તે જોઈ ગયા. કેસ્ટ્રો પોતે તો મોટો હોદ્દો છતાં ગરીબ જ રહ્યો છે. વ્હાઇટવે એને માટે Impecunious શબ્દ વાપરે છે

૧૧૩ ગૂજરાતનો અરબી ઇતિહાસ પૃ ૨૮૭

૧૧૪ આ પણ અરબી ઇતિહાસલેખકની ભૂલ જણાય છે

ગૂજરાતનાં બંદરોના ઇતિહાસમા દરેક નાના મોટા બંદરની સમયને અનુસર્ગીને ચડતી પડતી તો થયા જ કરી છે, છતા ચોગાની બંદરોનો ભાગે કહેવાતા આપણા પ્રાંતના બંદરોની છેક પડતી/દશા તો અંગ્રેજી રાજ્યમાં મુંબાઇ વધ્યુ અને રેલવેથી બોક તથા માલની અવરજવર થવા લાગી ત્યારથી જ થઇ, એ વિગતવાર વહાણવટાના પ્રકરણમા જોઇશુ અંગ્રેજોના જામતા પહેલા આપણા બંદરોમા વસ્તી અને સમૃદ્ધિ ભાગ પ્રમાણમા હતી પ્રાચીન કાળથી ભરૂચ, ખંભાત અને સોમનાથ પાટણના બંદરો ખૂબ સમૃદ્ધ હતા, પરંતુ અલ્લાઉદ્દીને સોમનાથનુ ખંડન કર્યા પછી એ બંદરની પડતી થઇ અને ભરૂચની નદી મોટા વહાણો માટે નકામી થવાથી એની પડતી થઇ આમ છતા ખંભાત સમૃદ્ધ રહ્યુ હતુ, પરંતુ ગૂજરાત સલ્તનતમા ખંભાતના મોટા જુવાળથી દરિયો પુરાવાને લીધે વહાણોને મુશ્કેલી પડતી હતી એથી જ ગૂજરાતનુ વેપાર માટે સર્વશ્રેષ્ઠ સ્થળ છતા નૌકા-કાફલા માટે ખંભાત નકામુ થયુ હતુ મોટા વહાણો ઘોઘા સુધી આવતા અને ત્યાથી નાના વહાણોમા માલ ફેરવવો પડતો. સુરત મોગલાઇમા વધ્યુ એટલે સલ્તનતના સમયમા વસાઇથી સિંધ સુધીના કિનારા ઉપર દીવ જેવુ એકે સગવડવાળુ બંદર નહોતુ નૌકાના કાફલા માટે એ શ્રેષ્ઠ હોવાથી ગૂજરાતના નૌકાબળનુ એ મુખ્ય મથક બન્યુ આમ સલામતી હોવાથી ત્યા વેપાર પણ વધ્યો અને જૂની દેશી વસ્તી ઉપરાંત ધનવાન પરદેશી વેપારીઓ આવીને વસ્યા, એટલે ૧૪થી ૧૬મી સદીમા દીવ બંદર પ્રથમ વર્ગનુ બંદર અને નૌકાસૈન્યનું કેન્દ્ર બન્યુ હતુ આ કારણથી જ પોર્ટુગીઝો ૧૬મી સદીમા વધ્યા ત્યારે એમને મલાયાથી અરબસ્તાન અને રાતા સમુદ્રના કિનારા સુધીમા દીવનુ સ્થળ સર્વથી મહત્ત્વનુ લાગ્યુ હતુ અને એ હાથ કરવા માટે એમણે એમના ઇતિહાસમા સર્વથી ભારે કહેવાય એવા નૌકાયુદ્ધો કર્યા છે. એમ પણ કહેવાય છે કે મુસલમાનોમા પોર્ટુગીઝોને સૌથી વધારે વેર તુર્કો સામે હતુ, અને ગૂજરાતના કાંઠાના બંદરોમા ધનવાન તુર્ક વેપારીઓ સર્વથી વધારે પ્રમાણમા દીવ બંદરમા હતા, એટલે મુસલમાન લેખકોએ દીવને ખાસ કરીને એના બંદરવિભાગને—બંદર અત્તુર્ક કે બંદર આર્કેમી—એવા નામ લખ્યા છે ૧૧૭

સોળમી સદીની શરૂઆત (૧૫૦૪)મા લ્યુડોવિકો ડી વર્થેમા નામનો ઇટાલિયન મુસાફર દીવનુ નામ દીવબંદરરૂમી લખે છે એનો અર્થ દીવ તુર્કોનુ

---

અસલથી શહેર અને કિલ્લાના નકશા તૈયાર કરેલા છે પ્રો. કોમિસેરિયેટ એક નકશો આપ્યો છે અને ડેનવર્સે બીજો આપ્યો છે, બન્નેમા ફેર છે

૧૧૭ લ્યુડોવિકો ડી વર્થેમાની મુસાફરીના અહેવાલ (હકલુત સોસાયટી પ્રકાશક)માથી Studies His Guj P 4મા ઉતારો

કસાઇખાનામાં ગાયની ખરીદી માટે ગોવાના પાદરીઓ આદિક આવતા.[૧૧૫] અરબી ઇતિહાસ લેખકે કેટલાક બનાવો ચોકસાઇથી લખ્યા છે અને પોર્તુગીઝ લેખકો એને ટેકો પણ આપે છે. ખુવારી અને લશ્કરી સંખ્યા માટે બન્ને પક્ષ અતિશયોક્તિ કરે છે એ ચર્ચા આગળ કરી ગયા, પરંતુ આ સંધિના લખાણ માટે અરબી ઇતિહાસ લેખક ખરો હોય એમ લાગતું નથી. પોર્તુગીઝો ના લખાણમાં અતિશયોક્તિ માનવા છતાં એમનો વિજય થયો હતો એ સત્ય હકીકત હતી. દ કેસ્ટ્રોના મરણ પછી તરત જ પોર્તુગીઝો અમુક મણ સોનું બેગ લઇ પહેલાંની વર્તણૂક માટે દિલગીરી વ્યક્ત કરી આમાં સંધિ કરવા આવે એ વાત એકદમ ગળે ઊતરે એવી લાગતી નથી. એમની પાસે પૈસાની સખત તાણ હતી તો એટલું સોનું ક્યાંથી લાવે? દ કેસ્ટ્રોને બે વાર નાની રકમો લોકો પાસેથી ઉધાર લેવી પડી હતી અને સૈનિકોના પગાર અપાયા નહોતા એ આગળ જોયું, એટલે હાજી દબીરની આ વાત ખરી ન હોય એમ લાગે છે. તે સાથે ૧૫૪૮માં શેરશાહનો ડર ગૂર્જરાતને લાગ્યો એ પણ ખરું નથી. ૧૫૪૫માં શેરશાહનું મરણ થયું હતું. એટલે આમ ગૂર્જરાતના ઇતિહાસકારોમાં શ્રેષ્ઠ ગણાતા લેખકની આ વાત ચોક્કસ નથી દેખાતી અને એણે મોટી ભૂલ કરી છે કે સાંભળેલી વાત વિચાર કર્યા વિના લખી લાગે છે. સંધિ થઇ તેનું કારણ પોર્તુગીઝને પક્ષે ૧૫૪૮થી નબળા ગવર્નરો આવ્યા અને વેપાર ઓછો થવાથી પૈસાની તંગી થઇ એ ગણી શકાય, અને ગૂર્જરાતને પક્ષે મોટા સુલતાનના હાથ નીચે અંદર અંદર સંપ વિનાના અમીરોની સત્તાને લીધે રાજ્ય નબળું પડતું હતું એ ગણાવી શકાય.

## દીવ

આજે ભારતમાં ફિરંગી સંસ્થાનના એક નાનકડા મથક સિવાય કોઇ એને યાદ પણ કરતું નથી એવો સૌરાષ્ટ્રના દક્ષિણ કાંઠે આવેલો આ બેટ એક સમયે આખા ગૂર્જરાતના ઇતિહાસમાં મહત્ત્વનું સ્થાન લઇ શકે અને એનું નામ ભારતમાં નહિ પણ એશિયા અને યુરોપના દેશોમાં પ્રસરે એનાં કારણો નોંધપાત્ર છે અને એના સ્થળનું ટૂંકું વર્ણન અહીં અસ્થાને નહિ ગણાય. સંસ્કૃત દ્વીપનું દીવ થયું છે. આ બેટ સૌરાષ્ટ્રના દક્ષિણ કિનારાની એકદમ પાસે છે અને વચ્ચે ખાડી એટલી નાની છે કે ઓટના વખતમાં પગે ચાલીને જઇ શકાય. એનો વિસ્તાર ૨૦ ચોરસ માઇલનો અને ઘોઘલા ગામને ગણતાં ૨૫ ચોરસ માઇલ થાય.[૧૧૬]

---

૧૧૫ અરબી હિસ્ટરી પૃ. ૨૯૭. આ ઉપરથી એટલું માલૂમ પડે છે કે ગૂજરાતી મુસલમાન કે ફિરંગીઓ હતા. હિંદુ વસ્તી જુદી હશે.

૧૧૬ કાઠિયાવાડ ગેઝેટિયર. દીવ શબ્દ દીવમાં પોર્તુગીઝ એ રસ લીધો હોવાથી

ગુજરાતના બંદરોના ઇતિહાસમાં દરેક નાના મોટા બંદરની સમયને અનુસરીને ચડતી પડતી તો થયા જ કરી છે, છતાં ચોગમી બંદરોનો વાગો કહેવાતા આપણા પ્રાંતના બંદરોની છેક પડતી દશા તો અંગ્રેજી રાજ્યમાં મુંબાઇ વધ્યું અને રેલવેથી લોક તથા માલની અવરજવર થવા લાગી ત્યારથી જ થઇ, એ વિગતવાર વહાણવટાના પ્રકરણમાં જોઇશું અંગ્રેજોના જામતા પહેલાં આપણા બંદરોમાં વસ્તી અને સમૃદ્ધિ મોટા પ્રમાણમાં હતી પ્રાચીન કાળથી ભરૂચ ખંભાત અને સોમનાથ પાટણનાં બંદરો ખૂબ સમૃદ્ધ હતાં, પરંતુ અલાઉદ્દીને સોમનાથનું ખંડન કર્યાં પછી એ બંદરની પડતી થઇ અને ભરૂચની નદી મોટાં વહાણો માટે નકામી થવાથી એની પડતી થઇ આમ છતાં ખંભાત સમૃદ્ધ રહ્યું હતું, પરંતુ ગુજરાત સલ્તનતમાં ખંભાતના મોટા જુવાળથી દરિયો પુરાવાને લીધે વહાણોને મુશ્કેલી પડતી હતી એથી જ ગુજરાતનું વેપાર માટે સર્વશ્રેષ્ઠ સ્થળ છતાં નૌકા-કાફલા માટે ખંભાત નકામું થયું હતું મોટાં વહાણો ઘોઘા સુધી આવતાં અને ત્યાંથી નાનાં વહાણોમાં માલ ફેરવવો પડતો સુરત મોગલાઇમાં વધ્યું એટલે સલ્તનતના સમયમાં વસાઇથી સિંધ સુધીના કિનારા ઉપર દીવ જેવું એકે સગવડવાળું બંદર નહોતું નૌકાના કાફલા માટે એ શ્રેષ્ઠ હોવાથી ગુજરાતના મોટે બંદરનું એ મુખ્ય મથક બન્યું આમ સલામતી હોવાથી ત્યાં વેપાર પણ વધ્યો અને જૂની દેશી વસ્તી ઉપરાંત ધનવાન પરદેશી વેપારીઓ આવીને વસ્યા, એટલે ૧૪થી ૧૬મી સદીમાં દીવ બંદર પ્રથમ વર્ગનું બંદર અને નૌકાસૈન્યનું કેન્દ્ર બન્યું હતું આ કારણથી જ પોર્ટુગીઝો ૧૬મી સદીમાં આવ્યા ત્યારે એમને મલાયાથી અરબસ્તાન અને રાતા સમુદ્રના કિનારા સુધીમાં દીવનું સ્થળ સર્વથી મહત્ત્વનું લાગ્યું હતું અને એ હાથ કરવા માટે એમણે એમના ઇતિહાસમાં સર્વથી ભારે કહેવાય એવાં નૌકાયુદ્ધો કર્યાં છે એમ પણ કહેવાય છે કે મુસલમાનોમાં પોર્ટુગીઝોને સૌથી વધારે વેર તુર્કો સામે હતું, અને ગુજરાતના કાંઠાના બંદરોમાં ધનવાન તુર્ક વેપારીઓ સર્વથી વધારે પ્રમાણમાં દીવ બંદરમાં હતા, એટલે મુસલમાન લેખકોએ દીવને ખાસ કરીને એના બંદરવિભાગને—બંદર અત્તુર્ક કે બંદર અર્રૂમી—એવાં નામ લખ્યાં છે ૧૧૭

સોળમી સદીની શરૂઆત(૧૫૦૪)માં લ્યુડોવિકો ડી વર્થેમા નામનો ઇટાલિયન મુસાફર દીવનું નામ દીવબંદરરૂમી લખે છે એનો અર્થ દીવ તુર્કોનું

---

અસલથી શહેર અને કિલ્લાના નકશા તૈયાર કરેલા છે પ્રો કોમિસેરિયેટે એક નકશો આપ્યો છે અને ડેનવર્સે બીજો આપ્યો છે, બન્નેમાં ફેર છે

૧૧૭ લ્યુડોવિકો ડી વર્થેમાની મુસાફરીના અહેવાલ (હકલુત સોસાયટી પ્રકાશક)માંથી Studies His Guj P ૪માં ઉતારો

બંદર એવો થાન છે એ કેમ્બિયા (ખંભાત)ના સુલતાનને તાબે છે, અને એનો મુખ્ય અધિકારી મલિક અયાઝ (Menacherz) છે એમ લખે છે એ મુસાફર દીવમાં બે દિવસ રહેલો. અહીં કાયમના રહેવાસી ચારસો તુર્ક વેપારીઓ છે, વેપાર ઘણો મોટો છે, અને ચારે તરફ કોટવાળુ તોપખાનાથી સુરક્ષિત શહેર છે એમ પણ વર્ણવે છે. એ પછી થોડા જ વર્ષે પછી (૧૫૧૫)આવેલો પોર્ટુગીઝ મુસાફર બાર્બોસા દીવ અને એના વેપારનું વિગતવાર વર્ણન આપે છે એ મલબાર, બંગાળ, અરબસ્તાન, અને આફ્રિકા કિનારાના ઘણા બંદરો સાથેના દીવના વેપારનું ઝીણું વર્ણન આપી આયાત નિકાસની ચીજો ગણાવે છે. એમાં કાચો માલ અને તૈયાર થયેલો માલ બધાનું વર્ણન છે રાજાને આ બંદરના મોટા વેપારથી એવી મોટી આવક છે કે જે જાણીને આશ્ચર્ય થાય એમ બારબોસા લખે છે ઉપર વર્ણન કર્યું એ યુદ્ધ પછી દીવનો વેપાર જરા ઓછો થયા પછી ઈ સ ૧૫૬૩મા સીઝર ફ્રેડરિક નામનો વેનિસનો મુસાફર એની સફરમાં હિંદમાં પ્રથમ પહેલો દીવ બંદરે ઊતરેલો એ લખે છે કે કમ્બાયા(ખંભાત)ના રાજ્યમા દીવ એક નાના બેટ ઉપર છે અને પોર્ટુગીઝોનું હિંદમાં એ બળવાન થાણું છે શહેર નાનું છે છતા વેપાર બહુ મોટો છે મક્કા અને હોરમઝ જતા વહાણો અહીંથી માલ લે છે એના માલિકો ખ્રિસ્તીઓ અને મુસલમાનો છે, પરંતુ મુસલમાનોના વહાણો પોર્ટુગીઝોની પરવાનગી વગર આવજા કરી શકતા નથી અહીંથી જે માલ નિકાસ થાય છે તે કમ્બાયત્તા (ખંભાયત), જે ખંભાત રાજ્યનું એક બંદર છે, ત્યાંથી આવે છે એ બંદર આગળ દરિયો મોટા વહાણો જઈ ન શકે એવો છીછરો હોવાથી ત્યાંથી નાના વહાણોમા અહીં (દીવમાં) માલ લાવવામાં આવે છે[૧૧૮]

દીવનો બેટ ખાડી પને સાત માઇલ લાંબો અને બે માઇલ પહોળો છે તેમાં પૂર્વ તરફને છેડે ફિરંગીઓએ બાંધેલો પ્રસિદ્ધ કિલ્લો છે પશ્ચિમ તરફ શહેર છે એમાં બગીચા અને મહેલ હતા મલિક અયાઝના વખતમાં સૌરાષ્ટ્રના કાંઠાને દીવ સાથે સાંકળોથી બાંધી વહાણો માટે સગવડ કરેલી તેને સાંગળકોટ કહેતા[૧૧૯] આવો એક સમયનો પ્રસિદ્ધ દીવનો બેટ શહેર અને કિલ્લો આજે પોર્ટુગીઝોના તાબામાં છે, અને વેપારી મહા માર્ગો બદલાઈ જવાથી એનું મહત્ત્વ રહ્યું નથી આજે એને કોઈ યાદ પણ કરતું નથી

૧૧૮ Studies His Guj P 45 બારબોસાનો મુસાફરીનો ગ્રંથ પણ હકલૂત સોસાયટીએ પ્રગટ કર્યો છે

સંશોધન ગ્રંથમાળા, ગ્રંથાંક ૫૭મો
શેઠ ભોળાભાઈ જેશિંગભાઈ અધ્યયન-સંશોધન વિદ્યાભવન

# ગૂજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ

## ઇસ્લામ યુગ

ખંડ ૪

[મુઝફ્ફરશાહ ત્રીજો]

લેખક
સ્વ. શ્રી. રત્નમણિરાવ ભીમરાવ જોટે, બી. એ.

ગુજરાત વિદ્યાસભા : અમદાવાદ

પ્રથમ સંપાદન: શાકે ૧૮૮૧, વિ. સં. ૨૦૧૫, ઈ. સ. ૧૯૫૯

પ્રત ૫૦૦

કિં. સાડાચાર રૂપિયા



પ્રકાશક: રસિકલાલ છો. પરીખ, અધ્યક્ષ, શેઠ ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન, ગુજરાત વિદ્યાસભા, ભદ્ર, અમદાવાદ

મુદ્રક: બચુભાઈ રાવત, કુમાર પ્રિન્ટરી, રાયપુર, અમદાવાદ

# નિવેદન

ગુજરાત વિદ્યાસભાએ સંશોધનક્ષેત્રમાં વ્યવસ્થિત પ્રયત્ન વર્ષોથી આદર્યો છે, જેના ફલસ્વરૂપે સ્વતંત્ર રીતે તેમજ શેઠ ભો. જે. અધ્યયન-સંશોધન વિદ્યાભવન દ્વારા અનેક મહત્ત્વના ગ્રંથ પ્રસિદ્ધ કર્યા છે. એણે પ્રસિદ્ધ કરેલા ગુજરાતના ઇતિહાસ-સંશોધનના વિષયમાં, સ્વ. દુર્ગાશંકર કે. શાસ્ત્રીનો "ગુજરાતનો મધ્યકાલીન રાજપૂત ઇતિહાસ–૨ ભાગમાં" અને સ્વ. શ્રી રત્નમણિરાવ ભી. જોટેના "ગુજરાતનો સાંસ્કૃતિક ઇતિહાસ-ઇસ્લામ યુગ–ખંડ–૧-૨-૩"–આ મહત્ત્વના ગ્રંથ પ્રસિદ્ધ થઈ ચૂકયા છે. મુઝફ્ફરશાહ ત્રીજાની સાથે ગુજરાતી સલ્તનતના પતન સુધીનાં સાંસ્કૃતિક વિવિધ બળોને આવરી લેતો આ ગ્રંથનો ખંડ ૪થો પ્રસિદ્ધ થાય છે.

દુઃખનો વિષય છે કે શ્રી. રત્નમણિરાવ આ છેલ્લા બે ખંડ જોવા આપણી વચ્ચે નથી. એમના અવસાનથી એક સમર્થ ઇતિહાસવિદની ખોટ ગુજરાતને થઈ છે.

ગુજરાત વિદ્યાસભા
**અમદાવાદ**
તા. ૧–૫–૧૯૫૯

**રસિકલાલ છો. પરીખ**
અધ્યક્ષ
શેઠ ભો. જે. વિદ્યાભવન

# અનુક્રમણિકા

**પ્રકરણ આડત્રીસમું : સુલતાન મુઝફ્ફર ત્રીજો**

ગૂજરાતનો છેલ્લો સુલતાન : ઇતિમાદખાને એક છોકરાને મુઝફ્ફર નામ આપી ગાદીએ બેસાડયો – આ સમયના ઇતિહાસ માટેની સામગ્રી – ગૂજરાતના ફરી પડેલા ભાગલા – ઇતિમાદખાન અને ફુલાદીઓ વચ્ચે લડાઈ – ચંગીઝખાનની ખાનદેશ ઉપર ચડાઈ અને હાર – ઇતિમાદખાનને નસાડી ચંગીઝખાને ગૂજરાતની સત્તા લીધી (૧૫૬૬) – ચંગીઝખાન ગૂજરાતના રાજ્યાસને – ખાનદેશના સુલતાનની ગૂજરાત ઉપર ચડાઈ અને ચંગીઝખાને એને હરાવ્યો – ચંગીઝખાનનો ન્યાય અને વ્યવસ્થા (ઈ. સ. ૧૫૬૭) – સિકંદરીના લેખકના પિતા અને ચંગીઝખાન, એનો મળતાવડો સ્વભાવ – ચંગીઝખાનની ઉદારતા અને એનો વાંણિયો વજીર – જુઝારખાન હબસીએ કરેલું ચંગીઝખાનનું ખૂન – 'મહમૂદી' સિક્કા ને ચંગીઝખાનનું નામ – શેરખાન ફુલાદીએ ભદ્રનો કિલ્લો લીધો – દક્ષિણ ગૂજરાતમાં મિરઝાંઓની સત્તા – ગૂજરાતના અમીરોમાં પાછી ખટપટ – ઇતિમાદખાનની દગા ભરેલી ખટપટ અને અકબરને આમંત્રણ – મિરઝાંઓ અને અફઘાનો વચ્ચે બખેડા-અકબરનો ગૂજરાતની હદમાં પ્રવેશ – મિરાતે અહમદીના લેખકની સ્પષ્ટ કડક ટીકા – ગૂજરાત સલ્તનતનો અંત – સલ્તનતના અંતસમયના અમીરો – જુઝારખાન હબસી – એને સરખેજમાં દફન કર્યો – મહેમદાવાદ પાસે સૈયદ મુબારકનો રોજો – વર્ષ માટે મિ. બ્રાઉનની ભૂલ – બાદશાહ જહાંગીરે કરેલું વર્ણન – ગૂજરાતની સ્થાપત્યકલાના ગૌરવ જેવી-અમદાવાદ લાલ દરવાજે આવેલી સીદી સઈદની જગપ્રસિદ્ધ મસ્જિદ – સીદી સઈદનું ચરિત્ર – એક સંસ્કારી પુરુષ – એની પ્રસિદ્ધ મસ્જિદનું વર્ણન – સ્થાપત્યના પ્રસિદ્ધ વિવેચકોની આ મસ્જિદની બાંધણીના વર્ષની થયેલી ભૂલ – એ મસ્જિદનું વર્ણન – એની જગપ્રસિદ્ધ જાળીઓ – સિક્કા કોરી – એ સમયનો નડિયાદનો લેખ. **પૃ. ૯૧૨–૯૪૩**

**પ્રકરણ ઓગણચાળીસમું : અકબરની ગૂજરાત ઉપર બે વાર ચડાઈ: ગૂજરાત સલ્તનતનો અંત**

અકબરની ગૂજરાત ઉપર પહેલી ચડાઈ – અકબર પાટણમાં – સુલતાન મુઝફ્ફર કેદ પકડાયો – ગૂજરાતના અમીરો અકબરને તાબે – અકબર અમદાવાદ થઇને ખંભાતમાં – મિરઝાંઓને તાબે કરવાનો નિશ્ચય – સરનાલની લડાઈ – મિરઝાંને તાબે કરવા અકબરનો નિશ્ચય – ઉત્તર ગૂજરાતમાં પાટણમાં મિરઝાંઓ અને શેરખાનનો બળવો – અકબરનું સુરત તરફ પ્રયાણ - સુરતનો કિલ્લો સર કર્યો – મોટી સુલેમાની તોપો આગ્રા મોકલી – પોર્ટુગીઝ એલચીઓ – દારૂના ઘેનમાં રજપૂતોની જીવલેણ રમતનું અકબરે કરેલુ

# પ્રકરણ સાડત્રીસમું
## ગૂજરાત સલ્તનતની પડતી

### દેશમાં લડાઈઓ, અવ્યવસ્થા અને અંધકાર
### સુલતાન અહમદશાહ ત્રીજો—નામનો સુલતાન

ગયા સુલતાન મહમૂદ ત્રીજાના સમયમાં ગૂજરાત સલ્તનતની પડતીનાં ચિહ્નો દેખાવા લાગ્યાં હતાં છતાં બહારથી દેખાવ બગડ્યો નહોતો. ઈ.સ. ૧૫૫૪માં એના મરણ પછી ગૂજરાતનું એક દેશ તરીકે ઐક્ય તૂટ્યું. એની સીમાઓ નષ્ટ થવા લાગી. નવો સુલતાન નામમાત્ર હતો. સત્તા બધી એક-બીજાનો દ્વેષ કરનારા અમીરોના હાથમાં હતી. એમણે ગૂજરાતના ભાગલા પાડી અંદર અંદર વહેંચી લીધા. દેશમાં લશ્કરની દોડાદોડ સિવાય કાંઇ દેખાતું નહિ. આજ સુધી[1] શરમાવું પડે એવી ગૂજરાતની દશા આ સમયે થઇ.

એક રીતે જોતાં જ્યારથી સુલતાન બહાદુરશાહને પરદેશી લોકો ઉપર ભાવ પેદા થયો અને મૂળગૂજરાતીઓની કદર ઓછી થઈ ત્યારથી દેશની પડતીનાં બીજ રોપાઇ ગયાં હતાં. મહમૂદ ત્રીજાના સમયમાં એ બીજના ફણગા ફૂટયા અને હવે અહમદ ત્રીજાના સમયમાં એનાં વૃક્ષ મોટાં થયાં. હવે પછી એનાં કડવાં ફળ ચાખવાનાં હતાં.

### આ સમય માટે આધારગ્રંથોની મુશ્કેલી

જેને આપણે આધારગ્રથો કહી શકીએ એવી મુસલમાન તવારીખો પણ અહમદશાહ ત્રીજાનો અહેવાલ બરોબર આપતી નથી. મિરાતે સિકંદરી જે બીજા સુલતાનોનાં લાંબાં વર્ણન કરે છે તે પણ અહીં રસહીન થઈ જાય છે. ખરી રીતે અહમદ ત્રીજાનો નામનો અમલ તે એના અમીરોનો જ અમલ છે. સિકંદરીના લેખકના પિતાએ આ વખતે રાજકાર્યમાં સક્રિય ભાગ લીધો છે. લેખક "મારા પિતાએ એમ કર્યું અને તેમ કર્યું" કરીને લાંબા અહેવાલ લખે છે, પરંતુ એમાં મુદ્દાનું કાંઇ દેખાતું નથી. સૈયદ મુબારક બુખારીના વકીલ તરીકે લેખકના પિતાએ જે કામ કરેલાં તેનાં કંટાળાભરેલાં વર્ણન સિવાય સિકંદરીમાં કાંઈ દેખાતું નથી.[2] બીજાં પ્રકરણોમાં કંઇક રસમય લખાણ

---

૧: દીવ ગયા સુલતાનના વખતમાં ગયું હતું અને દમણ આ વખતે ગયું. નંદરબાર વગેરે ખાનદેશમાં ગયાં એ ગૂજરાતને શરમાવા જેવું.

૨: મિરાતે સિકંદરી કલાઇવ બેલીનો સંશોધિત તરજુમો ગયા સુલતાનથી બંધ થાય છે. ગુ. ભા. અને અં. ભા. ફઝલુલ્લાહ કૃત સરખાવીને આધાર લીધો છે. સિકંદરીની વિગતો ઘણી વાર બીજા ઇતિહાસોથી જુદી પડે છે

કરનારો લેખક અહીં રસહીન થઈ જાય છે. તબકાતે અકબરી તો આ સુલતાનના સમયનું વર્ણન બે જ પાનાંમાં સમાવી દે છે. પોર્ટુગીઝ લેખકોએ આ સમયમાં પણ કેટલીક ખટપટો કરી છે, પણ સિકંદરી માત્ર એક જ વખત એના નામનો ઉલ્લેખ કરે છે. અરબી ઇતિહાસ એની રીત પ્રમાણે સારાં વર્ણનો અને ઉલ્લેખ આપે છે, પરંતુ એ હબસી અમીરોની અસર નીચે હોવાથી એમની વિગતો વધારે આપે છે.[3] આમ આધારગ્રંથોના લેખકો લગભગ સમકાલીન હોવા છતાં બરોબર ખાતરીવાળું લખાણ કરતા નથી અને કેટલીક વાર તો ગૂંચવણ ઊભી કરે છે. એટલે આ સુલતાનના આઠ વર્ષના નામના અમલ માટે લખવા ઘણી સાવચેતી રાખીને પણ બધી ખટપટમાં ઉચ્ચ કક્ષાએ રહી ભાગ લેનાર સિકંદરીના લેખકના પિતાના વર્ણનને વધારે માન આપવું એ ઠીક લાગે છે. લેખકે પોતે પિતાને મુખે સાંભળેલા અહેવાલમાં કેટલું ઓછું વધતું કર્યું હશે એ પ્રશ્ન તો ઊભો જ રહે છે.

### સુલતાન અહમદશાહ ત્રીજો

મહમૂદ ત્રીજો કોઈ વારસને મૂકી ગયો ન હતો એટલે અમીરોએ રઝીઉલ્મુલ્ક નામના માણસને મહમૂદનો એક સગો અમદાવાદમાં અહમદખાન નામે હતો તેને બોલાવવા મોકલ્યો. અહમદખાન એક વાણિયાની દુકાનેથી કબૂતરને નાખવા દાણા ખરીદતો હતો એવામાં રઝીઉલ્મુલ્કે ઓળખીને એને ઝડપી ઘોડવેલમાં બેસાડ્યો અને મહમૂદાબાદ લઈ ગયો. ખાનની દાઇએ રડવા માંડ્યું, પણ ખરું કારણ જાણ્યા પછી શાંતિ થઇ.[4]

આ વખતે ગૂજરાતમાં ઇતિમાદખાન સૈયદ મુબારક બુખારી, ભરૂચનો ઇમાદઉલ્મુલ્ક રૂમી અને સુરતનો ખુદાવંદખાન રજબ એ મુખ્ય બળવાન અમીરો હતા અને આ સુલતાનના અમલનું વર્ણન એટલે ખરી રીતે તો આ અમીરોનું અને એમના ટંટાનું વર્ણન જ છે. ઇતિમાદખાને રાજ્યના મુખ્ય અમીર તરીકે વહીવટ હાથમાં લઈ ગૂજરાતના જિલ્લાઓ અંદર અંદર વહેંચી લીધા. રાજ્યના હાથી ઘોડા ખજાનો વગેરે પણ વહેંચી લીધું. કિશોર અહમદખાનને અહમદશાહ નામ આપી એના નામનો ખુતબો પઢાવી સિક્કા

૩: અરબી ઇતિહાસમાં કેટલીક વિગતો છે જે બીજામાં મળતી નથી. બીજા ઇતિહાસોએ કરેલા અમીરોના નામોના ગૂંચવાડા અરબી ઇતિહાસ ઉકેલે છે. સર ડેનિસન રૉસે એ ઇતિહાસના ભા. ૨ જામાં પ્રસ્તાવનામાં આ પ્રશ્ન લંબાણથી ચર્ચ્યો છે.

૪: સિકંદરી ગુ. ભા. પૃ. ૩૭૫. આ સુલતાનનું નામનું રાજ્ય ઈ. સ. ૧૫૫૪થી ૧૫૬૧ સુધી રહ્યું. તવારીખો એને અહમદ બીજો કહે છે, પણ કુતુબુદ્દીન બીજો અહમદ હોવાથી આ ત્રીજો છે.

પણ પડાવી હિજરી ૯૬૧ રબીઉલ અવલ માસની ૧૫મી તારીખે મહમૂદાબાદ (મહેમદાવાદ)માં એનો રાજ્યાભિષેક કર્યો. સૈયદ મુબારકે એને રાજતિલક કર્યું. સુલતાને સૈયદને ગુરુ માની દીક્ષા લીધી.[૫]

## ખાનદેશના સુલતાન મુબારકશાહની પોતાના હક્ક માટે ગૂજરાત ઉપર ચડાઇ

હવે આસીર બુરહાનપુરનો સુલતાન મુબારકશાહ જે ગૂજરાતના સુલતાનનો દૌહિત્ર થતો હતો એને ખબર પડી કે અમીરોએ સુલતાનના દૂરના સગાને નામનો ગાદીએ બેસાડી નજરકેદ જેવો રાખી રાજ્ય અંદર અંદર વહેંચી લીધું છે. નજીકના સગા તરીકે ગૂજરાતની ગાદીનો એ પોતાને વારસ માનતો હતો. આ કારણથી એણે લશ્કર લઈ ગૂજરાત ઉપર ચડાઇ કરી. આ સમાચાર અમદાવાદ પહોંચ્યા ત્યારે ગૂજરાતના અમીરો સુલતાન અહમદને સાથે રાખી લશ્કર લઇ સામા લડવા નીકળ્યા. બન્ને લશ્કરોએ નર્મદા નદીને તીરે સામસામાં આવીને પડાવ નાંખ્યો.[૬] સૈયદ મુબારક ગૂજરાતના લશ્કરના અગ્રેસરી હતા અને બીજા અમીરો એમની સાથે હતા. માત્ર નાસિરઉલ્મુલ્ક દૂર રહી જે જીતે તેના પક્ષમાં જવા ખટપટ કરી રહ્યો હતો અને મુબારકશાહને સંદેશો મોકલ્યો હતો કે મુબારક સૈયદ સિવાય બધા અમીરો આમના પક્ષમાં છે અને તેમને હરાવવાથી બધું આપના હાથમાં આવશે. આ સમાચાર જ્યારે સૈયદ મુબારકને મળ્યા ત્યારે એમણે, મુબારકશાહના ગુરુ મૌલાના રૂહઉદ્દીનને મળીને સિકંદરીના લેખકના પિતા મિયાં મંજુને પોતાના વકીલ તરીકે સુલેહનો સંદેશો લઇ સાથે મોકલ્યા. મિયાં મંજુએ ઘણી હોશિયારીથી વાટાઘાટ ચલાવી દૃઢ નિશ્ચય કરીને આવેલા મુબારકશાહના મનને સુલેહ કરવા તરફ વાળ્યું અને સફળ થઇ પાછા આવ્યા. સિકંદરીમાં આ વાટાઘાટનું વર્ણન ખૂબ લંબાણથી આપ્યું છે. સૈયદ મુબારકે પણ મિયાં મંજુની કદર કરી.[૭]

---

૫: સિકંદરી ગુ. ભા. ૩૭૫–૩૭૭ કહે છે કે હાથી, ઘોડા ઉપરાંત ગૂજરાતી ચલણના બેર કરોડ તનખા જે ૨૨ લાખ અકબરી તનખા બરોબર થાય (સો ગુજરાતી તનખાનો એક અકબરી તનખો ?) એટલી કિંમતનું સોનું તથા જવાહીરો સૈયદના ભાગમાં આવ્યાં.

૬: એ જ, પૃ. ૩૭૮. મુબારકશાહ નર્મદાને દક્ષિણ કિનારે ભરૂચથી ૧૫ માઇલ દૂર રાણપુર કોટા આગળ આવીને પડચો હતો.

૭: એ જ, પૃ. ૩૭૯ થી ૩૮૬ ઘણું લંબાણથી કવિતો સાથે લેખકે આ વર્ણન આપ્યું છે. ખુશ થયેલા મુબારકશાહે મિયાં મંજુને મોટું ઈનામ આપવા માંડયું તે એણે ન લીધું. એ બાબતના લાંબા વર્ણનમાં જમણમાં થાળીઓ ઉપાડનારાને સેવકી (Tip) આપવાનો રિવાજ હશે એવો ઉલ્લેખ આવે છે તે રસમય છે. છેવટે પોતાના શેઠ સૈયદ પાસેથી મંજુ ઈનામ સ્વીકારે છે. તાઉસ (મોર) નામનો ઘોડો તથા રકમ ભેટ એને મળે છે.

## નાસિરઉલ્મુલ્કે કરેલી લડાઇ

સુલેહ થવાથી ગૂજરાતનું લશ્કર અમદાવાદ તરફ પાછું ફર્યું. આ વખતે નાસિરઉલ્મુલ્ક નિરાશ થયો હતો. એણે અમીરોમાં ખટપટ કરી ભાગલા પડાવ્યા અને ઇતિમાદખાન તથા સૈયદ મુબારકના પક્ષકારો એક બાજુએ તથા નાસિરઉલ્મુલ્કના બીજી બાજુ ચાલવા લાગ્યા. નાસિરઉલ્મુલ્કનો એક સરદાર અતકખાન સૈયદ મુબારકના તંબુમાં સંદેશો લઇને આવ્યો હતો ત્યાં બોલાબોલી થતાં સૈયદને ખંજર મારવા ગયો, પરંતુ સૈયદના માણસોએ એને પકડી લીધો અને મારી નાખતા હતા તે વખતે સૈયદે અટકાવ્યા અને યુદ્ધના મેદાનમાં એને મારીશું એમ કહી છોડી મૂકયો. નાસિરઉલ્મુલ્કને ઇતિમાદખાન ઉપર ખાસ વેર હતું, પણ હવે એને લાગ્યું કે સૈયદને ઠેકાણે લાવ્યા વિના ઇતિમાદખાનને કાંઈ થઈ શકશે નહિ. બન્ને ઉમરાવોનાં લશ્કરો વડોદરા નજીક પહોંચ્યાં ત્યારે સૈયદનું સૈન્ય બરોબર સજ્જ નહોતું. નાસિરઉલ્મુલ્કે આ તકનો લાભ લઈ પોતાની પાસે મોટું લશ્કર હોવાથી અચાનક લડાઈ શરૂ કરી. એમાં મોખરે રહેલો અતકખાન માર્યો ગયો.[૮] સૈયદના કેટલાક નજીકના સગાઓ માર્યા ગયા. ઇતિમાદખાન જે થોડે દૂર હતો તેણે કાંઈ સહાય કરી નહિ. આ પરસ્થિતિ જોઈ સૈયદના મિત્રો એમને દોરીને બીજે રસ્તે કપડવંજ લઇ ગયા. ઇતિમાદખાનના કેટલાક સરદારો નાસિરઉલ્મુલ્ક સાથે જોડાઇ ગયા. આ વિજયથી નાસિરઉલ્મુલ્ક અમદાવાદ આવ્યો અને પોતાની સત્તા જમાવી.[૯]

## નાસિરઉલ્મુલ્ક કોણ?

સત્તાના અભિમાનથી નાસિરઉલ્મુલ્કે અમદાવાદમાં જૂના અમલદારો સાથે સારી વર્તણૂક રાખી નહિ અને પૈસા પડાવવા લાગ્યો. બે મહિના સત્તા ભોગવી સુલતાન અહમદને સાથે લઈ મોટું લશ્કર ભેગું કરી એ ઇતિમાદખાન અને સૈયદ મુબારક ઉપર ચડાઈ કરવા કપડવંજ તરફ ઊપડ્યો. સૈયદ અને ઇતિમાદખાન પાસે પૂરતું સૈન્ય અને તૈયારી નહોતાં, એટલે ઇતિમાદખાને દિલ્હીના અદિલશાહની મદદ માગવાનો વિચાર કર્યો, અને સભાએ એ વાત સ્વીકારી, પરંતુ સૈયદ કાંઈ બોલ્યા વિના ચાલ્યા ગયા.[૧૦]

---

૮: એ જ, પૃ. ૩૮૭–૮૯. આ વર્ણન પણ લાંબું છે. અહીં અતકખાન સૈયદ મુબારકને તમે તો બહારના છો અને ગૂજરાતનું મંત્રીપદ નાસિરઉલ્મુલ્ક સિવાય બીજાને ન મળે એમ કહે છે તે નોંધપાત્ર છે.

૯: સિકંદરી ગુ. ભા. પૃ. ૩૮૯. સુલતાન અહમદ આ વખતે નાસિરઉલ્મુલ્કના કબજામાં આવ્યો.

૧૦: એ જ, પૃ. ૩૮૯-૯૦

મિરાતે સિકંદરીના લેખક અહીં એક રસમય વાતનો ઉલ્લેખ કરે છે. કહે છે કે સૈયદ ત્યાંથી અંતઃપુરમાં ગયા અને પોતાના પુત્ર સૈયદ મીરાંની પત્ની જે ઘણી પવિત્ર અને બુદ્ધિમાન હતી તેની આ બાબતમાં સલાહ લીધી. બીબીએ કહ્યું કે "આ બાબતમાં હું આપને શી સલાહ આપું? પરંતુ આપ જાણો છો કે આપની ઉમ્મર ૫૮ વર્ષની થઇ છે અને આપ હઝરત પયગંબરના વંશના છો. એમના વંશના માણસો ૬૦ અગર તો ૭૦ વર્ષથી વધારે જીવતા નથી,[૧૧] તો પછી એક કણિયા-બકાલથી નાસીને આપ બીજાની સહાય લેવા જશો એમાં શી આબરૂ![૧૨] એના કરતાં યુદ્ધમાં ઝૂડીને નસીબ અજમાવવું અને એથી બન્ને રીતે કીર્તિ મળશે. પરવરદીગારે જે ધાર્યું હશે તે થશે." આ સાંભળી સૈયદને શૂર ચડયું. સિકંદરીના લેખકના પિતા મંજુ વટવાના સૈયદ હઝરત હુસેન બુખારીનો સંદેશો લઇને આવ્યા. હઝરતે નાસિરઉલ્મુલ્કને લડાઈ ન કરવા સમજાવ્યો હતો, પણ તેણે માન્યું નહોતું તેથી એમને ખરાબ લાગ્યું હતું. સૈયદ હુસેને સૈયદ મુબારકને કહેવડાવ્યું કે કુરાનેશરીફમાં કહ્યું છે કે પરવરદીગારની રહેમથી કેટલીયે નાની ટુકડીઓએ મોટી સેનાને હરાવી છે. આ સંદેશાને પણ સૈયદે શુભ શુકન ગણી યુદ્ધ કરવાનો નિશ્ચય કર્યો.[૧૩] એમણે પોતાના તથા વટવા અને આશાવલના મળીને સાતસો આઠસો બહાદુર સૈયદોની ટુકડી ભેગી કરી.[૧૪] આ વખતે એવું બન્યું કે ઈમાદઉલ્મુલ્ક રૂમી અને ઉલુગ્રખાન હબસી જે નાસિરઉલ્મુલ્ક સાથે હતા અને જેમના તાબામાં સુલતાન હતો, તેમણે સૈયદને કહેવડાવ્યું કે તમે રાત્રે હુમલો કરો અને અમે સુલતાનને લઇને તમારી સાથે જોડાઈ જઇશું. નાસિરઉલ્મુલ્ક પોતાની મોટી સેનાના જોરમાં અભિમાનથી દારૂ પી રાત્રે સૂઇ જાય છે. આ સંદેશો પણ સૈયદે ઇતિમાદખાનને કહ્યો, પણ એને એમાં વિશ્વાસ પડ્યો નહિ. સૈયદનો લડવાનો નિશ્ચય હતો, પરંતુ ઇતિમાદખાનમાં હિંમત નહોતી. એણે પોતાના તરફથી તાતારખાન ઘોરીને મોકલવા કહ્યું તેની સૈયદે ના પાડી.[૧૫]

---

૧૧: એ જ, પૃ. ૩૯૦

૧૨: એ જ પૃ. ૩૯૦. અહીં નાસિરઉલ્મુલ્ક મૂળ હિંદુ વાણિયો હતો એવું સમજાય છે. ફજલુલ્લાહની અંગ્રેજી આવૃત્તિમાં પણ એ પ્રમાણે લખેલું છે.

૧૩: એ જ, પૃ. ૩૯૦-૩૯૪.

૧૪: એ જ, પૃ. ૩૯૧. બુખારી સૈયદો આશાવલ અને વટવામાં મોટે ભાગે રહેતા હતા. શાહઆલમનું રસૂલાબાદ પણ આશાવલને અડીને હતું. આ ઉલ્લેખ નોંધપાત્ર છે.

૧૫: એ જ, પૃ. ૩૯૩

### નાસિરઉલ્મુલ્કનો પરાજય અને સૈયદ મુબારકની જીત

હવે રાત્રે આ બહાદુર ટુકડી નીકળીને નાસિરઉલ્મુલ્કના મોટા લશ્કર સામે લડવા ગઈ. એના લશ્કરના આગલા ભાગમાં શમશેરઉલ્મુલ્ક હતો તે લડતાં ઘવાયો અને સૈયદ મુબારક જાતે લડવા આવ્યા છે તે જાણી સામી છાવણીમાં ગભરાટ ફેલાયો. ઘણા નાસી ગયા. આ વખતે ઇમાદઉલ્મુલ્ક સુલતાન અહમદને લઇને સૈયદને મળ્યો. સૈયદ એને સુલતાન સાથે પાછળ આવવાનું કહી નાસિરઉલ્મુલ્કના તંબુ તરફ ગયા. નાસિરઉલ્મુલ્ક આમ સૈયદને એકાએક આવેલા જોઇ ઘોડા ઉપર બેસી નાસી ગયો. આમ સૈયદ મુબારકને વિજય પ્રાપ્ત થયો. બીજા અમીરો પણ એમની સાથે જોડાયા. હવે સૈયદ તથા ઇતિમાદખાને અમદાવાદમાં પ્રવેશ કર્યો.[૧૬] સિકંદરીનો લેખક કહે છે કે નાસિરઉલ્મુલ્ક ચાંપાનેર તરફ ગયો છે એવી ખબર મળતાં સૈયદ મુબારક અને ઇતિમાદખાન એને પકડવા એ બાજુ ઊપડચા. નાસિરઉલ્મુલ્ક ત્યાંથી નાસીને પાલનાં જંગલો તરફ ગયો.[૧૭]

---

૧૬: એ જ, પૃ. ૩૯૪

૧૭: સિકંદરી ગુ. ભા. પૃ. ૩૯૫. આ નાસિરઉલ્મુલ્ક કોણ એ બહુ ગૂંચવણવાળી ચર્ચાનો વિષય છે. પ્રો. કોમિસેરિયેટ (પૃ.૪૫૯) એને દરિયાખાન હબસી કહે છે. એ અરબી ઇતિહાસને આધારે કહેતા હોય એમ લાગે છે. પરન્તુ સિકંદરીમાં એનું જે વર્ણન છે તે તરફ એમનું ધ્યાન ગયું હોય એમ લાગતું નથી. અથવા તો અરબી ઇતિહાસને વધારે આધારભૂત ગણી સિકંદરીના ઉલ્લેખ તરફ ધ્યાન ન આપ્યું હોય. સિકંદરીમાં એનું લંબાણથી વર્ણન છે તે જોયું. એ જ અરબી ઇતિહાસ બીજા ત્રણ નાસિરઉલ્મૂલ્ક ગણાવે છે તે આ દરિયાખાનથી જુદા લાગે છે. ગૂજરાતના ઇતિહાસમાં ત્રણ દરિયાખાન થઈ ગયા છે તેમાંનો એક આ નાસિરઉલ્મુલ્ક છે એમ અરબી ઇતિહાસ કહે છે. ગૂજરાતના મુસલમાન સમયના ઇતિહાસમાં ઘણા અમીરોને એક જ ખિતાબ આપવામાં આવે છે અને સિકંદરી વગેરે ફારસી ઇતિહાસો ખિતાબથી ઉલ્લેખ કરતા હોવાથી અમીરોમાં ઘણી વાર ગોટાળા ઉત્પન્ન થાય છે તેના ઘણા દાખલા મળે છે. આ ગોટાળો ઘણે અંશે અરબી ઇતિહાસલેખક ઓછો કરે છે તે ખરું છે. સર ડેનિસન રોસે એની સ્પષ્ટતા કરી છે, છતાં અહીં કહેવું જોઇએ કે સિકંદરી વગેરેની પેઠે અરબી ઇતિહાસે પણ ભૂલ કરી છે એનો મોટો દાખલો નિઝામઉલ્મુલ્ક અને મુબારિઝઉલ્મુલ્ક એ પતાઈ રાવળનો પુત્ર અને એક જ વ્યક્તિના બે ખિતાબો છે તે પાછળ જોઈ ગયા છીએ છતાં અરબી ઇતિહાસલેખક એ બન્નેને બાપ દીકરો કહે છે ને મુબારિઝને પતાઇનો પૌત્ર કહે છે. એવો જ ગોટાળો ઇમાદઉલ્મુલ્ક મલીકજી અને રૂમીના ખુદાવંદખાને કરેલા ખૂન બાબત પણ છે. એટલે આ નાસિરઉલ્મુલ્કનું અરબી ઇતિહાસનું વર્ણન અહમદ ત્રીજાના સમયના બનાવોનું જ છે છતાં કાંઈક ભૂલ થઈ હોય તે સંભવિત છે. સિકંદરી ગુ. ભા. અને ફઝલુલ્લાના અંગ્રેજી તરજુમામાં આ નાસિરનો સેવક અતકખાન સૈયદ મુબારકને બહારના (પરદેશી) કહે છે, અને પોતાના સરદાર નાસિરનો—ગૂજરાતના મુખ્ય વહીવટદારનો—હક્ક વધારે છે

## સુલતાનના કાકાને ઊભો કરી બીજા અમીરોએ કરેલો બળવો

સૈયદ અને ઇતિમાદખાન રાજધાનીમાં નથી એ વાતનો લાભ લઈ હસનખાન દખણી અને ફતેહખાન બલુચ આદિ કેટલાક સરદારોએ બળવો કરી સુલતાન અહમદના એક શાહુજી નામના કાકાને બાદશાહ જાહેર કર્યો. સૈયદ મુબારકને આ ખબર મળતાં ભરૂચથી ઉતાવળી કૂચે એ મહમૂદાબાદ આવ્યા. બળવાખોરોએ ઇતિમાદખાનને પણ ચડાવી પક્ષમાં લીધો હતો. એ સૈયદથી છૂટો પડી અમદાવાદ તરફ ગયો, પણ સૈયદને આ સમાચાર મળતાં પોતાના પુત્ર મીરાં સાથે ઝડપી માણસો મોકલી ખાનને રોકયા અને સમજાવ્યો કે તમારા લાભમાં બધું થાય છે તો આવી વર્તણૂક રાખવી તે યોગ્ય નથી. શરમનો માર્યો ઇતિમાદખાન બોલ્યો કે દરેક અમીર બળવો કરવા ધારે છે તેથી કંટાળી હું તો નિવૃત્ત થવા જઉં છું. છેવટે સૈયદે એના મનનું સમાધાન કર્યું. બળવાખોરો અને સૈયદનાં લશ્કરો વચ્ચે લડાઈ થઈ એમાં શાહુજી નાસી ગયો. હસનખાન દખણી મેદાનમાં મરણ પામ્યો. સુલતાન અહમદને સાથે લઈને ઇતિમાદખાન અને સૈયદ મુબારક અમદાવાદ શહેરમાં દાખલ થયા.[૧૮]

---

એમ કહે છે. તે સાથે સૈયદ મીરાંની સ્ત્રી સૈયદ મુબારકને કહે છે તેમાં આ નાસિરઉલ્મુલ્ક કણિયો બકાલ છે એમ કહે છે. બન્ને ભાષાંતરકારો એને વટલેલો વાણિયો ગણે છે. એ જોતાં આ નાસિરઉલ્મુલ્ક કોઈ ગૂજરાતી અમીર હોઈ શકે! જો એ દરિયાખાન હબસી જ (અરબી ઇતિહાસ પ્રમાણે) હોય તો એ તો ખાસ પરદેશી થયો. સૈયદ મુબારક ગૂજરાતના જ છે, છતાં એ મૂળ અરબસ્તાનના તેથી એમને બહારના કહ્યા છે. સિકંદરીના લેખકના પિતાના આ બધા બનાવોમાં અંગત સંબંધ અરબી ઇતિહાસના લેખક હાજી દબીર કરતાં વધારે છે તે સ્પષ્ટ છે. એના પિતાએ આ બધા અમીરો સાથે પોતે જાતે ભાગ લીધો છે અને સૈયદ મુબારકના તો એ ખાસ વકીલ હતા. એમણે પોતાના ઇતિહાસ-લેખક પુત્રને જે વાત કહી હોય તે ખોટી હોય એમ સિદ્ધ કરવા માટે સબળ પુરાવા જોઇએ. સિકંદરી પ્રમાણે આ નાસિરઉલ્મુલ્ક પાલના જંગલમાં માંદો પડયો ને અવસાન પામ્યો. એટલે સિકંદરી અને અરબ ઇતિહાસમાં આ બાબતમાં મોટા મતભેદ છે તે એનો સંશોધન તરજુમો બહાર પડે ત્યારે સમજાય. પ્રો. કોમિસેરિયેટે સિકંદરીમાં જે લાબું લખાણ છે તેને એક જ વાકયમાં (પૃ.૪૫૯) સમાવ્યું છે. અને (પૃ.૪૮૧)માં મુસાફર અલી રેઈસ નાસિરઉલ્મુલ્કનો ઉલ્લેખ કરે છે અને પોર્ટુગીઝોની સહાય માગે છે તેને પ્રો. કોમિ. હબસી જ ગણે છે. ગૂંચવણ એમને લાગી હોય તેથી નાસિરઉલ્મુલ્કની વાત એક વાકયમાં પતાવી હોય એમ બને. સિકંદરીનો પણ સંશોધિત તરજુમો થવાની જરૂર છે. સર કલાઈવ બેલીનો એવો તરજુમો છે, પણ તે મહમૂદ ત્રીજાથી અટકી જાય છે એ દિલગીરીની વાત છે. ઉપર કહ્યું એ કારણથી અહીં સિકંદરીના લખાણને વિસ્તારથી વર્ણવ્યું છે.

૧૮ : સિકંદરી ગુ. ભા. પૃ. ૩૯૫-૯૭

## નાસિરઉલ્મુલ્કનો પરાજય અને સૈયદ મુબારકની જીત

હવે રાત્રે આ બહાદુર ટુકડી નીકળીને નાસિરઉલ્મુલ્કના મોટા લશ્કર સામે લડવા ગઈ. એના લશ્કરના આગલા ભાગમાં શમશેરઉલ્મુલ્ક હતો તે લડતાં ઘવાયો અને સૈયદ મુબારક જાતે લડવા આવ્યા છે તે જાણી સામી છાવણીમાં ગભરાટ ફેલાયો. ઘણા નાસી ગયા. આ વખતે ઇમાદઉલ્મુલ્ક સુલતાન અહમદને લઇને સૈયદને મળ્યો. સૈયદ એને સુલતાન સાથે પાછળ આવવાનું કહી નાસિરઉલ્મુલ્કના તંબુ તરફ ગયા. નાસિરઉલ્મુલ્ક આમ સૈયદને એકાએક આવેલા જોઈ ઘોડા ઉપર બેસી નાસી ગયો. આમ સૈયદ મુબારકને વિજય પ્રાપ્ત થયો. બીજા અમીરો પણ એમની સાથે જોડાયા. હવે સૈયદ તથા ઇતિમાદખાને અમદાવાદમાં પ્રવેશ કર્યો.[૧૬] સિકંદરીનો લેખક કહે છે કે નાસિરઉલ્મુલ્ક ચાંપાનેર તરફ ગયો છે એવી ખબર મળતાં સૈયદ મુબારક અને ઈતિમાદખાન એને પકડવા એ બાજુ ઊપડ્યા. નાસિરઉલ્મુલ્ક ત્યાંથી નાસીને પાલનાં જંગલો તરફ ગયો.[૧૭]

---

૧૬: એ જ, પૃ. ૩૯૪

૧૭: સિકંદરી ગુ. ભા. પૃ. ૩૯૫. આ નાસિરઉલ્મુલ્ક કોણ એ બહુ ગૂંચવણવાળી ચર્ચાનો વિષય છે. પ્રો. કોમિસેરિયેટ (પૃ.૪૫૯) એને દરિયાખાન હબસી કહે છે. એ અરબી ઇતિહાસને આધારે કહેતા હોય એમ લાગે છે. પરન્તુ સિકંદરીમાં એનું જે વર્ણન છે તે તરફ એમનું ધ્યાન ગયું હોય એમ લાગતું નથી. અથવા તો અરબી ઇતિહાસને વધારે આધારભૂત ગણી સિકંદરીના ઉલ્લેખ તરફ ધ્યાન ન આપ્યું હોય. સિકંદરીમાં એનું લંબાણથી વર્ણન છે તે જોયું. એ જ અરબી ઇતિહાસ બીજા ત્રણ નાસિરઉલ્મૂલ્ક ગણાવે છે તે આ દરિયાખાનથી જુદા લાગે છે. ગૂજરાતના ઇતિહાસમાં ત્રણ દરિયાખાન થઈ ગયા છે તેમાંનો એક આ નાસિરઉલ્મુલ્ક છે એમ અરબી ઇતિહાસ કહે છે. ગૂજરાતના મુસલમાન સમયના ઇતિહાસમાં ઘણા અમીરોને એક જ ખિતાબ આપવામાં આવે છે અને સિકંદરી વગેરે ફારસી ઇતિહાસો ખિતાબથી ઉલ્લેખ કરતા હોવાથી અમીરોમાં ઘણી વાર ગોટાળા ઉત્પન્ન થાય છે તેના ઘણા દાખલા મળે છે. આ ગોટાળો ઘણે અંશે અરબી ઇતિહાસલેખક ઓછો કરે છે તે ખરું છે. સર ડેનિસન રોસે એની સ્પષ્ટતા કરી છે, છતાં અહીં કહેવું જોઇએ કે સિકંદરી વગેરેની પેઠે અરબી ઇતિહાસે પણ ભૂલો કરી છે એનો મોટો દાખલો નિઝામઉલ્મુલ્ક અને મુબારિઝઉલ્મુલ્ક એ પતાઈ રાવળનો પુત્ર અને એક જ વ્યક્તિના બે ખિતાબો છે તે પાછળ જોઈ ગયા છીએ છતાં અરબી ઇતિહાસલેખક એ બન્નેને બાપ દીકરો કહે છે ને મુબારિઝને પતાઇનો પૌત્ર કહે છે. એવો જ ગોટાળો ઇમાદઉલ્મુલ્ક મલીકજી અને રૂમીના ખુદાવંદખાને કરેલા ખૂન બાબત પણ છે. એટલે આ નાસિરઉલ્મુલ્કનું અરબી ઇતિહાસનું વર્ણન અહમદ ત્રીજાના સમયના બનાવોનું જ છે છતાં કાંઈક ભૂલ થઈ હોય તે સંભવિત છે. સિકંદરી ગુ. ભા. અને ફઝલુલ્લાના અંગ્રેજી તરજુમામાં આ નાસિરનો સેવક અતકખાન સૈયદ મુબારકને બહારના (પરદેશી) કહે છે, અને પોતાના સરદાર નાસિરનો—ગૂજરાતના મુખ્ય વહીવટદારનો—હક્ક વધારે છે

## સુલતાનના કાકાને ઊભો કરી બીજા અમીરોએ કરેલો બળવો

સૈયદ અને ઇતિમાદખાન રાજધાનીમાં નથી એ વાતનો લાભ લઈ હસનખાન દખણી અને ફતેહખાન બલુચ આદિ કેટલાક સરદારોએ બળવો કરી સુલતાન અહમદના એક શાહુજી નામના કાકાને બાદશાહ જાહેર કર્યો. સૈયદ મુબારકને આ ખબર મળતાં ભરૂચથી ઉતાવળી કૂચે એ મહમૂદાબાદ આવ્યા. બળવાખોરોએ ઇતિમાદખાનને પણ ચડાવી પક્ષમાં લીધો હતો. એ સૈયદથી છૂટો પડી અમદાવાદ તરફ ગયો, પણ સૈયદને આ સમાચાર મળતાં પોતાના પુત્ર મીરાં સાથે ઝડપી માણસો મોકલી ખાનને રોકયા અને સમજાવ્યો કે તમારા લાભમાં બધું થાય છે તો આવી વર્તણૂક રાખવી તે યોગ્ય નથી. શરમનો માર્યો ઇતિમાદખાન બોલ્યો કે દરેક અમીર બળવો કરવા ધારે છે તેથી કંટાળી હું તો નિવૃત્ત થવા જઉં છું. છેવટે સૈયદે એના મનનું સમાધાન કર્યું. બળવાખોરો અને સૈયદનાં લશ્કરો વચ્ચે લડાઈ થઈ એમાં શાહુજી નાસી ગયો. હસનખાન દખણી મેદાનમાં મરણ પામ્યો. સુલતાન અહમદને સાથે લઇને ઇતિમાદખાન અને સૈયદ મુબારક અમદાવાદ શહેર-માં દાખલ થયા.[૧૮]

---

એમ કહે છે. તે સાથે સૈયદ મીરાંની સ્ત્રી સૈયદ મુબારકને કહે છે તેમાં આ નાસિરઉલ્મુલ્ક કણિયો બકાલ છે એમ કહે છે. બન્ને ભાષાંતરકારો એને વટલેલો વાણિયો ગણે છે. એ જોતાં આ નાસિરઉલ્મુલ્ક કોઈ ગૂજરાતી અમીર હોઈ શકે! જો એ દરિયાખાન હબસી જ (અરબી ઇતિહાસ પ્રમાણે) હોય તો એ તો ખાસ પરદેશી થયો. સૈયદ મુબારક ગૂજરાતના જ છે, છતાં એ મૂળ અરબસ્તાનના તેથી એમને બહારના કહ્યા છે. સિકંદરીના લેખકના પિતાના આ બધા બનાવોમાં અંગત સંબંધ અરબી ઇતિહાસના લેખક હાજી દબીર કરતાં વધારે છે તે સ્પષ્ટ છે. એના પિતાએ આ બધા અમીરો સાથે પોતે જાતે ભાગ લીધો છે અને સૈયદ મુબારકના તો એ ખાસ વકીલ હતા. એમણે પોતાના ઇતિહાસ-લેખક પુત્રને જે વાત કહી હોય તે ખોટી હોય એમ સિદ્ધ કરવા માટે સબળ પુરાવા જોઇએ. સિકંદરી પ્રમાણે આ નાસિરઉલ્મુલ્ક પાલના જંગલમાં માંદો પડયો ને અવસાન પામ્યો. એટલે સિકંદરી અને અરબ ઇતિહાસમાં આ બાબતમાં મોટા મતભેદ છે તે એનો સંશોધન તરજુમો બહાર પડે ત્યારે સમન્વય. પ્રો. કોમિસેરિયેટે સિકંદરીમાં જે લાંબું લખાણ છે તેને એક જ વાકયમાં (પૃ.૪૫૯) સમાવ્યું છે. અને (પૃ.૪૮૧)માં મુસાફર અલી રેઈસ નાસિરઉલ્મુલ્કનો ઉલ્લેખ કરે છે અને પોર્ટુગીઝોની સહાય માગે છે તેને પ્રો. કોમિ. હબસી જ ગણે છે. ગૂંચવણ એમને લાગી હોય તેથી નાસિરઉલ્મુલ્કની વાત એક વાકયમાં પતાવી હોય એમ બને. સિકંદરીનો પણ સંશોધિત તરજુમો થવાની જરૂર છે. સર કલાઈવ બેલીનો એવો તરજુમો છે, પણ તે મહમૂદ ત્રીજાથી અટકી જાય છે એ દિલગીરીની વાત છે. ઉપર કહ્યું એ કારણથી અહીં સિકંદરીના લખાણને વિસ્તારથી વર્ણવ્યું છે.

૧૮ : સિકંદરી ગુ. ભા. પૃ. ૩૯૫-૯૭

### અમીરોએ ગૂજરાતના ભાગ પાડી વહેંચી લીધા

હવે આ લોકોએ ગૂજરાતના ભાગ પાડી અંદર અંદર વહેંચી લીધા. અમદાવાદ શહેર અને આસપાસનાં ગામ સુલતાનના ખર્ચ માટે રહ્યાં. કડી, ઝાલાવાડ, પેટલાદ, નડિયાદ, બહિયલ, રાધનપુર, સમીમુંજપુર, અણહિલવાડ, ગોધરા, સોરઠપ્રાંત એ બધો ભાગ ઇતિમાદખાન અને એના સાથીઓને મળ્યો. એણે તાતારખાન ઘોરીને સોરઠ પ્રાંત આપ્યો. ફતેહખાન બલુચને રાધનપુર, સમીમુંજપુર અને અણહિલવાડ આપ્યાં: નડિયાદ મલિકશર્કને આપ્યું. ઉલુઘખાન હબસીને પગાર પેટે ઝાલાવાડનાં કેટલાંક ગામ આપ્યાં. પાટણ, ખંભાત બંદર અને તેનાં ૮૪ ગામ, ધોળકા, ઘોઘા, ધંધુકા, ચાંપાનેર, સરનાલ (ઠાસરા), વડોદરા, વાડાસિનોર અને કપડવંજ સૈયદ મુબારકના ભાગમાં આવ્યાં. એમણે એમાંથી પોતાના હાથ નીચેના મુસાખાન અને શેરખાન ફોલાદીને પણ થોડાં ગામ આપ્યાં. ભરૂચ સુરતથી છેક નંદરબાર સુધીનો ભાગ ઇમાદઉલ્મુલ્ક રૂમીને મળ્યો. એમાંથી એણે વડોદરાનો ભાગ[૧૯] ઉલુઘખાન હબસીને અને સુરત પોતાના સાળા ખુદાવંદખાન રૂમી(રજબ)ને આપ્યાં.[૨૦] મોડાસા ઇતિમાદખાનના સેવકોને અપાયું. આમ દરેક જણ ખુશી થયા. ઇતિમાદખાન વજીર થયો. સૈયદ સૈયદપુર ગયા.

### આલમખાન લોદીનું ગૂજરાતમાં ફરી આવવું અને ખટપટ કરવી

આમ શાંતિ થઈ છતાં તે ટૂંકા સમય માટે જ હતી. મુખ્ય અમીરોમાં ખટપટ ચાલ્યા જ કરતી હતી. ઇતિમાદખાનના હાથમાં બધી સત્તા હોવા છતાં એના મનનો પાર પામી શકાતો નહોતો અને સૈયદ મુબારક બુખારી એકલા જ એવા અમીર હતા કે જે અંત:કરણપૂર્વક રાજ્યનું અને ગૂજરાતનું ભલું ચાહતા હતા. એનું એક કારણ એ હતું કે એ સત્યનિષ્ઠ અને વીર પુરુષ હતા. ઇતિમાદખાનને અંદરખાનેથી એમની સાથે ફાવતું નહિ, પણ બહારથી સંબંધ સારો રાખતો હતો. આમ થોડો વખત ચાલ્યા પછી મહમૂદ ત્રીજાના વખતમાં અમીર દરિયાખાન સાથે નાસી ગયેલો આલમખાન લોદી ઉત્તર હિંદથી માળવામાં રહી ત્યાંથી પાછો ગૂજરાતમાં આવ્યો, અને અહીંના અશાંત વાતાવરણમાં એની ખટપટી ટેવ પ્રમાણે પાછી અશાંતિ ફેલાવવા પ્રયત્ન કરવા લાગ્યો. સૈયદ મુબારકની લાગવગ ઘણી હોવાથી એણે મીઠા

૧૯: એ જ, પૃ. ૩૯૭-૯૮. આમાં એક જ નામ બે જણને અપાયાનું આવે છે. દાખલા તરીકે વડોદરા. એમાં એમ લાગે છે કે એકને શહેર અને બીજાને પરગણું એમ હોવું જોઇએ.

૨૦: આ ઉપરથી લાગે છે કે સુરતનો સરદાર ખુદાવંદખાન જુદો છતાં એ ભાગ ભરૂચના ઇમાદઉલ્મુલ્કને તાબે હતો.

શબ્દોથી એમને ખુશ કર્યા. ઇતિમાદખાનને આલમખાનનો ડર હતો તેથી એને આશ્રય આપવા એની ઇચ્છા નહોતી, પરંતુ સૈયદ મુબારકની ભલામણ આગળ એનું ચાલ્યું નહિ. એને જાગીર પણ મળી. આખરે આલમખાને પોતાની જાળ પાથરી, ઇતિમાદખાનની એવી સેવા બજાવી કે એનો વિરોધ શમી ગયો અને બન્ને ગાઢ મિત્રો થયા. એવામાં ઝાલાવાડમાં ઉલુઘખાને બખેડા કર્યા એની સામે ઇતિમાદખાન તથા આલમખાન ગયા, પણ એ બાબત સૈયદ મુબારકને ખબર આપી નહિ તેથી એમને ઠીક ન લાગ્યું. વીરમગામ પાસે લડાઈ થઈ એમાં ઉલુઘખાન હાર્યો અને સૈયદ મુબારકને આશ્રયે જઈ રહ્યો. ભરૂચથી ઇમાદઉલ્મુલ્ક પણ આ વખતે આવ્યો હતો. એણે અને સૈયદે વચ્ચે પડી બહિયલ પરગણું ઇતિમાદખાન પાસેથી ઉલુઘખાનને અપાવ્યું. આમ સૈયદ અને ઇતિમાદખાન વચ્ચે અંતર વધતું જતું હતું.[૨૧]

## આલમખાને કરેલી લડાઈ અને એની હાર

વખત જતાં આલમખાન, ઇતિમાદખાન અને ઇમાદઉલ્મુલ્ક વચ્ચે પણ ખટપટ જામી. કોઇને એકબીજા ઉપર વિશ્વાસ નહોતો, દરેક જણ બીજાની સત્તા દૂર કરવા ઇચ્છતો હતો. ઇતિમાદખાન અંદરથી આલમખાનથી કંટાળ્યો હતો, પણ આ બધાથી સૈયદ મુબારકનું તેજ ખમાતું નહોતું. એ લોકોએ અંદર અંદર નક્કી કરી સૈયદ મુબારક સામે લડવાનો નિશ્ચય કરી ગૂજરાતના કેટલાક અમીરોને પક્ષમાં લઇ અમદાવાદથી નીકળી કાંકરિયા તળાવ ઉપર પડાવ નાખ્યો. સૈયદને આ સમાચાર મળતાં એમણે સિકંદરીના લેખકના પિતા મિયાં મંજુને આ અમીરો પાસે મોકલ્યા અને એમનું લશ્કર કોના સામે લડવા જાય છે તે પુછાવ્યું. આલમખાન અને ઇમાદઉલ્મુલ્કે ચર્ચામાં મનની વાત કહી અને સૈયદને દૂર કર્યા વિના શાંતિ થશે નહિ એમ જણાવ્યું. મિયાં મંજુ પછી ઇતિમાદખાન પાસે ગયા. ઇતિમાદખાને કહ્યું કે આ બધું આલમખાનનું કાર્ય છે. અમે સૈયદને પહેલેથી કહ્યું હતું કે એ ખટપટિયો છે, પણ એમણે સાંભળ્યું નહિ તેનું આ પરિણામ છે. બધાની વાતચીત ઉપરથી મિયાં મંજુને લાગ્યું કે એકે અમીર નિખાલસ નથી અને એકબીજા સામે રમત રમે છે. કાંકરિયાથી આ બધા લશ્કર સાથે ઊપડી ખારી નદીને કાંઠે પડાવ નાખીને પડ્યા હતા, એવામાં ઇમાદઉલ્મુલ્કનો વકીલ અંકુશખાન મિયાં મંજુને લઇને રાત્રે સૈયદને મળવા આવ્યો. એણે ઇમાદઉલ્મુલ્ક તથા ઇતિમાદખાનને સુલતાન સાથે લઈને સૈયદને

૨૧: સિકંદરી ગુ. ભા. પૃ. ૩૯૮-૪૦૧.

મળવાનું પવિત્ર કુરાનના સોગન ખાઈને કહ્યું. એ પ્રમાણે એ લોકો મળ્યા. સૈયદે આલમખાનને પણ શાંતિ માટે સમજાવ્યો, પણ એણે માન્યું નહિ અને લડાઇ કરી એમાં હાર્યો, અને ચાંપાનેર તરફ નાસી ગયો. એ પછી બધા અમદાવાદ આવ્યા.[૨૨]

## ખાનદેશના મુબારકશાહની ફરી ચડાઈ અને નંદરબાર-સુલતાનપુર પરગણાં હમેશ માટે ગૂજરાતમાંથી ગયાં

આ બધી અંદર અંદરની ખટપટ તથા લડાઇઓ ચાલ્યા કરતી હતી તે સમાચાર ખાનદેશના મુબારકશાહને મળ્યા એટલે એણે ફરી ગૂજરાત ઉપર ચડાઇ કરી. ગૂજરાતના અમીરો પણ લશ્કર લઇ સામા ગયા અને નર્મદા કિનારે સામસામે પડાવ નાંખ્યો. ઇમાદઉલ્મુલ્કનો પુત્ર ચંગીઝખાન એક વખત નર્મદાની સામે પાર જઇ મુબારકશાહનો સરંજામ લૂંટી પાછો આવ્યો. આ તકનો લાભ લઇ નાસી ગયેલો આલમખાન શેરખાન ફોલાદી સાથે મળી અહમદનગર તરફ ગયો. ઇતિમાદખાને એ તરફના અમીરોને એને કાઢી મૂકવા લખ્યું. એમાં જે લડાઇ થઇ તેમાં આલમખાન માર્યો ગયો.[૨૩] હજી પણ ગૂજરાતના ભાગ્યમાં શાંતિ નહોતી. સુલતાન અહમદના ઉપર કોની સત્તા રહે એમાં ઇમાદઉલ્મુલ્ક અને ઇતિમાદખાન વચ્ચે ઊંચાં મન થવાનો પ્રસંગ આવ્યો. ઇમાદઉલ્મુલ્કના કહેવાથી ઇતિમાદખાનના એક ઇષ્ટમિત્ર તુગ્રલખખાનને હબસીઓએ મારી નાંખ્યો, આથી ઇતિમાદખાનને એટલું લાગી આવ્યું કે એ મુબારકશાહ પાસે ચાલ્યા જવાના ઇરાદાથી શહેર બહાર આવ્યો. ઇમાદઉલ્મુલ્કે તથા સૈયદ મુબારકે પણ એને ઘણો સમજાવ્યો, પણ એણે માન્યું નહિ. એ હવે મુબારકશાહને ગૂજરાત ઉપર રીતસરની ચડાઇ કરવા સમજાવી લઇ આવ્યો. આ તરફથી ઇમાદઉલ્મુલ્ક અને એના હબસી અમીરોએ સામા થવાની તૈયારી કરી. સૈયદ મુબારકને પણ સારા શબ્દો કહી સમજાવી સાથે લીધા. સિકંદરીનો લેખક કહે છે તે પ્રમાણે મુબારકશાહ બાદશાહ છતાં સ્વભાવનો કંજૂસ હતો, ઇતિમાદખાન અમીર છતાં પ્રમાણમાં વધારે ઉદાર હતો, તેથી એ બેને ફાવતું આવ્યું નહિ. ઇતિમાદખાનના સાથીદાર અમીરોએ એવા કંજૂસની સાથે જોડાવા

૨૨: એ જ, પૃ. ૪૦૧ થી ૪૦૫. સિકંદરીમાં આ બધી ખટપટનું બહુ લંબાણથી વર્ણન આપેલું છે. એમાં આ અમીરોના મનમાં મેલાપણાની સાબિતી પણ મળે છે. ઇમાદઉલ્મુલ્ક ઘડીમાં સૈયદ મુબારકની વિરુદ્ધ અને ઘડીમાં પક્ષમાં જાય છે. ઇતિમાદખાન તો ડરકણ વહેમી અને મનનો તદ્દન મેલો હોય એમ જણાય છે, પણ એ લડીને બગાડતો નથી.
૨૩: એ જ, પૃ. ૪૦૫-૪૦૬

કરતાં ગૂજરાતની સરદારી વધારે સારી છે એમ સમજાવ્યું, પણ સૈન્ય લઇ સાથે આવેલા મુબારકશાહને શી રીતે પાછો કાઢવો એ પ્રશ્ન હતો. છેવટે સુલતાનપુર તથા નંદરબાર પરગણાં જે આજ સુધી ગૂજરાતની હદમાં હતાં તે મુબારકશાહને આપવાં એમ નક્કી થયું. મુબારકશાહે બદલામાં ઉત્તમ મલમલ અને કમરપટા માટે વખણાતાં ત્રણ ગામો ઇતિમાદખાનને આપ્યાં. આમ સમાધાન થયું. એમાં ગૂજરાતે પોતાનાં સરહદ ઉપરનાં ગૂજરાતી ભાષાનાં વર્ચસવાળાં પરગણાં હમેશને માટે ખાનદેશના ભાગ સાથે જોડાવાથી ખોયાં. ઇતિમાદખાન સુલતાન અહમદને લઈને અમદાવાદ આવ્યો અને પહેલાંની પેઠે સત્તા પોતાના હાથમાં લીધી.[૨૪]

## ઇતિમાદખાન અને સૈયદ મુબારક વચ્ચે લડાઈ અને સૈયદ મુબારકનું અવસાન

હવે સુલતાન અહમદને ઇતિમાદખાનના હાથ નીચે રહેવું પસંદ નહોતું તેથી પોતાના સલાહકાર સલીમ બુખારીના કહેવાથી સુલતાન સૈયદ મુબારક પાસે આવ્યો. સૈયદને આ કાર્ય પસંદ નહોતું અને સુલતાનને લાવવા માટે સલીમ બુખારીને કહ્યું કે આ પગલું મૂર્ખાઈભરેલું છે અને જોખમકારક છે. ઇતિમાદખાનને હવે એમ લાગ્યું કે સૈયદે સુલતાનને બોલાવ્યો છે અને તેથી પોતાની સત્તા જશે. આ કારણથી સૈયદની સત્તા હમેશ માટે દૂર કરવા ઇમાદઉલ્મુલ્કને સાથે લઈ લશ્કર સાથે એણે મહમૂદાબાદ નજીક જઇને પડાવ નાંખ્યો. સૈયદ મુબારકની બીક ખરી પડી. એમણે ખાનને કહેવડાવ્યું કે "સુલતાનને અમે બોલાવ્યો નથી, પણ એ પોતાની ઇચ્છાથી આવ્યા છે. એના મનનો ડર ભાંગી એનું સમાધાન કરી આપ એને લઇ જાઓ." આના જવાબમાં ઇતિમાદખાને કહેવડાવ્યું કે "એમ હોય તો સુલતાનને મોકલી આપો". સૈયદ મુબારકે સામે ઉત્તર મોકલ્યો કે "અમારે સુલતાનના પ્રતિનિધિ થવાની ઇચ્છા નથી તેમજ મોટી પદવી પણ લેવા ઇચ્છા નથી. આવા કારણસર લડાઇ કરવાની પણ ઇચ્છા નથી. આપ સુલતાનને સમજાવી લઇ જઈ શકો છો. પણ સુલતાન પોતાની ઇચ્છાથી આશ્રયે આવ્યા

---

૨૪: સિકંદરી ગુ. ભા. પૃ. ૪૦૭-૮ સિકંદરીનો લેખક કહે છે કે ઇતિમાદખાન એક દિવસમાં જેટલું ખર્ચ કરતો એટલું મુબારકશાહ બાદશાહ હોવા છતાં એક મહિનામાં કરતો. આ કારણથી એની સાથે ઇતિમાદખાનને ફાવ્યું નહિ. ઇતિમાદખાને બે નાનાં સ્થળો લઈ બે મોટાં પરગણાં ખાનદેશના સુલતાનને આપી દીધાં. સૈયદ મુબારકને તો ઇમાદઉલ્મુલ્ક એમ સમજાવીને લાવ્યો હતો કે આ સલ્તનત બુખારી સૈયદોના આશીર્વાદથી ગૂજરાતી બાદશાહોને મળી છે; તે બીજો લઈ જાય એમાં શી આબરૂ!

છે તો તેને અમે કેમ સોંપીએ?'' પોતાના બાદશાહનું રક્ષણ કરવાનો ધર્મ છે એમ સમજી સૈયદે આવો ઉત્તર દીધો હતો, પરંતુ ઇતિમાદખાને તે ધ્યાનમાં લીધો નહિ. બીજા કોઇ સૈયદ સાથે જોડાય એ બીકથી આ લોકોએ તોપો ગોઠવી લડાઇ શરૂ કરવાની તૈયારી કરી.[૨૫] સૈયદ મુબારકના પુત્ર સૈયદ મીરાં પોતાની ટુકડીના મોખરે હતા. એમનો પુત્ર સૈયદ હામીદ બાર વર્ષની ઉમ્મરનો હતો તોપણ ભારે બખતર પહેરી ઘોડે ચડી યુદ્ધમાં ઊતર્યો હતો. સૈયદ મુબારક પોતે માણસો સાથે પાછળ આવતા હતા, પરંતુ રસ્તો ચડાવવાળો હતો તેમાં સૈયદ હામીદનો ઘોડો લપસ્યો. રસ્તામાં ઘોંઘાટ થઇ રહ્યો તેથી પાછળના માણસો આવી શકયા નહિ. સૈયદ મુબારક એકલા પડી ગયા. તેમને ઇતિમાદખાનના કેટલાક માણસોએ ઓળખ્યા, એટલે આસપાસ ફરી વળી ભાલા મારી મારી નાંખ્યા.[૨૬] બીજી બાજુ સૈયદ મીરાંની ટુકડીએ દુશ્મનોને હઠાવ્યા, પરંતુ પાછળ પોતાના પક્ષનો પરાજય થતો જોયો. પાછા ફરતાં એમણે પોતાના પિતા સૈયદ મુબારકને મરણ પામેલા જોયા. એ સૈયદના શબને ત્યાં જ દફન કરી પોતે કપડવંજ તરફ ચાલ્યા ગયા. આમ ઇતિમાદખાનના પક્ષનો વિજય થયો. સુલતાન અહમદને હવે અમદાવાદ જવું પડયું. સૈયદપુરને લૂંટી લેવામાં આવ્યું, પણ કોઇ અમીરના કુટુંબને કાંઈ હાનિ થઇ નહિ. કેટલાક દિવસ વીત્યા બાદ બન્ને પક્ષ વચ્ચે સલાહ થઇ, પણ સૈયદ મુબારક શહીદ થયા.[૨૭]

## સૈયદ મુબારક બુખારીનું ચારિત્ર્ય

મિરાતે સિકંદરીનો લેખક આ બાબતમાં સૈયદના કેટલાક ચમત્કારોનું વર્ણન કરે છે. કહે છે કે સૈયદે પોતે લડાઇના મેદાનમાં પડશે એવી આગાહી કરી હતી. જે જગ્યાએ સૈયદ મરણ પામ્યા હતા એ જગ્યા એમણે પહેલેથી જ જાણી હતી. ત્યાં એ દફન થયા અને ત્યાં એમનો ભવ્ય રોજો આજે ઊભો છે. એમણે આ લડાઈમાં નીકળતી વખતે પોતાના પૌત્ર સૈયદ

૨૫: એ જ, પૃ. ૪૦૯-૧૦. હાજીખાન અફઘાન સૈયદ સાથે જોડાશે એવી ઇતિમાદખાનને બીક હતી. તબકાતે અકબરી કહે છે કે ઇમાદઉલ્મુલ્ક ઉલુઘખાન જુઝારખાન અને ઇખ્તિયારઉલ્મુલક ઇતિમાદખાન સાથે હતા. (પૃ.૩૯૫)

૨૬: એ જ, પૃ. ૪૧૨. તબકાતે અકબરી પૃ. ૩૯૫માં તોપના ગોળાથી સૈયદનું મરણ થયું એમ લખે છે.

૨૭: એ જ, પૃ. ૪૧૨-૧૩. સિકંદરી લખે છે કે ગુજરાતના લોકોનો એક રિવાજ હતો કે બન્ને દુશ્મન પક્ષો લડે છતાં એકબીજાનાં કુટુંબોને હેરાન કરતા નહિ. સૈયદપુર લૂંટાયું છતાં કોઈ કુટુંબોને હાનિ થઈ નહોતી. તબકાત પૃ. ૩૯૬ લખે છે કે સુલતાન જંગલમાં રખડી ઇતિમાદખાનને તાબે થયો. તેને પૂરવામાં આવ્યો.

હામીદને પોતાની પાઘડી પહેરાવીને કહેલું કે હવે આ પાઘડી તારી છે. અરબી ઇતિહાસનો લેખક કહે છે કે આ વખતે સૈયદ અંધ હતા. લડાઇમાં એમનો ઘોડો એમનો અંગરક્ષક દોરતો હતો. ઘોડો પણ સમજતો હોય એમ ચાલતો હતો. પરંતુ આ હકીકત બીજા કોઇ ઇતિહાસગ્રંથમાં નથી.[૨૮] સિકંદરીએ કેટલાક ચમત્કાર લખ્યા છે છતાં એનો લેખક કહે છે કે સૈયદના બધા ચમત્કારો લખીએ તો એક મોટું પુસ્તક ભરાય.

સૈયદ ઘણા ઉદાર, હમેશાં બીજાનું ભલું ચાહનાર, એકવચની, પવિત્ર જીવનવાળા, તથા વીર પુરુષ હતા. એમ કહેવાય છે કે કેટલાક અફઘાન સોદાગરો ઉત્તર તરફથી ઘોડા લઇ વેચવા આવ્યા હતા તે કપડવંજમાં સૈયદને મળ્યા. સૈયદને ઘોડા તો ખરીદ કરવા હતા, પણ એટલા પૈસા પાસે હતા નહિ એટલે ઉધાર માગ્યા. સોદાગરોએ ઉધાર આપવા ના પાડી ત્યારે સૈયદે બેવડી કિંમતે ઉધાર માગ્યા છતાં સોદાગરોએ વેચવા મન બતાવ્યું નહિ. એ અફઘાનોમાં એક માણસ વિચિત્ર રીતે ભવિષ્ય જોનારો હતો, અને એની આગાહીમાં બધાને વિશ્વાસ હતો. એણે કહ્યું કે હાલ ચાલતી લડાઈમાં સૈયદનો વિજય છે. આ આગાહી સાંભળી બેવડીને બદલે ત્રેવડી કિંમતે સોદાગરોએ ઉધાર ઘોડા આપ્યા. સૈયદ વિજય કરીને આવે ત્યારે ઘોડેથી ઊતરતી વખતે પૈસા ચૂકવવા એવી શરત કરી. નાસિરઉલ્મુલ્કને હરાવી ઇતિમાદખાન સાથે સૈયદ અમદાવાદ આવ્યા ત્યારે ત્રણ દરવાજા આગળ સોદાગર એમને મળ્યો અને ઉઘરાણી કરી. સૈયદે ઇતિમાદખાનને શહેરના કોઈ શરાફ ઉપર હુકમ લખી આપવા કહ્યું. સોદાગરોના પૈસા ચૂકવાઈ ગયા.[૨૯] સૈયદ મુબારક દાન પણ પુષ્કળ કરતા અને આવક આવે તેનો સંગ્રહ કરતા નહિ. એમના દિલમાં ભલમનસાઈ એટલી હદ સુધી હતી કે કોઇ માણસ બૂરી દાનતનો છે એમ જ્યારે એમને કહેવામાં આવતું ત્યારે એ ઉત્તર દેતા કે આપણે કોઈનું બૂરું ઇચ્છતા નથી તો આપણું બૂરું કોણ ઇચ્છે? પવિત્રતાની બાબતમાં તબિયત બગડતાં રાત્રે ઘણી વાર શૌચ જવું પડે તો તેટલી વાર સ્નાન કરતા. ઘરના ઓરડામાં બેસી રહી ધર્મધ્યાન કરવામાં એ બહુ માનતા નહિ. તેથી એ કહેતા કે ઘોડા ઉપર બેસીને પણ હું ઈશ્વરને ભજી શકું છું. એમને માટે સિકંદરીનો લેખક એક બેત લખે છે કે "સાધુની ટોપી પહેરવાની કાંઇ જરૂર નથી. સાધુના સદ્‌ગુણોવાળો તું થા અને ગમે

૨૮: સૈયદ અંધ હતા અને એમને દોરવા પડતા એ વાત માત્ર અરબી ઇતિહાસમાં છે.
૨૯: સિકંદરી ગુ. ભા. પૃ. ૩૯૪-૯૫. શરાફ ઉપર ચિઠ્ઠી લખી પૈસા અપાવવાની વાત નોંધપાત્ર છે.

છે તો તેને અમે કેમ સોંપીએ?'' પોતાના બાદશાહનું રક્ષણ કરવાનો ધર્મ છે એમ સમજી સૈયદે આવો ઉત્તર દીધો હતો, પરંતુ ઇતિમાદખાને તે ધ્યાનમાં લીધો નહિ. બીજા કોઇ સૈયદ સાથે જોડાય એ બીકથી આ લોકોએ તોપો ગોઠવી લડાઇ શરૂ કરવાની તૈયારી કરી.[૨૫] સૈયદ મુબારકના પુત્ર સૈયદ મીરાં પોતાની ટુકડીના મોખરે હતા. એમનો પુત્ર સૈયદ હામીદ બાર વર્ષની ઉમ્મરનો હતો તોપણ ભારે બખતર પહેરી ઘોડે ચડી યુદ્ધમાં ઊતર્યો હતો. સૈયદ મુબારક પોતે માણસો સાથે પાછળ આવતા હતા, પરંતુ રસ્તો ચડાવવાળો હતો તેમાં સૈયદ હામીદનો ઘોડો લપસ્યો. રસ્તામાં ઘોંઘાટ થઇ રહ્યો તેથી પાછળના માણસો આવી શક્યા નહિ. સૈયદ મુબારક એકલા પડી ગયા. તેમને ઇતિમાદખાનના કેટલાક માણસોએ ઓળખ્યા, એટલે આસપાસ ફરી વળી ભાલા મારી મારી નાંખ્યા.[૨૬] બીજી બાજુ સૈયદ મીરાંની ટુકડીએ દુશ્મનોને હઠાવ્યા, પરંતુ પાછળ પોતાના પક્ષનો પરાજય થતો જોયો. પાછા ફરતાં એમણે પોતાના પિતા સૈયદ મુબારકને મરણ પામેલા જોયા. એ સૈયદના શબને ત્યાં જ દફન કરી પોતે કપડવંજ તરફ ચાલ્યા ગયા. આમ ઇતિમાદખાનના પક્ષનો વિજય થયો. સુલતાન અહમદને હવે અમદાવાદ જવું પડ્યું. સૈયદપુરને લૂંટી લેવામાં આવ્યું, પણ કોઇ અમીરના કુટુંબને કાંઈ હાનિ થઇ નહિ. કેટલાક દિવસ વીત્યા બાદ બન્ને પક્ષ વચ્ચે સલાહ થઇ, પણ સૈયદ મુબારક શહીદ થયા.[૨૭]

## સૈયદ મુબારક બુખારીનું ચારિત્ર્ય

મિરાતે સિકંદરીનો લેખક આ બાબતમાં સૈયદના કેટલાક ચમત્કારોનું વર્ણન કરે છે. કહે છે કે સૈયદે પોતે લડાઇના મેદાનમાં પડશે એવી આગાહી કરી હતી. જે જગ્યાએ સૈયદ મરણ પામ્યા હતા એ જગ્યા એમણે પહેલેથી જ જાણી હતી. ત્યાં એ દફન થયા અને ત્યાં એમનો ભવ્ય રોજો આજે ઊભો છે. એમણે આ લડાઈમાં નીકળતી વખતે પોતાના પૌત્ર સૈયદ

૨૫: એ જ, પૃ. ૪૦૯-૧૦. હાજીખાન અફઘાન સૈયદ સાથે જોડાશે એવી ઇતિમાદખાનને બીક હતી. તબકાતે અકબરી કહે છે કે ઇમાદઉલ્મુલ્ક ઉલુઘખાન જુઝારખાન અને ઇખ્તિયારઉલ્મુલ્ક ઇતિમાદખાન સાથે હતા. (પૃ.૩૯૫)

૨૬: એ જ, પૃ. ૪૧૨. તબકાતે અકબરી પૃ. ૩૯૫માં તોપના ગોળાથી સૈયદનું મરણ થયું એમ લખે છે.

૨૭: એ જ, પૃ. ૪૧૨-૧૩. સિકંદરી લખે છે કે ગૂજરાતના લોકોનો એક રિવાજ હતો કે બન્ને દુશ્મન પક્ષો લડે છતાં એકબીજાનાં કુટુંબોને હેરાન કરતા નહિ. સૈયદપુર લૂંટાયું છતાં કોઈ કુટુંબોને હાનિ થઈ નહોતી. તબકાત પૃ. ૩૯૬ લખે છે કે સુલતાન જંગલમાં રખડી ઇતિમાદખાનને તાબે થયો. તેને પૂરવામાં આવ્યો.

કરી છૂટનાર સૈયદ મુબારક જેવી લાગવગવાળી વ્યક્તિ હતી નહિ. ઇતિમાદખાને ચંગીઝખાનના સમાચાર મળતાં જૂનાગઢથી તાતારખાનને બોલાવ્યો. એણે આવી સાણંદ પાસે પડાવ નાખ્યો અને ચંગીઝખાને મહમૂદાબાદ પાસે પડાવ નાખ્યો. બન્ને એકબીજાથી પહેલા અમદાવાદ શહેરમાં પ્રવેશ કરવા મથતા હતા. તાતારખાન વહેલો આવવા છતાં ચંગીઝખાન પણ શહેરમાં પેઠો. વેર હવે ખૂબ વધી ગયું હતું. ઇમાદઉલ્મુલ્કે ભદ્રના બાદશાહી મહેલ ઉપર તોપો ગોઠવી ઇતિમાદખાનના મહેલ તરફ મોં કરી મૂકી. ઇતિમાદખાન પણ શાંત નહોતો બેઠો. એણે કડી પાસે પડાવ નાખી રાધનપુર, પાટણ વગેરેથી પોતાના સરદારોને લશ્કર સાથે બોલાવ્યા. બધા સાથે મળી શહેર નજીક આવ્યા. હવે એણે ઇમાદઉલ્મુલ્કને કહેવડાવ્યું કે "હજી સમજો તો તમારી જાગીરમાં ચાલ્યા જાઓ, નહિતો ભવિષ્યમાં એ પણ નહિ રહે." ઇતિમાદખાનનું બળ જોઇ એની સામે થવાનું યોગ્ય ન ધારી ઇમાદઉલ્મુલ્ક ભરૂચ ચાલ્યો ગયો. ઇતિમાદખાને શહેરમાં પ્રવેશ કરી સુલતાન અહમદ ઉપર પોતાની કડક ચોકી મૂકી દીધી.[૩૨]

### પોર્ટુગીઝોની હિલચાલ

સુલતાન અહમદના ટૂંકા અમલ દરમ્યાન ગોવામાં ત્રણ ગવર્નરો આવી ગયા. ઇ. સ. ૧૫૫૪માં ડોમ પેરો ડી મેસ્કેરેન્હાસ વાઇસરોય તરીકે આવ્યો. એણે એના ફર્નાન્ડો માર્ટિનેઝને નૌકાસૈન્યનો ઉપરી નીમી સુરતમાં રહેલાં તુર્કીનાં વહાણો પકડી લાવવા ૩૨ વહાણના કાફલા સાથે મોકલ્યો. સુરતમાં કારાહસન-જહાંગીરખાન એ વખતે દરોગો હતો. એણે વહાણ સોંપવાની ના પાડી. છેવટે વાટાઘાટ પછી એ વહાણોનો નાશ કરવાનું ઠર્યું.[૩૩] આ વાઇસરોય માત્ર દસ માસ રહી માંદો પડ્યો ને મરણ પામ્યો. એની પછી પહેલાં જે વસાઇનો સરદાર હતો તે ફ્રેન્સિસ્કો બેરેટો ગવર્નર તરીકે નિમાયો. એના વખતમાં દક્ષિણના આદિલખાન આગાના વહાણો સાથે લડાઇ થઈ હતી તેમાં આગાએ બે વહાણો સલામતી માટે ખંભાત બંદરે મોકલ્યાં હતાં: એકમાં એની સ્ત્રી અને કિંમતી માલ વગેરે હતું. ડોમ એન્ટોનિયો ડી નોરોનાના હાથમાં આ વહાણો આવી ગયાં.[૩૪] ગૂજરાતમાં આ સમય

---

૩૨: સિકંદરી. ગુ. ભા. પૃ. ૪૧૮-૧૯. ભદ્રના મહેલ ઉપરથી તોપો ઇતિમાદખાનની હવેલી સામે ગોઠવાઈ એ જોતાં એનો મહેલ કિલ્લામાં જ હશે?

૩૩: Danvers I. P. 503. કારાહસનને પોર્ટુગીઝો Cara Cem લખે છે.

૩૪: એ જ પૃ. ૫૦૫ આગાનું નામ પોર્ટુગીઝ જોડણી પ્રમાણે Xacolim Aga લખે છે. એ દક્ષિણના આદિલખાનનો અમલદાર હતો અને કોંકણમાં કર ઉઘરાવતો હતો. એની પાસે ૭૦૦૦નું લશ્કર હતું છતાં એન્ટોનિયો નોરોનાએ એને હરાવ્યો.

તો લશ્કરી પોશાક પહેર". ગૂજરાતના મુસલમાન અમીરોમાં સૈયદ મુબારકે એક અનોખું સ્થાન પ્રાપ્ત કરેલું છે અને એમનો રોજો એમના પુત્ર સૈયદ મીરાંએ બંધાવ્યો તેનું વર્ણન આગળ કરીશું.[30]

## સૈયદ મીરાંની જાગીરનો પ્રશ્ન

ગૂજરાતના નસીબમાં શાંતિ હજી પણ નહોતી. સૈયદ મુબારકના અવસાન પછી ઇમાદઉલ્મુલ્ક અને ઇતિમાદખાન વચ્ચે ઊંચાં મન રહ્યાં હતાં. સૈયદ મુબારકના પુત્ર સૈયદ મીરાંની સ્થિતિ હવે સારી નહોતી. એના પિતાની જાગીરનાં પરગણાં ઇતિમાદખાન અને ઇમાદઉલ્મુલ્કનાં માણસોએ લઈ લીધાં હતાં. મિયાં મંજુ સૈયદ મીરાંના પણ વફાદાર સેવક હતા અને ઇતિમાદખાન તથા બીજા મોટા અમીરો સાથે સારો સંબંધ ધરાવતા હતા. એમણે ઇતિમાદખાન અને ઇમાદઉલ્મુલ્ક ને સૈયદ મીરાંને એમના પિતાની જાગીર મળે તેવી ભલામણ કરી વાટાઘાટ શરૂ કરી. ઇમાદઉલ્મુલ્ક મોઢે મીઠું બોલતો, પણ એની દાનત ભ્રષ્ટ હતી. ઇતિમાદખાન સૈયદના ગુણ ભૂલી નહોતો ગયો, એટલે એણે એમના પુત્ર મીરાંને ધોળકા, કપડવંજ, બહિયલ, સરનાલ (ઠાસરા) અને વાડાસિનોર પરગણાં નક્કી કરી આપ્યાં. પરંતુ ઇમાદઉલ્મુલ્કને આ વાત પસંદ પડી નહિ. એણે ઇખ્તિયારઉલ્મુલ્કને કપડવંજ, સરનાલ અને વાડાસિનોર આપી દીધાં અને બહિયલ જુઝારખાન હબસીને આપ્યું. સૈયદ મીરાંના માણસો આ જાગીરોનો કબજો લે તે પહેલાં ઇમાદઉલ્મુલ્કના માણસોએ એનો કબજો લઇ લીધો. આમ બન્ને અમીરો વચ્ચે વિરોધ ખુલ્લો પડતો જતો હતો.[31]

## ઇતિમાદખાન અને ઇમાદઉલ્મુલ્ક વચ્ચે ફરી ઝઘડો

બીજી બાજુ છોકરવાદ સુલતાન પણ આ તકરારોમાં ઉમેરો કરતો જ રહ્યો હતો. એણે ઇતિમાદખાન સામે ઇમાદઉલ્મુલ્ક સાથે કરાર કર્યા એવી વાત બહાર આવી. ઇમાદઉલ્મુલ્કે ભરૂચથી પોતાના પુત્ર ચંગીઝખાનને લશ્કર સાથે અમદાવાદ બોલાવ્યો હતો. હવે બધા વચ્ચે મેળ કરાવવા પોતાનું બનતું

---

૩૦: એ જ, પૃ. ૪૧૦ અને ૪૧૩-૪૧૫. કહે છે કે સૈયદને એક રાત્રે ઊંઘ આવતી નહોતી. કારણ સમજાતું નહોતું. છેવટે તિજોરીમાં કેટલી રકમ છે તે પૂછતાં નોકરોએ કહ્યું કે એક ગામની ઊપજ આજ આવેલી તે પડેલી છે; એટલે એમણે એ રકમ દાન કરી દીધી અને પછી નિરાંતે ઊંઘી ગયા !

૩૧: એ જ, પૃ. ૪૧૬.૪૧૮. સુલતાનની સત્તા તો હતી જ નહિ પરન્તુ અમીરોમાં પણ ખરી સત્તા કોના હાથમાં હતી તે સમજવું મુશ્કેલ છે. ગૂજરાતની ભૂમિ પોતાની મિલકત હોય તેમ આ અમીરો મરજી ફાવે તેને આપતા હતા.

કરી છૂટનાર સૈયદ મુબારક જેવી લાગવગવાળી વ્યક્તિ હતી નહિ. ઇતિમાદખાને ચંગીઝખાનના સમાચાર મળતાં જૂનાગઢથી તાતારખાનને બોલાવ્યો. એણે આવી સાણંદ પાસે પડાવ નાખ્યો અને ચંગીઝખાને મહમૂદાબાદ પાસે પડાવ નાખ્યો. બન્ને એકબીજાથી પહેલા અમદાવાદ શહેરમાં પ્રવેશ કરવા મથતા હતા. તાતારખાન વહેલો આવવા છતાં ચંગીઝખાન પણ શહેરમાં પેઠો. વેર હવે ખૂબ વધી ગયું હતું. ઇમાદઉલ્મુલ્કે ભદ્રના બાદશાહી મહેલ ઉપર તોપો ગોઠવી ઇતિમાદખાનના મહેલ તરફ મોં કરી મૂકી. ઇતિમાદખાન પણ શાંત નહોતો બેઠો. એણે કડી પાસે પડાવ નાખી રાધનપુર, પાટણ વગેરેથી પોતાના સરદારોને લશ્કર સાથે બોલાવ્યા. બધા સાથે મળી શહેર નજીક આવ્યા. હવે એણે ઇમાદઉલ્મુલ્કને કહેવડાવ્યું કે "હજી સમજે તો તમારી જાગીરમાં ચાલ્યા જાઓ, નહિતો ભવિષ્યમાં એ પણ નહિ રહે." ઈતિમાદખાનનું બળ જોઇ એની સામે થવાનું યોગ્ય ન ધારી ઇમાદઉલ્મુલ્ક ભરૂચ ચાલ્યો ગયો. ઇતિમાદખાને શહેરમાં પ્રવેશ કરી સુલતાન અહમદ ઉપર પોતાની કડક ચોકી મૂકી દીધી.[૩૨]

## પોર્ટુગીઝોની હિલચાલ

સુલતાન અહમદના ટૂંકા અમલ દરમ્યાન ગોવામાં ત્રણ ગવર્નરો આવી ગયા. ઇ. સ. ૧૫૫૪માં ડોમ પેરો ડી મેસ્કેરેન્હાસ વાઈસરૉય તરીકે આવ્યો. એણે એના ફર્નાન્ડો માર્ટિનેઝને નૌકાસૈન્યનો ઉપરી નીમી સુરતમાં રહેલાં તુર્કીનાં વહાણો પકડી લાવવા ૩૨ વહાણના કાફલા સાથે મોકલ્યો. સુરતમાં કારાહસન-જહાંગીરખાન એ વખતે દરોગો હતો. એણે વહાણ સોંપવાની ના પાડી. છેવટે વાટાઘાટ પછી એ વહાણોનો નાશ કરવાનું ઠર્યું.[૩૩] આ વાઈસરૉય માત્ર દસ માસ રહી માંદો પડ્યો ને મરણ પામ્યો. એની પછી પહેલાં જે વસાઇનો સરદાર હતો તે ફ્રેન્સિસ્કો બેરેટો ગવર્નર તરીકે નિમાયો. એના વખતમાં દક્ષિણના આદિલખાન આગાના વહાણો સાથે લડાઇ થઈ હતી તેમાં આગાએ બે વહાણો સલામતી માટે ખંભાત બંદરે મોકલ્યાં હતાં: એકમાં એની સ્ત્રી અને કિંમતી માલ વગેરે હતું. ડોમ એન્ટોનિયો ડી નોરોનાના હાથમાં આ વહાણો આવી ગયાં.[૩૪] ગૂજરાતમાં આ સમય

૩૨: સિકંદરી. ગુ. ભા. પૃ. ૪૧૮-૧૯. ભદ્રના મહેલ ઉપરથી તોપો ઇતિમાદખાનની હવેલી સામે ગોઠવાઈ એ જોતાં એનો મહેલ કિલ્લામાં જ હશે?

૩૩: Danvers I. P. 503. કારાહસનને પોર્ટુગીઝો Cara Cem લખે છે.

૩૪: એ જ પૃ. ૫૦૫ આગાનું નામ પોર્ટુગીઝ જોડણી પ્રમાણે Xacolim Aga લખે છે. એ દક્ષિણના આદિલખાનનો અમલદાર હતો અને કોંકણમાં કર ઉઘરાવતો હતો. એની પાસે ૭૦૦૦નું લશ્કર હતું છતાં એન્ટોનિયો નોરોનાએ એને હરાવ્યો.

અશાંતિનો હતો અને જાનમાલની સલામતી નહોતી એવા વખતમાં પણ દક્ષિણના આગાને ખંભાત સલામતીનું સ્થળ લાગ્યું એ સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વની વાત ગણી શકાય. પોર્ટુગીઝો હજી સમુદ્રના સ્વામી હતા. બેરેટો ત્રણ વર્ષના અમલ પછી બદલાયો. એની જગ્યાએ ડોમ કોન્સ્ટેટિનો ડી બ્રેગેન્ઝા વાઇસરોય તરીકે નિમાઇને આવ્યો.

### દમણ બંદર પોર્ટુગીઝોને હાથ હમેશ માટે ગયું

આ વાઇસરોયે હવે દમણ બંદરનો કબજો લેવાનો નિશ્ચય કર્યો. એના પહેલાંના ગવર્નર બેરેટોએ ગૂજરાતના સુલતાન સાથે વાટાઘાટ ચલાવી પોતાના વકીલ સાથે દસ અરબી ઘોડા અને ૨૪ સસલાં ભેટ તરીકે મોકલાવ્યાં હતાં. સુલતાન તરફથી ફિરંગી વકીલને એમ કહેવામાં આવ્યું કે દમણમાં જે હબસી સરદાર છે તે સુલતાનની અમદાવાદની સરકારનું ઉપરીપણું સ્વીકારતો નથી એટલે જો એને ફિરંગીઓ કાઢે તો દમણ તમને આપવામાં વાંધો નથી![૩૫] બીજી તરફથી ઇતિમાદખાનની ઈર્ષ્યા કરવાને લીધે ઇમાદઉલ્મુલ્કે રમત રમવા માંડી હતી. એણે ૫૦૮ પોર્ટુગીઝ સૈનિકોની મદદના બદલામાં દમણ બંદર આપી દેવા હા પાડી હતી.[૩૬] આમ ગૂજરાત જાણે નધણિયાતું હોય એવું અમીરો બનાવી રહ્યા હતા. દમણ બંદર એ વખતે સૈફઉલ્મુલ્ક મિફતાહ ઉલુઘખાન હબસીના હાથમાં હતું. એ દમણનો કબજો કોઈને આપવા તૈયાર નહોતો અને સામનો કરવાની બધી તૈયારી એણે કરી. ચાર હજાર હબસી સૈનિકો એની પાસે તૈયાર હતા. હવે નવા આવેલા વાઇસરોય બ્રેગેન્ઝા ૧૦૦ વહાણોનો કાફલો લઇ પોતે ગોવાથી ઊપડ્યો, અને કિનારાની સ્થિતિની તપાસ કરવા ડોમ ડી ઓગો ડી નોરોનાને આગળ મોકલ્યો. વાઇસરોયનો કાફલો દમણગંગા નદીના મુખ આગળ ઊતર્યો અને નોરોના મોખરાની ટુકડી લઈ આગળ વધ્યો. આ લોકોને દેખતાં જ સીદીઓ લડ્યા વિના પારનેરા તરફ નાસી ગયા. પોર્ટુગીઝોએ એક પણ માણસ ગુમાવ્યા વિના દમણનો કબજો લીધો.[૩૭] વાઇસરોયે ઘૂંટણીએ પડીને પ્રાર્થના

૩૫: એ જ, પૃ. 511-12. સુલતાનને ઘોડા સસલાની ભેટનો ઉલ્લેખ બીજા પોર્ટુગીઝ લેખકો ઉપરથી પ્રો. કોમિ.એ કર્યો છે. ડેનવર્સ માત્ર બેરેટો ગવર્નરે પરવાનો મેળવેલો એટલો જ ઉલ્લેખ કરે છે. સીદી બોફતા (Bofata) દમણ ખાલી નહોતો કરતો એમ પોર્ટુગીઝ લખે છે. એ અરબી ઇતિહાસ પ્રમાણે સૈફઉલ્મુલ્ક મિફતાહ નામનો હબસી અમીર છે.

૩૬: પ્રો. કોમિસેરિયેટનો ઇતિહાસ (અંગ્રેજી), પૃ. ૪૬૩

૩૭ Danvers I. P. 512. સીદી મિફ્તાહ પાસે ૪૦૦૦ માણસોનું લશ્કર હતું, પણ એ લડ્યો નહિ. પોર્ટુગીઝોએ દરિયાઈ તથા જમીન રસ્તે એમનો રસ્તો બંધ થાય એવો વ્યૂહ કર્યો હતો.

કરી. હબસીઓની મસ્જિદને સ્વચ્છ કરાવી દેવળમાં ફેરવી ત્યાં પ્રાર્થના કરી. વાઇસરોય તા. ૨જી ફેબ્રુઆરી ૧૫૬૯ને દિવસે દમણ પહોંચેલો અને એ દિવસ કેથોલિક પંચાંગ પ્રમાણે "અવર લેડી ઓફ ધી પ્યોરિફિકેશન"ના ઉત્સવનો હતો, એટલે દમણને એણે એ નવું નામ આપ્યું. પોર્ટુગલના રાજાના કેટલાક પત્રોમાં દમણનો ઉલ્લેખ કરતાં ત્યાંના વતનીઓને "અવર લેડી ઓફ ધી પ્યોરિફિકેશન"ના વતનીઓ કહ્યા છે.[૩૮]

### પારનેરા અને વલસાડની લડાઇઓ

પારનેરાના કિલ્લામાં રહી હબસીઓ ફિરંગીઓને શાંતિમાં રહેવા દેતા નહોતા. એમના સરદાર સીદી મિફતાહ પાસે બે હજાર સવાર હતા. દમણથી નાસી આવેલા વેપારીઓને પણ એ લોકો પાછા દમણ જવા દેતા નહોતા. આ કારણથી વાઇસરોયે એમની સામે લશ્કર મોકલ્યું. હબસીઓની ૫૦૦ માણસની ખુવારી થઈ અને પોર્ટુગીઝ સરદાર મોનિઝ બેરેટો વિજય કરી ૩૬ તોપો કબજે કરી દમણ પાછો આવ્યો. વાઇસરોયે દમણમાં નવો કિલ્લો, દેવળ અને કેટલાંક મકાનો બંધાવ્યાં, અને રક્ષણ માટે ડી ઓગો ડી નોરોનાને ૧૨૮૦ સૈનિકો સાથે દમણનો પહેલો સરદાર બનાવ્યો.[૩૯] દમણની દક્ષિણે ૪૦ માઇલ છેટે આવેલું વલસાડ બંદર એક નાનો કાફલો મોકલી વાઇસરોયે લીધું અને ત્યાં ૧૨૦ માણસોને રક્ષણ માટે નીમ્યાં. સીદી મિફતાહે ૬૦૦ સવાર અને બીજા પાયદળ લશ્કર સાથે વલસાડ ઉપર હુમલો કર્યો. વલસાડના કિલ્લાનો સરદાર આલ્વારો પિંટો ૧૦૦ ફિરંગી પાયદળ, વીસ સવાર અને કેટલાક દેશી સિપાઇઓ સાથે લડવા આવ્યો, પણ ખુવારી સાથે પાછો પડ્યો, પણ કિલ્લો છોડ્યો નહિ. હબસીઓએ કિલ્લાને ઘેરો ઘાલ્યો. પિંટો આ વખતે મરણ પામ્યો હોવાથી ગોમ્સ ડી સિલ્વાએ દમણથી દસ વહાણોમાં મદદ લઈ ક્રિસ્ટાઓવાઝ આવ્યો ત્યાંસુધી બચાવ કર્યો. સીદી મિફતાહે પણ થોડો વખત ઘેરો બંધ રાખી વધારે લશ્કર લાવીને લડાઇ ચાલુ રાખી. પોર્ટુગીઝો કિલ્લામાંથી નીકળી લડતા અને દુશ્મનને હઠાવતા, વળી દમણથી મદદ આવતી, પણ કંટાળા ભરેલા ઘેરાનો અંત આવ્યો નહિ તેથી વાઇસરોયે વલસાડનો કિલ્લો છોડી દેવા હુકમ કર્યો. એ પછી હબસીઓએ આવીને કિલ્લો તોડી પાડ્યો અને આસપાસનાં ગામ લૂંટ્યાં. પાસે આવેલા તારાપુર

---

૩૮ પ્રો. કોમિસેરિયેટે બીજા પોર્ટુગીઝ આધારથી પૃ. ૪૬૪ અને નોંધ ૧ માં આ વિગત નોંધી છે.

૩૯: Danvers I. P. 512-13. અહીં વલસાડને બેટ Island કહે છે તે સમજાતું નથી. વલસાડના રહેવાસીઓ પોર્ટુગીઝોનું નામ સાંભળીને નાસી ગયા એમ લખે છે.

બંદરમાં ડી ફેરિયા હતો એના ઉપર હુમલો કર્યો. એણે બહાદુરીથી બચાવ કર્યો, પણ ઘવાયો અને દમણ આવ્યા પછી મરણ પામ્યો. એ પછી દમણના સરદાર નોરોનાએ ભારે પ્રયત્ન કરી વૈપીન આગળ હબસીઓને હરાવ્યા, અને એમનો ઘણો સરંજામ લૂંટીને દમણ પાછો ફર્યો.[૪૦] દીવ પછી દમણ બંદર પણ હવે કાયમ માટે ફિરંગીઓનું થાણું થઈ ગયું. આમ કોંકણને કિનારે ગોવા તો એમનું મુખ્ય થાણું હતું જ અને હવે દીવ તથા દમણ હાથમાં આવ્યાં. હિંદમાં બળવાન મોગલ સત્તા કે દક્ષિણમાં તે પછી મરાઠા સત્તા પણ આ થાણાંને કાઢી શકી નથી એ આપણા દેશની મનોદશાની વિચિત્રતા છે.

### ભગવાન બુદ્ધના દાંતનું અપમાન કરવામાં ફિરંગીઓ બની ગયા

હવે ગૂજરાત સાથે સંબંધ ન ધરાવતો છતાં, ગૂજરાતને હેરાન કરનાર પોર્ટુગીઝોની ધર્માંધતા ભરેલી મૂર્ખાઈનો એક રસમય દાખલો જરા ટૂંકામાં જોઈએ. સિલોન સાથેની એક અથડામણમાં ઈ. સ. ૧૫૬૦માં જાફનાપટ્ટણ-થી જે લૂંટ મળી તેમાં ભગવાન બુદ્ધનો એક દાંત વાઈસરોય બ્રેગેન્ઝાને મળ્યો. બૌદ્ધોની આ પરમ પવિત્ર વસ્તુ ગણાય એટલે બ્રહ્મદેશમાં આવેલા પેગુના રાજાએ એ દાંત મેળવવા માટે પોર્ટુગીઝોને ચાર લાખ ક્રુઝેડો (૧,૦૫,૦૦ પૌંડ)ની રકમ આપીને ખરીદવા કહેવડાવ્યું. પોર્ટુગીઝોની ગોવાની તિજોરી આ વખતે પણ ખાલી હતી અને સરકાર પૈસાની તંગી અનુભવતી હતી, એટલે અમીરો વગેરે ઘણાએ આ સોદો કબૂલ કરવાની સલાહ આપી; પરંતુ એ સમયના ધર્મચુસ્ત પાદરીઓને એ કૃત્ય ધર્મ વિરુદ્ધનું લાગ્યું અને વાઈસરોય પણ એ મતનો થયો, એટલે એણે એ દાંતનો ભૂકો કરાવી બાળીને ભસ્મ કરીને નદીમાં ફેંકી દીધી. આ બનાવના સંભારણા માટે એક ઢાલ જેવું પતરું કરાવી એના ઉપર વાસણમાં બળતો દાંતનો ભૂકો ચિતરાવી, આસપાસ અસંખ્ય બૌદ્ધો એમની પવિત્ર વસ્તુ માટે મોટી રકમ આપતા હોય તેવા દેખાવ ચિતરાવ્યા. આ વિચિત્ર કાર્યની છેક પોર્ટુગલમાં પણ હાંસી થઈ. ગોવાના ધર્માંધો આમ કરવા જતાં બની પણ ગયા, કારણ

૪૦ Danvers I. P. 516-17. વલસાડનો ઘેરો લાંબો ચાલ્યો હોય એમ લાગે છે. તારાપુરના ઉલ્લેખથી સમજાય છે કે દમણ અને વસાઈ વચ્ચે જ્યાં ઠીક લાગ્યું ત્યાં પોર્ટુગીઝોએ નાનાં થાણાં જમાવ્યાં હતાં. એમાં વલસાડમાં એ લોકો ફાવ્યા નહિ. સૈફ-ઉલ્મુલ્ક મિફતાહ જેને ફિરંગી સીદી બોફતા કહે છે તે અમદાવાદની સરકાર કે ભરૂચના ઇમાદફ્લ્મુલ્કની સત્તા માનતો નહોતો એ નોંધપાત્ર છે. એ કુલુધખાની હબસી હતો તેથી એ પ્રમાણે વર્તતો હશે.

કે સિલોનમાં જાહેર થયું કે એ દાંત માત્ર ખોટો બનાવટી હતો અને ખરો દાંત એમની પાસે બીજો હતો![૪૧]

### મોટા અમીરોની રાજા જેવી સત્તા

ગૂજરાતના મોટા અમીરો અંદર અંદર લડ્યા તો કરતા હતા, પણ હવે તો અમદાવાદની મધ્યસ્થ સરકારનો ડર પણ રહ્યો ન હતો. એ લોકો મન ફાવે તેની સાથે લડાઇ અને સુલેહ કરતા અને સુલેહમાં મરજી મુજબ પ્રદેશોની આપલે પણ કરતા. ખિતાબો આપવાનો હક જે માત્ર સુલતાનને જ હતો તે પણ આ લોકો મરજી મુજબ હવે આપતા હતા. આ વખતે અમદાવાદમાં ઇતિમાદખાન સર્વશ્રેષ્ઠ હતો અને ભરૂચમાં ઇમાદઉલ્મુલ્ક અરસલાન રૂમી સર્વસત્તાધીશ હતો. સુરતમાં ખાજા સફરનો પુત્ર રજબ અધિકારમાં હતો. બીજી બાજુએ હબસી અમીરો જોરમાં આવતા હતા અને ત્રણ વગદાર મોટા અમીરોએ ઉલુઘખાનનો ખિતાબ મેળવ્યો હતો. જુઝારખાન હબસી એના પુત્ર બિલાલ જુઝારખાનના દીવમાં અવસાન પછી મોટો લાગવગવાળો અમીર થયો હતો. ઇમાદઉલ્મુલ્ક રૂમીના પુત્ર ચંગીઝખાનનાં પણ નજદીકના ભવિષ્યમાં પ્રસિદ્ધ થવાનાં ચિહ્નો દેખાઈ રહ્યાં હતાં. આ બધા સુલતાનના જેટલા જ સત્તાધિકારી હતા. ઇમાદઉલ્મુલ્ક રૂમીને તો "મદ્રે માલુકો" Madre Malucoના નામથી પોર્ટુગીઝો ખંભાતનો રાજા જ કહેતા હતા[૪૨] એટલો એ સત્તાધીશ થઇ ગયો હતો.

### સુરતના રજબ ખુદાવંદખાને ભરૂચના ઇમાદઉલ્મુલ્કને મારી નાખ્યો, પોર્ટુગીઝોની ખટપટ

સુરતનો હાકેમ રજબ ખુદાવંદખાન ઇમાદઉલ્મુલ્ક રૂમીનો સાળો થતો હતો. એમની વચ્ચે ખટપટ જગાવવા પોર્ટુગીઝોએ પ્રયત્ન કરવા માંડયા. ઇતિમાદખાનની સામે લડવા લશ્કરી મદદ કરવા માટે ઇમાદઉલ્મુલ્કે પોર્ટુગીઝોને દમણ આપેલું તે હવે પાછું મેળવવા એણે મોટું લશ્કર લઈ પ્રયાણ કર્યું. ત્યાંના સરદાર ડી ઓગો નોરોનાને આ સમાચાર મળતાં એવડા મોટા સૈન્યનો સામનો કરતાં એ ગભરાયો, એટલે એણે ઇમાદના સાળા રજબને સુરત લખ્યું કે ઇમાદઉલ્મુલ્ક સુરત જીતી લેવા લશ્કર લઇને આવે છે; દમણ

---

૪૧: Danvers I P. 519-20. ડેનવર્સે આ દાંતની વિગત માટે પૃ.૫૧૯માં લાંબી નોંધ લીધી છે. એમાં એનો ઇતિહાસ આપેલો છે.

૪૨: એ જ, પૃ. 521. પોર્ટુગીઝોને મોટે ભાગે બંદરો સાથે સંબંધ હોવાથી ભરૂચ સુરત વગેરે કિનારાનાં સ્થળો ઉપર સત્તા ભોગવતા ઇમાદઉલ્મુલ્ક–મદ્રે મલુકે–ને ખંભાતનો રાજા કહે તે સંભવિત છે. અમદાવાદમાં ઇતિમાદખાન એ સત્તા ભોગવતો હતો.

જીતવાનું તો માત્ર બહાનું જ છે.[૪૩] રજબ ખુદાવંદખાને આ વાત સાચી માની. સુરત આગળ રજબે પોતાના બનેવીને મળી કિલ્લામાં જમવા માટે નોતર્યો. નજીકની સગાઈ સમજીને ઇમાદઉલ્મુલ્ક સાળાને ત્યાં ગયો અને એ સાળાએ એને દગાથી ઠાર કર્યો. તા. ૨૭ રમજાન ૯૬૬ (ઇ. સ. ૧૫૫૯)ને રોજ ભરૂચનો આ પ્રસિદ્ધ રૂમી અમીર માર્યો ગયો.[૪૪] બીજી હકીકત એવી છે કે ખુદાવંદખાન રજબનું મગજ અસ્થિર થઇ ગયું હતું અને એ પ્રજાને હેરાન કરતો હતો.[૪૫] આ માટે રૈયતે ઇમાદઉલ્મુલ્ક પાસે દાદ માગી. ઈમાદે સુરતના કિલ્લાને ઘેરો ઘાલ્યો તે થોડા મહિના ચાલ્યો, પણ અમદાવાદથી કોઇ સહાય આવી નહિ તેથી એણે સુલેહ કરવા ધારીને પોતાના બનેવીને નોતર્યો અને દગાથી મારી નાખ્યો. રજબે ઇમાદના લશ્કરમાં કતલ ચલાવી અને હરાવી નસાડી મૂક્યું. દમણનો ડી નોરોના આથી મોટી આફતમાંથી બચી ગયો.[૪૬]

### ચંગીઝખાનનો સુરત ઉપર ચડાઈ અને પોર્ટુગીઝોની દગાખોર ખટપટ

હવે પોતાના પિતા ઇમાદઉલ્મુલ્કના ખૂનનું વેર લેવા ભરૂચથી ચંગીઝ-ખાન મોટું લશ્કર લઇને સુરત ઉપર ચડી આવ્યો. ખુદાવંદખાન સુરતના કિલ્લામાં ભરાઇ ગયો. ચંગીઝખાને બહારથી ઘેરો ઘાલી કિલ્લા ઉપર તોપ-મારો ચાલુ કર્યો. પોર્ટુગીઝોએ આ વખતે પણ દગો અને ખટપટ શરૂ કર્યાં. દમણથી નોરોનાએ લુઇઝ આલ્વારેઝ ડી ટેવોરાની સરદારી નીચે દસ વહાણોનો કાફલો સુરત તરફ મોકલી આપ્યો, તે તાપીના મુખમાં આવી પહોંચ્યો, પરંતુ આ કાફલાના સરદારને બન્ને પક્ષ સામે દગા ભરેલી રમત રમવાનું ફરમાન હતું. ડી નોરોનાએ ચંગીઝખાનને લખ્યું હતું કે આ મદદ તમારે માટે મોકલવામાં આવી છે. કેપ્ટન ટેવોરા ગોવાના વાઇસરૉયનો એક

---

૪૩: એ જ, પૃ. 521-22.

૪૪: એ જ, પૃ. 521. અહીં એક વિચિત્ર વાત નોંધવાની છે કે ઇમાદઉલ્મુલ્ક મલીકજી અને આ ઇમાદઉલ્મુલ્ક રૂમીનાં મરણ સુરતમાં હિ. ૯૫૨ અને હિજરી ૯૬૬માં ૧૪ વર્ષના અંતરે પણ તા-૨૭ રમજાન એ એક જ તારીખે થયાનું તવારીખો લખે છે. આ એક ગો-ટાળો જ છે. પ્રો. કોમિ.ની આ શંકા ખરી છે, પણ એમણે ઉકેલ કર્યો નથી. મને તો આ તારીખે બીજા ઇમાદનું હિ. ૯૬૬નું મરણ સ્પષ્ટ લાગે છે; મલીકજીનું મરણ ભૂલથી લખેલું લાગે છે.

૪૫: સિકંદરી ગુ. ભા. પૃ. ૪૧૯. પોર્ટુગીઝ લેખકો પોતાનાં દગો ને ખટપટ કબૂલ કરે છે છતાં સિકંદરીનું લખાણ રજબના ગાંડપણ માટેનું છે તેનું કારણ સમન્વય તેવું નથી.

૪૬: Danvers I. P. 521. સિકંદરી ગુ. ભા. પૃ. ૪૧૯. ઇમાદને નજીકની સગાઈના દાવે જમવા નોતરી દગાથી ખુદાવંદખાન રજબે માર્યો એટલું તો પોર્ટુગીઝો અને સિકં-દરી બન્ને કબૂલ કરે છે.

બીજો પત્ર લઇને આવ્યો હતો, તે એણે ખુદાવંદખાનને આપ્યો. એમાં પોર્ટુગીઝોની મદદ એને માટે છે એ જાતનું લખાણ હતું.[૪૭] પરંતુ આ ખટપટનું કાંઇ પરિણામ આવ્યું નહિ. ભરૂચ તરફ કોઈ શત્રુનું આક્રમણ થયું છે એવા સમાચાર મળતાં[૪૮] ચંગીઝખાને એ તરફ પાછા ફરવાનું યોગ્ય ધારી સુલેહ કરી, આથી ટેવોરા દમણ પાછો ગયો. એણે ચંગીઝખાન પાછો ગયો એ બનાવનો લાભ લઇ હોશિયારીથી ખુદાવંદખાનને ઠસાવ્યું કે પોર્ટુગીઝોએ તમને સમયસર મદદ કરી છે અને એ કારણથી એમના ઉપકારના ભાર નીચે તમે દબાયેલા છો. ટેવોરા આ પ્રમાણે દમણમાં આવ્યો ત્યારે ત્યાંનો સરદાર ડી નોરોના મરણપથારીએ પડ્યો હતો.[૪૯]

## ચંગીઝખાનની ફરી સુરત ઉપર ચડાઈ અને ખુદાવંદખાનને મારી નાખવો

ચંગીઝખાનનું વેર હજી બાકી હતું. એણે ફરીથી સુરત ઉપર ચડાઇ કરવા તૈયારી કરી. રજબ ખુદાવંદખાને ગોવા વાઇસરોયને લખી મોકલ્યું કે ચંગીઝખાન ફરી યુદ્ધ કરવા આવે છે તે કારણથી જો તમે મને મારાં કુટુંબ અને ખજાના સાથે મારી પસંદ કરેલી જગ્યાએ સલામત પહોંચાડશો તો સુરત બંદર અને કિલ્લો પોર્ટુગલના રાજાને તાબે સોંપી દઈશ. આ સમાચાર મળતાં જ વાઇસરોય કોન્સ્ટેટિનોએ ચૌદ વહાણનો કાફલો તૈયાર કરી ડોમ એન્ટોનિયો ડી નોરોનાની સરદારી નીચે સુરત તરફ રવાના કર્યો અને એની સાથે લુઇઝ ડી મેલોને ડી આગો નોરોનાની જગ્યાએ દમણની સરદારી લેવા મોકલ્યો. આ કાફલો દમણ આવ્યો ત્યારે ડી સા ચાર વહાણ તૈયાર કરી રહ્યો હતો. એ બધાં વહાણો મળીને સુરત તરફ ગયાં. એમાં ૫૦૦ લડાયક માણસો હતાં. બંદૂકની ગોળીઓનો વરસાદ વરસતો હતો તેમાં થઇ આ માણસો કિનારે ઊતર્યાં અને ચંગીઝખાનનાં ૨૦૦૦૦ માણસોના લશ્કરને હરાવી નસાડ્યું.[૫૦] ખુદાવંદખાનને હવે સુરત બંદરનો સોદો ફિરંગીઓ

---

૪૭ : એ જ, પૃ. 521, ટેવોરાને હુકમ કર્યો કે તારે એવી રીતે દેખાવ કરવો કે બન્ને પોતાનો માને.

૪૮ : ભરૂચ ઉપરનું આક્રમણ કોનું હતું તે સ્પષ્ટ નથી, પરન્તુ સિકંદરીના વર્ણન ઉપરથી તે ઇતિમાદખાન તરફથી હશે એમ લાગે છે.

૪૯ : Danvers I. P. 521-22. પોર્ટુગીઝ લેખકો પ્રમાણે નોરોના ગરીબ સ્થિતિમાં મરણ પામ્યો, કારણ એણે જે હતું તે પોતાના દેશ અને રાજાની સેવા માટે વાપર્યું હતું! આ ભાવના પોર્ટુગીઝોમાં ખાસ દેખાય છે!

૫૦ : એ જ, પૃ. 522. આટલા થોડા પોર્ટુગીઝોએ વીસ હજારને શી રીતે હરાવ્યા એ આશ્ચર્ય છે. શિસ્ત એ જ કારણ હશે.

સાથે કરવાનો પસ્તાવો થયો હતો. એને સલાહ કરનારા લોકો પણ આ વાત જાણી એની ઉપર ગુસ્સે થયા હતા, એટલે એણે ફિરંગીઓને વચન પ્રમાણે સુરત આપી દેવાની ના પાડી. સહાયકોના બળવાથી એ નાસીને કિલ્લાની બહાર જતો હતો એવામાં ચંગીઝખાનના હાથમાં પકડાયો અને એણે એને મારી નાખી પિતાના ખૂનનું વેર વાળ્યું.[૫૧] કારાહસન જહાંગીરખાને ચંગીઝખાન સાથે સલાહ કરી તેથી સુરત એના હાથમાં રહ્યું.

**ચંગીઝખાને ભરૂચ પાસે ઇમાદઉલ્મુલ્કનો રોજો બંધાવ્યો**

આ વિજય પછી ઇમાદઉલ્મુલ્કનો પુત્ર ચંગીઝખાન મહી અને નર્મદા વચ્ચેના જિલ્લાઓની એના પિતાની જાગીરનો વારસ હતો. ઇમાદઉલ્મુલ્કને ભલે પોર્ટુગીઝોએ તાત્કાલિક ખંભાતનો રાજા કહ્યો હોય, પરંતુ એનો પુત્ર ચંગીઝખાન તો એક વખત રાજસત્તા હાથ કરી ગૂજરાતના પાટનગરમાં રાજવી ઠાઠથી રહ્યો હતો એ આગળ જોઈશું. એણે ભરૂચ પાસે વેજલપુર ગામની પાસે નર્મદા નદીમાં આવેલા બાબા રૈહાનના નામથી પ્રસિદ્ધ એક ટેકરા ઉપર પોતાના પિતાનો મોટો રોજો બંધાવ્યો.[૫૨] રોજામાં કેટલાક લેખ કુરાનેશરીફનાં વાક્યો સાથે પડેલા છે. મરામત વિના એની સ્થિતિ બહુ સારી નથી, પરંતુ સ્થળ મનોહર છે. એક લેખ ઉપરથી સમજાય છે કે બાબા રૈહાન ૩૦૮ હિજરી-ઈ. સ. ૯૨૦-૨૧માં ઇસ્લામના પ્રચાર માટે ગૂજરાતમાં આવેલા, અને એમના નાના ભાઈ અહમદ અને બીજા ચાળીસ શહીદોની સાથે એ સ્થળે દફન થયેલા, એથી એ સ્થળ પવિત્ર ગણાતું હતું. ઇમાદઉલ્મુલ્કના રોજાનો લેખ ફારસીમાં છે, એમાં કુરાને શરીફનાં વાક્યો ઉપરાંત કેટલીક હકીકત અને બંધાવ્યાની તારીખ આપેલાં છે.

"મહાન અલ્લાહ કહે છે, અલ્લાહને રસ્તે જેઓ મરણ પામેલા છે તેમને મરણ પામેલા કહેવા નહિ, પરંતુ તે જીવતા જ છે. તેઓનું અલ્લાહ

---

૫૧: એ જ, પૃ. 523. સુરતના લોકોને એ કિલ્લો ફિરંગીઓને સોંપાય એ ગમતું નહોતું અને એમણે ખુદાવંદખાન સામે બળવો કર્યો એ નોંધપાત્ર બીના છે. સિકંદરી ગુ. ભા. પૃ. ૪૧૯-૨૦ માં ચંગીઝખાને દમણ ફિરંગીને આપવાનો કરાર પાકો કરી સંજાણ પણ આપવાનું કબૂલી પોતાની મદદે બોલાવ્યા, એથી ખુદાવંદખાન બહાર નીકળી ચંગીઝને મળ્યો ને માર્યો ગયો એમ લખે છે.

૫૨: રોજામાં મળેલા એક લેખમાં બાબા રૈહાનની આ વિગત આપેલી છે. તેમાં કહે છે કે હિ. ૩૦૮માં એમણે ભરૂચમાં ઇસ્લામનો પ્રચાર કર્યો, પણ પાછળથી નાસ્તિક ધર્મ પાછો વધ્યો. પ્રો. કોમિ. પૃ. ૪૯૮, નોં. ૨ માં લખે છે કે આ વખતે અણહિલવાડ પાટણમાં છેલ્લો ચાવડા રાજા હતો; પરંતુ ચાવડાઓની ભરૂચ સુધી સત્તા હોય એમ માનવાને કાંઈ કારણ નથી.

પૂરું કરે છે અને તેમાં તેમને આનંદ છે. એમણે જે લોકોને પાછળ મૂકેલા છે અને જેઓ હજી તેમની સાથે જોડાયા નથી તેમનાથી પણ તેમને આનંદ જ છે. તેમને દુઃખ કે ભય કાંઇ હરકત કરી શકશે નહિ. આ ઉમદા સ્થળ અને સુંદર કબર કે જેણે કોઇને ન મળેલું માન મેળવેલું છે અને જેણે ઘણા દર્શનાર્થીઓ માટે બંધ દ્વાર ખોલ્યાં છે, તે ઉદાર, સુંદર, મહાન નસીબ-દાર, ખફન, ચંગીઝખાને–જેનું રાજ્ય ઇશ્વર સમૃદ્ધ બનાવો–હુકમ કરીને પોતાના પિતા શહીદ ઇમાદઉલ્મુલ્કનું સ્મારક બંધાવ્યું છે. ખુદા એની કબરને આશીર્વાદ આપો અને એને સ્વર્ગમાં વાસ આપો. હિ. સ. ૯૬૭ (ઈ. સ. ૧૫૫૯–૬૦), લેખ કોતરનાર મુહમ્મદ ખત્તાન છે".[૫૩]

## સફર ખુદાવંદખાન અને મરજાન શામીનો સુરતમાં રોજો

અહીં ખાજા સફર ખુદાવંદખાનનો રોજો જે સુરતમાં એના પુત્ર રજબ ખુદાવંદખાને બંધાવ્યો હશે એમ મનાય છે એની નોંધ લેવી જોઇએ. આ રોજો અમદાવાદી રોજાના ઘાટનો બંધાવેલો છે અને મરામત પછી સુરતમાં અમદાવાદી સ્થાપત્યના મકાન તરીકે જુદો પડી આવે છે. આ રોજામાં સફર સલમાની ખુદાવંદખાનના નામ સાથે ટૂંકો લેખ છે. પણ આજે એ 'મીરઝાં શમીના રોજા'ને નામે સુરતમાં ઓળખાય છે. એના કારણની નોંધ પણ અહીં લેવી જોઇએ. મરજાન શામી રૂમીખાની નામનો એક વીર પુરુષ ઇમાદઉલ્મુલ્ક, મુહમ્મદ ઉલુઘખાન અને ચંગીઝખાનની સેવામાં આ સમય-માં આવેલો. ઇ. સ. ૧૫૬૦માં એણે આ અમીરોની નોકરી છોડી દીધી અને ભરૂચથી સ્વયંસેવકોની ટુકડી લઇ પોર્ટુગીઝો સાથે ધર્મયુદ્ધ કરવા દમણ તરફ જઇને આસપાસનાં ગામડાં લૂંટી ત્યાં કતલ કરવા લાગ્યો.[૫૪] આમ કરતાં એક ગોળી વાગતાં એનું અવસાન થયું. એના શબને સુરત લઈ જઈ સફર ખુદાવંદખાનના રોજામાં દફન કરવામાં આવ્યું. આ મરજાન શામી મુજાહિદ (યોદ્ધો) અને શહીદ બન્ને રીતે માન પામ્યો હતો, તથા ચમત્કા-રિક પુરુષ પણ ગણાતો હતો, તેથી શુક્રવારે રાત્રે સુરતના મુસલમાનો અને દરિયાઇ ખારવાઓ એની કબરની ઝિયારત કરતા હતા. આ કારણથી આજે

૫૩: પ્રો. કોમિસેરિયેટે આ રોજાના લેખનો તરજૂમો અને એનું સુંદર ચિત્ર પૃ. ૪૬૮-૬૯માં આપેલાં છે.

૫૪: હાજી દબીરના અરબી ઇતિહાસમાં આ વિગતો આપેલી છે. પ્રો. કોમિ.એ પૃ. ૪૭૧માં આ નોંધ લીધી છે. મરજાન શામીનું ખાસ વેર ફિરંગીઓ તરફ હોય એમ સમજાય છે.

ગૂજરાતના ઇતિમાદખાનના સાથીઓ મુસાખાન અને શેરખાનને ચડાવી ખટપટ આરંભી. ફતેહખાન બલુચ આ ત્રણ બળવાખોરોની સામે ઇતિમાદખાન તરફથી લડતો હતો. રાધનપુર આગળ લડાઈ થઇ તેમાં ફતેહખાન હાર્યો. આ સમાચાર ઇતિમાદખાનને મળ્યા એટલે એ તુરત જ ભરૂચ છોડી અમદાવાદ આવ્યો અને પોતાની પરિસ્થિતિ દૃઢ કરવામાં રોકાયો. ચંગીઝખાન આ રીતે છૂટી ગયો.[૫૮]

### ઇતિમાદખાને સુલતાન અહમદને મારી નાખ્યો

અમદાવાદમાં આ વખતે ઘણા વિદેશીઓ આવ્યા હતા. ઇતિમાદખાનને ડર હતો કે આ બધી અશાંતિનો લાભ લઈ સુલતાન અહમદ સ્વતંત્ર થવા માથું ઊંચું કરે તો શું કરવું! સુલતાન છોકરવાદ અને દારૂની લતે ચડેલો હતો. એ દારૂના ઘેનમાં કેળનાં થડને તરવાર મારીને 'ઇતિમાદખાનનું માથું ધડથી જુદું કરું છું' એમ બોલતો. એ જ પ્રમાણે 'વજીહઉલ્મુલ્ક અને રઝીઉલ્મુલ્કનાં માથાં પણ જુદાં કરીશ' એમ બોલતો. આ બધી બદલાયેલી બાજી જોઈ ઇતિમાદખાને સુલતાનને જ મારી નાખવા નિશ્ચય કર્યો. વજીહઉલ્મુલ્ક અને રઝીઉલ્મુલ્કે ઇતિમાદખાનને મહેલમાં ખાનગી રીતે સંતાડી એક દિવસ સુલતાનના મુખથી એને મારી નાખવાના શબ્દો સંભળાવ્યા. ઇતિમાદખાને તે વખતે બહાર આવી સુલતાનને કહ્યું કે "તમારા હક્કમાં મેં શું ખોટું કર્યું છે કે તમે આમ બોલો છો?" સુલતાન હવે ગભરાઈ ગયો હતો.[૫૯] ઇતિમાદના માણસોએ એને મારી નાખ્યો અને એની લાશને સાબરમતી નદીની રેતમાં ફેંકી દીધી. હિ. સં. ૯૬૮ શાબાન માસની પાંચમી તારીખે સોમવારની રાત્રે (૨૧ એપ્રિલ, ૧૫૬૧) આ બનાવ બન્યો. એને માણેકચોકમાં અહમદશાહના રોજામાં દફન કરવામાં આવ્યો. મકતુલ શુદ બી ગુનાહ–કાંઇ પણ ગુનાહ વગર એને મારી નાખવામાં આવ્યો, એ શબ્દો ઉપરથી અબ્જદ પદ્ધતિથી એ તારીખ નીકળે છે.[૬૦]

---

૫૮: એ જ, પૃ. ૪૨૦-૨૧. ચંગીઝખાનને સુરતથી ભરૂચ પાછા આવવું પડેલું તે આ ચડાઇના સમાચારથી હતું.

૫૯: સિકંદરી, પૃ. ૪૨૧-૨૨. કેળનાં થડ કાપી આ પ્રમાણે સુલતાન બોલતો એ ઉલ્લેખ તબકાતે અકબરીના ખૂબ ટૂંકા વર્ણનમાં પણ પૃ. ૩૯૬માં આપેલું છે. તબકાત પ્રમાણે સુલતાનના દેહને વજીહઉલ્મુલ્કના મહેલની સામેના નદીના ભાગમાં ઇતિમાદે ફેંકી દીધેલું, અને એવી વાત ચલાવેલી કે સુલતાન વજીહઉલ્મુલ્કને ત્યાં કાવાદાવા અને ખટપટ જગાવવા ગયેલો અને ત્યાં ન ઓળખાવાથી માર્યો ગયેલો.

૬૦: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૨૨. વજીહઉલ્મુલ્કને ત્યાં સુલતાન ગયેલો એટલું તો સિકંદરી પણ કબૂલ કરે છે.

સુરતના મુલ્લાં લત્તામાં આવેલો આ રોજો સફરને બદલે 'મરજાન શામી'ના નામથી પ્રસિદ્ધ છે.[૫૫]

### ચંગીઝખાન અને હબસીઓ વચ્ચે વેર

ઇમાદઉલ્મુલ્કના હાથમાં દક્ષિણ ગૂજરાત પૂરતી તો પૂરેપૂરી રાજા જેવી સત્તા હતી, તે હવે એના મરણ પછી એના પુત્ર ચંગીઝખાનના હાથમાં આવી. હબસી અમીરોમાં જુઝારખાન મુખ્ય હતો. એ વખતે મંડલ દિલાવરખાન હબસીને મળેલો ઉલુઘખાનનો ખિતાબ એના દીવાન યાકૂત સાબિતખાન પાસે હતો. ઈ. સ. ૧૫૫૮માં આ મોટો હબસી અમીર ગુજરી ગયો. એનું શબ સરખેજમાં બિલાલ જુઝારખાનની સાથે દફન કરવામાં આવ્યું ત્યારે રાજ્યના બધા મોટા અમીરો અને સુલતાન અહમદ પોતે પણ હાજર રહ્યો હતો.[૫૬] એના મરણ પછી એનો ઉલુઘખાનનો ખિતાબ જુઝારખાને યાકૂત હબસીના પુત્ર મુહમ્મદને આપ્યો. આ મુહમ્મદ ઉલુઘખાન ગૂજરાતના ઇતિહાસમાં ખયરતખાનના ખિતાબથી પણ જાણીતો છે. ઉલુઘખાનનો ખિતાબ સલ્તનતના ખિતાબોમાં ઊંચો ગણાતો હોવાથી સુલતાનને તો શું પણ દક્ષિણ ગૂજરાતના સત્તાધીશ જેવા ગણાતા ચંગીઝખાનને પણ પૂછયા વિના જુઝારખાને યાકૂતના પુત્રને આપી દીધો, એ કારણથી ચંગીઝખાનને ખોટું લાગ્યું અને હબસીઓ સાથે એને લડાઈ થઈ એમાં હબસીઓ હાર્યા. ચંગીઝખાને પોતાના કૂતરાઓને હબસી અમીરોનાં નામ આપી ગળામાં ચિઠ્ઠીઓ બાંધી.[૫૭] આમ ગુસ્સે થયેલા હબસીઓ અમદાવાદ જઇ ઇતિમાદખાનને શરણે ગયા. ઇતિમાદને તો એટલું જ જોઈતું હતું. એ બધું લશ્કર ભેગું કરી ભરૂચ ઉપર ચડયો. ચંગીઝખાન આ વખતે કિલ્લામાં ભરાઇ ગયો. સૌરાષ્ટ્રના તાતારખાને આ બન્ને વચ્ચે સમાધાન કરાવવા પ્રયત્ન કર્યો, પણ ઇતિમાદખાને એને સાંભળ્યો નહિ તેથી તાતારખાનને ખોટું લાગ્યું એટલે એણે ઉત્તર

---

૫૫: સુરતમાં કિલ્લા સિવાય આ એક જ ઐતિહાસિક મકાન નોંધપાત્ર છે. આજે મલીક ગોપીના નામથી પ્રસિદ્ધ સ્થળોનો કાંઈ અવશેષ નથી. ખાજા સફર માત્ર રાજદ્વારી પુરુષ હતો. મરજાન શામી ચમત્કાર માટે પ્રસિદ્ધ હતા. તેથી રોજો એમના નામે પ્રસિદ્ધ થયો. અને મરજાનનું અપભ્રંશ મિરઝાં આજે થઈ ગયું છે.

૫૬: ગૂજરાતનો અરબી ઇતિહાસ. એનો કર્તા હાજી દબીર ઉલુઘખાનની નોકરીમાં હતો એટલે એને લગતી વિગતો એણે પોતાના ગ્રંથમાં ખૂબ વિસ્તારથી આપી છે. સર ડેનિસન રૉસે ભા. ૨. પ્રસ્તાવનામાં તથા અનુક્રમણિકામાં એ અમીરના નામ સામે નોંધો આપેલી છે.

૫૭: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૨૦ ૨૧. હબસીઓનો હૃદયમંગલ નામનો હાથી ધ્વજ સાથે ચંગીઝખાને પકડયો હતો.

ગૂજરાતના ઇતિમાદખાનના સાથીઓ મુસાખાન અને શેરખાનને ચડાવી ખટપટ આરંભી. ફતેહખાન બલુચ આ ત્રણ બળવાખોરોની સામે ઇતિમાદ-ખાન તરફથી લડતો હતો. રાધનપુર આગળ લડાઈ થઇ તેમાં ફતેહખાન હાર્યો. આ સમાચાર ઇતિમાદખાનને મળ્યા એટલે એ તુરત જ ભરૂચ છોડી અમદાવાદ આવ્યો અને પોતાની પરિસ્થિતિ દઢ કરવામાં રોકાયો. ચંગીઝ-ખાન આ રીતે છૂટી ગયો.[૫૮]

## ઇતિમાદખાને સુલતાન અહમદને મારી નાખ્યો

અમદાવાદમાં આ વખતે ઘણા વિદેશીઓ આવ્યા હતા. ઇતિમાદ-ખાનને ડર હતો કે આ બધી અશાંતિનો લાભ લઈ સુલતાન અહમદ સ્વતંત્ર થવા માથું ઊંચું કરે તો શું કરવું! સુલતાન છોકરવાદ અને દારૂની લતે ચડેલો હતો. એ દારૂના ઘેનમાં કેળનાં થડને તરવાર મારીને 'ઇતિમાદખાનનું માથું ધડથી જુદું કરું છું' એમ બોલતો. એ જ પ્રમાણે 'વજીહઉલ્મુલ્ક અને રઝીઉલ્મુલ્કનાં માથાં પણ જુદાં કરીશ' એમ બોલતો. આ બધી બદલાયેલી બાજી જોઈ ઇતિમાદખાને સુલતાનને જ મારી નાખવા નિશ્ચય કર્યો. વજીહઉલ્મુલ્ક અને રઝીઉલ્મુલ્કે ઇતિમાદખાનને મહેલમાં ખાનગી રીતે સંતાડી એક દિવસ સુલતાનના મુખથી એને મારી નાખવાના શબ્દો સંભ-ળાવ્યા. ઇતિમાદખાને તે વખતે બહાર આવી સુલતાનને કહ્યું કે "તમારા હક્કમાં મેં શું ખોટું કર્યું છે કે તમે આમ બોલો છો?" સુલતાન હવે ગભરાઈ ગયો હતો.[૫૯] ઇતિમાદના માણસોએ એને મારી નાખ્યો અને એની લાશને સાબરમતી નદીની રેતમાં ફેંકી દીધી. હિ. સં. ૯૬૮ શાબાન માસની પાંચમી તારીખે સોમવારની રાત્રે (૨૧ એપ્રિલ, ૧૫૬૧) આ બનાવ બન્યો. એને માણેકચોકમાં અહમદશાહના રોજામાં દફન કરવામાં આવ્યો. મકતુલ શુદ બી ગુનાહ–કાંઇ પણ ગુનાહ વગર એને મારી નાખવામાં આવ્યો, એ શબ્દો ઉપરથી અબ્જદ પદ્ધતિથી એ તારીખ નીકળે છે.[૬૦]

---

૫૮: એ જ, પૃ. ૪૨૦-૨૧. ચંગીઝખાનને સુરતથી ભરૂચ પાછા આવવું પડેલું તે આ ચડાઇના સમાચારથી હતું.

૫૯: સિકંદરી, પૃ. ૪૨૧-૨૨. કેળનાં થડ કાપી આ પ્રમાણે સુલતાન બોલતો એ ઉલ્લેખ તબકાતે અકબરીના ખૂબ ટૂંકા વર્ણનમાં પણ પૃ. ૩૯૯માં આપેલું છે. તબકાત પ્રમાણે સુલતાનના દેહને વજીહઉલ્મુલ્કના મહેલની સામેના નદીના ભાગમાં ઇતિમાદે ફેંકી દીધેલું, અને એવી વાત ચલાવેલી કે સુલતાન વજીહઉલ્મુલ્કને ત્યાં કાવાદાવા અને ખટપટ જગાવવા ગયેલો અને ત્યાં ન ઓળખાવાથી માર્યો ગયેલો.

૬૦: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૨૨. વજીહઉલ્મુલ્કને ત્યાં સુલતાન ગયેલો એટલું તો સિકંદરી પણ કબૂલ કરે છે.

## આ અશાંત સમયમાં વસ્તીની દશા

અનેક ખટપટો અનેક નાનીમોટી લડાઇઓ, અને એ માટે અમીરો તથા તેમનાં લશ્કરોની ગૂજરાતભરમાં દોડાદોડ, ચોતરફની અશાંતિ, ત્રાસ, તથા જાનમાલની ખુવારીવાળા ગૂજરાતના ઇતિહાસના આ કમનસીબ સમયનો નબળા અને નામના સુલતાનના અવસાનથી અંત તો ન આવ્યો. સલ્તનતનો સૂર્ય અસ્ત થતો નીચો ઊતરતો જતો હતો અને અંધકારની છાયાં પડવાની તૈયારી થતી હતી. આ બધી દોડાદોડમાં દેશની મૂળ વસ્તી અને વેપારી વસ્તીની શી હાલત હતી એની નોંધ તો લશ્કરની દોડાદોડનો ઇતિહાસ લખનાર લેખકો લેતા જ નથી. પોર્ટુગીઝોના વર્ણન ઉપરથી એનો ખ્યાલ આવશે તે પાછળ જોઈ ગયા. એ વસ્તીએ કાચબાની પેઠે પોતાનાં સામાજિક અંગ સંકોચીને સત્તાધીશોનું મન શામ અને દામથી શાંત રાખીને કપરા સમયમાં બન્યો તેટલો પોતાનો બચાવ કર્યો એમ માનવું પડે. જેમનામાં લડવાનું જોર હતું તે દિલ વગર ભાડૂતીની પેઠે જેમણે પૈસા આપ્યા તેમની તરફથી લડ્યા. શક્તિ નહોતી તે લૂંટાયા કે વેઠે પકડાઇને મજૂરી કરી.[૬૧]

## મુઘલ સરદાર બહેરામખાન ખાનખાનાનનું પાટણમાં ખૂન

આ વખતે–ઇ. સ. ૧૫૬૧માં–ગૂજરાતના પુરાણા પાટનગર પાટણમાં એક વિચિત્ર બનાવ બન્યો તેની નોંધ લેવી જ પડે. મુઘલ શહેનશાહ હુમાયુનો સગો અને મુખ્ય સરદાર તથા અકબરનો મુરબ્બી સુપ્રસિદ્ધ બહેરામખાન ખાનખાનાન મક્કા શરીફની હજ કરવા નીકળ્યો હતો. ગૂજરાતની હદમાં પ્રવેશ કર્યા પછી પાટણ મોટું અને સુંદર સ્થળ હતું એટલે પોતાનાં કુટુંબ અને રસાલા સાથે થોડા દિવસ આરામ લેવા ત્યાં રોકાયો.[૬૨] પાટણમાં ઇતિ-

૬૧: આ વિષયની વધારે ચર્ચા સામાજિક પ્રકરણમાં કરીશું. હિંદુ પ્રજાનાં પોર્ટુગીઝોએ જે થોડાં વર્ણનો કર્યાં છે તે ઉપરથી આ વસ્તુસ્થિતિ સમજાય છે. મુસલમાન સત્તાના સમયમાં "ગુજરાતી" તરીકે જે સામાન્ય ઉલ્લેખો લેખકોએ તથા મુસાફરોએ કરેલા છે તેનો અર્થ "ગૂજરાતી મુસલમાનો" એવો મોટે ભાગે થાય છે. હિંદુઓને માટે પોર્ટુગીઝોએ 'બનિયા–વાણિયા–શબ્દ વાપર્યો છે. અને મુસાફરોએ જેન્ટાઇલ gentiles–શબ્દ વાપરેલો છે. બારબોસા સ્પષ્ટ લખે છે કે એમના રક્ષણનો આધાર કેવળ મુસલમાન ઉપર જ હતો.

૬૨: અબુલફઝલ: અકબરનામા, ભા. ૨. બેવેરિજનો તરજુમો, પૃ.૨૦૦-૨૦૨. તબકાતે અકબરી, ઇલિયટ-૫, પૃ. ૨૬૮, બદૌની. મનતુખબુત્તવારીખ, ભા. ૨, W.H Lowe.નો તરજુમો, પૃ. ૪૦. ત્રણ લેખકોની મુખ્ય વાત એક છતાં ઝીણી વિગતોમાં સહેજ ફેર છે. અબુલફઝલે લંબાણથી વિગત આપી છે. અબુલફઝલ: અકબરનામા, ૨, પૃ. ૧૯૯-૨૦૦ માં બહેરામખાનનું વર્ણન કરતાં રસમય વાત કરે છે. એ માણસ આમ સારો હતો,

માદખાન તરફથી મુસાખાન ફુબાદી સૂબો હતો. એ વખતે કેટલાક તોફાની અફઘાનો પણ ત્યાં રહેતા હતા. એમાંના એક મુબારકખાન લોહાણી નામના અફઘાનના પિતાને પંજાબમાં મચ્છીવાડાની લડાઈમાં બહેરામખાને મારી નંખાવેલો,[૬૩] એટલે આ અફઘાનને એના પિતાના મરણનું વેર લેવા ઇચ્છા હતી. તે સાથે શેરખાનના પુત્ર સલીમખાનની કાશ્મીરી સ્ત્રી અને એની પુત્રી પણ હજ કરવા જતાં હતાં તે સાથે જ હતાં. બહેરામખાનના ચાર વર્ષના પુત્ર અબ્દુરરહીમખાન સાથે એ કન્યાનું સગપણ કરવું એવી વાત અહીં ચાલી રહી હતી. એમ કહેવાય છે કે અફઘાનોને એ સગપણ પસંદ નહોતું.[૬૪] સૂબા મુસાખાન ફુલાદીએ બહેરામખાનની સારી મહેમાનગીરી કરી હતી, પરંતુ અફઘાનો એનાથી દબાતા નહોતા. પાટણના નિવાસ દરમ્યાન બહેરામખાન ત્યાંના બાગબગીચા અને સહસ્રલિંગ તળાવની સહેલ મારવા જતો હતો. સરોવરના બકસ્થલમાં એક સુંદર મંડપ હતો ત્યાં નૌકામાં સહેલ કરીને બહેરામખાન પાછો આવ્યો. કાંઠે ઊતરીને એ વાહનમાં બેસવા જતો હતો એવામાં એને માન આપવા આવતા હોય એમ ત્રીસથી ચાળીસ અફઘાનો આવ્યા. એમાંના એકે ખાનને પાછળ બરડામાં એવા બળથી ખંજર માર્યું કે એની અણી આગળ છાતીમાં બહાર આવી, ને ખાન મરણ પામ્યો. બીજાએ તરવારથી એનું માથું જુદું કરી નાંખ્યું.[૬૫] એનો મૃતદેહ ધૂળમાં પડેલો હતો ત્યાંથી કેટલાક ફકીરોએ ઉઠાવી શેખ હીસામની દરગાહમાં એને દફન કર્યો. તા. ૧૪ જમાદીઉલ અવ્વલ હિ. ૯૬૮–ઈ. સ. ૧૫૬૧ જાન્યુ-

---

પણ કુસંગ જે મનુષ્યજાતના દોષોમાં સર્વથી મોટો છે તેનાથી એ બગડયો હતો. ખરાબ સોબતીઓ એની વધારા પડતી ખુશામત કરતા તેથી તે પોતાના ગુણ જ ખરા કે ખોટા માત્ર જોતો, દોષ જોઈ શકાતો નહિ. એથી એની પડતી આવી.

૬૩: એ જ પૃ. ૨૦૦. બદૌની, પૃ. ૪૦. બદૌની લખે છે કે મુબારકખાને બહેરામખાનનું ખૂન કર્યું ને એના નામને (મુબારક) ન શોભે એવું એ કાર્ય હતું.

૬૪: અકબરનામા, ભા. ૨, પૃ. ૨૦૧-૨૦૩. તબકાત ઇલિયટ, ભા. ૫, પૃ. ૨૬૯. કાશ્મીરી કન્યાની વાત માત્ર અબુલફઝલે અકબરનામામાં જ લખેલી છે, બીજા બે ગ્રંથોમાં નથી.

૬૫: અકબરનામા ભા. ૨ પૃ. ૨૦૧-૨૦૨ અને નોંધ ૧. બદૌની પૃ. ૪૦માં કહે છે કે કાશ્મીરી કુટુંબ હાજીખાન અલવરી સાથે પાટણ નહોતું આવ્યું, પણ હાજીખાન પાટણમાં જ હતો. એણે અને સૂબા મુસાખાને બહેરામખાનને સારું માન આપ્યું, પણ સગપણ આ કોઇને પસંદ નહોતું. સત્કારવા છતાં સૂબો ખાનનું રક્ષણ ન કરી શકયો એનું કારણ આ હોય એમ ધારવામાં આવે છે. તબકાત ઇલિયટ ભા. ૫, પૃ. ૨૬૮-૬૯માં પાટણનું નામ હિંદીમાં નરા(Nara) છે. તળાવને માટે 'કોલાબી' શબ્દ વાપરે છે, ને 'સહસનક' સહસ્રલિંગ માટે પ્રસિદ્ધ છે. ત્યાં હજાર મંદિરના જેવું એક રાણામંડ (Ranamand) નામે મંદિર છે એમ લખે છે. આ સમજાય તેવું નથી.

આરી ૩૧ ને રોજ આ બનાવ બન્યો.[૬૬] એના શરીરને પાછળથી મશદ લઈ જઇને ત્યાં દફન કર્યું. મરણ સમયે એનું વય માત્ર ૩૬ વર્ષનું હતું. હજ કરવા જતી વખતનો ઈહરમ—હજનો ખાસ પોશાક એણે ધારણ કરેલો હતો.[૬૭] એના કુટુંબને મુશ્કેલીથી બહુ સંભાળપૂર્વક અમદાવાદ મોકલી દીધું.[૬૮] પાછળથી અકબરના હુકમથી એ લોકોને આગ્રામાં રહેવાનું નક્કી થયું. આ બહેરામખાનના પુત્ર અબ્દુર્રહીમ ખાનખાનાને ગૂજરાતના ઇતિહાસમાં જે ભાગ ભજવ્યો છે તે આગળ જોઈશું.

## સોળમી સદીનાં પાટણ અને સહસ્રલિંગની સ્થિતિ

સાંસ્કૃતિક દૃષ્ટિએ અહીં એક નોંધ લેવી જોઇએ કે પાટણમાં હિંદુ રાજપૂત રાજ્યના અંતને આ સમયે (૧૫૬૧) અઢી સદી વીતી ગઈ હતી. મુસલમાન રાજ્ય દૃઢ રીતે પગભર થઈ ગયું હતું. ગૂજરાતનું પાટનગર પાટણથી ફેરવાઇને અમદાવાદમાં સ્થપાયે પણ દોઢસો વર્ષ થઇ ગયાં હતાં. પાટણમાં અમદાવાદથી સૂબા નિમાતા. છેલ્લાં વીસ વર્ષ તો ટંટા બખેડા અને દોડાદોડીનાં જ ગયાં હતાં, છતાં બંદરનાં નગરો બાદ કરતાં પાટણ હજી પણ અમદાવાદથી બીજી પંક્તિનું શહેર રહ્યું હતું. અમદાવાદના બાદશાહો પાટણ વારંવાર જતા અને મુસલમાન વિદ્વાનોનું પણ એ કેન્દ્ર રહ્યું હતું. તે સાથે ૧૫૬૧ સુધી તો એ બાગબગીચાથી શોભતું રમ્ય શહેર હતું, અને ઉત્તર તરફથી દક્ષિણમાં બંદરો તરફ જતા પથિકોને આરામના થોડા દિવસ અહીં પસાર કરવાનું મન થાય એવું મનોહર પણ હતું. સહસ્રલિંગ તળાવ એ સમયે સારી સ્થિતિમાં હશે એમ પણ આ ઉલ્લેખ ઉપરથી સિદ્ધ થાય છે.

---

૬૬: અકબરનામા, ભા. ૨, પૃ. ૨૦૨-૩. કાસીમ અરસલાને કવિતામાં એના મરણની તારીખમાં શહીદ શુદ "મુહમ્મદ બૈરામ" એ શબ્દો લખ્યા છે તે ઉપરથી હિ. ૯૬૮ નીકળે છે.

૬૭: હજ કરવા જતાં પહેરવાના પોશાકને ઇહરામ કહે છે (બદૌની ભા. ૨, પૃ. ૪૧). તબકાત એકલા "મુહમ્મદ બૈરામ" શબ્દ લખે છે, પરન્તુ ઉપરનો ઉલ્લેખ ખરો છે. અકબરનામા અને મનતુખબુત્તવારીખમાં તારીખ કાઢી આપતી અને ઇહરામ પહેલાના વર્ણનનાં કાવ્યની થોડી લીટીઓ આપી છે. બદૌની પણ બહેરામખાનના ગુણોનાં વખાણ કરે છે, પરન્તુ અબુલફઝલ જે ખામીઓ લખે છે તે કારણથી અકબરને એના ઉપર અણગમો પેદા થયો.

૬૮: અકબરનામા, ભા. ૨, પૃ. ૨૦૨-૨૦૪. ખાનખાનાનના કુટુંબનો રસાલો અને સામાન અફઘાનોએ લૂંટી લીધાં. એમના કુટુંબને અમદાવાદ જતાં રસ્તામાં પણ તોફાનીઓએ સતામણી કરવી ચાલુ રાખી હતી, પરંતુ મુશ્કેલીઓ પડવા છતાં પણ કુટુંબ સલામત અમદાવાદ પહોંચ્યું. ત્યાં થોડો સમય રહ્યા પછી આગ્રા લઈ જવા વ્યવસ્થા થઈ.

એમાં હોડીમાં બેસી સહેલ મારી શકાય એટલું પાણી રહેતું હશે એમ પણ લાગે છે. તળાવની વચ્ચેના બકસ્થલ ઉપર કોઈ મંદિરની જગ્યાએ મુસલમાન સત્તાધીશોએ મંડપ કરાવ્યો હતો એમ સમજાય છે. પાણીમાં રહેલા આવા મંડપને મુસલમાન ફારસી લેખકો 'નિશિમન' કહેતા હતા.[૧૯]

### આ સમયના મુખ્ય અમીરો

સુલતાન અહમદ ત્રીજાના સમયમાં ખરી રીતે અમીરોનું રાજ્ય હતું એ આગળ કરેલાં વર્ણનો ઉપરથી સમજાશે. એમાં સૈયદ મુબારક બુખારીનું ચરિત્ર જોઈ ગયા. ઇતિમાદખાન સિવાય બીજા મોટા અમીરો પરદેશી હતા અને એમને પોતાનો અંગતસ્વાર્થ સચવાય તો ગૂજરાતની કે એના લોકોની કાંઇ પડી નહોતી. ઇતિમાદખાન પણ સ્વાર્થી હતો. એની સત્તા હજી લાંબી ચાલવાની હતી એટલે એનું વર્ણન આગળ કરીશું. ઇમાદઉલ્મુલ્ક અરસલાન અને રજબ ખુદાવંદખાન દક્ષિણ ગૂજરાતમાં અને ભરૂચ અને સુરતમાં સ્વતંત્ર જેવા હતા. એમનાં ચરિત્રમાં પણ અંગતસ્વાર્થ અને ખટપટ સિવાય ખાસ કાંઈ ન હોવાથી એમની વિસ્તૃત નોંધ લેવાની જરૂર નથી. તે જ પ્રમાણે ઉત્તર ગૂજરાતમાં શેરખાન, મુસાખાન, અને સૌરાષ્ટ્રમાં તાતારખાનની પણ ખાસ નોંધ લેવાની જરૂર નથી. ઇમાદઉલ્મુલ્કનો પુત્ર ચંગીઝખાન ભવિષ્યમાં મોટી પદવીએ ચડ્યો તેનું વર્ણન આગળ કરીશું. હબશી અમીરોમાં ત્રણ ઉલુઘખાન થઇ ગયા તેના ઉલ્લેખ કર્યા છે. તેમાં છેલ્લો ખયરતખાન મુહમ્મદ ઉલુઘખાન આગળ રાજ્ય ખટપટમાં સારો ભાગ લે છે. એ જ સમયે બિલાલનો પુત્ર જુઝારખાન પણ મોટો હબશી અમીર થયો. એ બન્નેનો ઉલ્લેખ પણ આગળના પ્રકરણમાં કરીશું. અકબરની ચડાઇ વખતે આ બધા અમીરોએ અગત્યનો ભાગ ભજવેલો છે એટલે આ પ્રકરણમાં એમના સામાન્ય ઉલ્લેખ સિવાય વિસ્તારને સ્થાન નથી. એ છેલ્લા મુહમ્મદ ઉલુઘખાનની સાથે ગૂજરાતના બહુમૂલ્ય અરબી ઇતિહાસના લેખક હાજી દબીરનો ઉલ્લેખ પણ કરવો જોઇએ. એનો પિતા મૂળ પાટણનો વતની સુલતાન બહાદુરના જનાના અને ખજાના સાથે મક્કા શરીફ ગયેલો. હાજીદબીર મક્કાથી ઇ. સ. ૧૫૫૫માં અમદાવાદમાં

વસ્યો, અને ૧૫૫૮માં ઉલુઘખાનની નોકરીમાં જોડાયો ને ૧૫૭૩ સુધી એની સાથે રહ્યો, એટલે અરબી ઇતિહાસમાં સૌથી વધારે હકીકત હબસીઓની અને ખાસ કરીને ઉલુઘખાનની આવે છે. મક્કામાં એ આસફખાન પાસે હતો અને ગૂજરાતમાં ઉલુઘખાન સાથે હતો તેથી એનું આખું નામ અબ્દુલ્લા મુહમ્મદ બીન સિરાજુદ્દીન ઉમર, અલ મક્કી, અલ આસફી, ઉલુઘખાની, એવું છે, પણ હાજી અદ્દબીરના નામથી એ પ્રસિદ્ધ છે.[૭૦]

### સીદી અલી રેઇસે ૧૫૫૪માં કરેલું ગૂજરાતનું વર્ણન

આ વખતે ઈ. સ. ૧૫૫૪માં સીદી અલી રેઇસ નામનો એક તુર્કીનો નૌકાસેનાપતિ ગૂજરાતમાં આવેલો તેની નોંધ રસમય હોવાથી અહીં લેવી જોઇએ. એ લેખક, કવિ, ગણિતશાસ્ત્રી અને ખાસ કરીને ભૂગોળ-ખગોળ તથા સમુદ્રને લગતા શાસ્ત્રનો ખાસ જાણકાર હતો. એનું 'અલ મુહિત'–'મહાસાગર' એ નામનું પુસ્તક એણે ઇ. સ. ૧૫૫૪માં અમદાવાદમાં લખીને પૂરું કર્યું એ સાંસ્કૃતિક દૃષ્ટિએ ઉપયોગી વાત છે. તુર્કીના એક કાફલાના સેનાપતિ તરીકે એ ઇરાની અખાતમાં આવેલો. મસ્કત આગળ ફિરંગીઓના કાફલાનો ભેટો થતાં સખત લડાઇ થઇ એમાં એ હાર્યો અને ગૂજરાતના

૭૦: હાજી દબીરના વડવાઓ ચૌદમી સદીના અંતમાં ઉત્તર હિંદથી પાટણમાં આવીને વસેલા, અને વિદ્યાનાં અધ્યયન અધ્યાપનમાં ખાસ રસ લેતા હતા, તથા લેખક પણ એ કુટુંબમાં થયા હતા. ગૂજરાત સલ્તનતની શરૂઆતથી આ રીતે તેઓ ગૂજરાતી થયા હતા. હાજીદબીરના પિતા સિરાજુદ્દીનને આસફખાને બહાદુરશાહનો જનાનો અને ખજાનો મક્કા લઇ જતી વખતે, પોતાના મુખ્ય કારભારી તરીકે સાથે લીધો હતો. આ ઇતિહાસ-લેખક હાજીનો એ વખતે મક્કામાં ઈ.સ. ૧૫૩૯માં જન્મ થયો હતો. ઈ.સ. ૧૫૫૫માં એ હિંદ પાછો આવ્યો હતો. આસફખાન જ્યારે ઇજિપ્ત તુર્કી વગેરે સ્થળે ગયો હતો ત્યારે સિરાજુદ્દીન આખા જનાના અને ખજાનાનો રક્ષક હતો. ખજાનો તથા જનાનો કબજે કરી લઇ લેવાનો ઇજિપ્તથી મક્કાના હાકેમ ઉપર હુકમ નીકળ્યો ત્યારે આસફ-ખાને એ રદ કરાવ્યો હતો. એ બધા સમાચાર મક્કામાં સિરાજુદ્દીનને મળ્યા ત્યારે એણે અને જનાનાની સ્ત્રીઓ તથા નોકરોએ જે વિષમ મનોદશામાં રાત્રિ ગાળી હતી તેનું વર્ણન એણે લેખકને કહેલું તે રસમય છે. ગૂજરાતની મીઠાઇઓ અને મુરબ્બાઓના થાળ એણે તે રાત્રિએ એક મજલીસમાં વહેંચેલા તેનું વર્ણન પણ કર્યું છે. વહાણ મારફતે ખાદ્ય ચીજો પણ દૂર દેશાવર જતી તે રસમય વાત, એ જમાનામાં તો, ગણી શકાય. આસફ-ખાનને સુલતાન મહમૂદ ત્રીજાએ ગૂજરાત પાછો તેડાવી લીધો ત્યારે એણે બધું સિરા-જુદ્દીનને સોંપ્યું હતું. આ બધું વર્ણન તથા લેખકની શૈલી વગેરેનું વર્ણન સર ડેનિસન રોસે અરબી ઇતિહાસના બીજા ભાગની પ્રસ્તાવનામાં કર્યું છે. તેમાં લેખકે પોતાના પિતા-એ કહેલી વાતનો ઉતારો આપ્યો છે. 'બહાદુરશાહનો જનાનો અને ખજાનો' એ મથાળાના લેખમાં, નવચેતન માસિકના ૧૯૫૩ની દિવાળીના અંકમાં મેં એ બધી વિગતો વિસ્તારથી આપી છે.

બસો તુર્કી તોપચીઓ સાથે ભરૂચ ઉપર ચડાઇ લઈ ગયો અને બળવાખોર નાસિરઉલ્મુલ્કને હરાવ્યો; એ પછી નાસિરઉલ્મુલ્ક મરણ પામ્યો. સુલતાને ભરૂચથી ખુદાવંદખાન અને કારાહસન જહાંગીરખાનને સુરત મોકલ્યા. અલી રેઇસનો આ અહેવાલ તવારીખોથી જુદો પડે છે, અને અહમદશાહ ત્રીજો લશ્કર લઇને ભરૂચ ઉપર ચડ્યો. એ હકીકત એની બીજી વિગતો જોતાં નવાઇ પમાડે એવી છે.[૭૪] પોર્ટુગીઝોએ ખુદાવંદખાનને દૂત દ્વારા કહેવડાવ્યું કે સુરત સામે અમારે કાંઇ લડવું નથી, પણ તુર્કી અમીરને અમને સ્વાધીન કરી દો. ખુદાવંદખાને એ બાબત સ્પષ્ટ ના પાડી. તુર્કી સૈનિકો દૂતને મારી નાખવાના હતા, પણ અલીએ પરદેશની ભૂમિ ઉપર કાંઇ સાહસ કરવાની મનાઇ કરી. સુરતમાં ઘણા મહિના રહેવાથી અને બે વર્ષનો પગાર ન મળવાથી તથા સરંજામ ખૂટી પડવાથી એનાં માણસો પણ કંટાળી ગયાં હતાં, એટલે એમને, જર્જરિત વહાણોના કાફલાને અને લશ્કરનો સામાન વગેરે ખુદાવંદખાનને વેચી દીધું. ઘણા તુર્કોએ ગૂજરાતમાં નોકરી સ્વીકારી લીધી, અને બે સરદારો તથા પચાસ માણસો સાથે દરિયાઇ રસ્તે ઇજિપ્ત જવું અશક્ય થવાથી, જમીનરસ્તે જવાનો નિશ્ચય કરી સુરતથી અમદાવાદ જવા ઊપડ્યા.[૭૫]

### સુરતથી અમદાવાદ જતાં જોયેલાં વડવાંદરાં ને વાગોળ

સીદી અલી રેઈસ સુરતથી ભરચ, વડોદરા, ચાંપાનેરને રસ્તે અમદાવાદ જવા ઊપડ્યો. રસ્તામાં એણે જે જે વિચિત્રતા જોઇ એનું વર્ણન કર્યું છે. નવાં વૃક્ષો જોયાં તેનું પણ વર્ણન કર્યું છે. તાડનાં ઝાડ, એમાંથી થતી તાડી અને તેનાથી ચડતા કેફનું વર્ણન કર્યું છે. કેટલાંક ઝાડ ઉપર ચાળીસ ઇંચ જેટલી લાંબી ને બે પાંખોવાળી વાગોળોથી એને આશ્ચર્ય ઊપજ્યું છે. રસ્તામાં વડના ઝાડની નવાઇ પણ એને લાગેલી અને જે વર્ણન કર્યું છે તે કબીર વડને લાગુ પડે છે. એની નીચે એક હજાર માણસો બેસી શકે એમ લખે છે. વડવાઇઓ ઉપરથી ઊતરી નીચે મૂળ બની જાય ને મંડપ જેવું થાય એ આશ્ચર્યથી વર્ણવે છે. હનુમાન લંગૂર–કાળા મોંનાં વાંદરાંનું પણ વર્ણન કર્યું છે.[૭૬] ચાંપાનેરથી મહેમદાવાદને રસ્તે અલી રેઇસ અમદાવાદ આવ્યો, અને ત્યાં સુલતાન અહમદ અને એના અમીરોને મળ્યો. ઇમાદઉલ્મુલ્ક એ વખતે

---

૭૪: આ તુર્કી અમલદાર અહમદશાહ માટે જે લખે છે, તે તવારીખો જોતાં માનવામાં આવે એવું નથી.

૭૫: એ જ, પૃ. ૪૮૨, ૪૮૫

૭૬: પ્રો કોમિ.નો ઇતિહાસ, પૃ. ૪૮૩

મુખ્ય વજીર હતો. તુર્કીના એલચી તરીકે એ સુલતાનને મળ્યો. સુલતાને એને ઘોડો, કેટલાંક ઊંટ અને મુસાફરી માટે નાણાંની મદદ કરી. અલી રેઇસ કહે છે કે એ વખતે પોર્ટુગીઝોનો એક દૂત પણ અમદાવાદ એનાથી વહેલો આવીને વજીરને મળ્યો હતો. એક વાર બધા મજલીસમાં બેઠા હતા અને ગરમાગરમ વાતચીત ચાલી રહી હતી. પોર્ટુગીઝ દૂતે તુર્કીના આ દૂતને સોંપવાની વજીર પાસે માગણી કરી. વજીરે એમ કરવાની સાફ ના પાડી. આ વાતોથી ગુસ્સે થયેલા અલીએ ફિરંગી દૂતને કહ્યું કે "ચૂપ રહે, તું મને અસ્તવ્યસ્ત કાફલાવાળો ગણી બોલે છે, પરંતુ ઈશ્વર કરશે તો અમારા બાદશાહ તને હોરમઝ અને ગોવામાં પણ હરાવશે." એ સાંભળી એ કાફર બોલ્યો કે "આજ પછી એક ઊડતું પક્ષી પણ હિંદના બંદરમાંથી બહાર નહિ જઇ શકે." તુર્કીનો દૂત જમીનરસ્તે જવાનો છે એ જાણી ફિરંગી દૂત બોલતો બંધ થયો.[૭૭] અલી રેઇસ સરખેજ થઇ મુસાફરીએ નીકળ્યો. સુલતાન અહમદે એને ભરૂચની સરદારી આપવા માંડી, પણ એણે તો સ્વદેશ જવાનો આગ્રહ ચાલુ રાખ્યો. રસ્તામાં સલામતી માટે એ સમયના રિવાજ પ્રમાણે બે ભાટ એમને આપવામાં આવ્યા. ભાટ લોકો પોતાના જીવને ભોગે, થોડા પૈસા વળાવાના કામ માટે લઇને રજપૂત તથા કોળીના હુમલાથી મુસાફરોને બચાવે છે તેનું અલી રેઇસે સારું વર્ણન કર્યું છે.[૭૮] પાટણ પહોંચ્યા પછી એ વખતે શેરખાન ફુલાદીના અફ્ઘાનો અને રાધનપુરના ફતેહખાન બલુચની તકરારોનું પણ એણે વર્ણન કરી ગૂજરાતની અશાંત રાજદ્વારી પરિસ્થિતિનો ખ્યાલ આપ્યો છે. કચ્છના રણને રસ્તે સિંધ થઇ લાંબે સમયે એ સ્વદેશ પહોંચ્યો એ વર્ણનને અહીં સ્થાન નથી.

## વાણિયા-અંગ્રેજી બનિયા-ઉપરથી વડ, બદનિયું અને બીજાં પડેલાં નામો : એનું સાંસ્કૃતિક મહત્ત્વ

અહીં વડના ઝાડનો ઉલ્લેખ છે તે ઉપરથી એ વૃક્ષનું આપણા સાંસ્કૃતિક ઇતિહાસમાં રસમય સ્થાન છે તેની નોંધ કરવી જોઇએ. વડનું ઝાડ હિંદનું

---

૭૭ : એ જ, પૃ. ૪૮૫. આ વાત પોર્ટુગીઝોનું સમુદ્ર ઉપરનું પ્રભુત્વ સૂચવે છે. આ વર્ણનમાં પ્રો. કોમિસેરિયેટ કબીરવડનું અને વાંદરાંનું વર્ણન ફોર્બ્સ઼ ઓરિયેન્ટલ મેમોઈર્સમાંથી ઉતારી આપે છે, અને પરિશિષ્ટમાં પણ આપે છે. જોન કપલૅન્ડે કરેલું વર્ણન પરિશિષ્ટમાં આપેલું છે. આ અઢારમી સદીના અંતસમયનું અને ૧૯મી સદીની શરૂઆતનું વર્ણન છે. એને અહીં સ્થાન નથી તેથી તેની નોંધ લીધી નથી.

૭૮ : ભાટના વળાવાનું વર્ણન અલી રેઇસે બરોબર કર્યું છે. સામાજિક પ્રકરણમાં એ જોઈશું. અહીં એણે ગૂજરાતને માટે વાણિયાની ભૂમિ land of Banians શબ્દ વાપર્યો છે.

એક ખાસ નમૂનેદાર વૃક્ષ છે. બહારના મુસાફરોને વડવાઇઓ બીજાં અનેક મૂળિયામાં ફેરવાઇ વૃક્ષને એક વિશાળ મંડપ જેવું બનાવે છે એ જોઇ આશ્ચર્ય થાય છે. એમાં વડને યુરોપિયનો–બનિયન–Banyan Tree–કહે છે તે વાત ખાસ અગત્યની ગણી શકાય. પશ્ચિમના દરિયાપારના મુસાફરો અને વેપારીઓ અરબી સમુદ્રના આપણા કિનારાના સંપર્કમાં ખાસ પહેલા આવે છે. અહીં વેપારના વ્યવહારમાં એ લોકો વાણિયાના સંપર્કમાં આવતાં હિંદુ વસ્તીને અને ખાસ કરીને વેપારી આલમને વાણિયા–બનિયા–એ નામથી ઓળખે છે. વાણિયાનું સ્થાન પણ સાંસ્કૃતિક દૃષ્ટિએ સામાજિક ઇતિહાસમાં ખૂબ જ અગત્યનું છે, અને વડના વૃક્ષ ઉપરાંત કેટલીક વસ્તુઓને એ નામ પરદેશીઓએ આપેલું છે એટલે એની નોંધ અહીં લેવી એ અગત્યનું છે.

આપણે વેપારી વર્ગને 'વાણિયા'ના સામાન્ય નામથી જાણીએ છીએ, અને એ શબ્દ ઘણો જૂનો છે. કેટલાક વિદેશી મુસાફરો હિંદમાં મુસલમાનોને મૂર (Moors) અને હિંદુઓને જેન્ટાઇલ્સ (Gentiles) કહે છે,[૭૯] પરંતુ પશ્ચિમ હિંદમાં આવેલા મુસાફરો હિંદુઓને ઘણે ભાગે વેપારીઓને મળીને જતા હોવાથી વાણિયા-બનિયા-કહે છે.[૮૦] આ વાત આજ સુધી પણ એટલે સુધી ચાલે છે કે પારસીઓ પોતે ગૂજરાતી હોવા છતાં, બીજા ગૂજરાતી હિંદુઓના ગાઢ સંપર્કમાં ન આવ્યા હોય તોપણ એમને બાનિયા કે વાન્યા કહે છે. એટલે જે લોકો ગૂજરાતની સામાજિક ગલીગૂંચીઓથી અનભિજ્ઞ છે તેમને મન આપણા પ્રાંતના લોકો–કહેવાતી હલકી વર્ણો સિવાય–વાણિયા જ લાગે છે. બંગાળ–ખાસ કરીને કલકત્તામાં પહેલાંના વખતમાં દલાલોને અને પેઢીના મુનીમોને બનિયા કહેતા હતા. આખા બંગાળમાં અનાજના વેપારીને પણ બનિયા કહેતા. પહેલાંના યુરોપિયન લેખકો પશ્ચિમ હિંદના હિંદુઓને સામાન્ય રીતે 'બન્યા' કહેતા એવા ઘણા ઉલ્લેખો મળે છે.[૮૧]

### વડ-"બનિયન ટ્રી"

પરંતુ વેપારી સમાજનું આ નામ અન્ય વસ્તુઓમાં શી રીતે આવ્યું? વડને બનિયન ટ્રી કહે છે તે માટે એમ કહેવાય છે કે ઇરાની અખાત ઉપર એક ઝાડની નીચે હિંદુ વેપારીઓએ એક મંદિર બાંધેલું તેથી એ વૃક્ષને

૭૯ : આચારવિચારમાં પોતાને બીજાથી ઊંચા માની અલગ રહી બીજાના સંસર્ગથી પોતાને દૂષિત માને એને જેન્ટાઈલ કહે છે.

૮૦ : અલી રેઈસ પોતે જ ગૂજરાતને વાણિયાની ભૂમિ–land of Banians કહે છે એ પાછળ જોયું, બારબોસા પણ બનિયા શબ્દ સોળમી સદીની શરૂઆતમાં વાપરે છે.

૮૧ : એન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકા, ૧૪મી આવૃત્તિ: Banya શબ્દ.

યુરોપિયનોએ પહેલું જ 'બનિયન ટ્રી' નામ આપ્યું.[૮૨] બીજો મત એવો છે કે વડનાં મોટાં ઝાડ મેળાઓ માટે યોગ્ય સ્થળ હોવાથી પ્રાસંગિક બજારો એવાં વૃક્ષો નીચે ભરાતાં. એ કારણથી એમાં વાણિયા ભેગા થતા હોવાથી વડને "બનિયન" નામ અપાયું. યુરોપિયનો હિંદમાં સૌથી પહેલા પશ્ચિમ હિંદની આપણી ભૂમિ ઉપર આવ્યા અને એમના દેશમાં ન દેખાતું વડનું વિચિત્ર ઝાડ આ ભૂમિ ઉપર જોયું તેથી બનિયા-વાણિયાના દેશનું ખાસ વૃક્ષ ગણી કદાચ એ નામ આપ્યું છે. આમાંથી ગમે તે કારણ હોય છતાં એ નામ વાણિયા શબ્દ ઉપરથી પાશ્ચાત્યોએ આપેલું છે એટલું તો ચોક્કસ છે અને એ દૃષ્ટિએ એનું મહત્ત્વ પણ છે.

## બંડી-પાંજરાપોળ વગેરે

બીજી એક વાત ધ્યાનમાં લેવા જેવી એ છે કે આપણે હાલમાં જેને ટૂંકી બાંયનું ગંજીફરાક-કહીએ છીએ તેને માટે 'બનિયન' શબ્દ એન્ગ્લો ઇંડિયનો વાપરે છે. વિદેશી પાશ્ચાત્યોએ આપણી ભૂમિમાં આવી બંડી કે કેડિયું પહેરતા હિંદુઓને જોયા હોય એટલે એવા પહેરવાના વસ્ત્રને બનિયન નામ આપ્યું હોય.[૮૩] એ માટે આપણામાં 'બંડી' શબ્દ પણ સૂચક છે અને શબ્દશાસ્ત્રીઓએ એનું મૂળ જોવું જોઇએ. બીજું અંગ્રેજ નૌકાસૈન્યમાં ખારવાઓને જે ખોરાક આપવામાં આવતો તેમાં અઠવાડિયામાં બે દિવસ માંસ આપવામાં આવતું નહિ. હિંદુ વેપારીઓની લાગણી ખાતર આમ કરવામાં આવતું અને એ દિવસને Baniyas days–બનિયાના દિવસો–વાણિયાના દિવસો કહેતા.[૮૪] તે સાથે બીજી નોંધ લેવા લાયક એ વાત છે કે પાંજરાપોળને વિદેશી પાશ્ચાત્યો 'બન્યાની ઇસ્પિતાલ–Baniyas Hospital' મશ્કરીમાં કહેતા.[૮૫] આ બે છેલ્લા પ્રયોગો જૈન વેપારી વાણિયાઓને ઉદ્દેશીને હશે. જો કે ગૂજરાતનો વેપારી ગમે તે સંપ્રદાયનો હશે તોપણ અહિંસક જ છે. બારબોસા વગેરે મુસાફરોનાં વર્ણનો જોતાં એમાં હિંદુ બનિયાનું વર્ણન જૈનોના સામાજિક રિવાજોને લાગુ પડે છે. આ બધું જોતાં વાણિયા-બનિયા Baniyas શબ્દ સાંસ્કૃતિક દૃષ્ટિએ કેટલો મહત્ત્વનો છે તે સમજાશે.

---

૮૨: એ જ, બનિયા શબ્દ.

૮૩: એ જ, બનિયા શબ્દ. એન્સાઇક્લોપીડિયાના આ ઉલ્લેખ સાથે એક બીજો સંભવ નોંધવાની જરૂર છે. તે એ કે સુરત બાજુ અંદર પહેરવાની ટૂંકી બંડીને બદનિયાન કહે છે. તે પરથી તો બનિયન શબ્દ નહિ પડ્યો હોય! ભાષાશાસ્ત્રીઓને આ વિચાર કરાવે એવી વાત છે.

૮૪: એ જ, બનિયા શબ્દ.

૮૫: એ જ, બનિયા શબ્દ. એમા animal Hospital ને 'બનિયા હૉસ્પિટલ' કહે છે એમ લખે છે. એ જ પાંજરાપોળ.

# પ્રકરણ આડત્રીસમું

## સુલતાન મુઝફ્ફર ત્રીજો

### ગૂજરાતનો છેલ્લો સુલતાન

#### ઇતિમાદખાને એક છોકરાને મુઝફ્ફર નામ આપી ગાદીએ બેસાડયો

સુલતાન અહમદ ત્રીજાને પણ કોઇ વારસ નહોતો, એટલે ઇતિમાદખાને એક નાનુ કે નથુ નામના છોકરાને[1] મહમદ ત્રીજાનો પુત્ર છે એવું સોગંદ ખાઇને કહ્યું અને એને મુઝફ્ફરશાહ ત્રીજો નામ આપીને હિ. સ. ૯૬૯માં ગૂજરાતની ગાદીએ બેસાડયો. સુલતાન નાની ઉમ્મરનો હતો એટલે એને નજરકેદ જેવો રાખીને પોતે રાજ્યની બધી સત્તા હાથમાં લીધી. ગત સુલતાન અહમદને ઇતિમાદખાને મારી નાંખ્યો હતો એટલે એનું આ કાર્ય પણ અમીરોને પસંદ પડયું નહિ. જુઝારખાન અને ઉલુઘખાન હબસી સિવાય બીજા અમીરો અંદરથી ઇતિમાદખાન સાથે નારાજ થયા.[2] ગૂજરાતના જિલ્લાઓના ફરીથી ભાગ પાડવાનો સમય આવ્યો. લડાઇઓ, ટંટા અને બખેડા ગયા સુલતાનના સમયમાં હતા તેનાથી પણ વધારે થયા. આ સુલતાનનો સમય શહેનશાહ અકબરની ગૂજરાત ઉપર સવારી અને ગૂજરાત મુઘલ સામ્રાજ્યનો એક ભાગ બની ગયું તે બધી બીનાઓ સાથે સંકળાયેલો છે. ગૂજરાતના મોટા અમીરોમાં એકાદ અપવાદ સિવાય કોઈ પ્રતિભાસંપન્ન અમીર

---

૧: ફારસી ઇતિહાસગ્રંથો આ નામ જુદી જુદી જોડણીથી લખે છે. તબકાતે અકબરી (પૃ. ૩૯૭) નનું લખે છે. બીજી નકલમાં તનું લખે છે. તારીખે ગુજરાત નટ્ટુ લખે છે. એ ગ્રંથ એવી વાત પણ લખે છે કે એનો પિતા ગોવાળ જાતિનો હતો અને માતાને મહમૂદે જનાનામાં રાખી હતી. તેનું શું કરવું તે નક્કી થતાં પહેલાં નથુનો જન્મ થયો, એટલે એ માત્ર સુલતાનના જનાનામાં જન્મેલો એટલું જ. તબકાત એની માતાનું નામ જારિયા લખે છે અને એ સુલતાનના જનાનામાં હતી એમ પણ કહે છે. ફિરિસ્તા હબ્બુ નામ આપી એ હબીબનું ટૂંકું રૂપ છે એમ લખે છે. સિકંદરી કહે છે કે ઇતિમાદખાને પાક કુરાનના સોગંદ ખાઈ અમીરોને કહ્યું કે નથુની માને સુલતાનના મરણ વખતે દિવસ હતા, અને એણે પાછળથી આ છોકરાને જન્મ આપેલો. એ જ ઇતિમાદખાન પાછળથી ફરી ગયેલો કે નથુ કે નનું સુલતાન મહમૂદનો પુત્ર નથી. બધું જોતાં ઇતિમાદખાને કોઈ ગમે તેવાને ગાદીએ બેસાડી પોતાની સત્તા કાયમ રાખવા રજવાડામાં ઘણી વાર બનતું તેમ આ જાતની ખટપટ કરેલી. ગૂજરાત સલ્તનતના છેલ્લા બે સુલતાનો અને ખાસ કરીને આ છેલ્લા સુલતાનનો વારસો સ્પષ્ટ નથી.

૨: મિરાતે સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૨૪

રહ્યો નહોતો. ઇતિમાદખાન મુખ્ય અમીર અને રાજ્યનો કુલમુખત્યાર હતો છતાં હલકી વૃત્તિનો, હિંમત વિનાનો, ડરકણ અને ખટપટી હતો એટલે આ છેલ્લા સુલતાનના સમયમાં, અકબરના રાજ્યની વ્યવસ્થા દૃઢ રીતે સ્થપાતાં પહેલાં, દેશમાં શાંતિ રહી નહિ, લોકોને લશ્કરની દોડાદોડીથી પુષ્કળ ત્રાસ પડ્યો, વેપાર ઘટી ગયો. આવા વિષમ સંજોગોમાં શરૂઆતમાં અમીરો સાથે અને પછીથી વર્ષો સુધી અકબર જેવા મોટા બાદશાહ સાથે મુઝફ્ફરે જે સામનો કર્યો તેનો યશ એ સુલતાનને આપવો કે ગૂજરાતના લોકોને આપવો એ નક્કી કરવું મુશ્કેલ છે.

## આ સમયના ઇતિહાસ માટેની સામગ્રી

આ સમયને માટે મુસલમાન તવારીખોનાં જેવાં અને જેટલાં સાધનો મળી આવે છે તેટલાં વિગતવાળાં બીજા કોઈ સમય માટે મળતાં નથી. અકબરે ગૂજરાતમાં જે ભાગ ભજવ્યો તે જોતાં એના સમયની તવારીખોમાં પણ વિગતવાર વર્ણન મળી આવે છે. આ વખતના બધા ઇતિહાસગ્રંથો લગભગ સમકાલીન કહેવાય એવા છે, છતાં વિગતોમાં એઓનામાં કાંઇ ને કાંઇ ફેર અને ગૂંચવાડો માલૂમ પડે છે. મિરાતે સિકંદરી, તબકાતે અકબરી, તારીખે ગૂજરાત, ઝફરૂલવાલેહ, તારીખે ફિરિસ્તા, મનતુખબુત્તવારીખ, અકબરનામા, એ બધા ગ્રંથો સમકાલીન છે. એમાં ત્રણના લેખકોએ તો આ સમયના બનાવોમાં જાતે સક્રિય ભાગ લીધેલો છે. એમાં સિકંદરીના લેખકે અને એના પિતાએ ગૂજરાતના ખાસ વતની તરીકે લીધેલા ભાગને કારણે વિશ્વસનીય ગણાય એવું લખાણ કર્યું છે. આમ છતાં એમણે નાની વિગતોને મોટું રૂપ આપી કેટલીક ગૂંચવણ પણ ઊભી કરી છે અને એમની રીત પ્રમાણે સૈયદ મીરાં અને સૈયદ હામીદના વર્ણનમાં ઝીણામાં ઝીણી વિગતો આપી છે. એ જ પ્રમાણે ઝફરૂલવાલેહનો લેખક ઉલુઘખાન હબસીની નોકરીને લીધે એ લોકો-ની વિગતો વધારે આપે છે. અકબરનામામાં અબુલફઝલ અલંકારયુક્ત ખુશા-મતમાં તણાય છે, અને બદાઉની મનતુખબુત્તવારીખ, તબકાત તથા અબુલ-ફઝલમાંથી તારવણી કરે છે. તબકાતે અકબરીનો લેખક ખાજા નિઝામુદ્દીન અહમદ ગૂજરાતનો બક્ષી હોવાથી અને અકબરના સમયની મુઝફ્ફર સાથેની લડાઇઓમાં પોતે ભાગ લીધેલો હોવાથી સ્પષ્ટ અને ગૂંચવણ વિનાનું લખાણ કરે છે તે ખાસ નોંધપાત્ર છે.[3] આ સમયમાં અમીરોની અને અકબરના લશ્કરની દોડાદોડીમાં સામાન્ય પ્રજાને તો ખૂબ સહન કરવું પડ્યું છે, તેથી

૩: આ પરિસ્થિતિ હોવાથી તબકાતે અકબરીના લખાણને યોગ્ય ગણી જ્યાં બીજા ગ્રંથોમાંથી નોંધવા યોગ્ય કે ફેરવાયું જણાય ત્યાં ઉલ્લેખ કરી અહીં લખાણ કર્યું છે.

હિંદુ પ્રજાની કોઈ ખાસ નોંધ પ્રાપ્ત થતી નથી. હિંદુઓએ પ્રવૃત્તિઓ સંકોચીને સમયને અનુકૂળ રહી જેના હાથમાં ડંડો તેને નમસ્કાર કરીને જીવન ગાળ્યું છે એવું સમજાય છે.

### ગૂજરાતના ફરી પડેલા ભાગલા

હવે ઇતિમાદખાનના હાથમાં મધ્યસ્થ સરકારની બધી સત્તા મુખ્ય વજીરના જેવી ચાલુ રહી અને એણે મસનદે આલીનો ખિતાબ ધારણ કર્યો.[૪] આમ છતાં બધા અમીરોએ ગૂજરાતની ફરી વહેંચણી કરી એમાં ઇતિમાદખાનની સર્વોપરી સત્તા તો માત્ર નામની જ હતી. ઉત્તર ગૂજરાતનો પાટણ અને કડીનો વિભાગ શેરખાન અને મુસાખાન ફુલાદીએ લીધો. રાધનપુર થરાદ મુંજપુર બાજુનો ભાગ ફતેહખાન બલુચને મળ્યો. ઇતિમાદખાનની પોતાની પાસે સાબરમતી અને મહીની વચ્ચેનો ભાગ રહ્યો. એમાંથી એને બીજા કેટલાક ગૂજરાતી અમીરોને થોડા ભાગ આપવા પડ્યા. ધોળકા તથા ધંધુકા સૈયદ હામીદ બુખારીને મળ્યા. ભરૂચ, સુરત, નાંદોદ, ચાંપાનેર એ બધો ભાગ ઇમાદઉલ્મુલ્કના પુત્ર ચંગીઝખાન પાસે ચાલુ રહ્યા.[૫] એમાં ચંગીઝખાનના બનેવી રુસ્તમખાને[૬] ભરૂચ પોતાની પાસે રાખ્યું. સૌરાષ્ટ્રનો ભાગ અમીનખાન ઘોરી પાસે રહ્યો અને એ અમીર ગૂજરાતી અમીરોની ખટપટથી અલગ રહેવા લાગ્યો. આ બધા અમીરો પોતપોતાની હદમાં સ્વતંત્ર જેવા જ હતા. અમદાવાદમાં ઇતિમાદખાનના હાથમાં નજરકેદી જેવો સુલતાન મુઝફ્ફર માત્ર નામનો બાદશાહ હતો. આ પ્રમાણે ગત સુલતાનના સમયમાં ગૂજરાતની જે દુર્દશા ચાલુ થઈ હતી તે હવે વધારે ઉગ્ર સ્વરૂપમાં થઈ.

### ઇતિમાદખાન અને ફુલાદીઓ વચ્ચે લડાઈ

હવે નાના નાના ઝગડાઓ કરી આ બધા અમીરોએ લડાઇઓ કરવા માંડી એનું વિસ્તૃત અને વિગતવાર વર્ણન સિકંદરી વગેરે તવારીખોમાં આપેલું છે. એ બધું કંટાળાભરેલું છે અને ઉપયોગી પણ નથી, તેથી એની વિગતમાં અહીં ન ઊતરતાં મુખ્ય બનાવોની નોંધ લઈશું. પાટણના ફુલાદી અફ-

---

૪: તબકાતે અકબરી: પૃ. ૩૯૮, ૪૦૧. આ ઉપનામ ખાસ તબકાતમાં મળે છે.

૫: એ જ, પૃ. ૩૯૮. સૌરાષ્ટ્રમાં તબકાત અમીનખાન ઘોરી લખે છે જ્યારે સિકંદરી તાતારખાન ઘોરી લખે છે.

૬: એ જ, પૃ. ૩૯૮. આ રુસ્તમખાનની બાબતમાં ગોટાળો લાગે છે. પ્રો. કોમિ. એને ચંગીઝખાનનો પુત્ર કહે છે, પણ તેનો આધાર આપ્યો નથી. અરબી ઇતિહાસમાં લખાણ ગૂંચવણવાળું છે. તબકાત ઉપર મુજબ સ્પષ્ટ લખે છે. એ વધારામાં લખે છે કે એ કડક સ્વભાવનો હતો અને કદી હસતો નહોતો, મશ્કરીને ધિક્કારતો. (અરબી ઇતિહાસ).

ધાનો અને રાધનપુરના ફતહખાન બલુચ વચ્ચે ઝગડો શરૂ થયો. ફતહખાને આ બાબત ઇતિમાદખાનને ફરિયાદ કરી, એટલે એ મોટું લશ્કર લઇ પાટણ ઉપર ચડી આવ્યો. અફઘાનો પાટણના કિલ્લામાં રહી લડવા લાગ્યા અને શેરખાને સુલેહ માટે કહેણ મોકલ્યું; પણ ઇતિમાદખાને એ કબૂલ રાખ્યું નહિ. એટલે પાટણના ઘેરાયેલા લશ્કરમાંથી કેટલાક અફઘાનો મરણિયા થઈ નીકળ્યા અને તેમની પાછળ શેરખાન મુસાખાન પણ જે લશ્કર હતું તે લઇને નીકળ્યા. એ લોકોએ અમદાવાદના મોટા લશ્કર ઉપર જોરદાર હુમલો કરવાથી ઇતિમાદખાન પાછો હઠીને અમદાવાદ ગયો.[૭] એ પછી હાજીખાન નામનો માણસ ઇતિમાદખાનની નોકરીમાં હતો તેની કડી પરગણામાં જાગીર હતી તે માટે ફરી ઊંચાં મન થતાં હાજીખાન ફુલાદીઓ સાથે જોડાયો અને એ લોકોએ લડાઇ માટે હિલચાલ કરવા માંડી. ઇતિમાદખાન ફરીથી તૈયારી કરી લશ્કર લઈ આવ્યો. જોટાણા પાસે લડાઈ થઈ એમાં એ હાર્યો એટલે ભરૂચ ચંગીઝખાન પાસે જઇને એની મદદ માંગી. બધા જોટાણા પાસે ફરી મળ્યા અને ઘણી વાટાઘાટને અંતે સંધિ થઈ એમાં ઇતિમાદખાને હાજીખાનની જાગીર આપી દીધી![૮]

### ચંગીઝખાનની ખાનદેશ ઉપર ચડાઇ અને હાર

દક્ષિણ ગૂજરાત ઉપર સત્તા ભોગવતા ચંગીઝખાનને હવે ગૂજરાતમાં સર્વોપરી થવાની ઇચ્છા થઇ. એણે ઇતિમાદખાન સાથે પત્રવ્યવહાર કર્યો. એમાં સુલતાન મુઝફ્ફરને સુલતાન મહમૂદના પુત્ર તરીકે નામનો ગાદીએ બેસાડી તમે તેની પાછળ જ આસને બેસો છો, તમે તથા ગૂજરાતના બધા અમીરો સરખા હોઈ તમારે પણ સુલતાનને નમવુ જોઇએ, વગેરે વચનો લખ્યાં. ઇતિમાદખાને એનો ઉત્તર આપ્યો કે સુલતાનને અમીરોની સામે સોગંદ ખાઇને મેં ગાદીએ બેસાડ્યો છે. એ વખતે તમે તો માત્ર બાળક હતા. તમારા પિતા ઇમાદઉલ્મુલ્ક હયાત હોત તો આ વાત જાણતા હોત અને મજલીસમાં સુલતાન સાથે ક્યાં બેસવું એની પણ સાક્ષી પૂરત. સુલતાન આપણા બધાનો બાદશાહ છે એટલે તમારે એની નોકરીમાં તાબે રહેવું જોઇએ.[૯] પાટણ શેરખાન ફુલાદીને આ પત્રવ્યવહારની ખબર પડતાં એણે ચંગીઝખાનને સંદેશો મોકલ્યો કે મસનદે આલી ઇતિમાદખાન

૭: એ જ, પૃ. ૩૯૯-૪૦૦; સિકંદરી, ગુ. ભા પૃ. ૪૨૪-૨૫

૮: એ જ, પૃ. ૪૦૦; સિકંદરી, પૃ. ૪૨૭-૨૮. બન્ને ગ્રંથોમાં વિગતોમાં થોડો ફેર છે, પણ તે નોંધપાત્ર નથી.

૯: એ જ, પૃ. ૪૦૦-૪૦૧

સાથે વેર બાંધવાની ઉતાવળ તમારે ન કરવી જોઇએ. શેરખાન અને ચંગીઝખાન વચ્ચે થોડા સમયથી સારો સંબંધ બંધાયો હતો. બધાની અંદરખાનેથી ઇતિમાદખાનને ઉખેડી નાંખવાની ઇચ્છા હતી, પરન્તુ ઇતિમાદખાનની રાજદ્વારી કુનેહ અને અમીરોને એકબીજા સામે લડાવવાની નીતિથી પરિસ્થિતિ લંબાતી હતી. ચંગીઝખાન વીર પુરુષ હતો, અને રાજખટપટમાં બહુ નિષ્ણાત નહોતો, એ વાતનો લાભ ઇતિમાદખાને લીધો. ચંગીઝખાને વડોદરા આવીને ઇતિમાદખાનને લખ્યું કે મારી જાગીર પૂરતી નથી અને એમાં વધારો થવો જોઇએ. ઇતિમાદખાને ઉત્તરમાં સારી ભાષામાં લખી જણાવ્યું કે બુરહાનપુર તથા નંદરબાર મૂળથી ગૂજરાતના ભાગ હતા. ખાનદેશના સુલતાને એ ભાગ ખાલસા કર્યા છે તે આપણે પાછા મેળવવા જોઇએ. એટલે જો તમે એ જીતી લેશો તો તમારી. જાગીરમાં એટલો વધારો થશે. ચંગીઝખાનને આવી વાત કરવામાં ઇતિમાદખાનની દાનત સારી નહોતી અને જેમતેમ કરી એને દૂર કરવો હતો, અને જો ખાનદેશ સાથેની લડાઈમાં હારે તો એક શત્રુ ઓછો થાય એમ એ સમજતો હતો. ભોળો ચંગીઝખાન આ કાવાદાવા ન સમજ્યો અને છેતરાયો, ભરૂચથી મોટું લશ્કર લઈ એ દક્ષિણ તરફ ઊપડયો અને નંદરબારનો કબજો લીધો, પણ એટલેથી સંતોષ ન પામતાં એણે પાલનેર ઉપર ચડાઈ કરી. એમાં મીરાં મુબારકશાહના પુત્ર મીરાં મુહમ્મદશાહ સાથે મોટી લડાઈ થઈ. એમાં ચંગીઝખાન હારી ગયો. એના લશ્કર તથા સરંજામની ખુવારી પણ ભારે થઈ. ઇતિમાદખાનનો હેતુ આ રીતે સફળ થયો. ચંગીઝખાન ભરૂચ તરફ નાસી ગયો.[૧૦]

**ઇતિમાદખાનને નસાડી ચંગીઝખાને ગૂજરાતની સત્તા લીધી (૧૫૬૬)**

ઉપર જોયું તેમ ગૂજરાતમાં અફઘાનો, તુર્કો (રૂમીઓ) અને હબસીઓ વગેરે પરદેશીઓ જોરમાં આવ્યા હતા. એમાં હવે એક નવું તત્ત્વ ઉમેરાયું. ઉત્તર હિંદમાં અકબર બાદશાહની સામે બળવો કરી એના સગાઓ—મિરઝાંઓ ગૂજરાતમાં નાસી આવ્યા. આ વખતે ગૂજરાતમાં વાતાવરણ જ એવું હતું કે જે જોર કરીને આગળ પડે તેને જે જોઇએ તે મળતું. ઉત્તર ગૂજરાતમાં અફઘાન ફુલાદીઓ સાથે એમને ફાવ્યું નહિ, એટલે ત્યાંથી એ લોકો

૧૦: તબકાતે અકબરી, પૃ. ૪૦૦-૪૦૩. આ જાતના બંને વચ્ચે સંદેશા તબકાતમાં આપેલા છે. સિકંદરીમાં બહુ ફેર છે. ચંગીઝખાન બહાદુર છતાં આ લડાઇમાં વ્યૂહરચનામાં હાર્યો હોય એમ લાગે છે. ઇતિમાદખાન પાસેથી એણે મદદની આશા રાખી હશે, પણ એમાં એ છેતરાયેલો હોવાથી કાંઈ વળ્યું નહોતું. તબકાત તો લખે છે કે લશ્કર અને સરંજામ મૂકીને ચંગીઝખાન ભરૂચ ચાલ્યો ગયો, પણ એ અતિશયોક્તિ હશે.

ધોળકામાં સૈયદ હામીદ પાસે આવ્યા. એ પછી ચંગીઝખાને એમને બોલાવ્યા એટલે ભરૂચ જઈને રહ્યા.[૧૧] મિરઝાંઓની સહાય આવી મળવાથી ચંગીઝખાનના મનમાં ઇતિમાદખાનને ઉખેડી નાંખવાની ઇચ્છા ફરી જન્મી. પાલનેર આગળ ખાનદેશના સુલતાને એની જે દુર્દશા કરી હતી એમાં ઇતિમાદખાનનો હાથ હતો એ વાત હવે એના જાણવામાં આવી હતી, એટલે એણે ઇતિમાદખાનને સંદેશો મોકલ્યો કે "ખાનદેશના યુદ્ધમાં તમે મને મદદ ન મોકલી તેથી હાર થઈ. હવે સુલતાનને નમન કરવા હું અમદાવાદ આવું છું એ વખતે બન્નેનાં લશ્કરો ભેગાં થાય તો ઝઘડો થઈ જાય માટે તમે તમારી જાગીરમાં જશો. સુલતાન પણ એથી પોતાના બાપદાદાના રાજ્ય ઉપર સ્વતંત્રતાથી અમલ કરી શકશે." ચંગીઝખાન મહમૂદાબાદ પાસે પોતાના લશ્કર સાથે આવીને પડ્યો હતો. આ બાજુથી ઇતિમાદખાન લશ્કર લઈને સુલતાન મુઝફ્ફરને રાજછત્ર સાથે આગળ કરીને લડવા નીકળ્યો. એણે વટવા આગળ પડાવ નાંખ્યો, અને પછી ખારી નદીને કાંઠે લશ્કર ગોઠવ્યું. ચંગીઝખાન મહમૂદાબાદથી આવી પહોંચ્યો. કેટલીક નાની મોટી લડાઈઓ થઈ એમાં ચંગીઝખાનનો વિજય થયો. ઇતિમાદખાન સુલતાન મુઝફ્ફરને સાથે લઈ મોડાસા થઈ ડુંગરપુર તરફ નાસી ગયો. મિરઝાંઓએ આ વખતે ચંગીઝખાનને સારી મદદ કરી હતી.[૧૨] ઇતિમાદખાને આ વખતે અકબરને ગૂજરાત ઉપર ચડાઈ કરવા લખ્યું.

### ચંગીઝખાન ગૂજરાતના રાજ્યાસને

વિજયી ચંગીઝખાને હવે અમદાવાદમાં પ્રવેશ કર્યો. ઇતિમાદખાનના મહેલમાં મુકામ રાખીને એ રાજમહેલમાં સુલતાનના તખ્ત ઉપર બેઠો.[૧૩]

---

૧૧: એ જ, પૃ. ૪૦૩. ચંગીઝખાને મિરઝાંઓને ભરૂચ પાસે જાગીરો આપી.

૧૨: એ જ, પૃ. ૪૦૩-૪૦૪. તબકાતમાં જુઝારખાન વગેરે હબસીઓ મુઝફ્ફરને લઈ અમદાવાદ ગયા અને પછી એ ઇતિમાદખાન પાસે ગયો એમ લખે છે. સિકંદરી (પૃ. ૪૩૧) ઇતિમાદખાન મુઝફ્ફરને લઈને મોડાસા ગયો એમ લખે છે. સિકંદરી ગુ. ભા. પૃ. ૪૨૯-૩૧માં આ લડાઈનું બહુ વિગતથી વર્ણન આપ્યું છે. તેમાં તબકાત કરતાં થોડો ફેર પણ છે. સૈયદ હામીદ બુખારી ચંગીઝખાનની સામે હતા એમ એ લખે છે. વર્ણનમાં ઇતિમાદખાન હાર્યો અને ચંગીઝખાન જીત્યો એમ કબૂલ કરવા છતાં એક નાની લડાઈમાં સૈયદ હામીદે ચંગીઝખાનને હરાવ્યો એમ પણ લખે છે. એ છૂટા પડેલા લશ્કરનું કોઈ નાનું છમકલું હોવું જોઈએ. સૈયદની બહાદુરીનું વર્ણન પણ વિગતથી કરે છે. ફિરિસ્તા ઇતિમાદખાન નડિયાદ સુધી આવેલો અને ડરીને પાછો ગયો એમ લખે છે.

૧૩: તબકાતે અકબરી, પૃ. ૪૦૫. એમાં ઇતિમાદખાનના મહેલમાં રહ્યો એમ લખે છે, જ્યારે સિકંદરી ગુ. ભા. પૃ. ૪૩૨માં સુલતાનના તખ્ત પર બેઠો એમ લખે છે. એ પોતાના ઘરમાં નથી રહ્યો એ સ્પષ્ટ છે.

આ વખતે ઉત્તર ગૂજરાતના શેરખાન સિવાય બધા અમીરોએ એને નમન કરી એની સત્તાનો સ્વીકાર કર્યો. એણે પોતાના માણસોને ઉદાર બક્ષિસો આપી. શેરખાન ચંગીઝખાન સામે વાંધો ઉઠાવી અમદાવાદની આસપાસનો મુલક સુલતાનની ખાનગી મિલકતમાં ગણાતો હતો તે પડાવી ન લેવો જોઇએ એમ કહેવડાવી લશ્કર સાથે પાટણથી કડી આવ્યો. ચંગીઝખાનને એ સમયે શેરખાન સાથે વેર કરવું ઠીક ન લાગવાથી સંધિ કરી અને છેક સાબરમતીના ઉત્તર કિનારાનો ભાગ શેરખાનને આપ્યો. આમ થવાથી અમદાવાદ શહેરનાં ઉસમાનપુર ખાનપુર વગેરે સામા કાંઠાનાં પરાં શેરખાનના તાબા નીચે આવ્યાં.[૧૪] મિરઝાંઓએ ચંગીઝખાનને ઇતિમાદખાનને હરાવી અમદાવાદ તાબે કરવામાં સારી સહાય કરી હતી અને એના બદલામાં ભરૂચ તરફનો ફળદ્રુપ પ્રદેશ એણે એમને આપ્યો હતો તે હવે મિરઝાંઓને ઓછો પડવા લાગ્યો અને અસંતોષનાં બીજ રોપાયાં. કેટલાક ખટપટી અને લડાઇ કરાવવામાં સ્વાર્થ સાધનારા લોકો મિરઝાંઓ પાસે ભેગા થવા લાગ્યા. આ સમાચાર ચંગીઝખાનને મળ્યા ત્યારે એણે એમની સામે લશ્કર મોકલ્યું. આ લશ્કરમાં ઘણા હબસીઓ અને ગૂજરાતીઓ હતા. મિરઝાંઓએ આ લશ્કરમાં ઘણાને મારી નાખ્યા અને કેટલાકને પકડ્યા, પણ છેવટે ગૂજરાતમાં રહેવાને બદલે એ લોકો ખાનદેશ તરફ ચાલ્યા ગયા.[૧૫] એ પછી એમની હકીકત અકબરની ચડાઈ સાથે સંબંધ ધરાવતી હોવાથી એ વખતે વર્ણન કરીશું.

### ખાનદેશના સુલતાનની ગૂજરાત ઉપર ચડાઇ અને ચંગીઝખાને એને હરાવ્યો

મિરઝાંઓના દક્ષિણ તરફ જતાં પહેલાં ચંગીઝખાનને એમણે કરેલી મદદનો સામાન્ય ઉલ્લેખ કરવો જોઈએ. ખાનદેશનો મીરાં મુહમ્મદશાહ ચંગીઝખાન ઉપર પહેલાં મેળવેલી જીતથી, અને ઇતિમાદખાને એને ચંગીઝખાન સામે ઉશ્કેરવાથી ગૂજરાત જીતવાની આશાએ અમદાવાદ ઉપર ચડી આવ્યો.[૧૬] મોટું લશ્કર લઇ એણે વડોદરા રોકાઈ મહી ઓળંગી અમદાવાદ

---

૧૪: આ નોંધ તબકાતમાં છે (પૃ. ૪૦૫). ચંગીઝખાને અફઘાનો સાથે જે જાતની સુલેહ કરી તે વિચિત્ર લાગે છે. કદાચ બધાને શત્રુ બનાવવાની એની ઇચ્છા નહિ હોય. આ પરાંઓમાં કાલુપુરનું નામ પણ છે તે ખાનપુર જેમ નદી પાર નથી એ નવાઇ જેવું છે.

૧૫: એ જ, પૃ. ૪૦૫-૬. મિરઝાંઓના મુઘલ સૈનિકો કેળવાયેલા અને હિંમતવાળા હતા, પણ થોડા હતા તેથી દક્ષિણ તરફ ગયાં.

૧૬: એ જ, પૃ. ૪૦૫; સિકંદરી ગુ. ભા. પૃ. ૪૩૫. તબકાતમાં આ વર્ણન બહુ ટૂંકામાં છે. સિકંદરીમાં જરા વધારે વિગત છે.

નજીક જેતલપુર ગામ આગળ આવી પડાવ નાંખ્યો. ચંગીઝખાને આ વખતે ઇતિમાદખાનને લખ્યું કે બહારનો માણસ આપણી જન્મભૂમિ ઉપર ચડી આવ્યો છે એટલે મારી ભૂલો માફ કરી આપ મદદે આવો. આ સંદેશો લઇ એણે સૈયદ હામીદ બુખારીને મોકલ્યા હતા. મીરાં મુહમ્મદશાહે ઇતિમાદખાનને સંદેશો મોકલાવ્યો કે આ મુલકમાં હું આપને મદદ કરવા આવ્યો છું, એટલે આપણે ભેગા થઇ ચંગીઝખાનને કાઢીએ. ખટપટી ઇતિમાદખાન ગૂંચવાયો. એણે બન્નેને કહેવડાવ્યું કે હું આવું છું.[૧૭] મોડાસાથી નીકળી એ મામુહાબાદ સુધી આવ્યો. આ વખતે શેરખાન ઉત્તર ગૂજરાતમાંથી મીરાં મુહમ્મદશાહને આવીને મળે છે એવો દેખાવ કરી ચંગીઝખાનને મળ્યો.[૧૮] ચંગીઝખાને આ બધા લશ્કર અને મિરઝાંઓની સહાયથી મીરાં મુહમ્મદશાહને સખ્ત હાર આપી. લડાઇનો સરંજામ છોડી એ પાછો ખાનદેશ નાસી ગયો. આ વખતે ચંગીઝખાનના લશ્કરમાં રજપૂતો અને કોળીઓ પણ સારા પ્રમાણમાં હતા. મીરાં મુહમ્મદશાહની હારના સમાચારથી ઇતિમાદખાન મુઝફ્ફરને લઇ પાછો ડુંગરપુર તરફ ચાલ્યો ગયો.

**ચંગીઝખાનનો ન્યાય અને વ્યવસ્થા (ઈ.સ. ૧૫૬૭)**

ચંગીઝખાને આ પ્રમાણે શત્રુઓને દૂર કરી ગૂજરાતના પાટનગર અમદાવાદમાં બાદશાહી ઠાઠથી રાજ્ય કરવા માંડ્યું. એણે વહીવટ અને વ્યવસ્થા એવી તો ઉત્તમ રીતે કરી કે લોકો સુખી થયા અને જૂના સુલતાનોનો સારો વખત યાદ કરવા લાગ્યા. ન્યાય સારી રીતે થવા લાગ્યો અને કોઈ કોઈના ઉપર જુલ્મ ગુજારી શકતું નહિ. ચંગીઝખાન સુલતાનના ગુલામનો પુત્ર હતો, પણ એના મુખ ઉપર બાદશાહી નૂર દેખાતું હતું. એક વખત એક મિરઝાં અમીરનો એક દરબારી એક ગરીબ માણસની છોકરીને ઉપાડી ગયો હતો. ચંગીઝખાને મિરઝાંની ઘણી સિપારસ છતાં એ મુજરિમને ફાંસીએ ચડાવ્યો. એણે મિરઝાંને સારા શબ્દોમાં કહ્યું કે આજે લાગવગથી એકને છોડી મૂકીએ તો કાલે બીજાને છોડવો પડે. આપ બીજું કાંઈ પણ કહો તે કરું, પણ ન્યાયની બાબતમાં જો આવું થાય તો પરમેશ્વરના લોકોને જીવવું મુશ્કેલ થઈ પડે, માટે આ બાબતમાં મને માફ કરો.[૧૯] એ પછી લશ્કરના કોઇ પણ

---

૧૭: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૩૫. ઇતિમાદખાનનો ખરો સ્વભાવ આ બીના વ્યક્ત કરે છે.

૧૮: એ જ, પૃ. ૪૩૫-૩૬. તબકાતમાં તો મિરઝાંઓની મદદની વાત માત્ર છે, શેરખાન અને ઇતિમાદખાનનું નામ નથી. સિકંદરી પણ મિરઝાં શરફુદ્દીન હુસેનની તીરંદાઝની ટુકડીની મદદની નોંધ કરે છે. ચંગીઝખાનના લશ્કરમાં રજપૂતો અને કોળીઓ હતા એમ સિકંદરી લખે છે તે નોંધ પાત્ર છે.

૧૯: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૩૨

માણસે કોઇના ઉપર જુલ્મ કર્યો નહિ. એક વખત એ લશ્કર સાથે કાંકરિયા તળાવ પાસે પડ્યો હતો ત્યારે આસપાસ જુવારનાં ખેતરો હતાં. એનો સખ્ત હુકમ હતો કે કોઇ સૈનિકનો ઘોડો ખેતરમાંથી એક સાંઠો પણ લઈ શકે નહિ. મિરાતે સિકંદરીનો લેખક કહે છે કે આ દેખાવ મેં પોતે નજરે જોયો હતો.[૨૦]

**સિકંદરીના લેખકના પિતા અને ચંગીઝખાન, એનો મળતાવડો સ્વભાવ**

સિકંદરીનો લેખક કહે છે કે ચંગીઝખાન ધોળકાથી સૈયદ મીરાં અને સૈયદ હામીદને માનથી અમદાવાદ બોલાવી લાવ્યો. લેખકના પિતા મિયાં મંઝુ ઇતિમાદખાનના દોસ્ત હતા તેથી સાથે ગયા નહિ, પણ લેખકના ભાઈ શેખ યૂસુફ જે કાવ્યશાસ્ત્રમાં નિપુણ હતા તે સાથે ગયા અને ચંગીઝ-ખાનને ખુશ કર્યો. ખાને મિયાં મંઝુ કેમ નથી આવ્યા એમ પૂછતાં તબિયત સારી નથી એવું શેખ યૂસુફે કહ્યું. આ સાંભળીને ઇતિમાદખાનની મૈત્રીને ઉદ્દેશી ખાને મિયાં મંઝુની મશ્કરી કરતાં કહ્યું કે "એમને કદાચ પાલનું પાણી લાગ્યું હશે".[૨૧] શેખ યૂસુફે ઉત્તર દીધો કે પાલનું પાણી સદતું ન હોવાથી ઇતિમાદખાનની સાથે એના પિતા નહોતા ગયા અને મારે પોતાને જવું પડ્યું હતું. પાલનું પાણી ગૂજરાતીઓને સદતું નથી અને હારીને નાસેલા અમીરો પાલના જંગલમાં જતા રહે છે એ ગૂજરાતના ઇતિહાસમાં પ્રસિદ્ધ વાત છે તેના ઉલ્લેખો પાછળ જોઈ ગયા છીએ. ચંગીઝખાનની આ મશ્કરી સાંભળી સૈયદ મીરાં બુખારીએ મિયાં મંઝુને શિખામણ આપી કે આજના સંજોગો જોતાં તમારે ચંગીઝખાનને મળવું જોઇએ. એ ઉપરથી સૈયદ સાથે મંઝુ ખાનને મળવા આવ્યા અને ખાને એમનો સારો સત્કાર કરી ખાણું આપ્યું. ખાણામાં ઘણાં અથાણાં કરેલાં હતાં અને મિયાં મંઝુને અથાણાં ખૂબ ભાવે છે એવું હાજીઉલ્મુલ્કે ચંગીઝખાનને કહ્યું, પરંતુ મંઝુ ખટાશને બિલકુલ અડકતા નહિ એ વાત ન કહી. ખાને આગ્રહ કરી કરીને પોતાના હાથથી મંઝુને અથાણાં મૂકવા માંડ્યાં ને આગ્રહથી ખવડાવ્યાં. જ્યારે ખટાશની બંધીની ખબર ખાનને પડી ત્યારે એણે પસ્તાવો કર્યો અને પહેલી વાત કેમ ન કરી એમ રાઝીઉલ્મુલ્કને કહ્યું. મિયાં મંઝુએ કહ્યું કે આ ખટાશ મને ફાયદો કરશે, કારણ કે તે મિત્રના હાથે અપાઈ છે. એમ કહી એ કવિતા

---

૨૦: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૩૨-૩૩

૨૧: એ જ, પૃ. ૪૩૩-૩૪. પાલનાં જંગલોનું પાણી શરીર બગાડે છે એવી ગૂજરાતમાં જૂની માન્યતા હતી, હાલમાં જેવી સોનગઢ વ્યારા માટે કહેવાય છે. પાલ એ રાજ-પીંપળાનાં જંગલો અને છેક ગોધરાની બાજુમાં અને પાવાગઢની પાછળનાં જંગલોને માટે જૂનું નામ છે એમ મિરાતે અહમદીની પુરવણીમાં લખ્યું છે.

બોલ્યા: "મિત્રોના હાથથી જે અગ્નિ પ્રદીપ્ત કરવામાં આવે છે તે મિત્રો માટે અબ્રાહિમના (સ્વર્ગના) બાગમાં પલટાઈ જાય છે. ચંગીઝખાન ખરો ઉદાર સ્વભાવનો ગૃહસ્થ હતો. તે આ કવિતાથી એટલો ખુશ થયો કે બન્ને સારા મિત્રો થઇ ગયા.[૨૨]

### ચંગીઝખાનની ઉદારતા અને એનો વાણિયો વજીર

ચંગીઝખાનની ઉદારતાનાં વખાણ તવારીખોએ ખૂબ કર્યાં છે. એણે ગૂજરાત ઉપર બહુ ટૂંકા સમય માટે સત્તા ભોગવી, પરંતુ એનો એટલો સમય ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસ માટે નોંધપાત્ર કહી શકાય એવો છે. એ એક તુર્ક-પરદેશી હતો અને ગુલામમાંથી એનો પિતા ઊંચી પાયરી ઉપર ચડ્યો હતો, પરંતુ એના ન્યાયી અમલમાં પહેલાંના અનેક ઝઘડા અને લડાઇ-ઓની દોડાંદોડીથી કંટાળેલી પ્રજા સુખી થઈ. એની ઉદારતા કહેવત જેવી થઈ ગઇ હતી અને એને હાતીમતાઇ સાથે સરખાવાય છે.[૨૩] અકબર પાસેથી નાસીને આવેલો અબ્દુલ્લાખાન ઔરંગ એને શરણે આવ્યો હતો.[૨૪] ચંગીઝ-ખાને એને કિંમતી માલથી ભરેલાં પોતાનાં બે વહાણો બંદરમાં આવ્યાં હતાં તે ભેટ આપ્યાં. એનો એક વાણિયો વજીર હતો એને આ જોઇને લાગી આવ્યું. એણે ખાનને કહ્યું કે "ખાનજી, આપે જો વહાણોના માલ ઉપર એક વાર નજર કરી હોત તો આપ મારી નોકરીની કદર કરી શકત". ખાને એને ઉત્તર દીધો કે "ધારો કે એ વહાણો ચલણી અશરફીઓથી ભરેલાં આવ્યાં હોત તોપણ શું? વહાણો બંદરમાં આવ્યાં ત્યારથી જ તમારી નોકરી-ની કદર થઇ છે".[૨૫] ગૂજરાતમાં ઘણા મુસલમાન અમીરોના વહીવટદારો

---

૨૨: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૩૩-૩૫. રઝીઉલ્મુલ્કે આવી ખોટી વાત કરી અને ચંગીઝખાને તેને ઠપકો આપ્યો ત્યારે મિયાં મંઝુ એટલું જ બોલ્યો કે મલીકનું તો એ કામ જ છે. એટલે કે ખોટું બોલવાનું કામ છે. ચંગીઝખાન અને સિકંદરીના પિતા મંઝુનો આ સંબંધી તથા બંનેના સ્વભાવ વ્યક્ત કરતું અને અથાણાંને નિમિત્ત બનાવતું આ વર્ણન સાંસ્કૃતિક દૃષ્ટિએ નોંધપાત્ર ગણી શકાય.

૨૩: બદૌની, મનતુખબુત્તવારીખ, ભા. ૨. (Loweનો તરજૂમો) પૃ. ૬૭-૬૮. બદૌની ઈશ્વર જાણે એમ કહી જીન ઉપર સત્તા ધરાવતા એક શાહ આરીફ સફવી હુસેની ખૂબ પૈસા વેરતો એમ લખે છે, તે પૈસો એણે ચંગીઝખાન પાસેથી મેળવેલો અને એના ઉપર ખાનના છાપસિક્કા હતા એમ લખે છે.

૨૪: સિકંદરી ઔરંગ લખે છે, જ્યારે તબકાત અને બદૌની ઉઝબેક લખે છે. એ ખરું લાગે છે, કારણ કે અબ્દુલ્લાખાન અકબર પાસેથી નાસીને આવેલો હતો. અરબી ઇતિહાસ પણ ઉઝબેક લખે છે.

૨૫: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૩૨

થી ગુસ્સે થયેલા બીજલીખાન હબસીએ ઉલુઘખાન અને જુઝારખાન હબસીને ચડાવ્યા અને પહેલાં ચંગીઝખાને એમનાં જે અપમાનો કરેલાં તેની યાદ આપી. એણે એ બન્નેને એવી વાત કરી કે ચંગીઝખાનનો ઈરાદો ચોગાન ખેલવાને બહાને તમને બન્નેને બોલાવી મારી નાંખવાનો છે.[૨૯] ખરી રીતે ચંગીઝખાનના મનમાં આવો કાંઇ પણ ઇરાદો હતો નહિ. આ હકીકત ખરી છે કે ખોટી તેની સાબિતી માટે એમ કહેવામાં આવ્યું કે ચોગાન માટે કાંકરિયાને બદલે ભદ્રના મેદાનમાં રમવાનું કહેવામાં આવે તો દગો થવાનો છે એમ ચોક્કસ માનવું, કારણ કે કાંકરિયાનું મેદાન મોટું હોવાથી ત્યાંથી નાસી શકાય જ્યારે ભદ્રના મેદાનમાંથી નાસવું મુશ્કેલ પડે.[૩૦] હવે થયું એવું કે મૈત્રી થયા પછી ચંગીઝખાને આ બન્ને હબસી અમીરોને ચોગાન ખેલવાને આમંત્રણ મોકલ્યું અને દરબારમાંથી સીધા ભદ્રના ચોગાન તરફ ચાલવા માંડયું. આમ થવાથી બન્નેનો વહેમ સાચો પડયો. એમણે બધી તૈયારી રાખી, ચંગીઝખાન એમને મારે તે પહેલાં જ એને પૂરો કરવાનો નિશ્ચય કર્યો. ચંગીઝખાનના મનમાં કાંઇ કપટ હતું નહિ. ભદ્રના મેદાને શાહમાં વચ્ચે ચંગીઝખાન અને એની જમણી બાજુ ઉલુઘખાન તથા ડાબી બાજુ જુઝારખાન ઘોડા ઉપર ચાલતા હતા. થોડા અંગરક્ષક આરબો પાછળ આવતા હતા અને તેમની પાછળ હબસી સૈનિકો હતા.[૩૧] કારંજમાં આવેલી ફરહતઉલ્મુલ્કની મસ્જિદ પાસે આવતાં ઉલુઘખાને ચંગીઝખાનને પોતાનો નવો અરબી ઘોડો તાજો વહાણ ઉપરથી ઊતરેલો તે બતાવ્યો અને તે સાથે જુઝારખાનને નિશાની કરતાં એણે જોરથી તરવાર ચંગીઝખાનને મારી ખભાથી કમર સુધીનો ભાગ ચીરી નાંખ્યો અને માથું જુદું થઈ ગયું.[૩૨] દગાભરેલું અપકૃત્ય કરી હબસીઓ ત્યાંથી નાસી ગયા. એમણે ખાનની માલમિલકત પાછળથી કબજે કરી, ખાનના ડેરાતંબુ વગેરે શહેરના ગુંડાઓએ

---

૨૯: તબકાતે અકબરી, પૃ. ૪૦૭-૯; સિકંદરી ગુ. ભા. પૃ. ૪૩૭-૩૮. આ વર્ણનમાં આ બન્ને લેખકોમાં ફેર પડે છે. કયા મેદાનમાં પોલો-ચોગાન રમવું એ દગાની નિશાની ઠરી કે ગણવાનું એ વાત તબકાત લખે છે અને એ લાવનાર ગુપ્તચર હતો એમ કહે છે. બીજલીખાન હબસી સાથેના અણબનાવનું અને એણે ઉલુઘખાન તથા જુઝારખાનને ખોટી રીતે ચડાવવા એ વાત સિકંદરી લખે છે.

૩૦: તબકાતે અકબરી, પૃ. ૪૦૮

૩૧: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૩૮-૩૯; તબકાતે અકબરી, પૃ. ૪૦૯

૩૨: એ જ, પૃ. ૪૩૯; તબકાત પૃ. ૪૦૯. તબકાત કહે છે કે ઘા એવી રીતે કર્યો કે માથું જાણે હતું જ નહિ એમ લાગ્યું.

લૂંટી લીધા.[33] ચંગીઝખાનના બનેવી રુસ્તમખાનનો મૃતદેહ હાથી ઉપર નાંખી શહેરના એના મહેલમાં લઈ જવાને બદલે સીધો ભરૂચ લઇ ગયો, અને ત્યાં એને એના પિતાના રોજામાં દફન કરવામાં આવ્યો. આ બનાવ ઈ. સ. ૧૫૬૭માં બન્યો.[34]

## 'મહમૂદી' સિક્કા ને ચંગીઝખાનનું નામ

ચંગીઝખાનનો ટૂંકો અમલ ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં નોંધપાત્ર છે એ આ ઉપરથી જણાશે. એમાં એક અગત્યની હકીકતની નોંધ લેવી જોઇએ. ઇતિહાસમાં એવા દાખલા બનેલા છે કે રાજ્યકર્તા જ્યારે લોકપ્રિય હોય ત્યારે તેના સમયના ચાલુ સિક્કાઓને તેનું નામ ઘણે ભાગે આપવામાં આવે છે. "વિસલપ્રિય દ્રમ્મ"ની નોંધ પાછળ લીધી છે અને સિક્કા પ્રકરણમાં વધારે ચર્ચા કરીશું. મુસલમાન સુલતાનોના સમયમાં મહમૂદ બેગડો મશહૂર થયો એટલે સલ્તનતના ઘણા સિક્કાને મહમૂદી કહેતા. એના પુત્ર મુઝફ્ફર બીજાના સમયના કેટલાક સિક્કાને થોડો સમય મુઝફ્ફરી નામ મળ્યું હતું, પરંતુ મહમૂદી એ ગૂજરાતનો સર્વમાન્ય સિક્કો હતો. ચંગીઝખાનના સમયમાં જે સિક્કા ચાલુ હતા તેને લોકોએ "ચંગીઝી મહમૂદી" એવું નામ આપ્યું અને દક્ષિણ ગૂજરાતમાં ભરૂચ તથા સુરત બાજુ એનું ચલણ વધારે હતું. ગૂજરાત સલ્તનતના અંત પછી પણ કેટલાક સિક્કાઓને "ચંગીઝી મહમૂદી" કહેતા હતા એવા ઉલ્લેખો મળે છે.[35] મિરાતે સિકંદરી ચંગીઝખાનના મરણ પછી મિરઝાંઓનો દક્ષિણ ગૂજરાતના પ્રદેશમાં ઉલ્લેખ કરતાં એ પ્રદેશની આવક "મહમૂદી ચંગીઝી"માં આંકડા લખે છે.[36] મુઘલાઇની શરૂઆતમાં ઈ. સ. ૧૫૭૭થી ૧૬૧૮ સુધીમાં સુરતમાં પાડેલા સિક્કા-

---

૩૩: તબકાતે અકબરી, પૃ. ૪૦૯. ચંગીઝખાનના માણસોને પણ લૂંટ્યા એમ લખે છે. સિકંદરી પૃ. ૪૩૯માં હબસીઓએ બધું કબજે કર્યું એમ લખે છે. અમદાવાદમાં ગુંડાઓએ દરેક રાજકીય આફતના બનાવ વખતે આ પ્રમાણે કર્યું છે, એ તત્ત્વની વિચિત્રતા નોંધપાત્ર છે.

૩૪: આ રુસ્તમખાનને પ્રો. કોમિસેરિયેટ હજી પણ ચંગીઝખાનનો પુત્ર લખે છે (?) ફિરિસ્તા એક જગ્યાએ એને ભાણેજ લખે છે. કેમ્બ્રિજ હિસ્ટ્રી તબકાતની પેઠે બનેવી લખે છે. સિકંદરી આગળ બીજા બનાવ અંગે લખતાં એને ચંગીઝખાનનો વફાદાર નોકર લખે છે!

૩૫: પ્રો. કોમિ.એ પૃ ૪૯૭માં શ્રી હોડીવાળા, એ માસ્ટર, અને જ્યૉર્જ ટેલરના સિક્કાને લગતા નિબંધોને આધારે ચંગીઝી મહમૂદી ઉપર એક નોંધ લીધી છે. એમણે નવસારીમાં પારસીઓના દસ્તાવેજોમાં એ નામના ઉલ્લેખો જોયા છે એમ લખે છે.

૩૬: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૪૨

ઓને પણ લોકો 'મહમૂદી' કહેતા. છેક ૧૬૪૦માં નવસારીમાં પારસીઓએ કરેલાં મિલકતનાં વેચાણખતોમાં ચંગીઝી-મહમૂદીની રકમોના ઉલ્લેખ મળે છે. ચંગીઝખાનનાં મહત્ત્વ અને લોકપ્રિયતા માટે આ એક નોંધપાત્ર દાખલો છે. અમદાવાદ શહેરમાં ચંગીઝ પોળ અને ચંગીઝપુર નામનું પરું પણ આ ખાનની યાદ આપે છે.[૩૭] આમ ગૂજરાતના ઇતિહાસમાં થયેલા એક પરદેશી પ્રસિદ્ધ અમીરને દગાથી મારી નાંખવામાં આવ્યો તેની શિક્ષા જુઝારખાનને અકબરશાહે યોગ્ય રીતે કરી તેની નોંધ આગળ લઈશું.

### શેરખાન ફુલાદીએ ભદ્રનો કિલ્લો લીધો

જ્યારે બધા અમીરોને ખબર પડી કે રુસ્તમખાન ભરૂચ ગયો છે ત્યારે જુઝારખાન અને ઉલુઘખાને ભદ્રના કિલ્લાનો કબજો લીધો. ચંગીઝખાનના સમાચાર શેરખાન ફુલાદીને મળ્યા ત્યારે એ પણ પાટણથી આવ્યો અને નદીને સામે પાર પડાવ નાંખ્યો.[૩૮] એણે ગુપ્તચરો મોકલી અમદાવાદ શહેરની પરિસ્થિતિની તપાસ કરાવી અને હબસી અમીરોને કહેવડાવ્યું કે શહેર અમને સોંપી દો અને તમારી જાગીરોમાં જાઓ. શેરખાને નદીની સામે પારથી પોતાના સરદાર સાદાતખાનને ત્રણસો સવારો સાથે મોકલ્યો અને એણે ખાનપુર બાજુથી ભદ્રની દીવાલમાં બાકું પાડી કિલ્લો હાથ કર્યો. હબસીઓએ શહેરનો ભાગ કબજે રાખ્યો અને કેટલાક અફઘાનોએ શહેરમાં જઈને પણ લૂંટ કરવા માંડી.[૩૯] આ બધું જોતાં જુઝારખાન વગેરેએ ઇતિમાદખાનને તાકીદે અમદાવાદ આવવા લખ્યું. ઇતિમાદખાન સુલતાન મુઝફ્ફરને લઇને તુરત આવ્યો અને શેરખાને ભદ્ર ખાલી કરી આપતાં સુલતાન પોતાના મહેલમાં રહેવા લાગ્યો. ચંગીઝખાને કરેલી શરતો મુજબ સાબર-

૩૭: મિરાતે અહમદીની પુરવણીમાં ચંગીઝપુર અને એક એ નામનો રસ્તો એમ ઉલ્લેખ છે. એ પરું નદીની પૂર્વ તરફ છે એટલે ચંગીઝપોળ હોય. હાલ ચંગપોળ કહે છે. નદીપાર પશ્ચિમ તરફ મીઠાખળીની પાસે એક ચંગીઝપુર હતું એ કોનું તેનો નિર્ણય થઈ શકયો નથી.

૩૮: તબકાતે અકબરી, પૃ. ૪૦૯-૧૦; સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૪૦. એના વર્ણનમાં જરા ફેર છે. ભદ્રની દીવાલ તોડી અફઘાનો પેઠા એમ ન લખતાં સિકંદરી કહે છે કે હબસીઓએ કિલ્લો સોંપી દીધો અને અફઘાનોના વતનથી કંટાળી ઇતિમાદખાનને બોલાવ્યો. એણે હુમલો કરી કિલ્લો ખાલી કરાવ્યો.

૩૯: એ જ, પૃ. ૪૧૦. સિકંદરી પૃ. ૪૪૦. તબકાત કહે છે કે શેરખાને સાદાતખાનને આ કામ ઉપર નીમ્યો હતો. તબકાત કહે છે કે ઇતિમાદખાનની વિનંતિ ઉપરથી કિલ્લો ખાલી થયો. સિકંદરી તોપ-ગોફણનો મારો ચલાવવાનું લખે છે. વિનંતિ માને એવો શેરખાન હતો તો નહિ!

મતીનો ઉત્તરનો ભાગ શેરખાનને આપવાથી એનું સમાધાન થયું.[૪૦]

**દક્ષિણ ગૂજરાતમાં મિરઝાંઓની સત્તા-ગૂજરાતના અમીરોમાં પાછી ખટપટ**

હવે ઈ. સ. ૧૫૭૨માં અકબરની ચડાઈ થઈ ત્યાંસુધીનાં ચાર વર્ષ આ પ્રમાણે અમીરોની અંદર અંદરની ખટપટ અને ઇતિમાદખાનની નામની સત્તામાં પસાર થયાં. સુલતાન મુઝફ્ફર નામનો સુલતાન રહ્યો હતો. ઉત્તરમાં શેરખાન ફુલાદી અને મધ્ય ગૂજરાતમાં જુઝારખાન વગેરે હબસીઓ ખૂબ જોરમાં હતા. એવામાં માળવામાંથી મિરઝાંઓ ગૂજરાતને નધણિયાતું જોઈ ફરી ચડી આવ્યા. ચંગીઝખાનના ખૂનના સમાચાર મળતાં ઈબ્રાહિમહુસેન મિરઝાં અને મુહમ્મદહુસેન વગેરે મિરઝાંઓએ દક્ષિણ ગૂજરાતમાં પ્રવેશ કર્યો. એમણે ચંગીઝખાનના મુખ્ય મથક ભરૂચ ઉપર ચડાઈ કરી. રુસ્તમખાન રૂમીએ એક વર્ષ સુધી કિલ્લાનો બહાદુરીથી બચાવ કરી અમદાવાદથી ઇતિમાદખાન વગેરે કોઇની સહાય ન આવવાથી તાબે થયો.[૪૧] મિરઝાંઓએ એ પછી વડોદરા સુરત વગેરે છેક ખાનદેશ સુધીનો ભાગ પોતાને તાબે કર્યો અને દક્ષિણ ગૂજરાતમાં મહી નદીની દક્ષિણે સ્વતંત્ર જેવા રહ્યા. આ બધું બની રહ્યું હતું ત્યારે મિરઝાંઓને કાઢવા માટે અમીરો ઇતિમાદખાનને સમજાવી રહ્યા હતા. એણે શેરખાનની સલાહ લઈ ત્રણ ભાગમાં લશ્કરને વહેંચી ભરૂચ ઉપર ચડવાનો નિશ્ચય જણાવ્યો, પરંતુ કાંઇ પણ કારણ આપ્યા વિના બધી ગોઠવણ પડી ભાગી. આમ બનવાથી જુઝારખાન અને ઉલુઘખાનને દગો થવાનો વહેમ પડચો. એમણે ઇતિમાદખાનને લખી જણાવ્યું કે "તમારા બળવાન શત્રુ ચંગીઝખાનને અમે દૂર કર્યો અને તમને તમારી અસલની સત્તાને સ્થાને પાછા લાવ્યા છતાં તમે અમારી સાથે દ્રોહ કરો છો તે ઠીક નથી." આમ જણાવી એમણે અમદાવાદની દક્ષિણનાં પરગણાં પેટલાદ અને ખંભાત સુધી મહીની ઉત્તરનો ભાગ પોતે વહેંચી લીધો.[૪૨] જેમને જાગીરો નહોતી એવા માણસો એની પાસે આવ્યા તેમને પણ પૈસા આપી સંતોષ્યા. આ સમાચાર ઇતિમાદખાનને મળ્યા ત્યારે એણે જુઝારખાનને યુક્તિથી છેતરવા પ્રયત્ન કર્યો, અને જુઝારખાનને પોતાના પક્ષમાં લીધો.[૪૩]

૪૦: આ સમાધાનનો યશ સિકંદરી સૈયદ મીરાંને આપે છે. પૃ. ૪૪૦

૪૧: તબકાતે અકબરી, પૃ. ૪૧૦-૨૧; સિકંદરી પૃ. ૪૪૧. રુસ્તમખાને એક વર્ષ બચાવ કર્યો એ વાત સિકંદરી લખે છે. સિકંદરી એમ પણ લખે છે કે આ વખતે અમદાવાદમાં હબસીઓ ખૂબ જોરમાં હતા.

૪૨: તબકાતે અકબરી, પૃ. ૪૧૧-૧૨

૪૩: એ જ, પૃ. ૪૧૧

જુઝારખાનના જવાથી હબસીઓનો પક્ષ જરા નબળો પડયો તેથી ઉલુઘ-ખાન શેરખાન ફુલાદી તરફ ગયો, અને શેરખાનનો પક્ષ મજબૂત દેખાવાથી સુલતાન મુઝફ્ફર પણ એ પક્ષ તરફ જવા નિશ્ચય કરી અમદાવાદ પાસે ગ્યાસપુર ગામમાં પડાવ નાંખી રહેલા ઉલુઘખાનને જઈ મળ્યો. શેરખાન વગેરેએ બતાવવા ખાતર સુલતાનને રીત પ્રમાણે કુરનિસ બજાવી તાબેદાર તરીકે માન આપ્યું, પરંતુ પાછળથી સુલતાનની દશા પાછી નજરકેદી જેવી કરી.[૪૪] આ સમયમાં થોડો સમય હબસીઓ અને ખાસ કરીને જુઝાર-ખાનની સત્તા મધ્ય ગૂજરાત અને અમદાવાદમાં સારી રીતે જામી. નિરાશ થયેલા ઇતિમાદખાને પોતે જીવનથી કંટાળી એકાંતમાં સાધુ જીવન ગાળવા માંગે છે એવો દેખાવ કરવા માંડયો.[૪૫]

**ઇતિમાદખાનની દગા ભરેલી ખટપટ અને અકબરને આમંત્રણ**

ઇતિમાદખાનના જીવનમાં ખરી રીતે દગો છેતરપિંડી અને એકને એક વાત કરવી ને બીજાને બીજી વાત કરી ભેદ પાડવો એ સિવાય કાંઇ હતું નહિ અને એમ કરીને બધા મોટા અમીરો પાયમાલ થયા છતાં એણે એની સત્તા લાંબો સમય ટકાવી રાખી.[૪૬] હવે એકાંતનો ડોળ કરી એણે દક્ષિણમાં સત્તારૂઢ થયેલા મિરઝાંઓને લખ્યું કે તમે અમદાવાદ આવી શેરખાનના અફઘાનોને હરાવી ગૂજરાતનું રાજ્ય સ્વાધીન કરો. લશ્કરના ખર્ચ માટે એણે એમને દરેક કૂચ માટે દિવસના ૫૦૦) મહોરો આપવા જણાવ્યું.[૪૭] બીજી બાજુ એણે શહેનશાહ અકબર–ખલીફાએ ઇલાહીને ગૂજરાતની સ્થિતિ વર્ણવી દેશ જીતી લેવા આમંત્રણ મોકલ્યું. એ કાર્ય માટે એણે મીર અબુ તુરાબ વલીને સંદેશો લઇને મોકલ્યો. સંદેશામાં એણે બાદશાહને કહ્યું કે તમે આવી અફઘાનોને કાઢો, નહિ તો અમે મિરઝાંઓને ગૂજરાત આપી દઇશું.[૪૮] વળી

---

૪૪: એ જ, ૪૧૨; સિકંદરી, પૃ. ૪૪૨-૪૩

૪૫: સિકંદરી, પૃ. ૪૪૧. ઇતિમાદખાને વાનપ્રસ્થ થવાનો દેખાવ કર્યો એ નોંધ માત્ર સિકંદરી લખે છે; તબકાતમાં એ બાબતમાં કાંઈ નથી. તબકાત તો એને ખટપટી અને છેતરનાર તરીકે જ વર્ણવે છે.

૪૬: ગત સુલતાન અહમદના સમયથી સત્તામાં રહેલા આ અમીરે અકબરનો સૂબો નિમાયો ત્યાંસુધી ખટપટથી સત્તા ચાલુ રાખી. વીસ વર્ષ એક સત્તા ઉપર આવા અશાંત સમયમાં રહ્યો એ વિધિની વિચિત્રતા છે.

૪૭: તબકાત, પૃ. ૪૧૩, આ વાત ટૂંકામાં લખે છે. સિકંદરી પૃ. ૪૪૩માં આ બધી વિગત આપે છે અને મિરાઝાંઓને કહેવડાવે છે: તમે પાદશાહી કુટુંબના છો માટે આવો અને ગૂજરાતની ગાદી મેળવો.

૪૮: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૪૩. તબકાત પૃ. ૪૧૩માં ટૂંકામાં લખે છે કે આ વિગત અકબરના વર્ણન વખતે આપીશું.

આટલી ખટપટ ઓછી હોય તેમ એણે શેરખાનને લખ્યું કે "નનુ-(સુલતાન મુઝફ્ફર) ગત સુલતાનનો પુત્ર નથી, તેથી એ ગાદીનો વારસ નથી. એ કારણથી મેં મિરઝાંઓને ગૂજરાતનું પાટનગર હાથ કરવા આમંત્ર્યા છે." આ વિચિત્ર સમાચાર આટલે વર્ષે કબૂલ કર્યાથી શેરખાન એ પત્ર લઈ સૈયદ હામીદ બુખારીને મળ્યો. સૈયદે કહ્યું કે "આ છોકરાને ગાદીએ બેસાડતી વખતે એ જ ઇતિમાદખાને પવિત્ર કુરાનના સોગંદ લીધા હતા. હવે વિરુદ્ધ પડવાથી એ ઊલટું બોલે છે". આમ ઇતિમાદખાનની યુક્તિઓ ખુલ્લી પડતી જતી હતી.[૪૯]

### મિરઝાંઓ અને અફઘાનો વચ્ચે બખેડા-અકબરનો ગૂજરાતની હદમાં પ્રવેશ

આ અરસા (ઈ. સ. ૧૫૭૨)માં સૈયદ મીરાં બુખારીનું અવસાન થયું[૫૦] અને એમના પિતાની પેઠે ગૂજરાતના અમીરોમાં સમાધાન કરાવનાર એક સત્પુરુષ ચાલ્યા ગયા. ઇતિમાદખાનના આમંત્રણથી મિરઝાં મુહમ્મદહુસેન વડોદરાથી ચારસો સવાર લઇને આવ્યો. એણે કાંકરિયા પાસેના ઘટામંડળીના મહેલમાં પડાવ નાંખી થોડા થોડા તીરંદાઝો પાસે શહેરમાં રહેલા અફઘાનો ઉપર હુમલો કરવાનું ચાલુ રાખ્યું અને અફઘાનો તેથી કંટાળ્યા. ઈબ્રાહિમ હુસેન મિરઝાં પણ આવી પહોંચ્યો હતો.[૫૧] એ વખતે શહેરમાં અફઘાનો બેદરકાર સ્થિતિમાં હતા, અને શેરખાનનો એક વાણિયો વજીર ફીકો બકાલ પાટણથી ત્રણ હજાર સવાર તથા મોટો ખજાનો લઇ આવી રહ્યો છે, દસ માઇલ દૂર હાજીપુર સુધી આવેલો છે, એવી ખબર મિરઝાંઓને મળી. આ વાણિયા વજીરને શેરખાને મુવાફિરઉલ્મુલ્કનો ખિતાબ આપેલો હતો.[૫૨] મિરઝાંઓએ એમની સામે મધ્યરાત્રિએ હુમલો કરવાથી

૪૯ : તબકાતે અકબરી, પૃ. ૪૧૨-૧૩. ઇતિમાદખાન પહેલાંના સોગંદ આપેલા છતાં ફરી ગયો એ વાત માત્ર તબકાતે નોંધી છે.

૫૦ : સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૪૨. સિકંદરી કહે છે કે એમના ગયા પછી ગૂજરાતના અમીરો છેક હલકી વૃત્તિવાળા થઈ ગયા, અને એની જ્વાળા એટલી વધી કે તેમાં એ બધા છેવટે બળીને ભસ્મ થયા!

૫૧ : સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૪૪-૪૫. આ હકીકત તબકાતમાં નથી. અહીં શેરખાન ફુલાદીનો વજીર પણ વાણિયો હતો અને એને મુસલમાન ખિતાબ હતો એ નોંધપાત્ર વાત છે.

૫૨ : સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૪૫-૫૦. સિકંદરી આ વર્ણન મૂળ લખાણથી કંટાળો આવે એવી રીતે ગૂંચવીને પાંચ પાનાં ભરીને લખે છે. એમાં સૈયદની નોકરીમાં એ હોવાથી એમની બહાદુરીનું ઝીણું વર્ણન કરે છે. એમાં નોંધપાત્ર વાત માત્ર એટલી જ છે કે ચાલુ લડાઇએ જે સાંઢણીસવાર સંદેશા લાવતા હતા તે રબારી હતા. રબારીઓ આ કામ એ સમયે કરતા હતા, વિશ્વાસુ પણ હતા, જાસૂસી પણ કરતા હતા. સૈયદનું તીર એક જુવાનનું બખતર ચીરી આરપાર નીકળ્યું એવી વાત પણ લખે છે.

અશ્વાનોમાં ગભરાટ ફેલાયો અને મિરઝાંઓ લૂંટનો સામાન લઈ પાછા અમદાવાદ આવ્યા. આ અરસામાં સૈયદ હામીદે પણ લડાઈમાં ભાગ લીધો હતો અને ઘવાયાથી એમને લડાઇના મેદાનમાંથી ખસેડવા પડ્યા હતા.[૫૩] એ બધા બખેડા ચાલતા હતા એવામાં શહેનશાહ અકબર ગૂજરાતમાં ડીસા સુધી આવ્યો છે એવી ખબર મિરઝાં ઇબ્રાહિમને પડી. એણે ઇતિમાદખાનને મક્કમ રહેવા અને અકબર સાથે લડવા કહેવડાવ્યું, પણ એ ડરકણ અમીરે એ વાત ધ્યાનમાં લીધી નહિ એટલે મિરઝાં દક્ષિણ તરફ ગયો. શેરખાન સૌરાષ્ટ્ર તરફ ગયો, અને સુલતાન મુઝફ્ફર તેનાથી છૂટો પડ્યો.[૫૪] એ બધું હવે પછી જોઈશું.

### મિરાતે અહમદીના લેખકની સ્પષ્ટ કડક ટીકા

અહીં એક વાતની નોંધ લેવી જોઇએ. પાછળ જોઈ ગયા તે પ્રમાણે આ વર્ણનો લગભગ સમકાલીન ઇતિહાસગ્રંથોમાંથી લીધાં છે અને એમાંના કેટલાકના લેખકોએ સક્રિય ભાગ આ બધા બનાવોમાં લીધો છે, છતાં એમનાં લખાણમાં ગૂંચવાડો અને વિરોધો પણ છે તે જોઇ ગયા. આ બધા આધાર-ગ્રંથોમાં મિરાતે અહમદી જે છેક મરાઠા સમયની શરૂઆત (૧૭૬૧)માં લખાઈ છે એના લેખકે કેટલીક વધારે સ્પષ્ટ ટીકા કરી લખ્યું છે તે નોંધ-પાત્ર છે. એ ગ્રંથનું મૂલ્યાંકન આપણે ગયા ભાગના એક પરિશિષ્ટમાં કર્યું છે.[૫૫] સલ્તનતના છેવટના ભાગના આ બધા બખેડાઓ અને અકબરની સવારી માટે અહમદીના લેખક અલિમુહમ્મદખાન કેટલીક ખાસ ટીકા કરે છે, અને એમણે સિકંદરીનો સ્પષ્ટ આધાર લીધો છે છતાં બીજા ગ્રંથો દસ્તા-વેજો અને લોકકથાની સરખામણી એક ઇતિહાસલેખકની દૃષ્ટિએ કરી હશે એમ સહજ સમજાય છે. ગૂજરાતની સ્થિતિ જોતાં અકબરની સવારી ઈશ્વર-પ્રેરિત હોય એમ જણાવી એ લખે છે કે "જ્યારે ગૂજરાત રાજ્યની પડતી આવી ત્યારે એ લોકોએ (અમીરોએ) રાજ્યની આબાદીના ધર્મને રાજ્યની બરબાદીનાં કાર્યોમાં બદલ કરી નાંખ્યાં, અને સંપરૂપી ક્ષેત્રમાં કુસંપરૂપી બળદને છૂટો મૂકી દીધો; તેમજ એકબીજાની ચામડી ઉતારવાની યુક્તિઓ કરવા લાગ્યા." એ પછી લેખક કહે છે કે ખુદાની ઇચ્છાથી એ લોકોની

૫૩: સિકંદરી, પૃ. ૪૫૦ સૈયદ મૂર્છા પામ્યા અને એમને પાલખીમાં સુવાડીને છાવણી-માં લાવવા પડ્યા એમ લખે છે, છતાં વિજયનાં વખાણ કરે છે.

૫૪: એ જ, પૃ. ૪૫૦-૫૧; તબકાતે અકબરી, પૃ. ૪૧૩-૧૪

૫૫: એ પરિશિષ્ટમાં અહમદીના વિશ્વાસપાત્ર લખાણ માટે સર જદુનાથ સરકારનો અભિપ્રાય પણ ટાંક્યો છે.

સત્તાની પથારી વીંટાળી લઈ અમીર તૈમૂરના વંશના જલાલુદ્દીન અકબરને સત્તા અપાઈ. અમીરોની સત્તાનો ઉલ્લેખ કરતાં લેખક કહે છે કે "આ બિનહક્કદાર લોકોએ (અમીરોએ) થોડાક દિવસ બધું ભોગવ્યું. **આ વખતે તેઓએ પ્રજા ઉપર અનહદ દુઃખોનો વરસાદ વરસાવી દીધો.** છેવટે માંહોમાંહે લડી પડવા લાગ્યા".[૫૬] એ પછી લેખક ઇતિમાદખાન, ચંગીઝખાન, મિરઝાંઓ વગેરેની લડાઈઓનો ઉલ્લેખ કરી વિગત માટે સિકંદરીનો હવાલો આપે છે, અને નોંધ કરે છે કે જ્યારે જુઝારખાન સીદીએ ચંગીઝખાનને મારી નાંખ્યો ત્યારે ગૂજરાત દેશમાં ઘણી અવ્યવસ્થા ફેલાઈ ગઈ,[૫૭] તેથી લાગ જોઈ મિરઝાંઓએ સુરત ભરૂચ વગેરે લઈ લીધું. અકબરે ગૂજરાત ઉપર ચડાઈ કરી તે માટે ઇતિહાસલેખકો કેટલાંક કારણો આપે છે. ઇતિમાદખાનનું આમંત્રણ ગૂજરાત જેવા ધનવાન દેશને પોતાના સામ્રાજ્યમાં ભેળવી દેવાનો લોભ, એક સત્તાના છત્ર નીચે દેશની વ્યવસ્થા, અને બળવો કરી આવેલા મિરઝાંઓને સજા કરવાની ઇચ્છા, એવાં કારણો આપે છે.[૫૮] બીજાં બધાં કારણો અકબરના મનમાં કદાચ હશે, પરંતુ અહમદીનો લેખક સ્પષ્ટ લખે છે કે "બાદશાહે પ્રજાની સ્થિતિ તથા દેશની હાલત કરતાં વિશેષ લક્ષ મિરઝાંઓનો અગ્નિ હોલવવા ઉપર આપ્યું."[૫૯] અકબરની પહેલી ચડાઈ માટે આ ટીકા સત્ય છે. સામાન્ય પ્રજા દુઃખી થઈ એવું જે સ્પષ્ટ વચન અહમદીકારે લખ્યું છે એવું બીજા લેખકોના લખાણમાં મળતું નથી એ સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વની વાત છે.

## ગૂજરાત સલ્તનતનો અંત

ઈ. સ. ૧૫૭૨ના નવેમ્બરમાં[૬૦] ગૂજરાતના પુરાણા પાટનગર પાટણમાં અકબરે પડાવ નાંખ્યો અને ગૂજરાતી અમીરો એને તાબે થયા એ વર્ણન જુદા પ્રકરણમાં કરીશું. ગૂજરાતનો છેલ્લો સુલતાન મુઝફ્ફર ત્રીજો જોકે

૫૬ : મિરાતે અહમદી–સૈયદ નિઝામુદ્દીન ચિશ્તી-કૃત ભાષાંતર, ભા. ૧ લો, પૃ. ૯૮, ૧૦૦
૫૭ : એ જ, પૃ. ૧૦૦
૫૮ : પ્રો. કોમિસેરિયેટ, પૃ. ૫૦૬–આ કારણો આપે છે.
૫૯ : અહમદી. પૃ. ૧૦૦ અહમદીનું કારણ જ બધો વિચાર કરતાં સાચું લાગે છે. અકબરની બીજી વારની ચડાઈમાં ગૂજરાતનો મોહ કદાચ હોય તે વધારે બનવા જોગ છે. અહમદીના લેખકના આ શબ્દો સાચા ઇતિહાસલેખકને શોભે એવા છે.
૬૦ : અકબર તા. ૨૭ જુલાઈ ૧૫૭૨ને રોજ રાજધાનીથી પ્રયાણ કરી રજપૂતાનામાં થઈ ડીસા થઈ મુકામ કરતાં તા. ૭ નવેમ્બર ૧૫૭૨ને રોજ પાટણ આવ્યો. વિગતો આગળ જોઈશું.

લાંબા વખત સુધી અકબર સામે લડ્યો તે પણ જોઈશું.[૬૧] છતાં ગૂજરાતમાંથી સ્વતંત્ર મુસલમાન સલ્તનતનો આ વર્ષથી સત્તાવાર રીતે અંત આવ્યો, અને ગૂજરાત મુઘલ સામ્રાજ્યનો ભાગ બની રહ્યું. એ બધું વર્ણન કરતાં પહેલાં આ સમયના મુખ્ય પુરુષો તથા બીજી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું વર્ણન કરવું જોઈએ.

### સલ્તનતના અંતસમયના અમીરો

નામના સુલતાન મુઝફ્ફર ત્રીજાના સમયના, ખરી રીતે કહીએ તો નધણિયાતા, ગૂજરાતમાં કેટલીક વ્યક્તિઓ નોંધપાત્ર થઈ છે. એમાં ઇતિમાદખાનના ઉલ્લેખો જોયા અને આગળ હજી જોઇશું; ચંગીઝખાનની પ્રવૃત્તિઓ વિસ્તારથી જોઈ. ગૂજરાત સલ્તનતના ઇતિહાસમાં એ એક જ અમીર એવો થઇ ગયો કે જેણે બહુ ટૂંકા સમય માટે કેવળ સ્વતંત્ર બાદશાહના જેવી સત્તા અને ઠાઠ અનુભવ્યાં.[૬૧અ] તે સાથે પ્રજાને જુલ્મમાંથી મુક્ત કરી ન્યાય અને વ્યવસ્થાનું સ્થાપન કર્યું તે જોઇ ગયા. ઉત્તર ગૂજરાતમાં શેરખાન ફુલાદી વગેરે અફઘાનો સ્વતંત્ર જેવા હતા, પણ તેમના ચરિત્રમાં નોંધપાત્ર કાંઇ નથી. સૌરાષ્ટ્રમાં તાતારખાન ઘોરી અને અમીનખાન ઘોરીને માટે પણ એમ જ કહી શકાય. સૈયદ મુબારકના પુત્ર સૈયદ મીરાં અને સૈયદ હામીદ મોટા અમીરો હતા. સૈયદ મીરાંએ પોતાના પિતાની પેઠે લડતા પક્ષોમાં સમાધાન કરાવી શાંતિ જાળવવા પ્રયત્ન કર્યા. એમણે આ સમયમાં સૈયદ મુબારકનો રોજો મહેમદાવાદ પાસે બંધાવ્યો તેની નોંધ આગળ લઇશું. એમના મરણ પછી એમના પુત્ર સૈયદ હામીદે એવું જ શૌર્ય બતાવ્યું છે, તેની નોંધ અકબરના સમયમાં લઈશું. મિરઝાંઓ દક્ષિણ ગૂજરાતમાં સત્તા ઉપર હતા અને એ અકબરના સગા તથા પ્રસિદ્ધ મુઘલ વંશના હતા, પરંતુ ગૂજરાતના ઇતિહાસમાં એમના નામની નોંધ સિવાય વધારે સ્થાન નથી. હબસી અમીરોમાં મુહમ્મદ ઉલુઘખાન[૬૨] અને જુઝારખાન ખાસ નોંધપાત્ર છે. એમણે ગૂજરાતમાં આ સમયના બખેડાઓમાં જે ભાગ લીધો તેની નોંધ

---

૬૧ : અકબરની પહેલી ચડાઈ ૧૫૭૨માં થઈ ને સલ્તનતનો અંત આવ્યો, પણ ઈ. સ. ૧૫૦૪ સુધી સુલતાને લડાઇઓ ચાલુ રાખી એ આગળ જોઈશું.

૬૧ અ. અરબી ઇતિહાસ પૃ. ૫૨૬માં કહે છે કે હિ. સ. ૯૭૫માં એ ગૂજરાતનો સ્વતંત્ર બાદશાહ હતો. આ વાત સત્ય છે.

૬૨ : ઉલુઘખાન ખિતાબવાળા ત્રણ હબસી અમીરો થઈ ગયા તેની નોંધ પાછળ લખી છે. એમાં આ ત્રીજો મુહમ્મદ ઉલુઘખાન અરબી ઇતિહાસલેખક હાજી દબીરનો શેઠ હતો એટલે એ ગ્રંથમાં એની હકીકતની અગત્યની વિગતને મહત્ત્વ આપવામાં આવ્યું છે.

સત્તાની પથારી વીંટાળી લઈ અમીર તૈમૂરના વંશના જલાલુદ્દીન અકબરને સત્તા અપાઈ. અમીરોની સત્તાનો ઉલ્લેખ કરતાં લેખક કહે છે કે "આ બિનહકદાર લોકોએ (અમીરોએ) થોડાક દિવસ બધું ભોગવ્યું. **આ વખતે તેઓએ પ્રજા ઉપર અનહદ દુઃખોનો વરસાદ વરસાવી દીધો.** છેવટે માંહોમાંહે લડી પડવા લાગ્યા".[૫૬] એ પછી લેખક ઇતિમાદખાન, ચંગીઝખાન, મિરઝાંઓ વગેરેની લડાઇઓનો ઉલ્લેખ કરી વિગત માટે સિકંદરીનો હવાલો આપે છે, અને નોંધ કરે છે કે જ્યારે જુઝારખાન સીદીએ ચંગીઝખાનને મારી નાંખ્યો ત્યારે ગૂજરાત દેશમાં ઘણી અવ્યવસ્થા ફેલાઈ ગઈ,[૫૭] તેથી લાગ જોઈ મિરઝાંઓએ સુરત ભરૂચ વગેરે લઇ લીધું. અકબરે ગૂજરાત ઉપર ચડાઈ કરી તે માટે ઇતિહાસલેખકો કેટલાંક કારણો આપે છે. ઇતિમાદખાનનું આમંત્રણ ગૂજરાત જેવા ધનવાન દેશને પોતાના સામ્રાજ્યમાં ભેળવી દેવાનો લોભ, એક સત્તાના છત્ર નીચે દેશની વ્યવસ્થા, અને બળવો કરી આવેલા મિરઝાંઓને સજા કરવાની ઇચ્છા, એવાં કારણો આપે છે.[૫૮] બીજાં બધાં કારણો અકબરના મનમાં કદાચ હશે, પરંતુ અહમદીનો લેખક સ્પષ્ટ લખે છે કે "બાદશાહે પ્રજાની સ્થિતિ તથા દેશની હાલત કરતાં વિશેષ લક્ષ મિરઝાંઓનો અગ્નિ હોલવવા ઉપર આપ્યું."[૫૯] અકબરની પહેલી ચડાઇ માટે આ ટીકા સત્ય છે. સામાન્ય પ્રજા દુઃખી થઇ એવું જે સ્પષ્ટ વચન અહમદીકારે લખ્યું છે એવું બીજા લેખકોના લખાણમાં મળતું નથી એ સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વની વાત છે.

## ગૂજરાત સલ્તનતનો અંત

ઈ. સ. ૧૫૭૨ના નવેમ્બરમાં[૬૦] ગૂજરાતના પુરાણા પાટનગર પાટણમાં અકબરે પડાવ નાંખ્યો અને ગૂજરાતી અમીરો એને તાબે થયા એ વર્ણન જુદા પ્રકરણમાં કરીશું. ગૂજરાતનો છેલ્લો સુલતાન મુઝફ્ફર ત્રીજો જોકે

---

૫૬ : મિરાતે અહમદી–સૈયદ નિઝામુદ્દીન ચિશ્તી-કૃત ભાષાંતર, ભા. ૧ લો, પૃ. ૯૮, ૧૦૦

૫૭ : એ જ, પૃ. ૧૦૦

૫૮ : પ્રો. કોમિસેરિયેટ, પૃ. ૫૦૬–આ કારણો આપે છે.

૫૯ : અહમદી. પૃ. ૧૦૦ અહમદીનું કારણ જ બધો વિચાર કરતાં સાચું લાગે છે. અકબરની બીજી વારની ચડાઇમાં ગૂજરાતનો મોહ કદાચ હોય તે વધારે બનવા જોગ છે. અહમદીના લેખકના આ શબ્દો સાચા ઇતિહાસલેખકને શોભે એવા છે.

૬૦ : અકબર તા. ૨૭ જુલાઈ ૧૫૭૨ને રોજ રાજધાનીથી પ્રયાણ કરી રજપૂતાનામાં થઈ ડીસા થઈ મુકામ કરતાં તા. ૭ નવેમ્બર ૧૫૭૨ને રોજ પાટણ આવ્યો. વિગતો આગળ જોઈશું.

લાંબા વખત સુધી અકબર સામે લડ્યો તે પણ જોઈશું.[૬૧] છતાં ગૂજરાત-માંથી સ્વતંત્ર મુસલમાન સલ્તનતનો આ વર્ષથી સત્તાવાર રીતે અંત આવ્યો, અને ગૂજરાત મુઘલ સામ્રાજ્યનો ભાગ બની રહ્યું. એ બધું વર્ણન કરતાં પહેલાં આ સમયના મુખ્ય પુરુષો તથા બીજી સાંસ્કૃતિક પ્રવૃત્તિઓનું વર્ણન કરવું જોઇએ.

## સલ્તનતના અંતસમયના અમીરો

નામના સુલતાન મુઝફ્ફર ત્રીજાના સમયના, ખરી રીતે કહીએ તો નધણિયાતા, ગૂજરાતમાં કેટલીક વ્યક્તિઓ નોંધપાત્ર થઈ છે. એમાં ઇતિમાદ-ખાનના ઉલ્લેખો જોયા અને આગળ હજી જોઇશું; ચંગીઝખાનની પ્રવૃત્તિઓ વિસ્તારથી જોઈ. ગૂજરાત સલ્તનતના ઇતિહાસમાં એ એક જ અમીર એવો થઇ ગયો કે જેણે બહુ ટૂંકા સમય માટે કેવળ સ્વતંત્ર બાદશાહના જેવી સત્તા અને ઠાઠ અનુભવ્યાં.[૬૧અ] તે સાથે પ્રજાને જુલ્મમાંથી મુક્ત કરી ન્યાય અને વ્યવસ્થાનું સ્થાપન કર્યું તે જોઇ ગયા. ઉત્તર ગૂજરાતમાં શેરખાન પુલાદી વગેરે અફઘાનો સ્વતંત્ર જેવા હતા, પણ તેમના ચરિત્રમાં નોંધપાત્ર કાંઇ નથી. સૌરાષ્ટ્રમાં તાતારખાન ઘોરી અને અમીનખાન ઘોરીને માટે પણ એમ જ કહી શકાય. સૈયદ મુબારકના પુત્ર સૈયદ મીરાં અને સૈયદ હામીદ મોટા અમીરો હતા. સૈયદ મીરાંએ પોતાના પિતાની પેઠે લડતા પક્ષોમાં સમાધાન કરાવી શાંતિ જાળવવા પ્રયત્ન કર્યા. એમણે આ સમયમાં સૈયદ મુબારકનો રોજો મહેમદાવાદ પાસે બંધાવ્યો તેની નોંધ આગળ લઇશું. એમના મરણ પછી એમના પુત્ર સૈયદ હામીદે એવું જ શૌર્ય બતાવ્યું છે, તેની નોંધ અકબરના સમયમાં લઈશું. મિરઝાંઓ દક્ષિણ ગૂજરાતમાં સત્તા ઉપર હતા અને એ અકબરના સગા તથા પ્રસિદ્ધ મુઘલ વંશના હતા, પરંતુ ગૂજરાતના ઇતિહાસમાં એમના નામની નોંધ સિવાય વધારે સ્થાન નથી. હબસી અમીરોમાં મુહમ્મદ ઉલુઘખાન[૬૨] અને જુઝારખાન ખાસ નોંધપાત્ર છે. એમણે ગૂજરાતમાં આ સમયના બખેડાઓમાં જે ભાગ લીધો તેની નોંધ

૬૧ : અકબરની પહેલી ચડાઈ ૧૫૭૨માં થઈ ને સલ્તનતનો અંત આવ્યો, પણ ઈ. સ. ૧૫૦૪ સુધી સુલતાને લડાઇઓ ચાલુ રાખી એ આગળ જોઈશું.

૬૧ અ. અરબી ઇતિહાસ પૃ. ૫૧૬માં કહે છે કે હિ. સ. ૯૭૫માં એ ગૂજરાતનો સ્વતંત્ર બાદશાહ હતો. આ વાત સત્ય છે.

૬૨ : ઉલુઘખાન ખિતાબવાળા ત્રણ હબસી અમીરો થઈ ગયા તેની નોંધ પાછળ લખી છે. એમાં આ ત્રીજો મુહમ્મદ ઉલુઘખાન અરબી ઇતિહાસલેખક હાજી દબીરનો શેઠ હતો એટલે એ ગ્રંથમાં એની હકીકતની અગ્રણી વિગતને મહત્ત્વ આપવામાં આવ્યું છે.

પાછળ કરી છે. એમણે સલ્તનતનાં છેલ્લાં ચાર વર્ષોમાં ઇતિમાદખાન અને સુલતાન મુજફ્ફરની હાજરીમાં પણ સ્વતંત્ર અમીરો જેવી વર્તણૂક રાખી હતી, અને મધ્ય ગૂજરાતના કેટલાક જિલ્લાઓ તથા કેટલોક વખત અમદાવાદમાં પણ પોતાની સત્તા જમાવી હતી. એમાં જુઝારખાનનું નામ ખાસ નોંધપાત્ર છે.

### જુઝારખાન હબસી

જુઝારખાન હબસીનું નામ મરજાન છે.[૬૩] એણે અમદાવાદમાં જે સત્તા ભોગવેલી તેનાં સ્મરણ જુદી જ રીતે રહેલાં છે. એક એના નામનો રસ્તો અમદાવાદમાં કારંજની બાજુમાં પથ્થર કુઇ પાસે હતો એવી નોંધ મિરાતે અહમદીમાં પણ છે, પણ આજે તેનો પત્તો નથી.[૬૪] બીજું અમદાવાદમાં લાલ દરવાજે જગપ્રસિદ્ધ મસ્જિદ બાંધનાર શેખ સઈદ સીદીને પોતાના ભાઈ જેવો ગણી એણે ઊંચે ચડાવ્યો, એ વાતની નોંધ શેખના ચરિત્રમાં લઈશું. બધા હબસી અમીરોમાં જુઝારખાનનું માન સારું હતું અને માણસ તરીકે એનામાં કેટલાક ગુણ પણ સારા હતા. એ સાહસીધો અને વિશ્વાસુ હતો. તે સાથે મજબૂત પ્રભાવશાળી, મુત્સદ્દી, બહાદુર, હિમ્મતવાળો, કુશળ, ડાહ્યો, મહાન ઘોડેસવાર હતો. એનાં વર્તન અને ટેવો પણ સારાં હતાં.[૬૫] એની જિંદગીમાં ચંગીઝખાનને દગાથી પાછળથી ઘા કરી મારી નાખ્યો એ મોટું પાપ થઈ ગયું હતું. પરંતુ તવારીખોનું વર્ણન બરોબર વાંચતાં એમાં ઉલુઘખાને બીજા ખટપટિયાઓની શિખવણીથી એને પ્રેર્યો હતો એ મુખ્ય કારણ હોય એમ લાગે છે. છતાં પણ એવું કાર્ય ન કરવા માટે એણે પોતાનું મનોબળ ન બતાવ્યું એટલી ચારિત્ર્યની ખામી ગણાવી શકાય. ખટપટિયાઓએ એ બન્ને બળવાન હબસીઓના મનમાં ચંગીઝખાન એમને મારી નાખવાનો છે એવો ભય ઉત્પન્ન કર્યો હતો એ પણ કારણ હોઇ શકે. છતાં એ પાપ કાર્યમાં જોખમદારી ઉલુઘખાનની કાંઇક વધારે છે. શહેનશાહ અકબર સુરત જીતી ભરૂચ આવ્યો ત્યારે ચંગીઝખાનના ખૂનની ફરિયાદ કરવામાં

---

૬૩: એ રૂમીખાનનો ગુલામ હતો તેથી એને રૂમીખાન પણ કહે છે. અરબી ઇતિહાસનો લેખક કહે છે કે ચંગીઝખાનના મરણ પછી એનાં હાથી અને તોપો (પૃ. ૫૧૫) જુઝારખાનને મળે છે. એ હબસી છતાં તુર્કી ભાષા સારી બોલી શકતો. અરબી ઇતિહાસમાં એના નામ આગળ સમરૂલ્મુલ્ક ખિતાબ લખ્યો છે, પણ ભૂલ હોય એમ લાગે છે. સમરૂલ્મુલ્ક જુદી વ્યક્તિ હોય એમ લાગે છે. અરબી ઇતિહાસમાં જુઝારખાનનું વર્ણન પણ ખૂબ વિગતથી છે.

૬૪: મિરાતે અહમદીની પુરવણી—ચકલાઓ અને રસ્તાઓ—અમદાવાદના ઇતિહાસમાં મેં એની નોંધ કરી છે.

૬૫: અરબી ઇતિહાસ, પૃ. ૫૭૮

આવી. અકબર સામે એણે અસભ્ય શબ્દો ઉચ્ચારેલા એમ પણ કહેવાય છે, પણ ગુનો કર્યો છે એટલું એણે કબૂલ કર્યું. અકબરના હુકમથી એને હાથીના પગ તળે મારી નાખવામાં આવ્યો તેનો ઉલ્લેખ આગળ કરીશું.[૬૬] ભરૂચથી એના મૃત દેહને અમદાવાદ લાવી સરખેજ આગળ શેખ અહમદ ખટ્ટુના રોજા પાસે એના પિતા બિલાલ જુઝારખાન અને યાકૂત ઉલુઘખાનની કબરો પાસે દફન કરવામાં આવ્યો.

### એને સરખેજમાં દફન કર્યો

સરખેજમાં આ રોજો હાલ ક્યાં છે તે નક્કી થઇ શક્યું નથી, પરંતુ અરબી ઇતિહાસમાં હાજી દબીરે એનું વર્ણન કર્યું છે. એ વર્ણન કરતાં એક રસમય વાત લખી છે: કહે છે કે શેખ અહમદ ખટ્ટુની દરગાહની ઝિયારતે જુઝારખાન અને ઉલુઘખાન એક દિવસ ગયા હતા ત્યારે એ રોજો બંધાવેલો ત્યાં ગયા. વચ્ચે કબરની જગ્યા ખાલી જોઇ જુઝારખાને પૂછ્યું કે અહીં કોણ દફન થશે. ઉલુઘખાને ઉત્તર દીધો કે જેણે આ બનાવ્યું છે તે દફન થશે! ત્યારે જુઝારખાને સામે ઉત્તર વાળ્યો કે આપણા બેમાંથી જે પહેલો અવસાન પામશે તે અહીં દફન થશે.[૬૭] અરબી ઇતિહાસમાં એના રોજાનું વર્ણન કરેલું છે એ ઉપરથી સરખેજના તળાવને કિનારે એ રોજો હોવો જોઇએ. દરગાહનું આંગણું મોટું હતું અને દરવાજો હતો. કબરનો રોજો થાંભલાઓ ઉપર ઘુમ્મટો કરીને બનાવેલો હતો. એની આગળ બે લાંબા ચબૂતરા અને એક બેઠક હતી. ઓરડાની પાસેનો ચબૂતરો હોજ (તળાવ)ને કાંઠે પડે છે. રોજામાં પહેલી બિલાલ જુઝારખાન શહીદની કબર છે. એ પછી ચોથા ઘુમ્મટમાં મંડલ ઉલુઘખાન સુલતાનની કબર છે. ત્રીજા ઘુમ્મટમાં યાકૂત ઉલુઘખાનની અને બીજામાં મરજાન જુઝારખાનની છે. આ રોજા સાથે મસ્જિદનો ઉલ્લેખ નથી એ આ બધી વિગત જોતાં નવાઇ જેવું લાગે છે.[૬૮]

---

૬૬: અરબી ઇતિહાસ, પૃ. ૫૮૧માં એ વર્ણન છે. અબુલ ફઝલના વર્ણનમાં કાંઇક ફેર છે તે આગળ જોઈશું.

૬૭: એ જ, પૃ. ૫૮૨

૬૮: એ જ, પૃ. ૫૮૨-૮૩. રોજાની વિગત આપી છે. સરખેજની શેખ અહમદની દરગાહના મુખ્ય દરવાજા બહાર થાંભલા ઉપર ઘુમ્મટો વાળીને એક ખુલ્લી દરગાહ અમદાવાદી બાંધણીની છે એ પણ કોની છે તે જણાયું નથી, પરંતુ અરબી ઇતિહાસનું વર્ણન જોતાં એ હબસીઓની નથી એમ સમજાય છે. વળી એની સાથે નાની મસ્જિદ છે, એટલે એની શોધ થવાની જરૂર છે.

## મહેમદાવાદ પાસે સૈયદ મુબારકનો રોજો

હવે આ સમયમાં સૈયદ મીરાંએ બંધાવેલા સૈયદ મુબારકના રોજાનું ટૂંકું વર્ણન જોઇએ. ગૂજરાતમાં સુલતાનોના અને અમીરોના જે રોજાઓ છે તેમાં આ રોજો બાંધણીની દૃષ્ટિએ સર્વથી ઉત્તમ છે. એમાં પહેલાંના સુલતાનોના રોજાઓની પેઠે થાંભલા પાટડાની બાંધણી નથી પણ કમાનોની બાંધણી કરીને ઊંચાઇ વધારવાથી મનોહરતા સારી રીતે જળવાઈ છે. પાછળ વર્ણન કર્યું તે પ્રમાણે જે જગ્યાએ સૈયદ મુબારકનું અવસાન થયું ત્યાં એમના પુત્રે આ સુંદર રોજો બંધાવ્યો. આજે મહેમદાવાદથી દોઢેક માઇલ છેટે આ રોજો આવેલો છે. આ જાતના રોજાઓની બાંધણીની વટવામાં કુતુબેઆલમ સાહેબનો નવો રોજો બંધાયો તેમાં અને હાલોલમાં સુલતાન સિકંદરના રોજાની બાંધણીમાં શરૂઆત થઇ અને જૂની થાંભલા પાટડાની બાંધણીની રીત ઓછી થઇ ગઇ. જમાલપુર દરવાજા બહાર મીર અબુતુરાબનો રોજો જો કે સાદો છે છતાં એની બાંધણી કમાનો ઉપર કરેલી છે, એટલે પહેલાંના બાદશાહોના રોજાઓ અને પછી આ જાતના રોજાઓમાં સૈયદનો રોજો સલ્તનતના અંતસમયમાં બંધાયેલો અને ગૂજરાતના બીજા રોજાઓ કરતાં વધારે આકર્ષક છે. એની રચનામાં દરેક ભાગની સમાનતા બરોબર જળવાઇ છે, તે સાથે એમાં નકશો (plan) સાદો છે. અંદરની બધી રચના અને વિભાગોની ગોઠવણી પણ ઉત્તમ છે, એટલે સાદાઇમાં બાંધણીની મનોહરતાનો આવો સુમેળ ભાગ્યેજ હિંદની કોઈ દરગાહમાં આનાથી ચડી જાય એવો મળશે. ફર્ગ્યુસન કહે છે તે ખરું છે કે જો આ રોજો કદમાં મોટો હોત તો હિંદના રોજાઓમાં સર્વથી ઉત્તમ ગણી શકાત.[૬૯] પર્સી બ્રાઉન આ રોજાની બાંધણીની પ્રશંસા કરતાં કહે છે કે કમાનોની બાંધણી અહીં ગૂજરાતમાં શ્રેષ્ઠ કક્ષાએ પહોંચી છે એમ કહી શકાય. બધા ભાગને જોતાં તેમજ સમગ્રતામાં જોતાં આ રોજાની બાંધણી કરનાર શિલ્પી ગૂજરાતી કારીગરોની જૂની પ્રણાલિકાનો નહિ પણ દિલ્હીની પ્રેરણા લઇ આવેલો હોવો જોઇએ. દિલ્હીમાં લોદી વંશના સુલતાનોની પડતી દશા થઈ તે વખતે ગૂજરાતની પૂરી જાહોજલાલી હતી એટલે ત્યાંના મુસલમાન રીત પ્રમાણે બાંધકામ કરનારા શિલ્પીઓ ગૂજરાતમાં આકર્ષાયા એમ મિ. બ્રાઉનનું માનવું

૬૯: Fergusson: Indian and Eastern Architecture કહે છે કે "There is a simplicity about its plan, a solidity and balance of parts in its design, which has rarely, if ever, been surpassed in any tomb in India." (II. 244–245)

છે. કમાનોની બાંધણી આ રોજામાં સંપૂર્ણતાએ પહોંચી એમ એ માને છે.[૭૦]

### વર્ષ માટે મિ. બ્રાઉનની ભૂલ

પરંતુ આપણી સ્થાપત્યકલાના આ વિદ્વાન અભ્યાસીની અહીં એક મોટી ભૂલ થાય છે. એમણે ઇ. સ. ૧૯૪૨માં એમનો સ્થાપત્ય વિશેનો પ્રમાણભૂત ગણાય એવો ગ્રંથ લખ્યો છતાં આ ભૂલ કેમ થઇ તે આશ્ચર્ય જેવું છે. એઓ એમ માને છે કે સૈયદ મુબારકનો રોજો ઇ. સ. ૧૪૮૪માં બંધાયો છે, જ્યારે ખરી રીતે એ ઇ. સ. ૧૫૫૮માં સૈયદના અવસાન પછી એમના પુત્ર સૈયદ મીરાંએ બાંધ્યો છે. સૈયદ મીરાંનું અવસાન ઇ.સ. ૧૫૭૨માં થયું અને ૧૫૭૩માં સલ્તનતનો અંત આવ્યો, એટલે આ રોજો ઈ.સ. ૧૫૬૦ની લગભગમાં બંધાયો છે. ઈ. સ. ૧૪૮૪માં આ જાતના કમાનોના રોજા બાંધવાનો પ્રચાર નહોતો. છેક ઇ. સ. ૧૫૨૫ સુધી પણ એ રચના ખાસ પ્રચલિત થઇ નહોતી. આજના અવશેષો જોતાં તો ઈ. સ. ૧૫૨૫ પછી સુલતાન સિકંદરના હાલોલના રોજાથી આ જાતના રોજાનો પ્રચાર થયો. એમાં દિલ્હીની અસર ગણવી કે ત્યાંથી આવેલા કારીગર ગણવા એ માટે આધાર મળતા નથી, પરંતુ ગૂજરાતના કારીગરોની મુક્ત કંઠે પ્રશંસા કરતા મિ. બ્રાઉન કમાનોની આ બાંધણી એ કારીગરો ન કરી શકે એમ માને છે તે માટે વધારે આધાર જોઇએ. કમાનો મસ્જિદોના મહેરામાં તો અસલથી વપરાતી હતી. મકાનોની ઊંચાઇ વધારવા માટે એનો ઉપયોગ સલ્તનતના પાછલા ભાગમાં થયો અને મસ્જિદના લાંબા લિવાન કરતાં ચોરસ રોજાની બાંધણીમાં કમાનો વધારે સારી લાગવા માંડી અને સરળતા પણ સાંપડી.[૭૧]

### બાદશાહ જહાંગીરે કરેલું વર્ણન

ઇ. સ. ૧૬૧૮માં બાદશાહ જહાંગીરે આ દરગાહની મુલાકત લીધી હતી અને એની પ્રશંસા કરી હતી. એ પોતાની નિત્યનોંધમાં લખે છે કે "મહેમૂદાબાદની નદીને કાંઠે સૈયદ મુબારકનો રોજો એમના પુત્ર સૈયદ મીરાંએ બાંધેલો તે ઉત્તમ છે અને એનું શિખર ઊંચું છે. એને બાંધતાં બે લાખ રૂપિયા ખર્ચ થયું હશે. ગૂજરાતના સુલતાનોના રોજાઓ જોયા, પણ તે આ રોજાના

---

૭૦ : Percy Broun : Indian Architecture, Islamic P. 54 "...one and all betray the influence of a master mason not drawn from the local guild of temle builders."

૭૧ : ચાંપાનેરનાં મકાનોનો અભ્યાસ કરતાં અને હાલોલના સિકંદરના રોજાને જોતાં કમાનોની બાંધણી ઈ. સ. ૧૫૨૬ પછી આપણા સ્થપતિઓએ અપનાવી એમ માનવું પડે.

દસમા ભાગ જેટલા પણ સારા ન ગણાય. છતાં પણ એ લોકો બાદશાહો હના અને સૈયદ મીરાં એમના નોકર હતા."[૭૨]

## ગુજરાતની સ્થાપત્યકલાના ગૌરવ જેવી–અમદાવાદ લાલ દરવાજે આવેલી સીદી સઇદની જગપ્રસિદ્ધ મસ્જિદ

હવે અમદાવાદમાં લાલ દરવાજે આવેલી સીદી સઇદની મસ્જિદના નામથી ઓળખાતી, ગૂજરાતનું, ગૂજરાતી કલાનું અને અમદાવાદની કીર્તિ માત્ર હિંદમાં જ નહિ પણ સ્થાપત્યકલામાં રસ લેતી દુનિયાભરની આલમમાં પ્રસિદ્ધ કરનાર મસ્જિદનું અને એના સંસ્કારી બંધાવનારનું વર્ણન જરા વિસ્તારથી/કરીએ. દેશના સાંસ્કૃતિક ઇતિહાસમાં સ્થાપત્યકલા એક મહત્ત્વનું અંગ છે એટલે આવી જગપ્રસિદ્ધ કલાકૃતિવાળા મકાનનું વિગતવાર વર્ણન અસ્થાને ન ગણાય.

### સીદી સઇદનું ચરિત્ર

અમદાવાદની આ પ્રસિદ્ધ મસ્જિદ બાંધનાર શેખ સઇદ હબસી એ પહેલાં રૂમીખાનનો ગુલામ હતો અને પછીથી સુલતાન મહમૂદ ત્રીજાની નોકરીમાં આવ્યો ત્યારથી સુલતાની કહેવાતો હતો.[૭૩] ઉપર જોયું તે પ્રમાણે ઇતિમાદખાનના અમલનાં પાછલાં વર્ષોમાં જ્યારે જુઝારખાન હબસીની સત્તા ખૂબ જામી હતી ત્યારે આ શેખની ચડતી થઈ. જુઝારખાન સાથે એમને એક ભાઇ જેવો સંબંધ હતો. એની મદદથી શેખને જાગીરમાં કેટલાંક ગામ મળેલાં, અને એનો સારો વહીવટ કરી એણે સારો પૈસો સંપાદન કર્યો અને તેનો સદુપયોગ પણ કર્યો.[૭૪] જિંદગીનાં શરૂઆતનાં વર્ષોમાં શેખે લશ્કરી નોકરી કરી હતી, જુઝારખાન સાથે રહી લડાઇઓમાં ભાગ લીધેલો. ઉલુઘખાન અને જુઝારખાન વચ્ચે બનેલા બનાવોમાં એ જુઝારખાનના પક્ષે હતો, અને નાસીર દરિયાખાનના એલચી તરીકે એને એક વાર ચંગીઝખાન પાસે મોકલવામાં આવ્યો હતો. એ પછી એણે લશ્કરી નોકરી છોડી દીધી. જુઝારખાને એને જે જાગીર આપી એમાંથી એને પાંચ લાખ ટકાની આવક થતી હતી એ બધી આવક એ સારાં કાર્યો કરવામાં વાપરતો. એ ગરીબ લોકો અને ગુલામો વગેરે સાથે સારો વર્તાવ રાખતો. એના તબેલામાં ઘોડા તથા ઊંટની સંખ્યા સારી રહેતી. લાલ

૭૨: તુઝુકે જહાંગીરી—અંગ્રેજીમાં રોજર્સ અને બેવેરીજનું ભાષાંતર, ૧. પૃ. ૪૩૬.
૭૩: અરબી ઇતિહાસ, પૃ. ૬૪૦-૪૧માં એનું ચરિત્ર વિગતવાર આપેલું છે. એ ઇતિહાસ એની મસ્જિદને બદલે રોઝો શબ્દ લખે છે, પણ મસ્જિદનું વર્ણન છે.
૪૭: એ જ, પૃ. ૬૪૦-૪૧

દરવાજા પાસે જે મસ્જિદ છે ત્યાં, જમણી બાજુ એક લંગરખાનું એણે કરાવ્યું હતું. ત્યાં રોજ લગભગ એક હજાર માણસોને ખાવાનું મળતું. રોજનું વીસ મણ અનાજ રાંધી ફકીરોને વહેંચવામાં આવતું. એમને બિછાનું પથારી બેસાડી જમાડવામાં આવતા. આબરૂદાર માણસો માટે જુદી રસોઇ થતી. શહેરના વિદ્વાનો, મિત્રો અને યમન વગેરેથી આવેલા શરીફ લોકોને ખાસ જુદી જગ્યાએ બેસાડી જમાડવામાં આવતા. વિરક્ત લોકો જે ન આવી શકતા હોય તેમને રહેવાની જગ્યાએ ખાણું પહોંચાડવામાં આવતું. શિયાળામાં ફકીરોને કામળા વહેંચવામાં આવતા.[૭૫]

## એક સંસ્કારી પુરુષ

શેખ સઈદ સીદી વિદ્યાસંસ્કારને આશ્રય આપનાર હતો અને પોતે પણ જ્ઞાની હતો. એની મજલીસમાં ધાર્મિક પુરુષો, વિદ્વાનો તથા સામાન્ય જનતા પણ આવતાં. શેખ હમીદ બિન કાઝી અબ્દુલ્લાહ સિંધીએ લખેલું જામિયે હુમૈદી નામનું પુસ્તક એણે વ્યવસ્થિત રીતે લખ્યું હતું અને તેનું નામ જામિયે સઇદી રાખ્યું હતું. એને પુસ્તકાલયનો શોખ પણ હતો. એણે મિસર (ઇજિપ્ત)થી ખાજા સલામત મગ્રીબીની સરદારી નીચે એક વહાણ પુસ્તકો લાવવા મોકલ્યું હતું. પુસ્તકોની યાદી પણ સાથે હતી. પરંતુ કમનસીબે અમદાવાદ લાવવા માટે ખંભાતના અખાતમાં આ વહાણ ડૂબી ગયું એમાં ઘણાં ખરાં પુસ્તકો નાશ પામ્યાં અને થોડાં જ બચાવી શકાયાં.[૭૬]

## એની પ્રસિદ્ધ મસ્જિદનું વર્ણન

પરંતુ એની કીર્તિ ચિરંજીવ કરનાર મસ્જિદ એણે જે શોખ અને કલાથી બનાવી છે તે એના આ ચરિત્ર ઉપરથી જોઇ શકાય છે. આ સંસ્કારી માણસ માટે આજ સુધીના ઇતિહાસોમાં કાંઈ નોંધ નહોતી. સર ડેનિસન રોસે ગૂજરાતનો અરબી ઇતિહાસ–જફરૂલવાલેહ બહાર પાડયો એમાંથી એની બધી વિગતો મળે છે. એ ગ્રંથમાં લખે છે કે અમદાવાદ શહેરના દારઉસ્સલ્તનત[૭૭] પાસે શેખ સઈદે પોતાને માટે રોજો બંધાવ્યો હતો. ત્યાં નાની ઈંટોની એક મસ્જિદ

૭૫: અરબી ઇતિહાસ, પૃ. ૬૪૦-૪૧માં આ બધું વર્ણન આપેલું છે.

૭૬: એ જ, પૃ. ૬૪૦-૪૧

૭૭: દારઉસ્સલ્તનત. સલ્તનતની રાજધાની–રાજગઢ–અહીં ભદ્રનો કિલ્લો. આ મસ્જિદ ભદ્રના કિલ્લાની દીવાલનો થોડો ભાગ તોડીને બાંધવામાં આવી છે. પશ્ચિમ તરફ સુંદર જાળીઓ છે એટલે કોટ એ તરફ હોવાથી તોડયા વિના છૂટકો નહોતો. જાુઆરખાનની મદદ વિના એ બની શકે નહિ.

હતી. એની ડાબી બાજુ રોજો બનાવ્યો હતો. મસ્જિદને વધારી પથ્થરની બનાવી. એની ઊંચાઈ વધારી ઘુમ્મટવાળી અગાસી કરી. એની બાંધણીમાં વપરાયેલા પથ્થરો એકથી બે હાથ લંબાઈના ઊંચી જાતના લાવવામાં આવ્યા. એમાં સુંદર કારીગરીવાળી બારીઓ મૂકવામાં આવી. હિજરી ૯૮૦-ઈ. સ. ૧૫૭૨-૭૩માં આ મસ્જિદ બાંધવામાં આવી. શેખ અબ્બન નામનો માણસ જેની કબર શેખ સઇદની સાથે જ છે એણે મસ્જિદનો ચબૂતરો બાંધેલો. ઇ. સ. ૧૫૭૩માં અકબરે ગૂજરાત જીત્યું ત્યારે આ મસ્જિદ બંધાઇ રહી હતી. હિ. સ. ૯૮૪ના શવાલ મહિનાની ૩જી તારીખે (ઈ. સ. ૧૫૭૬-૨૪ ડિસેમ્બર) શેખનું અવસાન થયું અને મસ્જિદની બાજુએ કરેલા રોજામાં એને દફ્ન કરવામાં આવ્યો.[૭૮]

## સ્થાપત્યના પ્રસિદ્ધ વિવેચકોની આ મસ્જિદની બાંધણીના વર્ષની થયેલી ભૂલ

હવે મસ્જિદની બાંધણી, એ બાબતની ચર્ચામાં આપણા સ્થાપત્યના પ્રસિદ્ધ વિદ્વાનોએ કરેલી ભૂલ, અને એની કારીગરીનાં વિવેચકોએ કરેલાં વખાણ પણ જોઈ જઇએ. આ મસ્જિદ બંધાવવાનું ચોક્કસ વર્ષ અરબી ઇતિહાસમાંથી મળે છે તે જોયું. પરંતુ એ માટે ફર્ગ્યુસન વગેરેથી શરૂ કરીને છેક પર્સી બ્રાઉન સુધીના વિદ્વાન સ્થાપત્યકલાના વિવેચકોએ વર્ષ નક્કી કરવામાં ભૂલ કરી છે. પર્સી બ્રાઉનનો બીજી રીતે બહુ મૂલ્ય અને સુંદર ગ્રંથ છેક ૧૯૪૨માં લખાયો તેમાં પણ ઇતિહાસને લગતી આવી બાબતોમાં ભૂલ કરે છે. એ ગ્રંથ બહાર પડ્યો ત્યારે સર ડેનિસન રૉસનો સંપાદન કરેલો અરબી ઇતિહાસ બહાર પડ્યાને વર્ષો થઈ ગયાં હતાં, અને પ્રો. કોમિસેરિયેટે એમના ઇતિહાસમાં (૧૯૩૮) એ ગ્રંથનો ઉપયોગ આ મસ્જિદનું વર્ષ નક્કી કરવામાં આધાર તરીકે કર્યો પણ હતો, એટલે બાંધણીના ઇતિહાસની દૃષ્ટિએ પણ મિ. બ્રાઉનની ભૂલ ચલાવી ન લેવાય એવી કહી શકાય. ઇતિહાસમાં (૧૯૨૯) મસ્જિદોની બાંધણીની પ્રગતિના ઇતિહાસને ધ્યાનમાં લેતાં સ્થાપત્ય-કલાના આ વિવેચકોની ભૂલની મેં ચર્ચા કરી હતી અને એ પ્રમાણે જોતાં બધાંમાંનો સમય, લગભગ ચોક્કસ કહી શકાય એવો, ચર્ચ્યો હતો. અરબી ઇતિહાસમાંથી હવે એ વાતનો તદ્દન ચોક્કસ નિર્ણય ઉપર મુજબનો સ્પષ્ટ થયો છે. વિદ્વાન પાશ્ચાત્ય વિવેચકો મહમૂદ બેગડાના સમયમાં કે એથી વહેલા આ મસ્જિદની બાંધણી ગણે છે એટલે ઇ.સ. ૧૫૧૫ની સાલની પહેલાં

---

૭૮: એ જ, પૃ. ૬૪૦-૪૧. વર્ષ માટેની ચર્ચા આગળ કરીશું.

ગણે છે. આ કેવળ ભૂલ છે. ઈ. સ. ૧૫૨૫ પહેલાં આ જાતની બાંધણી જોવામાં આવી નથી.[૭૯]

### એ મસ્જિદનું વર્ણન

આ મસ્જિદ નાની, ૬૮×૩૬ ફીટની લંબાઈ પહોળાઈની છે. એમાં એક થાંભલા ઉપર ચાર ચાર કમાનો ઉતારી, ઉપરની ચપટા ઘુમ્મટોની છત બનાવવા માટે ચોરસને કાપીને અષ્ટકોણ બનાવ્યા છે અને ખૂણામાં નાની કમાનોથી ટેકા આપ્યા છે. મુહમ્મદ ઘોસ અને શાહઆલમની મસ્જિદો જે આ સમય પછી બંધાયેલી છે તેને મળતી બાંધણી છે. કમાનો શુદ્ધ અમદાવાદી છે. પાછળની પશ્ચિમ તરફની દીવાલમાં પાંચ મોટી કમાનોમાં જાળીઓ કરેલી છે, તેમાં છેડા ઉપરની બે ભૌમિતિક આકૃતિઓની છે. વચ્ચેની કમાન પથ્થર જડી બંધ કરેલી છે. એની આસપાસની બે ફૂલવેલ અને વનસ્પતિની કારીગરીવાળી જગપ્રસિદ્ધ જાળીઓ છે. દક્ષિણ તરફ ત્રણ જાળીઓ ભૌમિતિક

---

૭૯: Percy Brown: Indian Architecture, Islamic. P. 55. જુઓ ગૂજરાતનું પાટનગર અમદાવાદ, પૃ. ૬૨૭-૩૧. એમાં મેં વિસ્તૃત ચર્ચા કરી છે. અહીં વાંચનારની રજા લઈ એક અંગત નોંધ કરવાની જરૂર છે. અમદાવાદનો ઇતિહાસ ગુ. સાહિત્ય સભાએ ૧૯૨૯માં બહાર પાડ્યો તે પહેલાં ૧૯૨૭ના કાર્તિકના "વસંત" માસિકમાં આ મસ્જિદની બાંધણી અને એના બાંધનાર માટે મેં વિસ્તૃત ચર્ચા બહાર પાડેલી. અમદાવાદના ઈતિહાસમાં એનો સાર માત્ર લીધેલો. એમાં માત્ર બાંધણીની દૃષ્ટિએ આ મસ્જિદ સ્થાપત્યવિવેચકો ધારે છે એ સમયમાં નહિ પણ સલ્તનતના અંતભાગમાં ૧૫૬૦થી ૧૫૭૦ના દસકામાં બંધાઈ એનાં કારણો આપ્યાં છે. બાંધનાર તરીકે સીદી સઈદનો તે વખતે પત્તો ન લાગવાથી જુઝારખાન હબસીને સીદી શહીદ કલ્પીને એનો બાંધનાર હોવો જોઇએ એમ અનુમાન કર્યું છે. તે સાથે અમ. ઇતિ. પૃ. ૬૩૧ની નોંધ ૧માં એવી આશા પણ વ્યક્ત કરી છે કે સલ્તનતના અંતમાં બંધાયાનું ચોક્કસ લાગે છે, છતાં બંધાવનાર જુઝારખાન હોય તે બાબત શંકા કે ચર્ચાને સ્થાન છે એમ સ્પષ્ટ લખ્યું છે, અને અરબી ઇતિહાસમાંથી કદાચ આ વાત સ્પષ્ટ થાય તો તે માટે અરબી વિદ્વાનોને વિનંતિ કરી છે. અરબી ઇતિહાસ જોવડાવી, પ્રો. કોમિ.એ એ વાત સ્પષ્ટ કરી. એમાં સંતોષની વાત એ છે કે વર્ષ-સમય-નિર્ણય લગભગ ખરો નીકળ્યો. જ્યારે બંધાવનાર સીદી સઈદ એ જુદી વ્યક્તિ નીકળી, પણ જુઝારખાન સાથે એનો ભાઈ જેવો સંબંધ અને એને લીધે શેખ સઈદની ચડતી થઈ એ વાત પણ સ્પષ્ટ થઈ. 'વસંત'માં લેખ છપાવ્યો ત્યારે પ્રો. કોમિ.સાહેબને મેં એ વંચાવેલો અને અમારે પત્રવ્યવહાર પણ થયેલો. સઈદને બદલે શહીદની માન્યતા માટે વધારે આધાર જોઈએ એમ એમણે મને જણાવેલું. પરંતુ સમય અને જુઝારખાનનો સંબંધ એ બધું અનુમાન ખરું નીકળ્યું તે બાબત ૧૯૩૮માં એમણે અંગ્રેજીમાં ઇતિહાસ લખ્યો ત્યારે કાંઈ પણ ઉલ્લેખ કર્યો નથી એ જરા લાગે એવું છતાં અનુમાન માટે મને સંતોષ થયો.

છે.[૮૦] ઉત્તર તરફ જાળીઓની કમાનો ખુલ્લી છે. એનું કારણ રાજ્યક્રાંતિના સમયમાં મસ્જિદ અધૂરી રહી છે એ જ કહી શકાય. મિનારા સાદા પણ ઉત્તમ પ્રકારના છે. મસ્જિદને ફરતા કંદોરા મિનારાને પણ ફરતા સળંગ છે એ વિશેષતા છે. આ મિનારા ગઈ સદીના પૂર્વાર્ધમાં અર્ધા ઉપર ઊભા હતા એમ બ્રિગ્ઝે ૧૮૪૭માં કરેલા વર્ણન ઉપરથી સમજાય છે, પરંતુ આજે છતની ઉપર એની નિશાની પણ નથી.[૮૧] વચ્ચેની કમાન કરી જ નહિ હોય કે વધારે ઉત્તમ કરવા માટે રહેવા દીધી હશે કે અવ્યવસ્થાના સમયમાં તૂટી ગઈ હશે એ આજે સમજવું મુશ્કેલ છે. એ કમાન લૉર્ડ એલ્જિનના સમયમાં કાઢીને વિલાયત મોકલાઈ છે એવી લોકવાયકામાં સત્ય નથી, કારણ કે એ પહેલાં પણ વચ્ચે કાંઇ નહોતું એવા ઉલ્લેખો છે. મસ્જિદને મરાઠા સમયમાં નુકસાન થયું પણ હોય. અંગ્રેજોએ મામલતદારની કચેરી એમાં કરેલી. એ વખતે મહેરાબોમાં પ્રેસ મૂકેલાં અને મહોરાની કમાનમાં બંધ ન થાય એવો દરવાજો મૂકેલો. એકંદરે મસ્જિદ સારી સ્થિતિમાં કહી શકાય એવી રહી છે એનું માન લૉર્ડ કર્ઝનને ઘટે છે.[૮૨]

### એની જગપ્રસિદ્ધ જાળીઓ

પશ્ચિમની દીવાલમાં જે બે પ્રસિદ્ધ જાળીઓ છે તેની પ્રશંસા યુરોપિયન કલાવિવેચકોએ મુક્ત કંઠે કરી છે. ફર્ગ્યુસન કહે છે કે આગ્રા અને દિલ્હીમાં ઉત્તમ કારીગરી છે, પણ આટલા વિસ્તારમાં નથી અને આટલું સમતોલપણું પણ નથી. આ તો માણસે કરેલી પથ્થરની કારીગરી કરતાં જાણે કુદરતે જ રચના કરી હોય એવું લાગે છે. રોમ અને ગ્રીસના ઉત્તમ કલાકારોએ કરેલી નકશી કરતાં પણ આ ઉત્તમ છે.[૮૩] સર જહોન માર્શલ જે સામાન્ય રીતે કડક

---

૮૦ : પશ્ચિમ દીવાલમાં બન્ને છેડા ઉપર પણ ભૌમિતિક જાળીઓ છે. એવી જ સરખેજના રોજામાં પૂર્વ બાજુ છે. તે ઉપરથી એ બન્નેનો ઘડનારો એક જ કારીગર હશે એમ ડૉ. બર્જેસ માને છે. પરંતુ એ બન્ને રચાયાની તારીખોમાં મોટું અંતર છે. જાળીઓ ગૂજરાતી કલાકારોનો ખાસ વારસો છે એ બર્જેસ ભૂલી જાય છે (અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૩૧).

૮૧ : બ્રિગ્ઝ: સિટીઝ, પૃ. ૨૩૧. બ્રિગ્ઝ એમ પણ માને છે કે ૧૭૮૦મા જનરલ ગોડાર્ટે શહેર લીધું ત્યારે આ મસ્જિદમાં કચેરી કરેલી, પણ એ ભૂલ છે. કચેરી બ્રિટિશે અમદાવાદ લીધા પછી ૧૮૧૮ પછી કરવામાં આવી.

૮૨ : કાઉલી-બાઉલી રિપૉર્ટ અને બર્જેસના અમદાવાદના સ્થાપત્યને લગતા અંગ્રેજી ગ્રંથમાં આ વિગત આપેલી છે. મસ્જિદને કચેરી બનાવી ત્યારે ચૂનાથી ધોળેલી તેથી ભૂલથી કેટલાક આરસની માનતા. જાળીઓની છાપ લેતાં અને ચકલાંએ માળા કરવાથી થોડું નુકસાન થયેલું છે (અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૩૦).

૮૩ : હોપ અને ફર્ગ્યુસનનું અમદાવાદના સ્થાપત્યનું પુસ્તક. અમદાવાદનો ઇતિહાસ,

ટીકાકાર છે તે પણ આ જાળીઓની પ્રશંસા કરતાં કહે છે કે આમાં કોઇ મહાન ગૂજરાતી કલાકારનો હાથ છૂપો રહેતો નથી. આ જાળીઓને લીધે જ આ મસ્જિદ જગપ્રસિદ્ધ ગણી શકાય. વનસ્પતિ અને ફૂલવેલની કારીગરીવાળી જાળીઓ જેવા નમૂના તો હિંદભરમાં કોઇ જગ્યાએ મળે તેમ નથી. સર જહોનના અભિપ્રાય પ્રમાણે કલામાં સાદાઇ એ ગૂજરાતી કલાકારના સ્વભાવની વિરુદ્ધ છે, છતાં રાણી સિપ્રીની મસ્જિદની પેઠે આ મસ્જિદમાં સાદાઇ સાથે શ્રેષ્ઠ કલા વપરાઇ છે, આ મસ્જિદ જેવી સુપ્રમાણ અને લાવણ્યવાળી કમાનો અને જાળીઓ શ્રેષ્ઠ છે.[૮૪] રશિયાના સમ્રાટ ઝાર ગઇ સદીના અંતમાં અમદાવાદ આવેલા ત્યારે આ જાળીઓ જોઇ કહેલું કે હિંદનું વનસ્પતિ-સૌંદર્ય અહીં કોતર્યું છે. આ જાળીઓ જોઇએ છીએ ત્યારે આપણે એક ધૂળિયા શહેરમાં ઊભા છીએ એ ભૂલી જઇએ છીએ.[૮૫] પર્સી બ્રાઉન કહે છે કે સીદી સઇદની એક નાનકડી મસ્જિદને દુનિયાભરમાં એની જાળીઓએ પ્રસિદ્ધ કરી છે. ગૂજરાતમાં જાળીઓ સામાન્ય છે અને શોભા ઉપરાંત હવા અજવાળા માટે કરાય છે, પરંતુ એ બધી નાની છે, અને નાના ચોરસ ભાગ પાડી તેમાં ભૂમિતિની આકૃતિઓ કરીને રચેલી છે; પણ સીદી સઇદની મસ્જિદમાં તો કોઇ અસાધારણ કલ્પનાશક્તિવાળા કલાકારે, બધી જૂની પ્રણાલિકાઓને દૂર મૂકીને પથ્થરના ખરબચડા ટુકડાઓ જાણે પાતળું સુંવાળું કપડું (કેન્વાસ) હોય તેમ ચિત્રકારની પેઠે પોતાના મનની કલ્પના મુજબના અલંકાર કોતર્યા છે. પૂર્વ તરફના વનસ્પતિસૌંદર્યમાં મુખ્ય ગણાતા તાડ વગેરેની કલા તથા સૌંદર્યની ભાવનાને એવી કુશળ કારીગરીથી વ્યક્ત કરી છે કે કોઈ પણ દેશની ઉત્તમ કલા સાથે મૂકી શકાય. આ બતાવી આપે

---

પૃ. ૬૩૦. આ જાળીઓનું કદ ઊંચાઈ ૧૦ થી ૧૧ ફીટ અને પહોળાઈ ૬॥ થી ૭ ફીટ છે. ફૂલવેલની પ્રસિદ્ધ જાળીઓ પણ કકડા સાંધીને બનાવેલી છે.

૮૪: સર જ્હોન માર્શલ: કેમ્બ્રીજ હિસ્ટ્રી ઑફ ઇંડિયા ભા. ૩માં સ્થાપત્યનું પ્રકરણ: પૃ. ૬૧૬. મસ્જિદની સાદાઈનું વર્ણન કરી લખે છે કે: "But though such simplicity is rare in Gujarat, there is no mistaking the Gujarati genius in the graceful well-proportioned arches and superbly desgined window-screens. It is these screens that have made the Sidi Sayyidi mosque world famous. ...The other two (Jalis) are adorned with free plant and floral designs, the like of which does not exist in any other monument in India."

૮૫: રશિયાના ઝારની મુસાફરીના વર્ણનનાં બે મોટાં પુસ્તકો છે, તેમાં એકમાં અમદાવાદના વર્ણનમાં આ શબ્દો છે.

છે કે એ સમયમાં અહીં કલા સજીવ હતી.[૮૬] આ પ્રમાણે આ મસ્જિદની જાળીઓની કલા ઉપર ઘણા વિદેશી કલાવિવેચકો મુગ્ધ થયા છે, અને દુનિયામાં કોઈ પણ જગ્યાએ આવડા કદની આટલી સુંદર નકશીવાળી જાળીઓ નથી, એવો અભિપ્રાય વ્યક્ત કરે છે. ગઇ સદીમાં આનો લાકડાનો નમૂનો એક હજાર રૂપિયા ખર્ચીને પરદેશના સંગ્રહસ્થાન માટે બનાવેલો.[૮૭] ઇંગ્લૅન્ડના સાઉથ કેન્સિંગટન મ્યુઝિયમમાં અને ન્યૂ યૉર્કમાં એની પ્રતિકૃતિઓ છે.[૮૮] ફર્નિચરમાં તો એની ઘણી નકલો થયેલી છે. ચાંદીમાં પણ આ નકશીની નકલ કરવામાં આવે છે.[૮૯] શિલ્પસ્થાપત્ય એ પથ્થરમાં લખેલું સાહિત્ય જ છે, અને સાહિત્યની પેઠે જ એ પ્રજા તથા સમાજની સંસ્કારિતા વ્યક્ત કરે છે એમ મનાય છે. એ દૃષ્ટિએ સ્થાપત્યકલાનો શોખ ગૂજરાતીઓને—હિંદુઓ કે મુસલમાનોને—સ્વભાવમાં જડાયેલો હતો એની સાક્ષી આખી દુનિયાને આપતી આ મસ્જિદ, આપણાં અન્ય કલામય મંદિરોની પેઠે જ, આપણો સાંસ્કૃતિક વારસો છે.[૯૦]

સુલતાન મુજફ્ફર ત્રીજાના નામના અમલની શરૂઆતમાં ઈ. સ. ૧૫૬૩માં સીઝર ફ્રેડરિક નામનો ઇટાલિયન મુસાફર ગૂજરાતમાં આવેલો એ પણ ગૂજરાતને "ખંભાતનું રાજ્ય" કહે છે. છેલ્લા બે સુલતાનોના સમયથી દીવ જીતી લીધા પછી પોર્ટુગીઝોની સત્તા દરિયા ઉપર ખૂબ વધી ગઇ હતી, એમની પરવાનગી વિના કોઇનું પણ વહાણ આવજા કરી શકતું નહિ, ખંભાતથી નાનાં વહાણોમાં માલ દીવ જઇને ચડતો, વહાણના માલિકો મોટે ભાગે ખ્રિસ્તીઓ અને મુસલમાનો હતા, વગેરે વર્ણન એ મુસાફર કરે છે. આયાતનિકાશનું વર્ણન તથા ખંભાત શહેરનું વર્ણન પણ કરે છે તે વેપાર અને વહાણવટાના પ્રકરણમાં આગળ જોઇશું.[૯૧]

---

૮૬: Percy Brown: Indian Architecture: Islamic, P. 55. એમણે Artist with exceptional vission એ શબ્દો કલાકાર માટે અને કારીગરી માટે with asthetic sensitiveness and technical skill એવા શબ્દો વાપર્યા છે.

૮૭: અમદાવાદનો ઇતિહાસ, પૃ. ૬૩૦-૩૧

૮૮: એ જ, પૃ. ૬૩૧ (બર્જેસમાંથી)

૮૯: અમદાવાદના મિસ્ત્રી સોમનાથે આ અને બીજી મસ્જિદોના નમૂના બનાવ્યા છે. મિ. ચંદુલાલ ગજ્જરે ચાંદીમાં તથા લાકડામાં નમૂના કર્યા છે.

૯૦: પ્રો. કોમિસેરિયેટ પણ કહે છે કે (પૃ. ૫૦૫) This lovely and world famous mosque is the last noble specimen of the great creative period of the Muslim architecture of Gujarat.

૯૧: આ મુસાફરની નોંધ પ્રો. કોમિ.એ પૃ. ૫૦૦-૫૦૧માં લીધી છે. એમાંથી જરૂરી નોંધ લઈ બાકીની ચર્ચા સામાજિક અને વેપાર પ્રકરણમાં કરીશું.

## સિક્કા કોરી

આ સુલતાનના અમલમાં બીજી નોંધપાત્ર હકીકત એ છે કે સૌરાષ્ટ્રનાં કેટલાંક રાજ્યોના ચલણમાં કોરીનું ચલણ ચાલતું હતું અને એમાં તે તે રાજાઓ ઉપરાંત ગૂર્જરાતના સુલતાનને સર્વોપરી ગણી એનું નામ પણ આપવામાં આવતું. એવા સિક્કાઓને 'કોરી' કહેતા અને છેક આ જમાના સુધી કોરીનું ચલણ સૌરાષ્ટ્રનાં કેટલાંક રાજ્યોમાં અને ખાસ કરીને કચ્છમાં ચાલુ હતું. કોરી નામનું મૂળ પણ રસમય છે. એ બાબત આગળ સિક્કાના પ્રકરણમાં ચર્ચા કરીશું.[૯૨]

## એ સમયનો નડિયાદનો લેખ

આ સમયનો એક દસ્તાવેજ વિ. સં. ૧૬૧૮–ઈ.સ. ૧૫૬૨નો મળેલો છે. એ વેપારી ગૂજરાતી ભાષાનો છે તેથી નોંધપાત્ર છે. એમાં કાંઇ પણ વિશેષણ વિના સુલતાન મુદાફર (મુઝફ્ફર)નું નામ છે. અને એના કોઇ વજીર કે મોટા અમલદારોનાં નામ નથી. પંચકુલમાં બે મુસલમાન નામો છે તે પણ સ્થાનિક નાના અમલદારો લાગે છે. લેખ નડિયાદનો છે. આ ઉપરથી એમ સમજાય છે કે માત્ર આચાર તરીકે પણ મુઝફ્ફર સુલતાનનું નામ વપરાતું હતું, અને ખાસ કરીને સાબરમતીથી મહી સુધીનો મધ્ય ગૂજરાતનો ભાગ સુલતાનને માટે ઇતિમાદખાનના હાથમાં હતો એટલે નડિયાદનાં દસ્તાવેજમાં તો એનું નામ આવે જ. પણ ઇતિમાદખાન કે બીજા કોઈ અમીરનું નામ નથી એ સૂચક છે. વિશેષણ વિનાના સુલતાનના નામ ઉપરથી લોકમાં એની સત્તા નથી એવો ખયાલ હતો એટલું સમજાય છે. આ દસ્તાવેજ ભાગ વહેંચી ફારગતી થયાનો છે. ઘર ઉપરાંત દુકાનની વહેંચણી માટે લખે છે કે "તથા બીજૂં સર્વ હાટનૂં લૂગડૂં તથા સરવાઇઉ કરી ઉઘરાણૂ દેવૂ તથા હેમ રૂપૂ કરડી સૂખડી તથાં બીજૂ જે કાંઇ હતૂં તે સર્વ પ્રીછી વીચી લિધૂં સહી... સરવ પ્રીછી જૂજૂઆ થયા." આમાં ભાષાની દૃષ્ટિએ, તથા સરવૈયું ઉઘરાણી વગેરે શબ્દો વેપારી સમાજની દૃષ્ટિએ, તથા "મલકત" (મિલકત) જેવા મુસલમાની શબ્દો નોંધપાત્ર છે.[૯૩] એની વધુ ચર્ચા સામાજિક પ્રકરણમાં કરીશું.

---

૯૨ : તારીખે સોરઠ અને પ્રો. હોડીવાળાના સિક્કા બાબતના લેખ ઉપરથી પ્રો. કોમિ.એ પૃ. ૪૯૯–૫૦૦માં લીધેલી નોંધ. મહમૂદ ત્રીજાના સમયથી આવા સિક્કા પડતા હતા. તે હવે પછી ચર્ચીશું.

૯૩ : લેખપદ્ધતિ, પૃ. ૭૧–૭૨. આ દસ્તાવેજમાં બજારના સામાન્ય શબ્દો આવે છે તે નોંધપાત્ર છે. ભાષાની દૃષ્ટિએ પણ એનું મહત્ત્વ છે. વેપાર અને સામાજિક પ્રકરણમાં આ સંબંધી ચર્ચા કરીશું. સરવૈયું કાઢવાનો રિવાજ કેટલો જૂનો છે તે બાબત આજના નામાના નિષ્ણાતો ચર્ચા કરી રહ્યા છે. ગૂજરાતમાં આ રિવાજ જૂના સમયથી હતો એમ લાગે છે તે પણ આગળ ચર્ચીશું. સરવૈયાને "સરવાઈઉ" એ રીતે શબ્દ લીધો છે. બધું વેચીને જુદા થયા તે માટે સરવ 'વીચી સાટી જૂજૂઆ થયા' એ શબ્દોનો પ્રયોગ આજે પણ 'વેચી સાટી' શબ્દો વપરાય છે તે જોતાં સૂચક છે.

# પ્રકરણ ઓગણચાળીસમું

## અકબરની ગૂજરાત ઉપર બે વાર ચડાઈ

## ગૂજરાત સલ્તનતનો અંત

### અકબરની ગૂજરાત ઉપર પહેલી ચડાઈ

શહેનશાહ અકબરે ગૂજરાત જીતી લેવાનો નિશ્ચય કર્યો તેનાં કારણોનો ઉલ્લેખ કર્યો. ઈ. સ. ૧૫૭૨, ૨ જી જુલાઈએ એણે આગ્રા–ફતેહપુરથી પ્રયાણ કર્યું. અજમેરના પ્રસિદ્ધ સંત મુઈનુદ્દીન ચિસ્તીને અકબર પૂજ્ય ગણતો એટલે અજમેરમાં એ સંતની દરગાહની યાત્રા કરી પછી આગળ વધવાનો નિશ્ચય કર્યો. ખાન કલાનને દસ હજારનું લશ્કર આપી આગળ મોકલ્યો. અકબર રાજપૂતાનામાં ધીમી કૂચ કરીને આવતો હતો, એવામાં શિરોહીના દેવડા રજપૂતોએ ખાન કલાન ઉપર હુમલો કરી એને ખંજરથી ઘાયલ કર્યો.[1] મારામારી થઈ એમાં બન્ને બાજુ ખુવારી થઈ. આ ખબર અકબરને મળ્યા ત્યારે શિરોહીના રાજપૂતોને સજા કરવા લશ્કર મોકલ્યું. ગૂજરાતની સરહદમાં શહેનશાહનો પહેલો મુકામ ડીસામાં થયો. અહીં એવા સમાચાર મળ્યા કે શેરખાન ફુલાદીએ અમદાવાદનો ઘેરો ઉઠાવી લીધો છે અને સૌરાષ્ટ્ર તરફ ચાલ્યો ગયો છે. એના બે પુત્રો એના કુટુંબને લઈને ઈડર તરફ સલામત જગ્યાએ ગયા છે. આ ખબર જાણીને અકબરે રાજા ભગવાનદાસના પુત્ર રાજા માનસિંહને શેરખાનના પુત્રોને પકડવા મોકલ્યો. શેરખાનના પુત્રો આ સમાચાર મળતાં ડુંગરો તરફ નાસી ગયા.[2]

### અકબર પાટણમાં

ડીસાથી અકબરની સવારીએ રળિયામણા પાટણ શહેરમાં આવીને પડાવ નાંખ્યો.[3] અકબરના મુરબ્બી બહેરામખાનનું મૃત્યુ પાટણમાં થયું હતું

---

૧: તબકાતે અકબરી, ઇલિયટ ૫, પૃ. ૩૪૦–૪૧; મિરાતે અહમદી, ગુ. ભા. પૃ. ૧૦૧. શિરોહીના રાજાએ તાબેદારી સ્વીકારી ખાન પાસે માણસો મોકલ્યા. પાન સોપારી આપતી વખતે એક રજપૂતે ખાનને જમધર મારી ખભાની આરપાર કાઢયું, પણ બહાદુરખાન નામના રક્ષકે એને પકડીને ભોંય પાડયો. ખાન પંદર દિવસ માંદો રહી અકબર સાથે જોડાયો. તારીખે અલફીમાં પણ આ વાત છે.

૨: અહમદી, ગુ. ભા. પૃ. ૧૦૨; તબકાતે અકબરી–ઇલિયટ ૫, પૃ. ૩૪૨. સિકંદરીમાં આ વાત નથી, પણ એટલો જ ઉલ્લેખ છે કે શેરખાન પાસે લશ્કર ચાળીસની સંખ્યા જેટલું જ હતું. બીજા ચાલ્યા ગયા હતા, એટલે એ સોરઠ તરફ નાસી ગયો.

૩: અબુલફઝલ: અકબરનામા (ભા. ૩, પૃ. ૮–૯)માં પાટણને માટે Pleasant City

તે આગળ જોઈ ગયા છીએ. અહીં એના પુત્ર બાળક અબ્દુર્રહીમખાનને અકબરે બોલાવી એના કુટુંબના અને પિતાના મૃત્યુના બધા સમાચાર પૂછ્યા. એને જાગીર આપવામાં આવી અને એ ઉમ્મરમાં નાનો હોવાથી વહીવટ સૈયદ અહમદખાન બહારાને સોંપવામાં આવ્યો. આ વખતે શેરખાનના પુત્રોને પકડવા કુંવર માનસિંહને મોકલેલો તે ઇડરથી એ લોકો હાથ ન આવવાથી લૂંટનો માલ લઈ પાછો ફર્યો હતો તે બાદશાહને આવી મળ્યો. પાટણમાં આમ એક અઠવાડિયું પસાર કરીને અમદાવાદ તરફ કૂચ કરતાં પહેલો મુકામ જોટાણા પાસે નાંખવામાં આવ્યો.[૪]

### સુલતાન મુઝફ્ફર કેદ પકડાયો

અહીં સમાચાર મળ્યા કે ગૂજરાતનો સુલતાન મુઝફ્ફર જે શેરખાન ફુલાદી સાથે સોરઠ તરફ નાસી ગયો હતો તે એનાથી છૂટો પડી નજીકના પ્રદેશમાં રખડે છે. આ ખબર સાંભળી અકબરે મીરખાન પેસાવલ વગેરે સરદારોને એની તપાસ કરવા મોકલ્યા. આસપાસ તપાસ કરતાં સુલતાનના રાજચિહ્ન જેવું છત્ર મળી આવ્યું અને ખેતરોના ખળામાં સંતાતો ફરતો સુલતાન પકડાઈ ગયો. મીરખાન એને અકબર પાસે લાવ્યો, અને બાદશાહે એને બીજી કાંઇ ભારે શિક્ષા ન કરતાં કરમઅલીખાનને સોંપી કેદીની પેઠે રાખવા કહ્યું.[૫]

### ગૂજરાતના અમીરો અકબરને તાબે

હવે અમદાવાદ આવતાં અકબરને મીર અબુતુરાબ વગેરે ગૂજરાતી અમીરોએ તાબે થઇ અરજ કરી કે ગૂજરાતનો મુખ્ય અમીર ઇતિમાદખાન

---

of Pattan લખ્યું છે. પાટણ એ વખતે સુંદર શહેર-રહેવું ગમે તેવું-હોવું જોઇએ એવા ઉલ્લેખો મળે છે. તા. ૭મી નવેંબર ૧૫૭૨ને રોજ અકબરે પાટણમાં પ્રવેશ કર્યો.

૪: સિકંદરી, તબકાત, અબુલફઝલ વગેરે તવારીખો જોટાણાનો ઉલ્લેખ કરે છે. તા. ૧૩ નવેંબરે જોટાણા મુકામ કર્યો (અકબરનામા).

૫: અકબરનામા III, પૃ. ૮-૯. આ બાબતમાં તવારીખોમાં મતભેદ દેખાય છે. અબુલ-ફઝલ ઉપર મુજબ કહે છે, જ્યારે સિકંદરી શેરખાનથી છૂટો પડી મુઝફ્ફર અકબરના અમલદારો પાસે ગયો એમ ટૂંકે પતાવે છે. તબકાત (ઇલિયટ પ. પૃ. ૩૪૨) કહે છે કે સુલ-તાન હિ. ૯૮૦ના રજબ માસની ૯મી ને રવિવારે ખૂબ માનપૂર્વક અકબર પાસે ગયો. બાદશાહે એને પોતાની પાસે આવવા દીધો. અહમદી પૃ. ૧૦૨માં અકબરનામાના શબ્દો જ લખે છે અને સિકંદરીનો ઉલ્લેખ કરી કહે છે કે મુઝફ્ફર અકબરની પાસેના ગૂજરાતી અમીરોની પેઠે નોકરની માફક રહેવા લાગ્યો. પ્રો. કોમિસેરિયેટ તા. ૧૫ નવેંબરે એ અકબર આગળ હાજર થયો અને એને શાહમનસૂર વજીરને સોંપવામાં આવ્યો એમ લખે છે, પણ એમણે એ નામ માટે આધાર આપ્યો નથી. ખરું જોતાં સુલતાન અકબરના અમલદારો પાસે કેદી જેવી દશામાં રહ્યો હોય એમ સમજાય છે;

પણ બાદશાહની સેવામાં હાજર થવા તૈયાર છે. અકબરે ગૂજરાતની હદમાં પ્રવેશ કર્યો ત્યારથી ઈબ્રાહિમ હુસેન મિરઝાંએ ઇતિમાદખાનને સમજાવવા પ્રયત્ન કરેલો કે અકબર બાદશાહને તાબે થવામાં લાભ નથી. ગૂજરાત જીત્યા પછી એ બધા અમીરોનું જડમૂળ ઉખાડી નાંખશે, માટે આપણે એક વાર ભેગા મળી એની સામે લડી ભાગ્ય અજમાવી જોવું. પણ ઇતિમાદખાન સ્વભાવથી જ લડાઈથી ડરનારો હતો; એણે આ વાત કબૂલ રાખી નહિ, એટલે મિરઝાં દક્ષિણ ગૂજરાત તરફ પોતાની જાગીરમાં ચાલ્યો ગયો.[૬] ઇતિમાદખાન અકબરને નમવા પાટણ તરફ ચાલ્યો. કડી પાસે હાજીપુર આગળ મુકામ નાંખતાં પહેલાં ગૂજરાતના બધા અમીરો બાદશાહની તહેનાતમાં આવી પહોંચ્યા. અકબરે અબુતુરાબ, ઐનઉલ્મુલ્ક હકીમ વગેરે અમીરોને ઇતિમાદખાનને આવકાર આપવા સામા મોકલ્યા. એણે રાજદ્વારી કુનેહથી ઇતિમાદખાનને ગૂજરાત પ્રાંતનો વહીવટ આપવાનું પણ કહ્યું. બીજા અમીરોને ઈનામો આપ્યાં.[૭] ગૂજરાતના અમીરોની જામીનગીરીઓ પણ માગવામાં આવી. ઇતિમાદખાનનો જામીન મીર અબુતુરાબ થયો, અને ઇતિમાદખાન બીજા બધાનો જામીન થયો. હબસી અમીરોનું કોઇ જામીન થયું નહિ તેથી તેમને ગુલામ તરીકે ગણવામાં આવ્યા.[૮] હવે બાદશાહી સવારીએ તા. ૨૦ નવેમ્બર ૧૫૭૨ને રોજ અમદાવાદ પાસે નદીને સામે કાંઠે આવીને પડાવ નાંખ્યો. અમદાવાદ શહેરના લોકોએ બાદશાહને સારો આવકાર આપ્યો અને તે સમયના ચાલ્યા આવતા ત્રાસમાંથી છૂટ્યા હોય એવો હર્ષ બતાવ્યો. અહીં બાદશાહની તુલા કરવામાં આવી. સોરઠનો અમીનખાન ઘોરી પણ ભેટ લઈ નજર કરવા આવ્યો.[૯] શહેરમાં અકબર શહેનશાહના નામનો ખુતબો પઢવામાં આવ્યો.

---

પણ બેડી પહેરાવેલા કેદી જેવો નહોતો, માત્ર નજરકેદમાં રાખવામાં આવ્યો હતો એમ બધી તવારીખો સરખાવતાં લાગે છે. સુલતાન મુઝફ્ફર ગૂજરાત સલ્તનતના એક કિંમતી દસ્તાવેજ જેવો ગણાતો હતો એ અબુલફઝલના એને માટે લખેલા શબ્દો Mozafar Gujarati who was the document of soveriegnity for Gujaratis." સુલતાન તરફની લોકલાગણી પણ બતાવી આપે છે.

૬: સિકંદરી, ગુ. ભા. ૪૫૦. આ ઉલ્લેખ માત્ર સિકંદરીમાં જ છે.

૭: અહમદી, ગુ. ભા. પૃ. ૧૦૩. તબકાત (ઇલિયટ ૫. પૃ. ૩૪૩)માં ઇતિમાદખાને અમદાવાદ શહેરની ચાવી બાદશાહને આપી એમ લખે છે. સિકંદરી લખે છે કે અંદરઅંદર ભારે ચર્ચા પછી ગૂજરાતી અમીરો તાબે થયા.

૮: અકબરનામા, ૩. પૃ. ૧૦–૧૧. તબકાત (ઇલિયટ ૫. પૃ. ૩૪૩)માં પણ હબસી અમીરો ઉપર જાપતો રાખ્યો એમ લખે છે.

૯: એ જ, પૃ. ૧૧–૧૨; તબકાત (ઇલિયટ) પૃ. ૩૪૩; અહમદી ગુ. ભા. પૃ. ૧૦૪. સિકંદરી

### અકબર અમદાવાદ થઇને ખંભાતમાં

અમદાવાદની બહાર છાવણી નાંખી અકબરે આશરે બે અઠવાડિયાં વ્યવસ્થા કરવામાં ગાળ્યાં. પોતાના દૂધભાઈ મિરઝાં અઝીઝ કોકા ખાને આઝમને ખાસ વહીવટની દેખરેખ રાખવા ફરમાવ્યું અને ગૂજરાતનો જાણીતો હોવાથી ઇતિમાદખાનને મુખ્ય અમીર તરીકે કામ સોંપ્યું. બાદશાહ વારંવાર શહેરમાં જતો. આમ વગર લડાઇએ આખો ગૂજરાત દેશ અકબરને શરણે આવ્યો.[૧૦] ઇબ્રાહિમ હુસેન મિરઝાંએ આ વખતે તાબેદારી તરીકે ભેટો તથા પેશકશી મોકલી, પરંતુ અકબરે તેનો સ્વીકાર કર્યો નહિ, કારણ કે ગૂજરાતની આ બધી ગરબડનું કારણ મિરઝાંઓ હતા અને એમના તરફથી લડાઈઓ તથા અશાંતિને ઉત્તેજન મળતું હતું એ બાબતની બાદશાહને ખાતરી થઈ ગઇ હતી. હજી પણ દક્ષિણ ગૂજરાતના વડોદરાથી માંડીને સુરત સુધીના ભાગના મિરઝાંઓ માલિક થઈને બેઠા હતા, એટલે એમને હરાવી તાબે કરીને પ્રાંતને ત્રાસથી મુક્ત કરવો એ જ અકબરની આ ચડાઇનો મુખ્ય ઉદ્દેશ હતો.[૧૧] બીજાં કારણો ગૌણ હતાં, એટલે અમદાવાદ શહેરની વ્યવસ્થા કરી દક્ષિણ તરફ ઊપડતાં સૌથી પહેલાં ખંભાત થઇને જવાનો નિશ્ચય કરી બાદશાહી સવારીએ તા. ૨ ડિસેમ્બર ૧૫૭૩ને રોજ પ્રયાણ કર્યું; અને તા. ૧૨મી ડિસેમ્બરે ખંભાત પહોંચ્યા.[૧૨] ખંભાતના લોકોએ અને વેપારીઓએ સામે આવી આવકાર આપ્યો. રૂમ, સિરિયા, ઇરાન, તુરાન વગેરેના વેપારીઓએ સત્કાર કર્યો. અકબરે દરિયાનાં દર્શન પહેલાં-વહેલાં કર્યાં અને વહાણમાં બેસી સમુદ્રની સહેલ કરી. પોર્ટુગીઝ ઇતિહાસનો લેખક કાઉટો કહે છે કે ફિરંગી વેપારીઓ પણ અકબરને મળ્યા, અને એણે ફિરંગીઓનો પોશાક ધારણ કર્યો. વેપારીઓએ બાદશાહના હાથ ઉપર ચુંબન કર્યું.[૧૩] ખંભાતથી ઊપડતાં પહેલાં તાબે થયેલા ગૂજરાતી અમીરો

અને અહમદી વધારામાં કહે છે કે અમદાવાદ આવતાં પહેલાં હાજીપુર મુકામે બાદશાહના માણસોએ ગૂજરાતી અમીરોનો સામાન લૂંટચો અને બાદશાહે તેમને પકડી સજા કરી. અકબરનામા તુલા કરી એમ લખે છે. અહમદી બાદશાહને માથેથી ખૂબ સોનું ઉતારીને વહેંચવામાં આવ્યું એમ ઉલ્લેખ કરે છે. રાજાઓ અને ધનાઢચોને માટે આ પ્રમાણે કરવાનો જૂનો રિવાજ હતો. આજે પણ કોઇકોઇને માટે તુલા કરવામાં આવે છે.

૧૦: અહમદી, ગુ. ભા. પૃ. ૧૦૪. આ બાબત તવારીખો એકમત છે.

૧૧: એ જ, પૃ. ૧૦૫; તબકાતે અકબરી–ઇલિયટ-૫. પૃ. ૩૪૩

૧૨: અકબરનામા-૩, પૃ. ૧૨–૧૩

૧૩: પોર્ટુગીઝ લેખક કાઉટોની આ નોંધ અકબરનામાના ભાષાંતરકારે ફૂટનોટમાં લીધી છે. તવારીખનો ઉલ્લેખ આ માટે નથી, પણ અકબર આવા દેખાવ કરવામાં ડહાપણ સમજતો હતો.

મિરઝાંઓ સાથે ખટપટ કરે છે એવા સમાચાર મળતાં ઇતિમાદખાન વગેરેને બાદશાહની હજૂરમાં હાજર કરવામાં આવ્યા. અકબરે એ લોકોને ભારે સજા ન કરતાં પોતાના વિશ્વાસુ અમીરોને આ લોકોને કેદી તરીકે રાખવા કહ્યું. ખંભાતનો વહીવટ હસનખાન ખજાનચીને સોંપી, ઇતિમાદખાનને શાહબાજખાન અમીરને સોંપવામાં આવ્યો. એણે વફાદારીનાં વચનો કહ્યાં, પણ ગૂજરાતી અમીરો ઉપર વિશ્વાસ રાખવા જેવું નથી એમ અકબરે જણાવ્યું. ઇખ્તિયારઉલ્મુલ્ક એકલો નાસી ગયો.[૧૪]

## મિરઝાંઓને તાબે કરવાનો નિશ્ચય

હવે અકબરે મિરઝાંઓને તાબે કરવા તરફ ખાસ પ્રયત્ન કરવા માંડ્યો, અને વડોદરામાં પડાવ નાંખ્યો. મિરઝાં અઝીઝ કોકાને વહીવટ માટે વડોદરાથી અમદાવાદ મોકલ્યો. અકબરે વડોદરે આવી શાહબાઝખાન, બાઝબહાદુર વગેરેને ચાંપાનેર સર કરવા મોકલ્યા. ઇબ્રાહિમ હુસેન મિરઝાં આ વખતે ભરૂચમાં હતો. એણે ભરૂચના કિલ્લાનો બચાવ કરનાર ચંગીઝખાનના સગા રુસ્તમખાનને અભયદાનના વચનનો ભંગ કરીને મારી નાંખ્યો.[૧૫] બાદશાહની તૈયારીઓના સમચાર સાંભળતાં મિરઝાંઓ ચાંપાનેર વગેરે મધ્ય ગૂજરાતના ભાગોમાંથી સુરત તરફ ગયા અને સુરતના કિલ્લાને મજબૂત કરી ત્યાં બચાવ કરવાનો નિશ્ચય કર્યો. આમ લશ્કરની ટુકડીઓ મિરઝાંઓને પકડવા માટે ચારે બાજુ જવાથી અકબરની પાસે ઘણું ઓછું લશ્કર હતું. આથી જે બાજુએ લશ્કરની જરૂર ન હોય તે બાજુથી પાછું બોલાવી લેવાનો હુકમ કરવામાં આવ્યો, અને શાહબાઝખાન મીરબક્ષી વગેરેને ચાંપાનેર તરફથી પાછા બોલાવવા સંદેશા મોકલ્યા.

## સરનાલની લડાઈ

આ વખતે એક બ્રાહ્મણે આવીને ખબર કહ્યા કે મહી નદી ઉપરના વાંકાનેરનો ઘાટ ઊતરીને ઇબ્રાહિમ હુસેન મિરઝાંએ સરનાલમાં (ઠાસરા

૧૪: અકબરનામા-ભા-૩, પૃ. ૧૩; તબકાતે અકબરી–ઇલિયટ-૫. પૃ. ૩૪૩. સિકંદરી આ બાબતમાં એક વિચિત્ર ઉલ્લેખ કરે છે. (ગુ. ભા. પૃ. ૪૫૨) કહે છે કે ઇખ્તિયારઉલ્મુલ્કે ઇતિમાદખાન અકબરને મળ્યો તેથી નાસીપાસ થઈ કહ્યું કે આ નવી સત્તાનો તાપ મારાથી સહન નહિ થાય; આપ પણ સાથે આવો. પણ ઇતિમાદખાને આ વાત માન્ય ન રાખી. ઇતિમાદખાન હજૂરમાં હાજર થયો છતાં અકબરના અમીરોને ઉપરના કારણથી વિશ્વાસ ન બેઠો અને એને જાપતામાં રાખવા કહ્યું હોય. તે ઉપરથી એને કેદીની દશામાં રાખવામાં આવ્યો.

૧૫: અકબરનામા ભા. ૩, પૃ. ૧૬. સિકંદરી, પૃ. ૪૫૨માં લખે છે કે રુસ્તમખાનને બાદશાહે બોલાવ્યો તે કારણથી મિરઝાં અને પોતાની વચ્ચે કુરાનના શપથ હતા છતાં તેનો ભંગ કરી મિરઝાંએ એને મારી નાંખ્યો. તબકાત. પૃ. ૩૪૪માં પણ ઉલ્લેખ છે.

પાસે) મુકામ કર્યો છે.[૧૬] આ ખબર સાંભળી અકબરે લશ્કરના આવવાની રાહ જોયા વિના પસંદ કરેલા થોડા શૂરાઓને લઈ એ તરફ કૂચ કરી. અકબર પાસે આ વખતે બસોથી વધારે લડનારા નહોતા અને તેમાં પણ ખરા શૂરા તો બહુ જ ઓછા હતા. તેર સવારો સાથે ઉતાવળી કૂચે અકબરે મિરઝાંને પકડી પાડ્યો.[૧૭] મિરઝાં સરનાલમાં ભરાયો. આ સ્થળ મહી નદીનાં વાંધાને લઈ ખુલ્લી લડાઇને માટે બહુ મુશ્કેલી ભરેલું હતું. તે સાથે ત્યાં થોરિયાનું વન હોવાથી બે ઘોડા પણ એકસાથે જઈ શકે એવું નહોતું. કુંવર માનસિંહ, રાજા ભગવાનદાસ, શાહબાઝખાન વગેરે વીર વફાદાર લોકો બાદશાહની સાથે હતા, મિરઝાં ઇબ્રાહિમ પાસે અકબર કરતાં લગભગ ત્રણગણું વધારે લશ્કર હતું,[૧૮] પરંતુ એક વીર બાદશાહી ટુકડી સરનાલના ગઢના દરવાજા ઉપર ચડી ગઇ. બાદશાહી લશ્કર નાનું છતાં અપૂર્વ શૌર્ય દાખવી સરનાલમાં પેઠું. વસ્તીથી ભરેલા ગામમાં રસ્તાઓમાં લડાઈ થઇ. રાજા ભગવાનદાસે ઘણી બહાદુરી બતાવી. એનો ભાઈ ભૂપત લડાઇમાં ખપી ગયો. બંને બાજુ ખુવારી ભારે થઇ. પરંતુ આ લડાઇમાં અકબરે પોતે અને તેના માણસોએ જે બહાદુરી તથા હોશિયારી બતાવી એવી દુનિયાના કોઇ દેશના ઇતિહાસમાં, સંજોગો અને લશ્કરની સંખ્યાના પ્રમાણ ધ્યાનમાં લેતાં, નોંધાયેલી નથી એમ ઇતિહાસલેખક અબુલફઝલ લખે છે.[૧૯] મિરઝાંઓની પૂંઠ પકડવામાં અકબર અને ભગવાનદાસ થોરિયાના સાંકડા રસ્તામાં હતા ત્યારે ત્રણ સવારો એમના ઉપર તૂટી પડ્યા. એક ભગવાનદાસ તરફ

૧૬: મિરાતે અહમદી, ગુ. ભા. પૃ. ૧૦૭

૧૭: અકબર પાસે કેટલાં માણસો હતાં તે બાબત દરેક લેખકમાં મતભેદ છે. તબકાત વગેરે અકબર પાસે એકસો માણસનું લખે છે. અબુલફઝલ ખાસ માણસો (મુખ્ય) ૪૦ હતા એમ કહે છે, જ્યારે સિકંદરી ૧૩ સવાર હતા એમ લખે છે. ફિરિસ્તા ૧૫૬ લખે છે. બદૌની રાજા માનસિંહ પાસે જ એકસો માણસો હતાં એમ લખે છે.

૧૮: સિકંદરી, પૃ. ૪૫૩માં ૩૦૦ થી ૪૦૦ લખે છે. તબકાત–ઇલિયટ-૫. પૃ. ૩૪૫માં એક હજાર લખે છે. સરનાલ ઠાસરાની પાસે મહી નદી ઉપર ટેકરા ઉપર છે. પહેલાં તે મોટો કસબો હતો. અમદાવાદથી માળવાના રસ્તામાં હતું.

૧૯: આ લડાઈની વિસ્તારથી વિગતો અકબરનામામાં આપેલી છે. મિરાતે અહમદી પૃ. ૧૦૮–૧૦૯માં પણ એના ઉપરથી જ લીધેલી લાગે છે. અબુલફઝલ અકબરની ભારોભાર પ્રશંસા દરેક વાતમાં કરે છે કે જે લગભગ ખુશામત કહી શકાય. આગળ એની નોંધ લઈશું. પરંતુ સરનાલની લડાઈમાં કદાચ એની વાત સાચી હોય. અકબરનામા ભા. ૩માં એ લખે છે કે "No one has seen such fighting in the world nor has heard of such from the skilled in History." આ ફારસી બેતનો અંગ્રેજી તરજુમો છે.

ગયો તેના ભાલાને રોકી એનો હાથ નકામો કરી નાંખ્યો. બે સવાર અકબર તરફ કૂદયા. બાદશાહની સાથેના રક્ષકોને રસ્તાની અગવડને લીધે સહાય માટે દોડી પહોંચવાનો અવસર મળ્યો નહિ, છતાં અકબરે થોરિયાની વાડ કુદાવી એ બંને સવારોને નસાડી મૂકયા.[૨૦] બન્ને પક્ષોને લડવા માટે આ સ્થળે મહીનાં વાંધાં અને થોરિયાને લીધે બહુ જ અગવડ હતી છતાં અકબરના નાના લશ્કરે અને ખાસ કરીને કુંવર માનસિંહ અને રાજા ભગવાનદાસે ખૂબ જોખમ ખેડી વિજય પ્રાપ્ત કરાવ્યો. અકબરની પોતાની હિંમત પણ ઘણી જ હતી. ઇબ્રાહિમ હુસેન મિરઝાં આ પરિસ્થિતિ જોઇ નાસી ગયો. બાદશાહે સરનાલમાં રહી શાહકુલીખાન મહેરમ અને સાદીકખાનની સરદારી નીચે પસંદ કરેલી ટુકડીને એની પાછળ સુરત તરફ મોકલી. અકબરની ગૂજરાતની લડાઇઓમાં આ સરનાલની લડાઇ એ એક જ્વલંત વિજયવાળું યુદ્ધ હતું. ઇ. સ. ૧૫૭૨ના ડિસેમ્બરની ૨૩મીએ આ યુદ્ધ થયું.

## મિરઝાંને તાબે કરવા અકબરનો નિશ્ચય

અકબરે આ યુદ્ધમાં બહાદુરી બતાવનારાઓને ઇનામો આપ્યાં. રાજા ભગવાનદાસને ધ્વજ અને ડંકા નિશાન આપ્યાં.[૨૧] વિજયની ખુશાલીના સમાચાર મુખ્ય છાવણીમાં શાહજાદાઓ અને જનાનામાં મોકલ્યા, ત્યાં આનંદ વ્યાપી રહ્યો. સરનાલથી બાદશાહ વડોદરે આવ્યો. સુરત મિરઝાંઓનું મજબૂત થાણું હતું અને ઇબ્રાહિમ હુસેનની સ્ત્રી મુબરૂખબાનુ બેગમ જે અકબરના કાકા કામરાનની પુત્રી થતી હતી તે પણ સુરતના કિલ્લામાં હતી. અકબરે સુરત તરફ આગળથી લશ્કર મોકલી પોતે એ બાજુ જવાનો નિશ્ચય કર્યો, પણ ઇબ્રાહિમ હુસેન ઉત્તર તરફ નાસી ગયો હતો તેવા સમાચાર મળ્યા હતા. એ સરનાલની હાર પછી અહમદનગર અને ઇડર તરફ જઇ ત્યાંથી પાટણની હદમાં જઇ ત્યાં મુહમ્મદ હુસેન મિરઝાં અને શાહ મિરઝાંને મળ્યો. અહીંથી અકબર સામે તૈયારી કરવાની વાટાઘાટમાં એ લોકોનાં મન મતભેદથી ઊંચાં થયાં, એટલે ઇબ્રાહિમ હુસેન આગ્રા તરફ ચાલ્યો ગયો. આ સમાચાર બાદશાહને મળ્યા ત્યારે રાજા ભગવાનદાસ,

---

૨૦: અકબરનામા જેટલી વિગતમાં નહિ, પણ જરા ટૂંકમાં તબકાતે અકબરી (ઇલિયટ-૫, પૃ. ૩૪૫-૩૪૬)માં આ વર્ણન જરા નામોના ફેર સાથે આપ્યું છે. અહમદી, ગુ. ભા. પૃ. ૧૦૮-૧૦૯માં વિસ્તૃત વર્ણન છે.

૨૧: તબકાતે અકબરી–ઇલિયટ ૫.પૃ.૩૪૬. રાજા ભગવાનદાસ, એનો ભાઈ ભૂપત અને કુંવર માનસિંહે ખૂબ બહાદુરી બતાવી હતી. ભૂપત આ લડાઈમાં ખપી ગયો.

શાહકુલીખાન મહેરમ વગેરેને એની પાછળ મોકલ્યા, અને પોતે સુરત જીતી લેવાની વાતમાં કૃતનિશ્ચયી રહ્યો.[૨૨]

**ઉત્તર ગૂજરાતમાં પાટણમાં મિરઝાંઓ અને શેરખાનનો બળવો**

પરંતુ મિરઝાંઓની બીજી ટોળી હજી ખટપટથી દૂર થઇ નહોતી. મુહમ્મદ હુસેન મિરઝાં અને શાહ મિરઝાંએ શેરખાન કુલાદીની સાથે મળી પાટણ ઉપર ચડાઇ કરી. અકબર તરફથી સૈયદ અહમદખાન બારહા પાટણનું રક્ષણ કરતો હતો. આ બળવાખોરો સાથે શેરખાન કુલાદીના પુત્રો મુહમ્મદખાન વગેરે ઇડરથી આવીને મળ્યા. જુઝારખાનનો પુત્ર પણ એમાં મળ્યો.[૨૩] અમદાવાદમાં વ્યવસ્થા કરવા રહેલા મિરઝાં અઝીજ કોકાને બાદશાહ તરફથી આ બળવાખોરોનો સામનો કરવાનો હુકમ મળ્યો. માળવાથી કુતુબુદ્દીન મુહમ્મદખાનને પણ લશ્કર લઇ ખાન અઝીઝ કોકાની મદદે જવા હુકમ મળ્યો. સૈયદ હમીદ બુખારી ધોળકાથી બાદશાહ હજૂર જવા ઊપડયા હતા તે પણ આ સૈન્યમાં જઇ મળ્યા.[૨૪] પાટણમાં બળવાખોરોનું લગભગ દસ હજાર જેટલું બળ હતું. પાટણનું રક્ષણ કરનાર અહમદખાન મદદ આવતાં સુધી બચાવ માટે પાટણના જૂના કિલ્લામાં જઈ રહ્યો. બળવાખોરો બીજા કિલ્લામાં પેઠા.[૨૫] આ તરફથી બાદશાહી ફોઝ ખાન અઝીજની સરદારી નીચે બહાદુરીથી લડતી હતી. એક વાર બળવાખોરોની જીત થતી હોય એવું જણાયું, પણ છેવટે બાદશાહી લશ્કરની જીત થઇ. એમાં એ પક્ષના બે મોટા સરદારો માર્યા ગયા.[૨૬] સામા પક્ષે પણ ઘણા શૂરા અફઘાનો માર્યા ગયા.

---

૨૨: અકબરનામા-૩-પૃ-૩૨-૩૩; અહમદી ગુ.ભા.પૃ.૧૧૧-૧૨-અહમદી જે અકબરનામાને ઘણે ભાગે અનુસરે છે તે આ મિરઝાં ભાઇઓ વચ્ચે મન ઊંચાં થયાં તેથી ઇ. હુ. મિરઝાં હિંદ તરફ ચાલ્યો ગયો એમ લખે છે. પરંતુ તબકાતે અકબરી ઇલિયટ-૫-પૃ-૩૫૧-૫૩માં લખે છે કે મિરઝાં ભાઈઓ પાટણમાં તોફાન કરે, ઇ. હુ. મિરઝાં ઉત્તરહિંદમાં રાજધાની તરફ તોફાન જમાવે, એવી સમજૂતીથી આ તોફાન થયું હતું. એમાં મુખ્ય કારણ મિરઝાંઓનું મુખ્ય થાણું સુરતમાં હતું ત્યાંથી અકબરનું ચિત્ત બીજી તરફ દોરાય.

૨૩: એ જ, પૃ. ૩૨-૩૩-અને પૃ. ૧૧૧-૧૧૨

૨૪: અહમદી, ગુ. ભા. પૃ-૧૧૧. સિકંદરી સૈયદ હામીદનું નામ નથી લખતી તે નવાઇની વાત છે. ઇ. હુ. મિરઝાં સરનાલથી ધોળકા ધંધુકાને રાયપુર તરફનો ચકરાવો ખાઇ પાટણ ગયો એમ એ લખે છે એટલે મધ્ય ગૂજરાતમાં બાદશાહનું જોર બરોબર હોવું જોઇએ. તબકાત, પૃ-૩૪૯માં અહમદનગર થઈ પાટણ ગયો એમ લખે છે.

૨૫: સિકંદરી, પૃ-૪૫૩માં આ વખતે પાટણના નવા અને જૂના એમ બે કિલ્લાનો ઉલ્લેખ કરે છે. જૂનું અને નવું પાટણ એક કાળે હતાં, પછી જૂનું ઘસાઇને નાશ પામ્યું.

૨૬: સિકંદરી, પૃ-૪૫૪માં મોટા અમીરો માર્યા ગયા તેનાં નામ આપ્યાં છે. શેખ મુહમ્મદ બુખારીનું નામ તબકાતે પણ આપ્યું છે. આ યુદ્ધમાં કુતુબુદ્દીન મુહમ્મદખાનની છાવણી એકવાર હારી અને લૂંટાઇ, પણ અબુલફઝલ કહે છે કે જીત પણ એને લીધે જ મળી.

શેરખાન ફુલાદી સોરઠ તરફ નાસી ગયો. એનો પુત્ર ઇડરના ડુંગરોમાં નાસી ગયો. મુહમ્મદ હુસેન મિરઝાં દક્ષિણમાં નંદરબાર તરફ ગયો. આ સમાચાર સુરત બાદશાહી છાવણીમાં મળતાં આનંદ વ્યાપ્યો[૨૭] આ વિજય તા. ૨૨ જાન્યુઆરી ૧૫૭૩ને રોજ મળ્યો.

## અકબરનું સુરત તરફ પ્રયાણ

બાદશાહ અકબર તા. ૩૧ ડિસેમ્બર ૧૫૭૨ને રોજ વડોદરાથી સુરત જવા ઊપડ્યો ને તા. ૧૧ જાન્યુ. ૧૫૭૩ને રોજ સુરત પહોંચ્યો હતો. એણે સુરતના પ્રસિદ્ધ ગોપીતળાવને કાંઠે પડાવ નાંખ્યો હતો. તળાવ અને સુરતના કિલ્લાની વચ્ચે ખરબચડી જમીન અને ઝાડી હતી.[૨૮] મિરઝાંઓને કિલ્લાના બચાવ માટે રાતે પોતાના બળ માટે સારો નિશ્ચય હતો, પરંતુ અકબર ઘેરો ઘાલે તે પહેલાં ઇબ્રાહિમ હુસેનની પત્ની ગુલરૂખ બેગમ પોતાના નાના પુત્ર મુઝફ્ફર હુસેન મિરઝાંને લઇ થોડા વિશ્વાસુ સવારો સાથે બહાર નીકળીને દક્ષિણ તરફ નાસી ગઇ.[૨૯] સુરત આવતાં પહેલાં અકબરે રાજા ટોડરમલને સુરતના કિલ્લાનું નિરીક્ષણ કરવા અને ઘેરાની તૈયારીઓનો અંદાજ કાઢવા આગળ મોકલ્યો હતો. એના તરફથી પણ બાદશાહને સમાચાર મળ્યા કે કિલ્લો સર કરવાનું મુશ્કેલ નથી, અને આમ પોતે નહિ આવે તોપણ સરદારો એ કિલ્લો સર કરી શકશે. આ સમાચાર મળવા છતાં અકબરે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહોતો.[૩૦] નૌકાખાતાનો અનુભવી સરદાર કાસમખાન ચાંપાનેર હતો તેને સુરત આવી મળવા હુકમ મોકલ્યો, કારણ કે તે સુરંગો ગોઠવી વ્યૂહ રચવામાં હોશિયાર

---

૨૭: અહમદી, પૃ-૧૧૨-અકબરનામા ૩-પૃ-૩૬

૨૮: અકબરનામા, પૃ-૨૬

૨૯: તબકાતે અકબરી–ઇલિયટ ૫-પૃ-૩૪૬, ૩૪૮. ઇબ્રાહીમ હુસેન મિરઝાંની આ, અને અકબરના કાકાની પુત્રી ગુલરૂખ બેગમની નાસી જવાની વાત અને એની બહાદુરીનું વર્ણન બધી તવારીખો કરેછે.એ સુરતથી એના બાળક પુત્ર મુઝફ્ફર હુસેન મિરઝાં સાથે થોડા વિશ્વાસુ નોકરો સાથે દક્ષિણ તરફ ચાલી ગઇ. કેટલાક અમીરોએ એને રોકવાના પ્રયત્ન કર્યા, પણ ફાવ્યા નહિ. અકબરનો સરદાર શાહકુલીખાન ૫૦ ગાઉ સુધી એને પકડવા પાછળ ગયો. એના કેટલાક નોકરો તો પકડાયા, પણ બેગમ પકડાઈ નહિ. અહમદી જે મોટે ભાગે અકબરનામાને અનુસરે છે તે આ બાબતમાં લખે છે કે 'એ બહાદુર સ્ત્રી પુરુષાતન બતાવી નાસી ગઇ'.

૩૦: અકબરનામા, ૩-પૃ-૨૪. અકબરને સુરત જાતે આવવાની જરૂર નથી એવા સમાચાર મોકલવામાં રાજા ટોડરમલનો ઈરાદો અકબરને એ જોખમ ખેડતાં રોકવાનો હતો. અહમદી-પૃ-૧૧૦; તબકાતે અકબરી–ઇલિયટ ૫-પૃ-૩૪૮ અને નોંધ-૧.

હતો.[૩૧] અમદાવાદની વ્યવસ્થા બરોબર જાળવવા ખાન અઝીઝ કોકા ઉપર પણ સૂચનાઓ મોકલવામાં આવી. આમ બધે બંદોબસ્ત કરી સુરતના કિલ્લાને ઘેરો ઘાલ્યો. સુરતનું રક્ષણ એ વખતે હમઝખાન નામનો સરદાર કરતો હતો. એ પહેલાં હુમાયુ અને પછી અકબરની નોકરીમાં હતો, પણ પાછળથી મિરઝાંઓ સાથે જોડાયો હતો.[૩૨]

## સુરતનો કિલ્લો સર કર્યો

કિલ્લાનો બચાવ પૂરા જોરથી થતો હતો અને બાદશાહી છાવણી ઉપર તોપોના ગોળાનો સતત મારો ચાલતો હતો. આ તરફથી છાવણીથી કિલ્લાની દીવાલ સુધી પહોંચતી બંધ સુરંગોથી હુમલો લઇ જવામાં આવતો.[૩૩] બાદશાહી લશ્કરીઓએ માટીના મોટા ઊંચા ટેકરા બનાવી તેના ઉપર તોપો ગોઠવી કિલ્લામાં પડે એવી રીતે ગોળાનો મારો શરૂ કર્યો હતો.[૩૪] ઘેરો પ્રતિદિન મજબૂત બનાવાતો જતો હતો અને અંદરથી કોઈ પણ કામ માટે અવર-જવર થઇ શકે નહિ એવો પાકો બંદોબસ્ત રખાયો હતો. નદી તરફથી પણ અવરજવર ન થઇ શકે એવી તકેદારી રખાઈ હતી. આમ થવાથી ઘેરા-ચેલા લશ્કર પાસે સારા પ્રમાણમાં દારૂગોળો હતો છતાં બીજી સામગ્રીની તંગી પડવા લાગી.[૩૫] અંદરના મોટા મિરઝાં સરદારોએ પોતાની મિલકત અને હાથીઓ બાદશાહના હાથમાં આવશે એમ ધારી રાણા રામદેવની જાગીરમાં સલામતી માટે મોકલી આપ્યાં. પરંતુ રસ્તામાં અકબરના લશ્કરી-ઓ લૂંટના ઇરાદાથી ગયા હતા તેમના હાથમાં આવી ગયાં, અને એ બધી માલ મિલકત બાદશાહની હજૂરમાં લાવવામાં આવી.[૩૬] આમ ઘેરાયેલા માણસોને નિરાશા મળતાં કિલ્લાના સરદાર હમઝખાને પોતાના સસરા મૌલાના નિઝામુદ્દીન લારીને બાદશાહ પાસે માફીની યાચના કરવા મોકલ્યો.

૩૧ : એ જ, ૩-પૃ-૨૫-તવારીખોના ભાષાંતરકારો અહીં સુરંગ શબ્દ લખે છે, પરંતુ આ જમીન ઉપરથી કિલ્લા સુધી જતો ઉપર ઢાંકણવાળો બંધ રસ્તો હતો. એનું ઢાંકણ શત્રુઓનાં શસ્ત્રો અસર ન કરે તેવું બનાવાતું. પાછળ એનો ઉલ્લેખ કરી ગયા છીએ. અહમદી, પૃ-૧૧૦

૩૨ : એ જ, ૩-પૃ.૨૪; તબકાતે અકબરી–ઇલિયટ-૫-પૃ-૩૪૮. બીજી તવારીખો પણ એ જ નામ આપે છે.

૩૩ : અહમદી, ગુ. ભા-પૃ. ૧૧૦-૧૧૨; તબકાતે અકબરી–ઇલિયટ-૫. પૃ. ૩૪૯-૫૦-તબકાતમાં આ કિલ્લાનું વિગતવાર—બાંધનાર અને બાંધણીનું—વર્ણન આપેલું છે.

૩૪ : તબકાતે અકબરી-૫-પૃ-૩૪૯. તબકાત લખે છે કે ઘેરો એટલો સખત બનાવ્યો હતો કે એક ઉંદર નીકળી શકે એટલું પણ કાણું રખાયું નહોતું.

૩૫ : અહમદી, ગુ. ભા-પૃ ૧૧૦-૧૧૨, તબકાત-ઇલિયટ-૫-પૃ-૩૪૯

૩૬ : અહમદી-ગુ. ભા-પૃ- ૧૧૦-૧૧૧

શેરખાન ફુલાદી સોરઠ તરફ નાસી ગયો. એનો પુત્ર ઇડરના ડુંગરોમાં નાસી ગયો. મુહમ્મદ હુસેન મિરઝાં દક્ષિણમાં નંદરબાર તરફ ગયો. આ સમાચાર સુરત બાદશાહી છાવણીમાં મળતાં આનંદ વ્યાપ્યો.[૨૭] આ વિજય તા. ૨૨ જાન્યુઆરી ૧૫૭૩ને રોજ મળ્યો.

## અકબરનું સુરત તરફ પ્રયાણ

બાદશાહ અકબર તા. ૩૧ ડિસેમ્બર ૧૫૭૨ને રોજ વડોદરાથી સુરત જવા ઊપડ્યો ને તા. ૧૧ જાન્યુ. ૧૫૭૩ને રોજ સુરત પહોંચ્યો હતો. એણે સુરતના પ્રસિદ્ધ ગોપીતળાવને કાંઠે પડાવ નાંખ્યો હતો. તળાવ અને સુરતના કિલ્લાની વચ્ચે ખરબચડી જમીન અને ઝાડી હતી.[૨૮] મિરઝાંઓને કિલ્લાના બચાવ માટે રાતે, પોતાના બળ માટે સારો નિશ્ચય હતો, પરંતુ અકબર ઘેરો ઘાલે તે પહેલાં ઇબ્રાહિમ હુસેનની પત્ની ગુલરૂખ બેગમ પોતાના નાના પુત્ર મુઝફ્ફર હુસેન મિરઝાંને લઇ થોડા વિશ્વાસુ સવારો સાથે બહાર નીકળીને દક્ષિણ તરફ નાસી ગઇ.[૨૯] સુરત આવતાં પહેલાં અકબરે રાજા ટોડરમલને સુરતના કિલ્લાનું નિરીક્ષણ કરવા અને ઘેરાની તૈયારીઓનો અંદાજ કાઢવા આગળ મોકલ્યો હતો. એના તરફથી પણ બાદશાહને સમાચાર મળ્યા કે કિલ્લો સર કરવાનું મુશ્કેલ નથી, અને આમ પોતે નહિ આવે તોપણ સરદારો એ કિલ્લો સર કરી શકશે. આ સમાચાર મળવા છતાં અકબરે પોતાનો નિશ્ચય ફેરવ્યો નહોતો.[૩૦] નૌકાખાતાનો અનુભવી સરદાર કાસમખાન ચાંપાનેર હતો તેને સુરત આવી મળવા હુકમ મોકલ્યો, કારણ કે તે સુરંગો ગોઠવી વ્યૂહ રચવામાં હોશિયાર

---

૨૭: અહમદી, પૃ-૧૧૨-અકબરનામા ૩-પૃ-૩૬

૨૮: અકબરનામા, પૃ-૨૬

૨૯: તબકાતે અકબરી–ઇલિયટ ૫-પૃ-૩૪૬, ૩૪૮. ઇબ્રાહીમ હુસેન મિરઝાંની આ, અને અકબરના કાકાની પુત્રી ગુલરૂખ બેગમની નાસી જવાની વાત અને એની બહાદુરીનું વર્ણન બધી તવારીખો કરેછે.એ સુરતથી એના બાળક પુત્ર મુઝફ્ફર હુસેન મિરઝાં સાથે થોડા વિશ્વાસુ નોકરો સાથે દક્ષિણ તરફ ચાલી ગઇ. કેટલાક અમીરોએ એને રોકવાના પ્રયત્ન કર્યા, પણ ફાવ્યા નહિ. અકબરનો સરદાર શાહકુલીખાન ૫૦ ગાઉ સુધી એને પકડવા પાછળ ગયો. એના કેટલાક નોકરો તો પકડાયા, પણ બેગમ પકડાઈ નહિ. અહમદી જે મોટે ભાગે અકબરનામાને અનુસરે છે તે આ બાબતમાં લખે છે કે 'એ બહાદુર સ્ત્રી પુરુષાતન બતાવી નાસી ગઇ'.

૩૦: અકબરનામા, ૩-પૃ-૨૪. અકબરને સુરત જાતે આવવાની જરૂર નથી એવા સમાચાર મોકલવામાં રાજા ટોડરમલનો ઈરાદો અકબરને એ જોખમ ખેડતાં રોકવાનો હતો. અહમદી-પૃ-૧૧૦; તબકાતે અકબરી–ઇલિયટ ૫-પૃ-૩૪૮ અને નોંધ-૧.

હતો.[૩૧] અમદાવાદની વ્યવસ્થા બરોબર જાળવવા ખાન અઝીઝ કોકા ઉપર પણ સૂચનાઓ મોકલવામાં આવી. આમ બધે બંદોબસ્ત કરી સુરતના કિલ્લાને ઘેરો ઘાલ્યો. સુરતનું રક્ષણ એ વખતે હમઝખાન નામનો સરદાર કરતો હતો. એ પહેલાં હુમાયુ અને પછી અકબરની નોકરીમાં હતો, પણ પાછળથી મિરઝાંઓ સાથે જોડાયો હતો.[૩૨]

## સુરતનો કિલ્લો સર કર્યો

કિલ્લાનો બચાવ પૂરા જોરથી થતો હતો અને બાદશાહી છાવણી ઉપર તોપોના ગોળાનો સતત મારો ચાલતો હતો. આ તરફથી છાવણીથી કિલ્લાની દીવાલ સુધી પહોંચતી બંધ સુરંગોથી હુમલો લઇ જવામાં આવતો.[૩૩] બાદશાહી લશ્કરીઓએ માટીના મોટા ઊંચા ટેકરા બનાવી તેના ઉપર તોપો ગોઠવી કિલ્લામાં પડે એવી રીતે ગોળાનો મારો શરૂ કર્યો હતો.[૩૪] ઘેરો પ્રતિદિન મજબૂત બનાવાતો જતો હતો અને અંદરથી કોઈ પણ કામ માટે અવર-જવર થઇ શકે નહિ એવો પાકો બંદોબસ્ત રખાયો હતો. નદી તરફથી પણ અવરજવર ન થઇ શકે એવી તકેદારી રખાઈ હતી. આમ થવાથી ઘેરા-ગેલા લશ્કર પાસે સારા પ્રમાણમાં દારૂગોળો હતો છતાં બીજી સામગ્રીની તંગી પડવા લાગી.[૩૫] અંદરના મોટા મિરઝાં સરદારોએ પોતાની મિલકત અને હાથીઓ બાદશાહના હાથમાં આવશે એમ ધારી રાણા રામદેવની જાગીરમાં સલામતી માટે મોકલી આપ્યાં. પરંતુ રસ્તામાં અકબરના લશ્કરી-ઓ લૂંટના ઇરાદાથી ગયા હતા તેમના હાથમાં આવી ગયાં, અને એ બધી માલ મિલકત બાદશાહની હજૂરમાં લાવવામાં આવી.[૩૬] આમ ઘેરાયેલા માણસોને નિરાશા મળતાં કિલ્લાના સરદાર હમઝખાને પોતાના સસરા મૌલાના નિઝામુદ્દીન લારીને બાદશાહ પાસે માફીની યાચના કરવા મોકલ્યો.

૩૧: એ જ, ૩-પૃ-૨૫-તવારીખોના ભાષાંતરકારો અહીં સુરંગ શબ્દ લખે છે, પરંતુ આ જમીન ઉપરથી કિલ્લા સુધી જતો ઉપર ઢાંકણવાળો બંધ રસ્તો હતો. એનું ઢાંકણ શત્રુઓનાં શસ્ત્રો અસર ન કરે તેવું બનાવાતું. પાછળ એનો ઉલ્લેખ કરી ગયા છીએ. અહમદી, પૃ-૧૧૦

૩૨: એ જ, ૩-પૃ.૨૪; તબકાતે અકબરી–ઇલિયટ-૫-પૃ-૩૪૮. બીજી તવારીખો પણ એ જ નામ આપે છે.

૩૩: અહમદી, ગુ. ભા-પૃ. ૧૧૦-૧૧૨; તબકાતે અકબરી–ઇલિયટ-૫. પૃ. ૩૪૯-૫૦-તબ-કાતમાં આ કિલ્લાનું વિગતવાર—બાંધનાર અને બાંધણીનું—વર્ણન આપેલું છે.

૩૪: તબકાતે અકબરી–૫-પૃ-૩૪૯. તબકાત લખે છે કે ઘેરો એટલો સખત બનાવ્યો હતો કે એક ઉંદર નીકળી શકે એટલું પણ કાણું રખાયું નહોતું.

૩૫: અહમદી, ગુ. ભા-પૃ ૧૧૦-૧૧૨, તબકાત-ઇલિયટ-૫-પૃ-૩૪૯

૩૬: અહમદી-ગુ. ભા-પૃ- ૧૧૦-૧૧૧

એ પુરુષ બોલવાની છટામાં હોશિયાર હતો, એટલે અકબરને દયા માટે યાચના કરતાં એનું મન પીગળ્યું. સરદારોએ એને કહ્યું કે હવે વિજય થવાની તૈયારી છે અને અંદર ઘેરાયેલાઓની સ્થિતિ બહુ ખરાબ થઈ છે. આમ છતાં પણ અકબરે અભયદાનનું વચન આપી યુદ્ધ બંધ કરાવ્યું. અકબરે કાસમઅલી અને ખાજા દૌલત નાઝીરને માણસો સાથે કિલ્લાની અંદરની બધી વસ્તુઓની યાદી કરવા મોકલ્યા. બધા ઘેરાયેલાઓને બાદશાહે માફી આપી, પણ હમઝખાને કાંઈ ખરાબ શબ્દો વાપરેલા હતા તે માટે તેની જીભ કાપી નાખવામાં આવી. સુરતના કિલ્લાનો ઘેરો એક માસ અને સત્તર દિવસ સુધી ચાલ્યો.[૩૭] તા. ૧૧ જાન્યુઆરી ૧૫૭૩ને રોજ શરૂ થયેલો ઘેરો તા. ૨૬ ફેબ્રુઆરી ૧૫૭૩ને રોજ પૂરો થયો.

## મોટી સુલેમાની તોપો આગ્રા મોકલી

અકબરે હવે સુરતના કિલ્લામાં પ્રવેશ કરી એની મરામત કરવાના હુકમો કર્યા. કિલ્લામાં તુર્કીના સુલેમાન પાશાએ દીવ ઉપરની ચડાઈ વખતે જે મોટી તોપો આણેલી હતી તે નિરાશામાં પાછો સ્વદેશ જતાં દરિયા-કિનારે છોડી દીધેલી. આ તોપો ૧૫૪૦માં ખુદાવંદખાન ખાજા સફર સલમાનીએ જ્યારે સુરતનો કિલ્લો બાંધ્યો ત્યારે દીવથી સુરત લાવવામાં આવી. જે થોડી સૌરાષ્ટ્રમાં રહી તે જૂનાગઢના કિલ્લામાં રાખવામાં આવી હતી તે પાછળ જોઈ ગયા છીએ. અકબરને આ મોટા કદની તોપોની નવાઈ લાગતાં એને આગ્રા લઈ જવા હુકમ કર્યો.[૩૮] સુરતની વ્યવસ્થા અને સરદારી કાલીજખાનને સોંપવામાં આવી. આ વખતે બાગલાણના રાજાએ દસ વર્ષથી બળવો કરી રહેલા સરફુદ્દીન હુસેન મિરઝાંને પકડીને બાદશાહના તાબામાં સોંપ્યો. એને કેદ કરવામાં આવ્યો.[૩૯] આ પ્રમાણે સુરત તથા દક્ષિણ ગૂજરાતનો બંદોબસ્ત કરીને અકબરે વધારે સમય ન બગાડતાં અમદાવાદ તરફ પ્રયાણ કરવાની તૈયારી કરી.

સુરતમાં અકબરના નિવાસ દરમ્યાન કેટલાક બનાવ બન્યા, એમાં કેટલાક સાંસ્કૃતિક દૃષ્ટિએ રસમય છે તે ટૂંકામાં જોઈએ.

---

૩૭: અહમદી, પૃ. ૧૧૨; તબકાતે અકબરી-ઇલિયટ ૫. પૃ. ૩૪૯. અહમદી નિઝામુદ્દીન લાહોરી લખે છે, જ્યારે તબકાત લારી લખે છે. અહમદીની ભૂલ લાગે છે. અબુલફઝલ અકબરનામા ૩. પૃ. ૩૯-૪૦માં લારી લખે છે.

૩૮: અહમદી, પૃ. ૧૧૩. અકબરનામું પણ આ નોંધે છે. તબકાત-ઇલિયટ-૫. પૃ. ૩૫૦. આ તોપોનો ઉલ્લેખ પાછળ કરી ગયા છીએ. એમાં બે જાત લાગે છે. તબકાત એને માટે "દેગ" અને "ઝર્બઝન" શબ્દ વાપરે છે.

૩૯: તબકાતે અકબરી-ઇલિયટ ૫. પૃ. ૩૫૧

## પોર્ટુગીઝ એલચીઓ

સુરતના ઘેરા દરમ્યાન ગૂજરાતની આવી અવ્યવસ્થિત પરિસ્થિતિનો લાભ ફરીથી પોર્ટુગીઝોએ લેવાનો વિચાર કર્યો. ઘેરાયેલા મિરઝાંઓએ એ લોકોને સહાય માટે અને સુરતનો કિલ્લો એમને સોંપી દેવા માટે આમંત્રણ મોકલ્યું હતું,[૪૦] પરંતુ ફિરંગીઓ કાચા નહોતા. એમણે પહેલાંની પેઠે લાગ જોઇ જેને પક્ષે બળ જણાય તેને પક્ષે જવાના નિશ્ચયથી દમણ બંદરે પોતાનો કાફલો મોકલ્યો, અને ત્યાંથી બધી પરિસ્થિતિનો અભ્યાસ કરી વેપારીઓ અને આડતિયાના રૂપે સુરત જવા વિચાર કર્યો હતો, જેથી કરીને જેમ ફરી બેસવું હોય તેમ ફરી બેસાય. એ પ્રમાણે ગોવાના વાઈસરૉયની સૂચના હતી. આ લોકોએ અકબરનું બળ જોઈ લીધું અને મિરઝાંઓની નબળાઇ પણ જોઇ લીધી, એટલે મિરઝાંઓને સહાય કરવાનો વિચાર બદલીને અકબરના દરબારમાં એલચીઓ મોકલ્યા, અને કિમતી ભેટો નજર કરી.[૪૧] પોર્ટુગીઝ ઇતિહાસલેખક કાઉટો લખે છે કે અકબરે ગોવાના વાઈસરૉયના દરબારમાં પોતાના એલચીઓ મોકલ્યા હતા. તવારીખોમાં એ ઉલ્લેખ નથી, પરંતુ તા. ૧૮ માર્ચ ૧૫૭૩ની તારીખનું અકબરનું એક ફરમાન પોર્ટુગીઝોને અપાયેલું તેનો તરજુમો કાઉટો આપે છે. આ તારીખે અકબરની સવારી સુરતથી ઊપડી ગઈ હતી, એટલે અમદાવાદ જતાં ભરૂચની નજીકમાં એ ફરમાન અપાયું હશે. વળી પાછળ વર્ણવી ગયા તેમ સમુદ્ર ઉપર હિંદની કોઈ પણ સત્તાનું વર્ચસ હતું નહિ. દીવના યુદ્ધ પછી ગૂજરાતનું કોઇ વહાણ પોર્ટુગીઝોની પરવાનગી વગર આવજા કરી શકતું નહિ. હાજીઓનાં વહાણોને પણ પરવાનગી લેવી પડતી. અકબરની માતા હમીદાબાનુ બેગમ અને ફોઇ ગુલબદનબાનુ વગેરે જનાનાની મુખ્ય સ્ત્રીઓની મક્કા શરીફ હજ કરવા જવાની તીવ્ર ઇચ્છા હતી, એ કારણથી પણ પોર્ટુગીઝો સાથે સારો સંબંધ રાખવો પડે એમ હતું. એટલે સામસામી એલચીઓની સભ્યતા ભરેલી આવજા થઇ હતી તે હકીકત સત્ય ઠરે છે.[૪૨]

---

૪૦: અકબરનામા ૩. પૃ. ૩૭-૩૮; અહમદી, ગુ. ભા. પૃ. ૧૧૨; Danvers, II

૪૧: એ જ પૃ. ઉપર મુજબ

૪૨: પ્રો. કોમિસેરિયેટ એમના ઇતિહાસમાં પૃ. ૫૧૫માં આ વર્ણન વિગતથી આપે છે, પરંતુ મુસલમાન તવારીખો અકબરે એલચી મોકલ્યાનું નોંધતી નથી. ફિરંગી લેખક કાઉટોના ઉલ્લેખે અકબરે આપેલા ફરમાનથી ટેકો મળે છે, અને સમુદ્રની સત્તાની જે પરિસ્થિતિનું વર્ણન કર્યું તે પણ ટેકો આપે છે. બાદશાહી જનાનાની સ્ત્રીઓ હજ કરવા જાય છે તેનું વર્ણન અકબરનામા ખૂબ વિગતથી આપે છે. હજમાં પડેલી મુસ્કેલીઓ અને

**દારૂના ઘેનમાં રજપૂતોની જીવલેણ રમતનું અકબરે કરેલું અનુકરણ**

બીજી એક રમૂજી વાત સુરતના નિવાસ દરમ્યાન બની. બાદશાહ અકબર એક રાત્રે સભામાં રંગમાં બેઠો હતો. દારૂનું ઘેન પણ હતું.[૪૩] એ વખતે રજપૂતોના શૌર્યની વાતો ચાલી રહી હતી. એક વાત એવી નીકળી કે રજપૂતો પોતાના જીવની દરકાર કરતા નથી અને જીવને જોખમમાં નાંખીને બહાદુરીનાં કાર્યો કરી બતાવે છે.[૪૪] એમાં એક વાત એવી હતી કે બે બાજુ તીક્ષ્ણ ફળવાળી એક લાંબી બરછી લઇ એક મજબૂત માણસ એને વચ્ચેથી પકડીને ઊભો રહે છે. પછી સરખા બળવાળા બે રજપૂતો બન્ને બાજુથી ભાલાની અણી છાતીમાં વાગે એવી રીતે સામસામા ધસી આવે છે અને બરછી બન્નેનાં અંગ વીંધીને બહાર નીકળી જાય છે. આ સાંભળી અકબરે ઘેનમાં મસ્તીમાં આવી જઇને કહ્યું કે હું સામે કોઇ જોડિયો રાખતો નથી, પણ રજપૂતોના જેવી બહાદુરી એકલો જ કરી બતાવું છું. એમ કહી એણે પોતાની તરવારની મૂઠને દીવાલ તરફ રાખી અણીને પેટે અડકાડીને રજપૂતની વાતનું અનુકરણ કરવા માંડયું. હાજર રહેલા મોટા સરદારો આશ્ચર્ય અને ભયથી જોઇ રહ્યા, પણ કોઈનામાં વચ્ચે પડવાની હિમત હતી નહિ. એવામાં રાજા માનસિંહે હિમત કરી, તરવાર ઉપર જોરથી હાથ એવી રીતે માર્યો કે તરવાર દૂર જઇને પડી. અકબરને આ જોઇને ઘણો ગુસ્સો ચઢ્યો અને એણે માનસિંહને બાથમાં લઇને ભોંય પાડીને પછાડયો. આ દેખાવ જોઈ છેવટે સૈયદ અબ્દુલ્લાખાનના ભાઈ સૈયદ મુઝફ્ફર સુલતાનને એઅદબીનો ખ્યાલ જતો રહ્યો. બાદશાહના અંગૂઠાને તરવારના ઘાથી લોહી નીકળતું

ગૂજરાતમાં રોકાવું પડેલું અને ધામો કરતાં પાછાં ફરતાં જે વિલંબ થયો તે આ પ્રાંતમાં રાજકીય કારણોથી થયેલો વગેરે વર્ણન છે, પણ અહીં તે વર્ણનને સ્થાન નથી.

૪૩: અકબરનામા ૩. પૃ. ૪૩-૪૪. અહમદી પણ એને આધારે પૃ. ૧૧૩-૧૪માં વિગત આપે છે. અકબર દારૂ પીતો હતો એ વાત અબુલફઝલ કબૂલ કરે છે, પણ અહમદીએ એ નોંધ લીધી નથી. ભાષાંતરકાર બીવરીજ પૃ.૪૪ની નોંધમાં દારૂના ઘેનમાં શાહબાઝખાન ગાયનના જલસામાં ન ઊતર્યો તે માટે તેના ખંજરથી હુમલો કરેલો એમ લખે છે.

૪૪: રજપૂતોમાં આવી જોખમ ભરેલી અવિચારી બહાદુરીના ઘણા પ્રસંગો લોકકથામાં છે. સ્વ. શ્રી. મેઘાણી જેને Code of houour કહે છે તે આ જાતનું કહી શકાય.પણ આ જમાનામાં વિચિત્ર લાગે, પરંતુ એ જમાનામાં આવી વાતો સામાન્ય હતી. ખાસ કરીને રજપૂતો જ આવી રીતે જીવને જોખમમાં નાંખે એવી રમતો કરતા. એટલે ગૂજરાત અને રાજસ્થાન—જે ગૂજરાતી સંસ્કૃતિમાં કહી શકાય, ત્યાં આવી વાતો વધારે બનતી. સાંસ્કૃતિક દૃષ્ટિએ આ નોંધપાત્ર બીના છે. અકબરનામા અને અહમદી સિવાય બીજા લેખકો આ માટે નોંધ કરતા નથી.

હતું, પણ સૈયદે બાદશાહના હાથને મરડીને માનસિંહને છોડાવ્યો. એમાં ઘા જરા વધ્યો, પણ છેવટે થોડા દિવસમાં રુઝાઈ ગયો. માનસિંહે ખરું વફાદારીનું કાર્ય કર્યું હતું.[૪૫]

### દસ્તૂરજી મહેરજી રાણાએ અકબરને જરથુસ્રીધર્મ સમજાવ્યો

સુરતના નિવાસ દરમ્યાન બીજો એક મહત્ત્વનો બનાવ બન્યો. ગોપી તળાવને કાંઠે પડાવ નાખીને રહેલો અકબર ત્યાં પારસીઓના સંપર્કમાં આવ્યો. એની ઉદાર નીતિ કાંઇ પણ નવું જ્ઞાન મેળવવા હમેશાં તત્પર રહેતી, તેથી પારસીઓના જરથુસ્રી ધર્મનું તત્ત્વ જાણવાની એને ઇચ્છા થઇ. સુરતમાં એવો કોઈ વિદ્વાન તત્ત્વજ્ઞ મળ્યો નહિ, પરંતુ નવસારીથી દસ્તૂરજી મહેરજી રાણા નામના સંત પુરુષ અને વિદ્વાને આવીને અકબરને પ્રાચીન જરથુસ્રી ધર્મનું રહસ્ય સમજાવ્યું. નવસારીમાં એવી લોકકથા છે કે મહેરજી રાણાના બોધથી અકબરે કસ્તી સદરો ધારણ કરીને આગ્રામાં આતશ બહેરામ સાહેબની સ્થાપના કરી દેખરેખ રાખવાનું અબુલફઝલને સોંપ્યું. ઇ. સ. ૧૫૭૬–૭૮માં બાદશાહે આગ્રામાં સર્વ ધર્મોના આચાર્યોની એક પરિષદ બોલાવી હતી ત્યારે પણ મહેરજી રાણાને ખાસ આમંત્રણ આપ્યું હતું.[૪૬] અકબરની ધાર્મિક નીતિ માટે અહીં વિસ્તાર ન કરતાં આગળ જોઇશું. ગૂજરાતમાંથી એને જૈન અને જરથુસ્રી ધર્મની પ્રેરણા લાધી એ ખાસ નોંધપાત્ર છે. જૈનાચાર્ય હીરવિજયસૂરિનો ઉલ્લેખ પણ આગળ કરીશું.[૪૭]

---

૪૫: એ જ, પૃ. ૪૩-૪૪; અહમદી, પૃ. ૧૧૪. માનસિંહ પર ક્રોધમાં અકબર ચિડાયેલો, પણ એનો સ્નેહ સમજતો હતો અને કદર કરતો હતો. પ્રો. કોમિસેરિયેટે આ નોંધ લીધી નથી.

૪૬: બદૌની: મનતુખબુત્તવારીખ, Loweનો તરજુમો, II. પૃ. ૨૬૪–૭૦. Religious Policy of the Moghals by Sharma. એમાં અકબરની બીજા ધર્મો માટેની લાગણીનું વિસ્તૃત વર્ણન કરેલું છે. બદૌની ચુસ્ત મુસલમાન હતો અને અકબરની આ સહિષ્ણુતાની પ્રવૃત્તિનો કટ્ટર વિરોધી હતો. હિંદુ તરફના વલણ માટે એ બીરબલને ખુલ્લી ગાળો લખે છે. શ્રી શર્માએ પણ આ ચર્ચા કરી છે. અકબરનું મન અંદરથી કયા ધર્મ તરફ હતું તે કહેવું મુશ્કેલ છે. એ ચર્ચા આગળ સામાજિક પ્રકરણમાં કરીશું. પરંતુ એટલું તો સાચું છે કે છેલ્લાં બસો વર્ષથી દિલ્હી અને પ્રાંતીય સલ્તનતોમાં અન્ય ધર્મો તરફ જે અસહિષ્ણુતા બતાવાતી હતી તેમાં અકબરની ઉદાર નીતિથી ઘણો સારો ફેર પડ્યો અને પ્રજાએ શાંતિ અનુભવી. પ્રો. કોમિસેરિયેટ એમના ઇતિહાસમાં પૃ.૫૧૪-૧૫માં મહેરજી રાણાની અને નવસારીમાં ચાલતી લોકકથાની નોંધ લીધી છે તે સાથે જે બીજો ઉલ્લેખ નોંધ્યો છે તે Anquetil du Perronનો છે અને તે છેક ૧૭૫૫થી ૧૭૬૧નો એટલે પ્રાચીન નથી.

૪૭: હીરવિજયસૂરિ અને અકબરના જૈન ધર્મ તરફના વલણનાં વિસ્તૃત વર્ણનો જૈન સાહિત્યમાં મળે છેઅને હીરસૌભાગ્યમહાકાવ્યમાં પણ વિસ્તારથી મળે છેતેઆગળ જોઈશું.

### અમદાવાદમાં આવી ગૂજરાતની વ્યવસ્થા કરવી

ઉપર વર્ણવ્યું તે પ્રમાણે પાટણમાં બળવાખોરો ઉપર (૧૫૭૩ જાન્યુઆરીમાં) વિજય મેળવી ખાન અઝીજ કોકા બાદશાહની હજૂરમાં સુરત આવવા નીકળ્યો હતો તે તા. ૨૩ ફેબ્રુઆરી ૧૫૭૩ને રોજ શાહી છાવણીમાં આવી પહોંચ્યો અને અકબર તરફથી સારું માન અને સત્કાર પામ્યો.[૪૮] તા. ૮ માર્ચ ૧૫૭૩ને રોજ બાદશાહી સવારી સુરતથી અમદાવાદ તરફ ઊપડી. ભરૂચ પહોંચતાં પહેલાં પોર્ટુગીઝોને ફરમાન આપ્યું તે ઉલ્લેખ કરી ગયા. હવે ભરૂચમાં અકબરે મુકામ કર્યો ત્યારે ચંગીઝખાનની માતાએ બાદશાહને ફરિયાદ કરી[૪૯] કે જુઝારખાન હબસીએ ચંગીઝખાનને દોસ્તીનો દેખાવ કરી દગાથી મારી નાખ્યો હતો અને તે માટે આપે ન્યાય કરવો જોઇએ. અકબરે અપરાધીની બરોબર તપાસ કરાવી સાક્ષી પુરાવા તપાસી આરોપ ખરો છે એમ ઠરતાં જુઝારખાનને નાના મોટા લોકોના સમૂહની વચ્ચે હાથીના પગતળે કચરાવી નાંખ્યો. એના શબને અમદાવાદ લઇ જઇને સરખેજમાં બિલાલ જુઝારખાનની દરગાહમાં દફન કરવામાં આવ્યું.[૫૦]

### અકબરની આગ્રા તરફ રવાનગી

હવે અકબરનું મન આગ્રા તરફ જવા તલસી રહ્યું હતું, એટલે ઝડપથી અમદાવાદ તરફ ઊપડયો. તા. ૩ એપ્રિલ ૧૫૭૩ને રોજ અમદાવાદ પહોંચી શહેર બહાર પડાવ નાખ્યો. શહેરના લોકોએ સામૈયું કરી આવકાર આપ્યો. અહીં દસ દિવસ રોકાઈ ગૂજરાતના વહીવટની વ્યવસ્થા કરી. ખાન આઝમ મિરઝાં અઝીઝ કોકાને ગૂજરાતનો સૂબો નીમી આખા પ્રાંતનો વહીવટદાર બનાવ્યો. ખાન કલાન નવાબ પીરમુહમ્મદખાનને પાટણ, કુતુબુદ્દીન મુહમ્મદ-

---

૪૮: અકબરનામા-૩. પૃ. ૩૬; અહમદી, ગુ. ભા. પૃ. ૧૧૨

૪૯: અકબરનામા-પૃ. ૪૬. ૧૫૭૩ તા. ૧૨ માર્ચે ભરૂચ પહોંચ્યો. અહમદી, પૃ. ૧૧૪; બદૌની, ૨-પૃ. ૧૫૧

૫૦: અકબરનામા ૩–માં અને એ જ પ્રમાણે અહમદી પૃ. ૧૧૪માં બીજી તવારીખોમાં આ વાત નોંધાયેલી છે. પરંતુ હાજી દબીરનો અરબી ઇતિહાસનો લેખક કહે છે કે ચંગીઝખાનની માની ફરિયાદથી નહિ પરંતુ અકબરે પોતે જ આ વાત જાણતો હોવાથી શિક્ષા કરવા માટે કામ ચલાવ્યું અને ગુનો સાબિત થતાં શિક્ષા કરી. અરબી ઇતિહાસ એક વિચિત્ર વાત એવી નોંધે છે કે ચંગીઝખાનની માએ તો બાદશાહને એમ કહ્યું કે મારા પુત્ર માટે જુઝારખાન જેવા સામે ફરિયાદ શામાટે કરવી. એટલે કે એ સ્ત્રી પોતાના પુત્રને બહુ મોટો અને જુઝારખાનને એક હલકો માણસ ગણતી હતી તેથી એવા હલકા સામે વેર શા માટે લેવું! અરબી ઇતિહાસનો લેખક સીદી અમીર તો સેવક હતો એટલે ચંગીઝખાનની માતાની આ વાતનો ઉલ્લેખ નોંધપાત્ર બને છે.

ખાનને ભરૂચ, અને નૌરંગખાનને વડોદરામાં નિમણૂક કરી જાગીરો આપી. સૈયદ હામીદ બુખારીને ધોળકા-ધંધુકા આપ્યું. દસ દહાડામાં આ રીતની ગોઠવણ કરી ખાન આઝમ મિરઝાં કોકા મુઘલ સામ્રાજ્યના એક પ્રાંત તરીકે ગૂજરાતનો પહેલો સૂબો થયો.[૫૧] અકબર ઈદ અમદાવાદમાં ઊજવી તા. ૧૩ એપ્રિલ ૧૫૭૩–અમદાવાદથી ઊપડી પાટણ અને ઝાલોરને રસ્તે આગ્રા જવા નીકળ્યો. મોટા અમીરો બાદશાહને વિદાય આપવા સાથે ગયા હતા તે સિદ્ધપુર સુધી જઈ પાછા આવ્યા. રાજા માનસિંહની સરદારી નીચે એક લશ્કરને ઈડર, ડુંગરપુર અને ઉદેપુરને રસ્તે થઈ આગ્રા આવી મળવા ફરમાવ્યું, અને એ રસ્તામાં આવી રહેલાં હિંદુ રાજ્યોને અકબરની તાબેદારીના લાભ સમજાવી વફાદારી સ્વીકારવા સામ દામ ભેદ આદિ નીતિથી પક્ષમાં લેવા સૂચના આપવામાં આવી. બાદશાહી સવારી શિરોહી આવી પહોંચી ત્યારે પંજાબમાં ઇબ્રાહિમ હુસેન મિરઝાં પકડાયાના અને માર્યા ગયાના સમાચાર પણ મળ્યા.[૫૨] રાજા ભગવાનદાસ સાથેના અંગત સારા સંબંધને ધ્યાનમાં લઇ અકબરે સરનાલના યુદ્ધમાં કામ આવેલા ભૂપતનો શોક પ્રદર્શિત કરવા પોતાની માનીતી રાણી–જહાંગીરની માતા–અને રાજાની બહેનને અંબર–જયપુર મોકલી. તા. ૧૩ મે ૧૫૭૩ને રોજ અકબરે અજમેર આવીને એક અઠવાડિયું મુકામ કર્યો; અને ૩ જૂન ૧૫૭૩ને રોજ ફતેહપુરસિક્રી પહોંચ્યો.[૫૩]

### ગૂજરાતમાં ફરી બળવો

અકબરના નસીબમાં હજી શાંતિ હતી નહિ. મિરઝાંઓ એના જ સગા હતા, અને ઇબ્રાહિમ હુસેનનો અંત આવ્યો હતો છતાં એના બીજા સંબંધીઓ તોફાન કરવામાંથી નિવૃત્ત થયા નહોતા. ગૂજરાતનાં બીજાં બળવાખોર તત્ત્વોનો પણ એમને સાથ હતો, એટલે બાદશાહી સવારી ગૂજરાતની બહાર જતા જ મિરઝાંઓ સાથે શેરખાન ફુલાદીના અફઘાનો અને અસંતોષી હબસી

---

૫૧: અકબરનામા ૩–પૃ–૪૬; અહમદી ગુ-ભા-પૃ-૧૧૪-૧૫; સિકંદરી-ગુ-ભા-પૃ. ૪૫૪; તબકાતે અકબરી ઇતિહાસ ૫-પૃ-૩૫૩ અને નોં-૨

૫૨: અકબરનામા ૩-પૃ-૪૭-૪૮; અહમદી, પૃ. ૧૧૫. તબકાત સિદ્ધપુરને બદલે હૈબતપુર લખે છે તે ભૂલ જણાય છે. જાગીદારોમાં પણ એક ગોટાળો એમાં કરેલો છે. અકબરે માળવાના ઉજ્જૈન અને સારંગપુરના જિલ્લા ગૂજરાતના સુલતાન મુઝફ્ફરને આપ્યા એમ એ લખે છે, બદૌની પણ એવું લખે છે, પણ એ ભૂલ છે. એ મુઝફ્ફર બીજો માણસ છે. (તબકાત, પૃ. ૩૫૩ અને નોં. ૩)

૫૩: અકબરનામા ૩. પૃ. ૪૯ અને ૫૪-૫૫. ઇ. હુસેન મિરઝાંના પકડાયાના અને પંજાબમાં એ તોફાનના મૂળને અમીરોએ મારી નાંખ્યો એ સમાચાર પણ અકબરને શિરોહીમાં મળ્યા.

અમીરોએ ભેગા મળી બંડ ઉઠાવવાનો નિશ્ચય કર્યો. મિરઝાં મુહમ્મદ હુસેન પાટણની લડાઇમાં હારી દક્ષિણ તરફ નાસી ગયો હતો તે હવે ઝડપથી સુરત આવ્યો. પરંતુ સુરતના કિલ્લાનો કલીજખાને મજબૂત બચાવ કર્યો હતો તેથી એ જીતી શકાય એવું ન લાગવાથી એ ભરૂચ તરફ ગયો. ભરૂચમાંથી એ વખતે કુતુબુદ્દીન મુહમ્મદખાન વડોદરે ગયો હતો તેની ગેરહાજરીનો લાભ લઇ એના માણસો પાસેથી ભરૂચ પડાવી લીધું. ત્યાંથી મિરઝાં ખંભાત ગયો અને હુસેનખાન કરકરા એનો બચાવ ન કરી શકવાથી ખંભાત પણ લઈ લીધું. હુસેનખાન અમદાવાદ ચાલ્યો ગયો.[૫૪] બીજી તરફ ઇડરમાં ઇખ્તિયાર-ઉલ્મુલ્ક સીદી ત્યાંના રાવ નારાયણ સાથે મળી ગયો અને બળવો કર્યો. શેરખાન ફુલાદીના પુત્રો પણ ઇડરમાં આ બળવાખોરો સાથે મળ્યા,[૫૫] સરહદ ઉપરના જાગીરદારો પણ મિરઝાં મુહીમના જુલમથી કંટાળી કોકાખાન આઝમની પાસે જવા ઊપડચા. આ બધું જોઈ ખાન આઝમ સિદ્ધપુરથી ઊપડેલો તે અમદાવાદ ન જતાં ઈડર તરફ ગયો. બળવાખોરોએ અહમદનગર (હિંમતનગર)ને કબજે કર્યું અને આસપાસનો મુલક તાબે કર્યો. સરહદના જાગીરદારો અહીં ખાનને આવી મળ્યા. કોકાખાન આઝમે એક સુરક્ષિત લડાઇ આપવાનો નિશ્ચય કર્યો હતો, પરંતુ ઇખ્તિયારઉલ્મુલ્ક વગેરેનો ઇરાદો એવો હતો કે જો ખાન આઝમ સ્થળ છોડીને ખુલ્લા મેદાનમાં આવે તો યુદ્ધ કરવું, નહિ તો બીજે રસ્તે અમદાવાદ તરફ જઈ એ શહેર ઉપર હુમલો કરવો.[૫૬]

### ખંભાત પાસે લડાઇ

હવે મુહમ્મદ હુસેન મિરઝાંએ ભરૂચ લઇ લીધાના સમાચાર કોકાખાન આઝમને મળ્યા એટલે એણે ઈડર તરફના બળવાખોરો સાથે લડવાને બદલે અમદાવાદ જઇ શહેરનો મજબૂત બચાવ કરવા નિશ્ચય કર્યો. તે સાથે એણે ઝડપી સંદેશા મોકલી સૈયદ બુખારી, નૌરંગખાન, બાઝબહાદુર વગેરે મોટા સરદારોને વડોદરેથી આવતા કુતુબુદ્દીન મુહમ્મદખાનની મદદે મોકલ્યા.[૫૭]

---

૫૪: તબકાતે અકબરી–ઇલિયટ ૫. પૃ. ૩૯૦; અહમદી, પૃ. ૧૧૫. અકબરનામા ઉપરથી અહમદી લખે છે કે હુસેનખાનમાં આવડત નહોતી. અકબર આગ્રા પહોંચ્યે છ મહિના પણ નહોતા થયા એટલામાં આ બળવો જાગ્યો.

૫૫: અહમદી ગુ. ભા. પૃ. ૧૧૫ અને અકબરનામા-૩; તબકાતે અકબરી–ઇલિયટ ૫. પૃ. ૩૯૦ અને નોં. ૧

૫૬: અહમદી પૃ. ૧૧૫ તબકાત. પૃ. ૩૯૦માં અઝીઝ કોકાખાન આઝમ અહમદનગર તરફ લડવા ગયો એમ લખે છે, પણ સંજોગો બદલાતાં ત્યાં લડાઇ થઇ નહિ.

૫૭: અહમદી, પૃ. ૧૧૫-૧૧૬; સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૫૫. તબકાતમાં આ વર્ણન ટૂંકામાં જ પતાવ્યું છે.

મિરઝાં એ વખતે ખંભાતમાં હતો એટલે એ તરફ જવા આ બધી બાજુથી આવતી ટુકડીઓ ધોળકા પાસે આવેલા આસામલી ગામે ભેગી થઇ ગઈ, અને ત્યાંથી ખંભાત ઉપર ચડાઇ કરવા ઊપડચા. ખંભાતમાં મિરઝાં પાસે માત્ર ત્રણસો યોદ્ધાઓ હતા. ધોળકાથી સૈયદ હામીદની ટુકડીમાં મિરાતે સિકંદરીનો લેખક સિકંદર પણ હતો એટલે આ લડાઈનું વર્ણન એ નજરે જોયેલું લખે છે.[૫૮] શાહી લશ્કરે ખંભાત શહેરને ઘેરીને વ્યૂહરચના કરી. કુતુબુદ્દીન મુહમ્મદખાને ભરૂચી દરવાજા તરફથી, નૌરંગખાન વગેરેએ અમદાવાદી દરવાજા તરફથી અને સૈયદ હામીદે દરિયાના ફુરજા તરફથી હુમલો કરવો એમ ઠર્યું. મિરઝાં બન્ને દરવાજે પોતાનાં માણસો રાખી પોતે ફુરજા તરફ રહ્યો અને બહાર આવી સૈયદ હામીદ સાથે યુદ્ધમાં ઊતર્યો. દરવાજામાંથી બહાર પડી સૈયદ ઉપર એણે ત્રણ વાર બહાદુરીથી હુમલા કર્યા, પણ ફાવ્યો નહિ અને સૈયદે એને પાછો હઠાવ્યો. કોઈ પક્ષને ખાસ વિજય મળ્યો નહિ, પરંતુ મિરઝાં પાસે વધારે સૈન્ય ન હોવાથી સાંજે લડાઈ બંધ પડી પછી, રાતોરાત એ ઇડર તરફથી અમદાવાદ ઉપર ચડી આવતા ઇખ્તિયારઉલ્મુલ્ક વગેરેને જઇ મળવા ચાલ્યો ગયો.[૫૯]

### બળવાખોરોએ અમદાવાદને ઘેરો ઘાલ્યો

ગૂજરાતમાં આમ પરિસ્થિતિ ઝડપથી બદલાતી હતી. કોકાખાન આઝમ પોતે ઈડર અને અહમદનગરથી અમદાવાદ આવી પહોંચ્યો હતો અને ઝડપથી શહેરમાં પેસી તેનો બચાવ કરવા મજબૂત તૈયારી કરવા માંડી. બળવાખોરો પણ પોતાના બદલેલા ઇરાદા મુજબ અહમદનગર આગળ ખાન આઝમ સાથે ન લડતાં બીજે માર્ગે અમદાવાદ તરફ આવ્યા. આમ ખંભાતથી આવેલો મિરઝાં મુહમ્મદ હુસેન, ઈડરથી આવેલો ઇખ્તિયારઉલ્મુલ્ક અને જુઝારખાનનો પુત્ર વલીખાન, શેરખાન ફુલાદીના પુત્રો, કેટલાક લૂંટવાનો ધંધો લઇ બેઠેલા રાજપૂતો, અસંતોષી ગૂજરાતી મુસલમાનો, વગેરે બળ-

---

૫૮: સિકંદરી ગુ. ભા. પૃ. ૪૫૫; અહમદી, પૃ. ૧૧૬. આ આસામલી ગામ ધોળકાની નજીક સાબરમતીને કાંઠે છે. અહીં ખંભાતના યુદ્ધનું વર્ણન સિકંદરીનો લેખક જાતે હાજર હોવાથી વિગતવાર કરે છે. જ્યારે એ લેખક અકબરનાં બીજાં યુદ્ધો ટૂંકેથી પતાવે છે અને કેટલુંક ગૂંચવણવાળું પણ લખે છે. એટલે બીજાં વર્ણનો એણે માત્ર સાંભળીને લખ્યાં હશે એમ લાગે છે. સૈયદ હામીદ જેમાં ભાગ લે તેની બહુ વિગતો લખે છે. તબકાત ઈડર અહમદનગર વચ્ચે લડાઈ થઈ એમ લખે છે, પણ બન્ને પક્ષે લડાઈ ન કરી એમ અકબરનામા કહે છે તે ખરું છે.

૫૯: અહમદી, ગુ. ભા. પૃ. ૧૧૬-૧૧૭. અકબરનામામાં વિસ્તારથી લખેલું વર્ણન સિકંદરી થોડી લીટીમાં પતાવે છે.

વામાં ભેગા થયા. ઇડરના રાજા રાવ નારાયણે એમને સહાય કરી. બળવાખોરો પાસે આ રીતે વીસ હજાર જેટલું સૈન્ય ભેગું થઈ ગયું. એમણે અમદાવાદને ઘેરો ઘાલ્યો.[૬૦] આ બધા બનાવો બની રહ્યા હતા ત્યારે અઝીઝ કોકાખાન આઝમે પણ કુતુબુદ્દીન મુહમ્મદખાન વગેરે પોતાના મુખ્ય સરદારોને મદદ માટે અમદાવાદ બોલાવ્યા. બાદશાહને પણ આ બધા સમાચાર રોજ ઝડપી સંદેશવાહકો સાથે મોકલ્યા.[૬૧] બળવાખોરોના બળ આગળ અમદાવાદ શહેર-માં ખાન આઝમનું રક્ષક સૈન્ય નાનું હતું. બહારથી આવનારી સહાય ઉપર તાત્કાલિક ભરોસો રખાય તેમ નહોતું, તેમજ અંદરના માણસો ઉપર પણ વિશ્વાસ રખાય તેમ નહોતું, તેથી ખુલ્લી લડાઈ શક્ય નહોતી. એટલે કુતુબુદ્દીન મુહમ્મદખાન અને પાટણના ખાન કલાનનો પુત્ર ફાઝીલખાન રોજ શહેરમાંથી નીકળી બળવાખોરોના લશ્કર ઉપર હુમલા કરી પાછા અંદર આવતા અને એમની ખુવારી કરતા. એમાં ફાઝીલખાન ભાલો વાગવાથી મરણ પામ્યો.[૬૨] આ બધા સમાચાર અને ખાન આઝમની અરજી મળતાં અકબરે ગૂજરાત ઉપર ફરી ચડાઈ કરી બળવાખોરોને પૂરેપૂરા દબાવી દેવાના નિશ્ચયથી આગ્રાથી પ્રયાણ કરવાનો નિશ્ચય કર્યો. ઝડપી તૈયારીઓ કરી ખાસ ચૂંટેલા સરદારો અને ત્રણ હજાર જેટલું લશ્કર લઈ ઉતાવળી ચાલની સાંઢણીઓ અને તેજી ઘોડાઓ ઉપર એ બધા ગૂજરાત તરફ આવવા ઊપડયા.[૬૩] અજમેર આદિ સ્થળોએ માત્ર થોડો સમય વિશ્રામ માટે રોકાઈ

---

૬૦: તબકાતે અકબરી–ઇલિયટ ૫. પૃ. ૩૬૧. બળવાખોરોના લશ્કરની સંખ્યા તથા મુખ્ય કોણ કોણ મળ્યા તે તબકાત લખે છે. કુતુબુદ્દીન મુહમ્મદખાન ભરૂચથી આવી શહેરમાં પેસી ગયો એટલે ખાન આઝમની મદદમાં આવ્યો. સિકંદરી સૈયદ હામીદ બુખારી પણ શહેરમાં પેઠા એમ લખે છે. તબકાતનો રજપૂતોનો ઉલ્લેખ લડાઈનો ધંધો કરનાર રજપૂતો હશે એમ સૂચવે છે.

૬૧: અહમદી પૃ. ૧૧૭ ખાન આઝમે અકબરને જબરી સહાય મોકલવા અરજી સુલતાન ખાજાની સાથે મોકલી. તબકાત માત્ર સંદેશા મોકલ્યા એમ લખે છે (પૃ-૩૬૧). અકબરે જતી વખતે બળવાખોરો કાંઈક કરે તો સંદેશો મોકલવો એમ પાટણમાં ખાન આઝમને શિખામણ આપેલી.

૬૨: તબકાતે અકબરી–ઇલિયટ-૫-પૃ. ૩૬૧

૬૩: આ વર્ણન અકબરનામા અને અહમદીમાં વિગતથી આપ્યું છે. કયે દિવસે ક્યાં કેટલો વખત મુકામ કર્યો એ પણ નોંધ્યું છે. અકબર સાથે આવેલા લશ્કરની સંખ્યામાં મતભેદ છે. તબકાત પૃ. ૩૬૪માં ત્રણ હજારની સંખ્યા કહે છે અને બળવાખોરો વીસ હજાર હતા એમ કહે છે. વળી હાથી વગેરે રીતસરનું લશકર લેવાને બદલે ઝડપી કૂચ માટે સાંઢણી અને ઘોડા લીધા એમ અહમદી લખે છે તે ખરું છે. કેટલીક તવારીખોમાં ગાડીઓના ઉલ્લેખ છે તે બરાબર નથી. તબકાત કેવી રીતે તૈયારી કરી તેનું વર્ણન કરે છે તે નકામું છે.

શાહી સૈન્ય માત્ર નવ દિવસમાં આગ્રાથી અમદાવાદ આવી પહોંચ્યું. વિશ્રામનાં સ્થળોએ એક આખો દિવસ પણ બગાડ્યો નહિ. ડીસામાં આવતાં પાટણના સૂબેદારખાન કલાનના માણસ શાહઅલીએ સત્કાર કરી બાદશાહને પાટણમાં મુકામ કરવા વિનંતિ કરી, પણ અકબરને કોઈ જગ્યાએ થોભવું પાલવે તેમ જ નહોતું. એણે જ્યાં જ્યાંથી વફાદાર સરદારો આવી શકે તેમ હતું ત્યાં ત્યાં સંદેશા મોકલી લશ્કર સાથે આવી મળવા ફરમાવ્યું.[૬૪]

### કડી પાસે છમકલું

આ પ્રમાણે બની શકે તેટલી રાત્રે પણ મુસાફરી ચાલુ રાખી જરૂર જેટલો જ આરામ લઈ, કોઈ જગ્યાએ એક દિવસ પણ થોભ્યા વિના આગ્રાથી નવ દિવસમાં આમ બાદશાહ અમદાવાદ નજીક આવી પહોંચ્યો. પાટણ ન થોભતાં જોટાણા પાસે ખબર મળી કે બળવાખોરોની એક ટુકડી કડીના કિલ્લા-માં રહી લડવા માટે તૈયાર થયેલી છે. એનો સરદાર શેરખાન ફુલાદીનો ખાસ માણસ હતો. એ લોકો કિલ્લાની બહાર નીકળી બાદશાહી સૈન્ય સામે થવા રાહ જોતા હતા. અકબરે એક ટુકડી આગળ મોકલીને એ લોકોને બને તેટલી ખુવારી સાથે પાછા હઠાવી ત્યાંથી પાછા વળવા હુકમ કર્યો. અમદાવાદ તાકીદે જઇ મોટું કામ કરવાનું હતું તેથી કડી જેવા નાના સ્થળના કિલ્લા ઉપર હુમલો કરી લશ્કરી બળ અને સમયનો વ્યય કરવાનું ઠીક લાગ્યું નહિ. કડીના બળવાનો સામનો કરવા આગળથી જે ટુકડી મોકલવામાં આવી હતી તેની પાછળ જ મુખ્ય લશ્કરથી છૂટા પડી પાંચસો પસંદ કરેલા યોદ્ધાઓ લઈ અકબર પોતે આગળ વધતો હતો.[૬૫]

### અમદાવાદની લડાઇની વ્યૂહરચના

અમદાવાદ પહોંચતાં પહેલાં અકબરે વ્યૂહરચના કરવા માંડી. બહેરામ-ખાનનો પુત્ર ખાનખાનાન જે હજુ નાની વયનો હતો પરંતુ બુદ્ધિ અને હિંમતમાં પ્રથમ પંક્તિનો હતો તેને મધ્યમાં રાખી મુખ્ય સરદારી આપી. એની સહાયમાં મુહમ્મદખાન બદરા, સુજાતખાન અને સાદીકખાનને નીમ્યા. જમણી પાંખની સરદારી ખાન કલાન મીર મુહમ્મદને આપી અને ડાબી

૬૪: અહમદી, પૃ-૧૧૮. અજમેર, મેડતા, સોજત, ઝાલોર, એ રજપૂતાનાની હદમાં થઈ ડીસામાં ગૂજરાતની હદમાં પ્રવેશ કર્યો. ત્યાંથી બાલીસણા થઈ કડી થઈ અમદાવાદ આવ્યો. રાતરે પણ મુસાફરી કરી હતી. દોડતે ઘોડે મજલ કાપી હતી. અહમદીમાં દરેક વારે ક્યાં કેટલો મુકામ કર્યો તેના વર્ણનમાં જરા ગોટાળો છે.

૬૫: અહમદી, ગુ. ભા. પૃ. ૧૧૯; તબકાતે અકબરી–ઇલિયટ-૫. પૃ. ૩૬૪-૬૫. અહમદી કડી પાસે જોટાણા લખે છે જ્યારે બીજા કડી જ લખે છે.

પાંખની વજીરખાનને આપી. લશ્કરનો આગલો ભાગ મુહમ્મદ કુલીખાન અને તુર્કમાન દીવાનાની સરદારી નીચે આપ્યો. બાદશાહે પોતાની સાથે કાળજીપૂર્વક પસંદ કરેલા થોડા માણસો રાખ્યા અને જે બાજુ નબળી જણાય તેની સહાયે જવાનું પોતાને માથે રાખ્યું. અમદાવાદમાં ઘેરાયેલા અઝીઝ કોકાખાન આઝમને અકબરે સમાચાર તો મોકલ્યા હતા,[૬૬] પરંતુ હવે આ બધી તૈયારી સાથે અમદાવાદથી ત્રણ ગાઉ ઉપર મુકામ કર્યો ત્યારે આસફખાનને શહેરમાં મોકલી પોતે જાતે લશ્કર લઇને આવી પહોંચ્યો છે એવા સમાચાર કહેવડાવ્યા અને બની શકે તો શાહી સૈન્ય સાથે જોડાવાની સૂચના પણ કરી.[૬૭] અકબરના સમયના બધા ઇતિહાસલેખકો કહે છે કે નવ દિવસમાં છસો ગાઉની મુસાફરી કરીને લશ્કર તથા સરંજામ સાથે આવી પહોંચવું એ ઇતિહાસમાં એક નવાઇ ભરેલી બીના હતી. તા. ૨ સપ્ટેમ્બર ૧૫૭૩ને રોજ અકબર આ ગૂજરાત ઉપર બીજી સવારી લઇ અમદાવાદ પહોંચ્યો.[૬૮]

### અકબરના આગમનથી મિરઝાં વગેરેને થયેલું આશ્ચર્ય

આ વખતે બળવાખોરો પાસે વીસ હજાર જેટલું બળ હતું, પણ લશ્કર રીતસર તૈયાર નહોતું. અકબર લશ્કર લઇ આટલી ઝડપથી આવી પહોંચે એમ કોઇ માનતું નહોતું. બાદશાહી લશ્કરનાં રણવાદ્ય સાંભળી પોતાના બળના મદમાં ઊંઘતા બળવાખોરો આ સૈન્ય કોનું છે તેની તપાસ કરવા લાગ્યા. કોઇએ કહ્યું કે એ તો શેરખાન ફૂલાદી આવ્યો છે. એ લોકો શેરખાનની રાહ જોતા હતા એટલે એ માન્યતા એમને અનુકૂળ હતી. કોઇએ કહ્યું કે અઝીઝ કોકાખાન આઝમને મદદ કરવા પાટણથી ખાન કલાન સૈન્ય લઇ આવ્યો છે. અકબર જાતે આવ્યો છે એ વાત પણ ઊડી રહી હતી, એટલે મિરઝાં મુહમ્મદ હુસેન થોડાં માણસ સાથે લઇ જાતે ખાતરી કરવા ગયો.

૬૬: તબકાતે અકબરી: ઇલિયટ-૫. પૃ. ૩૬૪. બહેરામખાનના પુત્ર અબ્દુલરહીમખાનને નાની ઉમ્મરમાં અકબરે મન્ચમાં નીમી બહુમાન આપ્યું.

૬૭: તબકાતે અકબરી-ઇલિયટ ૫. પૃ. ૩૬૫. આકમદી, પૃ. ૧૧૯-૧૨૦માં એક રસમય વાતની નોંધ કરે છે: કહે છે કે અમદાવાદ પાસે આવતાં અકબરે બખતર પહેર્યું અને "નૂરેબેઝા"-શ્વેત પ્રકાશ-નામના ઘોડા ઉપર સવાર થયો ત્યારે એ ઘોડો બેસી ગયો. ત્યારે રાજા ભગવાનદાસે આવી કહ્યું કે ત્રણ શુભ શુકન થયાં છે: એક ભાગ્યશાળીના ઘોડો બેસી જાય, બીજું લશ્કરની પૂંઠે પવન વાય જે સામા શત્રુની સામે વાતો જણાય, ત્રીજું વખતા લશ્કર સાથે ગીધ કાગડા ચાલે (ઊડે). આથી આપણો વિજય ચોક્કસ છે. અકબર આ સાંભળી ખુશ થયો. યુદ્ધમાં કેવા વહેમો આવતા એ સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વનું કહેવાય.

૬૮: અકબરનામા ૩. પૃ. ૭૩-૭૪

અકબર આ વખતે સાબરમતીને સામે કિનારે પડયા હતા. મિરઝાંને સુભાન-કુલી તુર્કે કહ્યું કે શહેનશાહ જાતે મોટા લશ્કર સાથે આવ્યો છે. મિરઝાંએ આ વાત ન માનતાં સામું પૂછ્યું કે મારા જાસૂસોએ ચૌદ જ દિવસ ઉપર બાદશાહને ફતેહપુરમાં જોયો છે તો લશ્કર સાથે અહીં શી રીતે આવી શકે. વળી એ લશ્કરમાં શાહી હાથીદળ નહોતું એ પણ શંકાનું કારણ હતું. પરંતુ સમયનો વ્યય કર્યા વિના ઝડપથી કૂચ કરવાની હતી તેથી ધીમે ચાલતા હાથીદળને ન લેતાં અકબર તેજી ઘોડા અને ઝડપી સાંઢણીઓ લઇને જ ચાલ્યો હતો. શહેરમાં ઘેરાયેલો કોકાખાન આઝમ પણ બાદશાહ આટલી ઝડપથી આવી શકે એમ માનતો નહોતો.[૬૯] આ વખતે સરખેજ તરફથી ભૂલી પડેલી શત્રુની એક નાની ટુકડી આવતી દેખાઇ. તે લોકો ઉપર બાદશાહી દળના શાલિવાહન, રણજીત વગેરે યોદ્ધાઓએ અકબરના હુકમથી ગોળીઓ છોડીને નસાડી મૂક્યા.[૭૦]

### ગૂજરાતનું શાહી સૈન્ય જોડાયું નહોતું છતાં નાના સૈન્યથી યુદ્ધનો અકબરે કરેલો નિર્ણય

બળવાખોરોને આ રીતે આશ્ચર્યમાં નાંખી અવ્યવસ્થિત સ્થિતિમાં અને ગભરાટમાં નાંખ્યા હતા. એમના ઉપર એ સ્થિતિમાં હુમલો ન કરવો એવી કોઇએ અકબરને સલાહ આપી. બીજાએ એવી સલાહ આપી કે સાથેનું લશ્કર શત્રુઓના મુકાબલે નાનું છે તેથી પાટણથી ખાન કલાન અને બીજા સાથીઓ આવી પહોંચે ત્યાંસુધી રાહ જોવી. પરંતુ અકબરની સમયસૂચકતા અને દીર્ઘદૃષ્ટિ આ રીતે સમય બગાડે એમ હતું નહિ, તેથી એણે નદી ઊતરી શહેરને ઘેરી રહેલા બળવાખોરો સાથે યુદ્ધમાં ઊતરવાનો નિશ્ચય કર્યો.[૭૧] મિરઝાંએ પણ શહેનશાહ જાતે આવ્યાની ખાતરી થતાં આશ્ચર્ય અને ગભરાટ-માં ઇખ્તિયારઉલ્મુલ્કને પાંચ હજાર માણસ સાથે શહેરમાંથી ખાન આઝમ બહાર નીકળી ન શકે તેવી તકેદારી રાખવા કહ્યું.[૭૨] પોતાની વ્યૂહરચનામાં મિરઝાંએ જુઝારખાનના પુત્ર વલીખાનને જમણી પાંખની સરદારી આપી; અને કેટલાક સીદીઓ તથા ગૂજરાતી સિપાઇઓ તેની સાથે રાખ્યા. શેરખાન ફુલાદીના પુત્ર મુહમ્મદખાનને ડાબી પાંખની સરદારી સોંપી, અને લશ્કરી

---

૬૯: અકબરનામા ૩. પૃ. ૭૩-૭૫; તબકાતે અકબરી–ઇલિયટ: ૫. પૃ. ૩૬૫-૬૬; અહ-મદી; પૃ. ૧૨૦-૧૨૧

૭૦: અહમદી, ગુ. ભા. પૃ. ૧૨૦

૭૧: અકબરનામા. ૩. પૃ. ૭૫

૭૨: તબકાતે અકબરી–ઈલિયટ ૫. પૃ. ૩૬૬

કવાયતની તાલીમ લીધા વિનાના અફઘાનોને તેની સાથે રાખ્યા. ૧૫૦૦ ખાસ ચૂંટી કાઢેલા પોતાના માણસો તથા શાહ મિરઝાં અને કેટલાક બદક્ષીઓ તથા તુર્કોને પોતાની સાથે રાખ્યા. આ પ્રમાણે વ્યૂહરચના કરી મિરઝાં લડવા બહાર પડ્યો.[૭૩] અકબર આ વખતે એક ઊંચી જગ્યા ઉપર ઊભો રહી નિરીક્ષણ કરી રહ્યો હતો. બાદશાહને ઘણાખરા અમીરો ઉતાવળ કરીને સહાય આવી મળ્યા પહેલાં સાહસ કરી લડાઇ કરવાની ના પાડતા હતા, પણ અકબરે ભાગ્ય ઉપર આધાર રાખી નદી ઊતરી શત્રુને સામા મળવાનો નિશ્ચય કરી નાંખ્યો હતો. આ વખતે શહેરમાંથી આસફખાને આવી, ખાન આઝમને શહેનશાહ જાતે આવ્યાની ખબર નહોતી પણ હવે ખરી વાત જાણીને તે બહાર આવીને જોડાશે, એવા સમાચાર આપ્યા. પરંતુ અકબરની ઇચ્છા એ બધાની રાહ જોઇને શત્રુને સમય આપવાની નહોતી. નદી ઊતરતી વખતે એણે પોતાનું બખતર રાજા દિસચંદને આપેલું તે પાછળ ભૂલીને આવ્યો હતો. એ વાતને અકબરે શુભ શુકન માન્યાં કે ભાગ્યનો રસ્તો ખુલ્લો છે. વળી એક સૈનિકે શત્રના સૈનિકનું માથું કાપી બતાવ્યું તે પણ શુભ શુકન મનાયાં.[૭૪] મુહમ્મદ હુસેન મિરઝાં પોતાના લાલ વાવટાવાળા સૈન્યને લઇ ધસી આવતો દેખાયો, એટલે અકબરે પણ પોતાના મુખ્ય સરદારોને આગળ ધપવા હુકમ કર્યો.[૭૫]

### અમદાવાદ પાસે અકબર અને મિરઝાં મુહમ્મદ હુસેનની લડાઇ

આમ એ વખત હુમલો કરવા માટે અનુકૂળ જણાતાં બન્ને પક્ષ સામસામા આવ્યા અને ખૂનખાર લડાઈ ચાલુ થઈ. અકબર પોતે ધીમેથી ઘોડા ઉપર આવતો હતો. અકબરના સરદારોને લાગ્યું કે ગમે તેવા માણસો

---

૭૩: અકબરનામા ૩. પૃ. ૭૬. મુ. હુ. મિરઝાંની વ્યૂહરચના અકબરનામાએ આપી છે. તબકાત પૃ. ૩૬૬માં મિરઝાની પોતાની પાસે ૧૫૦૦ ખાસ મુઘલો હતા એમ લખે છે. તબકાત વધારામાં લખે છે કે અકબરે ડાબી બાજુથી નહિ ઊતરવા વઝીરખાનને ફરમાવ્યું. સર્વથી આગળ મુહમ્મદ કુલીખાન અને તુર્કમાન દીવાના હતો તેના ઉપર મુ. હુ. મિરઝાં તૂટી પડ્યો. અને હબસી તથા અફઘાનોએ વઝીરખાન ઉપર હુમલા કર્યા. અહીં અહમદી પૃ. ૧૨૨માં વિગતો આપે છે તેમાં બળવાખોરો પાસે બિનકવાયતી લશ્કર પણ હતું એ ઉલ્લેખ મહત્ત્વનો છે અને યુદ્ધની તાલીમ ઉપર સાંસ્કૃતિક દૃષ્ટિએ ઉલ્લેખ કરે છે.

૭૪: અહમદી, ગુ. ભા. પૃ. ૧૨૧-૧૨૨-શુભાશુભ શુકન માટે આ નોંધપાત્ર વાત છે.

૭૫: અકબરનામા ૩. પૃ. ૭૭. એ સમયની લડાઈઓમાં એક પક્ષ આ પ્રમાણે એક રંગના વાવટા લઈ ચાલે એવા ઉલ્લેખ બહુ ઓછા મળે છે. આગળ લશ્કરી તાલીમના વર્ણનમાં એ ચર્ચા કરીશું.

આગળ જઈ હુમલો કરે તેના કરતાં મુખ્ય સરદારોએ જ આગળ ધપવું જોઇએ. એમની સાથે એક હામા ચારણ નામનો ભાટ હતો તેણે પણ બાદશાહને એ જ વખતે ઘોડો ડેકવી હુમલો કરવા કહ્યું.[૭૬] આ બધું એવું તો એકી સાથે થયું કે મિરઝાંને સામનો કરતાં ભારે પડી ગયું. અકબર અને એના માણસો યામુઇન અને અલ્લાહુ અકબરના રણનાદથી લડતા હતા.[૭૭] એવામાં દુશ્મનોએ કરહક બાન્હા—એક જાતની હવાઇ—બાદશાહી સૈન્યમાં ગભરાટ ફેલાવવા માટે છોડી. એ હવાઇ કાંટાની એક જાળમાં ભરાઈ અને ત્યાં ફૂટતાં એવો વિચિત્ર અવાજ થયો કે બળવાખોરોનો એક હાથી એનાથી ભડકીને નાસભાગ કરવા લાગ્યો, અને શત્રુઓમાં ગભરાટ ફેલાઈ ગયો, અને બળવાખોરો પણ અવ્યવિસ્થત થતાં બાદશાહી સૈન્યે તેમને હઠાવ્યા.[૭૮] આ વખતે અકબર જ્યાં ઊભો હતો ત્યાં તારાચંદ અને ખિલાવરખાન સાથે હતા. આમ અરક્ષિત બાદશાહને જોઈ, મુહમ્મદ હુસેન મિરઝાંના એક સરદારે આવીને શાહી ઘોડાને તરવાર મારી. અકબરે ઘોડાની લગામ ખેંચી એને ભાલો માર્યો, તે એને ખભામાં વાગ્યો અને ભાલાનું ફળ ભાગી ગયું. બીજાએ બાદશાહની સાથળ ઉપર ઘા કર્યો તેનો એણે હોશિયારીથી બચાવ કર્યો. ત્રીજો અકબરને ભાલો મારવા આવ્યો ત્યારે એક ગુર્જરે એને ઘાયલ કર્યો. આમ અંગત ઝપાઝપી થતી હતી ત્યાં બીજી શાહી ટુકડીઓ આવી પહોંચી અને તે જોતાં શત્રુઓ નાસી ગયા.[૭૯] મુહમ્મદ હુસેન મિરઝાં નાસવા જતાં એનો ઘોડો કાંટાની વાડમાં ભરાઇને પડી ગયો. એની પાછળ પડેલા ગાદાઅલી નામના તુર્કે એને પડેલો જોઇ પોતાના ઘોડા ઉપરથી ઊતરી એને કેદ કરી લીધો.[૮૦] એને એક દરબારીના તાબામાં

---

૭૬: અકબરનામા ૩. પૃ. ૭૭; અહમદી, પૃ. ૧૨૩. ચારણો યુદ્ધમાં કેવો ભાગ લેતા તેનો આ દાખલો નોંધપાત્ર છે.

૭૭: એ જ, પૃ. ૭૭-૭૮. યામુઈન એ અજમેરના મીરનું નામ યુદ્ધમાં અકબર બોલતો. કોઇ એનો અર્થ જુદો કરે છે. પણ કેટલાક ચોખ્ખું અજમેરી અજમેરી એમ પણ બોલતા તેથી એ મીરના નામનો અર્થ સ્પષ્ટ થાય છે.

૭૮: અકબરનામા ૩. ૭૭-૭૮. હવાઈનું નામ Kahak banha લખે છે. અહમદી બાણના અવાજથી હાથી ભડકયો એમ લખે છે તે ભૂલ છે. અબુલફઝલ આ બનાવને ઈશ્વરી મદદ કહે છે.

૭૯: અહમદી, પૃ. ૧૨૬-૨૪. અકબર પાસે બહુ થોડા માણસ હતા. તારાચંદ અને ખિલાવરખાન તથા ગુર્જર ખાસ હતા.

૮૦: તબકાતે અકબરી–ઇલિયટ: ૫. પૃ. ૩૬૭. આ ગાદાઅલી બદક્ષી પાટણના ખાન કલાનનો નોકર હતો.

આપ્યો. મિરઝાંએ પાણી માંગ્યું તે શાહી સેવકોએ ન આપતાં અકબરે પોતાનું પાણી એને આપ્યું. હવે વિજયી સવારીએ શહેરમાં જવા ધાર્યું, પરંતુ કોકાખાન આઝમ હજી આવ્યો ન હતો તેથી અકબરનું મન સ્વસ્થ નહોતું. ઘાયલ મિરઝાંને હાથી ઉપર નાંખી શહેરમાં લાવવા રાયસિંહને હુકમ કર્યો.[૮૧] આ વખતે જે કેદીઓ પકડાયેલા તેમાં એક મર્દ અઝમાઇશાહ નામનો હતો તે ઇબ્રાહીમ હુસેનનો કોકા–દૂધભાઈ કહેવાતો હતો. એણે સરનાલની લડાઈમાં રાજા ભગવાનદાસના ભાઇ ભૂપતને મારી નાંખ્યો હતો, એટલે અકબરે ત્યાં જ એને પોતાનો ભાલો મારીને મારી નાંખ્યો.[૮૨] મુહમ્મદ હુસેન મિરઝાંને કેદ કરી જ્યારે લાવવામાં આવ્યો ત્યારે એક કરતાં વધારે સૈનિકોએ એને પકડવાનો યશ લેવા માંડ્યો. તે સાંભળી પાસે બેઠેલા રાજા બિરબલે પૂછ્યું કે 'એને કોણે પકડ્યો?' ખરા પકડનાર ગાદાઅલીએ ઉત્તર દીધો કે "શહેનશાહ ઉપર અપકાર કરનારાએ."[૮૩] અકબરે શરૂઆતમાં મિરઝાં ઉપર જે દયા બતાવી હતી તે પાછળથી રાજા ભગવાનદાસ વગેરે મુખ્ય સરદારોની સલાહથી બદલી અને મિરઝાંને પણ મારી નાંખવામાં આવ્યો.[૮૪]

### ઇખ્તિયારઉલ્મુલ્ક અકબર ઉપર ચડી આવ્યો

હવે આ વિજયથી શાહી સૈનિકો આરામ શોધવા લાગ્યા હતા અને બેદરકાર રહી ફરતા હતા, એવામાં શહેર તરફથી એક સૈન્ય તૈયાર થઈ આવતું દેખાયું. કેટલાક સમજ્યા કે શહેરમાંથી કોકાખાન આઝમ હવે નીકળીને મળવા આવે છે. કેટલાકે શાહ મિરઝાં લડવા આવે છે એમ ધાર્યું. પણ એ તો મહેમદાવાદ તરફ નાસી ગયો હતો. છેવટે આ લશ્કર ઇખ્તિયારઉલ્મુલ્ક

---

૮૧ : અહમદી, પૃ. ૧૨૪; તબકાતે અકબરી, પૃ. ૩૬૭

૮૨ : તબકાતે અકબરી–ઇલિયટ ૫. પૃ. ૩૬૭. આ માણસનું નામ શાહમદદ પણ કોઈ લખે છે. એને અકબરે જાતે ભાલો મારી વીંધી નાંખ્યો તેનું કારણ ભૂપતનું વેર લેવાનું હતું એમ પણ બધા આધારો લખે છે, પરંતુ અહમદી ગુ. ભા. પૃ. ૧૨૪માં એક વિચિત્ર વાત લખી છે કે શાહમદદ સામે એની બહેન સાથે નાલાયક હોવાની ફરિયાદ હતી તેથી મારી નાંખ્યો. ડૉ. બર્ડના અંગ્રેજી તરજુમામાં આ વાત નથી, પણ બળવાખોરોના ટેકેદાર તરીકે શિક્ષા કરી એમ લખે છે. નામ પણ શેખ મકુબો છે, એટલે બન્ને તરજુમામાં નકલો જુદી હોય કે કાંઇ ભૂલ હોય એમ માનવું પડે. બર્ડ: અહમદી, પૃ. ૩૩૭.

૮૩. તબકાતે અકબરી–ઇલિયટ ૫. પૃ. ૩૬૭માં આ ઉલ્લેખ છે. બીરબલ સાથે હતો તે નોંધપાત્ર છે.

૮૪: એ જ, પૃ. ૩૬૮. અહમદી લખે છે કે રાજા ભગવાનદાસે મિરઝાં તોફાનનું મૂળ છે તેને દૂર કરવા સલાહ આપી હતી. તબકાત એને રાયસિંહ રજપૂતે હાથી ઉપરથી પાડી ભાલાથી માર્યો એમ લખે છે.

સીદીનું છે અને એ લડવા માટે આવી રહ્યો છે એવા ખબર મળ્યા. અકબરે આરામ શોધતા પોતાના સૈનિકોને ઝડપથી ભેગા થઇ તૈયાર થવા હુકમ આપ્યો અને રણવાદ્ય તથા નગારાં વગાડવાનો પણ હુકમ આપ્યો. આ વખતે એના સૈન્યમાં ભયથી એવી અવ્યવસ્થા થઈ ગઇ હતી કે મુખ્ય નગારચીએ ઢોલ ગભરાટમાં ન વગાડચો તેથી અકબરે જાતે એને ભાલાની અણીથી જાગ્રત કર્યો ત્યારે વગાડચો.[૮૫] ઝડપથી શાહી સૈનિકો તૈયાર થઇ ગયા અને લડવા માટે આગળ વધ્યા. ઇખ્તિયારઉલ્મુલ્ક થોડાં માણસો લઈ આગળ ધપ્યો અને બાદશાહ સામે આવતો હતો, એવામાં તોફાનનો મુખ્ય નાયક મુહમ્મદ હુસેન મિરઝાં પકડાયો છે એ સમાચાર મળતાં એના લશ્કરમાં નાસીપાસી ઉત્પન્ન થઇ. સોરાબબેગ તુર્ક નામનો અકબરનો તીરકામઠાંની ટોળીનો સરદાર એને જોઇ એની પૂંઠે પડચો હતો. એ જોઇ ઇખ્તિયારઉલ્મુલ્ક નાસવા જતો હતો એવામાં એનો ઘોડો પણ થોરિયાના કાંટામાં પટકાયો અને એ પોતે પડી ગયો. સોરાબ તીરંદાઝે એનું માથું કાપી નાંખ્યું.[૮૬] ઇખ્તિયારઉલ્મુલ્ક પાંચ હજાર માણસોથી કોકાખાન આઝમને ઘેરીને રસ્તા બંધ કરીને બેઠો હતો તેની આ દશા થતાં એનું લશ્કર વિખેરાઇ ગયું, એટલે ખાન આઝમને હવે બહાર આવવામાં અંતરાય રહ્યો નહિ. શત્રુનાં બારસો ઉપર માણસો આ લડાઇમાં મરણ પામ્યાં જ્યારે શાહી લશ્કરનાં આશરે એક સો જેટલાં મરાયાં હતા.[૮૭] હવે શહેર તરફથી એક વ્યવસ્થિત સૈન્ય આવતું જણાયું તે ખાન આઝમ મિરઝાં અઝીઝ કોકાનું હતું. અકબર

---

૮૫: અહમદી, પૃ. ૧૨૫-૨૬; તબકાત-ઇલિયટ-૫. પૃ. ૩૬૭-૬૮. અકબરનામા પણ આ વર્ણન કરે છે.

૮૬: અહમદી, પૃ. ૧૨૫-૨૬; તબકાત, પૃ. ૩૬૭-૬૮; અકબરનામા ૩. પૃ ૮૬. અકબરનામામાં અબુલફઝલ અકબરના દરેક વિજયમાં કાંઇક દૈવી ચમત્કાર અને ઈશ્વરી મદદ તથા ભાગ્યનું બળ છે એમ વર્ણવે છે. ઇખ્તિયારઉલ્મુલ્ક મોટું લશ્કર લઈ આવે છે તે જાણી જ્યારે અવ્યવસ્થા થઈ ત્યારે અકબરે કહ્યું કે ફિકર નહિ, એનું માથું જશે. આ શબ્દો શૂર ચડાવવા માટે પણ હોય. પણ માથું આવ્યું ત્યારે એને અબુલફઝલ અકબરની વચનસિદ્ધિ જેવું રૂપ આપી દે છે. અબુલફઝલ લખે છે કે સૈયદ ખાન કોકાની સ્ત્રી દર વખત પુત્રીને જ જન્મ આપતી તેથી એ ગુસ્સે થતો. અકબરે હવે પુત્ર થશે કહ્યું ત્યારે પુત્ર જન્મ્યો. રાજાઓમાં આવી વચનસિદ્ધિ તથા તેમની બાધા રાખવાનું છેક આ સદીની શરૂઆત સુધી ચાલતું હતું.

૮૭: અકબરનામા ૩. પૃ. ૮૭. ખુવારીના આ આંકડામાં આટલો મોટો ફેર વિચિત્ર લાગે છે. બળવાખોરોના સૈન્યમાં કવાયત વિનાના માણસોને લીધે એમ હોય. પરંતુ મિરઝાંના સુધલો બહાદુર હતા.

અને ખાન આઝમ બન્ને દૂધભાઇઓ વિજયના હર્ષમાં ભાવથી ભેટયા.[૮૮] આ વખતે સોરાબ ઇખ્તિયારઉલ્મુલ્કનું માથું લઇ હાજર થયો. એના શૌર્યનાં વખાણ થયાં અને ઇનામ મળ્યું. અકબરે શત્રુઓનાં બધાં મળી આશરે બે હજાર માથાંનો એક મિનારો કરાવી લટકાવ્યાં.[૮૯] હવે અકબરના સગાઓએ કરેલો બળવો શમી ગયો અને લગભગ ઘણાખરા માર્યા ગયા. એકલો શાહ મિરઝાં જીવતો રહ્યો હતો તે રખડતો થઇ ગયો. એને પકડવા માટે કુતુબુદ્દીન મુહમ્મદખાન અને નૌરંગખાનને ભરૂચ અને ચાંપાનેર તરફ મોકલવામાં આવ્યા હતા.[૯૦]

### અકબરનો અમદાવાદમાં પ્રવેશ અને ગૂજરાતની ફરી વ્યવસ્થા

હવે અકબરે ભારે ઠાઠથી અમદાવાદ શહેરમાં પ્રવેશ કર્યો અને ભદ્રના કિલ્લાના બાદશાહી મહેલોમાં ઉતારો કર્યો. હવે ગૂજરાતનો પાકો બંદોબસ્ત કરવાનો બાદશાહે નિશ્ચય કરી વ્યવસ્થા કરવા માંડી. આ વખતે ગૂજરાતના કેટલાક પ્રસિદ્ધ સંતપુરુષો અને વિદ્વાનો પાસે બળવાખોરોની માલ મિલકત છે તથા એમની સાથે એ લોકો સંબંધ ધરાવતા હતા એવા સમાચાર મળવાથી એવા લોકોને હજૂર સમક્ષ લાવવામાં આવ્યા. એમાં ખાનપુરમાં આજે જેમની દરગાહ સુપ્રસિદ્ધ છે એ શાહ વજીહુદ્દીન જે ધર્મશાસ્ત્ર અને તર્કમાં નિષ્ણાત હતા તેમને પણ હાજર કરવામાં આવ્યા. તપાસ કરતાં લાગવગ અને શરમાશરમથી એવી મિલકત એમની પાસે લાવવામાં આવેલી, બાકી કાંઇ સંબંધ નહોતો એમ સાબિત થયું. અકબરે એ બધાને છોડી દીધા અને શાહ વજીહદ્દીનને સારું માન આપ્યું.[૯૧] ભદ્રના મહેલમાં અકબરે પાંચ દિવસ ગાળ્યા. તે પછી શહેરની મધ્યમાં આવેલી ઇતિમાદખાનની હવેલીમાં જઇને ગૂજરાતના એ જૂના અનુભવી પાસેથી વહીવટને લગતી કેટલીક ચર્ચા કરી.[૯૨] રાજા ભગવાનદાસ, શાહ કુલી મહેરમ, મીરબક્ષી લશ્કરખાનને સૈન્ય આપી ઇડરના રાવે બળવાખોરોને મદદ કરેલી તેની સજા કરી ત્યાં

---

૮૮: એ જ, પૃ. ૮૭-૮૮; અહમદી, પૃ. ૧૨૬; તબકાત-ઇલિયટ-૫. પૃ. ૩૬૮

૮૯: એ જ, પૃ. ૮૮; અહમદી, પૃ. ૧૨૬; તબકાત, પૃ. ૩૬૮. બે હજાર માથાંની સંખ્યા તબકાત લખે છે.

૯૦: તબકાતે અકબરી–ઇલિયટ ૫. પૃ. ૩૬૯

૯૧: અહમદી, ગુ. ભા. પૃ. ૧૨૬

૯૨: અકબરનામા ૩. પૃ. ૮૮-૮૯; અહમદી, પૃ. ૧૨૭-સુલતાનના ભદ્રના મહેલોમાં પાંચ દિવસ અને ઇતિમાદખાનની હવેલીમાં પાંચ દિવસ ગાળ્યા એમ તવારીખો કહે છે. તબકાત પૃ. ૩૬૮માં આ નોંધ કરતાં લખે છે કે ઇતિમાદખાનની હવેલી શહેરની મધ્યમાં હતી. એની જગ્યાનો આજે પત્તો લાગતો નથી. પાંચ દિવસની નોંધ બદાૈની લખે છે.

ત્યાં વ્યવસ્થા કરી મેવાડને રસ્તે આગ્રા જવા ફરમાન કર્યું.[૯૩] બાદશાહની આ વખતની સવારીનું વર્ષ કાઢવા માટે એક ગૂજરાતીએ "કહેર બ ગૂજરાત આમદ" "ગૂજરાતમાં કેર આવ્યો" એવું વાક્ય યોજ્યું હતું. તેને હજૂરમાં પકડી લાવવામાં આવ્યો. હાજરજવાબીથી એ માણસે "શહ બ ગૂજરાત આમદ" "ગૂજરાતમાં બાદશાહ ભલે આવ્યા" એવું વાક્ય મેં યોજ્યું હતું એમ કહ્યું તેથી તેને છોડી મૂકયો.[૯૪] વજીરખાન જેણે આ લડાઇમાં બહાદુરી કરી હતી તેને ધોળકા અને ધંધુકાની જાગીર આપવામાં આવી, અને સૌરાષ્ટ્ર તરફ ચડાઇ કરી ત્યાં સત્તા જમાવી બેઠેલા અમીનખાન ઘોરી પાસેથી દેશ લઇ લેવો એવો હુકમ કર્યો. અમદાવાદમાં રહેલા કોકાખાન આઝમને મદદ કરવાનું પણ એને કહેવામાં આવ્યું. પાટણ ખાન કલાનના હાથમાં કાયમ રહ્યું. સૈયદ હામીદ બુખારીને અકબરે પોતાની સાથે આવવા કહ્યું.

### અકબરનું આગ્રા તરફ પ્રયાણ

વિજય પછી અગિયાર દિવસમાં ગુજરાતની વ્યવસ્થા કરી તેની સમજણ સૂબા ખાન આઝમને પાડી પોતે મહેમદાવાદ તરફ ઊપડયો.[૯૫] રસ્તામાં વટવામાં કુતબેઆલમ સાહેબની દરગાહમાં જે પ્રસિદ્ધ ચમત્કારિક લોહલક્કડનો પથ્થર હતો તે જોયો અને આશ્ચર્ય પામી એમાંથી અરધો કપાવી પોતાની સાથે રાજધાનીમાં લઇ જવા સાથે રાખ્યો.[૯૬] મહેમદાવાદમાં તા–૧૩ સપ્ટેમ્બર ૧૫૭૩ને રોજ સુલતાન મહમૂદના આહુખાનાના પ્રસિદ્ધ મહેલમાં ઉતારો કર્યો,[૯૭] અને ત્યાંથી બીજે દિવસે ધોળકા જઈ મુકામ કર્યો.[૯૮] આ ચડાઇમાં સારું કામ કરનાર ગ્યાસુદ્દીન અલી કઝવે બક્ષીને કોકાખાન આઝમ સૂબાના હાથ નીચે નીમી ગૂજરાતના સૂબાનો પ્રથમ દીવાન બનાવ્યો, અને એને આસફખાનનો ખિતાબ આપ્યો.[૯૯] આ બધી વ્યવસ્થા

૯૩: અહમદી, પૃ. ૧૨૭; તબકાત–ઇલિયટ ૫. પૃ. ૩૬૯; અકબરનામા-૩. પૃ. ૯૦

૯૪: અહમદી, ગુ. ભા. પૃ. ૧૨૭. ખુશામતનો પ્રભાવ કેવો છે તે આ ઉપરથી જણાશે.

૯૫: એજ પૃ. ૧૨૮. સૈયદ હામીદને કુટુંબ તથા મિલકત સાથે પોતાની સાથે લીધાં એમ સિકંદરી લખે છે.

૯૬: એ જ, પૃ. ૧૨૮

૯૭: તબકાતે અકબરી–ઇલિયટ-૫. પૃ. ૩૬૯. આહુખાનાના મોટા મહેલનો ઉલ્લેખ તબકાતમાં છે.

૯૮: અકબરનામા-૭. પૃ. ૯૦. અબુલફઝલ ધોળકાને ખુશનુમા pleasant place જગ્યા કહે છે તે નોંધપાત્ર છે. ધોળકા એક વખત રમણીય હશે?

૯૯: તબકાતે અકબરી–ઇલિયટ-૫. પૃ. ૩૬૯. તબકાત એને દીવાન અને બક્ષી બે પદ મળ્યાનું લખે છે.

કરી ધોળકાથી બાદશાહ સીધો કડી અને સિદ્ધપુરને રસ્તે આગ્રા તરફ જવા નીકળ્યો. રાજા ભગવાનદાસે ઈડરમાં વ્યવસ્થા કરી શેરખાન ફુલાદીનો ગુલામ રાવળિયો વડનગરમાં છે એવાં સમાચાર મળતાં વડનગરનો કિલ્લો સર કર્યો. રાવળિયો જોગીને વેશે નાસી ગયો.[૧૦૦] શિરોહી થઇ બાદશાહ તા. ૨૭ સપ્ટેમ્બર ૧૫૭૩ના રોજ અજમેર પહોંચ્યો. ઇતિહાસમાં આ ઝડપી ચડાઇ અને વિજય, તથા ગૂજરાતની વ્યવસ્થા અને પાછા આગ્રા પહોંચવું એ બધું મળીને કુલ ૪૩ દિવસમાં પરવારી જવા માટે અકબરની કાર્યશક્તિની ઘણી પ્રશંસા થઇ છે, અને આવી વિજયયાત્રાની નોંધ કોઇ ઇતિહાસમાં નથી એમ કહેવાયું.[૧૦૧] રાજા ભગવાનદાસ ઈડર અને ઉદેપુરના રાણાઓએ સ્વીકારેલી તાબેદારીના સમાચાર લઇને આવ્યો અને રાજા ટોડરમલને બાદશાહે નવા જિતાયેલા ગૂજરાતમાં જઈ ત્યાં જમીનની માપણી કરી જમીનમહેસૂલની જમાબંધીના હિસાબ કરવા મોકલ્યો. ટોડરમલ જ્યારે કેટલોક સમય ગૂજરાતમાં જઈ મહેસૂલની વ્યવસ્થા કરી પાછો આવ્યો ત્યારે બાદશાહે ખુશ થઇ એને પોતાની તરવાર ભેટ આપી.[૧૦૨] અકબરે મિરઝાં અઝીઝ કોકોખાન આઝમ ગૂજરાતનો સૂબો હતો છતાં પોતાને ગૂજરાત જીતવાનું આમંત્રણ મોકલનાર અને દેશના અનુભવી ઇતિમાદખાનને એકહજારી મનસબ આપી ખાનનો સલાહકાર નીમ્યો. એના પુત્ર શેરખાનને ચારસોની મનસબ આપી રાજ્યમાં નોકરી આપી.[૧૦૩] આ વખતે ખાન આઝમને અકબરે હજૂરમાં બોલાવ્યો તેથી ગૂજરાતના સૂબાની દીવાનગીરી ઉપર વજીહઉલ્મુલ્ક ગૂજરાતીની નિમણૂક કરવામાં આવી.[૧૦૪]

---

૧૦૦: અકબરનામા ૩. પૃ. ૯૦-૯૧. એમાં ફુલાદીના માણસનું નામ રાવળિયો છે, જ્યારે અહમદી ઓલિયા લખે છે, પૃ. ૧૨૮. તબકાત, પૃ. ૩૬૯. એમાં ધોળકાથી રાતરે કડી સુધી મુસાફરી કરી ત્યાંથી સીતાપુર જઈ ત્યાંથી ભગવાનદાસ અને શાહ કુલી મહેરમને વડનગર લેવા મોકલ્યા એમ લખે છે.

૧૦૧: અકબરનામા ૩. ૯૨.

૧૦૨: તબકાતે અકબરી-ઇલિયટ ૫. પૃ. ૩૭૧; અકબરનામા ૩. પૃ. ૯૨. એમાં અબુલફઝલ લખે છે કે ભગવાનદાસ ઈડર અને ઉદેપુરના રાજાઓની તાબેદારીના સ્વીકારની નિશાનીરૂપે એ બન્નેના પુત્રોને સાથે લાવ્યો હતો. વળી અકબરને આગ્રા જતાં રસ્તામાં રાણાએ મળીને ખુશામત કરી હતી એ પણ લખે છે.

૧૦૩: અહમદી, ગુ. ભા. પૃ. ૧૨૯. અહમદી અહીં ઇતિમાદખાનને ગંભીર સ્વભાવનો લખે છે. એવો ઉલ્લેખ બીજે મળતો નથી.

૧૦૪: એ જ, પૃ. ૧૨૯. પહેલાં નીમેલા દીવાનને કેમ બદલ્યો અગર આને બીજું કામ સોંપ્યું એ બાબતનો કાંઈ ઉલ્લેખ કે કારણ આપ્યું નથી.

### ગૂજરાત સલ્તનતનો સત્તાવાર રીતે આવેલો અંત

આમ ૧૫૭૩ની સાલની આખર સુધીમાં ગૂજરાત પ્રાંત અકબરના અમલ નીચે સત્તાવાર આવ્યો અને દિલ્હીથી બાદશાહી સૂબેદારો નિમાવા લાગ્યા. ગૂજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફર ત્રીજાના નામના અમલનો હવે સત્તાવાર રીતે અંત આવ્યો હતો; જોકે ગૂજરાત સલ્તનત હિ. સ. ૧૦૦૦ સુધી ટકશે એવી સંતપુરુષની આગાહીને થોડાં વર્ષની વાર હતી. સુલતાન મુઝફ્ફર હજી અકબરની સત્તા સામે મોટો બળવો જગાવી પોતાની વંશપરંપરાની ગાદી ઉપર એક વખત બેસવાનો હતો. સૌરાષ્ટ્ર પ્રાંત હજી જિતાયો નહોતો. ત્યાં જૂના ગૂજરાતી અમીર અને બીજા રાજાઓની સત્તા હજી કાયમ હતી અને સુલતાન મુઝફ્ફરને ત્યાં જ આશ્રયસ્થાન મળવાનું હતું. સુલતાન બહાદુરશાહના મરણ પછી છેલ્લા ત્રણ સુલતાનોના સમયની નબળી દશા અને અમીરોની ખટપટને લીધે દેશમાં છેલ્લાં સાડત્રીસ વર્ષથી અશાંતિ અને અવ્યવસ્થા પ્રસરી હતી. એમાંથી અકબરની ઉદાર રાજનીતિને લીધે શાંતિનું વાતાવરણ જામતું જતું હતું. પહેલા મુઝફ્ફરથી છેલ્લા મુઝફ્ફર સુધીનાં એકસોને સિત્તેર વર્ષની સલ્તનતના સમયમાંથી આ સાડત્રીસ વર્ષ બાદ કરતાં દેશે એક વખત એ સમયની દુનિયામાં રાજસત્તા અને વેપારથી નામના મેળવી હતી. ઈ.સ. ૧૫૭૩થી હવે ગૂજરાતનું સ્વતંત્ર દેશ તરીકે નામ રહ્યું નહિ, અને દિલ્હીના મહારાજ્યના એક ભાગ તરીકે હવે રહેવાનું નિર્માણ થયું હતું.

# પ્રકરણ ચાળીસમું

## સુલતાન મુઝફ્ફરનાં છેવટનાં વર્ષો

### અકબરની સત્તા સામે બળવો અને થોડા વખત માટે ગૂજરાતની ગાદીએ બેસવું

### અકબરની સત્તા

ગૂજરાતની વ્યવસ્થા અને શાંત વહીવટ માટે પાકો બંદોબસ્ત કરી, ગૂજરાતને હમેશને માટે મુઘલ સામ્રાજ્યનો એક પ્રાંત બનાવી, પોતાના દૂધભાઇ મિરઝાં અઝીઝ કોકાને પહેલા સૂબા તરીકે નીમી, એક વર્ષના ગાળામાં ગૂજરાત ઉપર બે વાર સવારી કરી, કેટલાંક અસાધારણ શૌર્યનાં કાર્યો કરી અકબર પોતાની રાજધાની ફતેપુર–સિક્રી ગયો; પરંતુ હજી એના નસીબમાં શાંતિ લખાયેલી નહોતી. મિરઝાંઓના બંડનો હજી પૂરેપૂરો અંત આવ્યો નહોતો. ગૂજરાતનો છેલ્લો સુલતાન મુઝફ્ફર ત્રીજો અકબરના કેદી તરીકે હતો તે છૂટીને હજી પોતાના દેશમાં આવી ગૂજરાતનું રાજ્ય પાછું મેળવવાનો છેલ્લો ભગીરથ પ્રયત્ન કરવાનો હતો. ગૂજરાત તળની વ્યવસ્થા અકબરે બરોબર કરી હતી; પાટણ, ધોળકા, વડોદરા, ભરૂચ અને સુરતમાં વિશ્વાસુ મુઘલ સરદારો નિમાયા હતા. અમદાવાદથી વહીવટની દોરીનો સંચાર થતો હતો, પરંતુ સૌરાષ્ટ્ર હજી જિતાયું નહોતું. જૂનાગઢમાં અમીનખાન ઘોરીની સત્તા સર્વોપરી હતી. ફુલાદીઓ અને એમના જૂના ગૂજરાતી અફઘાન બળવાખોરો ગૂજરાતમાંથી સૌરાષ્ટ્ર તરફ જઇ ત્યાં બળવાખોર તત્ત્વોનો સાથ શોધી રહ્યા હતા. સૌરાષ્ટ્રમાં જામનગર અને કચ્છના રાજાઓ તથા બીજા રજપૂત ઠાકોરો જે તરફ લાભ જણાય તેને ટેકો આપવાની રમત રમી રહ્યા હતા. અકબરની ઉદાર રાજનીતિ અને ધાર્મિક સહિષ્ણુતાને લીધે સામાન્ય પ્રજા કાંઇક શાંતિ અનુભવી રહી હતી. સલ્તનતનાં છેલ્લાં વર્ષોમાં અમીરોનાં ત્રાસ અને અવ્યસ્થાને લીધે જે અશાંતિ વ્યાપી હતી તેનો અંત આવ્યો હોય એવો આભાસ થતો હતો.

### એ સમયે દેશની સ્થિતિ

છતાં આ રાજ્યપરિવર્તનથી હજી પ્રજાના મનમાં સંપૂર્ણ વિશ્વાસનું વાતાવરણ જામ્યું નહોતું. ગૂજરાતની જનતામાં સામાન્ય રીતે પ્રાચીન કાળથી બ્રિટિશ અમલની શરૂઆત સુધીમાં બે વર્ગ હતા: એક વેપારી વર્ગ—હમેશ

સમયને અનુસરીને ચાલનારો, જેના હાથમાં દંડો હોય તેને નમનારો, સત્તાવાળાઓને ગમે તે રીતે સંતોષીને પોતાના જાનમાલનું રક્ષણ ઇચ્છનારો, બલહીન, ઢીલો; બીજો મોટે ભાગે કોળી અને ગરાસિયાથી બનેલો, કોઈ વાર વચનની ખાતર કે કોઇ વાર માત્ર લાભની ખાતર પ્રાણની દરકાર ન કરનારો, જે પૈસા આપે તેને પક્ષે રહી લડનારો ભાડૂતી સૈનિક જેવો, ધર્મને માટે સંકુચિત માનસવાળો અને દેશને માટે શૂન્ય વૃત્તિ સેવનારો, કાંઇ ન મળે તો તોફાન અને લૂંટમાં સમય ગાળનારો. આમ આ બે જાતના વર્ગોને લશ્કરી છાવણીની પેઠે રાજ્ય રચનારા મુસલમાન સુલતાનો અને અમીરોની સત્તાના સમયમાં એક કે બીજી રીતે અનુમોદન મળ્યા કરતું. એથી એમનું ધર્મ અને દેશને માટેનું માનસિક બળ ધીમે ધીમે ઘસાતું ગયું હતું. સમૂહશક્તિ આમે ઓછી હતી, તે છેક ઓછી થતી ગઈ. રાજ્યપલટાની અશાંતિ અને નાની નાની સત્તાઓમાં દેશ વહેંચાઈ જવાથી આ વિલક્ષણ પરિસ્થિતિ ચાલુ રહી. આવા વાતાવરણમાં મુઘલ સત્તાને ટેકો આપવો કે સુલતાન મુઝફ્ફરને તે પ્રજાને માટે એક ગંભીર પ્રશ્ન હતો. વેપારી વર્ગનું કાંઇ ચાલે તેમ નહોતું તેથી એ વર્ગ બધું સહન કરી નસીબને અધીન થઇ, મહાજનોથી રક્ષાઇને સમય પ્રમાણે ચાલવાનું પસંદ કરીને બેઠો હતો. બીજા વર્ગને આવું વાતાવરણ અનુકૂળ હતું તેથી એ બંને પક્ષને ટેકો આપવા છતાં પોણાબસો વર્ષથી સત્તા ભોગવતા સલ્તનતના પ્રતિનિધિ તરફ વધારે આકર્ષાયો. સુલતાન મુઘલોની પેઠે બહારથી આવેલો નહોતો એટલું રૂઢિચુસ્ત માનસને વધારે ફાવે તેવું હતું, એટલે ગૂજરાતમાંથી અને ખાસ કરીને સૌરાષ્ટ્રમાંથી સુલતાન મુઝફ્ફરને સારો આવકાર મળે એ અસંભવિત નહોતું. આવી વિષમ પરિસ્થિતિમા સુલતાન મુઝફ્ફર અકબર જેવા બળવાન શહેનશાહની સામે એક દસકા સુધી સામનો કરી શકયા એ માત્ર સામાન્ય બીના ન કહી શકાય.[1]

### ફિરોઝ અબ્દુર્રહીમખાન સૂબો અને વઝીરખાન નાયબ સૂબો

હવે સુલતાન મુઝફ્ફરની પ્રવૃત્તિનું વર્ણન કરતાં પહેલાં અકબરના રાજ્યની શરૂઆતમાં ગૂજરાતમાં બનેલા કેટલાક નાના પણ અગત્યના બનાવોની

---

૧ : આ ચર્ચા આધારો સાથે જરા વિસ્તારથી આગળ સામાજિક પ્રકરણોમાં કરીશું. અહીં એક સલ્તનતનો અંત અને બીજીનો પ્રારંભ એવી વિચિત્ર પરિસ્થિતિનાં સંક્રાંતિકાલ હોવાથી આટલું વર્ણન કરવાની જરૂર હતી. સમાજમાં બે વર્ગ ઉપરાંત એક ત્રીજો વર્ગ–મહેનત મજૂરી કરનાર વર્ગ–પણ હતો, પરંતુ એની સ્થિતિ–જમીનદારો, અમીરો, સરદારો કે શેઠિયાઓની, ગુલામી કહી શકાય એવી વેઠ કે મજૂરી કરવા જેવી જ હતી. એ ચર્ચા ગુલામીના ખાસ પ્રકરણમાં કરીશું.

નોંધ કરવી જોઇએ. મિરઝાં અઝીઝ કોકા પહેલો સૂબો નિમાયો હતો તે કેટલાંક કારણોને લીધે ઉદાસીન થઇને આગ્રા ગયો અને સૂબાગીરીનું રાજીનામું આપવાની ઇચ્છા બાદશાહને કહી.[2] એ ઉપરથી બહેરામ ખાનખાનાનના કિશોર પુત્ર અબ્દુર્રહીમખાનને અકબરે ગૂજરાતનો બીજો સૂબો નીમ્યો. એ સાથે ગૂજરાતના વિશ્વાસુ મુઘલ અમલદારો, જેમાં વઝીરખાન મુખ્ય હતો, તેમને હુકમ લખવામાં આવ્યો કે અબ્દુર્રહીમખાન હજી નાનો છે અને આ એનો પહેલો અધિકાર છે, માટે દેશનો બંદોબસ્ત તમારે બધાએ મળીને જોવો અને ખાનને દોરવણી આપવી. મિરઝાં કોકાના દીવાન વજીહઉલ્મુલ્કને બદલી દીવાની પ્રાગદાસ નામના વિશ્વાસુ અને અનુભવી મુત્સદ્દીને આપવામાં આવી.[3] વઝીરખાનના હાથમાં નાયબ સૂબા જેટલી સત્તા હતી. એણે શિરોહી, ઈડર અને નાંદોદમાં જાગેલાં બંડનાં તોફાનો લશ્કર મોકલીને શમાવ્યાં, ઈડરના ડુંગરાળ પ્રદેશમાંથી કેટલાક મરણિયા થયેલા રજપૂતોએ એનો સામનો કર્યો. એમાં શાહી લશ્કરની સારી ખુવારી થઇ, પરંતુ છેવટે તો ઈડરવાળા હાર્યા.[4]

## બાદશાહી જનાનાને હજ કરવા ફિરંગીઓનો પરવાનો મેળવવામાં ગૂજરાતી વેપારીની લાગવગનો ઉપયોગ

બીજી બાજુથી સૌરાષ્ટ્રમાં હજી શાહી સત્તાની કાંઈ જ અસર નહોતી. ઈડર તરફ હજી બંડ થયા કરતાં હતાં. વઝીરખાનથી દેશનો બંદોબસ્ત બરોબર રાખી શકાતો નહોતો. એ વખતે પાછી દેશમાં અશાંતિ શરૂ થઈ. શહેનશાહના જમાનાની વડીલ બાનુઓની ઇચ્છા મક્કા શરીફની હજ કરવાની થવાથી એમને માટે મક્કાના દ્વાર—ગૂજરાત—સુરતમાં બધો બંદોબસ્ત કરવાનો હતો. ઉપર જોઇ ગયા તેમ સમુદ્રયાન ફિરંગીસત્તાના હાથમાં હતું અને હાજીઓનાં વહાણ સલામત આવજા કરી શકે તે માટે એમની પરવાનગીની જરૂર હતી. અકબરે ગોવાનો સંબંધ તાજો કર્યો હતો તે પણ જોઈ ગયા. ગૂજરાતને સર કર્યા પછી દર વર્ષે એક મોટા અમલદારને મીર હાજી—યાત્રાનો સંઘવી—નીમી હજની વ્યવસ્થા કરવાનો અકબરે નિશ્ચય કર્યો હતો.[5] આ

૨: મિરાતે અહમદી ગુ. ભા. પૃ. ૧૩૦

૩: એ જ પૃ. ૧૩૦: અકબરે વઝીરખાનને પોતાના ઘરના માણસ જેવો ગણ્યો છે. મીર અલ્લાઉદ્દીન અને પ્રાગદાસને પણ વિશ્વાસુ ગણ્યા છે. અહમદીના ગુ. ભા.માં આ પ્રાગદાસને વ્યાકદાસ લખે છે તે ભૂલ જણાય છે.

૪: એ જ પૃ. ૧૩૧, અકબરનામા ૩–પૃ. ૨૯૯ અને પૃ. ૨૮૦. રજપૂતો હાર્યા છતાં અબુલફઝલ એમનાં વખાણ કરે છે.

૫: તબકાતે અકબરી: ઇલિયટ ૫–પૃ. ૩૯૧–૯૨. અકબરનામા પૃ. ૨૭૩ (ભા.-૩)માં હવા અનુકૂળ ન હોવાથી હાજીઓ અમદાવાદ થોભ્યા એમ લખે છે.

વખતે તો અકબરની ફોઈ ગુલવદનબાનૂ, અકબરની મા હામીદા બેગમ અને સલીમા સુલતાન બેગમ વગેરે શાહી જનાનાની સ્ત્રીઓ માટે ખાસ વ્યવસ્થા થઇ હતી અને ખાસ અમલદારો નિમાયા હતા. અકબર આ વખતે ઉદેપુરમાં હતો. એને કાને ફિરંગીઓનાં સમુદ્રનાં તોફાનોની વાતો આવી રહી હતી, તેથી એણે સુરતનો રક્ષક કલીજખાન જે આ વખતે ઇડરનાં તોફાનો શમાવવા ઉત્તર ગૂજરાતમાં હતો તેને હજની વ્યવસ્થા કરવા સુરત જવા હુકમ કર્યો.[૬] બે વહાણો તૈયાર કરવામાં આવ્યાં. સ્ત્રીઓ સલીમા નામના વહાણમાં અને સુલતાન ખાજા વગેરે અમલદારો ઇલાહી નામના વહાણમાં ઊપડયાં. કેટલાક ભાવિક ગરીબ યાત્રાળુઓની પણ એમની સાથે સગવડ કરવામાં આવી. પોર્ટુગીઝોનો પરવાનો મેળવવામાં ખંભાતના વેપારી કલ્યાણદાસની લાગવગનો પણ ઉપયોગ કરવામાં આવ્યો હતો.[૭] આ જનાનાને હિંદ પાછા ફરી આગ્રા પાછા જતાં ત્રણથી સાડાત્રણ વર્ષ જેટલો લાંબો સમય થયો હતો. એડન આગળ એમનું વહાણ ભાંગ્યું હતું. હવા અનુકૂળ ન હોવાથી ગૂજરાતમાં પણ રોકાવું પડયું હતું. પાછાં વળતાં સુલતાન મુજફ્ફરે અકબરની સત્તાને હલાવી નાંખી હતી એટલે આગ્રા જવાનો રસ્તો સલામત નહોતો, અને લાંબો વખત ગૂજરાતમાં રોકાવું પડયું હતું, વગેરે વિગતોનો ગૂજરાતના ઇતિહાસ સાથે સંબંધ નથી. ગૂજરાત મક્કાનું દ્વાર, ફિરંગી સાથે અકબર જેવાને ખંભાતના ગૂજરાતી વેપારીની લાગવગનો ઉપયોગ કરવો પડે, અને દેશમાં જૂની સલ્તનતના પ્રતિનિધિએ શાહી સત્તા ઢીલી કરી હતી તેની અશાંતિ હતી, એટલી બીનાઓ સાંસ્કૃતિક દૃષ્ટિએ નોંધપાત્ર ગણી શકાય.[૮]

---

૬: અકબરનામા–૩. પૃ. ૨૭૩–૭૬; તબકાતે અકબરી. ઇલિયટ–૫. પૃ. ૩૯૨. તબકાતનો લેખક કહે છે સામાન્ય લોકોને દર વર્ષે હજ કરવા મોકલવાની વ્યવસ્થા કોઈ પણ બાદશાહે પહેલાં કરી નહોતી. બદૌની કહે છે કે એ વ્યવસ્થા છ વર્ષ ચાલી.

૭: અકબરનામા–૩. પૃ. ૨૭૬. મીર હાજીનું નામ સુલતાન ખાજા હતું. અકબરનામામાં અબુલફઝલ આ વર્ણન વિગતથી આપે છે. પાછા ફરતાં નવાં વહાણો વગેરેનાં બધાંનાં નામો આપે છે.

૮: અકબરનામા–૩. પૃ. ૨૭૬–૭૮. અબુલફઝલ લખે છે કે શાહી હાજીઓની સગવડ કરવાના કામથી પોર્ટુગીઝો બહુ ખુશી થયા, પરંતુ વસ્તુસ્થિતિ એનાથી જુદી હતી. કાંઈ કારણસર પરવાનો મળતો નહોતો. તબકાતે અકબરી (ઇલિયટ–૫ પૃ. ૪૦૨ અને બદૌની, ભા. ૨, પૃ. ૨૪૯)માં સ્પષ્ટ લખે છે કે પરવાના માટે કલીજખાનને ખંભાતના વેપારી કલ્યાણદાસને લઇને પોર્ટુગીઝ અમલદારને મળવું પડેલું. ફારસી ઇતિહાસલેખકની રીત પ્રમાણે કલ્યાણદાસનું બકાલ નામ લખે છે. વાણિયા માટે છેક ગઈ સદીના અંત સુધી બકાલ શબ્દ લોકમાં તેમજ દસ્તાવેજોમાં ચાલુ હતો.

બાજુ પોતાના વિશ્વાસુ માણસો તરીકે દીવાન પ્રાગદાસ અને બાઝબહાદુર-ખાનને થોડા સૈન્ય સાથે બેગમની સામે મોકલ્યા. પોતે અમદાવાદના દરવાજા બંધ કરી રક્ષણ કરવા ઊભો. ગુલરૂખ બેગમ અને એના બળવાખોર સાથીઓ વડોદરાથી અમદાવાદ તરફ આવતાં બાઝબહાદુર અને પ્રાગદાસના લશ્કર સાથે સરનાલ મુકામે ભેગા થયા. ત્યાં યુદ્ધ થયું તેમાં શાહી માણસોએ હાર ખાધી અને એથી બળવાખોરની હિંમત વધી.[૧૧] વઝીરખાનનો સંદેશો મળતાં રાજા ટોડરમલ ઝડપથી અમદાવાદ આવ્યો અને ખાનને બહાર કાઢી બંને પોતાનાં લશ્કરો ભેગાં કરી શત્રુ સામે જવા ઊપડ્યા. આ સમાચાર બળવાખોરોને મળતાં એ લોકો ખંભાત તરફ ગયા અને એ બંદરને ઘેરો ઘાલ્યો. સૈયદ હાસમ ખંભાતનો બચાવ કરતો હતો, પણ એની પાસે બળ નહોતું.[૧૨] શાહી સેના બળવાખોરોની પાછળ પડી હતી તે આવે છે એવા સમાચાર જાણી ખંભાતનો ઘેરો ઉઠાવી શત્રુઓ સૌરાષ્ટ્ર તરફ જતા હતા ત્યાં શાહી લશ્કરે પૂંઠ પકડી ધોળકા પાસે એમને પકડી પાડ્યા. અહીં બન્ને સૈન્યોનું યુદ્ધ થયું. એમાં ગુલરૂખ બેગમે બહાદુરી બતાવી. કેટલીક સ્ત્રીઓને પુરુષોના પોશાક પહેરાવી તીરો છોડાવ્યાં, પરંતુ એમની ખુવારી થઈ અને કેટલાંક નાસી ગયાં તથા કેટલાંક કેદ પકડાયાં. કેટલીક સ્ત્રીઓને રાજાએ પોતાના પુત્ર સાથે શાહી હજૂરમાં મોકલી. એને લાગ્યું કે હવે તોફાનો શાંત થયાં છે અને માપણીનું કામ પૂરું થયું છે એટલે પોતે પણ શાહી રાજધાની તરફ ઊપડ્યો.[૧૩]

## મુઝફ્ફર હુસેન મિરઝાંએ અમદાવાદને ઘેરો ઘાલ્યો

ગુલરૂખ બેગમનો પુત્ર મુઝફ્ફર હુસેન મિરઝાં નાનો હતો છતાં બહાદુર હતો. રાજા ટોડરમલ ગયો છે એવા સમાચાર જ્યારે તેણે જાણ્યા ત્યારે એણે ફરીથી વઝીરખાન સાથે લડવાનો નિશ્ચય કર્યો. લૂંટની આશાથી

૧૧: એ જ. પૃ. ૧૩૩; તબકાત, ઇલિયટ–૫. પૃ. ૪૦૫. એમાં દીવાન પ્રાગદાસને બદલે બાવા ગદાઈ નામ આપે છે.

૧૨: સૈયદ હાસમ રક્ષણ કરતાં ઘાયલ થયો હતો. અહમદી, પૃ. ૧૩૩. તબકાત મિરઝાં ઉપર નંદરબાર આગળ હુમલો થયો એમ લખે છે તે ભૂલ છે; ખંભાત પાસે થયેલો છે. બદૌની પેટલાદ લખે છે. તબકાત પૃ. ૪૦૫ નો. ૧

૧૩: અહમદી, ગુ. ભા. ૧૩૩–૩૪; તબકાતે અકબરી, ઇલિયટ ૫–પૃ. ૪૦૫. ગુલરૂખ બેગમને માટે અહમદીની ગુજરાતી અને ડૉ. બર્ડની અંગ્રેજી આવૃત્તિમાં ફેર છે. ગુજરાતી-માં એક બેત આપી છે તે રમૂજી છે, પરંતુ અંગ્રેજીમાં તે નથી. બેત કહે છે કે નર હોય કે માદા પણ સ્વભાવ સરખો છે. વાઘ અને વાઘણ બન્ને ફાડી ખાનારાં છે!

ધનવાન બનવાની ઇચ્છાવાળા ઘણા તોફાનીઓ એને જઈ મળ્યા. ખંભાત ધનવાન વેપારીઓથી વસેલું બંદર હોવાથી આવા લોકોને ત્યાં લૂંટ કે ધમકીથી સારો પૈસો મળી જતો. એ લોકોએ ખંભાતમાં તોફાન કર્યું અને વઝીરખાને એ તરફ જવા ધાર્યું,[૧૪] પરંતુ એનાં માણસો હજી પણ વિશ્વાસ રાખી શકાય એવાં નહોતાં. કેટલાંક તો શત્રુને જઇને મળ્યાં પણ ખરાં. શહેરમાં શત્રુ તરફનું વલણ બતાવતા માણસોને કેદ કર્યા. પોતે શહેર બંધ કરી વિશ્વાસુ માણસોથી બચાવ કરવા લાગ્યો. શાહી મદદ આવી પહોંચે ત્યાંસુધી કિલ્લામાં રહી નવા નવા મોરચા ગોઠવી માણસોની હિંમત જાળવી રાખી. આ તરફથી મિરઝાં મુઝફ્ફરે શહેરને ઘેરો ઘાલ્યો. એનો સરદાર મહેરઅલી કિલ્લામાં પણ બળવાખોરોને સાથ આપનારા છે એવી સમજથી નિસરણીઓ મૂકી અંદર જવા પ્રયત્ન કરવા લાગ્યો, પરંતુ અંદરથી બંદૂકની એક ગોળી એને અકસ્માત વાગવાથી એ મરણ પામ્યો. કિલ્લા ઉપર જે માણસો ચડી ગયાં હતાં તે આ બનાવથી ભયભીત થઈ નાસવા લાગ્યાં. આમ અકસ્માત થવાથી વઝીરખાનને વિજય મળ્યો. મિરઝાં મુઝફ્ફર હુસેન દક્ષિણ તરફ નાઠો. આ રીતે મિરઝાંઓના હુલ્લડનો અંત આવ્યો.[૧૫]

### શહાબુદ્દીન અહમદખાન—સૂબો એણે કરેલો બંદોબસ્ત

વઝીરખાનથી દેશનો બંદોબસ્ત બરોબર જળવાઇ શક્યો નહિ તેથી એની બદલી કરી એને ઈડર તરફ તોફાનો શમાવવાં મોકલ્યો અને માળવાથી શહાબુદ્દીન અહમદખાનની ગૂજરાતના ત્રીજા મુઘલ સૂબા તરીકે નિમણૂક કરી. આ સૂબાએ તોફાનો શાંત કરી મોડાસાના પ્રદેશમાં સાબરમતી અને મહીની વચ્ચેના કેટલાક ભાગોમાં તોફાનીઓથી પ્રજાને પડતી હાડમારી ધ્યાનમાં લઈ બંદોબસ્ત માટે કિલ્લાઓ બંધાવ્યા અને તેમાં થાણાં મૂક્યાં. કેટલીક જગ્યાએ જમીનની માપણીથી લોકમાં અસંતોષ વ્યાપ્યો હતો ત્યાં બીજી વાર માપણી કરી. થોડો વખત દેશમાં વ્યવસ્થા જળવાઇ રહી.[૧૬]

---

૧૪: અહમદી, પૃ. ૧૩૪–૩૫; તબકાત ૪૦૫–૬. તબકાત આ વર્ણન બહુ ટૂંકામાં પતાવે છે.
૧૫: એ જ પૃ. ૧૩૫; તબકાત પૃ. ૪૦૫. મુઝફ્ફર હુસેન મિરઝાં દક્ષિણ તરફ નાસી ગયો તેને આસીર બુરહાનપુરના રાજા અલી ફારૂકીએ પકડ્યો. અકબરને આ ખબર પંજાબમાં મળી. મિરઝાંને એણે પોતાની પાસે બોલાવી લીધો. (તબકાત, પૃ. ૪૦૮)
૧૬: અહમદી ગુ. ભા. ૧૩૬, ૧૩૯; અકબરનામા ૩–પૃ. ૩૦૬ અને સિકંદરી પૃ. ૪૫૭. શહાબુદ્દીનને સૂબાગીરી આપી ત્યારે વઝીરખાનને ઈડર તરફ મોકલ્યો. પૃ. ૨૮૧માં જણાવે છે કે કલીજખાનને ઈડરથી સુરત જનાનાના હાજીઓ સાથે મોકલ્યો તે પછી ત્યાં ફરી તોફાનો થયાં. ઈડરના રાવ તરફથી આશા રાવળે માણસો ભેગાં કરી લડાઇ કરી.

## સૌરાષ્ટ્રમાં અમીનખાન અને જામના સૈન્યે શાહી સૈન્યને હરાવ્યું

આ વખતે તાતારખાન ઘોરીના પુત્ર અમીનખાન ઘોરીના હાથમાં સૌરાષ્ટ્ર દેશ હતો અને જૂનાગઢમાં એની રાજધાની હતી. અકબરના અમલદારોના મનમાં બળવાખોરોના આશ્રય જેવો ગણાતો આ પ્રદેશ જીતી લેવાની ઇચ્છા રહ્યા કરતી. એવામાં અમીનખાન ઘોરીનો મુખ્ય સરદાર ફતહખાન શેરવાણી કોઇ કારણથી અમીનખાનથી રિસાયો અને સૂબા શહાબુદ્દીન અહમદખાન પાસે આવી સૌરાષ્ટ્ર પ્રદેશ બાદશાહને તાબે કરી આપું એવી વાત કરી.[૧૭] ફતહખાન શેરવાણી શૂરો સરદાર હતો. એના જવાથી અમીનખાનની હિંમત ઓસરી ગઇ હતી. સૂબા શહાબુદ્દીને પોતાના ભત્રીજા મિરઝાંખાન સાથે ચાર હજારનું લશ્કર ફતહખાનને આપી સૌરાષ્ટ્ર જીતી લેવા એને જૂનાગઢ તરફ મોકલ્યો. અમીનખાને ગભરાઇને સુલેહ માટે પોતાનો એલચી મોકલી કહેવડાવ્યું કે જૂનાગઢનો કિલ્લો જો મારી પાસે રહેવા દેવામાં આવે તો બીજો મુલક શાહી સૈન્યને સોંપી દેવા હું તૈયાર છું. પરંતુ આવો કેન્દ્રમાં રહેલો મોટો અને અગત્યનો કિલ્લો છોડી દેવા મિરઝાંખાને ના પાડી, એટલે અમીનખાન કિલ્લો બંધ કરી રક્ષણ કરવા તૈયાર થયો. આ અરસામાં જેના ઉપર સૌરાષ્ટ્ર જીતવાની આશા હતી તે ફતહખાન માંદો પડ્યો અને થોડા સમયમાં જ મરણ પામ્યો. કિલ્લામાં ઘેરાયેલા અમીનખાને જામનગરના રાજાની મદદ માંગી, એટલે જસો જામ ચાર હજાર સવારો લઈ એની મદદે આવ્યો. મીરઝાંખાન આ પરિસ્થિતિને લીધે જૂનાગઢનો ઘેરો ઉઠાવી માંગરોળ સર કરવા એ બંદરને ઘેરો ઘાલી રહ્યો હતો. અમીનખાન જામનું લશ્કર મદદે આવી પહોંચતાં કિલ્લામાંથી બહાર નીકળી મીરઝાંખાનની પાછળ માંગરોળ તરફ ગયો; એટલે મીરઝાંખાન ત્યાંથી કોડીનાર તરફ ગયો. અમીનખાન એની પાછળ પડ્યો. હવે બન્ને લશ્કરોને લડ્યા વિના છૂટકો નહોતો એટલે યુદ્ધ થયું એમાં મીરઝાંખાનનું

---

અકબર મહી સુધી આવ્યો હતો (ડુંગરપુરની સરહદની મહી નદી?). કલીજખાનને હાજી સાથે ઈડર રસ્તે અમદાવાદ જવાનું હતું. ઈડરમાં આવતાં રાણો ડુંગરોમાં નાસી ગયો હતો, છતાં મંદિરમાં ભરાયેલા રજપૂતો કપાઈ ગયા ત્યાંસુધી લડ્યા. અબુલફઝલ આ વીરતાનાં જ વખાણ કરતો હશે. તવારીખોનાં વર્ણનો–નામો વગેરેમાં આમ ફેર પડે છે. ઈડરે અકબરનો લાંબા વખત સુધી ભારે સામનો કર્યો એમ સમજાય છે. ઘડીમાં તાબેદારી સ્વીકારી જરા તક મળતાં માથું ઊંચું કર્યું છે.

૧૭: અહમદી, પૃ. ૧૩૮–૩૯; સિકંદરી ગુ. ભા. પૃ. ૪૫૭–૫૮. સિકંદરીએ અકબરના સમયના ઘણા બનાવોની નોંધ લીધી નથી કે બહુ ટૂંકો ઉલ્લેખ કર્યો છે, પરંતુ સૌરાષ્ટ્રમાં શાહી લશ્કરના આ પરાજયનું વર્ણન ઠીક કર્યું છે.

શાહી લશ્કર હાર્યું અને મોટી ખુવારી થઇ. એમનો સરંજામ અમીનખાન અને જામે લૂંટી લીધો. ઘવાયેલાં માણસો લઇ મીરઝાંખાન મુશ્કેલીથી અમદાવાદ પહોંચી શક્યો.[૧૮]

**અબુતુરાબ મક્કાથી પયગંબર સાહેબનાં પવિત્ર પગલાંનો પથ્થર આગ્રા લઈ ગયો**

આ સમય દરમ્યાન એક બીજો બનાવ પણ નોંધપાત્ર છે. ઉપર જોયું તેમ અકબરે દર વર્ષે એક અમીરને મીર હાજી નીમીને મક્કા શરીફની હજ કરવાની વ્યવસ્થા કરી હતી અને શાહી જનાનો પણ યાત્રા કરવા ગયો હતો. હવે મીર અબુતુરાબ જે મીર કમાલુદ્દીનનો પુત્ર થતો હતો અને અકબરની ગૂજરાત ઉપર સવારી લાવવામાં ઇતિમાદખાનનો સંદેશવાહક હતો તેને મીર હાજી નીમી મક્કા જવા પરવાનગી આપી. આ વખતે ઇતિમાદખાન પણ હજૂરમાં હતો અને તેની યાત્રા માટે તીવ્ર ઇચ્છા હતી તેથી એને પણ પરવાનગી મળી. હવે અબુતુરાબ મક્કાથી પાછો વળતાં એક ભારે મોટો પથ્થર સાથે લાવ્યો હતો તે સુરત બંદરે ઉતાર્યો. એ પથ્થર ઉપર કદમે-રસૂલ શરીફ–પયગંબર સાહેબનાં પવિત્ર પગલાં–દેખાતાં હતાં. અબુતુરાબ આ પથ્થરને અંબાડીવાળા હાથી ઉપર મૂકી દબદબાથી સાથે સાતસેં એંશી હાજીઓનું સાજન લઇ રાજધાની ફતેહપુર-સિક્રી તરફ ગયો અને બાદશાહને પોતે કરેલા પવિત્ર કાર્ય બાબત અરજી મોકલાવી.[૧૯] અકબરે આ લોકો રાજધાનીથી એક મજલ દૂર આવે ત્યારે ખબર કરવા કહ્યું અને જ્યારે તે ખબર મળ્યા ત્યારે પોતે અમીરોને લઇ સામૈયું કરવા ગયો, દરબાર ભર્યો ને નાના મોટા ગરીબ ધનવાન બધાંને દર્શનનો લાભ લેવા દીધો. પછી અમીરો તથા પોતે ખભા ઉપર મૂકી સો ડગલાં ચાલ્યા, એ રીતે પગલાંને રાજધાનીમાં લાવ્યા અને દર્શનનો લાભ આપવા મહેલની પાસે પધરાવ્યાં.[૨૦]

**અબુતુરાબે આ પવિત્ર પગલાં અમદાવાદ લાવી આશાવલમાં પધરાવ્યાં**

થોડો સમય આમ વીત્યા પછી અબુતુરાબે વિનંતિ કરી કે ગૂજરાત મક્કાનું દ્વાર છે તેથી આ પવિત્ર પગલાંને ત્યાં લઈ જઈ એના ઉપર ઘુંમટવાળું

૧૮: અહમદી અને સિકંદરી, નોં. ૧૭ મુજબ

૧૯: મિરાતે અહમદી ગુ. ભા. પૃ. ૧૩૬–૩૮; બદૌની મનતુખબુત્તવારીખ ભા. ૨ (Lowe) પૃ. ૩૨૦. બદૌની શાહ અબુતુરાબ અને ઇતિમાદખાન હજથી પાછા આવ્યા એમ સ્પષ્ટ કહે છે, અને પથ્થર એટલો ભારે હતો કે હાથી ઉપર લઇ જવો પડે એમ લખે છે. અકબરે રાજધાનીથી ચાર કોશ દૂર જઈ સામૈયું કર્યું એમ લખે છે. એ પછીની હકીકત બીજી કોઈ તવારીખોમાં નથી. બદૌની આ પગલાં માટે એક બેત પણ લખેછે. અકબરનામા૩-પૃ.૩૦૬

૨૦: અહમદી અને બદૌની નોં. ૧૯ મુજબ

મકાન બાંધી તેમાં પધરાવવાની પરવાનગી મળવી જોઇએ. અકબરે ખુશીથી એ પરવાનગી આપી. અબુતુરાબ પગલાં અમદાવાદમાં લાવ્યો ને આશાવલમાં પોતાના ઘરની પાસે એને માટે મોટું મકાન બંધાવ્યું; એ મકાન છ વર્ષમાં પૂરું થયા પછી એમાં પગલાંની પધરામણી કરી. આ બધાં વર્ણનનું એક પુસ્તક લખાયું તેનું નામ 'રિસાલે કદમિયા' રખાયું. મિરાતે અહમદી-નો લેખક કહે છે કે આશાવલમાં મેં પગલાંનાં દર્શનનો લાભ લીધેલો. તે પછી મરાઠાઓના સમયમાં આશાવલ ઉજ્જડ થયું ત્યારે મીરના વંશજોએ એ પગલાંને શહેરમાં પધરાવ્યાં. અહમદીનો લેખક કહે છે મારા સમયમાં અબુતુરાબના વારસોના ઘરમાં એ પગલાં હતા.[૨૧] ગૂજરાતના—ખાસ કરીને અમદાવાદના–સાંસ્કૃતિક ઇતિહાસમાં આ ઉલ્લેખ મહત્ત્વનો ગણી શકાય. મીર અબુતુરાબનું ઘર આશાવલમાં હતું. ત્યાં જ એનો રોજો આજે કેલિકો મિલની પાછળ જમાલપુર દરવાજા બહાર ઊભો છે.

### શહાબુદ્દીનને બદલી ઇતિમાદખાનને સૂબા તરીકે નીમ્યો

ગૂજરાતનો જૂનો અને લાગવગવાળો અમીર ઇતિમાદખાન અકબરને ગૂજરાત ઉપર સવારી લાવવાનું આમંત્રણ આપવામાં પહેલો હતો અને અકબર પ્રત્યે એણે વફાદારીનો દરેક રીતે દેખાવ ચાલુ રાખ્યો હતો. આમ છતાં અકબરની ખંભાતની મુલાકાત વખતે અમીરોની શંકા અને ફરિયાદ ઉપરથી એને કેદ રાખવામાં આવેલો, અને છેવટે અબુતુરાબ સાથે મક્કા હજ કરી આવ્યો, પછી અકબરની તહેનાતમાં હાજર થયો એ જોઇ ગયા. શહાબુદ્દીન અહમદખાન જ્યારે ગૂજરાતનો સૂબો હતો ત્યારે હજૂરમાં ઇતિમાદખાન ગૂજરાતના વહીવટમાં કરકસર કેવી રીતે થઇ શકે તે બાબત બાદશાહને કહ્યા કરતો હતો. ઉપર જોયું તેમ ગૂજરાત જીતી આપવામાં નિમિત્ત થયેલા જૂના ગૂજરાતી અમીરના આ પ્રમાણે કહ્યાથી

---

૨૧ : અહમદી ગુ. ભા. પૃ. ૧૩૬–૩૮. અહમદીની પુરવણીના જુદા ગ્રંથમાં અમદાવાદ-ના વર્ણનમાં પણ આ વર્ણન આપવામાં આવ્યું છે. (જુઓ મારો અમદાવાદનો ઇતિ-હાસ-કદમે રસૂલ શરીફ) અકબરે આ પગલાંને જે આવકાર આપ્યો અને પૂજ્ય ભાવ બતાવ્યો તે માત્ર એની મુસલમાન પ્રજા પ્રત્યેની લાગણી કે તેમને ખુશ કરવા કરેલું કે ખરી ધાર્મિક લાગણીથી કરેલું તે માટે અકબરની દીને ઈલાહી તથા બીજા ધર્મો પ્રત્યેની લાગણી જોતાં એક પ્રશ્ન થાય છે. શંકા કરનાર કહે છે કે એમ હોય તો આટલા ભાવ અને દબદબાથી લાવેલો પથ્થર અબુતુરાબને ગૂજરાતમાં પાછો કેમ લઈ જવા દે. આ બાબત કેટલીક ચર્ચા સામાજિક પ્રકરણમાં કરીશું. અમદાવાદમાં અબુતુરાબનો રોજો જૂના આશાપલ્લીના સ્થળનિર્ણયમાં અગત્યનો ગણી શકાય.

એની શુભ નિષ્ઠા અકબરને જણાઈ. અકબરના બીજા હિતચિંતક અમીરોને પસંદ ન હોવા છતાં બાદશાહે એની નિમણૂક ગૂજરાતના સૂબા તરીકે કરી અને શહાબુદ્દીન અહમદખાનને હજૂરમાં પાછા ફરવા હુકમ મોકલ્યો.[૨૨] ઇતિમાદખાનની નિમણૂકની સાથે જ મીર અબુતુરાબને અમીનની પદવી આપી, ખાજા અબુલકાસીમને દીવાની આપી,[૨૩] અને ખાજા નિઝામુદ્દીન અહમદ–તબકાતે અકબરીના લેખકને બક્ષીગીરી આપી.[૨૪] એ સિવાય બીજા ઘણા અમીરોને પોશાક અને ઘોડાની બક્ષિસ આપી નવા સૂબા સાથે ગૂજરાત જવાનો હુકમ કર્યો. બાદશાહી મહેલખાતાના ઉપરી ખાનગી ભરોસાદાર કારભારી જેવા કરમઅલી બીન રમજાનને શહાબુદ્દીન અહમદખાનને પાછો બોલાવી લાવવા માટે મોકલવામાં આવ્યો.[૨૫] આ વખતે મિરઝાંઓના વખતના કેટલાક તોફાની લોકો જે વઝીરખાનના વખતમાં પણ અસંતોષ બતાવી ખટપટ કરી રહ્યા હતા અને જેમના કારણથી વઝીરખાનના કાર્યમાં સફળતા મળતી નહોતી, એ લોકો તકનો લાભ લઇ જે સૂબા સત્તા ઉપર આવે તેનો લાભ લેતા હતા. અકબર પાસે આ ફરિયાદ જ્યારે ગઇ ત્યારે એણે આવા લોકોને બરતરફ કરવા ફરમાન મોકલેલું, પણ ઇતિમાદખાને પાછળથી એ હુકમ પ્રમાણે કરેલું નહિ. આ તોફાની ટોળી ખરી રીતે કોઇને વફાદાર નહોતી, તેથી શહાબુદ્દીનની બદલી અને ઇતિમાદખાનની નિમણૂકની

---

૨૨: અહમદી ગુ. ભા. પૃ. ૧૪૦; અકબરનામા ૩–પૃ. ૫૯૬; તબકાતે અકબરી, ઇલિયટ ૫–પૃ. ૪૨૮. ઇતિમાદખાન મીઠાબોલો, તકસાધુ, અને બોલવામાં મુત્સદ્દી જેવો હતો. એણે વહીવટી લાભ બતાવી અકબરનું મન જીત્યું. તબકાતના લેખક પ્રમાણે ગૂજરાતનો અનુભવી હોવાથી આવક વધારશે એ ઈરાદાથી એની નિમણૂક થઈ.

૨૩: એ જ પૃ. ૧૪૦; તબકાત પૃ. ૪૨૮–૪૩૦. તવારીખોમાં એની સાથે નિમાયેલા અમલદારોની લાંબી યાદી આપી છે. અહીં માત્ર મુખ્ય નામ લીધાં છે. પહેલવાન અલી સિસ્તાની અમદાવાદનો કોટવાલ નિમાયો (તબકાત પૃ. ૪૩૦).

૨૪: તબકાતે અકબરીના લેખક ખાજા નિઝામુદ્દીન અહમદની મુખ્ય બક્ષી તરીકે આ વખતે નિમણૂક થઈ, અને ગૂજરાતનો બધો અહેવાલ એ રીતસર બાદશાહને સીધો લખી મોકલતો, તેથી મુઝફ્ફર સાથેની લડાઇઓમાં એણે લખેલી હકીકતને વધારે વજન આપવું પડે. એ પોતે લીધેલા ભાગનો દરેક વખતે સ્પષ્ટ નિર્દેશ કરે છે, એટલે જ્યાં પોતાનો ઉલ્લેખ હશે ત્યાં 'લેખક' શબ્દ અહીં વર્ણનમાં વાપરીશું. અહમદી ઘણે ભાગે અકબરનામાને અનુસરે છે છતાં ગૂજરાત માટેની ખાસ નોંધ બીજેથી પણ લીધી છે.

૨૫: અહમદી પૃ. ૧૪૦. શહાબુદ્દીનને પાછો બોલાવવા અકબરે ઘરનો ખાસ વિશ્વાસુ માણસ મોકલ્યો તે સૂચક બીના છે. ઇતિમાદખાનની નિમણૂકનો બીજા અમીરોએ વિરોધ કરેલો. તે કારણ કદાચ હોઇ શકે, જેથી શહાબુદ્દીનને ખરાબ ન લાગે, પણ એને ખરાબ લાગ્યું તો ખરું જ.

વાત સાંભળતાં એ લોકોએ સુલતાન મુઝફ્ફરને આગળ કરી, શહાબુદ્દીનની સામે બંડ કરી સત્તા પોતાને હાથ કરવાનો ઈરાદો કર્યો.[૨૬]

## અકબર પાસેથી છૂટી મુઝફ્ફરનું ગુજરાતમાં આવવું

સુલતાન મુઝફ્ફર ગૂજરાતી આ સમય દરમ્યાન અકબરના અમીરો પાસે બંદીવાન હતો. અકબરની સવારી પંજાબ બાજુ જતાં અને સૂબાગીરીની અદલાબદલી સાંભળતાં એ છુપાઈને ઇ. સ. ૧૫૮૩માં નાસી છૂટચો અને ગૂજરાતમાં આવી રાજપીપળા તરફ આવીને રહ્યો, પરંતુ ત્યાં અકબરના અમીર કુતુબુદ્દીન મુહમ્મદખાનના ડરથી રહી શકાયું નહિ અને સૌરાષ્ટ્ર બાજુ નાસી ગયો.[૨૭]

## શહાબુદ્દીનના ચાલ્યા ગયા પછી વધેલી અશાંતિ અને ઇતિમાદખાનની મનોદશા શાહી સૈનિકો મુઝફ્ફરને મળ્યા.

શહાબુદ્દીન અહમદખાન બાદશાહી હુકમને વશ થઇ ઇતિમાદખાનને અમદાવાદનો કબજો સોંપવા ઘોડા અને પોશાક લઇ સામો ગયો અને નદી પાર ઉસમાનપુર પાસે જઈ પડાવ નાંખ્યો.[૨૮] અમદાવાદના કિલ્લાની કૂંચી ઇતિમાદખાનને સોંપી પોતે હજૂરમાં જવા માટે કડી તરફ ચાલ્યો. ઇતિમાદખાન અમદાવાદમાં આવ્યો તે પછી બે દિવસમાં જ એને ખબર મળી કે શહાબુદ્દીન અહમદખાનના નાસી આવેલા માણસો, બન્નેનો પ્રયત્ન છતાં સમજ્યા નથી અને મીર આબિદ બદક્ષીની સરદારી નીચે એ લોકો ખુલ્લા વિરુદ્ધ પડી

---

૨૬: અકબરનામા ૩–પૃ. ૬૦૭. તબકાત પ્રમાણે ઇતિમાદખાને આ બળવાખોર સૈનિકો-ને શાંત કરવા યોગ્ય લાગ્યાથી લેખકને વાટાઘાટ માટે મોકલ્યો, પણ તેમાં સફલતા મળી નહિ. સિકંદરી જુદું જ લખે છે. તેના પ્રમાણે આઠસો બળવાખોરો ઇતિમાદખાન પાસે આવ્યા. એણે માસિક દસ રૂપિયાનો પગાર આપીશ એમ કહ્યું તેથી એ લોક મુઝફ્ફરને જઈ મળ્યા.

૨૭: સિકંદરી ગુ. ભા. પૃ. ૪૫૮. બદૌની કહે છે કે સૌરાષ્ટ્રમાં મુઝફ્ફરનું મોસાળ હતું તેથી તે ત્યાં જઈ રહ્યો–અબુલફઝલ તો એને ખોટો બેસાડેલો સુલતાન જ કહે છે. પોર્ટુગીઝના અહેવાલમાં (Danvers II–53) મુઝફ્ફર અકબરની કેદમાંથી બૈરાંના વેશે કે બૈરાંની મદદથી નાઠો. સુલતાન મુઝફ્ફર પહેલાં અકબરના સુગંધીદ્રવ્યોના દરોગા કરમઅલી પાસે કેદી હતો, પછી મુનીમખાન પાસે હતો. મુનીમખાનના મરણ પછી એ આગ્રામાં દરબારના દીવાન ખાજા મનસૂરની નજર તળે હતો. અકબરના રાજ્યારોહણ-ના ૨૩ મા વર્ષમાં એ નાઠો એમાં રક્ષક અમલદારોની બેકાળજી કારણ હતી એમ અબુલ-ફઝલ લખે છે. (અકબરનામા ૩–પૃ. ૬૦૮)

૨૮: અહમદી: ગુ. ભા. પૃ. ૧૪૨; તબકાતે અકબરી, ઇલિયટ ૫–પૃ. ૪૩૦. તબકાત ઉસમાનપુરનું નામ સ્પષ્ટ લખે છે અને તે ખરું લાગે છે. અહમદીના લખાણ પ્રમાણે શહેરમાં દરબાર ભરી ઇતિમાદખાનને કૂંચી સોંપી એમ લખે છે.

મુઝફ્ફર સુલતાન સાથે સંદેશા ચલાવી રહ્યા છે. શહાબુદ્દીનને પણ મારી નાંખવાનો એમનો ઇરાદો હતો ને આ બળવાખોર ટોળીના એક જહાંગીર નામના માણસે શહાબુદ્દીનને ખબર આપી દીધી હતી તેથી એનું મન પણ ઉદાસીન થઇ ભયગ્રસ્ત થયું હતું.[૨૯] આબિદ બદક્ષીના મીઠા શબ્દો ઉપરથી આ કારણથી એને વિશ્વાસ ઊઠી ગયો હતો. આબિદ બદક્ષી અને એના મળતિયાઓએ ઇતિમાદખાનના પણ કેટલાક વિશ્વાસુ માણસોને ફોડીને પોતાના પક્ષમાં લઈ લીધા હતા. આ બધી અશાંત પરિસ્થિતિનો લાભ લઈ શહાબુદ્દીને સાબરકાંઠા વગેરે પ્રદેશમાં બંદોબસ્ત માટે જે એંશી થાણાં બેસાડયાં હતાં ત્યાંના કોમી ગરાસિયાઓ પણ તોફાને ચડયા અને થાણાં તોડી પાડયાં.[૩૦] આ વખતે મીર આબિદ બદક્ષીએ વટવાના નાળા પાસે પડાવ નાંખી ઇતિમાદખાન સાથે સલાહનો દેખાવ કરવા કહેવડાવ્યું કે શહાબુદ્દીન અહમદને હવે અમે લોકો મળી શકીએ તેમ નથી. જો અમને પહેલાં-ની આવક અને જાગીરો પાછી મળે તો તમારી સેવામાં હાજર થઇએ. પરંતુ વસ્તુસ્થિતિ સમજી ખાને બુદ્ધિ વાપરી અને બાદશાહી હુકમ નથી તેથી હું લાચાર છું એમ કહેવડાવ્યું. પરંતુ એના સ્વભાવ પ્રમાણે એમ પણ કહ્યું કે તમને લોકોને રાહત મળે તે માટે હું બધા પ્રયત્ન કરી છૂટીશ. આવા જવાબથી આ બળવાખોરો નારાજ થઇ ખલીલ બેગ અને મુહમ્મદ યૂસુફ પાસે માતર ગયા અને મુઝફ્ફરને આમત્રણનો પત્ર લખ્યો.[૩૧]

આ પરિસ્થિતિથી ઇતિમાદખાન જાતે યુદ્ધના કંટાળાવાળો માણસ અને ડરકણ હોવાથી ખરી ગૂંચવણમાં પડયો. એને લાગ્યું કે શહાબુદ્દીન અહમદખાનને આવે વખતે જતો રોકવો, એની સલાહ લેવી, અને બન્નેએ થઇ બની શકે તે કરવું. શહાબુદ્દીનને જતો રોકવા એણે મીર અબુતુરાબ અને લેખક નિઝામુદ્દીનને મોકલ્યા,[૩૨] પરંતુ શહાબુદ્દીને તે માન્ય રાખ્યું નહિ. એણે

૨૯: અહમદી: પૃ. ૧૪૧; સિકંદરી ગુ. ભા. પૃ. ૪૫૮–૫૯; અકબરનામા ૩–પૃ. ૬૦૯. અહમદી અને સિકંદરીમાં આ બળવાખોરોનાં નામોની યાદી આપી છે.

૩૦: અહમદી, પૃ. ૧૪૨

૩૧: એ જ પૃ. ૧૪૨: લખે છે કે એમની માંગણી કબૂલ ન થાય તો બહારવટું લેશે. સિકંદરી પૃ. ૪૫૮–૫૯. એમાં દસ રૂપિયાના પગારની વાત લખી છે, જે બીજે મળતી નથી. આમ છતાં પોતાથી બનતું કરવાની લાલચ ઇતિમાદખાને આપી તેની નોંધ અહમદી કરે છે.

૩૨: અહમદી પૃ. ૧૪૨–૪૩. એમાં મીર અબુતુરાબ અને તબકાતનો લેખક શહાબુદ્દીનને સમજાવવા ગયા એમ લખે છે તે ભૂલ જણાય છે. તબકાતનો લેખક એને પોતાને સમજાવવા મોકલ્યો એમ સ્પષ્ટ લખે છે.

કહેવડાવ્યું કે શાહી હુકમ વિના જો એ લોકોને જાગીરો ન આપી શકો તો પછી જે લશ્કર હોય તે લઇ તેમનો સામનો કરો, કારણ કે એ લોકો હજી તૈયાર થઇ શકયા નથી. પરંતુ સામનો યુદ્ધથી કરવો એ તો ઇતિમાદખાનના સ્વભાવમાં નહોતું, તેથી એણે લેખકને બીજા બે જણા સાથે એને સમજાવવા અને શહેરમાં પાછો ફરવા ફરી વિનંતિ કરી.[33] શહાબુદ્દીને રસાલો અને જનાના સાથે ખર્ચ માટે દેવું કરી નીકળ્યો છું માટે હવે પાછો ન ફરું એમ ફરી કહ્યું ત્યારે ઇતિમાદખાને સરકારી ખજાનામાંથી ખર્ચ આપવા કહ્યું અને વાટાઘાટ કરી રકમ પણ ઠરાવી, પરંતુ શહાબુદ્દીનને શંકા હતી કે આ મીઠાબોલો કામ થઇ રહ્યા પછી પોતાનું વચન બરોબર ન પણ પાળે,[34] એટલે છેવટે એ કડી તરફ ઊપડી ગયો. ઇતિમાદખાને કેટલાક કાગળો પણ લખ્યા, પરંતુ એની કાંઇ અસર થઇ નહિ. આ બાજુથી માતરમાં ભેગા થયેલા બળવાખોરો સૌરાષ્ટ્રમાં મુઝફ્ફરને મળવા ઊપડયા. મુઝફ્ફર આ વખતે ખેરી ગામમાં લૂણોજી કાઠીના આશ્રયે હતો ત્યાં બધા ભેગા થયા. લૂણોજી કાઠીને પણ જો એ સાથે જોડાય તો લૂંટ ચલાવવાની પરવાનગી આપવાનું વચન આપી સાથે આવવા ઠરાવ્યું. સુલતાન મુઝફ્ફરને આગળ કરી આ લોકો ધોળકા આવી પહોંચ્યા.[35]

### ઇતિમાદખાનનો ગભરાટ અને શરમભરેલી શરતો કરી શહાબુદ્દીનને પાછો બોલાવવો

આ બધા સમાચાર ઇતિમાદખાનને મળ્યા ત્યારે એણે ગભરાઇને શહાબુદ્દીનને પાછો તેડી લાવવા જાતે જવા નિશ્ચય કર્યો. એણે મીર અબુતુરાબ અને લેખક નિઝામુદ્દીનને સાથે લીધા. શત્રુ ધોળકા જેટલે છેટે જ છે તે વખતે શહેર છોડી કડી જેટલે દૂર જવું અને શહેરનું રક્ષણ કરવાનો પાકો બંદોબસ્ત ન કરવો એ ડહાપણ નહોતું. આવી પરિસ્થિતિમાં પાસે રહેલા શત્રુને અવગણી દૂર રહેલા મિત્રને જાતે તેડવા જવું એ યોગ્ય નથી એમ ઇતિમાદખાનને

---

૩૩: તબકાતે અકબરી, ઇલિયટ ૫-પૃ. ૪૩૦-૩૧. લેખક એક વાર પાછો આવ્યો ત્યારે બીજા બે જણા સાથે ફરી મોકલ્યો. એમાં કદાચ મીર અબુતુરાબ હોય. અહમદીમાં એ લોકોનો સંવાદ આપેલો છે.

૩૪: અહમદી ગુ. ભા. પૃ. ૧૪૩

૩૫: એજ પૃ. ૧૪૩-૪૪. મુઝફ્ફરે શું કરવું તેનો વ્યૂહ ધોળકામાં વિચાર્યો. ખંભાત લૂંટી પૈસો મેળવવો કે શહાબુદ્દીનના લશ્કર સાથે લડાઈ કરવી તે ચર્ચા થઈ. છેવટે અમદાવાદના સમાચાર જાણી શહેર કબજે કરવા ધાર્યું. તબકાત-ઇલિયટ ૫-પૃ. ૪૩૧. કાઠી સરદારને અહમદી લૂણિયો કહે છે જ્યારે સિકંદરી લુંભો કહે છે. લૂણિયો નામ ખરું છે.

મુઝફ્ફર સુલતાન સાથે સંદેશા ચલાવી રહ્યા છે. શહાબુદ્દીનને પણ મારી નાંખવાનો એમનો ઇરાદો હતો ને આ બળવાખોર ટોળીના એક જહાંગીર નામના માણસે શહાબુદ્દીનને ખબર આપી દીધી હતી તેથી એનું મન પણ ઉદાસીન થઇ ભયગ્રસ્ત થયું હતું.[૨૯] આબિદ બદક્ષીના મીઠા શબ્દો ઉપરથી આ કારણથી એને વિશ્વાસ ઊઠી ગયો હતો. આબિદ બદક્ષી અને એના મળતિયાઓએ ઇતિમાદખાનના પણ કેટલાક વિશ્વાસુ માણસોને ફોડીને પોતાના પક્ષમાં લઈ લીધા હતા. આ બધી અશાંત પરિસ્થિતિનો લાભ લઈ શહાબુદ્દીને સાબરકાંઠા વગેરે પ્રદેશમાં બંદોબસ્ત માટે જે એંશી થાણાં બેસાડ્યાં હતાં ત્યાંના કોમી ગરાસિયાઓ પણ તોફાને ચડ્યા અને થાણાં તોડી પાડ્યાં.[૩૦] આ વખતે મીર આબિદ બદક્ષીએ વટવાના નાળા પાસે પડાવ નાંખી ઇતિમાદખાન સાથે સલાહનો દેખાવ કરવા કહેવડાવ્યું કે શહાબુદ્દીન અહમદને હવે અમે લોકો મળી શકીએ તેમ નથી. જો અમને પહેલાં-ની આવક અને જાગીરો પાછી મળે તો તમારી સેવામાં હાજર થઇએ. પરંતુ વસ્તુસ્થિતિ સમજી ખાને બુદ્ધિ વાપરી અને બાદશાહી હુકમ નથી તેથી હું લાચાર છું એમ કહેવડાવ્યું. પરંતુ એના સ્વભાવ પ્રમાણે એમ પણ કહ્યું કે તમને લોકોને રાહત મળે તે માટે હું બધા પ્રયત્ન કરી છૂટીશ. આવા જવાબથી આ બળવાખોરો નારાજ થઇ ખલીલ બેગ અને મુહમ્મદ યૂસુફ પાસે માતર ગયા અને મુઝફ્ફરને આમંત્રણનો પત્ર લખ્યો.[૩૧]

આ પરિસ્થિતિથી ઇતિમાદખાન જાતે યુદ્ધના કંટાળાવાળો માણસ અને ડરકણ હોવાથી ખરી ગૂંચવણમાં પડ્યો. એને લાગ્યું કે શહાબુદ્દીન અહમદખાનને આવે વખતે જતો રોકવો, એની સલાહ લેવી, અને બન્નેએ થઇ બની શકે તે કરવું. શહાબુદ્દીનને જતો રોકવા એણે મીર અબુતુરાબ અને લેખક નિઝામુદ્દીનને મોકલ્યા,[૩૨] પરંતુ શહાબુદ્દીને તે માન્ય રાખ્યું નહિ. એણે

---

૨૯: અહમદી: પૃ. ૧૪૧; સિકંદરી ગુ. ભા. પૃ. ૪૫૮–૫૯; અકબરનામા ૩–પૃ. ૬૦૯. અહમદી અને સિકંદરીમાં આ બળવાખોરોનાં નામોની યાદી આપી છે.

૩૦: અહમદી, પૃ. ૧૪૨

૩૧: એ જ પૃ. ૧૪૨: લખે છે કે એમની માંગણી કબૂલ ન થાય તો બહારવટું લેશે. સિકંદરી પૃ. ૪૫૮–૫૯. એમાં દસ રૂપિયાના પગારની વાત લખી છે, જે બીજે મળતી નથી. આમ છતાં પોતાથી બનતું કરવાની લાલચ ઇતિમાદખાને આપી તેની નોંધ અહમદી કરે છે.

૩૨: અહમદી પૃ. ૧૪૨–૪૩. એમાં મીર અબુતુરાબ અને તબકાતનો લેખક શહાબુદ્દીનને સમજાવવા ગયા એમ લખે છે તે ભૂલ જણાય છે. તબકાતનો લેખક એને પોતાને સમ-જાવવા મોકલ્યો એમ સ્પષ્ટ લખે છે.

કહેવડાવ્યું કે શાહી હુકમ વિના જો એ લોકોને જાગીરો ન આપી શકો તો પછી જે લશ્કર હોય તે લઇ તેમનો સામનો કરો, કારણ કે એ લોકો હજી તૈયાર થઇ શકયા નથી. પરંતુ સામનો યુદ્ધથી કરવો એ તો ઇતિમાદખાનના સ્વભાવમાં નહોતું, તેથી એણે લેખકને બીજા બે જણા સાથે એને સમજાવવા અને શહેરમાં પાછો ફરવા ફરી વિનંતિ કરી.[33] શહાબુદ્દીને રસાલો અને જનાના સાથે ખર્ચ માટે દેવું કરી નીકળ્યો છું માટે હવે પાછો ન ફરું એમ ફરી કહ્યું ત્યારે ઇતિમાદખાને સરકારી ખજાનામાંથી ખર્ચ આપવા કહ્યું અને વાટાઘાટ કરી રકમ પણ ઠરાવી, પરંતુ શહાબુદ્દીનને શંકા હતી કે આ બીકણબોલો કામ થઇ રહ્યા પછી પોતાનું વચન બરોબર ન પણ પાળે,[34] એટલે છેવટે એ કડી તરફ ઊપડી ગયો. ઇતિમાદખાને કેટલાક કાગળો પણ લખ્યા, પરંતુ એની કાંઇ અસર થઇ નહિ. આ બાજુથી માતરમાં ભેગા થયેલા બળવાખોરો સૌરાષ્ટ્રમાં મુઝફ્ફરને મળવા ઊપડ્યા. મુઝફ્ફર આ વખતે ખેરી ગામમાં લૂણોજી કાઠીના આશ્રયે હતો ત્યાં બધા ભેગા થયા. લૂણોજી કાઠીને પણ જો એ સાથે જોડાય તો લૂંટ ચલાવવાની પરવાનગી આપવાનું વચન આપી સાથે આવવા ઠરાવ્યું. સુલતાન મુઝફ્ફરને આગળ કરી આ લોકો ધોળકા આવી પહોંચ્યા.[35]

## ઇતિમાદખાનનો ગભરાટ અને શરમભરેલી શરતો કરી શહાબુદ્દીનને પાછો બોલાવવો

આ બધા સમાચાર ઇતિમાદખાનને મળ્યા ત્યારે એણે ગભરાઇને શહાબુદ્દીનને પાછો તેડી લાવવા જાતે જવા નિશ્ચય કર્યો. એણે મીર અબુતુરાબ અને લેખક નિઝામુદ્દીનને સાથે લીધા. શત્રુ ધોળકા જેટલે છેટે જ છે તે વખતે શહેર છોડી કડી જેટલે દૂર જવું અને શહેરનું રક્ષણ કરવાનો પાકો બંદોબસ્ત ન કરવો એ ડહાપણ નહોતું. આવી પરિસ્થિતિમાં પાસે રહેલા શત્રુને અવગણી દૂર રહેલા મિત્રને જાતે તેડવા જવું એ યોગ્ય નથી એમ ઇતિમાદખાનને

---

૩૩: તબકાતે અકબરી, ઇલિયટ ૫-પૃ. ૪૩૦-૩૧. લેખક એક વાર પાછો આવ્યો ત્યારે બીજા બે જણા સાથે ફરી મોકલ્યો. એમાં કદાચ મીર અબુતુરાબ હોય. અહમદીમાં એ લોકોનો સંવાદ આપેલો છે.

૩૪: અહમદી ગુ. ભા. પૃ. ૧૪૩

૩૫: એજ પૃ. ૧૪૩-૪૪. મુઝફ્ફરે શું કરવું તેનો વ્યૂહ ધોળકામાં વિચાર્યો. ખંભાત લૂંટી પૈસો મેળવવો કે શહાબુદ્દીનના લશ્કર સાથે લડાઈ કરવી તે ચર્ચા થઈ. છેવટે અમદાવાદના સમાચાર જાણી શહેર કબજે કરવા ધાર્યું. તબકાત-ઇલિયટ ૫-પૃ. ૪૩૧. કાઠી સરદારને અહમદી લૂણિયો કહે છે જ્યારે સિકંદરી લુંભો કહે છે. લૂણિયો નામ ખરું છે.

કેટલાક નીતિજ્ઞ પુરુષોએ સમજાવ્યું, પરંતુ ગભરાટમાં એણે કોઇનું કહ્યું માન્યું નહિ.[૩૬] શહેરનું રક્ષણ એણે પોતાના પુત્ર શેરખાનને સોંપી એની મદદમાં અમીર માસુમ બખરીને મૂક્યો. લેખક નિઝામુદ્દીન બક્ષીનો પુત્ર પણ શહેરના રક્ષણ માટે રહ્યો.[૩૭] ઇતિમાદખાને કડી પહોંચી શહાબુદ્દીન અહમદખાનને બાદશાહના શત્રુને સાથે મળીને જીતવો જોઇએ એમ સમજાવ્યું. શહાબુદ્દીનને એની જૂની જાગીરનાં પરગણાં તથા બે લાખ રૂપિયા રોકડા આપવા જણાવ્યું. ઇતિમાદખાન પાસે પોતાને મદદ માટે પાછો બોલાવવા માટેનો લિખિત પત્ર શહાબુદ્દીને માગ્યો તે પણ એણે લખી આપ્યો.[૩૮] આમ દરેક વાત કબૂલ કરી ઇતિમાદખાન અને શહાબુદ્દીન અમદાવાદ તરફ પાછા ફર્યા. બીજી બાજુ ઇતિમાદખાન શહાબુદ્દીનને પાછો બોલાવવા કડી ગયો તેને કેટલાક લોકોએ ભયથી નાસી ગયો છે એવું સ્વરૂપ આપ્યું અને વાત ચલાવી.[૩૯] ઇતિમાદખાન શહેરમાંથી ગયો એ જ દિવસે ધોળકાથી મુઝફ્ફર સુલતાન કાઠીઓ વગેરે સાથીઓ સાથે અમદાવાદ આવ્યો. શહેરમાં રાયખડ દરવાજાનો ભાગ ઠીક મરામત કરેલો નહોતો અને એનું રક્ષણ મુજાહિદખાન ગૂજરાતી કરતો હતો.[૪૦] સુલતાને આ બાજુથી શહેરમાં પ્રવેશ કરવા ધાર્યું. ઇતિમાદખાનના નાસી જવાની ચાલતી વાતથી ધોળકાથી અમદાવાદ આવતાં ઘણા તકસાધુ તોફાનીઓ મુઝફ્ફરના લસ્કરમા ભળ્યા હતા અને એ કારણથી એનું સૈન્ય વધી રહ્યું હતું. સુલતાનના માણસો સાથે લડતાં શહેરનો કોટવાલ

---

૩૬: અહમદી પૃ. ૧૪૪; અકબરનામા ૩–પૃ. ૬૧૦

૩૭: અહમદી પૃ. ૧૪૪; તબકાતે અકબરી, ઇલિયટ ૫–પૃ. ૪૩૧. તબકાતના લેખકનો પુત્ર પણ શહેરના રક્ષણ માટે રહ્યો હતો તે બીજા ગ્રંથમાં નથી, પણ લેખક પોતે જ લખે છે.

૩૮: અહમદી પૃ. ૧૪૩; તબકાતે અકબરી, ઇલિયટ ૫–પૃ. ૪૩૧; અકબરનામા ભા. ૩ પૃ. ૬૧૦; મિરાતે સિકંદરી ગુ. ભા. પૃ. ૪૫૯–૬૦. સિકંદરી આ બાબતમાં જરા જુદું લખે છે. કહે છે કે શહાબુદ્દીને ઇતિમાદખાન પાસે એવું લખાણ માગ્યું કે દુશ્મન ગૂજરાત લેવાની તૈયારીમાં છે અને તેનું રક્ષણ કરવાની મારામાં તાકાત નથી તેથી શહાબુદ્દીનને મેં મુલક પાછો સોંપ્યો છે, જેથી તે પહેલાંની પેઠે વ્યવસ્થા કરે. સિકંદરીનો લેખક પણ સમકાલીન છે. તે આગળ લખે છે કે ઇતિમાદખાને આવી જાતનું લખાણ કરી આપ્યું ત્યારે શહાબુદ્દીન પાછો ફર્યો. તબકાતનો લેખક તો જાતે આ કાર્યમાં ભાગ લઈ રહ્યો હતો, પણ આવી મતલબનું એણે લખ્યું નથી; જો કે ઇતિમાદખાનનું ચારિત્ર્ય જોતાં એ સ્વાર્થ માટે ગમે તેવું કરે તેવો હતો.

૩૯: અહમદી, પૃ. ૧૪૪

૪૦: એ જ પૃ. ૧૪૪–૪૫. અકબરનામા ધોળકાને બદલે ખંભાતથી મુઝફ્ફર આવ્યો એમ લખે છે. તબકાત પૃ. ૪૩૧. રાયખડનો ભાગ બરોબર નહોતો એ લખાણ સિકંદરીમાં છે.

પહેલવાન અમી માર્યો ગયો.[૪૧] શહેરના લોકોએ પણ આ લોકોનો સામનો કર્યો નહિ. ઇતિમાદખાનનો પુત્ર શેરખાન, માસુમ બખરી, ઝૈનુદ્દીન કંબુ વગેરે રાતોરાત શહેર છોડી નાસી ગયા. લેખક નિઝામુદ્દીનનો પુત્ર જે શહેરમાં રહ્યો હતો તેનું સર્વસ્વ લૂંટાઈ ગયું.[૪૨] શેરખાન વગેરે નાસી ગયેલા અમલદારોએ મધરાત્રે શહાબુદ્દીન અને ઇતિમાદખાન જે શહેર તરફ આવી રહ્યા હતા તેમને આ માઠા સમાચાર કહ્યા. એ લોકો વિચારમાં તો પડ્યા, પણ હજી શત્રુઓને માત્ર એક જ દિવસ મળ્યો છે તેથી જીતી શકીશું એમ ધારી આગળ કૂચ ચાલુ રાખી. સુલતાન મુઝફ્ફર ભદ્રના કિલ્લામાં આવ્યો અને પોતાના તખ્ત ઉપર તા. ૪ સપ્ટેમ્બર ૧૫૬૩ના રોજ ફરીથી આરૂઢ થયો. એના માણસોએ શહેરમાં લૂંટ ચલાવી.[૪૩]

**શહાબુદ્દીન વગેરે શાહી અમીરોની અમદાવાદ ઉસમાનપુર પાસે લડાઈ**

શહાબુદ્દીન અહમદખાન ઇતિમાદખાન વગેરે સાથે અમદાવાદ પાછો આવ્યો. બધા નદીને સામે કાંઠે ઉસમાનપુર પાસે છાવણી નાંખી તંબુ વગેરેની સગવડ કરવામાં રોકાયા.[૪૪] શહાબુદ્દીન પોતાના જનાનાને કોઇ સુરક્ષિત સ્થળે રાખીને આવવાને બદલે સાથે લઈને આવ્યો હતો એ એક મોટી ભૂલ થઈ હતી, અને એની વ્યવસ્થા તથા રક્ષણમાં એનું મન રોકાયેલું હતું. એનાં માણસો શત્રુને જઈ મળ્યાં હતાં એ ઉપર જોઈ ગયા છતાં એને આશા હતી કે ગૂજરાતની સૂબાગીરી ઉપર પોતે પાછો આવતાં એ લોકો બળવાખોરો પાસેથી નીકળી એની પાસે પાછા ફરશે.[૪૫] શહેર મુઝફ્ફરે લઈ લીધું છે એ સમાચાર મળ્યા ત્યારે એ જરા ગભરાયો ખરો, પણ જો શત્રુઓ બહાર નીકળશે તો લડાઈ કરીશું, નહિ તો ઘેરો ઘાલી શાહી મદદ આવી મળતાં સુધી સમય પસાર કરીશું એમ એણે નિશ્ચય કર્યો હતો. અહીં સમયનો વ્યય કરવાને બદલે ઝડપી કાર્ય કરવાનું હતું, પરંતુ તેમ ન કરતાં શહાબુદ્દીન નદીને સામે પાર વ્યૂહરચનાના વિચારમાં રહ્યો, અને ટંડે કાળજે

૪૧: એ જ પૃ. ૧૪૪-૪૫

૪૨: તબકાતે અકબરીમાં જ આ ઉલ્લેખ છે. (ઇલિયટ-૫ પૃ. ૪૩૨)

૪૩: એ જ પૃ. ૪૩૨; અકબરનામા ૩-પૃ. ૬૧૨; અહમદી પૃ. ૧૪૭; સિકંદરી ગુ. ભા. પૃ. ૪૬૦-૬૧

૪૪: અહમદી પૃ. ૧૪૫-૪૬; અકબરનામા ૩-પૃ. ૬૧૧. એમાં ઉસમાનપુરની લડાઈનું વર્ણન આપેલું છે. સિકંદરી પૃ. ૪૬૦માં ઉસમાનપુરને બદલે 'બારીચા' (બારેજા!) લખે છે, પણ તે ભૂલ છે. બીજા બધા ગ્રંથો ઉસમાનપુર જ લખે છે. ખાનપુરની સામે છે તેથી એ વાત ચોક્કસ છે.

૪૫: સિકંદરી ગુ. ભા. પૃ. ૪૬

કામ લેવા માંડયું, અને એના લશ્કરના બધા માણસો હજી સુસજ્જ થયા નહોતા એટલામાં સુલતાન મુઝફ્ફરને શહેરમાં આ સમાચાર મળ્યા. એને પણ ડર હતો કે ફૂટેલા મુઘલો દગો કરી પોતાને પકડે તો શું થાય. પરંતુ એ લોકોએ અમીરી મળવાની લાલચમાં વફાદારીના સોગંદ કુરાને શરીફના નામે ખાધા.[૪૬] મુઝફ્ફર બે હજારનું લશ્કર આ રીતે લઇને કાઠીઓ તથા મુઘલો સાથે ખાનપુર દરવાજેથી શહેરની બહાર લડવા માટે નીકળ્યો. આ તમાશો જોવા શહેરના લોકો પણ ઘણા બહાર નીકળ્યા.[૪૭] શહાબુદ્દીનના માણસો આ બધાને બળવાખોરોનું લશ્કર ધારી ગભરાટમાં પડયા. સુલતાન મુઝફ્ફર પોતે સૈન્યની જમણી પાંખની સરદારી કરતો હતો અને લૂણિયો કાઠી પણ હતો; બીજા મુઘલ સરદારો પણ હતા. આ વખતે પણ સબક નામનો શહાબુદ્દીનનો સરદાર સોગંદ ખાધેલા હતા છતાં અંદરથી ફૂટેલો હતો અને શત્રુને મદદ કરતો હતો, બીજા પણ એને છોડી શત્રુને જઈ મળ્યા હતા, એટલે શહાબુદ્દીન હિંમત રાખી લડવા આગળ આવ્યો, પણ એ ફાવ્યો નહિ.[૪૮]

**શાહી સરદારો હાર્યા, ઇતિમાદખાનનું ડરકણપણું, શાહી છાવણી લૂંટાઈ**

શહાબુદ્દીન આવી વિષમ પરિસ્થિતિમાં લડવા જતાં એના ઘોડાને તીર વાગવાથી ઘવાયો અને એના જ એક ફૂટેલા અમલદારે એને દગો કરી તરવારનો ઘા માર્યો, પણ એ બચી ગયો. બીજી બાજુ ડરકણ ઇતિમાદખાને એવો ડોળ કર્યો કે શત્રુ નદી પાસે ન આવે તે માટે ઉસમાનપુરના ઘાટને પોતે સુરક્ષિત બનાવી રહ્યો છે. મીર અબુતુરાબ પણ એની સાથે હતો. ખરી રીતે એ બન્ને સંતાઈ જવાની તક શોધતા હતા.[૪૯] લેખક નિઝામુદ્દીને આ બધા હિંમત હારી ગયેલા લોકોને ધૈર્ય આપવા બનતું કર્યું, પણ બધાએ

---

૪૬: અહમદી પૃ. ૧૪૬; સિકંદરી ગુ ભા. પૃ. ૪૬૦-૬૧. શહાબુદ્દીન અહમદને હજી પણ એમ લાગતું હતું કે મુઝફ્ફર શહેર છોડી નાઠો એવા ખબર આવશે.

૪૭: સિકંદરી ગુ. ભા. પૃ. ૪૬૧. શહેરના લોક જોવા નીકળ્યા અને તેમને સામાવાળા લશ્કર સમજ્યા એ વાત માત્ર સિકંદરી જ લખે છે. અકબરનામા અહમદી વગેરે આ લડાઇનું વર્ણન કરે છે. તબકાત ટૂંકેથી પતાવે છે કે શાહી પક્ષ હાર્યો ને પાટણ તરફ નાસી ગયો. ઇતિમાદખાનના ડરકણપણાનું વર્ણન પણ એમાં નથી. લેખક પોતે પણ નાઠો હતો તેથી આ શરમભરેલું વર્ણન એણે નહિ કર્યું હોય ને ટૂંકે પતાવ્યું હશે.

૪૮: અહમદી પૃ. ૧૪૬-૧૪૭. ફૂટેલા નિમકહરામ સૈનિકોનું વર્ણન અહમદીમાં નામ સાથે વિગતવાર આપેલું છે. શહાબુદ્દીન પાસે છેવટે ચાળીસ સવારો રહ્યા હતા છતાં એણે હિંમત ખોઈ નહોતી. છેવટે એનાં માણસો એને બહાર કાઢી લાવ્યાં. એ ઘવાયો હતો.

૪૯: ઇતિમાદખાનની આ શરમભરેલી વર્તણૂક અહમદીમાં લખેલી છે (પૃ. ૧૪૬). કહે છે કે કયે રસ્તે નાસી જવાશે એ ખાન જોયા કરતો હતો.

નાસી જઈ પાટણ જવાનો નિશ્ચય કરી લીધો હતો એટલે એ પણ લાચાર બની સાથે જવા ઊપડ્યો.[૫૦] આ પરિસ્થિતિનો લાભ લઇ સુલતાનની સાથે આવેલા કાઠી વગેરે લોકોએ મુઘલોની છાવણીમાં લૂંટ કરી, જનાનાની સ્ત્રીઓને બેઆબરૂ કરી અને જે મળ્યું તે લૂંટી લીધું. આ વિજય મળ્યા પછી મુઝફ્ફરે શહેરમાં જુમા મસ્જિદમાં પોતાના નામનો ખુતબો પઢાવી પોતાની આણ વર્તાવી, પોતાને મદદ કરનારા મુઘલ સરદારો વગેરેને અમીરોની પદવી આપી, જાગીરો આપી.[૫૧] લેખક નિઝામુદ્દીને આ સમાચાર બાદશાહને લખ્યા.

### અમદાવાદ અને મધ્ય ગૂજરાત મુઝફ્ફરના તાબામાં

આ પ્રમાણે પોતાની સત્તા જમાવ્યા પછી સુલતાન મુઝફ્ફરે ટૂંકા સમયમાં જે કાર્યો કર્યા તે જોતાં ગૂજરાતી અમીરોની સત્તા નીચે રહેલો આ સમય પહેલાંનો બાળકબુદ્ધિનો મુઝફ્ફર નથી એમ સહજ લાગે એવું છે. અકબરની સત્તા પૂરેપૂરી થયા પછી અને ગૂજરાતના સુલતાનનો સમૂલ નાશ થયા પછી લખાયેલી તવારીખોમા મુઝફ્ફરને માટે એની આ પાછલી સત્તામાં કરેલાં પરાક્રમોનો ન્યાયયુક્ત ઉલ્લેખ નથી, પરંતુ એને ઉતારી પાડવાના પ્રયત્ન થયા છે. એવા પ્રયત્ન અબુલફઝલ જેવા અકબરની ખુશામત કરનારા લેખકો કરે તે બની શકે, પરંતુ મિરાતે સિકંદરી અને છેક મરાઠા સમયમાં લખાયેલી અહમદીમાં પણ મુઘલોની ખુશામત કરતું વલણ દેખાય છે તે જરા આશ્ચર્ય જેવું લાગે છે.[૫૨] અકબરની કેદમાંથી સફાઈથી નાસી

---

૫૦: તબકાતે અકબરી, ઇલિયટ ૫-પૃ. ૪૩૨. શહાબુદ્દીન અહમદ અને ઇતિમાદખાન પાટણ નાસી ગયા એટલું જ લખે છે. અકબરનામા ૩-પૃ. ૬૧૧; સિકંદરી પૃ. ૪૬૧.

૫૧: અહમદી પૃ. ૧૪૭; સિકંદરી પૃ. ૪૬૧-૬૨; અકબરનામા ૩-પૃ. ૬૧૧-૧૨. સિકંદરીમાં ઇલ્કાબોની લાંબી યાદી આપી છે.

૫૨: અબુલફઝલ (અકબરનામા ૩-પૃ. ૬૧૨) એનાં ખુશામતભરેલાં લખાણો માટે જાણીતો છે, એ પાછળ જોઈ ગયા છીએ. આ લડાઇઓમાં અકબરની હાજરી નહોતી એટલે હાર થઈ એવા ભાવાર્થવાળું લખાણ કરતાં મુઝફ્ફરે શહેર કબજે કર્યું તેનો ઉલ્લેખ કરતાં અબુલફઝલ લખે છે કે: "તારાને ડુબાવવા સૂર્યની જરૂર છે. દીવાથી રાત્રિ દિવસ થતી નથી." અહીં અકબર સૂર્ય છે અને એ હાજર નહોતો એવો ભાવાર્થ છે. સિકંદરીમાં મુઝફ્ફર અને એના સાથીઓની સત્તા થઈ તે માટે એક કવિતામાં લખે છે કે "એક રાત્રે એક ઉંદરે સ્વપ્નમાં પોતાને ઊંટ થયેલો જોયો અને તેનો મદ તેને ચડ્યો, વગેરે વગેરે. કવિતનું લંબાણ કરવાની જરૂર નથી, પણ જહાંગીરના સમયમાં લખનાર આ લેખકની મનોવૃત્તિ બતાવે છે. અહમદી પણ મુઝફ્ફરને માટે આ વિજય પછી હલકી બુદ્ધિવાળો વગેરે શબ્દો વાપરે છે. અહીં એટલું કહેવું જોઇએ કે નિઝામુદ્દીનની તબકાતે અકબરીમાં આવી ખુશામત દેખાતી નથી, જોકે એ આ લડાઇઓમાં ભાગ લેનાર હતો અને અકબરનો નોકર હતો.

છૂટી, ગૂજરાતમાં એના સૂબાઓ સામે સફળતાથી લડાઇઓ કરી પોતાની મૂળ ગાદી ઉપર બેસવા માટે દસ દસ વર્ષ સુધી સામનો કરનાર મુઝફ્ફરને છેક અવિચારી કે છોકરવાદી ગણી લેવામાં તવારીખકારોની કાં તો ખુશામતની વૃત્તિ હોય કે ભૂલ થતી હોય એમ જણાય છે.

અમદાવાદ લીધા પછી મુઝફ્ફર શાંત બેઠો નથી; એને ચારે બાજુએ વ્યવસ્થા કરવાની હતી. બાદશાહી સરદારો અને સૂબો પાટણ તરફ ચાલ્યા ગયા હતા અને ત્યાં જઈ પોતાના પક્ષનાં માણસો ભેગાં કરી સામનો કરવાનો વિચાર કરતા હતા. આ તરફથી સુલતાન મુઝફ્ફરે પોતાને મૂળથી ટેકો આપનાર શેરખાન ફુલાદી એ વખતે સૌરાષ્ટ્રમાં દુર્દશામાં દિવસો વ્યતીત કરતો હતો તેને બોલાવ્યો. એ અફઘાન સરદાર થોડા સવારો ભેગા કરી પોતાના જૂના બાદશાહને આવી મળ્યો.[૫૩] એ મૂળથી જ પાટણનો અધિકારી હતો, તેથી મુઝફ્ફરે એને બીજું ચાર હજારનું લશ્કર આપી પાટણમાં રહેલા શાહી અમલદારો સામે મોકલ્યો. શેરખાને કડીથી એક ટુકડી આગળથી પાટણ તરફ મોકલી. તેનો સામનો લેખક નિઝામુદ્દીને આવીને જોટાણા મુકામે કર્યો. શેરખાનની ટુકડીને હરાવી ત્યાં મીર મહીબુલ્લાને રક્ષણ માટે મૂકચો.[૫૪] અમદાવાદની લડાઈમાંથી નાસી ગયેલા શહાબુદ્દીન અહમદખાન અને ઇતિમાદખાન પાટણથી ઝાલોર તરફ જઇ આગ્રા તરફ જવાના હતા તેમને લેખક નિઝામુદ્દીને સમજાવી પાટણમાં રોકચા હતા.[૫૫] મધ્ય ગૂજરાત અને પાટનગર મુઝફ્ફરના હાથમાં હતાં. વડોદરાથી દક્ષિણનો ભાગ હજી શાહી અમલદારોના હાથમાં હતો, એટલે પાટણથી ઝૈનુદ્દીન કંબુને મોકલી ભરૂચ અને વડોદરાના સરદાર કુતુબુદ્દીન મુહમ્મદખાનને આ બધા સમાચાર કહેવડાવ્યા, અને દક્ષિણથી લશ્કર લઇ અમદાવાદ ઉપર ચડાઇ કરવાનું ફરમાવ્યું. ઝૈનુદ્દીને ભરૂચથી કુતુબુદ્દીનને વડોદરે લાવી તૈયારી કરવા માંડી. સુલતાન મુઝફ્ફરે અમદાવાદ શહેરના રક્ષણ માટે મીર આબિદને મૂકી પોતે ઉત્તર તથા દક્ષિણ તરફ રહેલા શાહી શત્રુઓ સામે લડવાની તૈયારી કરી. એને ચૌદથી પંદર હજારનું લશ્કર ભેગું થઇ મળ્યું. પાટણના શાહી અમલદારો પાસે બે હજાર માણસો હતાં. શાહી મદદની રાહ જોતા એ લોકોએ પાટણના

૫૩: અકબરનામા ૩–પૃ. ૬૧૩; અહમદી. ગુ. ભા. પૃ. ૧૪૭–૪૮; તબકાતે અકબરી-ઇલિયટ ૫–પૃ. ૪૩૨

૫૪: તબકાતે અકબરી–ઇલિયટ–૫–પૃ. ૪૩૨

૫૫: એ જ પૃ. ૪૩૨–૩૩. અકબરનામા ૩–પૃ. ૬૨૩

કિલ્લાને મજબૂત કરી રક્ષણ કરવાનું નક્કી કર્યું હતું.[૫૬]

### ઉત્તર ગૂજરાતમાં શાહી લશ્કરની નબળાઇ અને લેખક નિઝામુદ્દીનની બહાદુરી

શેરખાન ફુલાદીએ હવે જરા ભારે તૈયારી કરી. જોટાણામાં એના માણસ રાવળિયા ખાસખેલે લડાઇ શરૂ કરી. એની સામે બેગમુહમ્મદખાન રજપૂતને છાજે એવી વીરતાથી લડયો.[૫૭] આ લોકો હવે મેસાણા તરફ આગળ વધ્યા. શેરખાનનો જમાઇ હુસેન એમાં મુખ્ય સરદાર હતો. નિઝામુદ્દીન અહમદના સમજાવ્યાથી પાટણમાં રોકાયેલા શહાબુદ્દીન અને ઇતિમાદખાને પોતાના પુત્ર શેરખાન વગેરે કેટલાક સરદારો સાથે શેરખાન ફુલાદીના લશ્કર સામે લડવા સૈન્ય મોકલ્યું. અહીં ખૂનખાર લડાઇ થઇ તેમાં ફુલાદીનો જમાઇ હુસેન મરણ પામ્યો. તવારીખકાર શાહી જીત થઇ એમ લખે છે, પરંતુ ખાસ કોઇ જીત્યું હોય એમ જણાતું નથી; ફુલાદીના લશ્કરની ખુવારી વધારે થઇ હોય એટલું માત્ર સમજાય છે. શાહી લશ્કરે આટલો સામનો પણ નિઝામુદ્દીન બક્ષીની કુનેહ અને બહાદુરીથી કર્યો હતો. ઉત્તર ગૂજરાતમાં થયેલી આ લડાઇનું ખાસ પરિણામ તો એ હતું કે વડોદરા તથા ભરૂચ તરફ કુતુબુદ્દીન મુહમ્મદખાન સામે સુલતાન મુઝફ્ફર મોટું લશ્કર લઇ ગયો હતો ત્યાં શાહી લશ્કર પાટણથી સહાય માટે આવી શક્યું નહિ અને દક્ષિણ ગૂજરાતમાં સુલતાનનું બળ વધતું ગયું. પાટણના બાદશાહી અમલદારો અમદાવાદ સુધી આવવા પણ શક્તિ ભેગી કરી શકયા નહિ. લેખક નિઝામુદ્દીને અમદાવાદ ઉપર ચડાઇ કરવા સલાહ આપી, પણ પાટણના ઢીલા સરદારોએ માન્યું નહિ.[૫૮] આ બધા સમાચાર અકબરને મળી રહ્યા હતા એટલે એણે મિરઝાં

૫૬: એ જ પૃ. ૪૩૨; અહમદી પૃ. ૧૪૮. સુલતાન મુઝફ્ફર પાસે જે લશ્કર ઊભું થયું હતું તેમાં રજપૂતો અને કોળીઓ મુખ્ય હતા. આ લશ્કરનો ઉલ્લેખ કરતાં અહમદીનો લેખક એ બધા જોડાનારાઓને ગૂજરાતના ગપ્પીઓ કહે છે. આમાં એટલી વાત સાચી કે મુઝફ્ફરને જોડાયેલું લશ્કર નિયમિત રીતે કેળવાયલું નહોતું અને ઘણા તો લૂંટ મળવાના લોભથી જોડાયા હતા. મોટું લશ્કર છતાં નાના બાદશાહી લશ્કરથી આખરે સુલતાનની હાર થઇ તેનું કારણ આ હોઇ શકે. પરંતુ આ છેલ્લી લડાઇઓનાં વર્ણન જોતાં મુઝફ્ફર સુલતાન હવે હોશિયાર થઇ ગયો હતો એટલું તો લાગ્યા વગર રહેતું નથી.

૫૭: અહમદી ગુ. ભા. પૃ. ૧૪૮; અકબરનામા ૩-પૃ. ૬૨૩. શેરખાનના માણસનું નામ અહમદી ઓલિયો લખે છે તે ભૂલ લાગે છે. અકબરનામામાં ઉપર મુજબ નામ છે. અકબરનામા આ વર્ણનમાં લખે છે કે બેગમુહમ્મદખાન (ભોકાઇ) રજપૂતની પેઠે દૃઢ નિશ્ચયથી in a determined manner લડયો એ શબ્દો સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વના છે અને રજપૂતોની લડવાની રીત બતાવી આપે છે.

૫૮: તબકાતે અકબરી, ઇલિયટ ૫-પૃ. ૪૩૩. બદૌની પણ આ વાતને ટેકો આપે છે કે

અબ્દુર્રહીમખાનની સરદારી નીચે રાય દુર્ગાદાસ, રાય મુનકરણ, મેદનીરાય વગેરે હિંદુ સરદારોને નીમી એક લશ્કર મોકલ્યું. કલીજખાનને માળવાથી મદદ મેળવવા મોકલ્યો અને કુતુબુદ્દીન મુહમ્મદખાનને ભરૂચમાં તાકીદે મદદ મળે એવો હુકમ કર્યો.[૫૯]

## વડોદરાની લડાઈ

ખંભાતમાં સૈયદ દોલતે નાણાંની મોટી રકમ ભેગી કરી ચાર હજાર સવારનું લશ્કર તૈયાર કર્યું. એણે મુઝફ્ફરને નાણાંની મદદ મોકલી. સુલતાને એને રુસ્તમખાનનો ખિતાબ આપી જ્યારે બોલાવે ત્યારે આવવા તૈયાર રહેવું એમ કહેવડાવ્યું.[૬૦] હવે જ્યારે સુલતાને કુતુબુદ્દીન મુહમ્મદખાન ઉપર લડાઈ કરવા વડોદરા તરફ કૂચ કરી ત્યારે સૈયદ દોલત નડિયાદ આવીને મળ્યો. સુલતાન મુઝફ્ફર પાસે આ વખતે રજપૂતો અને કોળીઓનું આશરે વીસ હજાર જેટલું લશ્કર ભેગું થઇ ગયું હતું. કુતુબુદ્દીન પાસે વધુ બળ હતું નહિ, અને મુઝફ્ફર મહી નદી પાર કરી શકે નહિ તે માટે બે અમલદારોને એક હજાર માણસો આપી ખાનપુર વાંકાનેરના ઘાટ ઉપર રક્ષણ માટે નીમ્યા.[૬૧] પોતે જેટલાં માણસો હતા તેને સાથે રાખી વડોદરાના કિલ્લાને મજબૂત કરી શાહી મદદ આવે ત્યાંસુધી ઘેરો ટકાવી રાખવા તૈયારી કરી, પરંતુ એના માણસોમાં એ વિશ્વાસ રાખી શકે એમ હતું નહિ. માણસો અંદરથી ફૂટતા જતા હતા અને મુઝફ્ફર સાથે સંદેશા ચલાવતા હતા. મુઝફ્ફર મોટા લશ્કર સાથે ઘેરો ઘાલવા આવ્યો હતો અને પોતાની સાથે અમદાવાદથી તોપો પણ લાવ્યો હતો.[૬૨] તોપમારા સામે કુતુબુદ્દીનથી ટકી શકાય એમ હતું નહિ.

---

અમદાવાદ જવાની જરૂર ખૂબ જ હતી. અબુલફઝલ: અકબરનામા ૩–પૃ. ૬૨૪માં માત્ર એટલું જ લખે છે કે "અમદાવાદ જવું જોઈતું હતું તે ન ગયા." તબકાત તો તેના લેખકે અમદાવાદ નાસી ગયેલા શેરખાનની પૂંઠે જવા પોતે ખૂબ આગ્રહ કરેલો પણ ઇતિમાદખાન વગેરેએ માન્યું નહિ એમ સ્પષ્ટ લખે છે.

૫૯: અકબરનામા ૩–પૃ. ૬૧૩–૧૪

૬૦: અહમદી પૃ. ૧૪૮; અકબરનામા ૩–પૃ. ૬૧૩–૧૪. સૈયદ દોલતને કલ્યાણદાસ બકાલનો નોકર કહ્યો છે. એણે લૂંટથી ખંભાતમાંથી મોટી રકમ ભેગી કરી. એમાંથી ચૌદ લાખ ખાજા ઇમાદુદ્દીન હુસેન (રોઝતતાહીરીનના લેખકનો પુત્ર) ભરૂચ લઈ ગયો અને કુતુબુદ્દીનખાનને આપ્યા.

૬૧: અહમદી: ૧૪૮–૪૯; અકબરનામા ૩. પૃ–૩૨૭. એમાં સૈયદ દોલત ચાર હજારના લશ્કર સાથે નડિયાદ આવ્યો એમ કહે છે. તબકાતમાં આ વર્ણન બરોબર નથી કરેલું.

૬૨: સિકંદરી ગુ. ભા. પૃ. ૪૬૪–૬૫. એમાં વડોદરાનો કિલ્લો તોપોથી જમીનદોસ્ત કર્યો એમ લખે છે. અહમદી પૃ. ૧૪૯–૫૦માં ફૂટેલા માણસોના સંદેશાનું વિસ્તૃત વર્ણન છે.

આમ શાહી સરદારે વીસ દિવસ સુધી ઘેરો ટકાવી રાખ્યો. છેવટે પોતાનું બળ નથી એમ ખાતરી થઈ. ચરકાસ રૂમી વગેરે શાહી લશ્કરના માણસોએ મુઝફ્ફરને છૂપા સંદેશા મોકલાવ્યા કે સુલેહને બહાને પોતાને તથા ઝૈનુદ્દીન કંબુ અને સૈયદ જમાલ વગેરેને બોલાવી પોતાને કેદ કરવાનો દેખાવ કરી કંબુને મારી નાંખવો, એટલે કુતુબુદ્દીન લડાઇ ચાલુ રાખવાની હિંમત કરશે નહિ.[૬૩]

## સુલતાને વડોદરા અને ભરૂચ લીધું

સુલતાન મુઝફ્ફરે આ ફૂટેલા માણસોના કહેવા પ્રમાણે કુતુબુદ્દીનખાનને સંદેશો મોકલ્યો, અને એ પ્રમાણે સુલેહ માટે પાંચ જણને મોકલવામાં આવ્યા. ચરકાસ રૂમીની સલાહ મુજબ પાંચેને સુલતાને કેદ કર્યા. એમાં ઝૈનુદ્દીન કંબુને બીજે દિવસે હાથીના પગતળે કચરાવી નાંખ્યો, સૈયદ જલાલને સૈયદ અહમદ બુખારીએ લાગવગ વાપરી બચાવી લીધો.[૬૪] વસ્તુસ્થિતિ વિપરીત જોઈ કુતુબુદ્દીનખાને હવે જાતે તાબે થવાનું યોગ્ય માન્યું અને જો સુલતાન મને અભયદાન આપે તો હું હજ કરવા યાત્રાએ જઈશ એમ કહી પરવાનગી માંગી. આ અભયદાન પવિત્ર કુરાનના સોંગદ ખાઇને મુઝફ્ફરે આપ્યું.[૬૫] કુતુબુદ્દીનખાને વડોદરાનો કિલ્લો સુલતાનને સ્વાધીન કર્યો. આ બનાવ તા. ૨૩ સપ્ટેમ્બર ૧૫૮૩ને રોજ બન્યો. આ લડાઇમાં વડોદરાનો કિલ્લો જમીનદોસ્ત થયો.[૬૬] આમ છતાં જ્યારે કુતુબુદ્દીનખાન મુઝફ્ફર પાસે હાજર થયો ત્યારે કેટલાક માણસોના ચડાવ્યાથી એને એના ભાણેજ જલાલુદ્દીન મુહમ્મદ સાથે કેદ કરીને બેઉને થોડા સમય પછી મારી નાખ્યા.[૬૭] સુલતાન બે દિવસ વડોદરામાં રહી કુતુબુદ્દીનખાનની માલમિલકત ભરૂચમાં હતી તે હાથ કરવા ભરૂચ ગયો. ભરૂચના કિલ્લામાં પણ માણસો ફૂટીને મુઝફ્ફર સાથે

---

૬૩: અહમદી પૃ. ૧૪૯–૫૦; અકબરનામા ૩–પૃ. ૬૨૭. તબકાતમાં કુતુબુદ્દીન વીરની પેઠે ન લડ્યો તેથી હાર્યો એમ લખે છે.

૬૪: અહમદી ગુ. ભા પૃ. ૧૫૦; અકબરનામા ભા. ૩–પૃ. ૬૨૮; તબકાતે અકબરી–ઇલિયટ ૫–પૃ. ૪૩૩; સિકંદરી ગુ. ભા. પૃ. ૪૬૪

૬૫: અકબરનામા ૩–પૃ. ૬૨૮; તબકાતે અકબરી–ઇલિયટ ૫–પૃ. ૪૩૩. ઝૈનુદ્દીન કંબુ મોરચા ગોઠવવામાં એકદિલથી કામ કરતો હતો.

૬૬: અકબરનામા ૩–પૃ. ૬૨૮; સિકંદરી ગુ. ભા. પૃ. ૪૬૪. તોપોથી વડોદરાનો કિલ્લો તોડી પાડયાનું સિકંદરીમાં લખે છે. વડોદરાનો આ કિલ્લો કયાં હશે તેનો પત્તો લાગ્યો નથી.

૬૭: અહમદી પૃ. ૧૫૦; અકબરનામા ૩–પૃ. ૬૨૮; સિકંદરી પૃ. ૪૬૪; તબકાતે અકબરી, ઇલિયટ ૫–પૃ. ૪૩૩. તબકાતમાં કુતુબુદ્દીનને રાજપીપળાના રાજાના કહેવાથી મારી નાખ્યો એમ લખે છે અને એનું નામ તરવારી લખે છે. બદૌની લખે છે કે મુઝફ્ફરે કુતુબુદ્દીનને પહેલાં તો સારું માન આપ્યું, પણ પછીથી મારી નંખાવ્યો.

મળી ગયેલા હતા. કોટવાલે કિલ્લાની કૂંચીઓ સુલતાનને સોંપી દીધી. કુતુબુદ્દીનખાનનો મોટો ખજાનો અને ખંભાતથી જે નાણાંની રકમ ભરૂચ આવી હતી તે બધું સુલતાનના હાથમાં આવ્યું. મુઝફ્ફર પંદર દિવસ ભરૂચમાં રહ્યો.[૬૮] આ બધા ખબર અકબરને મળ્યા હતા અને એના હુકમથી મિરઝાં અબ્દુર્રહીમખાન લશ્કર લઈ આવી રહ્યો હતો. ગૂજરાતના લશ્કરનો ઘણો ભાગ મુઝફ્ફરને મળી ગયો હતો. નવરંગખાનની મા પણ ભરૂચમાં રહેતી હતી. તેનાં માણસો પણ મુઝફ્ફરને મળી ગયા. આ સમાચાર સુલતાનને ભરૂચ મુકામે મળતાં એણે તુરત અમદાવાદનું રક્ષણ કરવા કૂચ કરી. સુલતાને અમદાવાદમાં રહી રક્ષણની તથા પોતાની માલમિલકતની વ્યવસ્થા કરી.[૬૯]

### મિરઝાંખાનનું શાહી લશ્કર સાથે આવવું

મિરઝાં અબ્દુર્રહીમખાન ઝાલોર થઈ શિરોહી થઈ ગૂજરાત તરફ આવી રહ્યો હતો. રસ્તાનાં સ્થળોમાંથી બાદશાહી સરદારો એની મદદમાં આવી રહ્યા હતા. તબકાતે અકબરીનો કર્તા નિઝામુદ્દીન અહમદ પાટણથી મિરઝાંખાનને ઝડપથી આવવાના પત્રો લખતો હતો. મિરઝાં શિરોહી સુધી આવી પહોંચ્યો છે એ ખબર મળતાં લેખક નિઝામુદ્દીન એને સામો મળીને તેડી લાવવા શિરોહી તરફ ગયો.[૭૦] મિરઝાંએ વસ્તુસ્થિતિ સમજીને તા. ૩૧મી ડિસેમ્બર ૧૫૮૩ને રોજ પાટણ આવી, પાટણમાં માત્ર એક જ દિવસ રોકાઈ, અમદાવાદ તરફ ઝડપી કૂચ કરી. ઇતિમાદખાન પાટણમાં જ રહ્યો. વડોદરા અને ભરૂચની હકીકત તથા કુતુબુદ્દીનખાનની થયેલી દુર્દશાની એને ખબર મળી હતી, પરંતુ એણે કુનેહ વાપરી એ માઠા સમાચાર એના લશ્કરના બીજા સરદારોને કહ્યા નહિ, જેથી લશ્કરમાં નાસીપાસી ઉત્પન્ન થાય નહિ. કલીજખાનના તાબામાં સુરતનો કિલ્લો હતો તેને માળવાના લશ્કર સાથે મળીને, સુલતાને

---

૬૮: અહમદી પૃ. ૧૫૦; અકબરનામા ૩–પૃ. ૬૨૯. એમાં અબુલફઝલ લખે છે કે ખંભાતથી મુઝફ્ફરે લૂંટ કરીને પૈસા મેળવ્યા હતા. આ વાત ખરી હોય તોપણ તેને બીજો આધાર નથી. મુઝફ્ફર તરફ લોકોનો ભાવ હતો એટલે એ પ્રજાની ખુલ્લી લૂંટ કરે એ મનાતું નથી. છતાં બીજું કોઈ લૂંટે તો રોકવાની શક્તિ એનામાં હતી નહિ. તબકાતે અકબરી-ઇલિયટ ૫–પૃ. ૪૩૩–૩૪. તબકાત તો લખે છે કે ખંભાતમાં શાહી તિજોરીમાં ચૌદ લાખ રૂપિયા હતા તે ભરૂચ લાવવામાં આવેલા તે મુઝફ્ફરે લીધા. સિકંદરી પૃ. ૪૬૫.

૬૯: અહમદી પૃ. ૧૫૧. એમાં સુલતાનની મિલકત આડીઅવળી થઈ ગઈ હતી એમ લખે છે. એકંદરે જેને જે મળ્યું તે લૂંટવાનું માનસ એ સમયે ગૂજરાતમાં બધે હોય એમ લાગે છે. તબકાત પૃ. ૪૩૪.

૭૦: તબકાતે અકબરી-ઇલિયટ ૫. પૃ–૪૩૪. એમાં લેખક પોતે ગયો એમ લખે છે. અહમદી: પૃ. ૧૫૧. એમાં ખાજગી તાહીરને સામો મોકલ્યો એમ લખે છે.

મુઝફ્ફર ભરૂચમાં હતો ત્યારે, દક્ષિણ તરફથી ચડાઇ કરવા ફરમાન આવેલું, પરંતુ એ સૈન્ય સુલતાનના ભયથી નંદરબાર–સુલતાનપુર આગળ અટકી ગયું હતું.[૭૧] ઈડરનો નારાયણદાસ આ વખતે બાદશાહી લશ્કર સાથે હતો. બાદશાહી લશ્કર પાસે હાથીની સંખ્યા સારી હતી.[૭૨]

## સુલતાન અને મિરઝાંખાન વચ્ચે સરખેજ પાસે લડાઈ

સુલતાન મુઝફ્ફરે શાહી લશ્કર મિરઝાંખાનની સરદારી નીચે આવી રહ્યું છે એ સમાચાર જાણ્યા ત્યારે એ પોતાનું બળ એકઠું કરી, શહેરમાંથી નદી ઊતરી ઉસમાનપુર પાસે આવેલા મહમૂદનગર આગળ લડાઈ માટે તૈયાર થઇને ઊભો. એની જમણી પાંખની સરદારી શેરખાન ફુલાદી પાસે હતી અને ડાબી પાંખની લૂણોજી કાકી પાસે હતી, તોપો પણ સારા પ્રમાણમાં રાખી હતી.[૭૩] બીજી બાજુથી મિરઝાંખાન સીધો સરખેજ બાજુ ગયો અને ત્યાં છાવણી નાખી. શાહી લશ્કરે શત્રુઓમાં ભય ફેલાવવા અને પ્રજામાં વિશ્વાસ પ્રેરવા ઉત્સાહ પ્રેરતું એક ખોટું શાહી ફરમાન બનાવ્યું અને અકબર પોતે સૈન્ય લઇને આવે છે એવી વાતો ચલાવી. બીજી બાજુથી માળવાથી શાહી લશ્કર મદદ માટે આવી રહ્યું છે એવી વાતો પણ ચલાવી.[૭૪] આ બધી વ્યૂહરચનાઓ થતી હતી, માળવાનું લશ્કર આવ્યું નહોતું, અને મિરઝાંખાન કરતા મુઝફ્ફર પાસે લશ્કરી બળ વધારે હતું. મિરઝાંખાને સરખેજ પાછળ રક્ષણ માટે કાચા કિલ્લાના જેવો બંધ બાંધી પોતાની છાવણીમાંથી હુમલા કરવાની યોજના કરી હતી.[૭૫] આ જોઈ મુઝફ્ફરે મહમૂદ-

૭૧: તબકાતે અકબરી–ઇલિયટ ૫–પૃ. ૪૩૪.

૭૨: અકબરનામા ૩–પૃ. ૬૩૧–૩૩. અકબરની સામે આજ સુધી બળવો કરી રહેલો ઈડરનો રાજા આ વખતે મુઝફ્ફર સાથે જોડાવાને બદલે અકબરને પક્ષે રહ્યો એ જરા નવાઈ જેવું છે. ઇતિમાદખાન પાટણ રહ્યો ને શાહી લશ્કર સાથે ન આવ્યો એ એના ચારિત્ર્યનું ખાસ સૂચક ચિહ્ન છે. ડરને લીધે કે મુઝફ્ફર કદાચ વિજય પામે તો ફરી બેસાય એ કારણે ન આવ્યો તે કહેવું મુશ્કેલ છે. એને માટે બન્ને શક્ય છે.

૭૩: એ જ, પૃ. ૬૩૩

૭૪: એ જ, પૃ. ૬૩૩

૭૫: એ જ, પૃ. ૬૩૩. બન્ને પક્ષે કેટલી સંખ્યામાં લશ્કર હતું તે નક્કી થતું નથી. તવારીખો જુદા જુદા આંકડા લખે છે. અકબરનામા એક જગ્યાએ શાહી લશ્કરની સંખ્યા ઓછી લખી બીજી જગ્યાએ દસ હજારની લખે છે. એ જ પ્રમાણે એ ગ્રંથ મુઝફ્ફર પાસે પણ ઓછી સંખ્યા કહી પછી ચાળીસ હજાર સૈનિકો અને એકલાખ પાયદળ હતું એમ (પૃ. ૬૮૫) લખે છે. એ અર્થ વગરનું લાગે છે. એટલી મોટી સંખ્યા હોવાનો સંભવ જ નથી. સૈનિકો અને પાયદળનો ભેદ પાડ્યો નથી. લશ્કરી મજૂરો, વેઠિયા વગેરેનો સમાવેશ કર્યો હશે. અબુલફઝલનો ઈરાદો સમજાય તેવો છે. એ લખે છે કે આવડું મોટું લશ્કરછતાં સુલતાન હાર્યો.

નગરથી સૈન્ય ઉઠાવી નદી ઓળંગી સરખેજની સામેપાર શાહવાડી પાસે આવેલી શાહ ભીખણની દરગાહ પાસે પડાવ નાંખ્યો. સામસામી ટુકડીઓ છૂટી પડી એકબીજા ઉપર હુમલા કરતી, આમ કરવામાં રીતસરનો ગોઠવાયેલા વ્યૂહ પ્રમાણેનો હુમલો થઇ શક્યો નહિ. મુઝફ્ફરની સેનામાં કાંઈ વ્યવસ્થા જેવું રહ્યું નહિ. બાદશાહી લશ્કરને પણ વહેંચાઈ જવું પડયું.[૭૬] સુલતાન મુઝફ્ફર પોતાના સૈન્યની સંખ્યાના બળમાં વિશ્વાસ રાખતો હતો ને મિરઝાંખાન સાથે લડાઇમાં સામો આવ્યો. મિરઝાં પાસે આ વખતે ત્રણસો સવાર અને સો હાથી હતા. બીજા સાથીદારોની સલાહ નહોતી છતાં પણ એણે હિંમતથી લડાઇમાં ઝંપલાવ્યું. લેખક નિઝામુદ્દીનને સરખેજની જમણી બાજુથી ફરીને મુઝફ્ફરના સૈન્ય ઉપર પાછળથી હુમલો કરવા મોકલ્યો. રાય દુર્ગાદાસ ડાબી પાંખ તરફથી લડી રહ્યો હતો તેનો ટેકો નિઝામુદ્દીનને મળ્યો.[૭૭] લડાઈ જોરમાં ચાલતી હતી એવામાં મિરઝાંખાનના કેળવાયેલા હાથીઓમાંથી કેટલાક છૂટા પડીને મસ્તીએ ચડયા, એથી મુઝફ્ફરના લશ્કરમાં અવ્યવસ્થા અને ગભરાટ ફેલાયાં. એક શેરમાર નામના હાથીએ અને બીજા કેટલાક હાથીઓએ ખૂબ બહાદુરી કરી. ખુવારી બન્ને પક્ષે સારી થઇ. મિરઝાંખાનનો વકીલ ખઝર આગા અને સૈયદ હાસિમ માર્યા ગયા. સુલતાનના પક્ષની ખુવારી ભારે હતી. આ લડાઇમાં આખરે સુલતાન હાર્યો, અને અમદાવાદ તરફ ન જતાં મહી નદીને કાંઠે આવેલા મામુરાબાદ તરફ નાઠો. આમ બુધવારે શરૂ થયેલી લડાઇ શુક્રવારે એટલે લગભગ ત્રણ દિવસમાં પૂરી થઈ.[૭૮] મિરઝાંખાન વિજય મેળવી અમદાવાદ શહેરમાં આવ્યો અને પ્રજાજનના સંતોષ ખાતર સર્વેને માફી આપતો ઢંઢેરો જાહેર કર્યો. તા. ૮ ફેબ્રુઆરીના રોજ આ વિજયથી અમદાવાદમાં ખુશાલી થઇ રહી અને હર્ષના પોકાર થઈ રહ્યા.[૭૯]

૭૬: અહમદી પૃ. ૧૫૨. મોટું લશ્કર છતાં મુઝફ્ફરના માણસો યુદ્ધની તાલીમ વિનાના હતા; શાહી લશ્કર કેળવાયેલું હતું.

૭૭: તબકાતે અકબરી, ઇલિયટ ૫-પૃ. ૪૩૪-૩૫. લેખક યુદ્ધમાં પોતે લીધેલા ભાગનો ઉલ્લેખ કરે છે. બીજી તવારીખોમાં એ નથી.

૭૮: અકબરનામા ૩-પૃ. ૬૩૪-૩૫; અહમદી પૃ. ૧૫૨-૫૩. લડાઈની બન્ને પક્ષની છાવણીઓની તારીખો અને સામસામી યુદ્ધ ચાલ્યું તેની તારીખો ઈસ્લામી મહિના પ્રમાણે અહમદીમાં આપેલી છે.

૭૯: તબકાતે અકબરી-ઇલિયટ ૫-પૃ. ૪૩૫. એમાં આ ઢંઢેરાનો ઉલ્લેખ કરેલો છે. વિજયને બીજે જ દિવસે સવારે મિરઝાંખાને અમદાવાદ શહેરમાં પ્રવેશ કર્યો. અકબરનામા, ૩૩૫-૩૬.

## શાહી લશ્કરનો વિજય—મધ્યગૂજરાતમાંથી બળવાખોરોને હાંકી કાઢયા

હવે માળવાથી જે લશ્કર ગૂજરાતના શાહી લશ્કરની મદદ માટે આવી રહ્યું હતું તે ખરા યુદ્ધ વખતે તો કામ લાગ્યું નહિ. મુઝફ્ફર શાહ સરખેજ આગળ હાર્યો તે જ દિવસે માળવાનું સૈન્ય વડોદરા આવી પહોંચ્યું. એમાં કલીજખાન, નવરંગખાન, શરીફખાન વગેરે મોટા શાહી સરદારો હતા. મિરઝાંખાનની અમદાવાદ પાસે થયેલી ફતેહના સમાચાર મળતાં આ લશ્કરે વડોદરામાં મુકામ કર્યો. મિરાતે સિકંદરીનો લેખક માળવાના લશ્કરમાં હતો.[૮૦] મહીના કાંઠા ઉપર મામુરાબાદમાં, વડોદરામાં રહેલું માળવી લશ્કર અને અમદાવાદથી મિરઝાંખાનનું લશ્કર આવી ચડે તો વચ્ચે રહેલા એ સ્થળમાં રહેવું સુલતાન માટે સલામત નહોતું, એટલે એ રહેલા માણસો સાથે ખંભાત ગયો. ખંભાત એનું મુખ્ય થાણું હતું અને ત્યાંથી એને પૈસા તથા માણસોની મદદ મળ્યા કરતી. ખંભાતમાં સુલતાન પાસે પાછા મોટી સંખ્યામાં સૈનિકો ભેગા થઈ ગયા.[૮૧] શાહી સરદારોએ સુલતાનને આ પ્રમાણે ખંભાત જવાની તક આપી અને એનો પીછો ન પકડયો એ યુદ્ધની દૃષ્ટિએ એક રાજદ્વારી ભૂલ થઇ હતી. નવરંગખાનનું હિત ઝડપથી ભરૂચ જવામાં હતું, એટલે શરીફખાનના પુત્ર મિરઝાં ઝાહિદને લઇ એ વડોદરાથી ભરૂચની મુક્તિ માટે ઊપડયો. ભરૂચનો કિલ્લો મુઝફ્ફરના તરફથી હાજી સમકખાન, ચરકાસ રૂમી, તથા નસીરખાનના હાથમાં હતો. નવરંગખાનને આવતો જાણી એ લોકોએ કિલ્લાને બંધ કરી અંદરથી તોપોનો મારો ચાલુ કર્યો. નવરંગખાન પંદર દિવસ પ્રયત્ન કરવા છતાં ભરૂચ લઈ શકયો નહિ.[૮૨]

આ બધા સમાચાર મિરઝાંખાનને અમદાવાદમાં મળ્યા ત્યારે એણે સુલતાનની પાછળ પડવા નિશ્ચય કર્યો. નવરંગખાનને એણે ભરૂચથી પાછો

---

૮૦: સિકંદરી ગુ. ભા. પૃ. ૪૬૬. આ વખતની લડાઇઓમાં બે તવારીખકારોએ ભાગ લીધો છે. બન્ને જુદી જુદી ટુકડીઓમાં હતા, સમકાલીન પણ હતા, છતાં બન્નેની વિગતોમાં કાંઈક ફેર દેખાય છે, તેથી ગૂંચવાડો ઊભો થાય છે. તબકાતમાં (પૃ. ૪૩૫) કલીજખાન અમદાવાદ ગયો અને મુઝફ્ફર વડોદરા ગયો એ સમાચાર બરોબર લાગતા નથી. વડોદરાના માળવી લશ્કરને લગતી આ વિગતોમાં સિકદરીનું લખાણ ખરું લાગે છે, જ્યારે પોતે ભાગ લીધો છે એવા યુદ્ધમાં નિઝામુદ્દીનનું લખાણ બરોબર છે.

૮૧: તબકાતે અકબરી-ઇલિયટ ૫-પૃ ૪૩૫. એમાં ખંભાતમાં દસ હજાર માણસ ભેગાં થયાં એમ લખે છે, જ્યારે બદૌની બે હજારની સંખ્યા લખે છે. આમ લશ્કરની સંખ્યામાં આધારગ્રંથોમાં બહુ ફેર દેખાય છે.

૮૨: સિકંદરી પૃ. ૪૬૬. અકબરનામામાં અબુલફઝલ સુલતાનને ખંભાત જવા દીધો તે ભૂલ થઈ એવી નોંધ કરે છે. અહમદી, પૃ. ૧૫૩.

ફરી ખંભાત તરફ આવવા લખ્યું. મુઝફ્ફરે શાહી લશ્કરની સામે સૈયદ દોલતને મોકલ્યો તે ધોળકા આવ્યો, જ્યારે બીજી ટુકડીને મામુરાબાદ તરફ મોકલી. માળવાના લશ્કરનો અમદાવાદ આવવા ઊપડેલો ભાગ મિરઝાંખાનને બારેજા મુકામે ભેગો થયો. શાહી લશ્કરની આ બધી હિલચાલ અને બન્ને લશ્કરના ભેગા થવાના સમાચાર જ્યારે મુઝફ્ફરને ખંભાતમાં મળ્યા ત્યારે એ હિંમત હાર્યો અને વાસદના અચલ પરમાર પાસે ગયો.[૮૩] શાહી લશ્કર હવે બધી બાજુએ મુઝફ્ફરની ટુકડીઓની પાછળ પડવા તૈયાર થયું હતું. મિરઝાંખાન પોતે વાસદ તરફ ગયો. સૈયદ દોલતની સામે પણ શાહી ટુકડી નવરંગખાન સાથે મોકલવામાં આવી. મુઝફ્ફરશાહ હવે નાસીને રાજપીપળાના ડુંગરો તરફ ગયો. મિરઝાખાને વડોદરા જઈ કાલીજખાન વગેરેને એની પાછળ મોકલ્યા અને પછી પોતે પણ ઊપડ્યો. તા. ૧ માર્ચ ૧૫૮૪ને રોજ આ બીજો વિજય મળ્યો.[૮૪] પરંતુ હજી લડવાનું બાકી હતું. આ યુદ્ધો દરમ્યાન સૈયદ દોલતે શાહી રક્ષકોને હાંકી કાઢી ખંભાતનો ફરી કબજો લીધો. પરંતુ ખોજમ બુરદી નામના મિરઝાંખાનના સરદારે પેટલાદથી ઊપડી ખંભાત એના પાસેથી લઈ લીધું. હવે બળવાખોરો રાજપીપળાનાં જંગલોમાં હતા.[૮૫]

## નર્મદાકાંઠે મુઝફ્ફરનો પરાજય

આ વખતે મિરઝાંખાને મુઝફ્ફરની શક્તિનો નાશ કરવાનો પાકો નિશ્ચય કર્યો હતો. સામે પક્ષે અર્ધ કેળવાયેલા અને ઘણે અંશે વફાદારીની લાગણી વિનાના લોકોની સહાયથી લડતા, મુઝફ્ફરે પણ શાહી અમલદારોનો ગમે તે રીતે સામનો કરવાનો નિશ્ચય કર્યો હતો. કેટલીક જગ્યાઓમાં તો સ્થાનિક સામાન્ય લોકોની સહાનુભૂતિ નવા આવેલા મુઘલો કરતાં જૂના બાદશાહ તરફ પણ વળતી.[૮૬] આમ છતાં પણ એક બે અપવાદ સિવાય

---

૮૩: તબકાતે અકબરી–ઈલિયટ ૫–પૃ. ૪૩૫; અહમદી. ૧૫૩–૫૪; સિકંદરી. પૃ. ૪૬૬.

૮૪: અકબરનામા ૩–પૃ. ૬૩૯–૪૨. વાસદમાં અચલ પરમાર મુઝફ્ફર અને મિરઝાંખાન બન્નેને સાથ આપતો હોવો જોઇએ એ માટે વધુ વિગત મળી નથી.

૮૫: તબકાતે અકબરી–ઇલિયટ ૫–પૃ. ૪૩૫–૩૬; અકબરનામા ૩-પૃ. ૬૪૦–૪૧; સિકંદરી પૃ. ૪૬૬. એમાં આ ડુંગરોનું નામ ઝાંપા લખ્યું છે, જ્યારે અહમદી–પૃ. ૧૫૪માં ઝાંબા લખ્યું છે. ગૂજરાતી તવારીખોમાં આ નામ છે, જે અકબરની તવારીખોમાં નથી.

૮૬: અહમદી પૃ. ૧૫૩માં લેખક એક સૂચક વાક્ય લખે છે કે મુઝફ્ફરને ખંભાતમાં દસબાર હજાર માણસ મળી ગયાં. એમાં પ્રજા એને જૂનો બાદશાહી વારસ જાણી પ્રજાધર્મની લાગણી બતાવી રહી હતી. મુઝફ્ફરની લડાઇઓમાં ગૂજરાતે જે સાથ આપ્યો તેમાં આ નોંધ ખાસ મહત્ત્વની ગણાય. અબુલફઝલ–અકબરનામા ૩–પૃ. ૬૩૯માં મુઝફ્ફરે ખંભાત-

જે લોકો ખાસ કરીને લશ્કરમાં જોડાઇ સુલતાનને સહાય કરવા મળતા તેમનો ઇરાદો અંગત લાભ માટે જ હતો, એટલે નર્મદાકાંઠે નાંદોદ પાસે મુઝફ્ફરની સહાયમાં પાછું લશ્કર ભેગુ થઇ ગયું.[૮૭] આ બાજુથી મિરઝાંખાને વડોદરેથી પોતાના સરદારોને એની સામે મોકલી પોતે પણ તૈયારી કરવા માંડી. ઉત્તર અને મધ્ય ગૂજરાતમાં આમ તો બળવાખોરો દેખાતા નહોતા, છતાં પણ ભરૂચનો કિલ્લો હજી પણ જીતી શકાયો નહોતો. નર્મદાકાંઠે મુઝફ્ફરના વધતા જતા જોરનો સામનો ત્વારાથી કર્યા સિવાય બીજો ઉપાય નહોતો. ગૂજરાત અને માળવાના શાહી લશ્કરની બળવાન ટુકડીઓને સુલતાનની સામે મોકલવામાં આવી.

હવે નાંદોદ પાસેના નર્મદાકાંઠાના ડુંગરોમાં યુદ્ધની શરૂઆત થઇ. આ વખતે શાહી લશ્કરમાંથી અતાલીક બહાદુર મુઝફ્ફર સાથે મળી ગયો એટલે મિરઝાંખાને એની સાથે સંબંધ ધરાવતા સાન બહાદુર ઉઝબેકને કેદ કર્યો.[૮૮] આ યુદ્ધની વ્યૂહરચનામાં શરીફખાન અને નવરંગખાનને જમણી બાજુ અને ટોલકખાન તથા કલીજખાનને ડાબી બાજુ નીમ્યા. પાઇન્દ મુહમ્મદખાનને અગ્ર ભાગમાં રાખ્યો. તબકાતના લેખક નિઝામુદ્દીનને શત્રુના ઉપર કઇ બાજુથી હુમલો કરવો ઠીક પડશે તેની તપાસ કરવા મોકલ્યો.[૮૯] માળવાથી આવેલા લશ્કરે પહેલાં થયેલી લડાઇઓમાં ભાગ લીધો નહોતો એટલે એનો મોટો ભાગ આ યુદ્ધમાં ઉપયોગમાં આવ્યો. જંગલ અને ડુંગરાઓમાં ભારે ઝપાઝપી થઈ.[૯૦] મુઝફ્ફરના માણસોએ પણ સારી બહાદુરી બતાવી, અને બંદૂકની ગોળીઓ તથા તીરોના વરસાદથી બન્ને બાજુ સારી ખુવારી થઇ. લેખક નિઝામુદ્દીને પોતાના ચૂંટી કાઢેલા માણસો સાથે લઇ ડુંગર બાજુ સુલતાનના સૈન્ય ઉપર હુમલો કર્યો અને પોતાના થોડા માણસોને

માં વેપારીઓ પાસેથી જુલમથી પૈસો લીધો એમ લખે છે. આમાં અહમદીની ઉપરની નોંધ જોતાં કેટલું માનવું તે મુશ્કેલ છે.

૮૭: તબકાતે અકબરી, ઇલિયટ ૫–પૃ. ૪૩૬. આ વખતે નવરંગખાન સાથે એક ટુકડી સૈયદ દોલત સામે મોકલવામાં આવી હતી, કારણ કે એ સૈયદે ખંભાતમાં ફરી સત્તા જમાવી હતી.

૮૮: એ જ. પૃ-૪૩૬

૮૯: એ જ. પૃ-૪૩૬. આ લડાઈ સામાન્ય ઝપાઝપી કરતાં વધારે મોટી અને ગંભીર જણાય છે. સરખેજ આગળની લડાઇ જેટલું જ એનું મહત્ત્વ છે. આ યુદ્ધનું વર્ણન સિકંદરી અહમદી વગેરેએ ટૂંકામાં પતાવ્યું છે. તબકાતમાં વિગત વધારે છે.

૯૦: સિકંદરી, પૃ. ૪૬૬

મોકલી કલીજખાન જલદીથી સહાય માટે આવે એમ કહેવડાવ્યું. કલીજખાનના આવવાથી સુલતાન જરા પાછો તો પડ્યો, પણ એને બીજી સહાય આવી મળવાથી ટોલકખાન તથા કલીજખાનને એણે પાછા હઠાવ્યા. આ વખતે શાહી લશ્કરની સ્થિતિ બગડતી હતી એટલે કુનેહ વાપરીને લેખક નિઝામુદ્દીને મિરઝાંખાનને સંદેશો મોકલ્યો: તોપોવાળા હાથીઓને જલદીથી મોકલો જેથી ડુંગરોમાં લડવાનું ફાવી શકે. આ હાથીનું તોપદળ જ્યારે આવી પહોંચ્યું ત્યારે મુઝફ્ફર જ્યાં રહી લડતો હતો તેના ઉપર શાહી સરદારોએ તોપમારો ચલાવ્યો. બીજી બાજુથી નવરંગખાન મદદે ધસી આવ્યો. આ તોપમારાથી મુઝફ્ફરનું લશ્કર ભાગીને વિખેરાઈ ગયું.[૯૧] ખુવારી તો બન્ને પક્ષે મોટી થઇ હતી છતાં સુલતાનનાં ઘણાં માણસો માર્યાં ગયાં. સુલતાન હિંમત હારીને ઉત્તર ગૂજરાત તરફ નાઠો અને પાછળ પડેલા શાહી સૈન્ય સામે ન ટકી શકવાથી છેવટે સૌરાષ્ટ્રમાં લૂણાજી કાઠી પાસે જઇને રહ્યો.[૯૨]

## ગૂજરાતમાં ટૂંકા વખત માટે શાંતિ

આમ શાહી સૈન્યને ગૂજરાતમાં તાત્કાલિક વિજય તો પ્રાપ્ત થયો. ગૂજરાતના બળવાના સમાચાર અકબરને મળ્યા ત્યારે પ્રયાગ તીર્થમાં ત્રિવેણી સંગમ ઉપર એક મોટો કિલ્લો એણે બંધાવેલો તેમાં એણે ચાર માસ નિવાસ કર્યો હતો અને એ જગ્યાનું નામ ઇલાહાબાદ (અલ્લાહાબાદ) આપ્યું હતું. ગૂજરાતના માઠા સમાચાર, કુતુબુદ્દીન મુહમ્મદખાનનું અવસાન વગેરે સમાચાર બાદશાહને ત્યાં મળ્યા ત્યારે એણે આગ્રા પાછા જઈ ગૂજરાત પોતે જાતે જવાનો વિચાર કર્યો.[૯૩] એવામાં મિરઝાંખાનના આ વિજયના શુભ સમાચાર મળ્યા. વિજયની ખુશાલીમાં એણે મિરઝાંખાનને પાંચહજારી મનસબ અને

---

૯૧ : તબકાતે અકબરી, ઇલિયટ ૫–પૃ. ૪૩૬. એમાં લેખકે ખાસ ભાગ લીધાના પોતે ઉલ્લેખો કરે છે. એમાં ડુંગરી લડાઈમાં હાથીનું તોપખાનું મંગાવ્યું અને એનાથી સુલતાનનું લશ્કર વિખેરાયું એ યુદ્ધની એ સમયની રીતમાં એક નોંધપાત્ર બીના છે. મોટી તોપો કિલ્લો તોડવા વપરાતી, જ્યારે આ તોપો નાની હતી. એને માટે હાથીનાલ એવો શબ્દ વાપરેલો છે. હાથીઓ પણ એના અવાજથી અને આંચકાથી ટેવાયેલા હોવા જોઇએ.

૯૨ : અહમદી–પૃ. ૧૫૫માં ઈડર તરફ નાઠો એમ લખે છે. સિકંદરી સૌરાષ્ટ્ર તરફ ગયો એમ ટૂંકેથી પતાવે છે, જ્યારે તબકાત–પૃ. ૪૩૭માં ચાંપાનેર થઈ, વીરપુર થઈ, ઉત્તર ગૂજરાતમાંથી ઝાલાવાડ તરફ જઈ ગોંડલમાં જઇને રહ્યો એમ લખે છે. સિકંદરી લૂણિયા કાઠીના ખેરી ગામમાં જઇને રહ્યો એટલું જ લખે છે (પૃ. ૪૬૭).

૯૩ : તબકાતે અકબરી, ઇલિયટ ૫–પૃ. ૪૩૭. અકબરે આગ્રાથી વહાણમાં અલ્લાહાબાદ

એના પિતાનો ખાનખાનાન ખિતાબ આપ્યો. બીજા અમીરોને પણ સંતોષ્યા. લેખક નિઝામુદ્દીન બક્ષીને પગાર વધારી એક ઘોડો અને ઝભ્ભો ભેટ આપ્યા.[૯૪] ગૂજરાતમાં આમ તત્કાલ બળવો શાંત થયો હતો છતાં ભરૂચ હજી મુઝફ્ફરના માણસોના હાથમાં હતું. સાત મહિનાથી કિલ્લાનો ઘેરો ચાલુ હતો, પણ કાંઈ પરિણામ આવ્યું નહોતું. મિરઝાંખાને નવરંગખાન, કલીજખાન વગેરે સરદારોને ભરૂચ તરફ મોકલ્યા. કિલ્લાનું રક્ષણ નસીરખાન તથા ચરકાસખાન રૂમી કરી રહ્યા હતા. કિલ્લાની અંદરના લોકો લાંબા ઘેરાથી કંટાળી ગયા હતા. એક ફૂટેલા માણસે અંદરથી આવી શાહી સરદારોને ખબર કહી કે તમે હિમ્મત કરી દરવાજા સુધી આવો તો અમે દરવાજો અંદરથી ખોલી દઈશું. છેવટે એ પ્રમાણે થયું. ચરકાસ રૂમી નાસવા જતાં એનો ઘોડો નર્મદાના કાદવમાં ફસાયો અને એ પકડાયો. એને દેહાન્તની શિક્ષા કરવામાં આવી. નસીરખાન અધમૂઆ જેવો નાસી ગયો. ભરૂચનો કિલ્લો શાહી અમીરોના હાથમાં આવ્યો.[૯૫]

આ પ્રમાણે તળ ગૂજરાતમાં બળવો શમ્યો એમ જણાયું. શાહી અમીરો એવું ધારીને અમદાવાદ પાછા ફર્યા. આ આખાયે વર્ષમાં નાની મોટી લડાઈઓ અને અશાંતિને લીધે નાની મોટી જાગીરોની વસૂલાત પણ ઓછી આવી હતી અને સરકારી અમલદારો અને સિપાઈઓની હાલત પણ બગડી હતી.[૯૬] ખાનખાનાન મિરઝાંખાનને દેશની વ્યવસ્થા ઉપર ખાસ ધ્યાન આપવાનું હતું; અને અમદાવાદ આવી એણે પ્રથમ એ કાર્ય હાથમાં લીધું.[૯૭] મુઝફ્ફર અને એના માણસો મીર આબિદ વગેરેએ નાસતાં નાસતાં મહુધા ગામ પાસે પણ તોફાન કર્યું હતું, પણ ખાનખાનાને શાદમાન બેગ તથા મકસૂદ આગાને

---

આવી ચાર માસ નવા કિલ્લામાં ગાળ્યા. ગૂજરાતના બળવાની ચિંતામાં એણે શિરાઝના અમીર ફતહઉલ્લા નામના નજુમી–જોશીને પૂછ્યું. જોશીએ એ વર્ષમાં બે વિજયો મળશે એમ કહ્યું. ગૂજરાતનો વિજય મળ્યો પણ ખરો. (અબુલફઝલ–અકબરનામા ૩–પૃ. ૬૪૩)

૯૪: તબકાત, પૃ. ૪૩૭. મિરઝાંખાનના ખિતાબ માટે બીજા ગ્રંથો પણ ઉલ્લેખ કરે છે.

૯૫: તબકાતે અકબરી–ઇલિયટ ૫-પૃ.૪૩૭; સિકંદરી ગુ.ભા. પૃ-૪૬૭; અહમદી પૃ-૧૫૫. ભરૂચનો કિલ્લો લેવામાં શાહી સરદારોમાં જૂનો સૂબો શહાબુદ્દીન અહમદખાન પણ હતો એમ જણાય છે. ભરૂચના કિલ્લામાંથી ફૂટીને આવેલા માણસે શહાબુદ્દીનને સમાચાર કહ્યા એમ અહમદી કહે છે. સિકંદરી પણ શહાબુદ્દીનનો ઉલ્લેખ કરે છે અને ભરૂચથી એને માળવા જવાનો બાદશાહી હુકમ મળ્યો હતો એમ વધારામાં કહે છે.

૯૬: અહમદી, પૃ-૧૫૪-૧૫૫

૯૭: એ જ, પૃ-૧૫૪

તે તરફ મોકલી શમાવી દીધું હતું.[૯૮] આ તરફ સુલતાનનો જૂનો સાથી શેરખાન ફુલાદી ધોળકા તરફ હતો તેની સામે લેખક નિઝામુદ્દીનને મોકલ્યો. શેરખાન બકલાના ગરાસિયા પાસે આશ્રય લેવા ગયો.[૯૯] ગુજરાતમાં તાત્કાલિક શાંતિ દેખાવા છતાં મુઝફ્ફર સૌરાષ્ટ્રમાં નાસી ગયો તે પછી અકબરની સત્તા સામે ફરી ચક્રો ગતિમાન થવા લાગ્યાં.

૯૮: એ જ, પૃ.૧૫૪-૫૫

૯૯: એ જ, પૃ.૧૫૫. નિઝામુદ્દીનને મોકલ્યાનો ઉલ્લેખ અહમદીમાં છે, પણ એ લેખક પોતે એ બાબત કાંઇ લખતો નથી.

# પ્રકરણ એકતાળીસમું

## અકબરના સૂબાઓ–સુલતાન મુઝફ્ફરશાહનાં છેલ્લાં વર્ષો (ચાલુ)

### સૌરાષ્ટ્રમાં મુઝફ્ફરની તૈયારીઓ

ગયા પ્રકરણમાં જોઈ ગયા તે પ્રમાણે સમ્રાટ અકબરની સત્તા ગૂજરાતમાં જામી તો હતી, પરંતુ સલ્તનતનો છેલ્લો સુલતાન મુઝફ્ફર બાદશાહી સૂબાઓને શાંતિથી સત્તા ભોગવવા દે એવું વાતાવરણ હજી સર્જાયું નહોતું. સૌરાષ્ટ્રમાં હજી અકબરની સત્તા પ્રસરી નહોતી. એ તરફનાં ઘણાંખરાં બળો પોતાના જૂના બાદશાહને કાંઈક અંશે વફાદારીના કારણે, કાંઈક અંશે અંગત સ્થાનિક લાભને કારણે અને કાંઈક અંશે સુલતાનની તથા મુઘલોની સત્તામાંથી આખરે કંઈ સંપૂર્ણ વિજયને પ્રાપ્ત કરશે તે શંકાને કારણે, બળવો કરવાની હમેશાં તૈયારી રાખતાં. એમાં બધા સહાયકોનાં દિલ સાફ નહોતાં. વખત આવ્યે જે બાજુનું જોર જણાય તે તરફ ફરી બેસવાનો પણ કેટલાંક બળોનો ઈરાદો હતો. તળગૂજરાતમાં ખુલ્લી રીતે સુલતાન સાથે જોડાય એવાં બળો હવે દેખાતાં નહોતાં. મિરઝાંખાનની રાજ્યવ્યવસ્થા અને અકબરશાહની ઉદાર નીતિની અસર સામાન્ય લોકો ઉપર કેટલેક અંશે થઈ હતી, છતાં આ રાજ્યક્રાંતિના સમયમાં લોકોને હજી પૂરતો વિશ્વાસ બેસતો ન હોતો. એમાં તોફાની તત્ત્વો પરિસ્થિતિને બગાડવામાં ઉમેરો કરતાં હતાં. સુલતાન મુઝફ્ફર સૌરાષ્ટ્રમાંથી બળ ભેગું કરી ગૂજરાતની મુઘલ સત્તા સામે ફરીથી યુદ્ધ કરવા આવે છે તેનું વર્ણન કરતાં પહેલાં આ સમયની થોડી સાંસ્કૃતિક પ્રવૃત્તિની નોંધ લઈએ.

### અકબરના દરબારમાં જૈનોની પ્રતિષ્ઠા

સમ્રાટ અકબર એની ધાર્મિક ઉદારતા માટે પ્રસિદ્ધ છે. એ માટેની કેટલીક ચર્ચા આગળ સામાજિક પ્રકરણોમાં કરીશું.[1] સુરતના ઘેરા વખતે બાદશાહે પારસી દસ્તૂરજીની પાસેથી જરથુસ્તી ધર્મનાં તત્ત્વો જાણ્યાં હતાં

---

૧: અકબરે એક નવા સંપ્રદાયની સ્થાપના કરી, એણે બધા ધર્મોના આચાર્યોને બોલાવી ચર્ચાઓ કરી તેમાંથી સાર વસ્તુ ગ્રહણ કરવા પ્રયત્ન કર્યો, વગેરે વર્ણનો ખૂબ મળે છે. આ ઉદાર નીતિ એ માત્ર રાજદ્વારી કુનેહ પૂરતી હતી કે અંતઃકરણથી હતી, અને અકબરનું વલણ ખરી રીતે કયા ધર્મ તરફ હતું એ ચર્ચા આગળ કરીશું. પહેલાંના મુસલમાન સુલતાનો કરતાં એનું વલણ ખૂબ જ ઉદાર હતું એટલું નિશ્ચિત છે.

તેનો ઉલ્લેખ પાછળ કરી ગયા છીએ. હિંદુ ધર્મના રામાયણ મહાભારતાદિ મહાન ગ્રંથોનાં ફારસીમાં ભાષાન્તર કરવાના હુકમો અપાયા હતા. રાજા બીરબલ જેવાના સંસર્ગથી બ્રાહ્મણ ધર્મનાં કોઈ કોઈ તત્ત્વો તરફ એનું આકર્ષણ થયું હતું, પરંતુ ગૂજરાતની સંસ્કારિતામાં નોંધપાત્ર ગણાય એવો પ્રસંગ આ દસકામાં–મુઝફ્ફરશાહનાં યુદ્ધોની અશાંતિ દરમ્યાન–બન્યો તે મહત્ત્વનો છે. જૈનોની અનેકવિધ પ્રવૃત્તિઓ ગૂજરાતની સંસ્કારિતાનું એક મહત્ત્વનું અંગ છે. એમણે જેવી વેપારની પ્રગતિ સાધી છે, તેવી જ ઉત્તમ પ્રકારના સ્થાપત્યની તથા વિદ્યાસંસ્કારની વૃદ્ધિની પ્રગતિ પણ વિકટ સંજોગોમાં સાધી છે. અકબરશાહની ઉદારનીતિમાં એ પ્રવૃતિએ સારો વેગ લીધો, એમના મહાન પ્રભાવક આચાર્યોમાં શ્રીહીરવિજયસૂરિ આ સમયમાં થયા, અને અકબર પાસે એમણે જે પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી તે જોતાં સાંસ્કૃતિક દૃષ્ટિએ એમના વ્યક્તિત્વનો મહિમા મોટો છે.

### જગદ્‌ગુરુ શ્રીહીરવિજયસૂરિ

શ્રીહીરવિજયસૂરિ જૈનોના તપાગચ્છના ૫૮મા પટ્ટધર આચાર્ય થયા. વિ. સં. ૧૫૮૩ (ઈ. સ. ૧૫૨૭)માં ઓશવાળ કૂંરાશાહને ત્યાં પાલણપુરમાં એમનો જન્મ થયો, એટલે જન્મે પણ એ શુદ્ધ ગુજરાતી છે. એમની માતાનું નામ નાથીબાઈ. વિ. સં. ૧૫૯૬માં દીક્ષા, ૧૬૦૭માં પંડિતપદ, અને ૧૬૧૦માં આચાર્યપદ મેળવ્યું. દીક્ષા લીધા પછી હીરહર્ષ નામ રાખ્યું અને આચાર્યપદ પછી હીરવિજય નામ રાખ્યું. એમના ગુરુ શ્રી વિજયદાનસૂરિના સ્વર્ગવાસ પછી એ તપાગચ્છના પટ્ટધર થયા.[૨]

### સૂરિજીના સમયમાં દેશની પરિસ્થિતિ

શ્રીહીરવિજય સૂરિનો જન્મ સુલતાન બહાદુરશાહના અમલની શરૂઆતમાં થયો, દીક્ષા મહમૂદ ત્રીજાના સમયમાં મળી, પંડિતપદ પણ એ જ સુલતાનના અમલના અંતભાગમાં મળ્યું, આચાર્યપદ મહમૂદના છેલ્લા વર્ષમાં મળ્યું. આચાર્યપદ મળ્યા પછીનાં આશરે અઢારથી ઓગણીસ વર્ષ સુલતાન અહમદ ત્રીજા અને મુઝફ્ફર ત્રીજાના સમયમાં અમીરોની આપખુદ સત્તાના વખતમાં પસાર થયાં. એમના જીવનનાં છેલ્લાં લગભગ તેવીસ વર્ષ સમ્રાટ અકબરના સમયમાં પસાર થયાં. આ છેલ્લા સમયમાં પણ પોણો ભાગ તો અકબરના સૂબાઓની મિરઝાંઓ સાથેની અને સુલતાન મુઝફ્ફર સાથેની લડાઇઓમાં પસાર થયો, એટલે સૂરિજીના જીવનનાં છેલ્લાં થોડાં વર્ષો બાદ

૨: તપાગચ્છ પટ્ટાવળી: શ્રી ધર્મસાગરજી વિરચિત–સંપાદક: શ્રી કલ્યાણવિજયજી. મૂળ સાથે ગુ. ભાષાંતર–પૃ. ૨૨૪

કરતાં, ઘણોખરો સમય ગૂજરાતમાં યુદ્ધો, લશ્કરની દોડધામ, બળવા વગેરેને લીધે પુષ્કળ અશાંતિના વખતમાં જ પસાર થયો.[૩] આ સમયમાં લોકની જાનમાલની સલામતી જ ઓછી હતી, એટલે ધાર્મિક વ્યવસાયમાં પરિસ્થિતિ કેવી હશે તેની સહજ કલ્પના કરી શકાય. બહાદુરશાહના વખતમાં એક જીર્ણોદ્ધાર શત્રુંજય તીર્થમાં થયો હતો તેનો ઉલ્લેખ પાછળ કરી ગયા છીએ. આમ છતાં ધાર્મિક બાબતોમાં શાંતિ કે કનડગત સ્થાનિક સત્તા ભોગવતા અમીરના વલણ ઉપર આધાર રાખતી હતી. આવા અશાંતિના સમયમાં કેટલાંક ધર્મનાં સ્થાનો ભ્રષ્ટ થયાં, કેટલાંક ખંડિત થયાં, અને કેટલાંક જીર્ણ થઈ ગયાં. જીર્ણોદ્ધાર કરવાનું કાર્ય પણ આ સમયમાં શક્ય નહોતું. બ્રાહ્મણોનાં ધાર્મિક સ્થળોની શી દશા થઇ તે જાણવાનાં સાધનો નહિ જેવાં છે, પરંતુ જૈન જેવી ધનવાન કોમે આવી વિકટ પરિસ્થિતિમાં બની શકે તેટલું સ્થળોનું રક્ષણ કર્યું. એમ કરવામાં વિધર્મી સત્તાવાળાઓને ધન વગેરેથી સંતોષવાનું પણ કરવું પડતું હતું.[૪] ગૂજરાતના સામાજિક, ધાર્મિક, સાંસ્કૃતિક ઇતિહાસમાં આ વિષમ કાળ હતો, ક્રાંતિનો કાળ પણ હતો, અનવસ્થામાંથી અકબરની ઉદારનીતિમાં પરિવર્તન પામતો કાળ હતો.

### સૂરિજીના જીવનકાર્યનું સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વ

આવા વિષમ સમયમાં શ્રીહીરવિજયસૂરિએ જે જે કાર્યો કર્યાં તેનું સાંસ્કૃતિક મહત્ત્વ ઘણું છે. અકબરનો સમય આવતાં જ હજારોની સંખ્યામાં થયેલા પ્રતિષ્ઠામહોત્સવો અને જીર્ણોદ્ધારના લેખો મળી આવે છે. તે પહેલાંના બહુ જ થોડા, નહિ જેવા મળે છે. તે જોતાં અકબરની નીતિનો લાભ અન્ય ધર્મોએ અને ખાસ કરીને જૈનોએ મોટા પ્રમાણમાં લીધો છે એમ લાગે છે. યાત્રાઓમાં પડતા ત્રાસ પણ આ સમયમાં ઓછા થઈ ગયા.[૫] આ કાર્યોમાં, આ સમયમાં યુગપ્રધાન વ્યક્તિ તે શ્રીહીરવિજય સૂરિ;–એટલે જ એકલા

૩ : સૂરિજીની પટ્ટાવલીમાં આપેલી સાલવારી જોતાં એમનું બાલ્ય બહાદુરશાહના સમયમાં ગયું. અને તે પછી આચાર્ય સુધીનો સમય મહમૂદ ત્રીજાના વખતમાં ગયો. એમની ખરી કારકિર્દી મુઝફ્ફર અને અકબરના અશાંત સમયમાં પસાર થઈ.

૪ : યાત્રા કરવા માટે સ્થાનિક અધિકારી મન ફાવે તેમ મોટી રકમ લેતા એવા દાખલા છે. બહાદુરશાહનું ફરમાન છતાં મુજાહિદખાનને શત્રુંજય તીર્થોદ્ધાર માટે સંતોષવો પડેલો. ઉપર ખંભાતનો દાખલો પણ નોંધ્યો છે. બ્રાહ્મણોને પોતાનાં સ્થળો માટે પૈસા ન હોવાથી રક્ષણ ઓછું મળ્યું છે. વૈષ્ણવોએ મંદિરો હવેલીઓમાં કર્યાં.

૫ : શ્રીહીરવિજય સૂરિએ કહેલી ધાર્મિક પ્રવૃત્તિઓ પટ્ટાવલી આદિમાં નોંધેલી છે. જૈન સ્થળોના વધારેમાં વધારે જીર્ણોદ્ધાર અકબરના સમયમાં થયાની નોંધો મળે છે. બ્રાહ્મણોએ પણ એ સમયમાં શાંતિનો શ્વાસ ખાધો હશે એની ખાસ નોંધ નથી.

જૈન સમાજમાં જ નહિ, પરંતુ આખાયે મહાગૂજરાતમાં, અને આપણી સંસ્કારિતાના જ ભાગ જેવા મારવાડ–મેવાડમાં, સાંસ્કૃતિક દૃષ્ટિએ સૂરિજી અને એમનો સમય મહત્ત્વનો છે. ઔરંગઝેબના અમલનાં કેટલાંક વર્ષો બાદ કરતાં, સૂરિજીના સમયમાં થયેલાં ધાર્મિક કાર્યો આજ સુધી જોવા મળી આવે છે. સૂરિજીના જીવનનું મહત્ત્વ એમના વ્યક્તિત્વ અને પ્રભાવ ઉપરાંત તે સમયના સંજોગોને ધ્યાનમાં લેતાં એટલું ભારે છે કે એમનાં ગુણગાન કરતા સંસ્કૃત, પ્રાકૃત અને ગૂજરાતી ગ્રંથો પણ સારા પ્રમાણમાં મળી આવે છે.[૬] એ બધા ગ્રંથોમાં સંસ્કૃતમાં રચાયેલા હીરસૌભાગ્ય મહાકાવ્યનો ઉલ્લેખ કર્યા વિના ચાલે જ નહિ. એ એક મોટું કાવ્ય છે. એની રચના અલંકારોથી ભરેલી અને સુંદર છે. એ સમયનું ગૂજરાતનું તથા મુખ્ય સ્થળોનું જૈનોનું, અકબર બાદશાહનું વગેરે જે જે વર્ણન છે તે મહત્ત્વનાં છે. ગૂજરાતમાં થયેલા સંસ્કૃત સાહિત્યમાં આ મહાકાવ્ય ભૂષણરૂપ છે. એમને માટે રચાયેલા બીજા ગ્રંથો છે, પરંતુ આ એક મહાકાવ્ય જ એવું છે કે જે એમનું મહત્ત્વ બતાવવા માટે પૂરતું છે.[૭] આ બધું જોતાં શ્રીહીરવિજય સૂરિ ગૂજરાતના સાંસ્કૃતિક ઇતિહાસમાં એક જ્યોતિર્ધરનું સ્થાન લઈ શકે તેમ છે.

### સત્તાવાળાઓએ શ્રી સૂરિને સતાવ્યા હતા

અકબરના રાજ્યની શરૂઆતમાં—ખાસ કરીને સૂબા શહાબુદ્દીન અહમદખાનના અમલ દરમ્યાન—સૂરિજીને અમલદારો સાથે જરા અથડામણમાં આવવું પડયું હતું. ખંભાતમાં એક આઠ વર્ષના છોકરાને દીક્ષા આપવાની

---

૬: અહીં નોંધેલી પટ્ટાવલીમાં પૃ. ૨૩૯માં સૂરિજી માટેના સાહિત્યની નોંધ પાદટીપમાં છે. તેમાં હીરવિજયસૂરિ રાસ, લાભોદયરાસ, કર્મચંદ્ર ચોપાઇ, કૃપારસ કોશ, ખંભાતની તીર્થમાળા, હીરવિજયસૂરિ કથાપ્રબંધ, હીરસૌભાગ્ય કાવ્ય, જગદ્‌ગુરુ કાવ્ય, જૈન રાસમાળા—ભા. ૧, વિજયપ્રશસ્તિ કાવ્ય વગેરે. વળી સૂરિજીએ પોતે રચેલા ગ્રંથોની પણ યાદી છે. તપાગચ્છ પટ્ટાવળી એક સંસ્કૃતમાં છે તેનો અહીં ઉલ્લેખ કર્યો છે. એમાં ઉપર લખ્યા તે ગ્રંથમાંથી સૂરિજીને લગતી વિગતો સંપાદકે ગૂજરાતીમાં લખી છે તે અહીં નોંધી છે. (પૃ. ૨૨૪થી ૨૩૯) બીજી પટ્ટાવળી જૂની ગુજરાતીમાંથી જિનવિજયજી-સંપાદિત જૈન સાહિત્ય સંશોધકમાં છે. બન્નેમાં થોડો થોડો ફેર પણ છે.

૭: દેવવિમલ ગણિવિરચિત હીરસૌભાગ્ય મહાકાવ્ય સંસ્કૃતમાં એક મોટો ગ્રંથ છે. (કાવ્યમાલા ૬૭) ટીકા સાથે એનાં ૯૧૮ પાનાં છે. ૧૭ સર્ગ છે. ખૂબ અલંકારથી ભરેલા શ્લોકો છે. ગૂજરાતમાં થયેલા સંસ્કૃત સાહિત્યમાં મહાકાવ્યોની પંક્તિમાં ભટ્ટિકાવ્ય અને શિશુપાલવધ કાવ્ય પછી આ કાવ્યની ગણના થઈ શકે. આચાર્ય આણંદશંકરભાઇને આના કોઇ શ્લોકોમાં કાલિદાસના ભણકારા લાગેલા. તેમાંનો એક શ્લોક આ ગ્રંથના પહેલા ખંડના પૂઠા ઉપર છાપ્યો છે. મહાકાવ્યનાં શાસ્ત્રોક્ત લક્ષણોવાળું આ સંપૂર્ણ કાવ્ય છે.

બાબતમાં ફરિયાદ થવાથી ત્યાંના હાકેમ શિતાબખાને સૂરિજીને પકડવાનો હુકમ કાઢેલો, અને એમને ત્રેવીસ દિવસ ગુપ્તવાસ કરવો પડેલો.[૮] એવી જ અથડામણ બોરસદના હાકેમ સાથે સૂરિજીને થઈ હતી. એ વખતે ત્યાંના શ્રાવકોએ પૈસા વેરીને એમનો બચાવ કર્યો હતો.[૯] એ જ પ્રમાણે પાટણમાં બીજા સાધુઓએ ઈર્ષાથી ત્યાંના સૂબાને ચડાવ્યાથી એણે સૂરિજીને પકડવાને માટે ઘોડેસવારો છોડ્યા. તે વખતે સૂરિ વડાલી ચાલ્યા ગયા હતા અને બચ્યા હતા.[૧૦] અમદાવાદમાં પણ સૂબા શહાબુદ્દીન અમહદખાનને કોઈએ સૂરિજી વિરુદ્ધ ભંભેર્યો હતો. તે વખતે કુંવરજી નામના જૈન શેઠે સમજાવ્યાથી સૂરિને ઉપાશ્રયે જવાની છૂટ મળી હતી, પરંતુ શેઠને એક તુર્કી સિપાઈ સાથે તકરાર થતાં સિપાઈએ સૂબાને ફરી ભંભેર્યો. સૂબાએ સૂરિને પકડવા સિપાઈઓ મોકલ્યા, અને અમદાવાદમાં ઝવેરીવાડમાં સૂરિજીને પકડ્યા. તે વખતે પણ લોકોએ વચ્ચે પડી એમને છોડાવ્યા, અને એમને નાસી જવું પડ્યું હતું.[૧૧] વિ. સં. ૧૬૩૪માં સૂરિજી બોરસદ અને ખંભાત જઈ રહ્યા હતા. એમ એમનો વિહાર ચાલુ હતો.

## શ્રીહીરવિજય સૂરિને અકબરનું આમંત્રણ

એમ કહે છે કે આગ્રામાં દોશી કૃષ્ણચંદ્રની સ્ત્રી ખીમાએ દોઢમાસના ઉપવાસ કર્યા. તેનો ધામધૂમથી વરઘોડો ચડ્યો અને ઉત્સવ થયો તેથી અકબરને કુતૂહલ થયું. એણે પોતાના અમલદારોને મોકલી તપાસ કરાવી ત્યારે માત્ર ગરમ પાણી પીને દોઢ માસના ઉપવાસ સાંભળીને એને આશ્ચર્ય થયું. ખીમાના ગુરુ ગૂજરાતમાં છે અને એમનું નામ હીરવિજય સૂરિ છે એ જાણીને તેમને મળવાના ઈરાદાથી બાદશાહે શહેરના જૈનોને સૂરિજીને આમંત્રણ મોકલવા કહ્યું અને પોતે પણ તે બાબત ગૂજરાતના સૂબા શહાબુદ્દીન અહમદખાનને લખ્યું.[૧૨] કહે છે કે શાહી ફરમાનથી શહાબુદ્દીનને પોતે સૂરિને

---

૮ : પંન્યાસ કલ્યાણવિજયજી-સંપાદિત તપાગચ્છ પટ્ટાવલી પૃ. ૨૨૫-૨૬. આ શીતાબ-ખાનનું નામ તવારીખોમાં મળ્યું નથી.

૯: એજ.પૃ.૨૨૬.એમાં ઘોડેસવારોને પાછા કાઢ્યા એ ઉલ્લેખતાં 'દામનીતિ' શબ્દ વાપર્યો છે.

૧૦: એજ પૃ. ૨૨૭. એમાં પાટણના સૂબાનું નામ કલાખાન પટ્ટાવલીમાં નોંધ્યું છે તે ખાનકલાન છે, જેનો ઉલ્લેખ પાછળના પ્રકરણમાં કર્યો છે.

૧૧ : એજ પૃ. ૨૨૭. એમાં વચ્ચે પડનાર કુંવરજી, રાઘવ નામનો ગંધર્વ, સોમસાગર-નાં નામો અને આશ્રય આપનાર દેવજી લોંકાનાં નામો આપ્યાં છે. આ છેલ્લી કનડગત વિ. સં. ૧૬૩૫માં થઈ.

૧૨ : એજ પૃ. ૨૨૮ થી ૨૩૨. આ પટ્ટાવલીમાં બાઈનું નામ ચાંપા માલિકા આપ્યું છે, જ્યારે શ્રી જિનવિજયજી-સંપાદિત પટ્ટાવલીમાં ખીમા નામ છે. એમાં દોઢ માસના ઉપ-

કનડગત કરેલી તેનો પશ્ચાત્તાપ થયો. સૂરિજી ખંભાત પાસે ગાંધાર બંદરે હતા ત્યાં સમાચાર પહોંચાડયા.[૧૩] સૂરિએ પણ બાદશાહી આમંત્રણ સ્વીકારી આગ્રા જવાની તૈયારી કરી, વિહાર શરૂ કર્યો અને સોજિત્રા, માતર, બારેજા થઈ અમદાવાદ આવ્યા. અમદાવાદના સંઘમાં ઉત્સવ થઇ રહ્યો. સૂબા શહાબુદ્દીને સૂરિજીનો હવે સત્કાર કર્યો. અમદાવાદથી પાટણ થઇ સૂરિએ વિ. સં. ૧૬૩૫ જ્યેષ્ઠ વદિ ૧૨ ફતેહપુર સિક્રીમાં પ્રવેશ કર્યો. તે પહેલાં વિમલહર્ષ વગેરે એમના શિષ્યો ત્યાં પહોંચી ગયા હતા.[૧૪]

### શ્રી સૂરિ અને અકબર: અહિંસા વગેરેને લગતાં ફરમાન

અકબરશાહે સૂરિને સારું માન આપ્યું. અબુલફઝલ સાથે પણ એમને જ્ઞાનગોષ્ઠિથી સારો સંબંધ થયો. અકબરના દરબારમાં સૂરિજીએ કેટલાક ચમત્કારો પણ બતાવ્યા.[૧૫] આ પહેલાં પણ સુંદરગણિ નામના યતિએ જૈન

---

વાસનું લખ્યું છે. શ્રી કલ્યાણવિજયજીવાળી પટ્ટાવલીમાં છ માસ ઉપવાસનું લખ્યું છે. એમાં મંગલ ચોધરી અને કમરૂખાનને તપાસ કરવા મોકલ્યા એમ કહે છે અને ટોડરમલ્લને પણ પૂછયું એમ લખે છે. આ જોતાં શ્રી જિનવિજયજીવાળી પટ્ટાવળી વધારે વિશ્વાસવાળી લાગે છે.

૧૩: એજ પૃ. ૨૨૯. ગામનાં અને માણસોનાં નામોમાં બંને પટ્ટાવલીની વિગતોમાં ફેર છે. શ્રી કલ્યાણવિજયજીવાળી પટ્ટાવલીમાં બીજા ગ્રંથોની વિગતો પણ લીધી છે તેથી ફેર પડયો લાગે છે. શ્રી જિનવિજયજીવાળી પટ્ટાવલી એક રીતે રસમય છે. એ જૂની ગુજરાતીમાં હોવા ઉપરાંત અકબરે સૂરિજી વગેરે સાથે વાત કરી તે જે બોલ્યો તે હિંદી ભાષામાં ઉલ્લેખ્યું છે.

૧૪: એજ પૃ. ૨૨૯-૩૦. આ પટ્ટાવલીમાં વિ. સં. ૧૬૩૯ લખી છે જ્યારે જિનવિજયજીવાળીમાં ૧૬૩૫ લખી છે. આગ્રાથી પાછા ફરતાં એ જ વર્ષમાં સૂરિજી ઉપર મહારાણા પ્રતાપનો પત્ર એ જ પટ્ટાવલીમાં છાપ્યો છે તેમાં વર્ષ ૧૬૩૫ આસો માસ આપ્યો છે. તે જોતાં પટ્ટાવલીની ગૂજરાતીમાં લખેલી તારીખો ખરી લાગતી નથી. જિનવિજયજીવાળી ખરી લાગે છે.

૧૫: એજ પૃ. ૨૩૧. ચમત્કારોમાં પણ બન્ને પટ્ટાવલીઓમાં ફેર છે. જિનવિજયજીવાળી નોંધમાં પહેલાં તો કહે છે કે સૂરિજીએ ગલીચા ઉપર પગ ન મૂકયો તેનું કારણ અકબરે પૂછયું ત્યારે છેડો ઉપાડી નીચે કીડીઓ બતાવી. પછી બાદશાહે એક ખાડો કરી એમાં સગર્ભા બકરી મૂકી, તેને ઢાંકી ઉપર આસન મૂકી સૂરિને બેસવા વીનવ્યું. સૂરિ તે ઉપર ન બેઠા અને નીચે જીવ છે એમ કહ્યું. કેટલા જીવ છે એમ પૂછતાં ત્રણ જીવ કહ્યા. ખાડો ઉઘાડી જોતાં બકરી વિયાયેલી અને સાથે બે બચ્ચાં હતાં. આ દેખી બાદશાહે એ સચ્ચા પીર હૈ એમ કહ્યું. ફેપથી મુલ્લાંઓએ બીજી કરામતો બતાવવા કહ્યું તે પણ સૂરિએ બતાવી. સૂરિને ગૂજરાતમાં થયેલી કનડગતોની હકીકત સાથે આ ચમત્કારની વાતો સરખાવતાં જરા અસંગતપણું કદાચ લાગે. વિજ્ઞાનના આ જમાનામાં ઇતિહાસમાં ચમત્કારોની નોંધ અસ્થાને કોઇને લાગે, પરંતુ સિદ્ધ અને યોગીઓ આજે પણ આ જાતના ચમત્કારો બતાવી શકે છે તે મારા જાતઅનુભવની વાત છે-તટસ્થપણે જોયેલી છે, એટલે એ જમાનાના સાંસ્કૃતિક ઇતિહાસમાં આવી નોંધ અસ્થાને નથી.

ધર્મનાં કેટલાંક પુસ્તકો ભેટ આપેલાં તે બાદશાહે સૂરિજીને અર્પણ કર્યાં. સૂરિએ એ ગ્રંથો આગ્રામાં જ એક ભંડાર સ્થાપિત કરીને રાખવાનું નક્કી કર્યું.[૧૬] સૂરિજી સાથેની ચર્ચાની અસર અકબર ઉપર સારી થઇ. સૂરિના કહેવાથી બાદશાહે પર્યૂષણ પર્વના દિવસોમાં જીવહિંસા બંધ કરવા રાજ્યમાં ફરમાનો કાઢ્યાં, તીર્થસ્થાનોમાં લેવાતો મૂંડકાવેરો બંધ કર્યો અને જઝિયાવેરો પણ બંધ કર્યો.[૧૭] આમ આગ્રામાં સમય ગયા પછી ગૂજરાતથી સૂરિજીના મુખ્ય શિષ્ય વિજયસેન સૂરિ તરફથી એમને ગૂજરાતમાં પાછા પધારવા આગ્રહભર્યા પત્રો આવ્યા. સૂરિ પોતાના એક વિદ્વાન શિષ્ય શાંતિચંદ્રજીને દરબારમાં રાખી પોતે ગૂજરાત તરફ ઊપડ્યા. આ વખતે સૂરિજીને જગદ્ગુરુનું બિરુદ મળ્યું. અબુલફઝલ, ફૈઝી અને બીરબલને સૂરિજીનો મેળાપ થયેલો એમ પણ કહેવાય છે.[૧૮] શાંતિચંદ્ર પછી જગતચંદ્ર અને સિદ્ધિચંદ્ર દરબારમાં રહ્યા. તે પછી સૂરિના પટ્ટ શિષ્ય વિજયસેન સૂરિ વિ. સં. ૧૬૪૯ના જ્યેષ્ઠ સુદ ૧૨ને દિવસે લાહોર મુકામે બાદશાહને મળ્યા. એમણે પણ અકબર ઉપર સારો પ્રભાવ પાડ્યો હતો. શ્રીહીરવિજય સૂરિ આગ્રાથી પાછા ફરતાં ભિન્નમાલ, રાધનપુર, પાટણ વગેરે સ્થળોએ થઇ અમદાવાદ આવીને વજીરપુર પરામાં રહ્યા.[૧૯] ત્યાંથી ખંભાત ગાંધાર વગેરે સ્થળોએથી શ્રી સિદ્ધાચલની યાત્રા યોજી, એ યાત્રામાં (વિ. સં. ૧૬૫૦) ઘણા દેશોમાંથી જૈનો હજારોની સંખ્યામાં ભાગ લેવા આવ્યા. બે લાખ યાત્રીઓ આવ્યા હતા એમ કહેવાય છે.[૨૦] વિ. સં. ૧૬૫૧માં દીવ પાસે ઊના નગરમાં શ્રી સૂરિએ ચાતુર્માસ કરવા નિવાસ કર્યો. ત્યાં એમની તબિયત બગડી અને વિ. સં. ૧૬૫૨ના ભાદ્રપદ સુદિ ૧૧ને દિવસે એ નિર્વાણ પામ્યા. એમને જે જગ્યાએ અગ્નિસંસ્કાર થયો તે જગ્યાના ચમત્કારો કહેવાય છે.[૨૧]

---

૧૬: કલ્યાણવિજયજીની પટ્ટાવલી પૃ. ૨૩૧. અકબરે પોતાને ઉપયોગી નહિ એવો ભંડાર સૂરિને આપ્યો અને સૂરિએ આગ્રામાં જ એ રાખ્યો એમાં બન્નેની કુનેહ જણાઈ આવે છે.

૧૭: એજ પૃ. ૨૩૧–૨૩૩.

૧૮: એજ પૃ. ૨૩૨–૨૩૩.

૧૯: આ સ્થળોનો ઉલ્લેખ શ્રી જિનવિજયજીવાળી પટ્ટાવલીમાં છે. સ્થળોની બાબતમાં ફેર પડે છે. આ પટ્ટાવલી પ્રમાણે સૂરિ ગૂજરાત તરફ આવતાં ભિન્નમાલ આવેલા. ભિન્નમાલ એ સમયે સારી સ્થિતિમાં હશે. ત્યાંથી રાધનપુર આવી આગ્રા જતા પોતાના મુખ્ય શિષ્ય વિજયસેન સૂરિને ગચ્છની પાટે નીમ્યા અને પોતે પાટણ થઈ અમદાવાદ આવ્યા.

૨૦: કલ્યાણવિજયજીવાળી પટ્ટાવલી, પૃ. ૨૩૬. જિનવિજયજીની પટ્ટાવલીમાં પણ આ વાતને સમર્થન મળે છે.

૨૧: એજ પૃ. ૨૩૬–૩૭. એ પટ્ટાવલીમાં સંપાદક લખે છે કે એ સ્થળે એ રાત્રિએ નાચ-

કનડગત કરેલી તેનો પશ્ચાત્તાપ થયો. સૂરિજી ખંભાત પાસે ગાંધાર બંદરે હતા ત્યાં સમાચાર પહોંચાડયા.[૧૩] સૂરિએ પણ બાદશાહી આમંત્રણ સ્વીકારી આગ્રા જવાની તૈયારી કરી, વિહાર શરૂ કર્યો અને સોજિત્રા, માતર, બારેજા થઈ અમદાવાદ આવ્યા. અમદાવાદના સંઘમાં ઉત્સવ થઇ રહ્યો. સૂબા શહાબુદ્દીને સૂરિજીનો હવે સત્કાર કર્યો. અમદાવાદથી પાટણ થઇ સૂરિએ વિ. સં. ૧૬૩૫ જ્યેષ્ઠ વદિ ૧૨ ફતેહપુર સિક્રીમાં પ્રવેશ કર્યો. તે પહેલાં વિમલહર્ષ વગેરે એમના શિષ્યો ત્યાં પહોંચી ગયા હતા.[૧૪]

## શ્રી સૂરિ અને અકબર : અહિંસા વગેરેને લગતાં ફરમાન

અકબરશાહે સૂરિને સારું માન આપ્યું. અબુલફઝલ સાથે પણ એમને જ્ઞાનગોષ્ઠિથી સારો સંબંધ થયો. અકબરના દરબારમાં સૂરિજીએ કેટલાક ચમત્કારો પણ બતાવ્યા.[૧૫] આ પહેલાં પણ સુંદરગણિ નામના યતિએ જૈન

વાસનું લખ્યું છે. શ્રી કલ્યાણવિજયજીવાળી પટ્ટાવલીમાં છ માસ ઉપવાસનું લખ્યું છે. એમાં મંગલ ચોધરી અને કમરૂખાનને તપાસ કરવા મોકલ્યા એમ કહે છે અને ટોડરમલ્લને પણ પૂછયું એમ લખે છે. આ જોતાં શ્રી જિનવિજયજીવાળી પટ્ટાવળી વધારે વિશ્વાસવાળી લાગે છે.

૧૩ : એજ પૃ. ૨૨૯. ગામનાં અને માણસોનાં નામોમાં બંને પટ્ટાવલીની વિગતોમાં ફેર છે. શ્રી કલ્યાણવિજયજીવાળી પટ્ટાવલીમાં બીજા ગ્રંથોની વિગતો પણ લીધી છે તેથી ફેર પડયો લાગે છે. શ્રી જિનવિજયજીવાળી પટ્ટાવલી એક રીતે રસમય છે. એ જૂની ગુજરાતીમાં હોવા ઉપરાંત અકબરે સૂરિજી વગેરે સાથે વાત કરી તે જે બોલ્યો તે હિંદી ભાષામાં ઉલ્લેખ્યું છે.

૧૪ : એજ પૃ. ૨૨૯-૩૦. આ પટ્ટાવલીમાં વિ. સં. ૧૬૩૯ લખી છે જ્યારે જિનવિજયજીવાળીમાં ૧૬૩૫ લખી છે. આગ્રાથી પાછા ફરતાં એ જ વર્ષમાં સૂરિજી ઉપર મહારાણા પ્રતાપનો પત્ર એ જ પટ્ટાવલીમાં છાપ્યો છે તેમાં વર્ષ ૧૬૩૫ આસો માસ આપ્યો છે. તે જોતાં પટ્ટાવલીની ગુજરાતીમાં લખેલી તારીખો ખરી લાગતી નથી. જિનવિજયજીવાળી ખરી લાગે છે.

૧૫ : એજ પૃ. ૨૩૧. ચમત્કારોમાં પણ બન્ને પટ્ટાવલીઓમાં ફેર છે. જિનવિજયજીવાળી નોંધમાં પહેલાં તો કહે છે કે સૂરિજીએ ગલીચા ઉપર પગ ન મૂકયો તેનું કારણ અકબરે પૂછયું ત્યારે છેડો ઉપાડી નીચે કીડીઓ બતાવી. પછી બાદશાહે એક ખાડો કરી એમાં સગર્ભા બકરી મૂકી, તેને ઢાંકી ઉપર આસન મૂકી સૂરિને બેસવા વીનવ્યું. સૂરિ તે ઉપર ન બેઠા અને નીચે જીવ છે એમ કહ્યું. કેટલા જીવ છે એમ પૂછતાં ત્રણ જીવ કહ્યા. ખાડો ઉઘાડી જોતાં બકરી વિયાયેલી અને સાથે બે બચ્ચાં હતાં. આ દેખી બાદશાહે એ સચ્ચા પીર હૈ એમ કહ્યું. દ્વેષથી મુલ્લાંઓએ બીજી કરામતો બતાવવા કહ્યું તે પણ સૂરિએ બતાવી. સૂરિને ગુજરાતમાં થયેલી કનડગતોની હકીકત સાથે આ ચમત્કારની વાતો સરખાવતાં જરા અસંગતપણું કદાચ લાગે. વિજ્ઞાનના આ જમાનામાં ઇતિહાસમાં ચમત્કારોની નોંધ અસ્થાને કોઇને લાગે, પરંતુ સિદ્ધ અને યોગીઓ આજે પણ આ જાતના ચમત્કારો બતાવી શકે છે તે મારા જાતઅનુભવની વાત છે—તટસ્થપણે જોયેલી છે. એટલે એ જમાનાના સાંસ્કૃતિક ઇતિહાસમાં આવી નોંધ અસ્થાને નથી.

ધર્મનાં કેટલાંક પુસ્તકો ભેટ આપેલાં તે બાદશાહે સૂરિજીને અર્પણ કર્યાં. સૂરિએ એ ગ્રંથો આગ્રામાં જ એક ભંડાર સ્થાપિત કરીને રાખવાનું નક્કી કર્યું.[૧૬] સૂરિજી સાથેની ચર્ચાની અસર અકબર ઉપર સારી થઇ. સૂરિના કહેવાથી બાદશાહે પર્યૂષણ પર્વના દિવસોમાં જીવહિંસા બંધ કરવા રાજ્યમાં ફરમાનો કાઢ્યાં, તીર્થસ્થાનોમાં લેવાતો મૂંડકાવેરો બંધ કર્યો અને જઝિયાવેરો પણ બંધ કર્યો.[૧૭] આમ આગ્રામાં સમય ગયા પછી ગૂજરાતથી સૂરિજીના મુખ્ય શિષ્ય વિજયસેન સૂરિ તરફથી એમને ગૂજરાતમાં પાછા પધારવા આગ્રહભર્યાં પત્રો આવ્યા. સૂરિ પોતાના એક વિદ્વાન શિષ્ય શાંતિચંદ્રજીને દરબારમાં રાખી પોતે ગૂજરાત તરફ ઊપડ્યા. આ વખતે સૂરિજીને જગદ્‌ગુરુનું બિરુદ મળ્યું. અબુલફઝલ, ફૈજી અને બીરબલને સૂરિજીનો મેળાપ થયેલો એમ પણ કહેવાય છે.[૧૮] શાંતિચંદ્ર પછી જગતચંદ્ર અને સિદ્ધિચંદ્ર દરબારમાં રહ્યા. તે પછી સૂરિના પટ્ટ શિષ્ય વિજયસેન સૂરિ વિ. સં. ૧૬૪૯ના જ્યેષ્ઠ સુદ ૧૨ને દિવસે લાહોર મુકામે બાદશાહને મળ્યા. એમણે પણ અકબર ઉપર સારો પ્રભાવ પાડ્યો હતો. શ્રીહીરવિજય સૂરિ આગ્રાથી પાછા ફરતાં ભિન્નમાલ, રાધનપુર, પાટણ વગેરે સ્થળોએ થઇ અમદાવાદ આવીને વજીરપુર પરામાં રહ્યા.[૧૯] ત્યાંથી ખંભાત ગાંધાર વગેરે સ્થળોએથી શ્રી સિદ્ધાચલની યાત્રા યોજી, એ યાત્રામાં (વિ. સં. ૧૬૫૦) ઘણા દેશોમાંથી જૈનો હજારોની સંખ્યામાં ભાગ લેવા આવ્યા. બે લાખ યાત્રીઓ આવ્યા હતા એમ કહેવાય છે.[૨૦] વિ. સં. ૧૬૫૧માં દીવ પાસે ઊના નગરમાં શ્રી સૂરિએ ચાતુર્માસ કરવા નિવાસ કર્યો. ત્યાં એમની તબિયત બગડી અને વિ. સં. ૧૬૫૨ના ભાદ્રપદ સુદિ ૧૧ને દિવસે એ નિર્વાણ પામ્યા. એમને જે જગ્યાએ અગ્નિ-સંસ્કાર થયો તે જગ્યાના ચમત્કારો કહેવાય છે.[૨૧]

---

૧૬: કલ્યાણવિજયજીની પટ્ટાવલી પૃ. ૨૩૧. અકબરે પોતાને ઉપયોગી નહિ એવો ભંડાર સૂરિને આપ્યો અને સૂરિએ આગ્રામાં જ એ રાખ્યો એમાં બન્નેની કુનેહ જણાઈ આવે છે.

૧૭: એજ પૃ. ૨૩૧–૨૩૩.

૧૮: એજ પૃ. ૨૩૨–૨૩૩.

૧૯: આ સ્થળોનો ઉલ્લેખ શ્રી જિનવિજયજીવાળી પટ્ટાવલીમાં છે. સ્થળોની બાબતમાં ફેર પડે છે. આ પટ્ટાવલી પ્રમાણે સૂરિ ગૂજરાત તરફ આવતાં ભિન્નમાલ આવેલા. ભિન્નમાલ એ સમયે સારી સ્થિતિમાં હશે. ત્યાંથી રાધનપુર આવી આગ્રા જતા પોતાના મુખ્ય શિષ્ય વિજયસેન સૂરિને ગચ્છની પાટે નીમ્યા અને પોતે પાટણ થઈ અમદાવાદ આવ્યા.

૨૦: કલ્યાણવિજયજીવાળી પટ્ટાવલી, પૃ. ૨૩૬. જિનવિજયજીની પટ્ટાવલીમાં પણ આ વાતને સમર્થન મળે છે.

૨૧: એજ પૃ. ૨૩૬–૩૭. એ પટ્ટાવલીમાં સંપાદક લખે છે કે એ સ્થળે એ રાત્રિએ નાચ-

## શ્રીહીરવિજય સૂરિનું અવસાન: એમના પછી પટ્ટધર શ્રીવિજયસેન સૂરિ

શ્રીહીરવિજય સૂરિના અવસાન સમયે એમના પછી ગચ્છાધિપતિ-પદે આવનાર એમના મુખ્ય શિષ્ય શ્રીવિજયસેન સૂરિ લાહોરથી સૌરાષ્ટ્રમાં આવી શકે તેટલો સમય નહોતો, તેથી ગુરુશિષ્યનો મેળાપ થયો નહિ. શ્રીવિજયસેન સૂરિ પણ પ્રતાપી હતા. શ્રીહીરવિજય સૂરિને મેવાડના મહારાજા પ્રતાપે પત્ર લખેલો, અને શ્રીવિજયસેન સૂરિને આગ્રાના સંઘે અકબરના મરણ પછી જહાંગીરની શરૂઆતના વખતમાં પત્ર લખેલો તે ધાર્મિક સમાજની દૃષ્ટિએ અને ભાષાની દૃષ્ટિએ સાંસ્કૃતિક ઇતિહાસમાં મહત્ત્વના ગણાય તેવા છે. આગ્રાના જૈન વેપારીઓની હિંદીમિશ્રિત ગૂજરાતી ભાષા અને પ્રતાપના પત્રની મેવાડની ભાષા ખાસ નોંધપાત્ર છે. આગ્રાના પત્રની ભાષા વેપારી લોકો કેવી લખે તે બતાવી આપે છે. એ પત્ર તો લાંબો અને સચિત્ર છે. એનાં ચિત્રો દરબારી ચિત્રકાર શાલિવાહને દોર્યાં છે. તે પહેરવેશ અને રિવાજો સારી રીતે વ્યક્ત કરે છે.[૨૨] આ બધું વર્ણન સૂરિજીને લગતા અનેક ગ્રંથોમાં બહુ વિસ્તારથી આપેલું છે. અહીં માત્ર બહુ ટૂંકામાં લખતાં પણ જરા લંબાણ થયું છે. પરંતુ અકબર જેવાની ઉદાર નીતિના સમયમાં સમાજ અને ધર્મના પ્રવાહો કેવા હતા, એ સમય પહેલાંના અશાંતિના સમયમાં તકલીફો કેવી હશે, રાજ્યકર્તા સારો કે ગમે તેવો હોય છતાં સ્થાનિક અમલદાર ઉપર

---

ગાન થતાં પાસેના ખેડૂતોએ સાંભળેલાં! વળી એ સ્થળે મોસમ નહોતી છતાં આંબા ઉપર કેરીઓ થઈ તે સ્થાનિક શ્રાવકોએ, બીજાં શહેરોના અગ્રગણ્ય જૈનોએ લીધી હતી અને વધારામાં અકબરને તથા અબુલફઝલને મોકલવામાં આવી હતી! સૂરિજીનાં સંયમ અને સાદાઇનાં ઉદાહરણો પૃ. ૨૩૭–૩૮માં નોંધેલાં છે.

૨૨: શ્રી કલ્યાણવિજયજીવાળી પટ્ટાવલીમાં પૃ. ૨૩૪માં રાણાનો પત્ર છાપ્યો છે. તેની તારીખ આસો સુદ ૫ ગુરુવાર વિ. સં. ૧૬૩૫ છે. ભાષા જૂની મેવાડી છે. જિનવિજયજી-સંપાદિત જૈન સાહિત્ય સંશોધકમાં (પુ. ૧લું પૃ. ૨૧૨)માં વિ. સં. ૧૬૬૭માં આગ્રાના સંઘે શ્રી વિજયસેનસૂરિ ઉપર લખેલો સાંવત્સરિક પત્ર છે. એ પત્ર ૧૩ ફૂટ લાંબો અને ૧૩ ઇંચ પહોળો છે. બધા પ્રસંગોનાં ચિત્રો બાદશાહી ચિત્રકાર પાસે દોરાવ્યાં છે. તેની સમજૂતી પણ નીચે લખી છે. શ્રી જિનવિજયજીએ એ પત્રની છબી ચિત્રો સાથેની આપી છે. મૂળ અને આજની ગૂજરાતીમાં ભાષાંતર પણ આપ્યું છે. આગ્રામાં વસતા જૈનો હિંદીના સંપર્કવાળા છતાં ગૂજરાતી ભાષા વાપરતા હતા તે બહુ સૂચક છે, વળી મેવાડની અને ગૂજરાતની (આગ્રામાં લખાયેલી) ગૂજરાતી ભાષામાં કેટલો ને કેવો ફેર છે તે પણ સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વની વાત છે. ઉત્તર ગૂજરાત અને મારવાડની ભાષા સમજવામાં લોકોને કાંઇ મુશ્કેલી નહોતી તે સમજાય તેવું છે. વેપારીઓની ભાષા તો એક જેવી જ હતી. ચિત્રોમાં આગ્રાની ગૂજરાતી સ્ત્રીઓનો પહેરવેશ પણ જોવા જેવો છે.

બધો આધાર છે તે વાત પણ જણાઈ આવે છે. લોકો અધિકારીઓને કેમ વશ રાખતા, સંપ્રદાયોમાં પણ અંદર અંદર કેવી ઈર્ષાઓ ચાલતી અને સાધુ પુરુષોને કનડગત થતી એ બધું પણ જણાઇ આવે છે. એટલે સાંસ્કૃતિક દૃષ્ટિએ આ વર્ણન મહત્ત્વનું છે એ જણાશે. રાજકીય સંજોગોને અનુસરીને કોઈ વાર સંકોચાયેલા, તો કોઈ વાર વિકસેલા, ધાર્મિક તથા સામાજિક પ્રવાહો વિધર્મી રાજસત્તા નીચે પણ ચાલ્યા કરતા હતા, અને કોઈ વાર દબાયેલું તો કોઈ વાર ખીલેલું લોકજીવન ચાલ્યા કરતું એ પણ જણાઈ આવે છે.

## સુલતાન મુઝફ્ફરની ફરીથી યુદ્ધની તૈયારી

હવે પાછા સુલતાન મુઝફ્ફરની વાતને ફરી જોઈએ. ગૂજરાતમાંથી એ સૌરાષ્ટ્ર તરફ ગયો અને જૂનાગઢમાં ગયો અને ત્યાં અમીનખાન ઘોરીએ સુલતાનને ગોંડલ રહેવા માટે આપ્યું.[૨૩] અહીં અમીનખાન ઘોરી અને જામ છત્રસાલ સમય જોઇને સુલતાન સાથે રમત કરી રહ્યા હતા. અમીનખાને કહેવડાવ્યું કે સુલતાન જો બે લાખ મહમૂદી આપે તો લશ્કર સજ્જ કરી સેવામાં હાજર થઈ શકું. સુલતાને એને એ રકમ અને રત્નજડિત ખંજર આપ્યાં.[૨૪] જામ છત્રસાલને પણ સારી રકમ મોકલી પક્ષમાં લીધો. હવે સુલતાન પાસે લગભગ ત્રણ હજારનું લશ્કર ભેગું થયું હતું. ભેટ અને નાણાં લીધા છતાં આ બે માણસોએ પોતાનું વચન પાળ્યું નહિ તેમ સ્પષ્ટ વાત પણ કરી નહિ. પહેલેથી જ તેમના મનમાં દગો હતો તેમજ બાદશાહી સૂબાનો ડર હતો તેથી એ લોકો બન્ને બાજુથી ઢોલકી વગાડવાનું યોગ્ય ધારતા હતા. મુઝફ્ફરે જ્યારે અમીનખાનને તૈયાર થઈ જોડાવાનું કહેવડાવ્યું ત્યારે એણે પહેલાં જામ પાસે જઈ તેને લઈ આગળ વધવાનું જણાવ્યું; પોતે લશ્કર સામાન અને પુરવઠો ભેગો કરી પાછળ આવી પહોંચશે એમ કહ્યું.[૨૫] મુઝફ્ફર હવે જામ પાસે ગયો ત્યારે એણે પણ ઉડાવનારો જવાબ આપ્યો. એણે મુઝફ્ફરને અમદાવાદ ઉપર ચડાઈ કરવા કહ્યું અને પોતે તુરત પાછળ આવી પહોંચે છે એવી ખાતરી આપી.[૨૬] સૌરાષ્ટ્રમાં થતી આ બધી ચળવળ અને

---

૨૩: તબકાતે અકબરી: ઇલિયટ ૫. પૃ. ૪૩૮; સિકંદરી ગુ. ભા. પૃ. ૪૬૮. સિકંદરી લખે છે કે ગોંડલ એ વખતે વેરાન જેવું હતું.

૨૪: તબકાત એ જ. પૃ. ૪૩૮; સિકંદરી: પૃ. ૪૬૮. તબકાત એક લાખ મહમૂદી લખે છે. ખંજરની વાત સિકંદરીમાં નથી. જામનું નામ છત્રસાલ બદૌની લખે છે. તબકાતમાં નામ ખોટું લખ્યું છે. સિકંદરી માત્ર જામ લખે છે.

૨૫: તબકાત: ઇલિયટ ૫. પૃ. ૪૩૮. સિકંદરી માત્ર વચન પાળ્યું નહિ એમ લખે છે.

૨૬: એ જ પૃ. ૪૩૮.

તૈયારીના સમાચાર અમદાવાદમાં ખાનખાનાનને મળ્યા ત્યારે એણે સ્થાનિક બધી વ્યવસ્થા કરી સુલતાનનો સામનો કરવાની ઝડપી તૈયારીઓ કરી.[૨૭]

## સૌરાષ્ટ્રમાં શાહી લશ્કર આવતાં મુઝફ્ફરની નાસભાગ

હવે મુઝફ્ફર પોતાની સાથેનાં માણસો સાથે વીરમગામ સુધી ધસી આવ્યો ત્યાંસુધી પણ અમીનખાન કે જામ બેમાંથી કોઈની સહાય આવી પહોંચી નહિ.[૨૮] ખાનખાનાન સૈન્ય લઇને આવે છે એ સમાચારથી ઊલટા એ લોકોએ પોતાના એલચીઓને વાટાઘાટ કરવા મોકલ્યા. એમણે ખાનને કહેવડાવ્યું કે અમે મુઝફ્ફરને સ્થાન આપ્યું નથી. ખાનખાનાને કુનેહ વાપરી ઉત્તર વાળ્યો કે અમે તમને ઇજા કરીશું નહિ, પરંતુ તમારે મુઝફ્ફરને આશ્રય આપવો નહિ તેમજ તમારા મુલકમાંથી તેને રસ્તો પણ આપવો નહિ. આ સમાચાર જ્યારે સુલતાનને મળ્યા ત્યારે એ હતાશ થઈ બરડાના ડુંગરોમાં જઇ ભરાયો. અમીનખાને મીર અબુતુરાબની લાગવગ વાપરી પોતાના પુત્રને ખાન પાસે મોકલ્યો અને વફાદારી વ્યક્ત કરી.[૨૯] જામે મુઝફ્ફરની જગ્યા શાહી લશ્કરને બતાવી દોરવાનું વચન આપ્યું. જામના ભોમિયાઓ સાથે શાહી લશ્કર બરડાના ડુંગરોમાં ગયું, પણ ત્યાં મુઝફ્ફરનો પત્તો લાગ્યો નહિ. એ દ્વારકા તરફ ગયો હતો અને ત્યાંથી જામના મુલકમાં થઈ ગૂજરાત તરફ નાસી ગયો હતો. ખાનખાનાનનું સૈન્ય માત્ર લૂંટ કરીને પાછું ફર્યું.[૩૦] મિરઝાંખાને હવે પોતાના સૈન્યના ચાર ભાગ કરી એકની સરદારી પોતે રાખી બાકીના ત્રણની જુદી જુદી, નવરંગખાન, તબકાતના લેખક નિઝામુદ્દીન બક્ષી અને દોલખાન લોદીને આપી. એ લોકોને સૌરાષ્ટ્રનો આ તરફનો મુલક લૂંટીને તારાજ કરવાનો હુકમ કર્યો. મુઝફ્ફર જામના મુલકમાંથી પસાર થઇને અમદાવાદ ચાલ્યો ગયો છે તથા પોતાના પુત્રને જામ પાસે મૂકતો ગયો છે એવા સમાચાર મળતાં, જામે કરેલી સંધિના ભંગ માટે એને શિક્ષા

---

૨૭: અહમદી ગુ. ભા. પૃ. ૧૫૬. ખાનખાનાને અમદાવાદનું રક્ષણ કલીજખાનને સોંપ્યું. પાટણ સૈયદ કાસીમને સોંપ્યું. પોતે તબકાતના લેખક નિઝામુદ્દીન, નવરંગખાન, તથા ખાજા અબુલ કાસીમને સાથે રાખી લશ્કર લઈ સૌરાષ્ટ્ર તરફ ઊપડચો. તબકાતના લેખકે આ વિગત નોંધી નથી; સિકંદરીમાં પણ નથી.

૨૮: તબકાતે અકબરી, ઇલિયટ–૫ પૃ. ૪૩૮. આ વખતે સાથીદારોની રાહ જોઈ તે ન આવ્યા તે દરમ્યાન મુઝફ્ફરે રાધનપુર લૂંટચું એમ અહમદી પૃ. ૧૫૬ ઉપરથી સમજાય છે. તવારીખોનાં વર્ણનો અહીં ગૂંચવણવાળાં છે.

૨૯: એ જ, પૃ. ૪૩૮. અહમદી પૃ. ૧૫૬.

૩૦: એ જ, પૃ. ૪૩૮.

કરવા મિરઝાંખાન એ તરફ ઊપડયો.[૩૧] જામે લડાઈ કરવા લશ્કર તો તૈયાર કર્યું, પરંતુ છેવટે મિરઝાંખાનની માફી માંગી સમાધાન કર્યું, અને તે માટે હાથી તથા કચ્છી ઘોડા ભેટ તરીકે નજર કર્યાં. આ કાર્યમાં એણે શાહી લશ્કરના હિંદુ સરદારો રાય દુર્ગાદાસ તથા કલ્યાણરાયને વચ્ચે નાંખ્યા હતા.[૩૨]

## મુઝફ્ફર ગૂજરાતમાં

સુલતાન મુઝફ્ફર સૌરાષ્ટ્રમાં આ રીતનો દગો થયાથી ઝડપથી ગૂજરાત તરફ નાસી ગયો હતો. એની સાથે થોડા ફૂટેલા મુઘલ તથા થોડા સૌરાષ્ટ્રી સવારો હતા. સાબરમતીની બીજી બાજુના ડુંગરોમાં કોળી ઠાકોરોની એને સહાય મળે તેમ હતું. પ્રાંતીજ બાજુથી ઉથના તથા દાંતાના પહાડોમાં એને કોળીઓનો સાથ મળી રહ્યો.[૩૩] એ તરફનાં શાહી થાણાંઓના રક્ષકોએ એનો સામનો કર્યો. પાટણથી સૈયદ કાસમ એની સામે પ્રાંતીજ તરફ આવ્યો તથા હડાળામાં રાખેલું લશ્કર પણ ઝડપથી મદદે આવ્યું. સૌરાષ્ટ્રમાં મિરઝાંખાનને મુઝફ્ફર અમદાવાદ ગયો છે એવા ખબર મળતાં એ ઝડપથી ગૂજરાત તરફ પાછો ફર્યો. શાહી સામનો બધી બાજુથી થવાથી મુઝફ્ફર હાર્યો અને રાજપીંપળા તરફ નાઠો. ધંધુકા પાસે એણે સાવચેતી માટે ખંભાત તરફ જતા મહામાર્ગ ઉપર પણ એક લશ્કરી ટુકડી રાખી.[૩૪] ગૂજરાતમાં આ

---

૩૧: અહમદી, પૃ. ૧૫૬. તબકાત: પૃ. ૪૩૯. જામ પાસે વીસ હજારનું લશ્કર લડવા તૈયાર હતું એમ તબકાત લખે છે, જ્યારે બદૌની આઠ હજાર માત્ર લખે છે. જામની દાનત શુદ્ધ નહોતી એમ પણ લખે છે. તવારીખોમાં સૈન્યના આંકડામાં હમેશાં મોટો ફેર માલૂમ પડે છે. વ્યૂહરચનામાં ખાનખાનાન નિષ્ણાત હતો એ આ ઉપરથી સમજાશે. સિકંદરી, પૃ. ૪૬૯માં સોળ હજાર સવાર ને ૨૦ હજાર પાયદળ લખે છે. જામના રજપૂતો કેસરિયાં કરવા તૈયાર થયા એમ લખી એને માટે તે સમયનો મુસલમાની શબ્દ **લઉહા** એવો લખે છે. પરંતુ આ યુદ્ધ થયું લાગતું નથી.

૩૨: અહમદી, પૃ. ૧૫૬–૧૫૭. તબકાત, પૃ. ૪૩૯માં કચ્છીને બદલે અરબી ઘોડા અને ત્રણ હાથી લખે છે. બદૌની લખે છે કે કચ્છી ઘોડા અરબી ઘોડા જેવા જ સારા છે. ઘોડાની બાબતમાં આ નોંધપાત્ર વાત છે.

૩૩: તબકાતે અકબરી: ઇલિયટ–૫, પૃ. ૪૩૯. અહમદી, પૃ. ૧૫૭. સાબરકાંઠાનો ઓથલિયાના એક કોળી ઠાકોરનું નામ તબકાત "ભાઇ" લખે છે તે મુઝફ્ફરનો ખાસ મળતિયો હતો. નામ સ્પષ્ટ થતું નથી, પણ સાબરકાંઠાના કોળી ઠાકોરોનો સુલતાનને સારો ટેકો હતો એટલું તો સમજાય છે. આ બખેડાઓમાં ખાનખાનાન સૌરાષ્ટ્ર તરફ હોવા છતાં આસપાસનાં થાણાંના રક્ષકોએ સામનો કર્યો એ ખાનખાનાનની વ્યવસ્થાશક્તિ બતાવે છે.

૩૪: તબકાતે અકબરી, ઇલિયટ–૫, પૃ. ૪૩૯. સૌરાષ્ટ્રથી ખંભાતનો મહામાર્ગ હડાળા–ધંધુકા–થી જતો હતો એમ તબકાતનું લખાણ સ્પષ્ટ છે. High road to Kambay એવા શબ્દો એણે વાપર્યા છે. ખંભાતમાં મુઝફ્ફર તરફના લોકો હતા એ જૂનો અનુભવ હતો તેથી તે તરફનો રસ્તો ખાનખાનાને બંધ કર્યો એ પણ એની લશ્કરી વ્યૂહરચનાની કુનેહ બતાવી આપે છે.

રીતે ન ફાવવાથી મુઝફ્ફર પાછો સૌરાષ્ટ્ર તરફ નાસી ગયો. ખાનખાનાન અમદાવાદ તરફ ઊપડયો. એ દરમ્યાન એને બાદશાહ અકબરે દરબારમાં તેડાવ્યો એટલે એ ઝડપી કૂચથી આગ્રા તરફ ગયો. અમદાવાદ અને ગૂજરાતની વ્યવસ્થા કલીજખાનને સોંપી.[૩૫] તબકાતનો લેખક નિઝામુદ્દીન પણ એની સાથે હતો.

**મુઝફ્ફર કચ્છ તરફ નાસી ગયો અને શાહી લશ્કરની ગૂજરાતમાં હિલચાલ**

આમ એક વર્ષ લગભગ વીતી ગયું. નાસીપાસ થયેલો સુલતાન મુઝફ્ફર સૌરાષ્ટ્રમાં જઈ પાછો તૈયારીઓ કરવા લાગ્યો. જામ અને અમીનખાનના કૃત્યથી એ નિરાશ થયો હતો, પરંતુ સૌરાષ્ટ્રના લોકો અને બીજા જમીનદારોનો એને સાથ મળ્યો[૩૬] એટલે મુઝફ્ફરે અમીનખાન ઉપર ચડાઈ કરી. આ સમાચાર અમદાવાદમાં જાણવામાં આવ્યા ત્યારે કલીજખાન અમદાવાદના રક્ષણ માટે રહ્યો અને નિઝામુદ્દીન અહમદ સૈયદ કાસીમ બહારા તથા મેદિનીરાયને લઈ સૌરાષ્ટ્ર તરફ ચાલ્યો. આ બાદશાહી સરદારો હડાળા પહોંચ્યા ત્યારે મુઝફ્ફરને પોતાની સલામતી બરોબર ન લાગવાથી અમીનખાન સાથેની લડાઈ બંધ કરી ઘેરો ઉઠાવી લઈ કચ્છ તરફ નાસી ગયો.[૩૭] નિઝામુદ્દીને અમીનખાન અને કલીજખાનને પોતાની સાથે રહી મુઝફ્ફરની પૂંઠ આખર સુધી પકડવાનો નિશ્ચય વ્યક્ત કર્યો અને એ લોકો મોરબી તરફ ગયા. આ સમાચાર મળતાં મુઝફ્ફર કચ્છમાંથી જેસલમેર તરફ ગયો છે એવા એમને ખબર મળ્યા.[૩૮] અમીનખાન અને જામે પોતાના પુત્રને શાહી લશ્કર સાથે

---

૩૫: તબકાત, પૃ. ૪૩૯. અહમદી, પૃ. ૧૫૭-૫૮. ખાનખાનાન અકબરનો સગો હતો અને એને થોડા વખત માટે શાહજાદા મુરાદના લગ્નપ્રસંગે બોલાવવામાં આવ્યો હતો એમ સમજાય છે.

૩૬: અહમદી (પૃ. ૧૫૬) આ બીના નજીવી હોય એવા હલકા શબ્દોમાં લખે છે અને લુચ્ચા માણસો મુઝફ્ફર પાસે ભેગા થયા એમ જણાવે છે. પણ તબકાતમાં નિઝામુદ્દીન સ્પષ્ટ લખે છે કે (ઇલિયટ-૫, પૃ. ૪૪૦) અમીનખાને મોટી રકમ લીધી છતાં સહાય ન કરી તેથી મુઝફ્ફરે તેના ઉપર ચડાઈ કરી. એ વખતે સૌરાષ્ટ્રના લોકો અને જમીનદારોનો એને ટેકો હતો–Supported by the people of Kathiawar and the Zamindars–આ અમીનખાન આ વખતે અમરતલીમાં કિલ્લામાં ભરાયો હતો એમ તબકાત લખે છે. તે અમરેલી કે અમરતવેલી તે નક્કી થઈ શક્યું નથી.

૩૭: તબકાતે અકબરી, ઇલિયટ-૫, પૃ. ૪૪૦. એમાં લખે છે કે મુઝફ્ફરની પૂંઠ પકડવા નિઝામુદ્દીને અમીનખાનને કહેવડાવ્યું. અહમદી, પૃ. ૧૫૬.

૩૮: એ જ, પૃ. ૪૪૦. જેસલમેર તરફ જવાની ગપ ચલાવી જણાય છે, જેથી કરીને શાહી લશ્કર પાછું જાય. બીજી તવારીખોમાં જેસલમેરનું નામ નથી. મુઝફ્ફર કચ્છમાંથી ગૂજરાત તરફ ગયો હતો.

મોકલ્યા અને નિઝામુદ્દીન વગેરે સૈન્ય સાથે પાછા વીરમગામ આવ્યા,[૩૯] એટલામ ખાનખાનાન આગ્રાથી પાછો ફરીને ગૂજરાત તરફ આવે છે એવા ખબર આ સરદારોને મળ્યા. રસ્તામાં ઝાલોરના ગઝનીખાન અને શિરોહીના રાજા સાથે અથડામણ થઈ હતી. નિઝામુદ્દીન સૈયદ કાસીમ સાથે ખાનખાનાનને સામા જઈ મળવા તથા મદદ કરવા નિશ્ચય કરી ઉત્તર તરફ સૈન્ય લઈ ઊપડ્યા.[૪૦] આખરે બધા અમદાવાદ આવ્યા. આ વખતે ખાન આઝમ અઝીઝકોકા દક્ષિણમાં લશ્કર સાથે હતો તે નંદરબાર આવીને છાવણી નાંખીને પડ્યો હતો. ખાન આઝમની બહેન ખાનખાનાન સાથે પરણાવી હતી એટલે આ બે શાહી મુઘલ અમીરો સાળા બનેવી થતા હતા. ખાન આઝમે દક્ષિણથી ખાનખાનાનને સહાય માટે લખ્યું હતું, પરંતુ પોતાનું લશ્કર નંદરબાર રાખીને પોતે એકલો અમદાવાદ તરફ સગાંઓને મળવા આવી રહ્યો હતો. સહાયનો કાગળ મળતાં જ ખાનખાનાને લેખક નિઝામુદ્દીન બક્ષીને બીજા અમીરો સાથે મદદે જવા મોકલ્યો હતો તે મહમૂદાવાદ (મહેમદાવાદ)સુધી જઈ પહોંચ્યો હતો.[૪૧] આ સમાચાર ખાનખાનાનને મળ્યા ત્યારે એ ખાન આઝમનો સત્કાર કરવા ઝડપથી અમદાવાદથી નીકળ્યો, અને નિઝામુદ્દીને પડાવ નાંખ્યો હતો ત્યાં જ મહેમદાવાદમાં બંને ખાન મળ્યા. અહીંથી ખાન આઝમ નંદરબાર તરફ ગયો અને ખાનખાનાને નિઝામુદ્દીન બક્ષીને પોતે પાછળ તૈયાર થઈ આવે ત્યાં સુધી ખાન આઝમની સહાયાર્થે વડોદરા જઈ રાહ જોવા જણાવ્યું. ત્યાંથી એ લોકો ભરૂચ ગયા ત્યારે ખાન આઝમનો પત્ર મળ્યો કે વર્ષા ઋતુને લીધે યુદ્ધ બંધ રહ્યું છે અને પોતે માળવા તરફ જઈ રહ્યો છે. ખાનખાનાન હવે અમદાવાદ પાછો ફર્યો.[૪૨] હવે ખાનખાનાનને કાબુલ તરફ જઈ રહેલા અકબર બાદશાહ સાથે જોડાવાની ઇચ્છા થઈ એટલે બાદશાહે એને બોલાવી લીધો. લેખક નિઝામુદ્દીન કલીજખાન અને નવરંગખાન પોતપોતાની જગ્યાઓએ કાયમ રહ્યા.[૪૩]

૩૯: એ જ, પૃ. ૪૪૦.

૪૦: એ જ, પૃ. ૪૪૦. તબકાત પ્રમાણે ગઝનીખાને ખાનખાનાન તરફ સભ્યતા બતાવી નહોતી અને ઉદ્ધત વર્તણૂક રાખી હતી તેથી પાછા વળતાં એને શિક્ષા કરવા કેદ કર્યો હતો.

૪૧: તબકાત–ઇલિયટ–૫, પૃ. ૪૪૨. નિઝામુદ્દીને મહેમદાવાદમાં સુલતાન મહમૂદના આહુખાનાના મહેલમાં ઉતારો કર્યો હતો.

૪૨: એ જ, પૃ. ૪૪૨.

૪૩: એ જ, પૃ. ૪૪૩. ખાનખાનાનના ગયા પછી અને બીજે સૂબો આવતાં સુધી તબકાતનો લેખક નિઝામુદ્દીન અહમદ ગૂજરાતની શાહી લશ્કરી હિલચાલનો મુખ્ય નિયામક હોય એવું સમજાય છે.

## ઝાલાવાડનો રાયસિંહ અને એનાં લોકગીતો

ખાનખાનાન સારાષ્ટ્રમાં મુઝફ્ફર સામે યુદ્ધો કરી રહ્યો હતો ત્યારે એક બનાવની નોંધ સાંસ્કૃતિક દૃષ્ટિએ લીધા વિના ચાલે તેમ નથી. એ વખતે ઝાલાવાડમાં રાયમાનસિંહ નામે ઠાકોરની સત્તા હતી. એના પુત્ર રાયસિંહને જામ અને કચ્છના ખેંગાર સાથે સારો બનાવ નહોતો. રાયસિંહ બહાદુર હતો. એણે જામ, ખેંગાર તથા આસપાસના બીજા જમીનદારોને વશ કર્યા હતા. એક વખત ખેંગારના ભત્રીજાઓ રાયત અને સાયત ઝાલાવાડના રાયસિંહ સામે લડવા આવ્યા. મોરબી માળિયા સુધી કચ્છના રાવની સત્તા હતી, તેથી ઝાલાવાડની સરહદે જ યુદ્ધો થતાં. આ લડાઈમાં સાયત માર્યો ગયો, બન્ને બાજુએ ભારે ખુવારી થઈ. રામસિંહ ઘવાયો હતો તેથી રણ-સંગ્રામના મેદાનમાં પડી રહ્યો હતો. ત્યાં થઈને જતા જોગીઓના ઝુંડે એને ઉપાડી લીધો અને પોતાની સાથે બંગાળ બાજુ લઈ ગયા. બે વર્ષ પછી જોગીની દશામાં એ સ્વદેશ પાછો આવ્યો ત્યારે નિરાશ્રિત દશામાં હતો. ખાનખાનાન મુઝફ્ફર સામે સૌરાષ્ટ્રમાં વીરમગામને રસ્તેથી ગયો હતો ત્યારે રાયસિંહે પોતાની વીતેલી વાત કહી. ખાનખાનાને ઝાલાવાડના જાણીના માણસોને બોલાવી રાયસિંહની ઓળખ કરવા કહ્યું. રાયસિંહ ખરો હક્કદાર છે એમ નક્કી કરી એને ઝાલાવાડની ગાદી અપાવી. આમ રાયસિંહ શાહી અમીરોનો સાથી થયો અને જામ તથા ખેંગાર વગેરે સામે ઉપયોગમાં આવ્યો.[૪૪] આ રાયસિંહની વીરતા અને શૌર્યનાં લોકગીતો એ સમયે ઝાલા-વાડમાં ગવાતાં હતાં અને એની પ્રસિદ્ધિ સારી હતી.[૪૫] એણે હળવદ તાબે

૪૪: તબકાતે અકબરી: ઇલિયટ–૫, પૃ. ૪૪૩. આ હકીકત નિઝામુદ્દીને તબકાતમાં આપી છે. બીજી તવારીખોમાં નથી. કાઠિયાવાડ ગેઝેટિયર પ્રમાણે લોકકથા વગેરેને આધારે આમાં સહેજ ફેર પડે છે. પણ વાત સાચી છે. જોગીનું નામ મકન ભારથી અતીત હતું. તબકાત બંગાળ લઈ ગયાનું લખે છે. ગેઝેટિયરમાં દિલ્હી ગયાનું લખે છે. રાયસિંહ બે વર્ષ દિલ્હીમાં રહ્યો અને ત્યાં બાદશાહી અમલદારોનો સંપર્ક થયો. આ રાયસિંહને ધ્રોળનો જસોજી પોતાનો મામો થતો હતો. તેની સાથે ડંકો વગાડવાની ચડસાચડસીમાં યુદ્ધ થયું. તેમાં જસોજી મરાયો. તેનું વેર કચ્છના સાહેબજીએ રાયસિંહ ઉપર લીધું. ખોટી ચડસાચડસી ને હુંપદમાં રજપૂતો આમ ખુવાર થયા છે. ચારણોએ એમાં ઉમેરા કર્યા છે તે આગળ જોઈશું. રાયસિંહના પિતા માનસિંહની માસી વાંકાનેરના રાજાની પુત્રી થતી હતી તે સુલતાન બહાદુર સાથે પરણી હતી. માસીના કહ્યા છતાં માનસિંહ સુલતાન સાથે બહારવટું કરતો હતો.

૪૫: આ લોકગીતોની વાતનો તબકાત પૃ.૪૪૩માં લેખકે ઉલ્લેખ કર્યો છે. એ જમાનામાં મુસલમાન સમકાલીન લેખકે લોકગીતોની લીધેલી નોંધ સાંસ્કૃતિક દૃષ્ટિએ મહત્ત્વની ગણી શકાય. લોકગીત મેળવવા પ્રયત્ન કરવા છતાં નમૂનો મળ્યો નથી.

કર્યું. આ વખતે એના વિરોધીઓ લડવા આવ્યા. એ ચોગ્રાન ખેલતો હતો તે વખતે આ સમાચાર મળવાથી રાત્રે ચંદ્રને અજવાળે લડવા આગળ ધસ્યો. એ વખતે સામે બળવાખોરોએ દગાથી કહ્યું કે જો તું ખરો રાયસિંહ હોય તો રાત્રે લડાઈ કરવા આવે નહિ. આ સાંભળી એ રાત્રિનું યુદ્ધ બંધ કરી આરામ લેવા ગયો. બળવાખોરોએ વહેલી સવારે એને એના એંશી સાથીદારો સાથે કાપી નાંખ્યો.[૪૬]

**જમીનદારો, વાંટાદારો, કોળી ગરાસિયા વગેરેમાં અશાંતિ : મુઝફ્ફરને મળતી સહાય**

અકબરના સૂબાઓનો ઘણોખરો સમય મુઝફ્ફરશાહની સામે યુદ્ધો કરવામાં તથા રાજ્યક્રાંતિનો સમય હોવાથી જૂના જમીનદારો તથા બીજા તોફાનીઓની સામે લડવામાં ગયો. રાજા ટોડરમલ્લે જમીનની માપણી કરી મહેસૂલ નક્કી તો કરેલું, પરંતુ એ બધું સરકારી ચોપડાઓમાં જ રહ્યું હતું, અમલમાં ખાસ કંઈ આવ્યું હોય એમ દેખાતું નહોતું. સલ્તનતના સમયમાં લશ્કરી વ્યવસ્થા માટે રજપૂતો અને કોળી ઠાકોરોને ગામમાં વાંટા કરી આપ્યા હતા અને સરકારી ભાગ તળપદ તરીકે રહ્યા હતા. આ વ્યવસ્થા પણ સીધી રીતે તો બહાદુરશાહના સમય સુધી ચાલી. મહમૂદ ત્રીજાએ એના પ્રધાન આસફખાનની સલાહથી ઘણા વાંટા રદ કરી રજપૂત કોળી સરદારોની કતલ કરેલી તે પાછળ જોઈ ગયા. પરંતુ ગૂજરાતમાં અમીરોની સત્તાના વખતમાં તથા અકબરના સમયની ક્રાંતિમાં વ્યવસ્થા તુટી પડી હતી. જ્યાં જેને લાગ ફાવ્યો ત્યાં વાંટાદારો તળપદની જમીનો પચાવી પડયા. મોટા જમીનદારોએ જે હાથ લાગે તે પચાવવા માંડયું બિનલડાયક પ્રજા પોતાની જમીનોના ટુકડા સાચવવા માટે લડાયક વાંટાદારો માથાભારે કોળી રજપૂતો વગેરેના રક્ષણના બદલામાં જમીનોના નાના ટુકડા આપી સંતોષવા લાગ્યા. અમલદારો પણ મનફાવે તેવા લાગા લેવા મંડયા. મુસલમાનોનો એક વર્ગ દરેક ગામમાં પોતાની જમીનો ઉપરાંત રક્ષણ માટે મળતી જમીનો લઇને સમાજના શંભુમેળાનું એક અંગ બન્યો.[૪૭] જૂનું એટલું

૪૬ : તબકાત, ઇલિયટ : ૫, પૃ. ૪૪૩–૪૪. ગેઝેટિયર કહે છે કે રાયસિંહને લોકોએ ગાદી તો આપી, પણ એની રાણીઓએ એનો પતિ તરીકે સ્વીકાર ન કર્યો, માત્ર વાવના ચૌહાણની કુંવરીએ સ્વીકાર કર્યો, તેથી રૂઢિ વિરુદ્ધ લાગવાથી ઝાલાઓ નાંદોલા ચૌહાણોની કન્યા આજે પણ લેતા નથી. ગૂજરાતી સમાજમાં આવી કંઈક શાખાઓ ને તડો હલકાં ઊંચા ગણાઈ ગયાં છે.

૪૭ : અહમદી, ગુ.ભા. પૃ. ૧૭૪ થી ૭૭ એમાં આ વર્ણન લંબાણથી છે. એમાં એ વખતની વહીવટી સ્થિતિનો ખ્યાલ આવે તેમ છે.

સોનું માનનારો સમાજનો વર્ગ આવા સ્વાર્થસાધકો સાથે મળતાં સુલતાન મુઝફ્ફરને સારો ટેકો લોકો તરફથી મળી રહ્યો હતો. નાના અમલદારો સામે મોટા પાસે અને મોટા સામે છેક શાહી દરબાર સુધી ફરિયાદો જવા લાગી. આમ મુઝફ્ફરને માટે અનુકૂલ વાતાવરણ હતું, અને બાદશાહી અમીરો યુદ્ધની દોડાદોડીમાં વહીવટી વ્યવસ્થા બરોબર જાળવી શકયા નહિ.[૪૮]

## સૌરાષ્ટ્રમાં મુઝફ્ફરની પૂંઠે નિઝામુદ્દીન બક્ષીની દોડાદોડી

ખાનખાનાનના ગયા પછી, રીત પ્રમાણે, ઇસ્માઇલ કુલીખાનની સૂબાના પદ માટે નિમણૂક થઈ,[૪૯] પરંતુ તે ટૂંક સમય માટે જ રહી હતી. લશ્કરી સત્તા કલીજખાન અને નિઝામુદ્દીન અહમદ પાસે હતી. ખાનખાનાન ગૂજરાત-માંથી ગયાના સમાચાર મળતાં મુઝફ્ફરે એક પ્રયત્ન ફરીથી કરવા માંડયો. ઉપર જોયું તેમ હળવદમાં રાયસિંહને દગાથી મારી નાંખ્યો તે માટે કલીજ-ખાનને અમદાવાદમાં રાખી સૈયદ કાસીમને લઇને નિઝામુદ્દીન હળવદ ગયો. એણે ત્યાંથી મેદિનીરાયને એક ટુકડી આપીને મોરબી-માળિયા તરફ મુઝફ્ફર સામે મોકલ્યો. જામે રાયસિંહને મરાવી નંખાવ્યા બદલ દિલગીરી દર્શાવી. મુઝફ્ફર મધ્યસૌરાષ્ટ્ર તરફ નાસી ગયો એટલે નિઝામુદ્દીન બક્ષી અમદાવાદ આવ્યો,[૫૦] કલીજખાન સુરત જવા ઊપડયો. આ તકનો લાભ લઈ મુઝફ્ફર ધોળકા અને ખંભાત હાથ કરવા કાઠી અને જાડેજાઓની ટુકડીઓ લઇને આવ્યો.. મેદિનીરાય આ વખતે ધોળકે હતો. એણે અમદાવાદ સમાચાર લખ્યા. નિઝામુદ્દીન સૈન્ય લઇ સરખેજ પાસે પડાવ નાંખી તૈયારી કરતો હતો. કલીજખાન સુરત જવાને બદલે પાછો ફરી એને મળ્યો. મુઝફ્ફર ધોળકાથી ચાર ગાઉ હતો ત્યાં એણે આ સમાચાર સાંભળ્યા એટલે શાહી લશ્કરના ડરથી મોરબી તરફ પાછો ચાલ્યો ગયો.[૫૧] નિઝામુદ્દીને અમદાવાદ આવી વીરમગામને રસ્તે મુઝફ્ફરની પૂંઠ પકડવાના ઇરાદાથી ઝડપની કૂચ કરી. મુઝફ્ફરને ડરાવવા માટે ત્યાંથી થોડા ઘોડેસવારોને ઢોલનગારા સાથે આગળ મોકલ્યા અને શાહી સૈન્ય આવે છે એવો દેખાવ કરવા કહ્યું. આ યુક્તિ સફળ થઈ, અને મુઝફ્ફર કચ્છ તરફ નાસી ગયો છે એવા સમાચાર મળ્યા

૪૮: અહમદી, ગુ. ભા. ૧૭૫-૭૬. આમાં સરકારી અધિકારીઓ પણ કેવી રીતે ખાઈ જતા તેનું વર્ણન કર્યું છે. આગળ વહીવટી પ્રકરણમાં તેની વિગતો લખીશું.

૪૯: એ જ, પૃ. ૧૭૨. એના અમલમાં દીવાની ખાજા અબુલ કાસીમની હતી.

૫૦: તબકાતે અકબરી, ઇલિયટ: ૫, પૃ. ૪૪૪.

૫૧: એ જ, પૃ. ૪૪૪-૪૫.

એટલે નિઝામુદ્દીન અમદાવાદ પાછો આવ્યો.[૫૨]

## કચ્છના લોકો રાધનપુર ઉપર ચડાઇ કરે છે. નિઝામુદ્દીન કચ્છને શિક્ષા કરે છે અને કોળી ગરાસિયાને વશ કરે છે.

આમ ચાર માસ પસાર થયા. એવામાં કચ્છમાં ખેંગારના ભત્રીજાઓએ એક હજાર ઘોડા અને દસ હજારનું પાયદળ ભેગું કરી રણ તરફથી ગૂજરાતમાં રાધનપુર ઉપર ચડાઈ કરી.[૫૩] અમદાવાદમાં આ સમાચાર મળતાં જ નિઝામુદ્દીન લશ્કર લઈ એ તરફ ગયો એટલે એ લોકો પાછા રણુ ઓળંગીને કચ્છમાં ચાલ્યા ગયા. આ વખતે નિઝામુદ્દીને નિશ્ચય કર્યો કે આ બધાં તોફાનોનો હમેશ માટે અંત લાવવો જોઇએ. એટલે શાહી લશ્કર કચ્છમાં ગયું અને ત્યાં ત્રણસો ગામો તારાજ કર્યાં તથા પુષ્કળ લૂંટ મેળવી. ત્યાંથી બાર કોસની ખાડી ઓળંગી એ લોકો સામી બાજુ મોરબી તરફ આવ્યા. આ ખાડીમાં કેડસમું પાણી રહેલું હતું. મોરબી અને માળિયા કચ્છના તાબામાં હતાં તે પરગણાં તારાજ કર્યાં. નિઝામુદ્દીન મોરબીમાં ત્રણ દિવસ રોકાયો. ત્યાંથી કચ્છના રાજાને એણે લખ્યું કે તમારા ભત્રીજાનાં કાર્યોને તમારી સંમતિ નહોતી એમ સાંભળ્યું હતું તેથી કચ્છને જોઇતી શિક્ષા કરી નથી, નહિ તો ભૂજ ઉપર પણ ચડી આવવા નિશ્ચય હતો. કચ્છના રાવે માફી માગી.[૫૪] આ વખતે જ અમીનખાનનો પુત્ર બાપની વિરુદ્ધ પડીને મુઝફ્ફર સાથે જોડાયો. એને શિક્ષા કરવા નિઝામુદ્દીન રાજકોટ તરફ ગયો ત્યારે કેટલાક જમીનદારો બળવાખોરોનો પક્ષ છોડી શાહી પક્ષમાં જોડાયા. અમીનખાન અને જામે પોતાના બીજા પુત્રોને શાહી પક્ષમાં રહેવા મોકલ્યા. નિઝામુદ્દીન બક્ષી હવે અમદાવાદ આવ્યો.[૫૫] નાના જમીનદારો, ગરાસિયાઓ વગેરે પણ અવ્યવસ્થામાં ઉમેરો કરી રહ્યા હતા અને પ્રજાને પણ ત્રાસ હતો તે ઉપર જોઈ ગયા. એમાં મહી અને સાબરકાંઠાના ગરાસિયાઓ ખૂબ માથાભારે થયા

---

૫૨: એ જ, પૃ. ૪૪૫. વીરમગામમાં ખબર પડી કે ત્યાંથી ચાર ગાઉ દૂર આવેલા અધાર ગામે મુઝફ્ફરે સૈયદ જલાલના પુત્ર સૈયદ મુસ્તફાને કુટુંબ સાથે કેદ કર્યો હતો.
૫૩: એ જ, પૃ. ૪૪૫. કચ્છના રાવના આ ભત્રીજાઓનાં નામ તબકાતમાં જસા અને અજાઈ એવાં આપ્યાં છે.
૫૪: એ જ, પૃ. ૪૪૫-૪૬. તબકાતનો લેખક પોતે આ ટુકડીમાં હાજર હતો અને તે કચ્છના રણની આ તરફના ભાગનું વર્ણન કરે છે. કેડ સમા પાણીમાંથી લશ્કર મોરબી આવ્યું. કચ્છમાં લશ્કર લઈ જવા લાવવાની મુશ્કેલીઓ છેક બ્રિટિશ સમયની શરૂઆત સુધી હતી. નિઝામુદ્દીને કચ્છના રાજાને જે પત્ર લખ્યાનો ઉલ્લેખ છે તે કદાચ આવી લશ્કરી મુશ્કેલીઓને ધ્યાનમાં લઈ સમાધાનીનો રસ્તો લેવા માટે લખેલો હોવો જોઈએ.
૫૫: તબકાતે અકબરી, ઇલિયટ-૫, પૃ. ૪૪૬.

હતા. મુઝફ્ફરને પણ એ ભાગમાં જ આશ્રય મળતો તે જોઈ ગયા. એટલે નિઝામુદ્દીન અહમદે સૈન્ય સાથે એ તરફ જઈને પ્રાંતીજ, અહમદનગર વગેરે ભાગનાં કોળી ગરાસિયાનાં લગભગ પચાસ ગામો તારાજ કર્યાં. રક્ષણ માટે એ તરફ સાત કિલ્લા બાંધી થાણાં મૂક્યાં. ત્યાંથી નીચે ઊતરીને મહીને કાંઠે વાંકાનેર અને સરનાલના બળવાખોરોને વશ કર્યા. ત્યાંના ચૈયત રાવતને મારી નાંખ્યો, કર્મી કોળી, કૃષ્ણો કોળી અને લાખો રજપૂત એ તરફ તોફાન કરવામાં મુખ્ય હતા તેમને પકડી દૂર કર્યા અને એમનાં સ્થાનોમાં પોતાની રક્ષણ-ટુકડીઓ મુકી દીધી.[૫૬] બીજે વર્ષે ઇસ્માઈલ કુલીખાનને બદલી ખાન આઝમ મિરઝાં અઝીઝકોકાને ગૂજરાતની સૂબેદારી મળી. નિઝામુદ્દીનને હવે શાહી હજૂરમાં જવાનું ફરમાન આવ્યું.[૫૭]

## સૌરાષ્ટ્ર જીતી લેવાની અને મુઝફ્ફરને તાબે કરવાની નિશ્ચયાત્મક તૈયારીઓ

ખાન આઝમે સૂબેદાર થયા પછી સૌરાષ્ટ્રમાં આશ્રય મેળવી રહેલા મુઝફ્ફર અને એના સાથીઓને વશ કરી એ બાજુની અશાંતિનો કાયમને માટે અંત લાવવા અને આજ સુધી અલગ રહેલા સૌરાષ્ટ્રને મુઘલ સામ્રાજ્યનો ભાગ બનાવી લેવા છેવટનો મોટો પ્રયત્ન આરંભ્યો. ઉપર જોઈ ગયા તે પ્રમાણે અકબરના અમલની શરૂઆતથી અને ખાસ કરીને ૧૫૮૩થી મુઝફ્ફરના બળવાનો આરંભ થયા પછી ગૂજરાત અને સૌરાષ્ટ્ર બન્ને દેશોમાં આ સૈન્યોની દોડાદોડી એટલી બધી વધી પડી હતી કે સામાન્ય પ્રજાને શાંતિ જેવું કાંઇ રહ્યું નહોતું. એટલે ખાન આઝમનો આ નિશ્ચય અકબર શાહના દૃષ્ટિ બિંદુથી જોતાં યોગ્ય જ હતો. સૌરાષ્ટ્રમાં જૂનાગઢનો અમીનખાન ઘોરી, નવાનગરનો સતોજી જામ અને ખેરડીનો લૂણોજી ખુમાણ કાઠી ગૂજરાતી

---

૫૬: એ જ, પૃ. ૪૪૬–૪૭. અહમદીએ ગરાશિયા, બાંટાદાર, જમીનદારો વગેરેએ ઊભી કરેલી મુશ્કેલીઓનું વર્ણન કર્યું છે તે ઉપર નોંધી ગયા. અહીં લેખક નિઝામુદ્દીને પોતે એ લોકોને દબાવી ઠેકાણે લાવવા જે લશ્કરી હિલચાલ કરી તેનું વર્ણન કર્યું છે અને ખાસ જમીનદારોનાં નામો પણ આપ્યાં છે. નિઝામુદ્દીને કયા કયા કિલ્લા બાંધ્યા તે લખ્યું હોત તો વધારે ઉપયોગી નોંધ ગણાત.

૫૭: એ જ, પૃ. ૪૪૭. અહીં લેખક નિઝામુદ્દીન લખે છે કે હિ. ૯૯૬માં બાદશાહે ખાન આઝમ (મિરઝાં અઝીઝ કોકા)ને ગૂજરાતની સૂબેદારી આપી અને એને હજૂરમાં બોલાવી લીધો. આ કાંઈ ભૂલ જણાય છે. આગળ એને ૯૯૮માં હજૂરમાં બોલાવ્યો એમ લખે છે તે ખરું છે. એક વાર જઇને પાછો આવ્યો હોય એમ જણાતું નથી. આ બાબતમાં અહમદીએ જે ભૂલ કરી છે તે આગળ જોઈશું.

સુલતાનના ખાસ ટેકેદારો હતા,[૫૮] પરંતુ એમાં પહેલા એ શાહી સૂબાના ડરથી મુઝફ્ફરનો ખુલ્લો પક્ષ લઈ શકતા નહિ, અને ઘણી વાર બન્ને બાજુની રમત રમતા હતા. એમાં કચ્છનો રાવ પણ ભાગ લઈ રહ્યો હતો. દક્ષિણ ગૂજરાતમાં ખાન આઝમને સગાંઓ તરફથી કેટલીક અંગત મુશ્કેલીઓ હતી તે લક્ષ્યમાં ન લેતાં એણે બાદશાહી હિત ધ્યાનમાં લઇ સૌરાષ્ટ્ર તરફ ચડાઈ કરવાના નિશ્ચયથી ઈ. સ. ૧૫૮૯-૯૦માં વીરમગામ જઈને છાવણી નાંખી અને નવરંગખાન તથા સૈયદ કાસીમ બહારાને આગળ મોકલ્યા તે મોરબી જઈને અટકયા. આ સૈન્યમાં મિરાતે સિકંદરીનો લેખક સિકંદર હાજર હતો એટલે બીજા ગ્રંથો કરતાં એની વિગત કાંઈક વધારે આધારભૂત ગણાય તેવી છે.[૫૯] અમીનખાન ઘોરી આ વખતે અવસાન પામ્યો હતો. એનો પુત્ર દોલતખાન ખુલ્લી રીતે જામ અને મુઝફ્ફર સાથે જોડાયો. ખાન આઝમે આ યુદ્ધમાં પોતાના સૈન્યના સાત ભાગ કર્યા અને જુદા જુદા સરદારોના હાથ નીચે ચારે બાજુએ દુશ્મનોને તાબે કરવા ટુકડીઓ મોકલી.[૬૦]

### શાહી લશ્કર અને મુઝફ્ફરના સાથીઓ વચ્ચે ભારે યુદ્ધ

નવરંગખાન અને સૈયદ કાસીમે જામ સતોજી સાથે પ્રથમ તો સંદેશા ચલાવ્યા. એમાં સુલતાન મુઝફ્ફરને પોતાના મુલકમાંથી કાઢવો તથા તેને રસ્તો કે આશ્રય આપવો નહિ તથા સારા ઘોડા ખંડણી તરીકે આપવા એમ કહ્યું.[૬૧] પરંતુ જામ પાસે આ વખતે મોટું લશ્કર ભેગું થઈ ગયું હતું. સુલતાન મુઝફ્ફર, ફતેહખાન ઘોરી અને લૂણોજી કાઠીને લઈ આવ્યો હતો. બળવાખોરો પાસે આ રીતે ત્રીસ હજાર જેટલું સૈન્ય હતું, જ્યારે ખાન આઝમ પાસે દસ હજારનું લશ્કર હતું. જામના પક્ષને આવી મોટી ફોજનું અભિમાન હતું તેથી તેમણે સુલેહની વાત સ્વીકારી નહિ. નવરંગખાને આ હકીકત ખાન આઝમને લખી જણાવી એટલે એ પોતાના ઓછા બળની દરકાર કર્યા વિના યુદ્ધ કરવાનો નિશ્ચય કરી પોતાની ટુકડીઓ લઈ આગળ વધ્યો.[૬૨] દૈવયોગે આ વખતે વર્ષાઋતુ શરૂ થઇ હતી અને આ બન્ને છાવ-

---

૫૮: મિરાતે સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૬૯-૭૦; અહમદી, ૧૭૭-૭૮.

૫૯: એ જ, પૃ. ૪૭૦. એમાં લડાઈનું વિગતવાર વર્ણન છે. અહમદી, પૃ. ૧૭૮-૭૯માં પણ વર્ણન છે. તબકાત આ અંતે હવે પછીનાં યુદ્ધો ટૂંકામાં પતાવે છે. એટલે એ વખતે પોતે હાજર નહોતો એ ખરું જણાય છે. છતાં લશ્કરને સાત ભાગમાં વહેંચ્યું એ વાત માત્ર તબકાત (ઇલિયટ-૫, પૃ. ૪૫૯)માં જ લખી છે.

૬૦: અમીનખાન ઘોરીના અવસાનની વાત માત્ર સિકંદરી (પૃ. ૪૭૦) જ નોંધે છે.

૬૧: સિકંદરી, પૃ. ૪૭૦

૬૨: એ જ, પૃ. ૪૭૦, અહમદી, પૃ. ૧૭૮. લશ્કરની આ સંખ્યા અહમદીમાં આપી છે.

ણીઓ સામસામી પડી હતી તે જગ્યાએ પાંચ દિવસની વરસાદની હેલી ચાલી. લશ્કરની હિલચાલ ન થઈ શકે એટલું પાણી અને કાદવ થઈ ગયાં. જામ અને મુઝફ્ફરનું સૈન્ય ઊંચાણની જગ્યાએ હતું, જ્યારે બાદશાહી લશ્કર નીચાણની જગ્યાએ હતું એ બીજી મુશ્કેલી હતી. આવી વિષમ પરિસ્થિતિમાં રજપૂતો રાત્રે શાહી છાવણીમાં પેસી હાથી ઘોડાને ઘાયલ કરતા અને બીજી ઘણી સતામણી કરી નાસી જતા. વરસાદને લીધે અનાજ અને પુરવઠો પણ આ અજાણ્યા ભાગમાં મળ્યો નહિ. રૂપિયે શેર પણ અનાજ મળ્યું નહિ ત્યારે ખાન આઝમ થાક્યો.[૬૩] એના સરદારોએ હારબંધ ઊભા રહી લડવાને બદલે તોપગોળાથી લડવાની સલાહ આપી, પણ વરસાદ અને પાણીને લીધે એ મુશ્કેલ હતું. ઉઘાડ નીકળે ત્યાંસુધી યુદ્ધ શક્ય જ નહોતું. આ પરિસ્થિતિમાં સૈયદ કાસીમ જે એક ખૂબ જ હિંમતવાળો વીર યોદ્ધો હતો, તેણે આ મોરચો પડતો મૂકી બીજી બાજુથી નવાનગર ઉપર ચડાઈ લઈ જવાની સલાહ આપી. એણે કહ્યું કે અનાજ નથી અને વખત વધુ જશે તો બળ રહેશે નહિ. જામની બધી માયા ને મિલકત શહેરમાં છે તેથી તેના ઉપર હુમલો થવાથી એ આ મોરચો છોડી આવશે, અને જ્યાં મળશે ત્યાં એને યુદ્ધ આપવું, પણ સમય બગાડવો નહિ.[૬૪]

**નવાનગર અને ધ્રોળની પાસે મોટી લડાઈ: બન્નેની ભારે ખુવારી**

આ સલાહ બધાને પસંદ પડી. જામને જ્યારે આ વાતની ખબર પડી ત્યારે એ શાહી લશ્કરને રોકવા નવાનગરને રસ્તે ઊપડ્યો. જગ્યા બદલવાથી શાહી સૈન્ય ઊંચાણની જગ્યામાં આવ્યું તેમજ રસ્તામાં લૂંટ વગેરેથી થોડો પુરવઠો પણ ભેગો થયો. ઊંચાણમાં આવવાથી જામના લશ્કરની હિલચાલ પણ દેખાઈ આવતી હતી.[૬૫] હવે જે શાહી ટુકડીઓ લડવા તૈયાર થઈ

---

સિકંદરી માત્ર મોટું લશ્કર હતું તેનું જામને અભિમાન આવ્યું એટલું જ લખે છે. જામના અભિમાનથી ખાન આઝમને ગુસ્સો ચડ્યો.

૬૩: સિકંદરી, પૃ. ૪૭૦-૭૧. અહમદી, પૃ. ૧૭૮: આ બન્ને ગ્રંથોમાં જરા ફેરવાળાં પણ વિગતવાર વર્ણનો છે. સિકંદરીનો લેખક જાતે હાજર હતો તેથી એનું વિશ્વસનીય છે. ખાનના લશ્કરની રજપૂતો સતામણી કરતા હતા એ વાત માત્ર સિકંદરીમાં છે. ખાન કંટાળીને થાક્યો એમ તો બન્ને ગ્રંથો લખે છે.

૬૪: સિકંદરી, પૃ. ૪૭૦-૭૧. સૈયદ કાસીમની સલાહ અને બહાદુરીનાં વખાણ માત્ર સિકંદરીમાં છે. અહમદી આ યુદ્ધમાં મોરબીના કરણપાલ, હળવદના રાયસિંહનો પુત્ર ચંદ્રસિંહ વગેરે આવી ખાનને મળ્યા એમ લખે છે. સિકંદરીમાં એ નામો નથી. તબકાત નો આ વર્ણન ખૂબ ટૂંકામાં પતાવે છે.

૬૫: અહમદી, પૃ. ૧૭૮-૭૯.

તેમાં સૈયદ કાસીમ બહારા આગલી ટુકડીમાં હતો, નવરંગખાન જમણી તરફ હતો, ખાજા મુહમ્મદ રફી અને ગુજરખાન ડાબી તરફ હતા, ખાન આઝમનો પુત્ર પાછલા ભાગમાં હતો, ખાન પોતે મોખરે રહ્યો હતો.[૬૬] કેટલાક સરદારોની સલાહ બીજે દિવસે યુદ્ધનો આરંભ કરવાની હતી, પરંતુ સૈયદ કાસીમે વખતનો વ્યય ન કરતાં તુરત જ લડવાની સલાહ આપી અને ખાન આઝમે એ વાત કબૂલ રાખી.[૬૭] આ વખતે ભયંકર ઝપાઝપી અને લડાઈઓ થઈ. જામના પુત્ર અજોજી તથા પ્રધાન જસાજીએ તરવારનું યુદ્ધ ચલાવ્યું.[૬૮] અમીનખાનનો પુત્ર દોલતખાન તોપોનો મારો ચલાવી સૈયદ કાસીમના લશ્કર ઉપર તૂટી પડ્યો. આ યુદ્ધમાં શાહી લશ્કરની ડાબી પાંખ હારી ગઈ,[૬૯] એટલે અજોજી ને જસોજી સૈયદ કાસીમની ટુકડી તરફ ધસ્યા. બન્ને પક્ષે ઘણા માણસો માર્યા ગયા. ભયંકર મારામારી ચાલી રહી હતી એમાં જમણી પાંખના સરદારો મિરઝાં અનવર વગેરે અને ખાન આઝમ પોતે મદદે આવી પહોંચ્યો.[૭૦] મુઝફ્ફર દોલતખાન અને જામ રણક્ષેત્રમાંથી નાસી ગયા. આ યુદ્ધમાં શાહી લશ્કર હારવાની અણી ઉપર હતું, પણ છેલ્લી ઘડીએ ખાનને વિજય પ્રાપ્ત થયો. શાહી લશ્કરના સારા સારા ત્રીસથી ચાળીસ સરદારો માર્યા ગયા તેમાં અબુતુરાબનો ભત્રીજો શરફુદ્દીન, ખાજામહમ્મદ રફી, સૈયદ કબીર વગેરે મુખ્ય હતા.[૭૧] બીજે દિવસે યુદ્ધ કરવા આવતાં જામ અજોજી તથા જસોજી પણ માર્યા ગયા.[૭૨] કાઠીઓ તો

---

૬૬: સિકંદરી, ગુ.ભા. પૃ. ૪૭૧-૭૨ આ વ્યૂહરચના અહમદીએ નથી લખી. સિકંદરીનું લખાણ વધારે વિગતવાળું છે.

૬૭: એ જ, પૃ. ૪૭૧-૭૨. સૈયદ કાસીમ બહારા આ બાબતમાં દૃઢ નિશ્ચયવાળો હતો. વિજયનો યશ એને મળે તેમ છે.

૬૮: એ જ, પૃ. ૪૭૨, તોપો બન્ને તરફ હતી, પરંતુ એનો ઉપયોગ મુસલમાનો જ કરતા એમ જણાય છે. સામે પક્ષે તોપો દોલતખાન ઘોરી પાસે હતી. રજપૂતો તો જૂની રીતે જ લડતા હતા.

૬૯: મુઘલ લશ્કરની ડાબી પાંખની હારની નોંધ માત્ર સિકંદરી જ કરે છે. પૃ. ૪૭૨. જામના પુત્રનું નામ અજાને બદલે સચો લખે છે.

૭૦: સિકંદરી, ગુ.ભા. પૃ. ૪૭૨.

૭૧: એ જ, પૃ. ૪૭૨. અહમદી પૃ. ૧૭૯માં મુઘલ લશ્કરના બસો માણસો મર્યા ને પાંચસો ઘાયલ થયા એમ લખે છે. જામ વગેરેના ૧૫૦૦ માણસો માર્યા ગયા એમ સિકંદરી લખે છે, જ્યારે અહમદી ૫૦૦ લખે છે. તબકાત-ઇલિયટ-૫, પૃ. ૪૫૯માં ચાર હજાર રજપૂતો માર્યા ગયાનું લખે છે. આમ ખુવારીની સંખ્યા તવારીખો કદી ખરી લખતી નથી. અહમદી સાતસો ઘોડા અને ઘણી લૂંટ ખાનના હાથમાં આવ્યાનું લખે છે.

૭૨: સિકંદરી, પૃ. ૪૭૨. કાઠિયાવાડ ગેઝેટિયર આ વાતને ટેકો આપે છે. તબકાત પણ પૃ. ૪૫૯માં નોંધ કરે છે. તબકાતનું આ વર્ણન પણ માત્ર ટૂંકું એક જ ફકરામાં સમાયેલું છે.

પહેલેથી જ નાસી ગયા હતા. લગભગ બે હજાર રજપૂતો રણમાં પડ્યા હતા. આ વિજય ઈ. સ. ૧૫૮૯-૯૦(હિ. ૯૯૮ તા-૬ સવ્વાલ)ને રોજ મળ્યો હતો.[૭૩]

## ખાન આઝમ જૂનાગઢ લેવામાં ફાવ્યો નહિ

ખાન આઝમ હવે સીધો નવાનગર ગયો. ત્યાંથી જામનું કુટુંબ બીજી કોઈ સલામત જગ્યાએ ચાલ્યું ગયું હતું. જામ, દોલતખાન અને મુઝફ્ફર જૂનાગઢ ચાલ્યા ગયા હતા. ખાને નવાનગર શહેરને લૂંટયું અને બળવાખોરોના જે નોકરો ત્યાં હતા તેમને કેદ કર્યાં. બીજે દિવસે નવરંગખાન, સૈયદ કાસીમ અને ગુજરખાનને લશ્કર આપી જૂનાગઢ મુઝફ્ફરની પૂંઠ પકડવા મોકલ્યા. આ સમાચાર મળતાં મુઝફ્ફર અને જામ કિલ્લામાંથી નીકળી જામના મુલક તરફ ચાલ્યા ગયા. બાદશાહી સૈન્યના સરદારો જૂનાગઢ પહોંચ્યા તે જ દિવસે કિલ્લામાં રહેલો દોલતખાન ઘોરી મરણ પામ્યો, પરંતુ એના સરદારોએ આથી હિંમત ન હારતાં કિલ્લા ઉપરથી શાહી સૈન્ય ઉપર તોપમારો ચલાવ્યો. શાહી લશ્કર કાંઈ પણ પ્રગતિ કરી શકયું નહિ. ખાન આઝમ હવે નવાનગરથી જૂનાગઢ આવ્યો. આ વખતે આસપાસનો મુલક એટલો વેરાન થઈ ગયો હતો કે શાહી લશ્કરને અનાજની તંગી પડી. આ રીતે ન ફાવવાથી અને તંગીથી થાકીને ખાન આઝમ એ વર્ષે જૂનાગઢ જીતવાનો વિચાર માંડી વાળી અમદાવાદ પાછો ફર્યો.[૭૪] આમ સૌરાષ્ટ્રમાં થયેલી આ લડાઈમાં દેખીતી રીતે અકબરના સૈન્યનો વિજય થયો, છતાં ખાન આઝમની એક પણ ઇચ્છા સફળ થઈ નહિ. સુલતાન મુઝફ્ફર હજી પકડાયો નહોતો. સૌરાષ્ટ્ર અકબરશાહની સત્તા નીચે આવી શકયું નહોતું એટલે ખાન આઝમે મેળવેલો આ વિજય માત્ર નામનો જ હતો.

## જૂનાગઢ જીતી સૌરાષ્ટ્રને મુઘલ સામ્રાજયનો એક અંગ બનાવ્યો

આઠેક માસ પસાર કરી, જોઇતી બધી તૈયારી કરી, ખાન આઝમ સૌરાષ્ટ્રનો છેવટનો વિજય કરવાના નિશ્ચયથી ઈ.સ. ૧૫૯૧માં અમદાવાદથી ઊપડયો. ઘોઘા, માંગરોળ અને સોમનાથ વગેરે સોરઠી બંદરો લડ્યા વિના

---

૭૩: આ તબકાત, પૃ. ૪૫૯માં આપેલી છે.

૭૪: સિકંદરી, ગુ.ભા. પૃ. ૪૭૩–૭૪. સિકંદરી સ્પષ્ટ લખે છે કે દોલતખાન આ વખતે મરણ પામ્યો. જ્યારે અહમદી ઘાયલ થયેલો શરણે આવ્યો એમ લખે છે તે ભૂલ છે. અહમદી વધારામાં લખે છે કે મુઘલ લશ્કરને અવળે રસ્તે દોરવા મુઝફ્ફરે એવી ગપ ચલાવી કે પોતે અમદાવાદ તરફ ગયો છે. ખાન આઝમની નાસીપાસી અને થાકનું વર્ણન અને કંટાળીને અમદાવાદ જવું એ બન્ને ગ્રંથો લખે છે. (અહમદી, પૃ. ૧૭૯–૮૦)

તાબે થયાં. જૂનાગઢના કિલ્લાને ખાને ફરી ઘેરો ઘાલ્યો.[૭૫] નવરંગખાનને કિલ્લામાં ખોરાકી સામાન પહોંચતો હતો તે જગ્યા રોકવા નીમ્યો. કિલ્લામાં પણ કોઈ કારણથી આગ લાગવાથી અંદરના પુરવઠાનો મોટો ભાગ બળીને નાશ પામ્યો, આમ છતાં ત્રણ માસ સુધી ઘેરાયેલા લશ્કરે બચાવ કર્યો. એ લોકો અંદરથી શાહી લશ્કર ઉપર એક મણના તથા પાંચ મણના તોપગોળા છોડતા હતા. શાહી સરદારો કિલ્લાની નજીકની એક ધાર ઉપર તોપો ચડાવીને લઈ ગયા અને કિલ્લાની અંદર પડે તેવી રીતે મારો શરૂ કર્યો.[૭૬] ઘેરાયેલા લશ્કરની સ્થિતિ હવે વધારે ભય ભરેલી થતી હતી. મુઝફ્ફર દ્વારકા તરફ પહેલેથી જ નાસી ગયો હતો અને જામ રાજ્ય ખોઈ બેઠો હતો અને તેથી રખડતો હતો. સમય પારખીને જામે ખાન આઝમ પાસે પોતાના વકીલો મોકલ્યા અને થયેલી ભૂલની માફી માગી, પોતે તાબે થઈ શાહી ખિદમત ઉઠાવશે એમ કહેવડાવ્યું અને બદલામાં પોતાનું રાજ્ય પાછું માગ્યું. ખાને પોતાને જોઇતો પુરવઠો અને અનાજ પૂરું પાડવાની શરતે જામને રાજ્ય પાછું આપ્યું.[૭૭] જૂનાગઢનો કિલ્લો હવે સર થયો. જૂનાગઢ અને નવાનગર બે મોટાં રાજ્યો તાબે થવાથી બીજા જમીનદારો પણ તાબે થયા. ઝાલાવાડના રાયસિંહનો પુત્ર ચંદ્રસિંહ તો શાહી પક્ષમાં હતો જ. આ રીતે સૌરાષ્ટ્ર દેશ આખો અકબરશાહના અમલમાં આવ્યો. સૌરાષ્ટ્રના રક્ષણ માટે જૂનાગઢમાં ફોજદારની નિમણૂક થવા લાગી. જામનગર સૌરાષ્ટ્રમાં છતાં મુઘલ વહીવટનાં ચોપડામાં એને સૌરાષ્ટ્રના બીજા ભાગોથી જુદી જમીનદારી ગણી ને જુદી ખંડણી દાખલ થઈ.[૭૮] સૌરાષ્ટ્રના વિજયની

---

૭૫: અહમદી; પૃ. ૧૮૦. જૂનાગઢના આ બીજા ઘેરાનું વર્ણન સિકંદરી (પૃ. ૪૭૪) ટૂંકામાં પતાવે છે. તબકાત, પૃ. ૪૬૬માં તો બે જ લીટીમાં પતાવી સોરઠનો પ્રદેશ શાહી સામ્રાજ્યમાં જોડી દીધો એટલું જ લખે છે.

૭૬: અહમદી; પૃ. ૧૮૦. આ વર્ણન માત્ર અહમદીમાં જ છે. એ પછી એ ગ્રંથ સોરઠ દેશનું સામાન્ય વર્ણન કરવામાં વિસ્તારથી ઊતરી પડે છે જે જરૂર વિનાનું છે.

૭૭: અહમદી, પૃ. ૧૮૩-૮૪; સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૭૪-૭૫. અહમદીમાં આ વર્ણન સામાન્ય છે, સિકંદરીમાં વિગતવાર છે. બન્નેનાં વર્ણનમાં કાંઈક ફેર છે. દ્વારકાના વાઘેરની બહાદુરી તવારીખ ટૂંકામાં આપે છે. ગેઝેટિયરમાં વિગતવાર છે. એમાં વાઘેર સિંધમાં નાસી ગયો ને સાત વર્ષે પાછો આવ્યો. જગત-દ્વારકામાં મુસલમાનોને જંપીને રહેવા દીધા નહિ વગેરે વર્ણન છે.

૭૮: જામનગર અને કચ્છ મુઘલ સામ્રાજ્યના ખંડિયા રાજાઓમાં ગણાતા અને એમની ખંડણી ગુજરાતના શાહી દફતરમાં જમા થતી. સૌરાષ્ટ્રમાં બીજા જમીનદારો છતાં તેમનું જુદું વ્યક્તિત્વ નહોતું. મુઝફ્ફર અને જામના નામવાળી કોરીનું ચલણ બંધ થયું. મિરાતે અહમદીમાં શિરોહી, ડુંગરપુર, જામનગર અને કચ્છની ખંડણીની રકમો આપેલી છે.

ખુશાલીમાં ખાન આઝમે નવરંગખાન વગેરે પચાસ સરદારોને ઇનામો, જાગીરો, ઘોડા, પોશાક વગેરેથી સંતોષ્યા.[૭૯]

**સુલતાન મુઝફ્ફરના છેવટના દિવસો જગત-દ્વારકાના વાઘેલા સાથે યુદ્ધ**

આટલું થયા છતાં ગૂજરાતનો સુલતાન મુઝફ્ફર હજી તાબે થયો નહોતો. ખાન આઝમે હવે પોતાનું બધું બળ એને પકડવામાં વાપરી આ અશાંતિનો અંત લાવવા નિશ્ચય કર્યો. એણે નવરંગખાન, ગુજરખાન અને પોતાના પુત્ર મિરઝાં અનવરને સૈન્ય આપી જગત-દ્વારકા તરફ મોકલ્યા. અહીં આવ્યા પછી મુઝફ્ફર બેટમાં ચાલ્યો ગયો છે એવી ખબર મળી. જગતના રાજા શિવારાણા વાઘેરે ગામ ઉજ્જડ કરી સુલતાનને વહાણમાં બેસાડી બેટમાં સુરક્ષિત સ્થળે કુટુંબ સાથે મોકલ્યો. એની પાછળ પોતે પણ જવાનો હતો. પણ દરિયામાં ઓટ હતી એટલે વિલંબ થયો, એટલામાં શાહી લશ્કર બેટ તરફ આવે છે એવા સમાચાર મળતાં શિવા વાઘેરે સુલતાનને થોડા ઘોડા અને રજપૂત રક્ષકો આપી કચ્છ તરફ મોકલી દીધો. પોતે પણ સલામત જગ્યાએ જતો હતો, પરંતુ એ પહેલાં શાહી લશ્કર આવી પહોંચ્યું એટલે શિવા વાઘેરે પોતાની પાસે બહુ થોડાં માણસો હતાં છતાં બહાદુરીથી સામનો કર્યો અને માર્યો ગયો.[૮૦] ત્યાંથી શાહી લશ્કર અરાંભડા ગામ પાસે આવ્યું. ત્યાંના રાજા સંગ્રામ વાઘેરે ખાનને સંદેશો મોકલ્યો કે તમારા થોડા ખાસ માણસો આપો તો હું તેમને લઇને મુઝફ્ફરની પૂંઠ પકડી તેને શોધીને સોંપી દઉં. સંગ્રામનો ઇરાદો શુદ્ધ નહોતો. એને શિવા વાઘેરનું વેર લેવાનો ઇરાદો હોય એમ શાહી સરદારોને લાગ્યું. મુઘલ સરદારોને કોઇ બેટમાં કેદ રાખી શિવા વાઘેરના કુટુંબના બદલામાં પાછા આપવા એવી એની ઇચ્છા જણાઇ ગઈ એટલે નવરંગખાને કહેવડાવ્યું કે સંગ્રામ પોતે પણ સાથે જ આવે તો જઇએ. આ સાંભળી સંગ્રામ નાસી ગયો.[૮૧] આમ મુઝફ્ફરને પકડવામાં ન ફાવવાથી મુઘલ સરદારો જૂનાગઢ પાછા ફર્યા.

**કચ્છમાં મુઝફ્ફરનું પકડાવું અને એનો આપઘાત**

ખાન આઝમને સમાચાર મળ્યા હતા કે કચ્છના રાજાએ સુલતાન મુઝફ્ફરને આશ્રય આપ્યો છે. રાવ ખેંગારે[૮૨] ભૂજથી થોડે દૂર એક સુરક્ષિત

૭૯: મિરાતે અહમદી, પૃ. ૧૮૦.

૮૦: સિકંદરી, ગુ. ભા. પૃ. ૪૭૫.

૮૧: એ જ, પૃ. ૪૭૫-૭૬.

૮૨: તબકાતે અકબરીમાં (પૃ. ૪૬૬) કચ્છના રાવનું નામ ખેંગાર લખ્યું છે, જ્યારે સિકંદરી અને અહમદીમાં બહારા-ભારા-(ભારમલ) લખ્યું છે.

સ્થળમાં સુલતાનને ઉતારો આપ્યો હતો,[૮૩] એટલે કચ્છ ઉપર ચડાઈ કરવાના ઈરાદાથી ખાન જૂનાગઢથી મોરબી આવ્યો. પોતાના પુત્રની સરદારી નીચે એક ટુકડી કચ્છ તરફ મોકલી રાવનો મુલક તારાજ કરવા હુકમ કર્યો. કચ્છનાં રાવે પોતાના એલચીઓ મોકલી મુલક તારાજ ન કરવા વિનંતિ કરી અને પોતાના પુત્રને ખાનની તહેનાતમાં મોકલવાની કબૂલાત કરી, પરંતુ ખાન આઝમ આ વખતે મક્કમ રહ્યો. એણે કહેવડાવ્યું કે મુઝફ્ફરને પકડી અમને સોંપો તો જ એ બાબત વિચાર કરીશું. બીજો રસ્તો ન જડવાથી અને સૌરાષ્ટ્રમાં અકબરની સત્તા પૂરેપૂરી જામી છે એ જાણવાથી કચ્છના રાવે ખાન આઝમને વિનંતિ કરી કે મોરબી અને માળિયા પરગણાં અસલથી કચ્છનાં છે તે જો પાછાં આપવામાં આવે તો સુલતાન મુઝફ્ફરને પકડીને તમને સોંપીશું. ખાને આ વાત કબૂલ કરી.[૮૪] કચ્છમાં ગયેલા મુઘલ લશ્કરમાંથી કેટલાકને સાથે લઈ રાવ ખેંગારે સુલતાનને પોતે મળવા આવ્યો છે એવું ખોટું બહાનું બતાવી સુલતાન બહાર નીકળ્યો એટલે શાહી સૈનિકો પાસે પકડાવી દીધો.[૮૫] કચ્છમાં ગયેલું મુઘલ લશ્કર મુઝફ્ફરને કેદ કરી મોરબી તરફ આવતું હતું ત્યાં ધ્રોળ મુકામે મુઝફ્ફર હાજતે જવાનું બહાનું કાઢીને એક મોટા ઝાડ પાછળ ગયો. ત્યાં એણે પોતાના લેંઘામાં છુપાવી રાખેલો એક અસ્ત્રો કાઢી તેનાથી પોતાનું ગળું કાપ્યું અને આપઘાત કરી આ સંસારનો ત્યાગ કર્યો. સૈનિકોએ એનું માથું કાપીને ખાન આઝમને બતાવ્યું અને એણે એ માથું શહેનશાહ અકબરને મોકલી આપ્યું.[૮૬] હિ. ૧૦૦૦માં ઈ.સ. ૧૫૯૧-૯૨માં[૮૭] આ પ્રમાણે ગૂજરાતના છેલ્લા સુલતાને એ સમયના

---

૮૩: સિકંદરી, પૃ. ૪૭૬. ભૂજથી ૨૦ ગાઉ દૂર એક પહાડી મુલકમાં સુલતાનને આશ્રય આપ્યો હતો.

૮૪: અહમદી; પૃ. ૧૮૪; સિકંદરી, પૃ. ૪૭૬. એમાં માત્ર મુલક વેરાન ન કરવો એવી શરત કરી એમ લખ્યું છે.

૮૫: એ જ, પૃ. ૧૮૪. સિકંદરી પૃ. ૪૭૬માં રાવે પકડીને સુલતાનને શાહી લશ્કરીઓને સોંપ્યો એમ લખે છે. રાવે દગો તો કર્યો.

૮૬: એ જ, પૃ. ૧૮૪, સિકંદરી, પૃ. ૪૭૬, તબકાત-ઇલિયટ-૫, પૃ. ૪૬૬. અહમદી અહીં એક ભૂલ કરે છે. તે લખે છે કે સુલતાનનું માથું તબકાતના લેખક નિઝામુદ્દીન અહમદ સાથે શાહી હજૂરમાં મોકલ્યું. બીજી તવારીખો આ બાબત સ્પષ્ટ છે. નિઝામુદ્દીન પોતે પણ એ પ્રમાણે લખતો નથી. એ આ બનાવથી બે વર્ષ પહેલાં ગૂજરાત છોડી શાહી હજૂરમાં ગયો હતો.

૮૭: આ બનાવ હિજરી ૧૦૦૦માં બન્યો. ગૂજરાત સલ્તનતની શરૂઆતમાં જ એવી આગાહી થઈ હતી કે ગૂજરાતી બાદશાહોનો અંત ૧૦૦૦ હિજરીમાં આવશે.

હિંદની મોટામાં મોટી સત્તા સામે વર્ષો સુધી સામનો કર્યા પછી આ દુનિયાનો ત્યાગ કર્યો. મુઘલ સત્તા હવે લગભગ નિષ્કંટક બની. ગૂજરાત હમેશને માટે દિલ્હીના સામ્રાજ્યનો એક ભાગ બની રહ્યું. સુલતાન મુઝફ્ફર જીવતાં સુધી અકબરને શરણે ન આવ્યો.[૮૮]

## ખાન આઝમ અકબરના હજૂરમાં આવવાના ફરમાનને અવગણી મક્કા ગયો

જૂનાગઢની ફતેહ અને સૌરાષ્ટ્રના ખાલસા થયાના સમાચાર જ્યારે અકબરશાહને મળ્યા ત્યારે ખાન આઝમ અઝીઝકોકા દસ વર્ષથી એને મળ્યો ન હતો એટલે એને હજૂરમાં આવવાનું ખાસ ફરમાન મોકલવામાં આવ્યું, આમ છતાં કેટલાંક કારણોને લીધે ખાન આઝમ આગ્રા તરફ ગયો. નહિ.[૮૯] એણે નવરંગખાન વગેરે સાથી અમીરોને પોતપોતાની જાગીરોમાં મોકલી દીધા. ફિરંગીઓ પાસેથી દીવ જીતી લેવું છે એવી વાત બહાર ફેલાવી, પણ તે બહાનું ખરું નહોતું. તેનાથી ઊલટું મક્કાની યાત્રાએ જવા માટે એણે ફિરંગીઓનો પરવાનો મંગાવ્યો હતો. સોમનાથ પહોંચી વાતો વધારે ન ચાલે માટે એણે મીર અબ્દુર્રઝાક બક્ષી અને સૈયદ બાયઝાદ દીવાનને કેદ કર્યા. પોતાના સિપાઇઓને પણ આ બાબત વાતો ન ફેલાવવા કહ્યું. એણે મક્કા જવા માટે પોતાનું એક ઈલાહી નામનું વહાણ બંધાવ્યું હતું.[૯૦] હિ.૧૦૦૧–ઈ.સ.૧૫૯૨માં હજની મોસમ ન હોવા છતાં કુટુંબ તથા એક સો કરતાં વધારે નોકરો અને સામાન લઈ પોતે વેરાવળ બંદરેથી હજ કરવા ઊપડ્યો. ફિરંગીઓનો પરવાનો પણ આવી ગયો હતો. મોસમ ન હોવાથી એને દરિયાઈ સફર ન કરવાની સલાહ મળી હતી છતાં એણે કહ્યું કે સમુદ્રમાં પાણીને બદલે અગ્નિ ભરેલો હશે

---

૮૮: અહમદી, પૃ. ૧૮૪. અહમદીમાં મુઝફ્ફરને માટે માન ઊપજે એવા શબ્દો લખ્યા નથી, છતાં આ છેવટનું વાક્ય એ લખે છે.

૮૯: તબકાતે અકબરી, ઇલિયટ, ૫, પૃ. ૪૬૬ સિકંદરી ગુ.ભા. પૃ. ૪૭૩, અહમદી; પૃ. ૧૮૪–૮૫. તબકાત લખે છે કે કેટલાક તોફાનીઓએ ખાનને ભરમાવ્યો કે અકબરે તમારે માટે ખરાબ શબ્દો વાપરી તમારે માટે કુભાવ બતાવ્યો છે. અહમદી માત્ર "કેટલાંક કારણોને લીધે—જેનું વર્ણન કરવું યોગ્ય નથી" એમ લખીને બતાવે છે, જ્યારે સિકંદરી ખાસ કાંઈ કારણ લખતી નથી. પરંતુ કાંઈ ખાસ બનેલું હોવું જોઇએ એમ વર્તન ઉપરથી સમજાય છે. જો કે અકબરને ખાન આઝમ માટે કુભાવ થાય એ માનવા જેવું નથી, એટલે તોફાનીઓએ એવી કોઈ વાતો ચલાવી હશે તે ખરું લાગે છે.

૯૦: અહમદી, પૃ. ૧૮૫. વેપારીઓને દીવ બંદરે ન આવવા દેવા અમલદારોને લખીને દેખાવ કર્યો, તેમજ કોઇને એમ પણ કહેલું કે સિંધને રસ્તે પોતે દરબારમાં જશે. આમ ખાન આઝમે દેખાવો કર્યા.

તોપણ મારો નિશ્ચય ફરશે નહિ. જતી વખતે બક્ષી અને દીવાનને કેદમાંથી છોડી એમની માફી માગો. અકબરે આ સમાચાર જાણ્યા ત્યારે એને ખાસ લાગી આવ્યું.[૯૧]

## અકબરના સમયના નામાંકિત પુરુષો ઇતિમાદખાન

ગૂજરાત સલ્તનતનો અંત અને અકબરના રાજ્યની શરૂઆતના ક્રાંતિના સમયમાં ગૂજરાતમાં રહેલી અશાંતિ તથા બન્ને તરફનાં લશ્કરોની દોડધામમાં સામાન્ય સાંસ્કૃતિક પ્રવૃત્તિઓ તો ચાલ્યા કરતી હતી અને ધાર્મિક સંપ્રદાયોને નવું જીવન મળી રહ્યું હતું. એ સમયમાં થયેલા નામાંકિત પુરુષોની થોડી નોંધ પાછળ કરી ગયા. હવે જેમને આપણે ગૂજરાતી ન કહી શકીએ છતાં ગૂજરાતના જીવનમાં જેમણે અગત્યનો ભાગ લીધો છે એવા પુરુષોનો સામાન્ય ઉલ્લેખ કરીએ. મૂળ તો સલ્તનતનો અમીર અને અકબરે પણ જેને સૂબો નીમેલો તે ઇતિમાદખાન તો ગૂજરાતી હતો. એણે ઘણા લાંબા સમય સુધી સત્તા ભોગવી, પરંતુ એનાં છેવટનાં વર્ષ માટે ખાસ નોંધપાત્ર જણાયું નથી. એના વિચિત્ર ચારિત્ર્યની ઘણી નોંધ પાછળ કરી ગયા છીએ એટલે હવે એના જુદા વર્ણનની જરૂર નથી. મરાઠા સમય સુધી–મિરાતે અહમદી લખાઈ ત્યાંસુધી–એના નામનો એક લત્તો અમદાવાદમાં હતો, પરંતુ તે નક્કી થઈ શક્યું નથી. એના નામની એક સરાઈ હતી તેની નિશાની નથી, પરંતુ કારંજમાં એક ભાગને આજે પણ સંબોધવામાં આવે છે એટલું માત્ર નોંધપાત્ર છે.[૯૨]

## મિરઝાં અબ્દુર્રહીમ ખાનખાનાન

એ સમયના બીજા નામાંકિત માણસોમાં અકબરના નજીકના સગા બહેરામખાનના પુત્ર અબ્દુર્રહીમ ખાનખાનાનનું નામ આપણા ઇતિહાસમાં રહી ન જવું જોઇએ. ખાનખાનાન અને ખાને આઝમ મિરઝા અઝીઝકોકા ગુજરાતી નથી, છતાં એમણે ગુજરાતમાં નોંધપાત્ર કામ કરેલું છે.

---

૯૧ : સિકંદરી ગુ.ભા. પૃ. ૪૭૩. અકબરને આ સમાચારથી લાગી આવ્યું તે અહમદીમાં લખ્યું છે. તબકાત માત્ર એટલું જ લખે છે કે આ સમાચાર સાંભળીને બાદશાહે ગૂજરાતની સૂબેદારી શાહજાદા મુરાદને આપી. અકબરને દુઃખ તો લાગ્યું હતું, પણ ખાન આઝમના બે પુત્રોને એણે નોકરીમાં ચડાવ્યા.

૯૨ : મિરાતે અહમદીની પુરવણીમાં અમદાવાદ શહેરનું વર્ણન કરેલું છે તેમાં શહેરના તે સમયના (૧૭૬૦) લત્તાઓનાં નામ આપ્યાં છે એમાં ઇતિમાદખાનનું નામ છે. એની હવેલી શહેરના મધ્ય ભાગમાં હતી, પણ તે ક્યાં તેનો પત્તો લાગ્યો નથી. સરાઈ કારંજના મેદાનની બાજુમાં હતી એમ આજે મનાય છે.

બહેરામખાન હજ કરવા ઊપડેલો અને રસ્તામાં પાટણમાં સહસ્રલિંગ સરોવરમાં સહેલ કરીને આવતાં એને મારી નાંખવામાં આવ્યો તે પાછળ જોઈ ગયા. એ વખતે બાળક અબ્દુર્રહીમ ચાર વર્ષનો હતો. ખાનને કુટુંબ સાથે પાટણથી અમદાવાદ લાવ્યા અને છેવટે અકબરે આગ્રામાં પોતાની છાયામાં જ એને ઉછેર્યો. એ પુખ્ત વયનો થયો નહોતો ત્યારે જ એક વાર ગૂજરાતનો સૂબો નિમાયો હતો અને વઝીરખાન એના નાયબ તરીકે કામ કરતો હતો એ પણ પાછળ જોયું, પરંતુ એ જ્યારે ફરી સૂબો નિમાઇને આવ્યો ત્યારે વહીવટ તથા સુલતાન મુઝફ્ફર સાથેની લડાઇઓમાં એણે જે હોશિયારી અને હિંમત સેનાપતિ તરીકે બતાવ્યાં તે ખાસ નોંધપાત્ર છે. સાંસ્કૃતિક ઇતિહાસમાં એથી પણ વધારે નોંધપાત્ર તો એણે એ જમાનામાં ખૂબ જ પ્રસિદ્ધ એવો એક બાગ અમદાવાદ પાસે બનાવ્યો તે બીના ગણી શકાય. એનું વર્ણન આગળ કરીશું. સેનાપતિ, વહીવટી અમલદાર, ઉદાર વીરપુરુષ વગેરેના ગુણો તો એનામાં હતા. પરંતુ એ કવિ હતો, સંસ્કૃત જાણતો હતો અને વિદ્યાસંસ્કારમાં રસ લેનારો હતો એ ખાસ અગત્યની વાત છે. તવારીખકારો કહે છે, એને માટે જો વિગતવાર વર્ણન કરવામાં આવે તો એક પુસ્તક જુદું થાય. એના એક પ્રેમકાવ્યનો નમૂનો મિરાતે અહમદીમાં આવેલો છે. તેની છેવટની કડીઓમાં એ કહે છે કે: "પ્રેમ કરવામાં માશુકની કૃપા સમાયેલી છે. નહિતો આશકનું દિલ તો નજીવી ચીજથી પણ ખુશ થઈ જાય છે. પ્રેમના સોગંદ ખાઈને કહું છું કે પ્રેમ સિવાય હું કાંઈ જાણતો નથી. જે મારો માલિક છે તે ખુદા એ વાત જાણે છે. 'રહીમ'ના પ્રેમનાં વચનોથી હું ખુશ છું, કારણ કે તે કાંઇક અંશે ઇશ્કની રીતને મળતાં છે." ખાને આઝમ અઝીઝકોકાની બહેન સાથે એનું લગ્ન થયેલું. જીવનનો ઉત્તમ ભાગ એણે અમદાવાદમાં પસાર કરેલો.[૯૩]

૯૩: મિરાતે અહમદી ગુ. ભા. પૃ. ૧૫૮–૫૯. એમાં આ કાવ્ય આપ્યું છે. ડૉ. બર્ડના અંગ્રેજી તરજુમામાં એના ગુણનું વર્ણન છે, પણ કાવ્યની નોંધ લીધી નથી. અહીં એની બે કડી માત્ર લીધી છે. અહમદીમાં જરા અશુદ્ધિ અને તરજુમામાં પણ અશુદ્ધિ દેખાય છે તે ડૉ. છોટુભાઈ નાયકે સુધારી આપી છે. કડીઓ આ પ્રમાણે છે:

અદાયે હક્કે મોહબ્બત ઇનાયતીસ્ત ઝે દોસ્ત
વગર ન ખાતિરે આશિક બહીચ ખુરસંદ અસ્ત
બદોસ્તી કે બજુઝ દોસ્તી નમી દાનમ
ખુદાય દાનદો આંકો મરા ખુદાવંદ અસ્ત
અઝાં ખુશમ બ સુખનહાયે આશનાઈયે રહીમ
કિ અંદકી બ અદાહાયે ઇશ્ક માનિંદ અસ્ત.

### ખાને આઝમ અઝીઝ કોકા

મીરઝા અઝીઝ કોકા અકબરનો દૂધભાઈ[૯૪] અને બહુ માનીતો હતો. એ ગમે તેમ બોલે તોપણ બાદશાહ ખોટું લગાડતો નહિ અને કહેતો કે મારી અને એની વચ્ચે દૂધની નદી વહે છે. એ પાંચ વાર ગૂજરાતનો સૂબો નિમાયો હતો. એ વિદ્યા અને ઇતિહાસનો શોખીન હતો. કોઇકોઇ વાર ફારસીમાં કવિત રચતો, પણ અરબીનું એને કાંઇ જ્ઞાન નહોતું. ઇસ્લામ ધર્મ પ્રમાણે એ ચાર સ્ત્રી પરણવામાં માનતો અને કહેતો કે માણસને ખુરાસાની સ્ત્રી ઘર સાચવવા માટે જોઇએ, માવરા ઉમ નેહરી (?) શીલાક (?)ને વાસ્તે, ઇરાકી સ્ત્રી પ્રેમ કરવા માટે, અને હિંદી સ્ત્રી સ્વામી તરીકેના હક જાળવવાને માટે જોઈએ.[૯૫] અકબર પછી જહાંગીરના રાજ્યમાં જ્યારે સુલતાન દાબર બક્ષને ગૂજરાતનો સૂબો નીમ્યો ત્યારે આ પ્રાંતના જૂના અનુભવી તરીકે દાવર બક્ષને સલાહ આપવા માટે વૃદ્ધ ખાને આઝમને સાથે મોકલ્યો. હિજરી–૧૦૩૨ માં અમદાવાદમાં એનું મરણ થયું, અને સરખેજમાં શેખ અહમદ ખટ્ટુની પવિત્ર છાયામાં એને દફન કરવામાં આવ્યો,[૯૬] પરંતુ પાછળથી એના અસ્થિને શાહી રાજધાનીમાં લઈ જઈને દફન કરવામાં આવ્યાં.

### નિઝામુદ્દીન અહમદ—તબકાતે અકબરીનો લેખક

ઇતિહાસકાર ખ્વાજા નિઝામુદ્દીન અહમદની નોંધ પણ ટૂંકામાં લેવી જોઇએ. અકબરના સમયમાં હિંદના જે ઇતિહાસો લખાયા છે તેમાં ગૂજરાતનો ઇતિહાસ પણ સમાવેલો છે, પરંતુ એ બધામાં ઇતિહાસના નામને શોભે એવો અહેવાલ નિઝામુદ્દીન અહમદે જ આપ્યો છે. એ ગૂજરાતનો બક્ષ હતો એટલે લખવાનો તો એનો ધંધો હતો. છતાં પણ સુલતાન મુઝફ્ફર સાથેની છેલ્લી લડાઇઓમાં એણે સક્રિય ભાગ લીધો છે. અમદાવાદમાં કાંકરિયા ઉપર એનું ઘર હતું. એ સામાન્ય લેખક માત્ર નહોતો પણ વિદ્વાન હતો અને એની ઇતિહાસના બનાવોની નોંધ રાગદ્વેષ વિનાની છે. મનતુખબુત્તવારીખનો લેખક અબ્દુલકાદર બદૌની પોતે પણ ઇતિહાસ-

---

૯૪: કોકાનો અર્થ દૂધભાઈ થાય છે. મુસલમાનોમાં દૂધભાઈનું મહત્ત્વ સગાભાઈ જેટલું છે.

૯૫: મિરાતે અહમદી: ગુ. ભા. પૃ. ૨૦૫.

૯૬: એ જ, પૃ. ૨૦૪. ખાને આઝમને સરખેજમાં દફન કર્યાનું અહમદી લખે છે, પરંતુ પાછળથી એનાં અસ્થિને રાજધાનીમાં લઈ જઈ દફન કર્યાનો એમાં ઉલ્લેખ નથી. અહમદીના લેખકને માટે આ જરા વિચિત્ર લાગે તેવું છે, કારણ એની નોંધ ઘણી ચોક્કસ હોય છે. ખાને આઝમની રસવૃત્તિની નોંધ પણ લેખકે કરેલી છે.

લેખક અને સારો વિદ્વાન તથા કવિ હતો. એ પણ નિઝામુદ્દીનના લખાણનાં વખાણ કરે છે અને પોતે તબકાતમાંથી ઘણી વિગતો લીધી છે એમ સગર્વ કબૂલ કરે છે. તબકાતે અકબરીનો કેટલોક ભાગ અમદાવાદમાં લખાયો હતો.[૯૭]

આ સમયમાં ખાસ જાહેર બાંધકામ નોંધ લેવા જેવાં થયાં જણાતાં નથી. કેટલાંક થાણાંઓમાં રક્ષણાત્મક કિલ્લાઓ થયેલા છે. અકબરના સૂબાઓના અમલમાં દેશમાં સારાં જાહેર બાંધકામ થાય એવી શાંતિ રહી નથી, આમ છતાં ધાર્મિક સહિષ્ણુતા પ્રમાણમાં વધવાથી જૈન અને હિંદુ ધર્મનાં સ્થાનોના જીર્ણોદ્ધાર ખાસ થયા છે. જૈન જીર્ણોદ્ધારના તો ઘણા ઉલ્લેખો મળી આવે છે.

### ખાનખાનાને બનાવેલો બાગે ફતહ

આવા ક્રાંતિના સમયમાં અમદાવાદમાં જે જગ્યાએ અબ્દુર્રહીમ ખાનખાનાને સુલતાન મુઝફ્ફરને હરાવ્યો તે સ્થળે એ શોખીન અને સંસ્કારી મુઘલે એક સુંદર બગીચો બનાવી એમાં સારાં મકાનો બંધાવ્યાં એ એક નોંધપાત્ર હકીકત ગણી શકાય. બંધાવનારના શોખ ઉપરાંત ગૂજરાતના છેલ્લા સુલતાન ઉપર વિજય મેળવવાનું મહત્ત્વ કેટલું ગણાતું હશે એ પણ સમજી શકાય છે. ખાનખાનાને અમદાવાદથી સરખેજના રસ્તે—નદીકનારે આ બગીચો ૧૫૮૪માં બનાવ્યો. એમાં બે લાખ રૂપિયા ખર્ચીને સારાં રહેવા લાયક મકાનો બંધાવ્યાં એમ જહાંગીર નોંધ કરે છે.[૯૮] નદીને કાંઠે અમદાવાદ તરફ એક કોટ કરાવ્યો. બાગની આસપાસ પણ કોટ સાથે દરવાજો કર્યો. બાગની અંદર સારી સડકો અને અનેક જાતનાં ફળ તથા ફૂલનાં ઝાડ રોપાવ્યાં. આ એવાં પાસે પાસે અને એવી સારી રીતે રોપાવેલાં કે અંદર ચાલનારને શીતલ છાયા ને ઠંડક લાગે. આ બગીચાનું નામ 'બાગે ફતહ' રાખવામાં આવ્યું. એને જીતબાગ પણ કહેતા હતા. મિરાતે અહમદી લખાઈ ત્યારે (૧૭૬૦) બાગમાં ખેતી થતી હતી. કોટના દરવાજાનો થોડો ભાગ રહેલો હતો. નદી તરફનો કોટ તથા બુરજો ઊભા હતા.[૯૯] આજે એ જગ્યાએ જે ગામ છે તેને ફતેહવાડી કહે છે.

---

૯૭: ઇલિયટ, ૫માં તબકાતના તરજૂમાના ફકરાઓ આપતાં સંપાદકે લેખકનું ચરિત્ર ટૂંકામાં નોંધ્યું છે. તબકાતમાંથી બદૌની તથા બીજા લેખકે પણ સાર લીધેલો છે. એનું ઘર કાંકરિયા ઉપર હતું એમ જહાંગીરની રોજનીશી ઉપરથી સમજાય છે. એના પુત્રને પણ ગૂજરાતની બક્ષીગીરી જહાંગીરના સમયમાં મળી હતી.

૯૮: તુઝુકે જહાંગીરીમાં એ નોંધ છે. અમદાવાદના ઇતિહાસમાં બાગેફતહના વર્ણનમાં મેં આ બધી નોંધ લીધેલી છે.

૯૯: જુઓ અમદાવાદના ઇતિહાસમાં બાગે ફતહનું વર્ણન. પ્રો. કોમિસેરિયેટે મુસાફર

### ખાનખાનાનની પુત્રી ખેરુન્નિસાએ એમાં જહાંગીરને આમંત્રેલો

આ બગીચો એક સમયે અમદાવાદમાં ઉત્તમ ગણાતો હતો. સત્તરમી સદીમાં આવેલા મુસાફરોએ એનાં મુક્ત કંઠે વખાણ કરેલાં છે અને અમદાવાદનાં બીજાં ઉદ્યાનોના પ્રમાણમાં એના ઉલ્લેખો વધારે મળે છે. ખાનખાનાની પુત્રી ખેરુન્નિસા બેગમ શહેનશાહ જહાંગીર અમદાવાદમાં આવ્યો ત્યારે આ બાગના મહેલમાં રહેતી હતી. એણે બાદશાહને પોતાના બાગમાં આવવા આમંત્રણ મોકલાવ્યું ત્યારે પાનખર ઋતુ હતી. બધાં ઝાડ ઉપરથી પાંદડાં ખરી પડયાં હતાં. બેગમ એના પિતા જેવી શોખીન હતી. એણે અમદાવાદના કારીગરો બોલાવી દરેક ઝાડ ઉપર કુદરતી રંગનાં પાન અને ફળ મુકાવ્યાં. બધી રચના એવી આબેહૂબ થઇ હતી કે જહાંગીર છેતરાઈ ગયો. એક ફળ એ તોડવા ગયો ત્યારે ફળ બનાવટી હતું એવી ખબર પડી. બાદશાહે ખેરુન્નિસાનાં શોખ અને હોશિયારીનાં વખાણ કર્યાં.[૧૦૦]

### યુરોપિયન મુસાફરોએ કરેલી બાગની નોંધ

ઈ. સ. ૧૬૧૩ના નવેંબરમાં વ્હીટિંગ્ટન નામનો અંગ્રેજ વેપારી અમદાવાદ આવેલો ત્યારે ખાનખાનાને (Chow–Chin–Naw) ગૂજરાતના છેલ્લા સુલતાનને હરાવ્યો તેની યાદગીરીમાં સુંદર મકાન સાથે નદી કિનારે બાગ બંધાવ્યો તેનો ઉલ્લેખ કરે છે અને એ વખતે બાગના મકાનમાં કોઇનો વાસ નહોતો એમ લખે છે.[૧૦૧] ઈ. સ. ૧૬૧૫માં ડેલ્સ્વર્થ નામનો અંગ્રેજ મુસાફર લખે છે કે બાગને ફરતા કોટનો ઘેરાવો દોઢ માઈલનો છે, સારાં ફળનાં વૃક્ષો બનાવેલાં છે અને મકાન કિંમતી છે.[૧૦૨] જહાંગીર બાદશાહ ૧૬૧૮માં આવ્યો તે વખતે બાગમાં આવેલો તેનું વર્ણન ઉપર કર્યું.

---

મેન્ડેલ્સ્લોના વર્ણનના ગ્રંથમાં આ બાગની જમીન નરીમાન કોઠાવાળાની માલિકીની હતી તે વખતે કરેલી મરામત સાથેનું મકાનોનું નદી તરફના દેખાવનું ચિત્ર આપ્યું છે. બાગે ફરદોશ, શાહીવાડી વગેરે બાગો પાછળથી ગામડાં થઈ ગયા તેમ આ ફતેહવાડી પણ થઈ ગયું. ફિરિશ્તા જેતલપુરના જીતપુર બાગના નામ સાથે આ બાગના નામનો ગૂંચવાડો કરે છે.

૧૦૦: તુઝુકે જહાંગીરી. અમદાવાદના ઇતિહાસમાં બાગે ફતહના વર્ણનમાં એ ઉલ્લેખ અને વર્ણન આવે છે. અમદાવાદના કારીગરોની કુશળતાનો આ ઉલ્લેખ નોંધપાત્ર છે.

૧૦૧: અમદાવાદના ઇતિહાસમાં બાગે ફતહનું વર્ણન: ખેરુન્નિસા બેગમ એના પિતાના ગયા પછી થોડાં વર્ષ બાદ આ બગીચાના મહેલમાં રહેવા આવી હોય એમ આ મુસાફરના ઉલ્લેખ ઉપરથી સમજાય છે. એ કદાચ પિતા સાથે આગ્રા ગઈ હોય કે શહેરમાં શાહી મહેલોમાંથી એકમાં રહેતી હોય એમ સંભવે.

૧૦૨: અમદાવાદનો ઇતિહાસ: બાગનો અહેવાલ.

ઈ. સ. ૧૬૨૬માં ટૉમસ હર્બર્ટ નામનો અંગ્રેજ મુસાફર લખે છે કે ખંભાતના છેલ્લા રાજા ઉપર વિજય મેળવ્યો તેના સ્મારકનો આ બાગ વિશાળ અને શીતલ છાયાવાળો છે.[૧૦૩] ઈ. સ. ૧૬૩૮માં મુસાફર મેન્ડેલ્સ્લોએ ગૂજરાતનાં સ્થાનોનું સારું વર્ણન કર્યું છે તેમાં આ બાગેફતહનું વર્ણન જીતબાગના નામથી કરે છે (Tschietbag). એ લખે છે કે આ બાગ હિંદમાં મોટામાં મોટો અને સુંદર છે. બાગનું મહત્ત્વ ગૂજરાતના સુલતાનને હરાવ્યો તેના સ્મારક તરીકેનું છે તેટલું જ અંદર સારાં મકાનો અને વૃક્ષો છે તે પણ કહી શકાય. મેન્ડેલ્સ્લો એને દુનિયાનાં આકર્ષક સ્થળોમાંનું એક કહે છે. એના વર્ણન ઉપરથી પાછળ નદી છતાં અંદર એક તળાવ પણ હોય એમ જણાય છે. એ તળાવ ઉપર મંડપો હોય એમ પણ લાગે છે. એમાં નારંગી, લીંબુ, ચિકોતરાં, બદામ, શેતૂર, આંબા, આંબલી, ઉપરાંત ન ઓળખાય એવાં વૃક્ષો પણ ખૂબ છે એમ લખે છે. એ મુસાફર બગીચામાં ગયો ત્યારે એમાં વાંદરાં ખૂબ હતાં તેથી ગમ્મત પડેલી એવી નોંધ કરે છે.[૧૦૪] અહીં આવો મોટો સુંદર બાગ હતો એ વાત અમદાવાદમાં કોઈ ભાગ્યેજ જાણે છે.

### અકબરના સૂબા

અકબરના રાજ્યકાળમાં ગૂજરાતમાં નવ સૂબા નિમાયા, પરંતુ અકબરના અવસાન પછી ૧૬૦૫માં જહાંગીર ગાદીએ આવ્યો ત્યાંસુધી ગૂજરાતના છેલ્લા સુલતાન મુઝફ્ફરના પુત્ર બહાદુરે બાદશાહી સૂબાઓને ત્રાસ આપવો ચાલુ જ રાખ્યો હતો. મિરઝાં અઝીઝ કોકા ખાને આઝમ શાહી ફરમાનની અવગણના કરી મક્કા હજ કરવા ગયો એટલે શાહજાદા સુલતાન મુરાદને સૂબો નીમવામાં આવ્યો તે ઉપર જોયું. એ સૂબો ઈ. સ. ૧૫૯૨ થી ૧૬૦૦માં એનું અવસાન થયું ત્યાંસુધી ગૂજરાતનો નામનો સૂબો રહ્યો. મિરઝાં અઝીઝ મક્કાથી દોઢેક વર્ષમાં પાછો આવી શાહી હજૂર-

---

૧૦૩: એ જ.

૧૦૪: પ્રો. કોમિસેરિયેટ કૃત Mandelosw's Travels in Western India. મેન્ડેલ્સ્લો બાગ તાજો બનેલો ત્યારે થોડાં વર્ષમાં જ અમદાવાદ આવેલો. શાહીબાગ એ વખતે બનેલો નહિ એટલે અમદાવાદના જૂના બાદશાહી બગીચાઓની સરખામણીમાં આ બગીચો સુંદર હશે. કદાચ મેન્ડેલ્સ્લોના વર્ણનમાં થોડી અતિશયોક્તિ પણ હોય એમ લાગે છે. અમદાવાદના નદી પારના બાગોમાં બે નામ માત્ર મળે છે. તેમાં એક ફુરમાન વાડી. એ પણ પાછળથી પુરુ થઈ ગયેલું. બીજું બાગે ફતહ. તે ફતેહવાડી થઈ ગયું. આજે આ નામો કોઈ જાણતું નથી.

માં ગયો હતો.[૧૦૫] મુરાદની સૂબાગીરીમાં વહીવટી દીવાન તરીકે મુહમ્મદ સાદીક નામના મોટા અમીરની નિમણૂક કરવામાં આવી હતી અને શાહજાદો પોતાના પ્રતિનિધિને ગૂજરાતનો વહીવટ સોંપી દક્ષિણ તરફ ગયો હતો. તે વખતે એના નાયબ સૂબા તરીકે સૂરજસિંહજીની નિમણૂક થઇ હતી. શાહજાદા મુરાદનું અવસાન થયું ત્યારે ગૂજરાતના નવમા સૂબા તરીકે ફરીથી મિરઝા અઝીઝ કોકા ખાને આઝમની નિમણૂક થઇ, પરંતુ ખાને આઝમે આ વખતે પોતાના નાયબ તરીકે પોતાના મોટા પુત્ર શાહખાનને મોકલ્યો અને બીજા પુત્ર ખુર્રમને જૂનાગઢના ફોજદાર તરીકે મોકલ્યો, ગૂજરાતની દીવાની સૈયદ બાયાઝીદને આપવામાં આવી.[૧૦૬]

### મુઝફ્ફર શાહના પુત્ર બહાદુરનું ગુજરાત ઉપર આક્રમણ

મુરાદબક્ષ શાહજાદાની સૂબાગીરીના વખતમાં સૂરજસિંહજીની નાયબીમાં સુલતાન મુઝફ્ફરના પુત્ર બહાદુરે ઈ. સ. ૧૫૯૪–૯૫માં ગૂજરાત ઉપર ચડાઈ કરી. બાદશાહી સૂબાઓ અને લશ્કર આ વખતે દક્ષિણની લડાઇઓમાં રોકાયેલું હતું. એ પરિસ્થિતિનો લાભ લઇ બહાદુરે ગૂજરાતનાં કસ્બાઓ અને ગામડાં લૂટયાં. તોફાન અને બળવાની રાહ જોઇને બેઠેલા ધંધાદારી સૈનિકો તુરત એની આસપાસ ભેગા થઇ ગયા. સુલતાન મુઝફ્ફર પોતાની પાછળ બે પુત્રો અને પુત્રી મૂકીને મરણ પામ્યો હતો.[૧૦૭] એમાં બહાદુરે એના પિતાની પેઠે અકબરની સત્તા સામે લડત ચાલુ રાખી. નાયબ સૂબો રાજા સૂરજસિંહ તુરત જ લશ્કર લઇ અમદાવાદ આવ્યો. બહાદુરના સૈનિકો સાથે શાહી સૈન્યને યુદ્ધ તો થયું, પરંતુ આખરે બહાદુર હારીને સૌરાષ્ટ્ર તરફ નાસી ગયો. ઈ. સ. ૧૬૦૫માં જહાંગીરના રાજ્યની શરૂઆતમાં આ બહાદુરે ફરીથી લશ્કર ભેગું કરી છેક અમદાવાદ સુધી આવીને હુમલા કર્યા. કેટલાક અમીરો અને અમલદારો પણ આ બળવામાં જોડાયા હતા. જહાંગીરે પત્રદાસ રાજા વિક્રમાજિતને લશ્કર આપી સૂબા તરીકે મોકલ્યો. એણે અમદાવાદ આવી આ બળવાખોરોને હરાવ્યા એમની સાથે જોડાયેલા કેટલાકને માફી આપી અને કેટલાક નાસી ગયા. બહાદુર

---

૧૦૫: મિરાતે અહમદી, ગુ. ભા. પૃ. ૧૮૬

૧૦૬: એ જ, પૃ. ૧૮૭

૧૦૭: એ જ, પૃ. ૧૮૬. સુલતાન મુઝફ્ફરનાં સંતાનો જમીનદારના આશ્રય તળે ઊછર્યાં એમ અહમદી ઉલ્લેખ કરે છે, પણ જમીનદારનું નામ આપ્યું નથી. સૂરજસિંહે બહાદુરને હરાવીને ભગાડયો ત્યારે એ કઇ તરફ ગયો એ અહમદીમાં ચોક્કસ લખેલું નથી, માત્ર સંતાઈ ગયો એટલું જ લખ્યું છે.

પણ નાસી ગયો અને ઈ. સ. ૧૬૧૪માં એનું અવસાન થયું.[૧૦૮] આમ અકબરની પછી પણ ગૂજરાતના સુલતાનના વારસ તરફથી ગૂજરાત પાછું સર કરવાના પ્રયત્ન ચાલુ રહ્યા હતા, એટલે અકબરની સત્તાના આખાયે સમયમાં ગૂજરાતીઓ ઉપર ગૂજરાતી સુલતાનનું વર્ચસ ચાલુ રહ્યું એટલું કહેવામાં વાંધો નથી.

## વહીવટમાં મહત્ત્વના ફેરફારનાં ફરમાન-નવું પંચાંગ

આ સમયમાં રાજસત્તા તરફથી સાંસ્કૃતિક મહત્ત્વનું ગણી શકાય એવું ગૂજરાતને માટે ખાસ કાંઇ નોંધપાત્ર બન્યું નથી. છતાં પણ અકબરની રાજનીતિ ઉદાર હતી એટલું તો કબૂલ કર્યા વિના ચાલે તેમ નથી. એ રાજનીતિની શુભ અસર એના સામ્રાજ્યના બધા ભાગને માટે સમાન જ કહી શકાય. એમાં ખાસ વહીવટી ફરમાનો બધા પ્રાંતોના સૂબાઓ ઉપર મોકલાયાં હતાં તે મહત્ત્વનાં ગણી શકાય.[૧૦૯] એ ફરમાનોમાં સૌથી પહેલું દીને ઇલાહીની જાહેરાતથી ઇલાહી વર્ષ અને માસની ગણતરી તથા સરકારી અમલદારોએ એ પ્રમાણે વહીવટી અમલમાં જૂનાં પંચાંગોની ગણતરી ઉપયોગમાં ન લેતાં નવા ઇલાહી સૂર્યની ગતિ પ્રમાણેના મહિનાઓનો ઉપયોગ કરવાનું ફરમાન છે. ફરમાનમાં હિંદુ શુક્લપક્ષ, કૃષ્ણપક્ષ અને ચાંદ્ર મહિનાઓ તથા નવા ચાંદથી ગણાતા મુસલમાન મહિનાઓની થતી ગૂંચવણની સખત ટીકા કરેલી છે.[૧૧૦]

## લોકો સાથેના વર્તાવ માટેનું બીજું ફરમાન

એ પછી બીજું ફરમાન બહુ વિસ્તારવાળું–૫૧ કલમોવાળું–છે. એમાં સામાજિક દૃષ્ટિએ એ વખતના પ્રમાણમાં કેટલાક મહત્ત્વની વાતોના ઉલ્લેખ છે. એમાં કેટલુંક વર્ણન આગળ વહીવટ અને સામાજિક પ્રકરણોમાં કરીશું.

---

૧૦૮: તુઝુકે જહાંગીરીમાં બાદશાહે જાતે આ બાબતની નોંધ કરી છે. અમદાવાદના ઈતિહાસમાં જહાંગીરના વર્ણનમાં મેં એનો ઉલ્લેખ કર્યો છે. આ ઉપરથી સમજાશે કે અકબરના અમલના આખા યે સમયમાં ગૂજરાત સલ્તનતના પ્રતિનિધિનો સામનો હતો.

૧૦૯: અહમદી: ગુ. ભા. પૃ. ૧૫૯ થી ૧૬૪માં આ ફરમાનનો તરજૂમો આપેલો છે. પણ ભાષા ગૂંચવણ થાય તેવી છે. વધારામાં જુઓ Religious Policy of the Mugals by Sri Ram Sharma.

૧૧૦: એ જ, પૃ. ૧૬૦–૬૧. અંધારિયા અને અજવાળિયા પખવાડિયા તથા તિથિઓની સમૃદ્ધિવાળાં પંચાંગો વ્રતનિયમો માટે ઠીક હશે, પરંતુ વ્યવહાર અને રાજકાજ માટે ગૂંચવણ ઉત્પન્ન કરનારાં હતાં એમ આ ઉપરથી સમજાયું હતું. ગૂજરાતમાં એ વખતે શાલિવાહન શક અને માળવા મારવાડમાં વિક્રમ સંવત ચાલતો હતો એમ આ ઉપરથી સમજાય છે.

પરંતુ કેટલીક રસમય આજ્ઞાઓની ટૂંકામાં અહીં નોંધ લેવા જેવી છે. પહેલી કલમમાં ખુદાઇ પ્રચ્છાને શરણ થવાની આજ્ઞા કરી. પછી બીજીમાં એકાંતમાં ન બેસવું, પણ લોકમાં મળીને બેસવું, છતાં બજારી લોકોની ગરબડમાં પણ ન બેસવું એ આજ્ઞા રમૂજી લેખાય એવી છે. એક કલમમાં ગુનેગારને ગરદન ન મારવાનું કહી કાપેલું માથું ફરી જોડાતું નથી એમ કહે છે અને પહેલાંના રાજાઓ ચામડી ઉખાડી નાંખવાની તેમજ હાથીને પગે બાંધવાની શિક્ષા કરતા તેવી ન કરવાની આજ્ઞા છે. જો કે અહીં ભૂલવું ન જોઇએ કે અકબરે પોતે જુઝારખાન હબસીને એવી સજા કરી હતી. એવા ગુનેગારને હજૂરમાં મોકલવો એવી આજ્ઞા જોતાં એવી સજાનો હક ખુદ બાદશાહને જ હશે એમ સમજાય છે.[૧૧૧] ફુરસદના વખતે ઇતિહાસના તેમજ બીજાં સદ્‌ગુણી લખાણો વાંચવાની અમલદારોને આજ્ઞા છે તે રસમય છે. ગાળો ન દેવાની તથા ખેતીવાડીને ઉત્તેજન આપવાની આજ્ઞા છે.[૧૧૨] પ્રજાના ધર્મ તથા પંથોમાં હાથ ન ઘાલવાની આજ્ઞા તથા તેનાં કારણો રસમય છે. ઊંઘવામાં ને ખાવાપીવામાં હદ રાખવાની આજ્ઞા રમૂજી છે. અહીં રમૂજ ખાતર નોંધવું જોઇએ કે અકબરના મિત્ર અને વિદ્વાન ઇતિહાસલેખક અબુલ્ફઝલનો ખોરાક બહુ જ હતો.[૧૧૩] પુરાતન ઇમારતોની મરામત કરવાની પણ આજ્ઞા છે. ચોકીદારો ને લશ્કરી માણસોના વર્તન માટે પણ ઉલ્લેખ છે. લશ્કરી માણસો પ્રજાના ઘરમાં વગર રજાએ ન જઇ શકે. દારૂ ગાળનારના નિયમોનો ઉલ્લેખ પણ છે ને શિક્ષા પણ છે. પૈસાવાળાઓ માલ એકહાથ કરી થોડું થોડું વેચી વધુ નફો ન કરે તે માટે ભાવ નિયમનની પણ આજ્ઞા છે.[૧૧૪] નદીઓ ઉપર સ્ત્રી પુરુષોને નાહવાના ઘાટ

---

૧૧૧: અહમદી, પૃ. ૧૬૪ થી ૧૭૨ આ લાંબા ફરમાનની ૫૧ કલમો આપેલી છે. સાંસ્કૃતિક દૃષ્ટિએ રસમય છે છતાં એ બધાં પ્રાંતો માટે છે. એ જમાનામાં રાજા એટલે બધાનો માલિક, પિતા જેવો, તથા ઈશ્વર જેવો, ટીકાથી પર ગણાતો એ સહજ સમજાય તેવું છે. રાજા કદી ખોટું કરે જ નહિ એ અંગ્રેજી ઇતિહાસમાં પણ એ જમાનામાં મનાતું હતું.

૧૧૨: એ જ, પૃ. ૧૬૫. એમાં ઇતિહાસ માટેના ઉલ્લેખ રસમય છે. એના ફાયદાનો પણ ઉલ્લેખ છે.

૧૧૩: એ જ, પૃ. ૧૬૭. ધર્મમાં હાથ ન ઘાલવો એ આજ્ઞાનાં કારણો રસમય છે. ખાવા પીવામાં મર્યાદા જાળવવાની વાત પણ રસમય છે. ઇલિયટ, વૉ. ૬ માં અબુલફઝલના ખોરાક માટે કહે છે કે એ ૨૨ શેર ખોરાક પાણી અને તે ઉપરાંત રાબડી ખાતો. શેર પાકો કે કાચો એ જણાવેલું નથી.

૧૧૪: પૈસાવાળા માલ લઈ જાય, નફો કરે અને ગરીબોને ન મળે તે માટે રાજ્યની ચિંતા એ વખતે પણ હતી. પૃ. ૧૭૧.

જુદા રાખી પાણી ભરવાના તેનાથી પણ જુદા રાખવાની આજ્ઞા છે. આ ફરમાન ઘણું જ લાંબું છે તેમાંથી માત્ર રસસર્વ કલમોનો સાર અહીં આપ્યો છે.

### કેટલીક જકાતની માફીનું ફરમાન

ત્રીજા ફરમાનમાં વેપારીઓ અને ધંધાદારીઓ પાસેથી લેવાની જકાતમાં કેટલીક માફ કર્યાનો ઉલ્લેખ છે. માલની આવજા ઉપર એક સ્થળેથી બીજે સ્થળે જતાં જકાત લેવાતી હતી. એમાં વેપારી વર્ગ અને લોકો ઉપર પડતા બોજા ઉપરાંત એકસરખું ધોરણ પણ નહોતું. અકબરે આ ખાસ ફરમાનથી ખાધાખોરાકીની અને બીજી લોકોપયોગી જરૂરી ચીજો ઉપરની જકાત ઈ. સ. ૧૫૯૦–૯૧માં આ ફરમાનથી માફ કરી.[૧૧૫] આ બાબતની કેટલીક ચર્ચા આગળ વેપારના પ્રકરણમાં કરીશું. ફરમાન હિંદના બધા પ્રાંત માટે છે છતાં વેપારી આવકજાવક તથા એ સમયના ગૂજરાતની સ્થિતિનો વિચાર કરતાં ફરમાનની વિગત નોંધપાત્ર છે. ઈ. સ. ૧૬૦૧–૨માં અકબરે ખંભાત બંદરની મહેસૂલમાંથી દર વર્ષે એક લાખ રૂપિયા શાહજાદા સલીમ–જહાંગીર–ને ઈનામ તરીકે આપવાનો હુકમ ગૂજરાતના સૂબા ઉપર મોકલ્યો.[૧૧૬] ઈ. સ. ૧૬૦૫થી જહાંગીર ગાદીએ આવ્યા પછી ગૂજરાતમાં મુઘલ સત્તા સ્થિર થઈ. ગૂજરાત સલ્તનતનું એ પછી નામનિશાન ન રહ્યું.

[**નોંધ :** આ "સાંસ્કૃતિક ઇતિહાસ"નાં પાનાંઓમાં અનેક સ્થળે "હવે (અમુક-તમુક) પ્રકરણમાં આ વિશે ચર્ચા કરીશું" વગેરે મતલબનું આવે છે. છેલ્લો ગ્રંથ લખાય તે પહેલાં જ લેખકનું અવસાન થવાથી આપણે વિશેષ વસ્તુઓ—ગુજરાતના સાંસ્કૃતિક ઇતિહાસનો નિચોડ મેળવી શકવાની સ્થિતિમાં નથી. કોઈ સમાનધર્મા જાગે ને આ પૂર્ણ કરે એ ભાવના. **કે. કા. શાસ્ત્રી**]

---

૧૧૫: એ જ, પૃ. ૧૭૩-૭૪. વધારામાં જુઓ Commercial Policy of the Moguls: By D. Pant. પૃ. ૮૫-૮૬.

૧૧૬: એ જ, પૃ. ૧૮૭. તાબાના પ્રદેશોની આવકનો રાજાઓ મન ફાવે તેવો ઉપયોગ કરી શકતા.

# પરિશિષ્ટ

# ગુજરાતનું વહાણવટું

સાક્ષર શ્રી મનસુખરામભાઈ માટે એમ કહેવાય છે કે એક વખતે એ કોઈ ચિત્રકલાનું પ્રદર્શન જોવા ગયા હતા. ત્યાં એમણે એક ભારે કીમતનું ચિત્ર જોઇ કહ્યું: "આની આટલી બધી કીમત!" આ શબ્દો સાંભળીને પ્રદર્શનનો વ્યવસ્થાપક એમને એક ખાસ જગ્યાએ લઈ ગયો અને કહ્યું કે "સાહેબ, અહીંથી જુઓ." મનસુખરામભાઈ સ્તબ્ધ થઈ જોઈ જ રહ્યા અને બોલ્યા: "આની આટલી જ કીમત!"

કોઇ પણ વસ્તુને જે દૃષ્ટિબિંદુથી જોઇએ તે પ્રમાણેના ગુણવાળી સ્વાભાવિક રીતે તે આપણને જણાય છે. પરદેશી લોકો પરદેશી સંજોગો લક્ષમાં રાખી અન્ય દેશોનો ઇતિહાસ લખે ત્યારે દૃષ્ટિબિંદુ સ્વાભાવિક રીતે તેમનું જ હોવાથી પોતાના ગુણદોષ અને વિભ્રમ(prejudice)ની છાપ તેમનાં લખાણો ઉપર પણ પડે છે. દિલ્હી અને લંડનને ધ્યાનમા રાખીને લખનારને બીજું કોઈ કોઈ પણ કાળે એથી મોટું કે સમૃદ્ધ હોઇ શકે એમ માનતાં પણ આંચકો આવે છે.

ગુજરાતના રાજકીય, સામાજિક, અને વાણિજ્ય વગેરેના ઇતિહાસ તરફ આપણા વિદ્વાનોમાંથી કોઇએ રીતસરની નજર નાંખી નથી અને આપણું કેટલુંયે સારું ખોટું આપણે પારકી આંખે જોવું પડે છે. કેટલાક અપવાદો સિવાય પારકાને હાથે લખાયેલા આપણી વિવિધ પ્રવૃત્તિઓના ઇતિહાસ કેવળ લૂખા જણાય છે; કેટલાયે રસમય હેવાલ ખૂણામાં અર્ધ અંધકારમાં પડી રહ્યા છે.

ભારતવર્ષના દરેક પ્રાંતમાં ગુજરાતની પ્રવૃત્તિઓ સર્વથી વિશેષ અને વિવિધતાવાળી પ્રાચીનકાળથી છે એ સિદ્ધ વાત છે. એમાં વેપાર એ પ્રધાન પ્રવૃત્તિ છે અને વહાણવટું ને નાણાવટું એ એનાં મુખ્ય અંગો છે. વહાણવટામાં દરિયાઈ વેપાર અને વહાણ બાંધવાનો ઉદ્યોગ વગેરે વસ્તુઓનો સમાવેશ થાય છે. વેપારનાં આ મુખ્ય અંગોના ઇતિહાસ ખૂણામાં પડયા

છે. અંધારા આકાશમાં છૂટા વેરાયેલા તેજોમય તારા જેવા એના ઉલ્લેખો ઠેર ઠેર ચમકે છે.

હાલની દુનિયામાં વહાણવટીઓની મોટામાં મોટી પ્રજાના દબાણમાં હિંદુસ્તાન આવવાથી હિંદુસ્તાન જેવા દેશને તો વહાણવટું હોય જ નહિ એમ ધારનાર પશ્ચિમના ગર્વિષ્ઠ લોકોને પ્રાચીન હિંદના વહાણવટાનો વ્યવસ્થિત ઇતિહાસ અર્પણ કરીને બંગાળાના પ્રસિદ્ધ પ્રો. રાધાકુમુદ મુકરજીએ ચકિત કરી નાંખ્યા છે અને સ્વદેશની સેવા બજાવી છે. વાદળાંમાં ઢંકાયેલા સૂર્યને સૂર્ય છે એમ સાબિત કરવા માટે આધારો આપી જે નકામી મહેનત કરવી પડે તેવી મહેનત વખતને અનુસરીને એમને કરવી પડી છે. આ જાતનું પુસ્તક વ્યવસ્થિત રીતે પહેલું જ બહાર પડેલું છે અને સ્વદેશાભિમાનના જે જુસ્સાથી એ લખાયેલું છે તે માટે પ્રો. રાધાકુમુદને જેટલું માન આપીએ તેટલું ઓછું છે.

પ્રો. રાધાકુમુદે ઘણી મહેનત લઈ આવો ઉત્તમ ગ્રંથ લખ્યા છતાં દિલગીરીની વાત એ છે કે ગુજરાત જે વહાણવટા માટે હિંદમાં સર્વથી આગળ છે; જેની એ પ્રવૃત્તિ સર્વથી વધારે અને પ્રાચીન છે તેને અન્યાય થયો છે; પ્રો. રાધાકુમુદ જેવા વિદ્વાન અને પ્રમાણ ગણાય એવા પુરુષને હાથે એવું થયું છે એ વિશેષ શોચનીય છે.

પ્રો. રાધાકુમુદ મુકરજીનું પુસ્તક આખા ભરતખંડના વહાણવટાના ઇતિહાસરૂપે લખાયેલું છે એટલે આખા દેશની એ પ્રવૃત્તિ તેના જે જે ભાગે જેટલા જેટલા પ્રમાણમાં જેવી જેવી રીતે કરેલી હોય તે યથાર્થ રીતે આલેખાય એ જ યોગ્ય છે, પરંતુ પ્રો. મુકરજીએ આ કાર્યમાં એ યથાર્થતા બરોબર રીતે જાળવી નથી એમ જણાઇ આવે છે. આપણે આગળ જોઈશું તેમ ગુજરાત જ વહાણવટાના ક્ષેત્રમાં હિંદના કોઇ પણ પ્રાંત કરતાં આગળ હતું, અને છે; અને, દરિયાપારના દેશો સાથે નિત્ય સંસર્ગથી[1] ગુજરાતી ભાષા

૧ : વહાણવટું અને દરિયાઈ વેપારમાં ગુજરાત પ્રાચીનકાળથી હિંદના સર્વ પ્રાંતો કરતાં અગ્રસ્થાને હતું એ તો મુસાફરોનાં વૃત્તાન્તોથી અને બીજા અનેક પુરાવાઓથી સિદ્ધ થાય છે અને એ સિદ્ધ કરવાનો આ લેખનો ઉદ્દેશ છે. હાલ પણ ગુજરાતમાં પારકી સ્ટીમરો દ્વારા મોટો દરિયાઈ વેપાર છે અને બીલીમોરા, કચ્છ અને કાઠિયાવાડમાં હજી પણ મોટાં વહાણો બને છે અને હિંદી મહાસાગરમાં ફરે છે. ગુજરાતના ખારવા હજી પણ સ્ટીમરોમાં કામ કરવા માટે પસંદ કરવામાં આવે છે. (સરખાવો Encyclopaedia Britanica Vol XII p. 710 "Owing to its maritime connections the language has also borrowed occasional words from other parts

મદ્રાસના કિનારાના હેવાલ પાછળ જે મહેનત કરી છે તેના થોડા ભાગ જેટલી પણ ગુજરાત માટે કરેલી નથી; બંગાળની નદીઓની નૌકાઓની આવજા માટે જેટલાં પાનાં એમણે જે છટા, રસ અને વિગતથી ભર્યાં છે તે સાથે સરખાવતાં ગુજરાતની તો જાણે અવગણના જ કરી હોય એમ સહજ દેખાઇ આવે છે.[૬] ટૂંકામાં, પ્રો. મુકરજીનું પુસ્તક વાંચતાં ગુજરાતના વેપાર ઉદ્યોગને જાણનાર કોઈ પણ વ્યક્તિને લાગે એવું છે કે એક રીતે આવું ઉત્તમ પુસ્તક લખતાં પહેલાં તેઓ ગુજરાતમાં આવી ગયા હોત અગર તો ગુજરાત સંબંધી સાધનોની અને ઉલ્લેખોની પૂરી શોધ રસથી કરી હોત તો ઠીક હતું. આ કારણથી ગુજરાતની નાવિક પ્રવૃત્તિનો ટૂંકાણમાં ખ્યાલ આપવો એ ઉચિત છે.

આથીયે વધારે શોચનીય એ છે કે વડોદરામાં શ્રી સયાજી બાળ-જ્ઞાનમાળામાં એક ગુજરાતી ભાઇએ 'હિંદુસ્તાનનું વહાણવટું' એ નામનું એક લઘુ પુસ્તક બહાર પાડયું છે. પ્રો. મુકરજીના ગ્રંથની એ નાની નકલ જ છે અને એમાં ગુજરાત માટે કાંઈ વિશેષ લખવામાં આવ્યું નથી.[૭]

પ્રાચીન ગુજરાતના ઇતિહાસનો જે અભ્યાસ કરે, એશિયામાં હિંદુ-સ્તાનની અને હિંદુસ્તાનમાં ગુજરાતની ભૌગોલિક સ્થિતિનો જે વિચાર કરે, અને હાલના ગુજરાતની નજરે જુએ, તેને તો આપોઆપ ખબર પડે કે ઘણા પ્રાચીન કાળથી આ દેશ દરિયાઈ વેપાર માટે મશહૂર છે. ઉત્તરમાં પાલણપુર એજન્સી અને પૂર્વમાં પંચમહાલ દાહોદ અને ઝાલોદ તાલુકા બાદ કરતાં એની એકે જગ્યા દરિયાથી સો માઇલ દૂર નથી. ખંભાત અને કચ્છના અખાતોને લીધે દેશના ક્ષેત્રફળના પ્રમાણમાં મોટો કિનારો એને મળે છે. અનેક સૈકાઓથી અનેક સાહસિક અને ચતુર જાતિઓએ એને પોતાની જન્મભૂમિ બનાવી છે.

આ વસ્તુસ્થિતિ બરોબર સમજવા માટે હિંદુસ્તાનના ઇતિહાસમાં વેદ-કાળથી થયેલાં જાતિઓનાં ભ્રમણો આપણે માન્ય કરવાં પડે. કેટલાક

૬: ગુજરાત માટે છૂટાં વાકયો અને નામોના છૂટા ઉલ્લેખ ઉપરાંત બે જગ્યાએ બે પા-નાંથી વધારે સળંગ લખાણ નથી. બંગાળ માટે તેવાં લખાણ ઘણાં છે. અને એક લાંબું પ્રકરણ જુદું આઠ પાનાનું ભર્યાં ઉપરાંત મોગલાઈના વખતના વર્ણનમાં બંગાળ બાબત જ લગભગ ૨૩ પાનાં ઝીણી ઝીણી વિગતોથી અને છટાની ભર્યાં છે.

૭: આ નાનું પુસ્તક વાંચતા બરોબર પ્રો. મુકરજીના પુસ્તકનો લીટીએ લીટીનો સાર લીધો હોય એમ સ્પષ્ટ દેખાય છે. નવાઈની વાત એટલી જ છે કે પુસ્તકમાં કોઇ જગ્યા-એ અમુકમાંથી સાર લીધો છે એમ લખ્યું નથી.

વિદ્વાનોનું માનવું છે કે એ ભ્રમણ પરજાતિઓનાં આક્રમણો ઉપરાંત બીજાં પણ અનેક કારણોથી થયેલાં છે. ગુજરાતમાં આ પ્રવૃત્તિ કાંઇક વધારે દેખાય છે; અને તેમાં અન્ય કારણો કરતાં દરિયાને લીધે ઉદ્ભવેલા વેપારને લીધે થયેલું આકર્ષણ એ મોટું કારણ લાગે છે. હિંદના અનેક ભાગોમાંથી ગુજરાતમાં ઘણી જાતિઓ આવી છે, પરંતુ ઉત્તરે કાબુલ–પંજાબ–કાશ્મીર અને યમુનાના પ્રદેશમાંથી આવેલી જાતિઓનું પ્રમાણ વધારે છે. વિદ્વાનોનું વળી એમ પણ માનવું છે કે એવી જાતિઓએ પોતાની મૂળ ભૂમિનાં નામો નવા વસવાટની જગ્યાએ જાળવી રાખવા યત્ન કર્યો છે. આ પ્રવૃત્તિ પાછળથી ગુજરાતમાં પણ એક જગ્યાએથી બીજી જગ્યાનાં ભ્રમણોમાં જળવાઇ રહી છે.[૮]

લાટ એ નામ ગુજરાતના ઘણા મોટા ભાગનું ઈસ્વીસન પૂર્વેથી પરદેશીઓ વાપરતા હોય એમ જણાય છે; અને હાલ આપણે જેને અરબીસમુદ્ર કહીએ છીએ તેને લારનો સમુદ્ર[૯] આરબો કહેતા, એ લાટના કિનારા સાથેના તેમના દરિયાઇ વેપારને લીધે જ છે.[૧૦]

---

૮: કામ્બોજ ઉપરથી કેમ્બોડિયા, મથુરા ઉપરથી મદુરા, અને સિલોન, અરબસ્તાન અને જાવાને કિનારે એવાં બીજાં ત્રણ મદુરા અગર મુતરા; સોપારા ઉપરથી આફ્રિકાનું સોફાલા; માંગરોળ–મંગલપુર–કાન્હડદે પ્રબંધનું માંગલઊર ઉપરથી દક્ષિણનું મંગલૂર (મેંગલોર); શંખોદ્ધાર ઉપરથી સોકોટ્રા, કાશી ઉપરથી કાંચી, વગેરે ઘણાં હિન્દી નામો દેશાવર ગયેલાં છે. ગુજરાતમાં પણ એવાં નામો ઘણાં છે. તેમાં સૌરાષ્ટ્રનાં પૂર્વ અને દક્ષિણ કિનારાનાં કેટલાંક ગામો સામેનાં સુરતને કિનારે પણ છે; માંગરોળ, માંડવી, વેરાવળ, મહુઆ, ઊના વગેરે. આ બધું જાતિઓના વેપાર અર્થે થયેલાં ભ્રમણ સૂચવે છે. આ બાબતમાં વિદ્વાનોમાં મતભેદ ઘણો છે. અને આ કેવળ અનુમાન જ છે. માણસનાં નામો ઉપરથી સ્થળનાં નામ પડે તે તો એકથી વધારે હોઈ શકે, પરંતુ તેવો સંભવ ન હોય ત્યારે કોઈ જાતિએ જ પોતાના મૂળ વતનનું નામ પાડ્યું હોય એમ સંભવે. કહેવાય છે કે સૌરાષ્ટ્રમાં વડનગર અને વિસનગર છે. ઈંગ્લાંડનાં સંસ્થાનોમાં પણ આવું જણાઈ આવે છે.

૯: જુઓ અલતેકરનું "History of Ancient Towns in Gujarat" p. 3. અને દસમી સદીમાં અલ માસુદી આફ્રિકા અને હિંદુસ્તાન વચ્ચેના મહાસાગરને લારવી સમુદ્ર કહે છે. (Bom. Gaz. I–1. p. 510)

૧૦: લાટ શબ્દનું મૂળ શેમાં છે તે સમજાતું નથી. સંસ્કૃતમાં નથી એમ વિદ્વાનોનું માનવું છે. હિંદુસ્તાનના પશ્ચિમ કિનારાના સંસર્ગમાં આવેલા પરદેશીઓએ એ નામ કોઈપણ કારણથી પાડ્યું હોય એમ જણાય છે. વળી જાણવા જેવી વાત એ છે કે (Tolemy) ટોલમી લારીક (Larike) કહે છે. હવે સિંધમાં લારખાના છે અને ઇરાનના દક્ષિણ કિનારે લારિસ્તાન છે તે જાણીતું છે. તેની જ જોડેના સિંધના દક્ષિણ કિનારાનું નામ કનિંગહામે "લાર" આપ્યું છે. (Cunningham's Ancient Geography Map IX) ગુજરાતના પશ્ચિમ કિનારાનું નામ પણ લાટ તે તો જાણીતું છે. અને તેને જ લાર

જે વખતે યુરોપના લોકો જંગલી હતા તે વખતે હિંદુસ્તાનમાં સંસ્કૃતિનો સૂર્ય સંપૂર્ણ પ્રકાશમાં હતો એ નિર્વિવાદ છે. ઇતિહાસ જેવી વસ્તુની કોઈ પણ દેશમાં શરૂઆત નહોતી થઈ તે સમયથી પણ ઘણો પુરાણો એનો ઇતિહાસ છે.

એવા પ્રાગૈતિહાસિક સમયમાં હિંદુસ્તાનનું બારું ગુજરાતમાં હતું. હયુઈટ નામના લેખકે[૧૧] હિંદના આ પશ્ચિમ કિનારાની એટલે હાલના ગુજરાતની વેપારી પ્રવૃત્તિ ઇસ્વીસન પૂર્વે ૩૦૦૦ વર્ષથીયે જૂની છે એમ ઇજિપ્તની કબરોમાંથી નીકળેલી સિંધુ નામની મલમલ અને ગુજરાતની ગળી ઉપરથી સદ્ધ કરવા યત્ન કર્યો છે. સિંધનો દક્ષિણ કિનારો, એ કિનારે આવેલું પાતાળનગર અને ગુજરાતનો કિનારો સમાન જાતિઓથી અગર તો એક વ્યવહારથી ગૂંથાયેલી જાતિઓથી વસેલો એ તો એ આખાયે કિનારાને લગતા 'લાર' નામ ઉપરથી જણાય છે.

મિ. હયુઈટ પશ્ચિમહિંદના કિનારાના વેપારને ઇસ્વીસન પૂર્વે ઘણાં વર્ષ જૂનો કહે છે તે વાતને આપણે વધારે પડતી માનીએ તોપણ ભરુકચ્છ (ભરૂચ) અને શૂર્પારક (સોપારા) એ બંદરો તો મહાભારત–કાળમાં સમૃદ્ધ

---

અગર લારીક પાછળથી કહેતા. હબીબુશીર નામના તવારીખકારની નોંધ ડૉ. બર્ડે લીધી છે (Bird's History of Gujarat p.p. 153. 154) તેમાં લખે છે કે મહમૂદ ગીઝનીના માણસોએ સોમનાથમાં લાટની મૂર્તિની પૂજા થતી જોઈ અને એ મૂર્તિ પુરાણા આરબો પણ અરબસ્તાનમાં પૂજતા હતા. આ ઉપરથી શિવલિંગના આકારને લીધે કે કોઇ બીજા કારણથી એ જાતની શિવપૂજા જ્યાં જ્યાં થતી હોય તે બધા કિનારાને આરબોએ લાટ અગર લાર નામ આપ્યું હોય એમ બને. મુસલમાની ધર્મની સ્થાપના પહેલાં અરબસ્તાનનો થોડો ભાગ, ઈરાન, અને ગુજરાત બ્રાહ્મણધર્મ પાળતા (કિનારાના ભાગ ખાસ કરીને) એ તો સિદ્ધ વાત છે. અને મુસલમાની ધર્મના પૂર્વમાં આગળ વધવાથી કે બીજી કોઇ જાતિના આક્રમણથી લાટ નામ સંકોચાઇને ગુજરાતના કિનારા માટે વપરાવા લાગ્યું હોય એમ બની શકે. સિંધને દક્ષિણે લારી બંદર છે તે પણ લાર ઉપરથી. આમ જોતાં સિધુને કિનારે ઉત્તર સિંધમાં લારખાના, ઈરાનનું લારિસ્તાન, સિંધનું લાર, સોમનાથની મૂર્તિને લીધે આરબો એ કિનારાને પણ લાર કહેતા હોય તો તે, અને ગુજરાતના કિનારાનું લાટ એ બધું પશ્ચિમ કિનારાની એકસરખી રેખામાં આવે છે. એથી કોઈ જાતિનું ભ્રમણ સૂચવાતું હોય તેમ પણ બને ખરું. આ વિગતમાં પરસ્પર સંબંધ હશે કે નહિ તે તો પુરાતત્ત્વના કોઈ વિદ્વાન કહે ત્યારે મનાય. આ પણ અનુમાન અને તે નિરાધાર છે, પરંતુ આ એટલું તો સિદ્ધ કરે છે કે અરબસ્તાન સિંધ અને ગુજરાતના કિનારાને ઘણો જૂનો દરિયાઈ સંબધ હતો. માસુદી (A. D. 916) લખે છે કે ચેવલ, થાણા અને સોપારામાં લારીય ભાષા બોલાતી હતી. Bom. Gaz. vol. I. Part II p. 22 અને તેથી પરસ્પર વ્યવહારને લીધે વહાણવટું પણ ખીલેલું હશે.

૧૧ : જુઓ રૉયલ એશિયાટિક સોસાયટીમાં Mr. Hewitના લેખ પરથી Bom. Gaz. I. I. p. 11.માં લીધેલી નોંધ નં. ૨.

હોવાં જોઇએ એમ જણાય છે. આ પ્રાગૈતિહાસિક સમયમાં વહાણો વગેરે માટે સ્પષ્ટ ઉલ્લેખો ઉપલબ્ધ ન હોવાથી ગુજરાતનાં બંદરોના આવા ઉલ્લેખો અને ઇતિહાસના પિતા હેરોડોટસ જેવા અનેક યુરોપવાસીઓએ કરેલા કપાસ આદિ વસ્તુઓના ઉલ્લેખો ઉપરથી, અને ઘણી વેપારી જાતિઓ આ ભૂમિ તરફ આકર્ષાઈ આવીને વસવાથી આપણે ચોક્કસ માની શકીએ કે ગુજ-રાતનો દરિયાઈ વેપાર મહાભારતના સમયથી કે તેથી પણ પહેલાંથી ચાલતો હોવો જોઇએ અને તેને માટે યોગ્ય વહાણો વગેરે સાધનો પણ હોવાં જોઇએ.

ઇસ્વીસન પૂર્વે લગભગ ત્રણસો વર્ષ પહેલાંથી, લગભગ બૌદ્ધ સમયથી, ભરૂચ અને સોપારા બંદરોનો વેપાર વધારે હોય એમ જણાય છે. બૌદ્ધ જાતકોમાંના સુપારગ જાતકમાં ભરૂચના ઉલ્લેખ છે. સુપારગ બોધિસત્ત્વ જે મહાનાવિક હતો, તે ભરૂચનો જ છે. ઇસ્વીસનની શરૂઆતમાં તો લગભગ આખા હિંદુસ્તાનનો વેપાર ભરૂચે એકહાથ કર્યો હતો. ભરૂચથી કપડવંજ બાજુ થઈ ભીલસા, સાંચી વગેરે આગળ થઈ છેક પાટલીપુત્ર (પટણા) સુધી મહામાર્ગ હતો અને સાંચી વગેરેનું તેથી મહત્ત્વ હતું.[૧૨] ઉજ્જનથી કેટલોક માલ ભરૂચ આવ્યાનું તો પેરિપ્લસ લખે છે. કાબુલથી દેશાવર ચઢાવવા માટેનો માલ પણ ભરૂચ આવ્યાનું અને દક્ષિણહિંદનો માલ પણ નિકાશ માટે ભરૂચ આવ્યાનું એ લખે છે. આ ઉપરથી જણાશે કે એ વખતે કાબુલથી પાટલીપુત્ર અને દક્ષિણ એ બધા ભાગનું મુખ્ય બંદર આપણું ભરૂચ હતું.

આ વખતે ટોલેમી અને બીજા પાશ્ચાત્ય લેખકો ગુજરાતના કિનારાનાં ઘણાં બંદરો અને વેપારી સ્થળો ગણાવે છે. ભરૂચ (Barigaza), નવસારી (Nonsaripa), બીલીમોરા (Poulipoula), કીમ (Kammoni) અને સૌરાષ્ટ્રના કિનારાનાં દ્વારકા (Barake), પોરબંદર (Bardaxema) (બર્ડાની પાડોશને લીધે), વેરાવળ (Surastra), માંગરોળ (મંગલપુર Mono-glosson), હાથબ (હસ્તકવપ્ર–Astakapra) વગેરે બંદરો પણ ગણાવે છે, પરંતુ છેક સોલંકીઓના સમય સુધી વહાણોનાં નામ અને બાંધકામ કે તેને લગતા સ્પષ્ટ ઉલ્લેખો નથી.

આમ છતાં પણ બીજાં બંદરો સાથે ભરૂચ મુખ્ય બંદર તો હતું જ. ઇસ્વીસનની શરૂઆતમાં ગ્રીક લેખકો ભરૂચનો દરિયાપારના દેશો સાથેનો વેપાર આ પ્રમાણે ગણાવે છે. ઇજિપ્ત, અરબસ્તાન અને ઈરાની અખાતનાં બંદરોએ અને હિંદી મહાસાગરમાં ભરૂચનાં વહાણો ઘૂમતાં. મિસર અને અરબ-

---

૧૨: Alteker's History of Ancient Towns of Gujarat & Kathiawar

સ્તાનથી સોનું, રૂપું, પિત્તળ, કલાઇ, સીસું, પારો, સુરમો, કાચ, પોખરાજ, પરવાળાં, દારૂ, કાપડ, અને દુપટ્ટા આવતાં.[૧૩]

ઇરાની અખાતનાં બંદરોથી ગુલામો, સ્ત્રીઓ, સોનું, મોતી, ખજૂર, દારૂ અને કાપડ વગેરે આયાત થતાં. ભરૂચથી મિસર અને અરબસ્તાનમાં ચોખા, બીયાં, તેલ, રૂ, ખાંડ, મલમલ, અને ઊંચી જાતનું કાપડ, ઇરાની અખાતનાં બંદરોએ પિત્તળ, શીંગડાં, સુખડ અને બીજાં લાકડાં નિકાશ થતાં, આફ્રિકાથી ભરૂચમાં સોનું, સિલોન અને મલબારથી તેજાના આવતા.[૧૪] અરબસ્તાન અને ઇરાનના કિનારા સાથેનો ભરૂચનો સંબંધ પણ નામ સાથે પેરિપ્લસ લખે છે.[૧૫]

આ સમયના ભરૂચના પરદેશીઓએ કરેલા ઉલ્લેખો એટલા બધા છે કે હાલનું ભરૂચ જોતાં પુરાણા ભરૂચના વિસ્તારનો ખ્યાલ આવવો મુશ્કેલ છે. ભરૂચે પ્રાચીનમાં પ્રાચીન જાતિઓના વ્યવહાર જોયા છે; અઢળક લક્ષ્મી રમાડી છે; અનેક ધર્મોને સમાનતાથી પોતાની ભૂમિ ઉપર રાખ્યા છે; એનાં સંસ્મરણો કવિને કાવ્ય, ઇતિહાસકારને ઇતિહાસ અને નવલકથાકારને નવલકથા માટે અખૂટ સામગ્રી આપે છે.[૧૬]

ઇસ્વીસનની નવમી સદી આવતાં સુધી ગુજરાતનો ઇતિહાસ સહેજ પણ વ્યવસ્થિત ન હોવાથી કોઈ પણ પ્રવૃત્તિના હેવાલ માટે છૂટાછવાયા અને તે પણ ઘણા થોડા ઉલ્લેખો ઉપર જ આધાર રાખવો પડે તેમ છે. ક્ષત્રપ રાજાઓએ ગુજરાતના દરિયાઈ વેપારને સારું ઉત્તેજન આપ્યું હતું અને તેમના સમયમાં રોમન સામ્રાજ્ય સાથે ગુજરાતનાં બંદરોનો સંબંધ હતો.[૧૭] ક્ષત્રપો અને સોલંકીઓની વચ્ચેના આશરે છ સદીઓ જેટલા લાંબા સમયમાં ગુપ્ત, વલભી, ગુર્જર, ચાવડા આદિ રાજ્યોના વખતમાં બહુ સ્પષ્ટ ઉલ્લેખો ન હોવા છતાં દરિયાઈ વેપાર અને વહાણવટું સારી સ્થિતિમાં હોય એમ માનવાને કારણ છે. આ વખતમાં થાણા જિલ્લાનાં બંદરોનો વેપાર

---

૧૩: ગુજરાત સર્વસંગ્રહ. પૃ. ૨૫૧–૨૫૩.

૧૪: ગુજરાત સર્વસંગ્રહ પૃ. ૨૫૩.

૧૫: Bom. Gaz. I. I. p. 545.

૧૬: Brigg's Cities of Gujarashtra.

૧૭: Encyclopaedia Britanica vol. IV p. 188 13th Edition. "since about A. D. 40 the coast cities had been much enriched by trade with Roman Empire, which both the Satavahanas and Satrapas did much to encourage. શાહ રાજાઓમાં electionની રીત હતી અને એમનું રાજ્ય commercial kingdom કહેવાતું.

સારો ચાલતો હતો અને ત્યાંના વેપારીઓ લાડ વાણિયા હતા. તે ઉપરથી ભરૂચ વગેરે બંદરોનો વેપાર હરકત વગર સારો ચાલતો હશે એમ માની શકાય.[૧૮] આ સમયમાં ઉપર જણાવેલાં રાજ્યોના ફેરબદલા થઈ ગયા તેને લીધે જે ઊથલપાથલ થઈ હશે તે દરિયાઇ વેપારને અસર કરે તેવી ભારે હોય એમ જણાતું નથી. એક રીતે જોતાં તો આ લાંબા સમયમાં ગુજરાત ઉપર વલભીપુરના નાશ સિવાય કોઈ મોટી આફત આવી હોય એમ માનવા-ને કારણ નથી. ઉત્તર હિંદુસ્તાન પર હૂણ આદિની ચઢાઇઓથી નાસેલા લોકો પણ ગુજરાતમાં આવીને વસ્યા છે અને ગુજરાતનાં બંદરોથી પરદેશ ગયા છે.

આ સમયમાં જ ગુજરાતના લોકોએ સમુદ્રપાર સંસ્થાનો વસાવવાની પ્રવૃત્તિ કરી હોય એમ દેખાય છે. ઈરાન, અરબસ્તાન, આફ્રિકા અને હિંદુ-સ્તાનના દક્ષિણ કિનારા ઉપર તો ગુજરાતીઓનાં સંસ્થાનો દરેક બંદરે હતાં. ગુજરાતના સિંહલકુમાર નામના કોઈ રાજવંશીએ સમુદ્રમાર્ગે લંકાનો વિજય કરીને તેની યાદગીરીમાં તેનું નામ સિંહલદ્વીપ રાખ્યું.[૧૯] સિંહલદ્વીપ

---

૧૮: ગુજરાત સર્વસંગ્રહ. પૃ. ૨૫૨.

૧૯: બંગાળના સિંહબાહુના પુત્ર વિજયે લંકા જીતી તેનું નામ સિંહલદ્વીપ રાખ્યું અને તેનો સમય અને બુદ્ધ ભગવાનનો નિર્વાણનો સમય એક જ છે (ઈ. સ. પૂર્વે ૫૦૦ પહેલાં) એમ મહાવંશ નામના બૌદ્ધ ગ્રંથના આધારે પ્રો. રાધાકુમુદે લખ્યું છે. વિજય અને સિંહલદ્વીપના જીતવાની આખ્યાયિકા બંગાળમાં પ્રચલિત તો ઘણી છે અને ત્યાં સિંહલ-વિજય નામનું નાટક હાલ પણ ભજવાય છે તે ઉપરથી લાગે છે. પરંતુ મહાવંશ ઈસ્વીસન ૪૦૦ ને શુમારે લખાયેલો ગ્રંથ છે એમ વિદ્વાનો માને છે, અને તેમાં બૌદ્ધ ધર્મના ફેલાવાની પૌરાણિક કથાઓ આપેલી છે, એટલે ઈ. સ. ૪૦૦ થી પહેલાંની ગમે તે સમયની વાત તેમાં આવી શકે. પરન્તુ મહાવંશનું વર્ષ આ ગણીએ તો વિજયની જીત તે અગાઉ લગભગ ૯૫૦ વર્ષ પહેલાંની ગણવી પડે. પણ તેનો વાંધો નહિ. પ્રો. મુકરજીએ પોતાના ગ્રંથમાં બંગાળની એક મહાન નાવિકપ્રવૃત્તિ તરીકે જુદી જુદી જગ્યાએ ચાર વખત આ વાતનો ઉલ્લેખ કર્યો છે (જુઓ Indian Shipping p. 28, 42, 69, 157) અને તે પછી બંગાળનું બીજું એવું દરિયાઈ પરાક્રમ નોંધ્યું નથી. પરંતુ આ ઉપરાંત એમણે બીજી કેટલીક વિગતો લખી છે તેથી આ વાતને વિરોધ આવે છે. તે ખાસ ધ્યાનમાં લેવા યોગ્ય હોવાથી અત્રે ચર્ચવાની જરૂર છે. સીયુકી (Si-yu-ki) નામના ચીની ગ્રંથને આધારે એ લખે છે કે "The ship in which the lion-prince **Sinhala** sailed from an unknown part of Jambudwip to Cylone contained five hundred **merchants** besides himself" (Ind. shipp. P.29). આ જોતાં વિજયને બદલે સિંહલ થયો તે નોંધવા જેવું છે. વળી "પાંચસો વેપારીઓ"નો ઉલ્લેખ પણ નોંધવા જેવો છે.

આગળ વિજયની વાત ફરી લખતાં પાને ૬૯ મે પ્રો. રાધાકુમુદ રાજવલ્લીય ગ્રંથને આધારે લખે છે કે "The ships started from a place near the city of **Shinhapur**, and on their way touched at the port of **Supara**,

નામ ઈસ્વીસન પૂર્વે પાંચમી સદીમાં બંગાળના રાજા સિંહબાહુના પુત્ર વિજયે લંકા જીતીને પાડયું એમ પ્રો. રાધાકુમુદ મહાવંશ ગ્રંથના આધારે કહે છે,

---

which according to Dr. Burgess lay near modern Bassien on the western coast of DaccanXXX approaching the island from southwards, and became founder of the great dynasty. (આમાં સુપારા–Supara–જે પોતાના ગ્રંથમાં ઘણી વાર લખ્યા.છતાં ડૉ. બર્ગેસનો આધાર લઇ કેમ લખે છે તે સમજાતું નથી). આગળ જતાં પાને ૭૦ મે લખે છે કે વિજયના મૃત્યુ પછી તેનો ભત્રીજો (કે ભાણેજ–nephew) ૩૨ મંત્રીઓ સાથે **સાગલ નામના શહેરથી** વહાણમાં બેસી સિલોન ગયો. (embarked from the city of Sagal.)

આ જુદાં જુદાં લખાણો એટલું તો સૂચવે છે કે વિજયનું લંકાની જીતના સંબંધમાં લખાણ શંકાવાળું છે; અને તેમાં બે વાત ચાલે છે. અને તેનું નામ સિંહલ હોય ને lion prince–સિંહલકુમાર કહેતા હોય તો સિંહલકુમારવાળી આપણી વાતને કાંઇક ટેકો મળે છે. બીજું સૌરાષ્ટ્રને પૂર્વ કિનારે ખંભાતના અખાત આગળ હાલ જે શિહોર છે તેનું જૂનું નામ સિંહપુર હતું (જુઓ Alteker's History Ancient towns of Gujarat, P. 45). ડૉ. બર્ગેસ એને શાહવંશની રાજધાની માને છે અને એમ માનવાને કોઇ પણ જાતનો આધાર નથી એમ અલ્તેકર લખે છે. પરંતુ ડૉ. બર્ગેસનું અનુમાન ખરું હોય તો સિંહલદ્વીપ નામ માટે કાલનિર્ણયનો જે વાંધો નડે છે તે નીકળી જાય છે, કારણ કે લંકાનું સિંહલદ્વીપ નામ ઈસ્વીસનની શરૂઆતના અરસાનું જણાય છે. બૃહત્સંહિતા–(અ. ૧૪. શ્લો. ૧૧ અને ૧૫)માં દક્ષિણના દેશોમાં લંકા અને સિંહલ બે નામ આપેલાં છે, પણ તે યે આધાર રાખવા લાયક નથી. પરંતુ આપણે વિજય–અગર તો સિંહલ ગુજરાતને કિનારેથી વહાણમાં બેઠો એ જ જોવું છે એટલે સિંહલદ્વીપ નામના કાલનિર્ણયની કડાકૂટમાં નહિ પડીએ. ઉપર જોયું એ સિંહપુર(શિહોર)ને સિંહ–પુર lion city કહેતા. (Briggs cities of Gujarashtra) આગળ વિજય જંબુદ્વીપના કોઇ અજ્ઞાન ભાગમાંથી નીકળ્યો એમ લખી પછી સિંહપુરમાંથી નીકળ્યો એમ લખે છે તે ધ્યાનમાં રાખવા જેવું છે. ત્રીજું ઉપરના ઉતારા મુજબ સિંહપુરથી સિલોન જવા નીકળેલો વિજય સોપારા આગળ આવ્યો એ જોતાં બંગાળનાં બંદરેથી નીકળેલો માણસ આખો કિનારો પૂર્વથી પશ્ચિમનો ચઢી, વચમાં સિલોન વટાવી પછી ઊતરે તો જ વચ્ચે સોપારા આવે અને એવું બનવું અશક્ય છે. જો સિંહપુર સૌરાષ્ટ્રવાળું હોય અને ત્યાંથી જ વિજય કે સિંહલ નીકળ્યો હોય તો તો રસ્તામાં સોપારા અવશ્ય આવે. સોપારા મુંબઈ જતાં પાલગઢ પાસે આવે છે તે તો ગુજરાતમાં સર્વને વિદિત છે. ચોથું વિજયનો સગો સાગલ શહેરથી નીકળ્યો એમ લખે છે; એ પણ ધ્યાનમાં લેવા જેવું છે. સાગલ નામનું બંદર હોય એમ જાણ્યામાં નથી, પરંતુ આ નામ બૌદ્ધ ગ્રંથનું છે અને બૌદ્ધ ગ્રંથોમાં પંજાબના પુરાણા શાકલને પ્રાકૃતમાં સાગલ લખેલું છે. આ શહેર હાલના શિયાલકોટની જગ્યાએ હતું એમ નક્કી થયેલું છે. (જુઓ Cunnighams Ancient Geography p. p. 206–215 New Bengal Edition) બૃહત્સંહિતામાં એક સિંહપુર કાશ્મીરમાં છે એમ જણાવ્યું છે. આ પાસેપાસેના સાગલ અને સિંહપુરના વતની વિજય અને તેનો સગો હોય એમ માનીને આગળ ચાલીએ તો વિજય સિંધુને રસ્તે વહાણમાં બેસીને ગુજરાતના કોઇ બંદરેથી

એ વાત વાદગ્રસ્ત છે. વાદવાળી અને અચોક્કસ વાતને બાજુ ઉપર મૂકીએ તોપણ એટલું તો સિદ્ધ છે કે સિલોન સાથે ગુજરાતને પ્રાચીન કાળથી જે સંબંધ છે તે તામીલના સિલોનથી છેક પાસેના કિનારા સિવાય હિંદના બીજા કોઈ પણ ભાગ કરતાં વધારે છે. "લંકાની લાડી ને ઘોઘાનો વર" એ ગુજરાતી કહેવત વેપારાર્થે વસેલા ગુજરાતીઓનાં સંસ્થાનની વસ્તીને લગતાં લગ્નને લીધે જ ઉત્પન્ન થયેલી છે અને ગુજરાતી વાતોમાં લંકાની બાબતો ઘણી આવે છે. બીજું ખાસ નોંધવા લાયક તો એ છે કે 'વિવિધ-તીર્થકલ્પ' નામના જૈન ગ્રંથમાં પ્રાચીન કાળમાં કોઈ સિલોનની રાજકન્યાએ ભરૂચમાં શકુનિકાવિહાર બંધાવ્યાનો ઉલ્લેખ છે. એ ઉપરથી ગુજરાતના કિનારાને સિલોન સાથે સંબંધ ઘણો જૂનો અને સારો હોય એમ સમજાય છે.

---

અગર તો સિંધુના મુખ આગળના કોઈ બંદરેથી, મોટાં વહાણો બદલીને સિલોન ગયો હોય તોપણ સોપારા વચ્ચે આવી શકે. બૌદ્ધ સમય પહેલાંથી પણ તામ્રલિપ્ત બંગાળામાં મોટું બંદર હતું ત્યાંથી નીકળ્યાનો ઉલ્લેખ નથી એ ખાસ નોંધવા જેવું છે. સાગલ અને સિંહપુર એવું કોઈ નામ બંગાળ કે કલિંગને કિનારે નથી. એક વિદ્વાનનું એમ માનવું છે કે બૌદ્ધ સમયનો બધો સમુદ્રનો વ્યાપાર મોટે ભાગે સોપારા આગળથી થતો અને એ બૌદ્ધોનું મોટું સ્થળ હતું, તેથી સાગલ સોપારા પાસેનું કોઈ સ્થળ હશે. ટોલેમી (જુઓ Bom. Gaz. II. P. 538) સિંધુ નદીના સાત મુખ ગણાવે છે. તેમાં Sagapa, Sinthon, Khariphron, Sapara, Sabalaessa, Lanibare વગેરે ગણાવે છે. તેમાંના Sagador, Sapara અને Sabalaessa હાલ ઓળખાતાં નથી. પરંતુ આ મળતાપણા ઉપરથી જણાશે કે સાગલ અને સિંહપુર પંજાબની ઉત્તરના પ્રદેશમાં માનીએ અને ત્યાંથી સિંધુને રસ્તે વિજય આવ્યો હોય, અને ઉપરના કોઈ મુખ આગળ સાગલ નામનું બીજું શહેર હોય તોપણ બની શકે એવું છે. સાગલ નામ ગોટાળો ઉત્પન્ન કરે તેવું તો છે જ. બંગાળની દક્ષિણે ગંગાના મુખ આગળ સાગર નામનો બેટ છે, પરન્તુ તે જૂનો લાગતો નથી અને એમાં પહેલાં વસ્તી હોવાનું જાણ્યું નથી. અને એને ધ્યાનમાં લઇએ તો પણ સિંહપુર અને સોપારાંના ઉલ્લેખને મોટો વિરોધ આવે છે. વિજય બંગાળાનો હતો, એમ માની લઇએ અને આખ્યાયિકા પ્રમાણે એના બાપે એને કાઢી મૂક્યો ત્યારે સિલોન જવા માટે વહાણોમાં નીકળ્યો એમ માનવા કરતાં જમીનમાર્ગે પશ્ચિમ કિનારે આવ્યો હોય એમ ઉપરની હકીકત ઉપરથી બની શકે. ઘણા પ્રાચીન કાળથી ભરૂચ અને સોપારાથી મોટા ધોરી રસ્તા પાટણ સુધી જતા હતા તે તો જાણીતું છે. પણ એમ બનવું શક્ય નથી.

પરંતુ આ સાથે સિંહલદ્વીપનો ગુજરાત સાથે ઘણા જૂના વખતથી નિકટનો સંબંધ છે તે પણ ધ્યાનમાં લેવા યોગ્ય છે. સિંહલદ્વીપ નામ અને તેના વસવાટ બાબત તો ગુજરાતના પક્ષમાં જે વાતો ઉપયોગમાં આવે એવી ઊભી થાય છે તે તો જોઈ. 'લાડ અવલોકન' નામના એક નાના ગ્રંથમાં તો સિંહલે સિંહપુર જઈ લંકા જીતી એમ સ્પષ્ટ લખેલું છે. પણ તે ગ્રંથ આધાર રાખવા લાયક નથી. પરન્તુ સિલોન માટે ગુજરાતમાં અને ગુજરાતી સાહિત્યમાં જે જે વાતો અને કહેવતો વધારે પ્રચલિત છે તે ગુજરાતના

કાંબોજ એટલે અફઘાનિસ્તાનના વતનીઓએ હિંદીચીન પાસે કાંબોજ કેમ્બોડિયાનું સંસ્થાન વસાવ્યું. એ લોકોનો વ્યવહાર પણ સિંધ અને ગુજરાતનાં બંદરોથી ગુજરાતી વહાણો દ્વારા થયો હોય એમ મનાય છે, પરંતુ એ વાત બહુ જ વાદગ્રસ્ત છે અને સ્પષ્ટ બહુ જ થોડું છે.[૨૦]

.આ સમયના પાછલા ભાગમાં એટલે ઈસ્વીસનની છઠ્ઠી સદી પછી ગુજરાતે જાવામાં સંસ્થાન સ્થાપ્યું એ ખાસ અગત્યની વાત છે. જાવાનું સંસ્થાન વસાવવાની પ્રવૃત્તિ શકક્ષત્રપોના વખતથી એટલે અજીશક જાવા ગયો ત્યારથી થઈ એમ ગણી શકાય. પરંતુ અજીશકે કરેલી નોંધ ઉપરથી ઈસ્વીસન ૬૦૩ માં (જાવા સંવત ૫૨૫) ગુજરાતથી એક રાજકુંવર પોતાના રાજ્યના નાશની ભવિષ્યવાણીથી ચેતીને અનુયાયીઓ સાથે જાવા ગયો.[૨૧] આ અનુયાયીઓમાં ખેડૂતો, કડિયા, સુતાર અને સલાટો, યોદ્ધાઓ, વૈદ્યો અને લેખકો હતા. કહે છે કે આ રાજપુત્રે જાવા નવેસરથી વસાવી તેનું નામ ગુજરાત (Kuzrat) રાખ્યું અને પોતે બ્રવિજય સવેલચાલ નામ ધારણ કરીને નવું શહેર વસાવીને ગાદીએ બેઠો. એણે જે વંશ સ્થાપ્યો તે વંશનું રાજ્ય જાવામાં લાંબો વખત ચાલ્યું. કુમાર સવેલચાલે પાછળથી ગુજરાતમાં પોતાના બાપને સંદેશો કહેવડાવી બીજા માણસો મંગાવ્યાં. અને બીજા ૨૦૦૦ માણસો ગુજરાતથી આવ્યા તેમાં પથ્થર અને પિત્તળમાં કારીગીરી કરનારા

---

સિલોન સાથેના સારા સંબંધ વગર ન હોઈ શકે. બાલવાર્તાઓમાં લંકાની વાતો આવે છે. રત્નાવલિ નાટિકામાં પણ સીલોનની કન્યા માળવાના રાજા માટે લાવ્યાનું વર્ણન છે. તે ગુજરાતના કિનારાના સંબંધનું છે અને માળવાનો છેક ઉજ્જન સુધીનો ભાગ એક વખત લાટમાં ગણાતો અને ગુજરાત માળવાની સંસ્કૃતિને ઘણો પાસેનો સંબંધ છે તે જાણીતું છે.

બીજું એ પણ નોંધવા જેવું છે કે મહમૂદ ગીઝનવીએ સોમનાથ જીત્યા પછી ત્યાંથી સિલોન જવા વિચાર કરેલો તે લખતાં હિંદને તાબે હતું એમ ફિરિસ્તા લખે છે અને ગુજરાતને આરબો હિંદ કહેતા અને સિંધને સિંધ કહેતા એવા ઉલ્લેખો જડે છે. (જુઓ Bom. Gaz. Vol. V. સરખાવો "ફઝલના મરણ પછી તેનો પુત્ર મુહમ્મદ ૫૦ વહાણો લઈ હિંદના મેડ લોકોની સામે ગયો." P. 503. આ ઉલ્લેખ ગુજરાત માટે જ છે. આ વાત સાથે મિરાતે અહમદીની એક વિચિત્ર વાત નોંધવા જેવી છે:—"સીરનદીપ સોમનાથને તાબે હતો તે ઈ. સ. ૧૯૨૦ના અરસામાં રાજા વિજયબાહુએ સ્વતંત્ર કર્યો." (Bom. Gaz. Note on P. 463, બર્ડની History of Gujaratમાંથી ઉતારો.) આ લખાણ અને વિજયબાહુનું નામ વળી નવી જ વાત દેખાડે છે અને તે કેવળ વિચિત્ર છે. ગમે તેમ છતાં પણ વિજય બંગાળનાં વહાણોમાં ગયો અને લંકા જીતી એમ માનવામાં ઘણો વિરોધ આવે છે.

૨૦: *Bom. Gaz. I. pt. 1, P. 500.*

૨૧: Raffel's Java vol. II, chap. X, p. p. 82–83.

પણ હતા. આ વખતમાં કારીગરોને હાથે જાવાનું પ્રસિદ્ધ બોરોબદૂરનું[૨૨] બૌદ્ધ મંદિર બંધાયું, અને ગુજરાતી કારીગરોએ[૨૩] જાણે પોતાના વિજયની

૨૨: Raffel's Java, vol. II, chap. X, p.p. 82–83. Indian Shipping p. 45, p. 49.

૨૩: ઇ. બી. હાવેલે Indian Sculpture and Painting નામના પોતાના ગ્રંથમાં બોરોબુદૂરની આ વહાણની આકૃતિઓ ગુજરાતીઓએ જાવા લીધું તેને લગતી આકૃતિઓ તરીકે વર્ણવી છે. વળી અમેરિકાના ફિલાડેલફિયાના મ્યુઝિયમમાં આ આકૃતિઓ ઉપરથી લાકડાનું નમૂનાનું વહાણ બનાવીને મૂક્યું છે. તેના ઉપર નોંધ છે, તેમાં લંબાઇ ૬૦ ફૂટ, અને પહોળાઇ ૧૫ ફૂટની અને ગુજરાતના લોકે જાવા વસાવ્યું તે વિશેની આકૃતિ છે એમ લખેલું છે. આને લગતી વિગત પ્રો. રાધાકુમુદે એ વહાણની આકૃતિઓનાં ચિત્રો સાથે પોતાના પુસ્તકને પાને ૪૫-૪૭ અને ૪૯ મે લીધી છે. એ વિગતો સ્પષ્ટ અને પરદેશીઓએ કરેલી હોવાથી તેમાં ફેર પડે તેમ નથી. પરંતુ એ જ ગ્રંથના પાના ૧૪૪ થી ૧૫૪ સુધીમાં જાવાના સંસ્થાન માટે એમણે આખું પ્રકરણ લખેલું છે. ગુજરાતની જાવાને લગતી પ્રવૃત્તિ એટલી જાણીતી છે કે તે ઢાંકી શકાય તેવી નથી. છતાં પણ જાવા છેક દક્ષિણ પૂર્વે, મદ્રાસના કિનારાની સામે, ઘણે દૂર અને હિંદુસ્તાનના પૂર્વ કિનારાથી અને બંગાળથી ગુજરાત કરતાં તે વધારે પાસે હોવાને કારણે એ પ્રવૃત્તિઓમાં મોટો ભાગ બંગાળ અને કલિંગનો છે એમ સાબિત કરવા પ્રો. રાધાકુમુદે પ્રયત્ન કર્યો છે. ઉપરનાં કારણોએ કેટલાક વિદ્વાનોએ જાવા કલિંગનું સંસ્થાન હશે એમ ધારેલું છે. અને Bom. Gaz. vol. I, part I માં જાવા વિશે પરિશિષ્ટ IV લખેલું છે. (પૃ. ૪૮૯ થી ૪૯૮) એમાં કલિંગ અને બંગાળના વસવાટ બાબતની દલીલોને પૂર્વપક્ષ કરીને તેનું સમાધાન કારણો સાથે કરીને ગુજરાતનું સંસ્થાન શક્ય છે એમ બતાવ્યું છે. પ્રો. મુકરજીએ એ પરિશિષ્ટનો ઉપયોગ કર્યો છે, છતાં પૂર્વપક્ષરૂપી શંકાઓને જ પોતાના ગ્રંથમાં સ્થાન આપીને ચર્ચા કરી છે અને ગુજરાતપક્ષની દલીલો તરફ બરોબર જોયું નથી. કલિંગ અને બંગાળામાંથી કેટલીક વસ્તી વખતોવખત જાવામાં ગઇ હશે એમાં શંકા નથી, પરંતુ તેથી ત્યાંથી આવેલાઓએ જાવા જીતીને વસાવ્યું એમ સિદ્ધ થતું નથી. તિબેટ સાથેની લડાઈમાં બંગાળ એવું હારેલું કે બસો વર્ષ સુધી બંગાળી ઉપસાગરનું નામ તિબેટનો સમુદ્ર એવું રહ્યું. (જુઓ Bom. Gaz. I, p. 501) એ લડાઇમાં હારેલા બંગાળીઓ દક્ષિણ બાજુ નાઠા અને કલિંગવાસીઓ પણ એમ જ નાઠા હશે (Bom. Gaz. I, p. 498) અને એ લોક જાવા જઈ વસ્યા હોય તો તેમની ભાષાનાં ચિહ્નો થોડાં જાવાની ભાષામાં જણાય; પરંતુ જાવાની ભાષામાં જે સંસ્કૃતમાંથી ઊતરેલા શબ્દો છે તે તો ગુજરાત બાજુથી જ ગયેલા હશે એમ ડૉ. હ. હ. ધ્રુવનું માનવું છે.

ઈસ્વીસન ૭૫ માં અજીશક જાવે ગયો એ વાત પ્રો. રાધાકુમુદ જોડી કાઢેલી માને છે અને એ જ સાલથી કલિંગમાંથી લોકો જાવે ગયા એમ સિદ્ધ કરવા મથે છે. પરન્તુ ઈસ્વીસન ૭૦ થી ૭૮ સુધીમાં ગુજરાતમાં શકક્ષત્રપોની સ્થાપના થઈ અને તે વખતની આસપાસ અજીશક ગયો હોય. ખ્રિસ્તી સન અને જાવાના સંવતને ૭૮ વર્ષનું અંતર છે તે પણ અજીશકે એ સંવત શરૂ કર્યાનું સૂચન છે એમ જણાય છે અને જાવાના હેવાલો એ વાતનું સમર્થન કરે છે. (જુઓ પાનું ૧૫૧ Indian Shipping અને પાનાં ૨૨-૨૪

નિશાની રાખતા હોય તેમ, વહાણની આકૃતિઓ તેને લગતાં ભિન્ન ભિન્ન કાર્યો સાથે એ મંદિરમાં કોતરી છે. પ્રો. મુકરજીએ આ ઉલ્લેખો પોતાના ગ્રંથમાં થોડા આપ્યા છે અને તે સત્ય છે કે કેમ તે જોયા વગર તેની શંકાનાં કારણો આગળ લાવી કલિંગની સાંસ્થાનિક પ્રવૃત્તિ જાવામાં વધારે હતી એમ

---

Bom. Gaz. I, 1) વળી પ્રો. મુકરજીએ ભૂવિજય સવેલચાલની વિગત કે (Kling) કલિંગની પેઠે ગુજરાત(Kuzarat)ના ઉલ્લેખો જાવાના ખાસ પ્રમાણ ગણાતા રાફેલ-કૃત ઇતિહાસમાં આપેલા છે તે પૂરા આપ્યા નથી. પ્રો. રાધાકુમુદે બોમ્બે ગૅઝેટિયરમાંથી બંગાળીઓ જાવા બાજુ ગયા તે બાબતનો જે ઉતારો લીધો છે તે જાણવા જેવો છે:– In comparing the relative importance of the western and estern Indian strains in Java it is to be remembered that the western element has been overlaid by a late Bengal and Kaling layer of fugitives from the Tibetan conquest of Bengal in the eighth century, *the badu with the gurkha at his heels*, and during the nineth and later centuries by bands of Budhist withdrawing from a land where their religion was no longer honoured'' Bom. Gaz. vol. I, part I, p. 498, note I.) (the italics are mine) આ ઉતારો બંગાળી વસવાટ બતાવવા માટે ટાંકેલો છે. તે તો હશે, પરંતુ અહીં ખાસ એ બતાવવાનું છે કે આમાં ઇટૅલિક્સમાં લખેલો બંગાળીઓનું ઘસાતું દેખાડનારો ભાગ સફાઈથી પ્રો. મુકરજીએ મૂકી દીધો છે. અને આ ઉપરથી તથા એમનો ગ્રંથ વાંચ્યાથી ઠેર ઠેર બંગાળનાં કરેલાં વર્ણનોથી દેખાશે કે બંગાળ માટે એમણે કેવી કાળજી લીધેલી છે અને બીજા પ્રાંતોની લેવા જેવી હકીકત ટૂંકાવી છે. ઉપરના ઉતારા ઉપરથી બંગાળ અને કલિંગના લોક ક્યારે અને કેવી રીતે ગયા તે પણ જણાય છે. જાવાને માટે ગુજરાતીમાં જે જાતની કહેવત છે તેવી મારવાડમાં પણ પ્રચલિત છે. અને જાવાની આ પ્રવૃત્તિને સમયે મારવાડના આપણા ભિન્નમાલનું ગુર્જર રાજ્ય સમૃદ્ધ હતું અને મારવાડ ગુજરાતથી સંસ્કૃતિમાં દરેક રીતે એક જ છે તે ધ્યાનમાં લેવાનું છે. જાવાને લગતી વાતો ગુજરાત અને મારવાડના ભાટચારણોમાં ચાલે છે. ભોજ અને વિક્રમની જાવા સંબંધીની વાતો જાણીતી છે (જુઓ Bom. Gaz. I. 1, P. 491). બંગાળ કે મદ્રાસની તમામ વિગતો પ્રો. રાધાકુમુદે જોયેલી છે અને કોઈ કહેવતો આપેલી નથી તેથી તેવી કહેવતો કે વાતો બંગાળમાં હોત તો એ આપ્યા વગર રહેત નહિ એમ માની શકીએ.

જાવાના બોરોબદૂરના મંદિરમાં પથ્થરો એમ ને એમ ઘડીને ગોઠવેલા છે અને તેમાં ચૂનો વાપરવામાં આવેલો નથી (જુઓ Indian Antiquery Vol. V. P. 315). હિંદુસ્તાનમાં ગુજરાતના જૂના સ્થાપત્યમાં એ રીતે ચૂનો વપરાયો નથી (જુઓ Archaeological survey of Northern Gujarat). આ ઉપરથી પણ એ મંદિર ગુજરાતના કારીગરોએ બાંધ્યું હશે એમ જણાય છે. બીજું એ છે કે જાવામાં વહાણોની આકૃતિઓમાં માણસોની જે આકૃતિઓ કોતરેલી છે તેમની પાઘડીઓ ગુજરાત અને મારવાડની પાઘડીઓના ઘાટની છે. માથાનો પાછલો અને ઉપરનો બંને ભાગ બરોબર ઢંકાય એવી પાઘડીઓ બીજા પ્રાંતોમાં પહેરવામાં (દરિયાકિનારાના) આવતી નથી. ફક્ત એ વખતે

સિદ્ધ કરવા પ્રયત્ન કર્યો છે. ગુજરાતનું વહાણવટું આ સમયમાં કેવું હતું એ મુંબઈ ગેઝેટિયરમાં જાવા વિશે જુદું પરિશિષ્ટ લખીને બતાવવામાં આવ્યું છે.

આપણે ત્યાં જાવા સંબંધી ઘણી વાતો અને કહેવતો ચાલે છે. "જે જાય જાવે તે ફરી ન આવે અને આવે તો પરિયાંનાં પરિયાં ચાવે તેટલું લાવે" એ કહેવત જાણીતી છે. પ્રો. રાધાકુમુદે જાવાનાં વહાણોનાં જે ચિત્રો આપ્યાં છે તે પણ જોવા જેવાં છે. એ જાતનાં વહાણો આબુના દેલવાડાના નેમીનાથના મંદિરની જમણી પડાળીમાં નાના કદમાં કોતરેલાં છે. બોરોબદૂરની આકૃતિઓમાં માણસનો પહેરવેશ ગુજરાતીઓ જેવો લાગે છે તે સહેજ જોવાથી જણાશે.

પ્રો. રાધાકુમુદે જાવાની ભાષા મલાયા છતાં પણ ત્યાં સંસ્કૃતની છાયાવાળા શબ્દો વપરાય છે તે કલિંગ અગર બંગાળમાંથી માગધીની છાયાવાળા શબ્દો હશે એમ સાબિત કરવા કેટલાક અભિપ્રાય ટાંકચા છે. બંગાળીઓ વેપાર અર્થે પરદેશમાં ગયા હોય એમ તો કોઈ જગ્યાએ સ્પષ્ટ જણાતું નથી, પરંતુ ધર્માચાર્યો તરીકે ગયા હોય અને ધાર્મિક ભાષા સંસ્કૃત અને માગધી હોવાથી તેવા શબ્દો તેમના દ્વારા પ્રચાર પામ્યા હોય એમ બની શકે. પરંતુ આગળ જોયું એમ ગુજરાતનો રાજકુંવર લેખકો પણ લઈ ગયો હતો તો એ લેખકોએ જાવાની ધાર્મિક અખ્યાયિકાઓ પણ લખી હોય. પરંતુ આ વાદમાં ન ઊતરતાં ગુજરાતનું ગુજરાત તરીકે પદ્ધતિસર સ્વમાન અને અભિમાન બતાવનાર પહેલા જ ગુજરાતી વિદ્વાન ડૉ. હ. હ. ધ્રુવનો મત અહીં સહેજ ઉપયોગનો છે. એમણે સ્વીડન-નોર્વેમાં મળેલી આઠમી ઓરિયેન્ટલ કોન્ફરન્સમાં કેટલાક લેખ રજૂ કરેલા. તેમાં બંગાળની રોયલ એશિયાટિક રિસર્ચમાંથી વિલિયમ માર્સ્ડનના "On the traces of Hindu language and literature extent among the Malayans" નામના

---

પાઘડીઓ હાથે બાંધવામાં આવતી હતી અને હાલ પણ મારવાડમાં હાથે બંધાય છે.

આબુના દેલવાડના મંદિરમાં વહાણની જે આકૃતિઓ છે તે જાવાની આકૃતિઓને મળતી છે, પરંતુ તે એક જ પથ્થરમાં ભાગ પાડી હાથી, ઘોડા વગેરેની આકૃતિઓની સાથે હોવાથી કદમાં એટલી નાની થઈ છે કે તેમાંનાં માણસો સ્પષ્ટ રીતે પહેરવેશ સાથે દેખાતાં નથી. વહાણ જાવાનાં વહાણને મળતું છે. દેલવાડાની આકૃતિઓમાં ખાસ એ છે કે નદીના દેખાવ સાથે નદીનાં નાનાં હોડકાં કોતરી નદીની બાજુમાં આ મોટાં વહાણ કોતર્યાં છે અને નદી અને સમુદ્રનાં વહાણો જુદાં પાડવા માટે તેમ કર્યું હશે. પ્રો. રાધાકુમુદને વહાણની આકૃતિઓ બધે જડી પણ આ આકૃતિઓનો ઉલ્લેખ કર્યો નથી એટલે ગુજરાતમાં બરોબર તપાસ કરવા તેમણે પ્રયાસ કર્યો નથી.

ન ગણી ઇતિહાસની નોંધ ન રાખનાર હિંદુઓની સ્થિતિનો કાંઈક ખ્યાલ આપી ઇતિહાસ ઉપર સારો પ્રકાશ નાંખ્યો છે. એણે આખા હિંદુસ્તાનનાં દેશો અને શહેરોનું વર્ણન કરેલું છે. એમાં ગુજરાત–સૌરાષ્ટ્રના તમામ વર્ણનમાં, દેશ વેપારને લીધે ધનવાન હતો અને લોકની આજીવિકાનું સાધન સમુદ્ર હતો એમ જણાવેલું છે. બીજા પ્રાંતોના વર્ણનમાં એ મુજબ લખેલું નથી. એણે ઇરાનનાં શહેરોમાં હિંદુઓને સુખેથી વસેલા જોયા તે આ બાજુના જ હોઈ શકે. ચાંચિયાનું કામ કરનારા આરબો નહોતા, પણ કચ્છના જાટ હતા. આ જાટ લોકો ગુજરાત ઉપરાંત ઈરાન વગેરે દેશોનાં વહાણોના માલમ (pilot)નું કામ કરતા (Bom-Gaz I. 1. p. 493). સાતમી અને આઠમી સદીમાં ચાવડા રજપૂતો દ્વારકા અને સોમનાથ હાથમાં રાખીને ચાંચિયાનું કામ કરતા અને વનરાજ અને યોગરાજે તેમને ઠેકાણે આણ્યાના ઉલ્લેખો છે.[૩૦] બીલાદુરી લખે છે કે આરબો અને ઈરાનીઓ હિંદનાં બંદરોએ આવીને વસેલા તે જ મુજબ જાટ અને હિંદુઓ ઇરાનમાં જઈ વસેલા હતા.[૩૧] ગુજરાતીઓનું જાવામાં વસેલું સંસ્થાન નવમી અને દસમી સદીમાં પણ પૂર્ણ સત્તામાં હતું.[૩૨] દસમી સદીની શરૂઆતના વહાણવટીઓ એકલા આરબો જ નહોતા, હિંદુઓ પણ હતા; અને અણહિલ્લવાડના ચાવડાઓએ ભોટ (બૌદ્ધ ધર્મ પાળનારો કોઈ દેશ) અને ચીન ઉપર કાફલા મોકલ્યા હતા.[૩૩] ચાવડા ઉપરાંત ચુડાસમાઓ અને સોરઠના આહીરો પણ ચાંચિયા હતા અને હિંદી મહાસાગરમાં ઘૂમતા.[૩૪] અગિયારમી સદીની શરૂઆતમાં અલ્બરૂની મેડ લોકોને નાવિકોની મોટી જાત તરીકે ગણે છે અને સોમનાથનું બંદર આફ્રિકાના સોફાલા અને ચીન સાથેના વેપારનું કેન્દ્ર હતું એમ લખે છે.[૩૫] ઇદ્રીસી લખે છે કે સિંધ અને ગુજરાતના ગુપ્ત હૂણોના સિક્કાઓ આફ્રિકા પાસે માડાગાસ્કરના ટાપુમાં અને જાવા આદિ મલાયાના ટાપુઓમાં ચાલતા હતા અને જાવાની ભાષા માડાગાસ્કરના વેપારીઓ સમજી શકતા.[૩૬] આનું કારણ ગુજરાતના વેપારીઓ એ બન્ને જગ્યાએ વસેલા હોય એ જ માનીશકાય.[૩૭]

૩૦: Bom. Gaz. I. 1. P. 494.
૩૧: Bom. Gaz. I. 1. p. 494.
૩૨: Abulfeda in B. G. I. 1. P. 494.
૩૩: Rasmala in B. G. I. I. P. 494.
૩૪: Bom. Gaz. I. 1. 494.
૩૫: Sachau's Alberuni II·104.
૩૬: Abulfeda in B. G. P. 494.
૩૭: જુઓ Bom. Gaz. Vol. I. Part I. P. 494. Note: The common ele-

સોલંકીઓના વખતમાં પણ વહાણવટા સંબંધી સ્પષ્ટ લખેલું ન હોવા છતાં છૂટાછવાયા ઉલ્લેખો ઘણા છે. સોલંકીઓનો સમય ગુજરાતનો સુવર્ણ-સમય હતો. અને સિદ્ધરાજની આણ સિંધ, કચ્છ, સૌરાષ્ટ્રનો કિનારો અને દક્ષિણે થાણા જિલ્લાનાં બંદરો સુધી હતી. આવા સમૃદ્ધ સમયમાં દરિયાઈ વેપાર અને વહાણવટું ઘણું વધ્યું હશે. મૂળરાજ અને સિદ્ધરાજના દરબારમાં દરિયાપારના દેશોમાંથી ભેટો આવ્યાના ઉલ્લેખ છે. એ સમયમાં ગુજરાતના ચાંચિયાઓ ઘણા જોરમાં હતા એમ માર્કોપોલો લખે છે. એ સમય એટલે તેરમી સદીના અંતનો ભાગ, એટલે સોલંકીઓની સત્તા નબળી પડેલી હતી. સોલંકીઓએ તો દરિયાઇ વ્યવસ્થા સારી રાખી હોય એમ જણાય છે.[૩૮] ઇદ્રીસી[ઈ. સ. ૧૧૩૫]એ સિદ્ધરાજના વખતના ગુજરાતનું વર્ણન ટૂંકામાં કરેલું છે. તેમાં ગુજરાત ઘણો ધનવાન અને સમૃદ્ધ દેશ હતો એમ જણાવેલું છે અને સિદ્ધરાજને રાજાઓનો રાજા એવું પદ આપેલું છે.[૩૯] કોંકણનાં બંદરો ઉપર અણહિલવાડના રાજાઓની સત્તા હતી.[૪૦] ભીમદેવ બીજાનો દરિયાઇ કાફલો હતો, અને અર્જુનદેવનો નૌકા-સેનાધ્યક્ષ મુસલમાન હતો એવો ઉલ્લેખ મળે છે.[૪૧] સોલંકી રાજાઓના નૌકાસૈન્યનું મથક ઘોઘા હતું[૪૨] અને વેપારનું મુખ્ય મથક એ સમયમાં ખંભાત હતું. તે ઉપરાંત ભૃગુપુર, સૂર્યપુર, ગંદબા [ગણદેવી], દ્વારકા, દેવ-પત્તન [પ્રભાસપાટણ], મહુઆ અને ગોપનાથ વગેરે બંદરો હતાં. "સાંયાત્રિકો" [વહાણવટીઓ] અને "વ્યવહારીઓ"[વેપારીઓ]ના ઉલ્લેખો પણ છે; અને કરોડપતિને કરોડગીરીનો વાવટો પોતાના ઘર ઉપર ઉરાડવાની છૂટ હતી.[૪૩] 'કુમારપાલચરિત'માં તે વખતના અણહિલવાડ પાટણનું વર્ણન કરેલું છે તે વાંચીને દરિયાઇ વેપાર કરતા દેશનું પાટનગર કેવું હશે તેનો ખ્યાલ સહજ આવે તેમ છે. બંદરો ઉપર જ નહિ પણ પાટણ જેવા દરિયા-

---

ments in the two languages may have been the results of the Gujarat settlements in Madagasker as well as in Java and Cambodia.

૩૮: Bom. Gaz. I. 1. P. 494–495.

૩૯: History of Konkan in B. G. Vol. I. Part II. P. 24.

૪૦: His. of Konkan. B. G. I. 2. P. 25.

૪૧: His.–Konkan: B. G. I. 2. P. 24. રાસમાળામાંથી ઉતારો લે છે કેઃ— "They seem to have considerable power at sea. Bhimdev II (11-79–1225) had ships that went to Sindh, and Arjundev (1260) had a musalman admiral" (Tod's Travels in Western India).

૪૨: Rasmala: New edition: P. 245.

૪૩: Rasmala. N. E. P. P. 188–189.

કાંઠાથી સો માઇલ છેટા શહેરમાં પણ નાવિકો–ખારવા–માટે જુદો મહોલ્લો હતો,[૪૪] એ ગુજરાતની વહાણુ અને સમુદ્રને લગતી પ્રવૃત્તિ કેવી હશે તેનો ખ્યાલ લાવવા માટે બસ છે.

આ સમયમાં ખંભાત હિંદુસ્તાનમાં મોટામાં મોટાં બંદરોમાં ગણાતું. ખંભાત, ભરૂચ અને ઘોઘા ખંભાતના અખાત ઉપરનાં મોટાં બંદરો હતાં. ખંભાતની ખરેખરી જાહોજલાલી દસમી સદીથી શરૂ થાય છે તે સોળમી સદીમાં ગુજરાતી સલ્તનતના નાશ પછી ખંભાતના અખાતનો ઉપલો ભાગ પુરાતો હોવાથી ધીમે ધીમે બીજાં બંદરોમાં વહેંચાઇ જાય છે, એટલે લગભગ પાંચ સદીઓ સુધી ખંભાત ભરતખંડમાં મોટામાં મોટું અને સર્વથી સમૃદ્ધ બંદર હતું. ખંભાતમાં આરબ અને ઇરાની વેપારીઓ હિંદુ વેપારીઓ સાથે સલાહસંપથી રહેતા અને પોતપોતાનો ધર્મ પાળતા. ઇસ્વીસનના શરૂઆતના વખતનું ભરૂચનું સ્થાન ખંભાતે] લીધું અને હિંદુસ્તાનના દરેક ભાગમાંથી માલ પરદેશ ચઢાવવા માટે ખંભાત આવતો. ઉત્તર હિંદ[૪૫] અને પંજાબ બાજુથી માલ દેશાવર ચઢાવવા માટે ખંભાત આવતો. એ ઉપરથી સિંધુના મુખ આગળ બંદરની સારી સગવડ હોય એમ જણાતું નથી. ખંભાતથી સૂંઠ, કપાસ, ગૂગળ, સુગંધી પદાર્થ, ખાંડ, ગળી, બારીક કાપડ, લાખ, આમળાં, રેશમી કાપડ વગેરે માલ ઇરાન, અરબસ્તાન, આફ્રિકા અને ચીન નીકાશ થતો; અને ચામડાંનો પણ મોટો વેપાર હતો. ખંભાતના આયાત માલમાં સોનું, રૂપું, ત્રાંબું, ઘોડા, સુરમા વગેરે વસ્તુઓ હતી.[૪૬] ખંભાતનું નામ પરદેશમાં એટલું તો મશહૂર હતું કે પાછળથી સુલતાન બહાદુરના વખતમાં (સોળમી સદીની શરૂઆતમાં) પરદેશીઓ તેને "ખંભાતનો રાજા" તરીકે ઓળખતા.[૪૭] રાણી ઇલિઝાબેથે ઈ. સ. ૧૫૪૩ માં ખંભાતમાં પોતાના માણસો મોકલ્યા હતા, અને આખા હિંદુસ્તાનમાં અઢારમી સદીના અંત સુધીમાં ખંભાત બંદરે જ સર્વથી વધારે યુરોપિયન મુસાફરો આવેલા છે.[૪૮] સોળમી સદીમાં ઇલિઝાબેથે અકબર બાદશાહ ઉપર પત્ર લખેલો તેમાં એને ખંભાતનો શહેનશાહ કહેલો છે. આખા હિંદનો સમ્રાટ ગુજરાતી બંદરને લીધે ઓળખાય એ ગુજરાતના દરિયાઈ વેપારને

૪૪: Rasmala P. 192.
૪૫: ગુજરાત સર્વસંગ્રહ P. 252.
૪૬: ગુજરાત સર્વસંગ્રહ. P. 152, 255.
૪૭: Fitch quoted by Briggs in Cities of Gujarashtra.
૪૮: Briggs Cities of Gujarashtra.

લીધે જ હોય. અમદાવાદ જેવા લંડનનું એ લીવરપુલ હતું. એ વખતમાં બારબોસા નામનો મુસાફર ગુજરાતનું વહાણવટું ઘણું સારું હતું અને વેપારીઓ અને વહાણના માલિકો ઘણા હતા એમ લખે છે.[૪૯] એ જ મુસાફરે એડન આગળ કાપડ વગેરે ભરેલાં ખંભાતનાં એટલાં વહાણોમાં એટલો કીમતી માલ ભરેલો જોયો કે તેની કીંમતનો ખ્યાલ કરી એને ભારે અજાયબી થઈ.[૫૦] ખંભાતને દુનિયાનું વસ્ત્ર કહેતા.

ઈ. સ. ૧૫૯૮ માં ખંભાતનો વેપાર ઘસાવાની શરૂઆત થઈ છતાં તે વખતે આવેલો સીઝર ફ્રેડ્રિક નામનો મુસાફર લખે છે કે વેપાર એટલો મોટો હતો કે તેણે જાતે જોયો નહોત તો માનત પણ નહિ. સત્તરમી સદીના પૂર્વાર્ધમાં ડી લાવાલે લખે છે કે ખંભાત સુરતથી મોટું અને ત્યાં ઘણાં વહાણો ભેગાં (great concourse of vessels) થતાં.[૫૧] આ ઉપરથી જણાય છે કે પંદરમી સદીમાં અને તે પહેલાં, જે વખતે અખાત પુરાવાથી તેના વેપારને ઘસારો લાગેલો નહિ અને સુરત વધ્યું નહોતું, તે પહેલાં ખંભાતનો દરિયાઈ વેપાર કેટલો મોટો હશે.

ઘણા પ્રાચીન કાળથી આપણો પ્રાંત વહાણવટામાં આગળ હતો અને લોકો દરિયાઈ વેપાર ઘણો સારો કરતા તે પરદેશી અને દેશી સાધનોથી સિદ્ધ થયું છે. કોતરણીમાં અને કલામાં પણ વહાણની આકૃતિઓ છે તે

૪૯: Ahmedabad Gaz. p. 87. "The great kingdom of Gujarat which

આપણે જોયું. અનેક મુસાફરોએ ગુજરાત અને તેનાં બંદરોને આખા હિંદમાં સર્વથી વધુ સાહસિક, ધનવાન અને દરિયો ખેડનાર તરીકે વર્ણવ્યાં છે. હુએનસંગથી માંડીને યુરોપીય વેપારી અને મુસાફરોના ઉલ્લેખોથી એ વાત સિદ્ધ થાય છે.[૫૨] આ ઉલ્લેખો એટલા બધા છે કે બધા પૂરા લખતાં વિસ્તાર ઘણો થાય.

દેશી અને જૈન સાહિત્યમાં પણ દરિયાઇ વેપાર અને વહાણવટાને લગતી વાતો ઘણી છે. જૈનોની તો આખી કોમ વેપારીની જ છે. કાવ્યો નાટકો અને વાતોમાં વહાણવટાના કાલ્પનિક ઉલ્લેખો પણ મળે છે.[૫૩]

---

૫૨: ગુજરાતના દરિયાઈ અને બીજા વેપારને લીધે પરદેશીઓએ તેની કરેલી વધુ નોંધ નીચે મુજબ છે:–"It was not from the interior districts of the Province that the Ahmedabad kings derived the chief part of their wealth but from those lying along the coast." × × × So it was that along the shores of gulf of Cambay and *southwards* as far as Bomday, the limit of the Gujarat kingdom, besides many small sea–ports, Barbosa chooses out for special mention twelve towns of commerce, 'very rich and of great trade'. Among these was Div, yielding so large a revenue to the king as to be a 'marvel and amazement.' And chief of all Cambay with rich merchants) and men of great prosperity, leading luxurious lives." (Bom. Gaz. I. P. 220)

સુલતાન બહાદુરના મરણ પછી અકબર બાદશાહની સત્તા જામતાં સુધી અડધી સદીમાં ઘણી અવ્યવસ્થા દેશમા હતી છતાં વેપાર સારો હતો તેથી ૧૫૭૩માં તવારીખકાર લખે છે કે:–"Gujarat was in every respect allowed to be the finest country in Hindustan." અને તે પછી તુરત અબુલફઝલે આઇને અકબરીમાં એ વાતની સાખ પૂરી છે. (Bom. Gaz. I pt. 1. P. 221)

Terry (Voyage 80–131) in 1615:–Gujarat, a very goodly large and exceedingly rich province, with, besides its most spacious, populous and rich Capital Ahmedabad, four fair Cities, Cambay, Baroda, Broach and Surat, with great trade to the Red Sea, *Chin*, and other places. (Bom. Gaz. I. pt. 1. P. 221. Note I).

ગેઝેટિયરની નોંધમાં મિરાતે અહમદીની પ્રશંસાને ટેકો આપતાં લખે છે કે:— With the boast of the author of Mirate Ahmadi, that Gujarat was the richest province in India. Compare Khafikhan's Remark (Elliot VII 530) "This rich province which no other province in India can equal."

૫૩: રત્નાવલી, દશકુમાર, અને માઘકાવ્યના ઉલ્લેખો પણ ગુજરાતના કિનારાનું જ સૂચન કરે છે. મોગલ પહેલાંના જમાનાની ચાંદ સોદાગર વગેરેની પ્રો. મુકરજીએ નોંધેલી બંગાળના વહાણવટાની વિગતો પણ સામળ આદિ કવિઓની વાતોની જાતની

લીધે જ હોય. અમદાવાદ જેવા લંડનનું એ લીવરપુલ હતું. એ વખતમાં બારબોસા નામનો મુસાફર ગુજરાતનું વહાણવટું ઘણું સારું હતું અને વેપારીઓ અને વહાણના માલિકો ઘણા હતા એમ લખે છે.[૪૯] એ જ મુસાફરે એડન આગળ કાપડ વગેરે ભરેલાં ખંભાતનાં એટલાં વહાણોમાં એટલો કીમતી માલ ભરેલો જોયો કે તેની કીંમતનો ખ્યાલ કરી એને ભારે અજાયબી થઈ.[૫૦] ખંભાતને દુનિયાનું વસ્ત્ર કહેતા.

ઈ. સ. ૧૫૯૮ માં ખંભાતનો વેપાર ઘસાવાની શરૂઆત થઈ છતાં તે વખતે આવેલો સીઝર ફ્રેડ્રિક નામનો મુસાફર લખે છે કે વેપાર એટલો મોટો હતો કે તેણે જાતે જોયો નહોત તો માનત પણ નહિ. સત્તરમી સદીના પૂર્વાર્ધમાં ડી લાવાલે લખે છે કે ખંભાત સુરતથી મોટું અને ત્યાં ઘણાં વહાણો ભેગાં (great concourse of vessels) થતાં.[૫૧] આ ઉપરથી જણાય છે કે પંદરમી સદીમાં અને તે પહેલાં, જે વખતે અખાત પુરાવાથી તેના વેપારને ઘસારો લાગેલો નહિ અને સુરત વધ્યું નહોતું, તે પહેલાં ખંભાતનો દરિયાઇ વેપાર કેટલો મોટો હશે.

ઘણા પ્રાચીન કાળથી આપણો પ્રાંત વહાણવટામાં આગળ હતો અને લોકો દરિયાઈ વેપાર ઘણો સારો કરતા તે પરદેશી અને દેશી સાધનોથી સિદ્ધ થયું છે. કોતરણીમાં અને કલામાં પણ વહાણની આકૃતિઓ છે તે

૪૯: Ahmedabad Gaz. p. 87. "The great kingdom of Gujarat which has many cities and towns in the interior, and very much shipping and many merchants and shipowners, both Moors and Gentiles."

૫૦: Ahd. Gaz. P. 85. "To Aden, says Barbosa, come ships of Cambay so many and so large and with so much merchandize for transport to Arabian, Abyssinian and Egyptian markets, that it is a terrible thing to think of so great an expenditnre of cotton stuffs as they bring."

ખંભાત માટે ઘણા બીજા લખી ગયા છે. અને પાંચસો વર્ષ સુધી હિંદમાં સર્વશ્રેષ્ઠ રહેલા બંદર અને તેના વેપાર અને વહાણો માટે પ્રો. મુકરજીએ નહિ જેવું જ નોંધ્યું છે.

ગ્રીગ્ઝ લખે છે કે: "Kambay was the great emporium of Gujarat and the resort of merchants from every part of the globe." (Cities of Gujarashtra)

પોર્ટુગીઝ લેખકો ગુજરાતને "The great Kingdom of Cambay" કહે છે અને અમદાવાદને તેની રાજધાની કહે છે. આગળ લખે છે કે: Its merchants were their keenest rivals; its merchantmen their richest prizes."

(Ahmedabad Gaz. P. 88.)

૫૧: Bom. Gaz. I. pt. I 225.

સામળ ભટ આદિ કવિઓનાં વારતામય કાવ્યો અને કેટલાક ગરબાઓમાં પરદેશગમનની રસમય કથા અને ઉલ્લેખો છે.[૫૪] વહાણવટાને લગતી કહેવતો પણ ગુજરાતમાં છે. જ્યારે પ્રજાના જીવન સાથે વહાણવટું અને દરિયાઇ વેપાર ઘણા કાળથી ગૂંથાઈને અગત્યનો ભાગ ભજવે ત્યારે જ સાધારણ જનસમુદાયમાં આવું સાહિત્ય પ્રચાર પામે. ઐતિહાસિક, ખરા બનેલા, વેપાર અને નવયુદ્ધોના ઉલ્લેખો તો ગુજરાતના ઇતિહાસને લગતા ઘણા ગ્રંથોમાંથી જથાબંધ જડે છે. ગુજરાતનું વહાણવટું પ્રાચીન કાળથી ઉત્તમ હતું અને ગુજરાતી પ્રજા દરિયો ખેડનારી છે તે માટે વધુ આધારો આપવા એ વધારે પડતું અને અહીં કંટાળો ઉપજાવે તેવું થશે. એટલે હવે થોડા દેશી ઉલ્લેખો જોઈને આપણે મુસલમાની રાજ્યના વખતના વહાણવટાનો વિસ્તાર જોઇએ. પ્રાચીન ગ્રંથોમાં સૌરાષ્ટ્રના લોકોને તસ્કર તરીકે ગણ્યા છે એનો અર્થ પ્રિન્સેપ વેપારમાં પૈસા લૂંટનારા એવો કરે છે, પ્રિન્સેપ સૌરાષ્ટ્રને દરિયાઇ દેશ(maritime country)ના નામથી લખે છે.[૫૫] નાભિનંદનોદ્ધાર પ્રબંધ નામના ગ્રંથમાં ગુજરાતના વર્ણનમાં લખે છે કે "એ દેશના નિવાસી જનો ઘણાં ઘણાં બંદરોમાં પોતાનો વ્યવસાય ખેડે છે અને થોડા વ્યવસાયથી પણ અઢળક લક્ષ્મી પ્રાપ્ત કરે છે."[૫૬] પંદરમી સદીમાં લખાયેલા શ્રીપાળચરિત્ર નામના ગ્રંથમાં કોસાંબી નગરીના ધવલશેઠનું વર્ણન ગુજરાતના વહાણવટા માટે ઘણું જાણવા જેવું છે. એ શેઠનો વેપાર ભરૂચમાં હતો અને એમનાં વહાણો ભરૂચમાં રહેતાં. શેઠનાં વહાણોની સંખ્યા અને વહાણોનું વર્ણન પણ તેમનું કદ સમજી શકાય એવી રીતે નામ સાથે આપ્યું છે. એમાંનાં કેટલાંક નામ તો હાલ પણ જાણીતાં છે. ગ્રંથ પંદરમી સદીનો છે; પરંતુ ધવલશેઠની કથા તેથી જૂની છે એમ કહે છે.

---

છે. અને તેનું વર્ણન તેમણે ઉત્તમ રીતે કરેલું છે. (સરખાવો Indian Shipping. P. P. 155–162). વળી એક ગૃહસ્થે મને ખબર આપી હતી કે જેમ કોઇ કાર્યને માટે અસલ પાળિયા કરવામાં આવતા તેમ વહાણોનાં પરાક્રમો માટે વહાણોની આકૃતિઓમાં પાળિયા કરી બંદરોએ મૂકતા. એવા પાળિયા સાત સાત સઢનાં વહાણની આકૃતિઓ સાથે એ ગૃહસ્થે સૌરાષ્ટ્રમાં જોયેલા છે.

૫૪: જુઓ રા. પ્રીતમરાય વ્ર. દેશાઇનું "હિંદની નાવિક પ્રવૃત્તિ" ઉપરનું ભાષણ. યુગધર્મ વર્ષ ૧.

૫૫: Princep: Indian Antiquities Vol. II. P. 425–435.

૫૬: यन्निवासी जनः सर्वे वेलाकूलेषु भूरिषु॥
व्यवसाये कृतेऽल्पेऽपि निःसीमश्रियमश्नुते॥ (ગુ. પુરાતત્ત્વ ૫–૧–૫)

"કોસાંબી નગરી વસે ધવલશેઠ ધનવંત
લોક અનરગળ ધન ભણી નામ કુબેર કહંત"

આ રીતે એ કથા જૈનોમાં જાણીતી છે. ધવલશેઠ કોસાંબી નગરથી ઘણું સુવર્ણ, કરિયાણું, વાણોતરો વગેરે લઇ ભરૂચમાં આવે છે; એની પાસે એક મધ્યમ જુંગ નામનું સોળ કૂપ(ડોળ = mast)વાળું વહાણ હતું; ચાર વહાણ ચાર ચાર કૂપવાળાં લઘુ જુંગ નામનાં હતાં; એકસો વડસફર નામનાં વહાણ, ચોપન સિલ્લા નામનાં વહાણ, પચાસ આવત્તા નામનાં વહાણ અને અને પાંત્રીસ ખુરપ્પા નામનાં વહાણ હતાં; એમ કુલ ૫૦૦ વહાણ હતાં. નાખુદા અને માલમ જે વહાણના અમલદારોનાં નામો છે તે પણ આપેલાં છે અને એ નામો હાલ પણ એ જ સ્વરૂપમાં વપરાય છે.[૫૭]

એક જ વેપારી આટલાં વહાણોનો માલિક હતો અગર આટલાં વહાણો વેપારમાં રોકતો એમાં આ વર્ણન જોતાં અતિશયોક્તિ દેખાતી નથી. છતાં હશે એમ ગણીને તેવો ભાગ કાઢી નાંખીએ તો પણ વહાણવટીઓ ઘણા વહાણના માલિક હતા એવા બીજા ઉલ્લેખો પણ મળે છે. આવા ઘણા વહાણવટીઓ ગુજરાતને દરેક બંદરે વસતા હતા.

તેરમી સદીથી મુસલમાન હકૂમત ગુજરાતમાં થાય છે અને પાટણમાં રહેલા દિલ્હીના સૂબાની સત્તા લશ્કરથી ખંડણી ઉઘરાવવા પૂરતી હોવાથી ગુજરાતમાં નાના નાના સ્વતંત્ર રાજાઓ પંદરમી સદીમાં અમદાવાદની બાદશાહી શરૂ થતાં સુધી કાયમ રહે છે. આથી કરીને વેપારને બહુ હાનિ પહોંચતી

૫૭ : कोसंवीनयरीए धवलो नाम वाणिओ अत्थि।
सो वहुधणत्तिलोए कुबेरनामेण विक्खाओ॥
वहुकनयकोडिगाहिअकयाणगोऽणेगवणिउत्तेहिं।
सहिओ सो सत्थवाइ भरुयच्छे आगओ अत्थि॥
जाओय तत्थ लाहो पवरो सो तहवि दव्वलोहेणं॥
परकूलगमणपउणो पउणयिवहुजाणवत्ताहिं॥
मज्झिमजुंगो एगो सोलसवरकूवएहिं कयसोहो।
चत्तारीयलहुजुंगा चउचउकूवेहिं परिकलिआ॥
वडसफरपवहणाणं एगसयं वेडियाण असइयं।
चउरासी दोणाणं चौसट्ठी वेगडाणं च॥
सिल्लाणं चउपन्ना आवत्ताणं च तहय पंचासा।
पणतीसं च खुरप्पा एवं सयपंचवोहित्या॥
नाखुइय–मालमहिं..... ............॥

નથી, કારણ કે પરદેશી સાથેના ઝઘડાને રાજા અને તેના કુનેહબાજ મુત્સદ્દીઓ પૂરા પડે છે. તેરમી સદીમાં ખંભાત, ઘોઘા વગેરે બંદરોનો વેપાર ચાંચિયાઓનું જોર છતાં સારો ચાલતો હતો. પીરમ બેટમાં મોખરાજી ગોહેલનાં પરાક્રમો અને ચાંચિયાવૃત્તિ આ સદીમાં જાણીતાં છે. સોનાની રેતથી ભરેલાં ચૌદ વહાણ એણે પકડયાં, અને મુહમ્મદ તઘલખ એને હરાવવા ઘણું મથ્યો ત્યારે એક વખત વહાણમાં બેસી એ ઘોઘા આવ્યો, એ બધું વર્ણન રાસમાળામાં છટાથી કરેલું છે.[૫૮] પાછળથી પીરમના ચાંચિયા હોશિયાર દરિયો ખેડનાર નાવિકો અને વેપારીઓ બની જાય છે.[૫૯]

પંદરમી સદી બેઠા પછી અમદાવાદની સલ્તનતની સ્થાપના પછી ગુજરાતને આશરે સવાસો વર્ષ સંપ અને આબાદીનાં આવ્યાં. ઈ. સ. ૧૪૨૯ માં બાદશાહ અહમદશાહે ૧૭ વહાણો મોકલીને બ્રાહ્મણી સુલતાનના અમીર મલીમઉલતુજાર પાસેથી મુંબઈ અને સાલસેટનો કબજો લીધો અને ગુજરાતનું નૌકાસૈન્ય કસબી મલમલ વગેરે માલ લૂંટીને માહીમથી પાછું ફર્યું.[૬૦] સુલતાન મહુમૂદ બેગડાના વખતમાં ગુજરાતનું વહાણવટું, નૌકાસૈન્ય અને દરિયાઈ વેપાર ઘણાં જ વધ્યાં. એના દરબારમાં દરિયાપારના દેશોથી એલચી આવ્યા હતા. એના મીરે બહર (First Lord Admiralty) અમીર ઉલઉમરા મલીક અયાઝ સુલતાનીનું થાણું દીવબંદરમાં હતું. આ વખતમાં ફિરંગીઓ (પોર્ટુગીઝો) હિંદી મહાસાગરમાં દાખલ થયા હતા, પણ સોળમી સદીની શરૂઆત સુધી એમનું જોર વધ્યું નહોતું. મુંબઈ અને જંજીરા (દંડારાજપુર) સુધી તો ગુજરાતના જિલ્લા ગણાતા; અને ૧૫૦૩ માં (Lodovico Verthema) વરથેમા નામનો મુસાફર લખે છે કે ખંભાતથી ચેવલના કિનારા સુધી ગુજરાતની સત્તા હતી.[૬૧] ઈ. સ. ૧૪૯૮ માં દક્ષિણના બહાદુર ગલાણીએ માહીમમાં (મુંબઇ) કેટલાંક ગુજરાતનાં વહાણ પકડયાં અને મુંબઈ બાળ્યું. ગુજરાતી બંદરો આગળ એણે ચાંચિયાનો ધંધો શરૂ કર્યો. એની બીકથી થોડો વખત વેપારને એટલી હરકત પહોંચી કે સોપારી જેવી ચીજ ન આવવાથી ગુજરાતના લોકોને પાનમાં ધાણા ખાવા પડયા.[૬૨] આ કારણથી સુલતાન મહુમૂદે ખુશ્કીને રસ્તે મલીક સારંગને (અમદાવાદમાં

---

૫૮: Ras Mala–New Edition p. p. 245–249.
૫૯: B. G. IV
૬૦: જુઓ મિરાતે સિકંદરી: અને History of Konkan in B. G. I. 2. p. 31.
૬૧: Ludovico Verthema quoted in Konkan History B. G. I. 2. p. 31.
૬૨: મિરાતે સિકંદરી. ગુ. ભા. પૃ. ૧૨૪–૧૨૫

સારંગપુર વસાવનાર) મોકલ્યો અને તોપો વગેરેથી સજ્જ થયેલાં ૩૦૦ વહાણો દરિયારસ્તે મોકલ્યાં.[૬૩] પરંતુ આ વાતની ખબર પડતાં બ્રાહ્મણી સુલતાને વચ્ચે પડીને બહાદુર ગીલાણીને પકડ્યો અને એનો કાફલો ગુજરાતના સુલતાનને સ્વાધીન કર્યો.[૬૪]

હવે ગુજરાતના વહાણવટામાં સ્પષ્ટ રીતે એક નવું તત્ત્વ ઉમેરાય છે. ચાંચિયાઓને વશ કરવા માટે દરિયાઈ લશ્કરો રહેતાં અને વેપારીઓ પણ પોતાનાં વહાણોમાં લડાઈ માટેની તૈયારીઓ રાખતા. પરંતુ પરદેશી સત્તા સાથે સામસામા આવી જઈ ખરેખરું નૌકાયુદ્ધ થયું હોય એવા પહેલાંના વખતમાં સ્પષ્ટ ઉલ્લેખો નથી. પંદરમી સદીની શરૂઆતથી ફિરંગીઓ હિંદી મહાસાગરમાં પેઠા અને ગુજરાતના કાફલાને હવે નિયમિત નૌકાયુદ્ધમાં ઊતરવાના વખત આવ્યા. બાદશાહ મહમૂદ બેગડાના વખતમાં ઇજિપ્ત અને ગુજરાતના સંયુક્ત કાફલાએ ફિરંગીઓની સામા ઠીક કામ કરી બતાવ્યું. ઇ. સ. ૧૫૦૭–૮ માં મુંબઇ પાસે ચેવલબંદરે ફિરંગીઓનું ધાંધલ વધવાથી સુલતાન મહમૂદ જાતે લશ્કર લઈ જમીનમાર્ગે ગયો. તે દહાણું પહોંચ્યો ત્યારે તો ચેવલની નૌકાઓની લડાઈમાં ગુજરાતના નૌકાધ્યક્ષ મલીક અયાઝે દીવથી વહાણો લઈ ઇજિપ્તના સૈન્ય સાથે મળી વિજય મેળવ્યાનું અને ફિરંગીઓનું મોટું મુખ્ય વહાણ તોપો મારીને ડુબાડ્યાનું સાંભળ્યું. સુલતાન મહમૂદ ત્યાંથી વસાઈ જઈ ત્યાં છ દિવસ રહી વ્યવસ્થા કરી પાછો આવ્યો.[૬૫] આ લડાઇમાં લગભગ ૪૦૦ માણસો ગુજરાતનાં ખુવાર થયાં. પોર્ટુગીઝો ત્રણ ચાર હજાર માણસોની ખુવારી થવાથી નાઠા.[૬૬] આ જીતને લીધે ચિડાયેલા ફિરંગીઓની ચાંચિયાવૃત્તિ ચાલુ રહી તે છેવટે સુલતાન બહાદુરશાહના સમય પછી હિંદી મહાસાગર ઉપર તેમની સત્તા જામવાનો વખત આવ્યો. ચેવલની લડાઈ પછી દીવ આગળની એક લડાઇમાં ગુજરાતનો કાફલો હાર્યો. અને ઇ. સ. ૧૫૨૧ માં ગુજરાતી મીરે બહરે ચેવલ આગળ ફરીથી ફિરંગીઓને હરાવી તેમનું એક વહાણ ડુબાડી ૨૧ દિવસ

૬૩: મિરાતે સિકંદરી. પૃ. ૧૨૫.

૬૪: તારીખે ફિરિસ્તા quoted in Bom. Gaz. Vol. I. pt. 2. p. 33.

૬૫: મિરાતે સિકંદરી પૃ. ૧૨૭.

૬૬: પોર્ટુગીઝોનું એક મોટું વહાણ ડૂબ્યું એ બધા ઇતિહાસકારો કબૂલ કરે છે; પણ ત્રણ ચાર હજાર માણસોની ખુવારી મુસલમાન તવારીખકારો લખે છે અને પોર્ટુગીઝ હેવાલોમાં જણાતું નથી. (જુઓ History of the Portuguese in B. G. I. pt. 2. p. 44.)

ત્યાં રહીને તેમને ઘણા હેરાન કર્યા.[૬૭] ૧૫૨૭–૨૮ માં પણ ગુજરાત અને ફિરંગીઓ વચ્ચે લડાઈ ચાલ્યા કરી અને ચેવલ આગળ અને વાંદરા આગળની દરિયાઇ લડાઇમાં ગુજરાતને ભારે ખુવારી ખમવી પડી. આ બધી લડાઈઓ પોર્ટુગીઝ હેવાલોમાં ખંભાતના નૌકાસૈન્યની લડાઈને નામે અને બંદરો ખંભાત તાબેનાં બંદરોને નામે ઓળખાય છે.[૬૮] ઇ. સ. ૧૫૩૦ માં પણ લડાઈ ચાલુ રહી અને ચેવલ આગળ ગુજરાતી નૌકાસૈન્યે જીત મેળવી; પણ ઈ. સ. ૧૫૩૩ માં ફિરંગીઓએ ગુજરાત તાબેનું વસાઇ બંદર કબજે કરી ત્યાંનો કિલ્લો તોડી નાખી, ઉત્તરમાં છેક તારાપુર સુધી લૂંટ ચલાવી અને બંદરો બાળ્યાં. આ વખતમાં ગુજરાત ઉપર મોગલ ચડાઈની આફત આવવાથી સુલતાન બહાદુરે ફિરંગીઓ સાથે સલાહ કરી અને દીવમાં કોઠી કરવાની રજા આપી. પરંતુ તેથી થયેલા કજિયાને લીધે પોર્ટુગીઝ લોકે સુલતાન બહાદુરને કપટથી માર્યો, અને તે પછી ગુજરાતની સત્તા સમુદ્ર ઉપર ઓછી થઈ; છતાં લોકના સાહસને લીધે વેપાર ઉપર બહુ અસર ન થઈ. ઈ. સ. ૧૫૩૬ માં વસાઈ ફિરંગીઓને તાબે હતું અને સુલતાન બહાદુરનું અવસાન થયું હતું, પરંતુ ઈ. સ. ૧૫૩૯ માં ગુજરાતી નૌકાસૈન્યે વસાઈને ઘેરો ઘાલ્યાનો ઉલ્લેખ છે.

આ લગભગ દોઢસો વર્ષનો અમદાવાદની સ્વતંત્ર બાદશાહીનો સમય હતો. વેપાર ઉપરાંત રાજા કે બાદશાહોનાં નૌકાયુદ્ધની આટલી પ્રવૃત્તિ તે વખતે હિંદુસ્તાનના કોઈ પણ ભાગમાં થયેલી જણાતી નથી. તે વખતના પ્રમાણમાં આવા બળવાન નૌકાસૈન્યના જોરને લીધે ગુજરાતનો દરિયાઈ વેપાર ટોચ પર પહોંચ્યો હતો. વેપાર માટેનાં વહાણો એનાં બધાં બંદરોએ મળીને કેટલાં હશે તે જાણવાનું તો સાધન નથી, પરંતુ વેપારી વહાણોનો પણ મોટો કાફલો એકંદરે હશે એમ ચોક્કસ ખરું અનુમાન કરવાનાં સાધનો છે; બંદરો અને તેની ઊપજની નોંધ ઉપરથી એની ખાત્રી થઈ શકે તેમ છે; મીરે બહર (Admiral) અમીર ઉલ ઉમરા મલીક અયાઝ સુલતાનીનો હેવાલ વિગતવાર મિરાતે સિકંદરીમાં આપેલો છે.[૬૯] એણે દીવબંદર સાંકળ અને પૂલ બાંધીને ફિરંગીઓથી રક્ષણ થાય એવી રીતે બાંધેલું તેનું વર્ણન પણ છે. એણે દરિયામાં બુરજ (દીવાદાંડી) પણ બાંધ્યો હતો; અને લોખંડની સાંકળ દીવથી સૌરાષ્ટ્રના કિનારા સુધી લગાડી હતી અને તેને સાંકળકોટ કહેતા. એની

૬૭: Bom. Gaz. His. of Portuguese: Vol. I. part 2. p. 46.
૬૮: જુઓ (Faria in Kerr) quoted in B. G. I. pt. 2. p. 46.
૬૯: મિ. સિ. પૃ. ૧૪૨.

પછી એનો પુત્ર મલીક આકા નૌકાધ્યક્ષ હતો, અને સુલતાન બહાદુરશાહે જાતે પણ ખંભાત અને દીવ વચ્ચે વહાણમાં સફર કર્યાના ઉલ્લેખ છે; એટલે એક મોટા રાજ્યના બાદશાહને શોભે તેવાં મોટાં વહાણ છત્રી વગેરે બાદશાહી સગવડવાળાં (cabin) હશે એમ માની શકાય છે. તારીખે બહાદુરશાહીનો કર્તા ખંભાતનો દરોગો (customs officer) હતો તે ઉપરથી દીવના મુખ્ય નૌકાધ્યક્ષ ઉપરાંત દરેક બંદરે અમલદારો હશે એમ જણાય છે.[૭૦] તારીખે બહાદુરશાહીના કર્તાએ નજરે જોયેલી હકીકતો પણ નોંધી છે. ખંભાતમાં બાદશાહે નવી બંધાવેલી મનવારો જોવા બહાદુરશાહ ગયો હતો એવો ઉલ્લેખ છે.[૭૧] (ઈ. સ. ૧૫૩૨) હિજરી ૯૩૭ ના મહોરમ માસની ૨૦ મી તારીખે સુલતાન બહાદુરશાહે ખંભાતથી વહાણમાં દીવ જઈ ત્યાંથી પરદેશી વહાણોમાં આવેલો માલ સરકાર ખાતે ખરીદ કર્યો અને ૧૩૦૦ મણ ગુલાબજળ પણ (પરદેશથી આવેલું) ખરીદ્યું, એમ તવારીખકાર લખે છે. એક વખત ખુરાસાનના કેટલાક વેપારીઓએ મીરે મલીક તોઘાન જે મલીક અયાઝનો પુત્ર થતો હતો તેને પોતાના માલ ઉપર થતી ૩૦૦૦૦)ની જકાત માફ કરવાનું ફરમાવવાની અરજ સુલતાન બહાદુર આગળ કર્યાનો ઉલ્લેખ છે.[૭૨] આ વખતે ગુજરાતની જાહોજલાલી એટલી ભારે હતી–અને તે તેના દરિયાઇ વેપારને લીધે જ હતી–કે દિલ્હીના બાદશાહ બહલોલ લોદીનો પુત્ર સિકંદર લોદી ઘણી વાર કહેતો કે દિલ્હીની કે દિલ્હીના બાદશાહની આવક ઘઉં તથા જુવાર ઉપર આધાર રાખે છે અને ગુજરાતના સુલતાનની જાહોજલાલી કે જેના તાબામાં ગુજરાતનાં ૮૪ બંદરો છે તે પરવાળાં તથા મોતીના વેપાર ઉપર આધાર રાખે છે.''[૭૩]

બાદશાહ હુમાયુએ સુલતાન બહાદુરશાહના જાડી મખમલ ઉપર જરીકામ કરેલા તંબુ જોયા ત્યારે એણે કહ્યું કે "આ બધો સામાન સમુદ્રની માલિકી ભોગવતા સુલતાનનો છે."[૭૪]

---

૭૦: એજ પૃ. ૨૪૪.

૭૧: એજ પૃ. ૨૪૬.

૭૨: મિરાતે સિકંદરી. પૃ. ૨૪૯. "પરદેશી વહાણ" એ સ્પષ્ટ શબ્દો ઉપરથી દેશી વહાણોનું સૂચન પણ ચોખ્ખું થાય છે. પ્રો. રાધાકુમુદે મદ્રાસના પૂર્વ અને પશ્ચિમ કિનારાના નૌવ્યાપારના આલેખનમાં કેવળ પરદેશી એવો જ ઉલ્લેખ કર્યો છે; દેશીનું સૂચન નથી તે નોંધવા જેવું છે. આપણે ત્યાં સૂચન ઉપરાંત દેશી વહાણોના વેપારના ઉલ્લેખો પણ ઘણા છે; ઉપર ગુલાબજળની બાબતમાં એક તરજુમો કરનાર ૩૦૦ મણ લખે છે.

૭૩: મિરાતે સિકંદરી પૃ. ૨૮૬.

૭૪: મિરાતે સિકંદરી પૃ. ૨૮૬.

ગુજરાતના દરિયાઈ વેપારનાં સૂચનો આ રીતે થાય છે. ગુજરાતમાં વેપારી વહાણો ખાનગી માલિકીનાં હતાં એટલે તેના ઉલ્લેખો બાદશાહી તવારીખો કરતાં બીજા સાહિત્યમાં વધારે જડે છે અને ઘણું તો નોંધાયા વગર નાશ પામ્યું છે. ગુજરાતના કિનારાનાં અને બહારનાં બંદરોની મહેસૂલ અને આયાતજકાત ઉપરથી પણ એ વેપારનો ખ્યાલ આવે છે. છેલ્લા સુલતાન મુઝફ્ફરશાહના વખતમાં અમીર ચંગીઝખાનનું જોર હતું. એ અમીરનો મુખ્ય મુનીમ એક સુજા નામનો વાણિયો હતો. એ એના શેઠ તરફથી દરિયાપારના દેશો સાથે વેપાર કરતો. એક વાર અરબસ્તાનના જેદ્દા બંદરેથી માલ લઈ તેનાં બે વહાણો આવેલાં તે અમીરે કોઇને ખુશ થઇને આપી દીધાં. આ જોઈ મુનીમે પોતાની નોકરીની કદર નહિ થાય એમ જાણી વિરોધ બતાવ્યો. અમીરે કહ્યું: "માલ સાથે વહાણ બંદરમાં આવ્યાં એટલે તમારી કદર થઇ ચૂકી છે." પણ એ અમીરે પોતાનું વચન ફેરવ્યું નહિ અને વહાણ આપી દીધાં. આમ ગુજરાતના જન્મસિદ્ધ વેપારી બુદ્ધિવાળા વાણિયાઓએ મુસલમાન અધિકારી અમીરોને પણ વેપારમાં ઝંપલાવ્યા હતા એમ જણાય છે.[૭૫] મિરાતે અહમદીના કર્તાએ આ સમયના ગુજરાતનાં બંદરોની લાંબી યાદી અને તેના મહેસૂલની નોંધ કરેલી છે તેમાં હિંદી મહાસાગરમાં આફ્રિકા, અરબસ્તાન અને ઇરાનનાં બંદરોનાં અને જાવાનાં નામો છે; અને હિંદુસ્તાનના કિનારાનાં બંદરો અને તળગુજરાતનાં બંદરોનાં નામ પણ આપેલાં છે.[૭૬]

ગુજરાત "૮૪ બંદરોનો વાવટો" કહેવાતું એ તો જાણીતી વાત છે. તેમાં ૨૩ બંદર ગુજરાત અને સોરઠના કિનારાનાં અને બાકીનાં ૬૧ હિંદ અરબસ્તાન વગેરેના કિનારાનાં હતાં.[૭૭] એ ૬૧ બંદરોની આવક એક કરોડ ઇબ્રાહીમીની એટલે સાડાચાર કરોડ રૂપિયાની હતી.[૭૮] મલીક અયાઝના પુત્ર મલીક તોઘાનની દીવ વગેરે ચાર મહાલની અને ફિરંગીઓ અને યુરો-

---

૭૫: એજ. પૃ. ૪૩૨.

૭૬: Bird's Mirate Ahmedi p. 128.

૭૭: Bird's Mirate Ahmedi p. p. 128-131 અને મિરાતે અહમદી. ગુ. ભા. પૃ. ૧૪-૧૫. ડૉ. બર્ડની અંગ્રેજી અહમદી અને ગુજરાતી તરજુમો જુદી પ્રતો ઉપરથી થયેલો છે. તેમાં બંદરોની સંખ્યા, આવક, નામ અને અનુક્રમમાં ફેર પડે છે. ઉપરનાં નામો બંને સરખાવીને આપ્યાં છે. ગુજરાતી અહમદીમાં ચીન બંદર લખેલું છે. અને અંગ્રેજીમાં બંદર ચીન લખેલું છે તે ચીન નહિ પણ સુમાત્રાનું અચીન બંદર છે.

૭૮: રૂ. ૪½નો એક ઇબ્રાહીમી હતો. "The Ibrahimi two parts greater than hun would seem to be a gold coin.', Bom. Gaz. Vol. I. part. I. p. 219. note 2.

પિયનોનાં બંદરો તરફથી થતી આવક ૬૭૦૦૦૦૦ દામ્બાહીમીની હતી. બંદરોનાં નામ નિયમ વગર અને ગમેતેમ આપેલાં છે; તેની વિગતમાં અત્રે ઊતરવાની જરૂર નથી. અરબસ્તાન વગેરેના કિનારે ૨૬ મહાલ હતા એમ અહમદીનો કર્તા જણાવે છે અને તેમાં સિંધના લારીબંદરથી શરૂ થઈ ઓરમઝ, બસરા, મસ્કત, ભૂમધ્ય સમુદ્રમાં માલ્ટા (maltah), દક્ષિણમાં માલદ્વીપ, મલાકા, જાવા અને અચીનનાં નામ ગણાવેલાં છે.[૭૯]

આ બધાં બંદરોની ઊપજ મહેસૂલ અને ખંડણીની હતી એમ લખે છે; પરંતુ એ આવક એ બંદરોથી આવતા માલ ઉપર લેવાતી (ગુજરાતમાં જ લેવાતી) જકાત હશે એમ કેટલાક લેખકોનું માનવું છે. ગુજરાતની રાજકીય સત્તા ખાસ કરીને દેશાવરનાં બંદરોએ હોઈ શકે નહિ એમ સર. સી. બેલી વગેરે લોકોનું માનવું છે, પરંતુ રાજકીય સત્તા ન હોય તેથી કરીને એ આવક માત્ર તે બંદરોએ જતા અને ત્યાંથી આવતા માલ ઉપરની જકાત જ છે એમ માનવું યોગ્ય નથી. હિંદુ સમયમાં ઈરાન અરબસ્તાનના કિનારા ઉપરનાં બંદરોમાં હિંદુઓની એટલે પશ્ચિમ કિનારાના હિંદુઓની વસ્તી મોટી હોવાનું તો મુસાફરો લખી ગયા છે. જાવા બાજુની પ્રવૃત્તિ આપણે જોઈ ગયા છીએ, અને કોંકણ આદિને કિનારે પણ ગુજરાતી વેપારીઓનો મોટો વસવાટ હતો. મોગલ સમય આવતાં સુધી ફિરંગીઓનું જોર હિંદી મહાસાગરમાં વધ્યું નહોતું, અને તેવે વખતે, જ્યારે ગુજરાતનું નૌકાસૈન્ય બળવાન હતું ત્યારે, ગુજરાતી સાહસ સર્વોપરી હતું. અને એવે સમયે બહારનાં બંદરોમાં ગુજરાતી સંસ્થાનો ન હોય એમ માનવાનું કારણ નથી. આ બંદરોમાં ગુજ-

૭૯: "જુઓ Birds Mirate Ahmedi. Note. I. p. 128. "Though the word Bandar usually means a port it also bears the signification of a trading town or mart, and in this sense it must be understood; as many of the Bandars here-after enumerated are in foreign countries; to which commercial agents were appointed from Gujarat, or between which and the latter a trading intercourse was kept up."

પોર્ટુગીઝનાં ત્રણ નાનાં સંસ્થાનો અને ફ્રાંસનાં બે શહેરો હિંદુસ્તાનમાં છે એ આપણે એ બે દેશો સત્તામાં અને સ્વતંત્ર હોવાથી અને નજરે જોવાથી માનીએ છીએ; અને જે વખતે બીજા દેશો જાહેરમાં આવ્યા નહોતા, અને ગુજરાત કે જે પ્રાચીનકાળથી આજ સુધી પરદેશમાં વસવા માટે જાણીતું છે તેનું તે વખતે પણ કાંઈ સંસ્થાન હોઇ શકે નહિ એમ માનવું એ ઐતિહાસિક નોંધ ન કરવાની આપણી ખરાબ રીતિ અને પરદેશીએ લખેલા આપણા ઇતિહાસ વાંચી થયેલી વિચિત્ર મનોદશાને લીધે જ બનેલું છે. જાવામાં એ વાત થઈ ગઈ છે. અહીં પણ માનવાને કારણ છે અને આગળ પણ જોઇશું. આ માટે આ નીચેનો ઉતારો ધ્યાનમાં લેવા જેવો છે.

રાતીઓની વસ્તીના ગુજરાતી બાદશાહોના કાફલાથી થતા રક્ષણ પેટે કાંઈ અપાતું હોય એમ પણ બની શકે. વળી આ બહારનાં બંદરોમાં હિંદી વેપારીઓનું જોર એટલું બધું હતું કે તે દેશના સત્તાધિકારી આગળ ફિરંગીઓને હાંકી મૂકવા માટે એ લોકોએ લાગવગ ચલાવ્યાના ઉલ્લેખો છે. આ વાદગ્રસ્ત વિષયમાં આગળ ઊતર્યા વગર આપણે એટલું તો જોઈ શકીએ છીએ કે જે આવક બતાવવામાં આવી છે તે કેવળ જકાતની જ હોય તો પણ દરિયાઇ વેપાર ઘણો હશે, અને એ વાત સિદ્ધ છે કે ગુજરાતના વેપારીઓનો વસવાટ અને આડતિયા એ બધા દેશોમાં હતા.[૮૦]

ગુજરાતી બાદશાહીના સમયના વહાણવટાનો આવો જ્વલંત હેવાલ આપણે જોયો. તે પછી બસો વર્ષ મોગલાઈનાં આવે છે. તે વખતે દેશમાં અંદર શાંતિ હતી. દરિયાઇ વ્યવહારને લગતી બાબતોમાં મોગલાઈમાં રાજ્ય તરફથી મક્કાના યાત્રાળુઓ માટે થતી વ્યવસ્થા અને તેના રક્ષણ માટેના કાફલા સિવાય વિશેષ ભાગ્યેજ દેખાય છે. મોગલ રાજ્યનું મુખ્ય બંદર સુરત હતું અને મક્કાનું એ દ્વાર હતું, અને ત્યાં મોગલ કાફલો રહેતો. ફિરંગીઓનાં બંદરો તેમને પોતાને તાબે જ હતાં; અને તેમાં બાદશાહી અમલદારો બહુ દખલ કરતા નહિ તેથી નૌકાયુદ્ધોના વખત આવતા નહિ. આ વખતમાં આઇને અકબરીમાંથી ગુજરાતનાં બંદરોનાં નામ અને ઊપજ જડી આવે છે. અબુફજલ ગુજરાતની કારીગરી અને ઉદ્યોગનાં વખાણ મુક્તકંઠે કરે છે. ઇલિઝાબેથના વખત પછી લંડનને ત્યાંના ઇતિહાસકારોએ દુનિયાનું બજાર (market of the world) કહેલું છે. અમદાવાદને અબુલ ફજલે દુનિયાનું બજાર કહ્યું છે.[૮૧] ત્યાં દુનિયાના દરેક ભાગમાં થતી ચીજો મળતી તે ગુજરાતના વહાણવટીઓ દેશેદેશ જતા હોય તો જ બની શકે. સમુદ્રના માલિક(lords of the Sea)નું ગુજરાતી બાદશાહોનું પદ તો મોગલોથી ન સચવાયું, કારણ કે ફિરંગીઓનું જોર ઘણું વધ્યું હતું. પરંતુ ગુજરાતી વેપારીઓની સત્તા ફિરંગીઓ ઉપર કેવી હતી તે આગળ જોઈશું. આ

૮૦: "In Moluccas on the Malbar coast, and at the gold mines of Sofala, the mohamadan subjects of the king of Gujarat were found glutting the markets with their goods, combining to force up the prices of country produce and sometimes even stirring up the native Governments and populace to drive out the Europeans." (Ahd. Gaz. p. 88, Kerr's Voyages).

૮૧: "You may here provide yourselves with the productions of every part of the globe" (Gladwin's Ain-i-Akbari p. 351).

વખતમાં ખંભાતના અખાતનો ઉપલો ભાગ પુરાઈ જવાથી ઘોઘા પણ મોટું બંદર થયું હતું; ત્યાં ઘણાં વહાણ આવતાં અને તહવરી (Tahwery) નામનાં નાના વહાણોમાં ભરાઈને માલ ખંભાત જતો.[૮૨] આઇને અકબરીમાં ભરૂચને માટે પણ મોટું બારું હતું એમ લખે છે, અને તેનાં કાવી, ગાંધાર આદિ ચાર નાનાં બંદરો હતાં. અકબર બાદશાહે પહેલવહેલો દરિયો જોઈ ખંભાતના એક વહાણમાં દરિયામાં થોડી સફર મારી હતી.[૮૩] જહાંગીર બાદશાહે પણ ખંભાતમાં બાર દિવસ સુલતાન અહમદશાહના બનાવેલા બાગમાં રહી દરિયામાં સહેલ ભોગવી હતી.[૮૪]

મોગલાઈના સમયમાં વહાણોના અને દરિયાઇ વેપાર તથા ગુજરાતી બંદરોના ઉલ્લેખ ઘણા છે અને તે બધા લખવા જતાં વિસ્તાર બહુ વધે. શાહજહાનના વખતમાં અલી અકબર નામનો વેપારી ખંભાતનો વતની હતો અને ત્યાં વહાણ બાંધી વેપાર કરતો હતો. એ જ ખંભાત બંદરનો સરકારી મુત્સદ્દી પણ હતો. એણે બસરાના હાકેમ સાથે મૈત્રી કરેલી અને ત્યાંથી છ ઘોડા લાવીને બાદશાહને ભેટ ધરેલા. તેની કિંમત તે વખતે રૂા. ૨૫૦૦૦) ની હતી અને એક જ ઘોડો "લાલે બે બહાની" નામનો રૂા. ૧૫૦૦૦)ની કિંમતનો હતો. એ ઉપરથી એ વેપારી કેટલો ધનવાન હશે એ સમજાય છે.[૮૫] અને ગુજરાતના વેપારીઓ પરદેશની રાજસત્તાઓ સાથે સારી લાગવગ ધરાવતા એ વાતને પણ આથી ટેકો મળે છે.

વેપારીઓ પોતે પોતાની કુનેહથી દેશપરદેશની રાજસત્તાઓ અને ચાંચિયા વગેરે સાથે કેમ નભાવતા અને અનેક રાજબદલીઓ અને ચાંચિયાગીરી છતાં ગુજરાતનો વેપાર મોગલાઈના અંત સુધી કેમ સારી રીતે ચાલ્યો તેનું એક બીજું દૃષ્ટાંત પણ જાણવા જેવું છે. અકબર બાદશાહના વખતમાં ગાંધારપુર(ખંભાત પાસેનું ગાંધાર)ના વતની જસિયા નામના ગૃહસ્થને વજિયા અને રાજિયા નામે પુત્રો હતા. એ ગાંધારથી ખંભાત આવીને વસ્યા હતા અને વેપારમાં ઘણું કમાયા હતા. અકબર બાદશાહના દરબારમાં અને દરિયાઈ સત્તા તરીકે ગોવાના પોર્ટુગીઝ ગવર્નર આગળ તેમની ઘણી લાગવગ હતી.[૮૬] ઈ. સ. ૧૫૭૩(સંવત્ ૧૬૩૯)ના અરસામાં આ હકીકત બનેલી છે. આ

૮૨: એ જ, પૃ. ૩૫૨.
૮૩: મિરાતે અહમદી, ગુ. ભા. ૧-૧૦૬
૮૪: મિરાતે અહમદી, પૃ. ૧૯૭.
૮૫: મિરાતે અહમદી, પૃ. ૨૨૮.
૮૬: પ્રાચીન જૈન લેખસંગ્રહ, પૃ. ૩૨૨. સ્તંભનપુરના લેખ.

પરીખ રાજિયા અને વજિયાની કીર્તિ હીરવિજય રાસમાં ખંભાતના વતની કવિ ઋષભદેવે પણ ગાઈ છે. "પારેખ વજિયા રાજિયા, જૈન શિરોમણિ જાણ" એવા શબ્દોથી શરૂ કરી આ બે ભાઇઓને વિમળશાહ અને વસ્તુપાળ તેજપાળ સાથે સરખાવ્યા છે. અને આગળ લખે છે કે "અનેક ગુણ રાજિયા કેરા કહેતાં પામું ન પાર રે" એમ લખીને તેના પ્રસંગ ગણાવતાં લખે છે કે ચેવલ બંદરના એક ખોજગીને કેટલાક માણસો સાથે ફિરંગીઓ પકડીને ગોવા લઈ ગયા અને ત્યાં કેદ રાખ્યા. ત્યાં કોઈ કારણસર પરીખ રાજિયો જઈ ચડચો અને એને ખબર પડવાથી એ લોકોને છોડાવ્યા. ત્યાંના વીજરેજલ નામના પોર્ટુગીઝ અધિકારી ઉપર એની ઘણી વગ હતી. વળી તે પછી ફરી પકડાતાં એક લાખ લ્યાહરી નામના સિક્કાનો દંડ એ ખોજગીનો થયો અને ફરી પરીખ રાજિયાએ જામીન થઈ એને છોડાવ્યો. આ ઉપકારને વશ હોવાથી એ ખોજગીએ ચવલ બંદરે એક વખત ૨૨ ચોર પકડ્યા હતા અને જૈનોના પર્યુષણના તહેવારોને દિવસે એ તેમને મારી નંખાવતો હતો. એવામાં ચોરોને યાદ આવવાથી તેમણે પરીખ રાજિયાના તહેવારનો દિવસ સંભાર્યો અને ખોજગીએ રાજિયાનું નામ સાંભળી તેમને છોડી મૂકચા. એવી જ રીતે ગોવામાં ફિરંગીઓ એક વહાણ પકડી લાવેલા તે પણ પરીખ રાજિયાના નામથી છૂટેલું અને માલ સહિત વેપારીઓને પાછું મળેલું. આ દૃષ્ટાંત ઉપરથી જણાશે કે ગુજરાતી વેપારીની લાગવગ રાજસત્તા અને બહારની બીજી સત્તાઓ આગળ પણ કેવી હતી. અને કહેવાય છે કે ફિરંગીઓ પણ રાજિયા પરીખના નામને માન આપતા.[૮૭] સંવત ૧૬૬૧ ના મોટા દુકાળમાં આ દાનેશ્વરી ભાઇઓએ ચાર હજાર મણ અનાજ ગરીબોને વહેંચી દાનમાં કુલ તેવીસ લાખ રૂપિયા એ એક જ વર્ષમાં વાપર્યા હતા, એ એમની ધનસંપત્તિ બતાવે છે. છેવટે કવિ ઋષભદેવ લખે છે કે:—

"મુનિવરમાં ગુરુ હીરજી અસુર અક્કબર સાર
વણિગ વંશમાં રાજિયો, દયા દાન નહિ પાર."

મોગલાઇમાં સુરત હિંદુસ્તાનમાં મોટામાં મોટું બંદર હતું અને દુનિયા-

---

૮૭: પ્રાચીન જૈન લેખસંગ્રહ, પૃ. ૩૨૫-૩૨૭.

ગુજરાતમાં આવા આવા દાખલા ઘણા છે અને આજે પણ બને છે. મોગલાઈમાં અને તે પછી જૈનોએ આવી લાગવગથી આજ સુધી રાજસત્તાઓ આગળ પોતાનું માન જાળવેલું છે. કચ્છના ઇતિહાસમાં એક વખત માંડવીના હિંદુઓને રાવે સતાવ્યાથી પૈસા વેરીને ત્યાંના વેપારીઓએ લશ્કરને પોતાના પક્ષમાં લઈ રાવને પાછા હઠાવ્યાનો ઉલ્લેખ છે. જુઓ, James Burgess' History of Cutch, p. 155-156.

ના તમામ વેપારીઓ સુરત આવતા.[૮૮] ખંભાત અને ભરૂચ પુરાવા માંડવાથી સુરતની ચડતી થઇ; મોગલાઇના અકબર પછીના વખતમાં તો સુરત બંદરના ઉલ્લેખો વારંવાર આવે છે. અમદાવાદના સૂબાના તાબામાં હોવા છતાં સુરતને જુદો મુત્સદ્દી મળ્યો હતો. અને સુરતમાં માલ ખરીદી મક્કામાં ખેરાત તરીકે વહેંચવો એવાં ફરમાનો મિરાતે અહમદીમાં દેખાય છે. સુરતના માલના વીસ ટકા અરબસ્તાનમાં વધારે ઊપજતા એમ પણ લખેલું છે.[૮૯] શાહજહાનના વખતમાં રૂમ(ઇજિપ્ત)ના સુલતાનનો વકીલ (એલચી) સુરત આવ્યાનો ઉલ્લેખ છે.[૯૦] સર ટોમસ રો તથા બીજા યુરોપીય મુસાફરો પણ આ સમયમાં ઘણા આવ્યા છે તે આગળ જોઇ ગયા. સુરત બંદરના મોટા વેપારીઓમાં જીવો વહોરો અને શાંતિદાસ ઝવેરીનાં નામો મુખ્ય જણાય છે.[૯૧] સુરત બંદર એટલું ધનવાન હોવું જોઈએ કે તેના ખજાનામાંથી બાદશાહ દિલ્હી બેઠે વારંવાર ઉપાડ કરતા.[૯૨] એક વરસે વેપારીઓનો માલ આયાત નિકાશ વધારે થવાથી સુરતની આવક બેવડી થઈ અને તે બાદશાહે બેગમને ઇનામમાં આપી એવો ઉલ્લેખ છે.[૯૩] શાહજહાન સામે બળવો થયો ત્યારે ગુજરાતના સૂબા શાહજાદા મુરાદબક્ષે વેપારીઓ પાસેથી જે નાણાં ઉછીનાં લીધાં હતાં તે બદલ જે મહેસૂલમાંથી પાછાં આપવાનો હુકમ લખી આપેલો તેમાં ખંભાત બંદરની આવકમાંથી રૂ. ૧૫૦૦૦૦) અને ભરૂચ બંદરમાંથી રૂ. ૭૫૦૦૦) શાંતિદાસ ઝવેરીના પુત્ર માણેકચંદને આપવા એમ લખ્યું હતું; એ ગુજરાતી વેપારીઓનો રાજ્ય સાથેના સંબંધનો એક વધુ દાખલો.[૯૪] ઔરંગઝેબના રાજ્યમાં સુરતનાં વહાણોના રક્ષણ માટે દંડારાજપુર(જંજીરા)ના યાકૂતખાં હબસીને સુરતના ખજાનામાંથી દર વર્ષે રૂ. ૧૫૦૦૦૦) દોઢ લાખ આપવાનું ઠરાવેલું હતું અને એ અમીર સુરતનાં બાદશાહી અને વેપારી વહાણોની સલામતી જાળવવા બંધાયો હતો.[૯૫] સમુદ્ર તરફ જતા માલ માટે ગુજરાતની અંદરનાં સ્થળોએ ખરીદીની જગ્યાએ જકાત લેવાનું ફરમાન ઔરંગઝેબ બાદશાહના વખતમાં થયું છે તે ઉપરથી

૮૮: ગુ. સ. સં. પૃ. ૨૫૭.
૮૯: મિરાતે અહમદી, ૨૩૨.
૯૦: એ જ, પૃ. ૨૩૨.
૯૧: એ જ, પૃ. ૨૪૧-૪૨.
૯૨: એ જ, ૨૪૩.
૯૩: એ જ, પૃ. ૨૨૫.
૯૪: મિરાતે અહમદી, પૃ. ૨૪૯.
૯૫: એ જ, પૃ. ૨૮૧-૮૨.

દેશના દરેક ભાગમાંથી બંદરોએ આવી માલ ચડતો હશે એમ સિદ્ધ થાય છે.[૯૬] ઔરંગઝેબના પુત્ર બાદશાહજાદા મુહમ્મદ આજમશાહની સૂબાગીરીમાં ફિરંગીઓનું જોર વધી ગયાનું અને સુરતના વેપારીઓનાં વહાણ લૂંટાયાનું લખાણ બાદશાહ સમક્ષ ગયાથી ટોપીવાળાઓના માલને જપ્ત કરવા હુકમ થયો હતો.[૯૭] આવા અનેક વેપારીઓનાં અને હજના યાત્રાળુઓનાં વર્ણનો છે; અને મોગલાઈની લાંબી શાંતિમાં વહાણવટું સારી રીતે ખીલેલું હતું તે સિદ્ધ કરવાને પૂરતાં છે. આ બધા સમયમાં જુદે જુદે બંદરે હિંદની અંદરના ભાગોમાંથી જે જે માલ આવતો અને દરિયા પર જે જે દેશે ચડતા તેનું વિગતવાર વર્ણન અત્રે કરવું ઉચિત નથી. એટલે માત્ર સુરત માટે થોડું જોઈશું. સુરતથી હિંદના દરેક ભાગમાં ધોરી રસ્તા ફંટાતા હતા અને ગાડાં, ઊંટ, આખલા વગેરે ઉપર લાદેલો માલ સુરતમાં આવતો. સુરતનાં વહાણો કોંકણ, મલબાર, સિંહલદ્વીપ, ઈરાન, અરબસ્તાન અને આફ્રિકા તથા રાતા સમુદ્રનાં બંદરો અને પેગુ વગેરે તથા જાવા અને સુમાત્રાના અચીન બંદરે જાઆવ કરતાં.[૯૮] સુરતથી બાર માઇલ દૂર આવેલા સુંવાળી ગામમાં મોટાં મોટાં વહાણો લંગર નાંખતાં અને ત્યાંથી નાના મછવામાં માલ સુરત આવતો.[૯૯] સુરતથી હીરા, મોતી, માણેક, અકીકનાં પવાલાં પોર્ટુગીઝ બંદરોએ ચડતાં.[૧૦૦] ઝવેરાતનો ધંધો અસલથી આજની પેઠે જ ગુજરાતને હાથ હતો. જામનગર પાસે મોતી નીકળતાં. સિલોન અને ઈરાની અખાતમાં નીકળતાં મોતીનો વેપાર પણ ગુજરાતીઓના હાથમાં હતો, પાટણ પાલણપુર અને સુરતના ઝવેરીઓ પૃથ્વીના દરેક ભાગમાં પર્યટન કરતા. મોગલાઇમાં ધનસંપત્તિને લીધે સ્વર્ગ જેવા લાગતા ગુર્જરદેશનું વર્ણન પરદેશી મુસાફરો ઉપરાંત દક્ષિણનો વ્યંકટાધ્વરિ નામનો કવિ વિશ્વગુણાદર્શચંપૂ નામના સંવાદાત્મક કાવ્યમાં કરી ગયો છે. અને તેમાં ઘણે દિવસે પહોંચાય એવા દૂર દેશોમાં હીરા માણેક આદિના વાણિજ્યમાં પોતાનું જીવન ગાળે છે એમ ગુજરાતીઓ માટે લખ્યું છે. વળી હિંદના અન્ય પ્રાંતો સાથે ગુજરાતનાં ઉદ્યોગ અને સાહસની સરખામણીમાં અન્ય લોકોને કટાક્ષથી એ કવિ આ પ્રમાણે કહે છેઃ–व्यापारान्तरमुत्सृज्यवी क्षमाणो वधूमुखम्। यो गृहे श्वेव

૯૬: એ જ, પૃ. ૩૫૩–૫૪.

૯૭: એ જ, પૃ. ૩૬૯–૭૦.

૯૮: ગુ. સ. સં. ૨૫૭.

૯૯: એ જ, પૃષ્ઠ ૨૫૭.

૧૦૦: એ જ, પૃષ્ઠ ૨૫૭.

निद्राति दरिद्राति स दुर्मतिः ॥[૧૦૧] ગુજરાતના વેપાર અને તેનાં દેશાટન અને ઝવેરાતના ધંધાને ઉદ્દેશીને એ કવિએ સારું વર્ણન કર્યું છે.

સુરતથી કઠોળ આદિ અનાજ અને કાપડમાં જરીકસબનું કામ અને રેશમી સુતરાઉ કાપડ પણ ઘણું ચડતું અને દેશવરોમાં પંકાતું. એ સિવાય કસ્તૂરી, અંબર, ઘી, તેલ, ખાંડ, સાબુ, મુરબ્બા, કાગળ, મીણ, અફીણ અને ગળી, પારો અને લાખ વગેરે પરચૂરણ ચીજો એટલે બધી ચડતી કે તેનું સંપૂર્ણ વર્ણન તો ગુજરાતનાં બંદરનો એક જુદો જ ઈતિહાસ લખીએ ત્યારે આપી શકાય.[૧૦૨]

સુરતમાં વહાણ બાંધવાનો ઉદ્યોગ પણ સારો હતો અને બાંધનારા કસબી હતા. સુરત અને ગુજરાતના પશ્ચિમ કિનારાનાં બંદરોએ ૧૨૦૦ થી ૧૫૦૦ ટનનાં વહાણો બંધાયાના ઉલ્લેખો છે. વહાણ બાંધવામાં પારસીઓ બહુ આગળ પડતા હતા અને એ ઉદ્યોગ ત્યાં મુખ્ય ઉદ્યોગોમાં ગણાતો.[૧૦૩] વેપારીઓ પણ અનેક જાતના હાલ મુંબઈમાં છે તેટલી જાતના સુરતમાં વસતા. તેમાં હિંદુ, મુસલમાન, પારસી, આરબ, તાતાર, ફ્રેંચ, અંગ્રેજ, વલંદા, ફિરંગી અને આર્મિનિયનો ખાસ હતા. હિંદુ વેપારીઓમાં મોટે ભાગે વાણિયા હતા, અને તે સાદાં નાનાં ઘરમાં રહેતા પણ પૈસે તાજા હતા. દલાલીનો ધંધો વાણિયાના જ હાથમાં હતો અને પરદેશીઓ તો દલાલ વગર માલ વેચી કે લઈ શકતા નહિ. અંગ્રેજોના દલાલો પાસે જ ત્રીસ ત્રીસ

---

૧૦૧: વિ. ગુ. ચંપૂ गुर्जरदेशवर्णनम् નિર્ણયસાગરની આવૃત્તિ, નીચેના શ્લોકો સરખાવો: પૃ. ૭૩ થી ૭૭.

नित्यासक्ता निरुपममणिश्रेणिवाणिज्यलाभे
बभ्रम्यन्ते बहुदिनपरिप्राप्यदेशान्तरेषु ॥

× × × ×

देशे देशे किमपि कुतुकादद्भुतं लोकमानाः
संपाद्येव द्रविणमतुलं सद्यभूयोऽप्यवाप्य ।
संयुज्यन्ते सुचिरविरहोत्कंठिताभिः सतीभिः
सौख्यं धन्याः किमपि दधते सर्वसंपत्समृद्धाः ॥ (વિ. ગુ. ચંપૂ પૃ. ૭૫)

૧૦૨: ગુ. સ. સં. ૨૫૭–૫૮.

૧૦૩: જુઓ Imperial Gaz., Vol. XXIII p. 161. "વહાણ બાંધવાનો ઉદ્યોગ (સુરતમાં) મુખ્ય હતો અને તે પારસીઓના હાથમાં હતો." The largest vessels were engaged in the China trade and were from 500 to 1000 burden." બાબતનું વર્ણન આગળ કરેલું છે.

લાખનો જીવ હતો.[૧૦૪] "ઘણા હિંદુ વેપારીઓ જાવામાં અને સુમાત્રામાં વેપારને સારુ રહેતા અને અચીન(સુમાત્રા)માં તો એક નિરાળા મોહોલ્લામાં જથાબંધ રહેતા."[૧૦૫] ઔરંગઝેબના અવસાન પછી સુરતમાં બાદશાહી જોર નરમ પડયું અને અંગ્રેજનું બળ વધતું ગયું. ઈ. સ. ૧૭૨૧ માં વિલાયતના વણકરોએ તોફાન મચાવી હિંદી છીંટ ન વાપરવા માટેનો કાયદો કરાવ્યો તેથી, ગુજરાતમાં અવ્યવસ્થા વધી પડવાથી, તેમજ પાછળથી અંગ્રેજોએ મુંબઇને મુખ્ય મથક બનાવ્યાથી, સુરતનો વેપાર ધીમે ધીમે પડી ભાગ્યો. પરંતુ તેને ગુજરાતનાં બીજાં બંદરોની પેઠે ખરો ફટકો તો રેલવેએ માર્યો અને સ્ટીમરો થવાથી વહાણનું બાંધકામ પણ ઓછું થઇ ગયું. છતાં વેપારને લીધે સુરતની જાહોજલાલી ઘણી હતી અને છેક ૧૭૯૭ એટલે ઓગણીસમી સદીની શરૂઆત થવાના સમય સુધી સુરતની વસ્તી આઠ લાખની હતી.[૧૦૬] સુરતનું રસમય વર્ણન પ્રસિદ્ધ સુરતી કવિ નર્મદે પોતાના નિબંધમાં કર્યું છે અને સુરતનાં વેપાર અને વહાણવટાનું વર્ણન પણ છટાથી કરેલું છે તેથી અહીં વિસ્તાર કરવાની જરૂર નથી.

પ્રાચીન કાળથી ઓગણીસમી સદી સુધીના ગુજરાતના વહાણવટાના મુખ્ય મુખ્ય ઐતિહાસિક ઉલ્લેખો સાલવાર અને તેટલા ટૂંકાણથી જોયા અને તેમાં સહેજ કંટાળા જેવું પણ લાગે, પરંતુ ગુજરાતનું વહાણવટું હિંદના બીજા ભાગો કરતાં એટલું આગળ હતું અને હાલ પણ છે કે તે હતું એમ સિદ્ધ કરવાની જરૂર તો ન હતી જ; પરંતુ શરૂઆતમાં આપણે જોયું તેમ પરદેશી ઇતિહાસ લખે ત્યારે બીજા દેશને સહજ અન્યાય થાય તેથી કેવું અને કેટલું હતું તે બતાવવા માટે જ આ પ્રયત્ન થયો છે.

ઓગણીસમી સદીની શરૂઆતથી આપણે હાલના જમાનાની લગભગ પાસે આવીએ છીએ. એ સદીમાં ઉત્તરોત્તર ગુજરાતનાં વેપાર અને વહાણ-વટાની પડતી ઉપર જોયાં તે કારણોથી થતી ગઈ. ઈ. સ. ૧૮૧૮માં ગુજરાત અંગ્રેજી સત્તા નીચે આવ્યું અને મુંબઈ મુખ્ય બંદર બન્યું. વહાણ બાંધવાનું કામ સુરતથી મુંબઈ લઈ જવામાં આવ્યું, પણ તેના કાર્યવાહકો ગુજરાતીઓ–પારસીઓ હતા. અઢારમી સદીના પાછલા ભાગથી ઓગણીસમી સદીના

૧૦૪: ગુ. સ. સં. પૃ. ૨૫૮.
૧૦૫: ગુ. સ. સં. પૃ. ૨૫૮.
૧૦૬: સરખાવો: Imperial Gaz. Vol. XXIII, p. 164. એ ગ્રંથમાં પૃ. ૧૬૫માં લખે છે કે "During the 17th and 18th centuries Surat ranked as the chief export & import centre of India."

ત્રીજા પાદ સુધી મુંબઈમાં વહાણ બાંધનાર તરીકે લવજી નસરવાનજી અને તેમના કુટુંબની નામના જાણીતી છે.[૧૦૭] મુંબઈનાં વહાણો પંદર વર્ષ વપરાયા છતાં અંગ્રેજી નૌકાસૈન્ય માટે સારાં ગણાતાં. અંગ્રેજી ઓકનાં વહાણો કરતાં ગુજરાતી સાગનાં વહાણો ટકવામાં ચારથી પાંચગણાં વધારે હતાં અને ચારગણાં સસ્તાં હતાં.[૧૦૮] કહે છે કે પ્રખ્યાત નેલ્સનનું વિકટરી (Victory) નામનું વહાણ ગુજરાતી કારીગરોએ બાંધેલું હતું.[૧૦૯] એ વહાણ ૨૧૬૨ ટનનું ૫૨ ફૂટ પહોળું અને ૧૦૬ ફૂટ લાંબું હતું. તેમાં સો તોપો અને ૭૦૦ ઉપર માણસોનો સમાસ થતો. ઈ. સ. ૧૭૬૬ ના અરસામાં એ બંધાયું હતું.[૧૧૦]

આગળ જોયું તેમ ઓગણીસમી સદીમાં મુંબઈ વધવાથી તળ ગુજરાતનાં બંદરોનો વેપાર ઓછો થયો; અને કલકત્તા, મદ્રાસ, રંગૂન એ મોટાં બંદરો મોટે ભાગે યુરોપીય હાથમાં રહેવાથી આખા હિંદુસ્તાનમાં દેશીઓથી ચાલતો દરિયાઇ વેપાર અને વહાણ બાંધવાનો ઉદ્યોગ બંધ જેવો જ થઈ ગયો. પરંતુ ગુજરાતમાં છેક એવું ન થયું. સૌરાષ્ટ્ર અને કચ્છનો કિનારો દેશીઓના હાથમાં હતો. દેશી રાજ્યોને હાલની રાષ્ટ્રિય કે બીજી દૃષ્ટિએ જોવાનું આ સ્થળ નથી, પરંતુ એટલું તો કહેવું જ પડશે કે આપણો મોટો કિનારો દેશી રાજ્યોનો હોવાથી કચ્છ સૌરાષ્ટ્રનું વહાણવટું અખંડ રહ્યું. દેશી કારીગરોને હાથે વહાણ બંધાવી, અરબસ્તાન, ઈરાન, આફ્રિકા અને સિલોન સુધી ગુજરાતી વહાણો સ્ટીમરો થવા છતાં પણ ચાલુ રહ્યાં અને હાલ પણ ચાલુ છે તે આગળ જોઇશું. કચ્છમાં નાનાં મોટાં નવ બંદરો છે,[૧૧૧] અને સૌરાષ્ટ્રમાં આ સદીમાં ૧૫[૧૧૨] બંદરો હતાં; અને તેનો વેપાર કેવળ દેશીઓના હાથમાં દેશી વહાણો દ્વારા હતો. તળ ગુજરાતનાં સુરત આદિ બંદરો અને ખંભાતના અખાતનાં બંદરોનો પણ દેશી વહાણ દ્વારા થોડો થોડો વેપાર ચાલુ રહ્યો. ઓગણીસમી સદીના અંત પછી તુરત એટલે સને ૧૯૦૩ માં ગુજરાત સૌરાષ્ટ્રનાં મુખ્ય બંદરોનો દરિયાઇ વેપાર આ

૧૦૭: Indian Shipping, p. 244–45.
૧૦૮: એ જ, પૃ. ૨૪૬–૪૭.
૧૦૯: જુઓ, યુ. પ્ર. પુ. ૧, "હિંદની નાવિક પ્રવૃત્તિ" લેખક પ્રીતમરાય વ્ર. દેસાઇ.
૧૧૦: Encyclopaedia Britanica, XIII Edition Vol: XXIV p. 867.
૧૧૧: માંડવી, તુણા, મુંદ્રા, રોહર, વવાણિયા, કોટેશ્વર, જખાઉ, લખપત વગેરે. એમાં કરાંચી વધવાથી લખપત તૂટયું અને વવાણિયા કચ્છને તાબે નથી. ગુ. સ. સં. ૨૬૪.
૧૧૨: ભાવનગર, મહુઆ, વેરાવળ, બેડી, જોડિયા, પોરબંદર, માંગરોળ, સલાયા, જાફરાબાદ, વવાણિયા, નવીબંદર, ભેરઈ, કઠીવદર, તળાજા અને સુંદરાઈ છે.

મુજબ હતો: ભરૂચ ૩૧ લાખ, વલસાડ ૧૨ લાખ, ખંભાત ૬½ લાખ, વેરાવળ ૪૪ લાખ, નવાનગર (બેડી) ૨૨½ લાખ અને ભાવનગર ૨ લાખ. બીજા બંદરોના આંકડા ૧૯૦૩ ના મળતા નથી. સુરતનો વેપાર ૧૮૭૪ માં ૪૪½ લાખ હતો.[૧૧૩] ઘોઘાનો ૧૮૭૮ માં ૧૧ લાખ ઉપર હતો અને ધોલેરાનો રૂની મોટી નિકાશને લીધે ૧૮૭૦ માં એક કરોડ સિત્તેર લાખ ઉપર હતો.[૧૧૪]

આ સિવાય મુંબઇ અને કરાંચીના દરિયાઇ વેપારમાંથી યુરોપીય તત્ત્વ કાઢી નાંખીએ તો બાકીનો બધો વેપાર હિંદુ, મેમણ, પારસી, ખેજા, વહોરા વગેરે ગુજરાતીઓના હાથમાં જ રહ્યો છે. અને મુંબાઈના આંકડા સાથે દેશી રાજ્યોનાં બંદરોના આંકડા મેળવવામાં આવે તો ગુજરાતનો દરિયાઇ વેપાર ઓગણીસમી સદીમાં હિંદુસ્તાનના અન્ય પ્રાતો સાથે સરખાવતાં શ્રેષ્ઠ જ હતો. અને વહાણ બાંધવાનો ઉદ્યોગ મોટા પ્રમાણમાં સૌરાષ્ટ્ર સિવાય બીજે બધે લગભગ બંધ જેવો જ હતો. સ્ટીમરો હિંદમાં કોઇની માલિકીની ન હોવાથી દેશીઓનો વેપાર પણ પરદેશી સ્ટીમરો દ્વારા ચાલતો હતો.

આ પ્રમાણે ગુજરાતના વહાણવટાનો ઇતિહાસ બેથી ત્રણ હજાર વર્ષ જૂનો છે. ગુજરાતનાં વહાણો મહાસાગરમાં ચારે દિશાએ ઘૂમતાં અને ગુજરાતીઓ પરદેશોમાં દરિયાપાર ઘર કરીને રહેતા એ આપણે જોયું. લગભગ સવાસો વર્ષથી હિંદુસ્તાનની સાથે આપણે પણ દુનિયામાં મોટામાં મોટી દરિયાઈ પ્રજાની સત્તા નીચે છીએ. એ પરદેશી સત્તાથી ઉત્તેજાયેલી પરદેશી હરીફાઇને લીધે અને જમાના પ્રમાણે ન વધવાની આપણી પોતાની શિથિલતાને લીધે પૂર્વના મહાસાગરમાં દરિયાઇ પ્રજા તરીકેનું આપણું સ્થાન આપણે ખોયું છે, છતાં પણ હિંદુસ્તાનની સરખામણીમાં ગુજરાતે હજી પણ એ સ્થાન કાંઇક અંશે જાળવી રાખ્યું છે.[૧૧૫]

---

૧૧૩: જુઓ Im. Gaz., Vols. IX 18, 292–97, XXIV 3–8–9, XVII p. 421, VII 96.

૧૧૪: Ahd. Gaz. 97, 98.

૧૧૫: જુઓ ડૉ. ધ્રુવનું આઠમી ઓરિયેન્ટલ કૉન્ફરન્સમાં (સ્વીડન) કરેલું ભાષણ પૃ. ૫૩.

"The Gujaratis by whom I understand not only the Hindus but the Parsis, Mahomedens and Christians as well, traded with distant China and Further India and the East Indies as well as with the Red Sea and Arabian Sea and East African coast, carring their sweet language, honest industry and affable manners wherever they went."

ગુજરાતમાં હજી પણ કેવાં વહાણો બને છે, ગુજરાતી ભાષામાં વહાણવટાને લગતા કેટલાયે શબ્દો હજી પ્રચલિત છે, અને ગુજરાતના વેપારીઓ–મોટે ભાગે પરદેશી સ્ટીમરોમાં પણ–દૂર દરિયાપારના દેશો સાથે કેવો વેપાર ખેડે છે તે જોઇશું. મુંબાઇ ઇલાકાના દરિયાઇ વેપારમાં મોટો ભાગ દેશીઓનો–ગુજરાતીઓનો જ છે, અને હિંદની પ્રજાઓમાં ગુજરાતી વાણિયાને આખી દુનિયાની વિચક્ષણ વેપારી પ્રજાઓમાં ગણવામાં આવ્યા છે.[૧૧૬] હિંદુસ્તાનમાં વેપારી પ્રજા તરીકે ગુજરાતી, મારવાડી અને મુલતાની જ છે, અને તેમાં પરદેશનું સાહસ અને ઔદ્યોગિક પ્રવૃત્તિઓમાં ગુજરાત જ અગ્રસ્થાને છે. મારવાડીઓ પણ ગુજરાતીઓથી કોઈ રીતે જુદા નથી. ડો. કે. હ. ધ્રુવ ખરું જ લખે છે કે મારવાડીઓને આપણે હિંદુસ્તાનના જ્યૂ લોકો ગણીએ તો ગુજરાતીઓને હિંદના અંગ્રેજો ગણી શકાય.[૧૧૭]

વર્તમાન સદીનો પણ પ્રથમ પાદ પૂરો થયો છે. એમાં ગુજરાતે તો વહાણવટાની પ્રવૃત્તિ ધીમે ધીમે વધારી છે. કચ્છ સૌરાષ્ટ્રમાં શુદ્ધ દેશી–ગુજરાતી–વહાણવટું ગઈ સદીમાં ચાલુ રહ્યું અને હજી છે તે વહાણના બાંધકામ અને પારિભાષિક શબ્દોના વિષયમાં આગળ જોઈશું. દરિયાઈ વેપારમાં આ સદીમાં ગુજરાત આગળ વધતું જાય છે. કલકત્તાનો ખાંડ, ચોખા, કરિયાણું અને દેશી કાપડ સૂતરનો વેપાર ગુજરાતીઓના હાથમાં છે; રંગૂન, મદ્રાસ, કોચીન, અલપાઇ વગેરેમાં ગુજરાતી વસવાટવાળાં સંસ્થાનો હાલ પણ જોવા જેવાં છે. મદ્રાસમાં જૂના વખતથી વસેલા જુદી જુદી નાતોના વાણિયાને લંકાના વાણિયા તરીકે ઓળખવામાં આવે છે. જાવામાં ગુજરાતીઓ અલગ મહોલ્લામાં રહે છે. સિંગાપુર અને મોરીશિયસના ટાપુમાં હજી પણ ગુજરાતી વેપારીઓ ઘર કરીને રહેલા છે. પૂર્વ આફ્રિકામાં તો કચ્છ અને ગુજરાતની મોટી વસ્તી પેઢીઓ થયાં વસેલી છે. પેરિસ અને ઍન્ટવર્પમાં ત્યાંના ઝવેરીઓને નંગની પરીક્ષા ગુજરાતીઓએ જ શીખવી હતી; અને ત્યાં પાટણ અને સુરતના ઝવેરીઓનું નાનું સંસ્થાન ધ્યાન ખેંચે

---

૧૧૬: Times of India directry, Bom. Pre. Peoples.

૧૧૭: Baroda State delegate Lecture p. 56.

"The Marvadis are called the Jews of India. But looking to their commercial enterprize and trade instincts and upon Gujarati as the commercial language of India and of the east I will call the Gujaratis the English of India."

ઍન્સાઇક્લોપીડિયા બ્રિટાનિકાની ૧૩મી આવૃત્તિમાં ગુજરાતી ભાષા વિશે લખતાં કહે છે કે ગુજરાતી મુંબઈની વેપારી ભાષા છે; જો કે મુંબઈ ગુજરાતની સીમામાં નથી.

એવું છે. આ દરિયાકિનારાના પ્રદેશોમાં ગુજરાતીઓ જે પ્રમાણમાં ઘર કરીને રહ્યા છે તેવી રીતે હિંદની બીજી કોઈ પ્રજા જોવામાં આવતી નથી. (હિંદની અંદરના વેપારી સ્થળોના વસવાટ માટે તો આ સ્થળે લખવાનું નથી.) માત્ર આ બધી આવજા અને વેપાર પરદેશી સ્ટીમરોમાં થાય છે એ જ શોચનીય છે. આમ છતાં પણ ઈ. સ. ૧૯૧૯ના મહાયુદ્ધવિરામ પછી જે મોટી તેજી આવી તેને પરિણામે અનેક ઔદ્યોગિક પ્રવૃત્તિઓ ગુજરાતે આદરી, અને તેમાં નવી રીતિ મુજબ વહાણવટું—સ્ટીમર કંપનીઓ પણ ઊભી થઈ અને કેટલીક ૧૯૨૧ થી આજ સુધી ચાલુ રહેલી મોટી અશ્રુતપૂર્વ મંદીની અસરમાં પડી પણ ભાંગી. છતાં કાપડ સૂતરની પેઠે જમાના પ્રમાણે ગુજરાતે વહાણવટામાં પણ સાહસ કર્યું અને શેઠ નરોત્તમ મોરારજીએ સિંધિઆ સ્ટીમ નેવિગેશન કંપની ઊભી કરી. આ કંપની જો કે હજી ફાવી છે એમ કહી શકાય નહિ, અને કેવળ ખંત અને સાહસથી જ ટકી રહી છે, પરંતુ સરકાર તરફથી ટેકો મળે અને પરદેશીઓને મળતું અણઘટતું ઉત્તેજન બંધ થાય તો કંપનીનું ભવિષ્ય સારું જ છે. આખા હિંદુસ્તાનનું વહાણવટું નવા જમાના પ્રમાણે ઊભું થઈ દેશીઓના હાથમાં રહે તે માટે સિંધિઆ કંપનીના રા. રા. સારાભાઈ હાજીએ કાઉન્સિલમાં લડત ચલાવી છે. હાલની યાંત્રિક ઢબથી વહાણવટું ઊભું કરવાનો પ્રયત્ન ગુજરાતે કરવા માંડ્યો છે, તેમાં સફળતા મળે તો ગુજરાતનું વહાણવટું તેના મિલઉદ્યોગની પેઠે ભવિષ્યમાં ખીલે એવો સંભવ છે. હિંદુસ્તાનના વહાણવટાના ઇતિહાસમાં ગુજરાતનું સ્થાન અગ્રે છે અને તેને યોગ્ય સ્થાન ન આપતાં ટૂંકે પતાવી દેવાય તો હિંદુસ્તાનની નાવિક પ્રવૃત્તિનો ઇતિહાસ અપૂર્ણ જ કહેવાય.

હવે આપણે વહાણોને લગતા હેવાલ અને પારિભાષિક શબ્દો જોઇએ. વહાણોનાં માપ અને તેની અંદરના ભાગ તથા બીજી વિગતો માટે પદ્ધતિસર લખાયેલું પ્રાચીન પુસ્તક ગુજરાતીમાં હોય તો તે જાણવામાં આવ્યું નથી. મુસાફરોનાં વર્ણનો ઉપરથી વહાણનાં અનુમાન થઇ શકે છે. અને જાવાના બોરોબદુરમાં કોતરેલાં વહાણ અને દેલવાડામાં કોતરેલાં વહાણ ઉપરથી ગુજરાતનાં વહાણોના આકાર સ્પષ્ટ થાય છે. પ્રો. રાધાકુમુદે વહાણોની જાતોનાં નામ આપ્યાં છે અને તેમાં બે ત્રણ નામ ગુજરાતી જણાય છે. પરંતુ તેમણે કયા પ્રાંતનાં કયાં નામ છે તે આપ્યું નથી.[૧૧૮]

---

૧૧૮: ખાસ બંગાળી નામ હોત તો એમણે જરૂર આપ્યું હોત, પણ તેવું કાંઈ આપ્યું નથી. વહાણને માટે બંગાળીમાં જહાજ અને નૌકા શબ્દો સાધારણ વપરાય છે, પરંતુ વહાણવટું–shipping–એ શબ્દમાં જે અર્થ આવે છે તેવો શબ્દ મારી પાસેની બંગાળી

સુરતમાં ૧૦૦૦ થી ૧૨૦૦ ટનનાં વહાણો, ત્રણચાર ડોળવાળાં (mast) બનતાં. ઈ. સ. ૧૬૧૨માં સર. એચ. મીડલ્ટને રાતા સમુદ્ર તરફ જતું સુરતનું વહાણ રોકેલું તે ૧૫૦૦ ટનનું, ૧૫૩ ફૂટ લાંબું ૪૨ ફૂટ પહોળું અને ૩૧ ફૂટ ઊંડું હતું. એ જ વખતે ઇંગ્લાંડમાં ૩૦૦ થી ૩૫૦ ટનનાં વહાણ બનતાં હતાં. આગળ લખેલા ધવલશેઠના કાફલાનાં વહાણોનાં નામો ભરૂચનાં વહાણોની જાતો અને કદનો ખ્યાલ આપી શકે એમ છે. એમાં મધ્યમ જુંગ નામનું વહાણ સોળ કૂપ(mast)નું હતું એમ લખે છે અને લઘુ જુંગ ચાર કૂપનું હતું. એ ઉપરથી સોળ કૂપનું વહાણ કેવડું મોટું હશે એનો ખ્યાલ કરી શકાય. કહેવાય છે કે બૃહત્ જુંગ ૬૪ કૂપનું થતું. એ તો ઘણું મોટું હશે એમ માની શકાય. પરંતુ તેનો ઉલ્લેખ કોઈ જગ્યાએ મળ્યો નથી. તે સિવાય વડસફર, બેડી, દોણા, વેગડા, સિલ્લા, આવત્તા, ખુરપ્પા આદિ જે નામો છે તેમાં જુંગ અને બેડી હાલ જાણીતાં છે. બાકી બીજાં ગુજરાતી નામો આગળ જોઇશું. પ્રો. રાધાકુમુદે ઘરાબ (grab) નામનાં વહાણો મુંબઈમાં બનતાં એમ લખ્યું છે. તે અસલ મલબારનાં લાગે છે.[૧૧૯] બીજા દેશોનાં વહાણોની નકલો પણ ગુજરાતી સુતારોએ કરી હોય એમ લાગે છે.[૧૨૦]

વહાણોની હાલ જાણીતી જાતો આ પ્રમાણે છે : ૧. મછવા, ૨. પડાવ, ૩. બાતેલા, ૪. ઢઉ અથવા બગલા, ૫. દીંગી, ૬. કોટિયો, ૭. ફતેમારી, ૮. ગંજો, ૯. નાવડી અથવા હોડી, ૧૦. લોધિયાં.

આમાં મછવા અને હોડી સૌથી નાનાં વહાણ છે. અને તે એથી એંશી ખાંડી જેટલા વજનનાં હોય છે અને નદીઓમાં ચલાવા માટે કામ લાગે છે. મોટાં વહાણમાં જોખમ વખતે ઉતારવા માટે પણ (life boats) નાની હોડીઓ રાખે છે. કચ્છના મછવા સૌથી સારા હોય છે. મછવા રૂા. ૫૦)થી

---

શબ્દકોશમાંથી મળ્યો નથી. પ્રો. રાધાકુમુદે યુરોપીય મુસાફરના ગ્રંથમાંથી દેશી વહાણોનાં જે નામ આપ્યાં છે તે તેના મૂળ દેશી સ્વરૂપમાં જોડે જ સમજાવી આપ્યાં હોત તો ઠીક હતું. એમણે લખેલા grabs, bangles, અને paros તે આપણા ઘરાબ, બગલા અને પડાવ જ હોય એમ જણાય છે.

૧૧૯: મિરાતે સિકંદરી.

જુંગ અથવા જુંગોને જ ચીની વર્ણનમાં જંક (Junk) લખેલું છે. તે ઉપરથી એ વહાણો ચીન જતાં હશે. પ્રો. રાધાકુમુદે પોતાની યાદીમાં જંગી લખ્યું છે તે પણ આ જુંગ હોય કે જંગી એટલે મોટું એ ઉપરથી હોય. ઉપરનાં નામ એમની યાદીમાં નથી. જુંગોને હાલ ગુજરાતીમાં ગંજો કહે છે, તેમાંગલોરનું માંગરોળ થયું એમ વિપર્યયથી થયું હશે.

૧૨૦: વહાણ બાંધનાર સુતારોનું રોજ રૂા. ૪) છે.

૫૦૦) સુધીમાં ગઈ સદીના અંત સુધી બનતા, હાલ મોંઘવારી વધવાથી મોંઘા પડે છે. પડાવ દમણ, વલસાડ, બીલીમોરા, ભાવનગર, ઘોઘા, વેરાવળના સુતારો બનાવે છે અને ૨૫ થી ૧૭૫ ખાંડી વજનના હોય છે અને વીસ વર્ષ ચાલે છે. બાતેલા અગર બતેલા ત્રણ સઢના, ૩૫૦ ખાંડી વજનના હોય છે. આ વહાણો ચપટા તળિયાનાં હોય છે તેથી છીછરા પાણીમાં પણ ચાલી શકે છે અને તે ગુજરાતને (સુરત બાજુ) કિનારે વધારે વપરાય છે. બાતેલા રૂા. ૨૪૦૦૦) સુધીની કિંમતના બને છે અને ઉપર ગણાવેલાં બંદરોના સુતાર બનાવી શકે છે. ઢઉને બગલા જેવા આકારને લીધે બગલા પણ કહે છે. આ વહાણ અરબસ્તાન અને રાતા સમુદ્ર બાજુનું છે અને કચ્છ સૌરાષ્ટ્રમાં બને છે. એની કિંમત રૂા. ૩૮૦૦૦) સુધી પડે છે અને આઠસો ખાંડી વજનનાં હોય છે. એમાં દોઢસો ખલાસીઓ રાખે છે. ફતેમારી મુંબઈ અને મલબાર બાજુથી આવે છે. ગંજો ૩૫૦ ખાંડી સુધીનો હોય છે અને જંગબાર અરબસ્તાન વગેરે બાજુ સફર મારી શકે છે.[૧૨૧] આ મોટાં વહાણો આઠ માસ દરિયામાં ફરી શકે છે અને દોઢ માસ સામટું દરિયામાં રહી શકે એટલી સામગ્રી પાસે રાખી શકે છે. કેટલાંક બહુ મોટાં વહાણો બારે માસ પણ દરિયામાં રહી શકે છે; અને તેના દેશી ટંડેલોને રૂા. ૫૦૦)થી ૭૦૦ સુધી પગાર મળે છે. ટૂંકામાં, હાલમાં મોટામાં મોટાં વહાણ ૨૦૦થી ૩૦૦ ટનનાં થાય છે અને ૬૫ થી ૮૦ ફૂટ પહોળાં અને ૧૫ ફૂટ ઊંડાં બને છે.[૧૨૨]

આ વહાણો હાલના વખતમાં સ્ટીમરની વધતી જતી આવજા છતાં પોતાનું નભાવી રહ્યાં છે. સ્ટીમરો ઝડપથી જાય આવે છે. તે સિવાય સ્ટીમરનું નૂર એકંદરે મોંઘું પડે છે. વહાણોનું ખરચ ઓછું અને તેમાં રોકાયેલી મૂડી પણ ઓછી; તથા ગુજરાતનાં ઘણાંખરાં બંદરોએ સ્ટીમરો છેક બંદર નજીક આવી શકતી નથી તેથી, મછવા દ્વારા માલ ચડાવવામાં મોંઘું બહુ પડે છે તેથી, અને વહાણ કિનારા નજીક આવે છે અને વેપારીની સગવડ મુજબ વહેલુંમોડું ઊપડી શકે છે તેથી કરીને હજી પણ ઘણો વેપાર આફ્રિકા, અરબસ્તાન, ઈરાન સાથે અને મલબાર સાથે કચ્છ સૌરાષ્ટ્રનાં વહાણોથી થાય છે. આ વહાણોને રાજ્ય સાથે કાંઇ લેવાદેવા નથી. રાજ્ય પાસેથી

૧૨૧: ગુજરાત સર્વ સંગ્રહ પૃષ્ઠ ૬૨૬.

૧૨૨: ઉપરનું ખાંડીનું માપ ગુજરાત સર્વ સંગ્રહમાં આપેલું છે. પરંતુ એથી મોટાં વહાણ ૨૦૦ થી ૩૦૦ ટન સુધીનાં હાલ સૌરાષ્ટ્રમાં બને છે. એટલે ગેઝેટિયર લખાતી વખતે એ ખબર રહી ગઇ હશે અગર તે વખતે એવડાં જ વહાણ બનતાં હશે. હાલ ગતિ વધારવા માટે દેશી વહાણોમાં મોટરો મૂકે છે એવા સમાચાર આ લખતી વખતે મળ્યા છે.

પરવાનો અને કોલ (Pass Port)માત્ર લેવો પડે છે. વહાણોની માલિકી ખાનગી આસામીઓની અગર તો ખારવાઓમાંથી જ વધેલા ટંડેલો અને નાખુદાઓની હોય છે તેથી દેશી વેપારીઓને સગવડ વધારે પડે છે, એટલે ઉતાવળ ન હોય–વિલંબ ચાલી શકે તેમ હોય તેવો માલ વહાણોમાં મોકલવો ઠીક અને સસ્તો પડે છે; અને ઘણુંખરું તેમાં જોખમ હોતું નથી અને જોખમ માટે દેશી રીતે વીમો ઊતરે છે તે આગળ જોઇશું.

વહાણનાં યંત્રો, એના જુદા જુદા ભાગો તથા તેને લગતી બીજી વિગતોનાં પણ ગુજરાતી નામો છે અને હિંદુસ્તાનની હાલની ભાષાઓમાં એવાં નામોની સંપૂર્ણ નામાવલી મળવી મુશ્કેલ છે.

ગુજરાતી નામો બને ત્યાં બીજી ભાષાનાં નામો સાથે સરખાવી, આપણે હવે જોઇએ.

| ગુજરાતી નામ | સમજૂતી | અંગ્રેજી નામ | બંગાળી નામ | નોંધ |
|---|---|---|---|---|
| ૧ વહાણ = | મોટું વહાણ | Ship | જાહાજ | નાનાં ગુજરાતી વહાણોનાં નામ જાણીતાં છે. ગુજરાતમાં જહાજ શબ્દ વપરાય છે, તે પરદેશી છે. વહાણવટાના અર્થમાં બંગાળીમાં શબ્દ જડતો નથી. |
| ૨ વહાણવટું = | સમજાય તેમ છે. | Shipping | જાહાજ સમૂહ | |
| ૩ તૂતક અથવા સથો = | | Deck | પોત તલ | બંગાળી નામ સંસ્કૃત ઉપરથી બનાવેલું છે. |
| ૪ નીરમ = | વહાણને પાણીમાં સરખું રાખવાને જે બેલેંસ રાખવું પડે તે. નીરમ વગરનાં વહાણને અકસ્માત થવા સંભવ રહે છે. | | | |

| | | | |
|---|---|---|---|
| ૫ ભંડાર = | ભંડાર વહાણના પાંચમાં કે છઠ્ઠા ભાગ જેવડો હોય છે. તેના ઉપર છત્રી–કેબીન અને તે ઉપર સુકાની બેસે છે. ભંડારની પાસે પીવાના પાણીની ટાંકી ૧૫૦ બેડાં પાણીમાય એવડી હોય છે. ભંડારમાં ખોરાકનો સામાન અને ખલાસીનો સામાન રહે છે. | Store નથી | બંગાળીમાં ભાંડાર શબ્દ છે. તે સાધારણ Storeના અર્થમાં વપરાય છે. વહાણ સાથે સંબંધ નથી |
| ૬ ફનો = | વહાણના આગલા ભાગમાં તેના ૧૦મા ભાગ જેવડો– એમાં લંગરનાં દોરડાં વગેરે સામાન રહે છે. | | |
| ૭ સઢ | સઢ આઠ જાતનાં છે: ૧. મોટું સઢ ૨. તેસરિયું, ૩. ફનેની, ૪. ચારગોસું, ૫. કલમ, ૬. કાનરો. ૭. તોક, ૮. દાંડનું સઢ | Sail | પાલ |

| | | | |
|---|---|---|---|
| ૮ કૂવો અથવા ડોળ | વહાણમાં વચમાં મોટા થાંભલા જેવું હોય છે તે. | Mast | માસ્તલ |
| ૯ પરમાણ અથવા પરબાણ | સઢને બાંધવાનું અને ચડાવવાનું લાકડું, કૂવા સાથે સંબંધ રાખી ઊંચું નીચું થઈ શકે છે. | | હવેના પારિભાષિક શબ્દોની માત્ર ગુજરાતી સમજૂતી જ આપી છે. |
| ૧૦ પઠાણ = | વહાણના તળિયાનું લાંબું લાકડું. | | |
| ૧૧ મહોરો = | આગલી મીલ. | | |
| ૧૨ પાછલી મીલ = | | | |
| ૧૩ ઝોડા = | વહાણનો ફરમો | | |
| ૧૪ પાછલો બતાનો = | | | |
| ૧૫ જાળી = | વાંકનું લાકડું | | |

૧૬ આંતરી = વહાણનો કિનારો

૧૭ કૂવાની તળી.

૧૮ વચલો મોટો આડો અને પાછલો આડો.

૧૯ ધામતકૂંડી = વહાણના તળિયામાં જે પાણી ભરાય તે આ કૂંડીમાં ભેગું થાય છે અને પછી ડોલચીથી ઉલેચી નાંખે છે.

૨૦ છત્રી = ભંડાર ઉપરનું છાપરું = cabin.

૨૧ ડગર = દોરડાં ખેંચવાનું સાધન. ૨૧અ ચરખી = સુકાન ભાડવવાની.

૨૨ સુકાન = વહાણને ફેરવવાનું યંત્ર; એને બંગાળીમાં પણ સુકાન કહે છે.

૨૩ કંપા = ગરગડી.

૨૪ વીણો = સુકાન ફેરવવા માટેનો દાંડો.

૨૫ વાવટાની દાંડ = વાવટો ચડાવવાનું લાકડું.

૨૬ ગાયમ = વહાણનો છેડો પાછલા ભાગમાં બાંધવાનો થાંભલો.

૨૭ કાવરાન = વધારે માલ ભરવો હોય–capacity વધારવાની હોય તો આંતરી ઉપર છૂટાં પાટિયાં ઊભાં મૂકે છે તે.

૨૮ ભરનું લાકડું = આગલા ભાગમાં કાતરાનું સઢ હંકારવાનું.

૨૯ ફુકાંટો અથવા માલમી હોકો=હોકાયંત્ર. દિશા બતાવવા માટે ગુજરાતમાં ઘણા પ્રાચીન કાળથી મચ્છીયંત્રથી પાણીની કૂંડીમાં તેલ ભરી ધાતુની માછલી નાંખી વહાણમાં દિશા જોતા. આ બાબતના ઉલ્લેખ છે.[૧૨૩]

૩૦ કમાન = માપ લેવા માટે સૂર્યની સાથે તેનો સંબંધ છે.

૩૧ મરૂદ = સીસાનું હોય છે અને પાણી કેટલું ઊંડું છે તે માપવા માટે અને તળિયે પથ્થર કાદવ રેતી કે કેવી જાતની જમીન છે તે અવાજ ઉપરથી પારખવાનું યંત્ર.

૩૨ લંગર = વહાણ અટકાવવાનું.

૩૩ ચોપડ = ચૂનો, તેલ અને ચરબીવાળા પદાર્થથી વહાણ રંગે છે તે.

૩૪ ગુડ = વહાણની સાંધ રૂ અને તેલની વાટ મૂકી પુરે છે તે.

૩૫ ચાંચિયા દરિયામાં લૂંટ કરનારા pirate જલદસ્યુ બંગાળી નામ સંસ્કૃત ઉપરથી ગોઠવેલું છે.

આ સિવાય જુદાં જુદાં દોરડાંનાં પણ લાત, હાંસરી, સાર, ચટા વગેરે ઘણી જાતનાં જુદાં નામો છે અને વહાણની અંદરનાં બીજાં છૂટાં સાધનો મછવા (life boats) હલેસાં વગેરેનાં નામો પણ છે.

ગુજરાતીમાં વહાણ ચલાવવા માટે ખાસ વાક્યો બોલાય છે તે આ પ્રમાણે છે:—

૧ ગોસરાખ = ચાલતા વહાણની ગતિ ધીમી પાડવી.

૨ દામણ ભીડ = વહાણને પવનની પાછળ ફેરવવા સુકાન ફેરવવું.

૩ દામણ તાણ = સઢની નીચેનો છેડો ખેંચવો.

૪ દામણ છોડ = છેડાને ઢીલા કરવા.

૫ હેરિયો = પવન ફરે ત્યારે સઢને ડાબી કે જમણી બાજુ ફેરવવું.

૬ માપ લેવું = માલ ચડાવવો કે ઉતારવો શરૂ કરવો.

૭ સોડપાડ = વહાણને મછવાની કે ડક્કાની બાજુમાં લઇ જવું.

૮ હાંજા હંકાર = સઢ ચડાવવો.

૯ બારગોસ તાણ = પરમાણ સાથે બાંધેલાં દોરડાંનો છેડો તાણવો.

૧૦ બારગોસ છોડ = અંદર નીરમ (બેલેંસ) મૂકવો.

આ પ્રમાણે વાક્યો વપરાય છે. ઘણા પારિભાષિક શબ્દો અને વાક્યો નાશ પામ્યાં હશે. આ શબ્દોમાં કેટલાંય વર્ષોથી કેટલીયે પરદેશી ભાષાના

---

૧૨૩: જુઓ Bom. Gaz. Vol. I, p. 493.

શબ્દોનાં મિશ્રણ થયાં હશે.[૧૨૪]

વહાણના અમલદારોનાં ગુજરાતી નામો કેટલાંક ગુજરાતી, અને કેટલાંક ફારસી અરબી ઉપરથી આવેલાં છે, તે આ પ્રમાણે છે:—

| ગુજરાતી | અંગ્રેજી | બંગાળી | નોંધ |
|---|---|---|---|
| ૧ નાખુદા | Ship's commander | પોતાધ્યક્ષ અથવા જાહાજેર સ્વામી | બંગાળી નામ સંસ્કૃત ઉપરથી બનાવેલું છે. નાખુદા ફારસી ઉપરથી છે. |
| ૨ ટંડેલ | Captain of the crew | નથી | શુદ્ધ ગુજરાતી લાગે છે. |
| ૩ માલમ | Pilot | જાહાજપરિચાલક | બંગાળી નામ સંસ્કૃત શબ્દો ગોઠવી બનાવેલું છે. માલમ અરબી મુસલીમ ઉપરથી છે. |
| ૪ સારંગ | Assistant Captain | નથી | ફારસી ઉપરથી |
| ૫ ભંડારી | Steward | નથી | ગુજરાતી |
| ૬ કરાણી | Ship's clerk | નથી | ગુજરાતી આ નામની અટકો હાલ ગુજરાતમાં છે. |

૧૨૪: આઇને અકબરીમાં આપેલાં અને તે ઉપરથી પ્રો. રાધાકુમુદે લીધેલાં વહાણના અધિકારીઓનાં નામો હાલ ગુજરાતમાં રૂઢ છે. પંજેરી, ગુમતી, નાખુદા, ખેસેલ એટલાં નામ હાલ જડતાં નથી. બંગાળીમાં શુદ્ધ બંગાળી નામ જુદાં હશે કે કેમ તે મારી પાસેના બંગાળી શબ્દકોશો ઉપરથી જણાતું નથી. ફક્ત સઢ અને ડોળને માટે બંગાળી જુદાં નામો જણાય છે. પ્રો. રાધાકુમુદે આઇને અકબરીમાંથી આપેલાં નામોમાંથી કોઈ નામ આગળ જણાવ્યા મુજબ હાલ શબ્દકોશોમાં દેખાતું નથી જ્યારે ગુજરાતીમાં આ મુજબ છે અને અબુલફઝલે ફારસી અરબી અને ગુજરાતી નામો એના ગ્રંથનું મીર બહેરી(Admiratly)નું પ્રકરણ લખવા લીધાં હોય એમ જણાય છે. અહીં આપેલા શબ્દોની સરખામણી માટે આ પ્રમાણે શબ્દકોશોનો ઉપયોગ કર્યો છે: ૧ ગુ. શબ્દાર્થ ચિંતામણિ, ૨ બેલસારીની ગુ. ઈ. ડિક્શનેરી, ૩ આપ્ટેની સંસ્કૃત ડિક્શનેરી, ૪ ગુજરાતી, ફારસી, અરબી શબ્દકોશ (ગુ.વ.સો.), ૫ સુબલચંદ્ર મિત્રકૃત બંગાળી અંગ્રેજી ડિક્શનેરી, ૬ સુર અને ડે કૃત અંગ્રેજી બંગાળી ડિક્શનેરી.

| | | | |
|---|---|---|---|
| ૭ ખલાસી | Crew | નાવિકદલ | |
| ૮ સુકાની | Helmsman | કર્ણધાર, માઝી | કર્ણધાર નામ સંસ્કૃત છે. |
| ૯ ખારવા | Sea man | નાવિક | બંગાળી નામો સીધાં સંસ્કૃત જ છે. |

આ શબ્દો ગુજરાતમાં રૂઢ છે. બંગાળમાં આને માટે યોજાતા શબ્દો ઘણે ભાગે સંસ્કૃતમાંથી બનાવેલા સમાસો છે. નાખુદા શબ્દ[૧૨૫] સંસ્કૃત અને ફારસીના મિશ્રણથી થયો છે એમ કોશકારો માને છે. માલમ શબ્દ અરબી મુસલીમ ઉપરથી અને સુકાની શબ્દ પણ અરબી ઉપરથી આવેલો છે. નાખુદા અને માલમ શબ્દો આગળ જોયું તેમ શ્રીપાળચરિત્રમાં (પંદરમી સદીમાં બનેલું) જણાય છે, તેથી તે રૂપમાં જ અરબ અને ઇરાની લોકોના સંસર્ગથી ગૂજરાતમાં વપરાતા હશે.[૧૨૬] બંદર શબ્દ ફારસીમાં છે એ આપણે છૂટથી વાપરીએ છીએ. આપણો શબ્દ બારું સંસ્કૃત દ્વાર ઉપરથી નીકળ્યો છે.[૧૨૭]

હવે આપણે ગુજરાતી ખારવા માટે કાંઇક જોઇએ. ગુજરાત, સૌરાષ્ટ્ર અને કચ્છના ખારવા પ્રાચીન કાળથી વખણાય છે. જાટ અને રજપૂત ખારવા ઘણા હોશિયાર હતા; અને એ જ્યારે ચાંચિયા હતા ત્યારે એમનો ત્રાસ આખા હિંદી મહાસાગરમાં હતો. ઘોઘાના ખારવા જાણીતા હતા અને એમનાં વખાણ ઓગણીસમી સદી સુધી પણ સંભળાય છે. [૧૨૮] કચ્છના

---

૧૨૫ : નાવ+ખુદા ઉપરથી નાખુદા શબ્દ થયો એમ કોશકારો લખે છે. સંસ્કૃત નૌ ફારસીમાં જઇ ત્યાંથી નાખુદા શબ્દ બનીને આવ્યો છે. મદ્રાસના કિનારાના શબ્દો સરખાવવા માટે મને સાધન આ લખતી વખતે મળી શક્યું નથી.

૧૨૬ : કેટલાક સંસ્કૃત શબ્દો ગુજરાત દ્વારા કે બીજી કોઈ રીતે ઈરાન અરબસ્તાનમાં ગયા હશે, અને ઈરાન અરબસ્તાનના શબ્દો ગુજરાતમાં આવ્યા હશે, એટલે નાખુદા, માલમ વગેરે શબ્દો પ્રથમ કોના તે કહેવું મુશ્કેલ છે. શકુન શબ્દ સંસ્કૃતમાં હોવા છતાં ફારસીમાં શકન શબ્દ છે તે ઉપરથી ગુજરાતીમાં સકન શબ્દ આવ્યો છે એમ કહેવાય છે. કયો શબ્દ કઈ ભાષામાંથી ક્યાં ગયો તે ખરું તો ભાષાશાસ્ત્રીઓ જાણે. પરંતુ શકનની પેઠે માલમ–નાખુદા વગેરે શબ્દો પણ પ્રથમ કોના તે ઉપર કાંઇક પ્રકાશ પડવો જોઇએ.

૧૨૭ : દ્વારિકા એ દ્વારવતી એટલે દરવાજાવાળી નગરી એમ માનવા કરતાં સમુદ્રનું બારું કે દ્વાર–સમુદ્ર એમ માનવું વધારે યોગ્ય છે. દ્વારકાને ટોલેમી Barike કહે છે તે આ વાતને બંધ બેસે તેવું છે.

૧૨૮ : "Its seamen, called Ghogharees, the descendants of the navigators fostered by the kings of Anhilwad still maintain their ancient reputation and form the best and most trusted portion of every Indian crew that sails the sea under the flag of England."

(Ras Mala, p. 245)

ખારવા હાલ પણ હિંદુસ્તાનમાં સર્વેથી સારામાં સારા ગણાય છે. ઓગણીસમી સદીની શરૂઆતમાં તો કચ્છના ચાંચિયાઓએ ઇસ્ટ ઇન્ડિયા કંપનીને પણ ત્રાસ આપેલો અને તેમની સામે મુંબઇથી કાફલો મોકલવો પડેલો. આ બાબતમાં માંડવી બંદરના અધિકારી–શિવરાજ હંસરાજ–નું નામ ઇતિહાસમાં જાણીતું છે.[૧૨૯]

ગુજરાતી ખારવાની સામાજિક સ્થિતિ પણ જાણવા જેવી છે. હાલ સૌરાષ્ટ્રમાં ખારવાની જાતો ઘણી છે. રજપૂત ખારવા હિંદુ છે, અને મૂળ રજપૂતોની સોલંકી, સોઢા, સોરઠિયા, ચોહાણ, ઝાલા, સોનેરી, જેઠવા, પરમાર, ગોહેલ, રાઠોડ, જાડેજા, ચુડાસમા, ચાવડા વગેરે અટકો તેમનામાં મળી આવે છે. હિંદુ ખારવા ઘણા પ્રામાણિક ગણાય છે અને વેપારીઓ તેમનામાં વધારે વિશ્વાસ રાખે છે. વેરાવળ, માંગરોળ અને પોરબંદરના હિંદુ ખારવાઓની આંટ ઘણી સારી છે. હિન્દુ ખારવાઓમાં કોળી, કોડી અને માછી લોકો પણ હોય છે. સુરત બાજુના કિનારે માછી લોકોની વસ્તી વધારે છે. બીજા બધા સૌરાષ્ટ્રને કિનારે રહે છે.

મુસલમાન ખારવાઓમાં કાબાવતિયા નામના ખારવા છે; અને પટણી, ભાડેલા, વાઢેર, વાઘેર, એવાં ઉપનામો પણ મુસલમાન ખારવાઓમાં કહેવાય છે. હિંદુ કરતાં મુસલમાન ખારવાની વસ્તી ઓછી છે. હિંદુ–મુસલમાન દરેક ખારવા વહાણ ચલાવવામાં ઘણા હોશિયાર હોય છે. માછી લોકો લાંબી મુસાફરીમાં કામ લાગતા નથી. લાંબી મુસાફરીમાં માર્ગદર્શક–માલમ તરીકે હોશિયાર રજપૂત ખારવા જ કામ કરી શકે છે અને એ અરબી સમુદ્ર અને હિંદી મહાસાગરના સારા ભોમિયા છે.

હિંદી ખારવા ગુજરાતી ભણેલા હોય છે. કેટલાક થોડો થોડો વેપાર કે વેપારીની નોકરી કરી શકે છે; અને નામું પણ જાણે છે. ઘણા મજૂરી પણ કરે છે. એમની સ્ત્રીઓ પણ નવરી નથી રહેતી, અને નાળિયેરનાં છાલાંમાંથી સીંદરી, સૂંથો વગેરે ચીજો બનાવવામાં અને બીજા ઘરગથુ ઉદ્યોગોમાં વખત ગાળે છે. આખી જાત બહુ મહેનતુ છે. કેટલાક ખારવા માછલી પકડવાનો ધંધો પણ કરે છે. પરંતુ અગિયારસ, અમાસ, પાંચમ, ચૌદશ અને બીજા હિંદુ તહેવારોએ માછલાં પકડતા નથી અને નદીઓમાં માછલાં મારતા નથી, એટલી ધર્મભાવના એમનામાં રહી છે.

આ પ્રમાણે આપણે જોયું કે ગુજરાતનું વહાણવટું તેની દરેક શાખામાં

---

૧૨૯: જુઓ, Burgess' History of Cutch, p. 164.

શુદ્ધ રીતે ચાલુ રહી શકયું છે. હવે એની એક ખાસ અગત્યની શાખા જોઈએ.

હિંદુસ્તાનમાં વીમાનું કામ ક્યારથી અને કેવું ચાલતું હતું એ કહેવું મુશ્કેલ છે. વીમો શબ્દ ફારસી બીમહ ઉપરથી નીકળ્યો છે. પણ એ વાદગ્રસ્ત છે. ગુજરાત અને ઈરાન અરબસ્તાનના કિનારાના ગાઢ સંબંધ જોતાં ગુજરાતથી એ શબ્દ ત્યાં ગયો હશે કે ત્યાંથી ગુજરાતમાં આવ્યો હશે તે તો ભાષાશાસ્ત્રીઓ જાણે. વહાણવટાના ઇતિહાસમાં દરિયાઇ વીમો (Marine Insurace) એ ખાસ અગત્યની વાત છે. પ્રો. રાધાકુમુદ ખારવાઓની ભૂલથી વહાણને કે માલને નુકસાન પહોચે તો તેનો બદલો વહાણ કે માલના માલિકને ખારવાઓ આપે એવું મનુસ્મૃતિમાં લખાણ છે તેને વીમો કહે છે.[૧૩૦] તે સિવાયઙ દરિયાઇ વીમા માટે એમના પુસ્તકમાં ઉલ્લેખ નથી. આસ્માની સુલતાનીનું જોખમ લે ત્યારે જ વીમો કહી શકાય; ભૂલ હોય તો ભૂલ કરનાર ભરી આપે એ વીમો નહિ અને વેપારમાં એવું ચાલી શકતું નથી. હિંદુસ્તાનના બીજા પ્રાંતોમાં વીમો અને ખાસ કરીને દરિયાઇ વીમો હશે કે કેમ તે કહી શકાય તેમ નથી, પરંતુ ગુજરાતમાં વીમાનું કામ જૂના વખતથી ચાલતું હતું અને હાલ લિમિટેડ વીમા કંપનીઓ નીકળ્યા છતાં અસલની રીતે ચાલે છે, અને ગુજરાતી સાહિત્યમાં વીમા માટે શબ્દો છે એ ઉપરથી ગુજરાત વીમામાં અને ખાસ કરીને દરિયાઇ વીમામાં પણ અગ્રસ્થાને હશે, એમ નિશ્ચયપૂર્વક માની શકાય છે.[૧૩૧]

વિલાયતમાં દરિયાઇ વીમો અઢારમી સદીની શરૂઆતના અરસામાં લોઇડ્ઝની રેસ્ટોરાંમાં ખારવા ભેગા થતા તેમાંથી જન્મ્યો છે. આપણે ત્યાં ક્યારે જન્મ્યો તે જાણવાને સાધન નથી; પણ એ સદીમાં સારી રીતે ચાલતો તે ઉપરથી ઘણા વખતથી ચાલુ હશે એમ અનુમાન કરવું પડે. લિમિટેડ કંપનીઓના જન્મ પહેલાં જૂના વખતમાં એક અગર વધારે વેપારીઓની ભાગીદારીવાળી પેઢીઓ પોતાની રીતે દરિયાઈ વીમો કેવી રીતે ઉતારતી એ જાણવા જેવી વાત છે. ચાંચિયાના ત્રાસને લીધે ગુજરાતમાં દરિયાઇ વીમાનો જન્મ થયો છે એમ કહેવાય છે[૧૩૨] કચ્છ, સૌરાષ્ટ્ર, ઘોઘા અને ધોલેરા બંદરોએ દરિયાઇ વીમો ઉતારવાના ઘણા ઉલ્લેખો મળે છે. ઘોઘા ધોલેરામાં ઓગણસમી સદીના છેલ્લા પાદ સુધી દેશી રીતે વીમો

૧૩૦: જુઓ, Indian shipping p. 61.
૧૩૧: ગુજરાત સર્વ સંગ્રહ: પૃ. ૨૪૭.
૧૩૨: ગુજરાત સર્વ સંગ્રહ: પૃ. ૨૪૭.

ઊતરતો હતો, અને સૌરાષ્ટ્રમાં હજી પણ ઊતરે છે. આ વીમાની બે રીત છે: એક અવંગ કહેવાય છે અને બીજી વીમો કહેવાય છે. આમાં વીમો ઉતારનાર ઉતરાવનારને થોડી રકમ બહાનાની આપે છે. માલ સહીસલામત પહોંચે તો તેનાં નાણાં છ આનાની તેરીખે પાછાં મળે છે. વીમાનું જોખમ માલ ચડે ત્યારથી શરૂ થાય છે તે માલ ધણીને સહીસલામત પહોંચે ત્યાં-સુધી રહે છે. જોખમ કેવું, અને ક્યાં સુધી, અને કેટલું રાખવું તેને માટે નિયમો છે. વીમાનો દર ઋતુ ઉપર આધાર રાખે છે, એટલું હાલની લિમિ-ટેડ વીમા કંપનીઓથી જુદું હોય, તે દેશી વહાણોની બાબતોમાં સ્વાભાવિક છે. દરિયામાં તોફાનના વખતમાં દર વધારે હોય છે. માલને નુકસાન થાય તો તેની ખરી કિંમત અંકાવી તેના ૮૭થી ૯૦ ટકા જેટલું ભરી આપે છે.[૧૩૩] આ બાબતમાં ઘણા ઝીણા ઝીણા જાણવા જેવા અને ગુજરાતી વેપારીઓની ઝીણવટ અને હોશિયારી સિદ્ધ કરે એવા નિયમો છે, અને એ બધા અત્રે આપીએ તો વિસ્તાર બહુ વધે. વીમાની નુકસાની ઠરાવવા અને ઝઘડો પડે તો પતવવાના નિયમો પણ છે.[૧૩૪] મહાજન અને પંચથી ઘણા વાંધાના નિકાલ થતા. મહાજન તરફથી બંદર ઉપર છ માણસો નિમાય છે અને રાજસત્તા પણ તેમનો નિર્ણય કબૂલ રાખે છે.[૧૩૫] માલધણી અને વીમો ઉતારનાર વચ્ચેના વાંધા બીજાં બંદરોએ એ બન્નેના આડતિયાઓ મળીને પતાવે છે. દરિયાઈ વીમા ખાલી વહાણના અને માલના પણ ઊતરે છે. સ્ટીમરમાં ચડતા માલ કરતાં વહાણમાં ચડતા માલના વીમાના દર વધારે હોય છે, પરંતુ હાલ સૌરાષ્ટ્રમાં દેશી પેઢીઓની અંદર અંદરની હરી-ફાઇથી વીમાના દર ઊતર્યા છે. દેશી રીતે વીમો ઉતરાવનારને કેટલીક સગ-વડો ખાસ મળે છે. એમાં ખાસ કરીને નુકસાનીના દાવા પતાવવામાં અંગ્રેજી રીતના વીમા કરતાં વિલંબ ઓછો થાય છે. વીમો ઉતારનાર પેઢીઓની સાખ ઘણી સારી હોય છે, અને વીમાની નુકસાનીનો દાવો વગર હરકતે તુરત પતાવવામાં એ પેઢીઓ પોતાની ખરી આબરૂ સમજે છે. હાલ દેશી વીમાની ચિઠ્ઠીઓ(policies)માં જૂના વખતની ચિઠ્ઠીઓ કરતાં સહેજ સુધારો થયો છે, પરંતુ અંગ્રેજી વીમા જેટલી તેમાં ખટપટ નથી. દરેક વીમો દલાલ

૧૩૩: ગુજરાત સર્વ સંગ્રહ: પૃ. ૨૪૭–૨૪૮.

૧૩૪: ગુજરાત સર્વ સંગ્રહ: પૃ. ૨૪૭–૨૪૮.

આ શરતો અંગ્રેજી પોલીસીની સરતો કરતાં સાદી, સરળ અને કાયદાની દૃષ્ટિથી જરા પણ ઊતરતી નથી.

૧૩૫: ગુ. સ. સં. પૃ. ૨૪૮.

મારફતે જ ઊતરતો અને હાલ પણ તેમ જ ઊતરે છે. પારસીઓમાં વીમા-દલાલની અટક જોવામાં આવે છે. જૂના વખતના વીમાની ચિઠ્ઠી(policy)-નો એક નમૂનો નીચે મુજબ છે:—

૪૦૦॥૭૪॥ ૦૪()

વાણ સિકંદર ટંડેલ. લાલજી વેલજી ધણી સા. કરમચંદ મીથા વારો અત્રેથી માલ રૂ ગાઠરી ૧૦૦) સા. સોમચંદ મીથાની ભરી શ્રી મુંબાઈ રવાના થવાનો વીમો ગાઠરી ૧ની ખાડી ૧ના હીસાબે ખાડી ૧૦૦) દા. રૂ. ૧૦૦) લેખે રૂા. ૧૦૦૦૦)નો વીમો દા. ટકા ૦। લેખે આસામી વાર નીચે લખા મુજબ રાખ્યો છો. નુકસાનીમાં વીમો ટકા ૯૦ના હિસાબે માંદેલ છે. સં. ૧૯૩૨ ના.

અતર મતું

દેશી રીત મુજબ જૂના વખતના વીમાના અને હાલ સૌરાષ્ટ્રમાં ઊતરતા વીમાના નિયમો ઘણા છે. ટૂંકામાં, દેશી રીતે હાલ પણ વીમો ઊતરી શકે છે અને વીમાની આવી શુદ્ધ દેશી રીત જૂના વખતથી ચાલી આવે છે અને હાલ પણ ચાલે છે, તે ગુજરાતી વેપારને અને સાહસને ખાસ ગૌરવની વાત છે. હિંદના કોઈપણ પ્રાંતમાં દરિયાઇ વીમાની આવી દેશી રીત ચાલતી હોય એમ જાણ્યામાં નથી.

આપણે આગળ જોયું તેમ હાથનું કામ થોડું થોડું ચાલ્યા છતાં નવા સમય પ્રમાણે કાપડ સૂતર બનાવવાનું કામ ગુજરાતે જ આગળ પડીને પહેલું કર્યું, અને વહાણવટું પણ જૂની રીતે જાળવી રાખ્યા છતાં નવી સ્ટીમરોની રીતે ગુજરાતે ચાલુ કર્યું છે, તેમ આ દરિયાઈ વીમાની પ્રવૃત્તિ પણ ગુજરાતે બાકી રહેવા દીધી નથી. આ છેલ્લા દસકામાં અનેક વીમા કંપનીઓ હિંદમાં નીકળી તેમાં યુરોપિયન કંપનીઓ સાથે ખરી ટક્કર ગુજરાતી કંપની-ઓએ જ લીધી છે. અને દરિયાઈ વીમાનું કામ પણ દેશી કિનારા અને આફ્રિકાના વેપારનું હાથમાં લીધું હોય તો ગુજરાતી વીમા કંપનીઓએ જ લીધું છે. આજ દરિયાઈ વીમાનું કામ ન્યૂ ઇન્ડિયા, વલ્કન, જ્યુપિટર, યુનિવર્સલ, બ્રિટિશ ઇન્ડિયા વગેરે ગુજરાતીઓના વહીવટની અને મોટે ભાગે દેશી મૂડીથી ઊભી થયેલી કંપનીઓના હાથમાં છે.

આ પ્રમાણે ગુજરાતના વહાણવટાનું પુરાતત્ત્વ અને વર્તમાનત્વ આપણે જોયું, એટલે ભવિષ્યત્વ ઉપર જરા વિચાર નાખી આ લેખ સમાપ્ત કરીશું.

કોઈપણ દેશની ચડતી અને સમૃદ્ધિનો આધાર તેના આયાતનિકાશના વેપાર ઉપર છે. આ વેપાર માટે પોતાનાં જ વેપારી વહાણો (Mercantile marine) કે સ્ટીમરો, પોતાની જ વીમા કંપનીઓ અને પોતાની જ બેંકો હોય તે દેશ વધારે ત્વરાથી આગળ વધે છે. હિંદુસ્તાનમાં આટલું ગુજરાતે પ્રમાણમાં ઠીક રીતે સિદ્ધ કર્યું છે. પાશ્ચાત્ય દેશોની સાથે આ સરખામણી કરવાની નથી, પરંતુ આદર્શ તો પાશ્ચાત્ય દેશોનો રાખી આપણું સ્વભાવસિદ્ધ વેપારીતત્ત્વ જ ખીલવવાનો છે. હાલની સ્થિતિમાં ગુજરાતી વેપારીઓ ગુજરાત અને બૃહદ્ ગુજરાતમાં એકસંપ કરી, સરકારની મદદ પણ ગમે તે રીતે મેળવી, ખંતથી પ્રયત્ન ચાલુ રાખે તો ગુજરાતનું વહાણવટું નવી અને જૂની બન્ને રીતે ખીલે અને તેને લગતી દરેક શાખા અને વેપાર પણ ખીલે. હાલ સૌરાષ્ટ્રમાં બેડી, ઓખા, પોરબંદર, વેરાવળ, અને કચ્છમાં માંડવી બંદરોનો વેપાર વધતો જાય છે. સૌરાષ્ટ્રના રાજાઓએ પોતાનાં બંદરો ખીલવવાનું ધ્યાનમાં લઈ ખૂબ પ્રયત્ન કરવા માંડ્યો અને પરિણામે મુંબઈ કરાંચી આદિના વેપારીઓ અને વેપાર આકર્ષાઈને જામનગર વગેરે બંદરે આવવા લાગ્યો. મુંબઈને લીધે બ્રિટિશ ગુજરાતમાં તો બંદર ખીલવવાની પ્રવૃત્તિ સરકાર કરે તેમ નથી. સૌરાષ્ટ્રનાં બંદરોની પણ હજી આ શરૂઆત છે, એટલે ભવિષ્યમાં કેટલાં વધશે તે કહેવાય નહિ. પરંતુ એ એટલું તો સિદ્ધ કરે છે કે ગુજરાત એકસંપથી ધારે તો પોતનું ગયેલું વહાણવટું અને દરિયાઈ વેપાર પ્રથમ જેટલા પ્રમાણમાં હાથ કરી શકે. દરિયાઇ વેપાર તો આજ પણ ઘણો છે, પણ તે પરદેશી સ્ટીમરો દ્વારા થાય છે. ગુજરાતમાં બંદરો ખીલે અને અરબી સમુદ્રના કાંઠાનો બધો વેપાર ગુજરાતી સ્ટીમરો દ્વારા થાય તો વેપારને ઉત્તેજન મળવા ઉપરાંત પરદેશી મૂડીથી થયેલી રેલવેઓ જે નાણું ઘસડી જાય છે તે બચે અને પરદેશી સ્ટીમરોમાં જતું નાણું પણ બચે અને નૂરમાં પણ બચાવ થાય. મુંબઇથી મદ્રાસ અને કલકત્તા ચડતી કાપડ સૂતરની ગાંસડીઓનો દાખલો લઇએ તોપણ આ નૂરમાં કેટલું બચે તે સમજી શકાશે. મુંબઇથી ૩૦૦ થી ૪૦૦ રતલની કાપડ કે સૂતરની ગાંસડીનું રેલવેમાં કલકત્તા સુધીનું નૂર રૂ. ૧૫ થી ૧૮ આવતું અને મદ્રાસ સુધીનું રૂ. ૯ થી ૧૦ આવતું.*

* આ નૂરમાં હાલમાં કાંઈ ફેર પડચો હશે.

સ્ટીમરમાં કલકત્તા માટે ખાસ દરથી ગમે તે વજનની ગાંસડી રૂા. ૩ામાં સ્ટીમર કંપની લઇ જતી અને મદ્રાસના પણ ત્રણેક રૂપિયા જ આવતા.

અમદાવાદથી ખંભાતનો કિનારો અને ધોલેરા ૬૦ માઇલથી વધારે દૂર નથી. એ કિનારે અમદાવાદ માટે બંદર ઉઘાડવામાં આવે તો અમદાવાદના મિલઉદ્યોગને ઘણી સગવડ પડે. અમદાવાદની મિલોનો માલ ઇરાન, આફ્રિકા, મલબાર, મદ્રાસ, સિલોન, સિંગાપુર, ચીન, કલકત્તા અને રંગૂન સ્ટીમર કંપની સાથે ખાસ સગવડ કરવાથી સસ્તામાં જઇ શકે અને તે તે જગ્યાએથી ગુજરાત માટે ખાંડ, ચોખા, કોલસા, કંતાન, થેલા વગેરે સસ્તામાં લાવી શકે. ગુજરાતી સ્ટીમર કંપની હોય અને હરીફાઇ કરે તો વળી વધારે સસ્તું પડે અને દેશને બેવડો લાભ થાય. એવા કોઈ બંદર સુધી અમદાવાદથી ખાસ રેલવે થાય અથવા હાલની ધંધુકા અગર ખંભાતની રેલવેને બંદર સુધી લંબાવે તોપણ મુંબઇ થઇને ચડતા માલ કરતાં સસ્તું પડે. દેશી કિનારાના વેપાર ઉપરાંત પરદેશી માલ પણ મધ્ય અને પૂર્વ ગુજરાત અને માળવા માટે અમદાવાદના એ ભાવી બંદરે આવી શકે; અને અમદાવાદની મિલોને સ્ટોર વગેરે પણ સસ્તું પડી શકે. આ આશાઓ સફળ થવી અશક્ય તો નથી, છતાં ભવિષ્યનાં સ્વપ્નાંમાં ન પડતાં એટલું જ ઇચ્છીશું કે હાલની સ્થિતિને સુવ્યવસ્થિત કરીને ગુજરાતીઓ–કચ્છ–સૌરાષ્ટ્ર—ગુજરાત–મુંબઇ અને મહાગુજરાતના સમસ્ત ગુજરાતીઓ પોતાના અદ્‌ભુત ઇતિહાસ તરફ સહેજ નજર કરીને, ધીમે ધીમે આગળ વધે, અને પ્રાચીન કાળથી ચાલ્યો આવેલો વહાણવટાનો આવો મહાન ઉદ્યોગ નવી પદ્ધતિથી જોરમાં ચાલુ કરે તો દેશને માટે સુંદર ભવિષ્ય સામું ઊભું છે. અને દરિયાઈ વેપારથી પ્રાપ્ત થયેલી લક્ષ્મી પવિત્ર છે. વાણિયાએ સમુદ્રના વેપારથી મેળવેલી લક્ષ્મીને શાંતિપર્વમાં કર્મ અને વિજ્ઞાનથી મળતા મોક્ષ સાથે સરખાવી છે તે સત્ય જ છે.‡ ગુજરાત એની પ્રાપ્તિને માટે ઉન્માદરહિત પ્રયત્ન કરે તો ભવિષ્ય ઊજળું જ છે.

---

‡ જુઓ. वणिक् यथा समुद्राद्वै यथार्थं लभते धनम् ।
यथा मर्त्यार्णवे जन्तोः कर्मविज्ञानतो गतिः ॥ (મહાભારત–શાંતિપર્વ.)

હાલ પણ ઘણા લોકો ચોપડાપૂજન વખતે ચોપડામાં પોતાના ઇષ્ટદેવ અને બીજા દેવોની સાથે "શ્રી રત્નાકર મહાસાગરની કિરપા ઘણી હજો." એમ લખે છે તે અસલથી દરિયાઈ વેપારનું સૂચન છે.

આ લેખ તૈયાર કરવામાં જે જે ગ્રંથોમાંથી સીધા આધાર લીધા છે તથા જે ગ્રંથોની નોંધોના આધાર લીધા છે તે દરેક પાને નીચે નોંધમાં જણાવ્યા છે. તે ઉપરાંત "ન



ગ્રંથોની કેટલીક વિગત આચાર્યશ્રી જિનવિજયજીએ બતાવી છે તથા હાલના વહાણવટાના શબ્દો તથા બાંધકામને લગતી વિગત તથા વહાણની છબી રા. રા. કૃષ્ણલાલ સી. ધ્રુવે આપેલી છે, તથા સુરત બાજુના કિનારાની હકીકત રા. અંબાલાલ ઉદયશંકરે આપેલી છે, તે સર્વનો હું અંતઃકરણપૂર્વક આભાર માનું છું.

**નોંધ–સિલોન**

આ લેખ પૂરો કર્યા પછી મારા એક મિત્રે તા. ૨૬ જૂન ૧૯૨૬ના Indian Daily Mailમાં આવેલા એક લેખ તરફ મારું ધ્યાન ખેચ્યું. એ લેખ સિલોનની Historical Association આગળ મિ. મેન્ડિસ (G. C. Mendis) નામના ગૃહસ્થે "Ancient routes from North India to Cylone" એ વિષય ઉપર વાંચ્યો હતો. એમાં વિજયે સિલોન જીત્યું વગેરે મહાવંશવાળી આખ્યાયિકા ઉપર ઠીક પ્રકાશ પાડચો છે, અને વિજય હિંદુસ્તાનને પશ્ચિમ કિનારેથી નીકળ્યો હતો (ગુજરાતને કિનારે) એમ જણાય છે. "On the other grounds too the Mahavansha account is unsatisfactory: According to it the parents of Vijaya's Grandmother were a king of Vanga (Bengal) and a princess of Kelinga. Vijaya's father refused to accept the throne of Vanga, and ruled over the land of his birth, Lala with Sinhapur as his capital. The writer of the Mahavansha seems to have been under the impression that Lala was a place close to Bengal. But Lala is identified with Lata, modern Gujarat which is over a thousand miles away from Bengal. In was the town of Sihor which might have been meant by Sinhapur. In the account of the voyage southward Vijaya is said to have landed at Surparaka, modern Sopara in the Thana district of Bombay. This shows that by Lala Gujarat was meant rather than a place near Kalinga."

એ લેખક આગળ પ્રો. રાધાકુમુદે લીધેલા રાજવલ્લીય ગ્રંથના આધાર જણાવીને તે મુજબ પણ વિજય બંગાળથી વહાણમાં બેઠો ન હોય એમ જણાવે છે. એટલે વિજય ગુજરાતથી અને તે પણ સિંહપુર-સિહોર-આગળથી વહાણમાં બેઠો એમ આપણે આગળ જોયું તે વાતને ટેકો મળે છે.